મોરબી-અમદાવાદ
ચાતુર્માસ

# શ્રી જવાહિર વ્યાખ્યાન સંગ્રહ

## પુસ્તક ત્રીજું

: પ્રકાશક :
શ્રી મહાવીર જૈન જ્ઞાનોદય સોસાયટી
રાજકોટ.

# શ્રી જવાહિર વ્યાખ્યાન સંગ્રહ

## પુસ્તક ત્રીજું



શ્રીમદ્ જૈનાચાર્ય

પૂજ્ય શ્રી જવાહિરલાલજી મહારાજશ્રીનાં

વ્યાખ્યાનોનો શુભ સંગ્રહ



## સમ્યક્ત્વ પરાક્રમ–બોલ ૨૮ થી ૭૩

અને

## સતી અંજના ચરિત્ર




: પ્રકાશક :

શ્રી મહાવીર જૈન જ્ઞાનોદય સોસાયટી

રાજકોટ

કિંમત રૂા. ૨–૦–૦

: પ્રકાશક :
શ્રી મહાવીર જૈન જ્ઞાનોદય સોસાયટી તરફથી
ચુનીલાલ નાગજી વોરા
રાજકોટ

પ્રથમાવૃત્તિ
વિક્રમ સંવત્ ૧૯૯૭



પ્રત ૧૧૦૦
વીર સંવત ૨૪૬૭

મુદ્રક :
કેશવલાલ સાંકળચંદ શાહ
ધી વીરવિજય પ્રિન્ટીંગ પ્રેસ
સલાપસ ક્રોસરોડ
અમદાવાદ

# પ્રસ્તાવના



જૈનસમાજના ગૌરવસમા સુપ્રસિદ્ધ જૈનાચાર્ય પ્રતાપી પૂજ્યશ્રી જવાહિરલાલજી મહારાજશ્રીએ સંવત્ ૧૯૯૨ માં સૌરાષ્ટ્રની રસભૂમિમાં પદાર્પણ કરી રાજકોટ, જામનગર, મોરબી અને અમદાવાદના ચાતુર્માસોમાં ચાર વર્ષ સુધી અમોઘ અમૃતવાણીની વર્ષા વરસાવી સુકાઈ જતાં ધર્માંકુરોને નવપલ્લવિત કરી સૌરાષ્ટ્ર ઉપર મહદ્ ઉપકાર કર્યો છે. એ ઉપકાર ચિરસ્મરણીય રહેશે.

'શ્રી જવાહિર વ્યાખ્યાન સંગ્રહ'ની આ સંકલના પણ પૂજ્યશ્રીની વ્યાખ્યાનવાણીની પ્રસાદીનું જ પરિણામ છે. પૂજ્યશ્રી પોતે શાસ્ત્રવિશારદ અને પ્રખર વ્યાખ્યાતા છે. તેમની પ્રતિભાશાળી વ્યાખ્યાનશૈલીથી જૈન-જૈનેતર અનેક વિદ્વાનો આકર્ષાયા છે. તેમની વ્યાખ્યાનશક્તિની સાથે સૂત્ર-સાહિત્ય તથા અનુભવજ્ઞાનનો સુંદર સુમેળ થયો હોવાથી તેમનું વ્યાખ્યાન એટલું સારગર્ભિત અને રોચક થાય છે કે જે જનસાધારણ તથા વિદ્વાનોને સમાન રોચક અને પથ્ય બને છે. પ્રસ્તુત પુસ્તકમાં સંગ્રહિત થએલાં વ્યાખ્યાનો ઉપરથી તેમની પ્રતિપાદનશક્તિ, સુવ્યવસ્થિત ક્રમિક વ્યાખ્યાનશૈલી તથા સૂત્ર-સિદ્ધાન્તની વિદ્વત્તાનો પૂરેપૂરો પરિચય મળી શકશે.

રાજકોટ ચાતુર્માસમાં પૂજ્યશ્રીએ શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના ૨૦ મા અધ્યયનમાંથી 'અનાથી મુનિ'નો શાસ્ત્રીય અધિકાર અને 'સુદર્શન શેઠ'નો અધિકાર વર્ણવ્યો હતો. અને સંવત્ ૧૯૯૩ ના જામનગર ચાતુર્માસ દરમ્યાન શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના ૨૯મા 'સમ્યક્ત્વ-પરાક્રમ' નામક અધ્યયનના ૧ થી ૨૭ સુધીના બોલ ઉપર તેમજ મહાસતી 'મયણરેહા'ના આદર્શ ચરિત્ર પરત્વે પોતાની ઓજસ્વિની વાણીદ્વારા ક્રમિક વ્યાખ્યાનો ફરમાવેલ હતાં.

આ પ્રમાણે રાજકોટ અને જામનગરના ચાતુર્માસના શાસ્ત્રીય વ્યાખ્યાનો 'શ્રી જવાહિર વ્યાખ્યાન સંગ્રહ-પ્રથમ પુસ્તક (રાજકોટ ચાતુર્માસ)' તથા 'શ્રી જવાહિર વ્યાખ્યાન સંગ્રહ-દ્વિતીય પુસ્તક (જામનગર ચાતુર્માસ)' એ નામથી બે બૃહત્ પુસ્તકો દ્વારાએ આ સોસાયટી તરફથી પ્રકાશિત કરવામાં આવ્યાં છે; આ પુસ્તકોનો હિંદ તેમજ બહારના દેશોમાં બહોળો પ્રચાર અને ભારે સત્કાર થતાં અમોને મળેલાં પ્રોત્સાહનના પરિણામે આ 'શ્રી જવાહિર વ્યાખ્યાન સંગ્રહ તૃતીય પુસ્તક (મોરબી-અમદાવાદ ચાતુર્માસ)' પ્રસિદ્ધિમાં મૂકતાં અત્યન્ત આનંદ થાય છે.

આ તૃતીય પુસ્તકમાં મોરબી-ચાતુર્માસમાં સમ્યક્ત્વ-પરાક્રમ નામક અધ્યયનના ૨૭ બોલથી ૪૫ બોલ ઉપર તથા અમદાવાદ ચાતુર્માસ દરમ્યાન ૪૬ બોલથી ૭૩ બોલ ઉપર પૂજ્યશ્રીએ જે શાસ્ત્રીય વ્યાખ્યાનો ફરમાવેલ હતાં તેનો, તથા અમદાવાદ ચાતુર્માસ દરમ્યાન મહાસતી અંજના ચરિત્ર ફરમાવેલ તેનો સંગ્રહ કરવામાં આવ્યો છે. આ પ્રમાણે આ પુસ્તક દ્વારાએ શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના ૨૯મા સમ્યક્ત્વ પરાક્રમના ઉપયોગી અધ્યયન ઉપરના વ્યાખ્યાનોનો સંગ્રહ પૂર્ણ થાય છે.

પ્રભુપ્રાર્થના એ પૂજ્યશ્રીનો પરમપ્રિય વિષય છે. આધ્યાત્મિક વિકાસ સાધવા અને જીવનને પ્રભુમય બનાવવા માટે પ્રાર્થના એક અમોઘ સાધન છે. અને તેથી પૂજ્યશ્રી હમેશાં

વ્યાખ્યાનના પ્રારંભમાં શ્રી વિનયચંદ્રજી કુંભટકૃત ભાવપૂર્ણ ચતુર્વિંશતિ જિનસ્તવન ઉપર હૃદયસ્પર્શી મૌલિક વિચારો દ્વારા સચોટ ઉપદેશ આપી પ્રભુભક્તિ તરફ જનતાને દોરવા પ્રયત્નશીલ રહેતા હતા અને આ પ્રભુ-પ્રાર્થનાનું મહત્ત્વ સમજાવતા હતા. આ પુસ્તકમાં વ્યાખ્યાનના અગ્રભાગમાં આ પ્રાર્થનાની બે જ કડીઓ આપવામાં આવેલી છે પરંતુ પૂજ્યશ્રી તો તીર્થંકર પ્રભુની આખી પ્રાર્થના લલિતસ્વરે ગાઈ સંભળાવતા અને તેમાંના કોઈ એક ભાવપૂર્ણ વિષય પરત્વે હૃદયસ્પર્શી વિવેચન કરતા. એટલા માટે સુજ્ઞ વાચકો વ્યાખ્યાનનું વાંચન શરૂ કરે તે પહેલાં પરિશિષ્ટમાં આપેલી જિન-સ્તુતિમાંથી તે તીર્થંકર પ્રભુનું આખું સ્તવન સર્વ પ્રથમ સંપૂર્ણ વાંચી જાય અને ત્યારબાદ પૂજ્યશ્રીએ વ્યક્ત કરેલ ગહન વિચારોનું મનન કરી જીવનને સફલ બનાવવાનો પ્રયત્ન કરે એવો અમારો સાગ્રહ અનુરોધ છે.

વ્યાખ્યાનના શાસ્ત્રીય વિષય તરીકે 'સમ્યક્ત્વ-પરાક્રમ' નામક અધ્યયનનું માહાત્મ્ય બતાવતાં ખુદ સૂત્રકાર ફરમાવે છે કેઃ—

"શ્રમણ ભગવાન મહાવીરે જે અધ્યયન પ્રરૂપ્યું છે તે એટલું બધું મહત્ત્વપૂર્ણ છે કે, તેના વિષે સમ્યક્ રીતે શ્રદ્ધા કરીને, પ્રતીતિ કરીને, રુચિ કરીને, સ્પર્શ કરીને, પાર જઈને, કીર્ત્તિ કરીને, સંશોધીને, આરાધન કરીને અને આજ્ઞાપૂર્વક અનુપાલન કરીને અનેક જીવો સિદ્ધ, બુદ્ધ અને મુક્ત થઈ નિર્વાણને પામે છે અને સર્વ દુઃખોનો અન્ત આણે છે."

આ પ્રમાણે સિદ્ધ, બુદ્ધ અને મુકત થવાનો મહા માર્ગ બતાવનારા આ અધ્યયનમાં સંવેગથી શરૂ કરી અકર્મતા (મોક્ષ) સુધીના ૭૩ બોલ ભગવાને પોતે પ્રરૂપ્યા છે અને તેમાં બધાં તત્ત્વોનો નિષ્કર્ષ કાઢવામાં આવ્યો છે. આવા હિતકારી સિદ્ધાન્ત-વચનોના પ્રત્યેક બોલ ઉપર પૂજ્યશ્રીએ પોતાની સરળ પણ સચોટ વાણીદ્વારા પ્રકાશ પાડી એટલું તો સુંદર વિવેચન કરેલું છે કે, હરકોઇને પોતાની શંકાઓનું સમાધાન થવાની સાથે નિર્ગ્રન્થ-પ્રવચન ઉપર અચલ શ્રદ્ધા અને બહુમાન ઉપજે અને મુમુક્ષુ જીવોને તો પોતાના જીવનનું ઉત્કર્ષાભિમુખ પરિવર્તન કરવામાં અવલંબનરૂપ થઈ પડે તેવાં મુક્તિમાર્ગનાં સોપાન સાંપડી શકે એમ છે.

ધર્મતત્ત્વને સરળતાપૂર્વક સમજાવવા માટે તથા ભગવાનની ગંભીર વાણી સીધી રીતે સમજવામાં આવે એ માટે ચરિત્રકથાનો આશ્રય લેવો પડે છે અને તે પણ બહુ લાભપ્રદ છે. અને તેથી પૂજ્યશ્રી વ્યાખ્યાનની અંતમાં હમેશાં આદર્શ ચરિત્રકથા ફરમાવતા રહે છે. આ પ્રમાણે મોરબી-ચાતુર્માસમાં પૂજ્યશ્રીએ "ગંગકુમાર-ભીષ્મની" આદર્શ ચરિત્રકથા ફરમાવી હતી, પરંતુ તેની નોંધ વ્યવસ્થિત ન રહી શકવાને કારણે પ્રસ્તુત પુસ્તકમાં આપી શકાઇ નથી તે માટે અમે દિલગીર છીએ. પરંતુ અમદાવાદ-ચાતુર્માસમાં સતી અંજનાની જે આદર્શ ચરિત્રકથા આલેખવામાં આવી હતી તે આ સંગ્રહમાં આપવામાં આવેલ છે. આ ચરિત્ર કથામાં વીર હનુમાન કે જે બળ અને પરાક્રમમાં અદ્વિતીય આદર્શ તરીકે મનાય છે તે વીર હનુમાનની માતા, સતી શિરોમણિ, રત્નપ્રસૂતા અંજનાદેવીનું જીવન-ચરિત્ર આલેખવામાં આવ્યું છે, જે અત્યંત બોધપ્રદ અને કર્ત્તવ્યભાન કરાવનારું છે. સતી અંજનાએ અનેક વિકટ પ્રસંગોમાં અને મરણાન્ત ઉપસર્ગોમાં પણ પોતાના સતીત્વનું રક્ષણ કરી,

સતીધર્મનો ઉત્તમ આદર્શ પૂરો પાડ્યો છે અને છેવટે પોતે સંયમધર્મનો સ્વીકાર કરી, આત્મકલ્યાણ સાધ્યું છે. આવા એક શીલવંતા સ્ત્રી રત્નની આ ધર્મકથા પૂજ્યશ્રીએ આધુનિક યુગને પણ ઘણીરીતે બોધદાયક નીવડે તેવી રીતે વચ્ચે વચ્ચે ધર્મ, સમાજ અને રાષ્ટ્ર વિષયક અનેક બાબતો ઉપર પ્રાસંગિક વિવેચન કરી તેમજ અનેક ઐતિહાસિક દૃષ્ટાન્તો આપી પોતાની લાક્ષણિક અને હૃદયદ્રાવક શૈલીથી આલેખેલ જોઇ શકાશે.

આ રીતે આ વ્યાખ્યાન સંગ્રહમાં પરમાત્માની પ્રાર્થના, સમ્યક્ત્વ પરાક્રમના ૨૭ થી ૭૩ સુધીના બોલો ઉપર શાસ્ત્ર-વિચાર અને સતી અંજનાની ચરિત્રકથા—એ ત્રણે વિષયોનો સુંદર સુમેળ સાધવામાં આવેલ છે, અને સામાજિક, રાષ્ટ્રિય અને ધાર્મિક-જીવનને સ્પર્શતા વિધવિધ વિષયો ઉપર વ્યવહાર અને નિશ્ચયની દૃષ્ટિએ મર્યાદિત સાધુભાષામાં વિચાર કરવામાં આવ્યો છે.

આ પ્રકાશનનો મુખ્ય હેતુ, જૈનદર્શનનાં પ્રાણભૂત સિદ્ધાન્તોનું રહસ્ય જનતાને સરળતાથી સમજાય અને તેના જ્ઞાનનો ફેલાવો થાય તે છે. તેમજ જ્યાં આગળ સાધુ મુનિરાજોનો સુયોગ સાંપડતો ન હોય તેવાં ગામોમાં તેમજ વિદેશે દૂર વસતા ભાઇઓને આ વાચન વ્યાખ્યાનની ગરજ સારે અને તેઓ પોતાના નિવૃત્તિ-જીવનનો સદુપયોગ કરી શકે તે પણ છે.

અત્રે એ વાત સ્પષ્ટ કરવી જોઈએ કે, આ સંગ્રહ જેમ અત્યારે ઘણે ઠેકાણે બને છે તેમ, કાંઇ તૈયાર કરેલ વ્યાખ્યાનો કે લખાણોનો સંગ્રહ નથી, પરંતુ પૂજ્યશ્રી હમેશાં વ્યાખ્યાનના સમયે સ્વાભાવિક સ્ફુરણાથી જે પ્રવચન ફરમાવતા તેની ટૂંકાક્ષરી નોંધ ઉપરથી તેનો ગૂજરાતી અનુવાદ કરાવીને તૈયાર કરવામાં આવેલ છે. ચાતુર્માસ દરમ્યાનનાં પૂજ્યશ્રીનાં વ્યાખ્યાનોની આવી ટૂંકાક્ષરી નોંધ શ્રી રતલામ હિતેચ્છુ શ્રાવક-મંડળ તરફથી તેમના પંડિતશ્રી શંકરપ્રસાદજી દીક્ષિત છેલ્લાં કેટલાંએ વર્ષોથી લે છે. આ રીતે આવા ગહન અને શાસ્ત્રીય લખાણમાં પૂજ્યશ્રીના મૂળ ભાવોની જે વિચારબદ્ધતા જળવાઈ રહેલ દેખાય છે, તે પંડિતશ્રી શંકરપ્રસાદજીની વ્યાખ્યાન ઝીલવાની શક્તિ, ખંત અને શ્રમને આભારી છે અને તેથી જ આ વ્યાખ્યાનોનો આવો સુંદર અને ભાવપૂર્ણ ગૂજરાતી અનુવાદ સ્થા. જૈનસમાજના એક યુવાન અને ઉત્સાહી સુશ્રાવક પંડિત શ્રી શાન્તિલાલ વનમાળી શેઠ, ન્યાયતીર્થ સંતોષકારક રીતે કરી શકેલ છે, તેની નોંધ આ સ્થળે કરતાં આનંદ ઊપજે છે.

આ પુસ્તકની વિષયસૂચિ તૈયાર કરવામાં શ્રી ઝવેરચંદ જાદવજી કામદારે, અને પ્રકાશન અંગેની વ્યવસ્થા તથા પ્રુફશોધન કરવામાં સ્થાનકવાસી જૈન પત્રના ઉત્સાહી તંત્રી શ્રી જીવણલાલ છગનલાલ સંઘવીએ ઉમંગભેર સહાય અને સહકાર આપેલ છે તે બદલ તેઓનો ઉપકાર માનવામાં આવે છે.

આ પ્રકાશનમાં વ્યાખ્યાનોની નોંધ લેવામાં દૃષ્ટિદોષથી કે સમજફેરથી કાંઇ ભૂલ રહેલી માલુમ પડે તો તે માટે પ્રકાશક ક્ષમાર્થી છે.

સંવત્ ૧૯૯૭
**અશાડ પૂર્ણિમા**
રાજકોટ

**ચુનીલાલ નાગજી વોરા**
વ્યવસ્થાપક

# અનુક્રમણિકા.



## પ્રાર્થના વિચાર :



## મોરબી ચાતુર્માસ

### સમ્યક્ત્વ પરાક્રમ: (ઉત્તરાધ્યયનસૂત્ર ૨૯ મું અધ્યયન)

## અમદાવાદ ચાતુર્માસ

॥ असिआउसाय नमः ॥

# શ્રી જવાહિર વ્યાખ્યાન સંગ્રહ

## પુસ્તક ત્રીજું



મોરબી ચાતુર્માસ:

સમ્યક્ત્વપરાક્રમ-બોલ ૨૮ થી ૪૫

અમદાવાદ ચાતુર્માસ:

સમ્યક્ત્વ પરાક્રમ-બોલ ૪૬ થી ૭૩

અને

સતી અંજના ચરિત્ર



[ મોરબી ચાતુર્માસ ] ०:० [ અમદાવાદ ચાતુર્માસ ]

સંવત્ ૧૯૯૪ — સંવત્ ૧૯૯૫

# જવાહિર પ્રવચન

## શ્રમણ–સંસ્કૃતિ : અહિંસા અને અનેકાન્તવાદ

શ્રમણ-સંસ્કૃતિના નાયક ભગવાન મહાવીરે 'વિશ્વ શાન્તિ માટે અહિંસા' અને 'વિશ્વાત્મૈકય માટે અનેકાન્તવાદ' આ બે અહિંસક સાધનો જગતને સોંપી માનવસમાજને સાચા કલ્યાણ–માર્ગે જવાનું નવું દિશાસૂચન આપ્યું હતું. અહિંસા અને અનેકાંતવાદ–આ બંને સિદ્ધાન્તો જૈનદર્શનનાં મૌલિક સિદ્ધાન્તો છે. આ સિદ્ધાન્તો કેવળ તર્કપ્રસૂત નથી તેમ પોકળ નથી. પરન્તુ આ સિદ્ધાન્તો પાછળ તો ભગવાન મહાવીરનો સાડાબાર વર્ષ સુધીનો નક્કર આત્માનુભવ રહેલો છે. આજે જગતમાં જે શાન્તિ થોડી ઘણી અનુભવાય છે તેનું ઘણુંખરૂં શ્રેય અહિંસા અને અનેકાન્તવાદપ્રધાન શ્રમણ–સંસ્કૃતિને જાય છે. શ્રમણ–સંસ્કૃતિ જગતનું કલ્યાણ કરનારી સાચી સંસ્કૃતિ છે. આ સંસ્કૃતિના શરણે જ્યારે જગત્ આળોટતું આવશે ત્યારે જ જગત શાન્તિનો શ્વાસ લઈ શકશે. જ્યાં સુધી જગત હિંસાનું તાંડવનૃત્ય નાચે છે ત્યાં સુધી જગતને અહિંસાની મહાશક્તિનું ભાન થઈ શકશે નહિ. અહિંસા-શક્તિ દ્વારા જ જગત નિર્ભય બની શકશે. અત્યારે હિંસાવૃત્તિને વશ થઈ એક રાષ્ટ્ર બીજા રાષ્ટ્રને કચડી નાખવા પ્રયત્ન કરે છે, એક જાતિ બીજી જાતિને નષ્ટ ભ્રષ્ટ કરવા તૈયાર થઈ ગઈ છે અને એક મનુષ્ય બીજા મનુષ્યનું રક્ત ચૂસવા તૈયાર થયો છે. આ અત્યાચાર અનાચારને દૂર કરવાનું એકજ સાધન છે અને તે અહિંસાનું અમોઘ સાધન. જ્યાં સુધી અહિંસાના અમોઘ સાધનદ્વારા વિશ્વશાન્તિ તથા અનેકાન્તવાદ દ્વારા વિશ્વાત્મૈકયના સફળ પ્રયોગ તરફ જગત પાછું નહિ વળે ત્યાં સુધી જગતમાં શાન્તિ તથા ઐકય સ્થાપિત કરવાં લગભગ અશકય છે.

જ. વ્યા. પુ. ૩જું. પૃ૪ ૧૪૬.

॥ श्री असिआउसाय नमः ॥

# શ્રી જવાહિર વ્યાખ્યાન સંગ્રહ

## પુસ્તક ત્રીજું.

સમ્યક્ત્વ પરાક્રમ – બોલ ૨૮ થી ૭૩

અને

સતી અંજના ચરિત્ર.

**વ્યાખ્યાન:** સંવત્ ૧૯૯૪ અષાડ વદ ૨ ગુરૂવાર

### પ્રાર્થના

કુન્થુ જિનરાજ તૂ ઐસો, નહિ કોઇ દેવ તો જૈસો;
ત્રિલોકીનાથ તૂ કહીએ, હમારી બાંહ દૃઢ ગહીએ. ॥ કુન્થુ૦ ૧ ॥

–વિનયચંદ્રજી કૃત ચોવીશી

**શ્રી** કુન્થુનાથ ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

પરમાત્માની પ્રાર્થના, આત્માની અન્તરંગ દૃષ્ટિને વિકસિત કરવા માટે કરવી જોઈએ; પરંતુ આજે જગતમાં અધિકાંશ લોકો પોતાની બહિરંગ શક્તિને વિકસિત કરવામાં પ્રવૃત્ત થએલા જોવામાં આવે છે. भिन्नरुचिर्हि लोकः અર્થાત્ સંસારમાં પ્રત્યેક વ્યક્તિની રુચિ ભિન્ન ભિન્ન છે. पत्ते आया એ સિદ્ધાન્તાનુસાર પ્રત્યેક આત્મા ભિન્ન છે અને मुण्डे मुण्डे मतिर्भिन्ना એ કથનાનુસાર પ્રત્યેક આત્માની મતિ પણ ભિન્ન ભિન્ન છે. આ પ્રમાણે પ્રત્યેક વ્યક્તિ પોતપોતાની મતિ અનુસાર પોતાની શક્તિને વિકસિત કરવાનો પ્રયત્ન કરે છે. હવે જગતના કલ્યાણની જે વાત અમને સમજવામાં આવે છે તે વાત તમારી સમક્ષ મૂકવામાં આવે છે.

પરમાત્માની પ્રાર્થના કરતાં અત્રે કહેવામાં આવ્યું છે કે:—

“ કુન્થુ જિનરાજ તૂ ઐસો, નહીં કોઇ દેવ તો જૈસો ”

‘ કુન્થુનાથ ભગવાન જેવા બીજા કોઈ દેવ નથી ’ એ વાત કહેવામાં તો સરળ છે; પરંતુ એ વાત ઉપર વિશ્વાસ રાખવો બહુ જ મુશ્કેલ છે. જે વ્યક્તિ પરમાત્માનું સ્વરૂપ જાણતી હોય અને જે પરમાત્મા જેવા પરમાત્માની પ્રાર્થનાની શક્તિ સમજતી હોય તે જ વ્યક્તિને ‘ પરમાત્મા સમાન બીજો કોઇ દેવ નથી ’. એવો વિશ્વાસ પેદા થઇ શકે છે.

જે માણસે સૂર્યનો પ્રકાશ જોયો હોય તે માણસને 'સર્ચલાઈટ'ના પ્રકાશને જોઈને કદાપિ આશ્ચર્ય થતું નથી. સર્ચલાઈટનો પ્રકાશ ગમે તેટલો તેજસ્વી હોય પણ તે સૂર્યના પ્રકાશની સમાનતા કરી શકે નહિ. આમ છતાં લોકો સર્ચલાઈટ કે ઇલેક્ટ્રીક બત્તીનો પ્રકાશ જોઈ પ્રસન્ન થાય છે અને સૂર્યના પ્રકાશ કરતાં તે પ્રકાશને મહત્ત્વ આપે છે. આનું કારણ કદાચ એ હોઈ શકે કે સૂર્ય પ્રયાસ કર્યા વિના જ નિયમિત પ્રકાશ આપે છે ત્યારે સર્ચ-લાઈટ કે ઇલેક્ટ્રીક બત્તીનો પ્રકાશ મેળવવા માટે પ્રયત્ન કરવો પડે છે, આ પ્રમાણે લોકો પ્રાકૃતિક વસ્તુને ભૂલી જઈ કૃત્રિમ વસ્તુને પકડી રહ્યા છે. આ એક ગંભીર ભૂલ છે.

પરમાત્મા વિષે પણ આવી જ ગંભીર ભૂલ થઈ રહી છે. શું પરમાત્મા સમાન સંસા-રમાં બીજી કોઈ વસ્તુ છે? નથી. છતાં આત્મા સંસારની બીજી વસ્તુઓ પ્રત્યે જેટલું ધ્યાન આપે છે તેટલું ધ્યાન પરમાત્મા પ્રત્યે આપતો નથી. જો પરમાત્માને સૌથી મહાન્ માનવામાં આવતા હોય તો શું આત્મા પરમાત્માને છોડીને બીજે ક્યાંય જાય ખરો? આત્મા પરમાત્મા કરતાં સંસારની બીજી વસ્તુઓમાં વિશેષ ધ્યાન આપે છે એ ઉપરથી એ વાત સ્પષ્ટ જણાય છે કે, હજી આત્માએ પરમાત્માને હૃદયથી સૌથી મહાન્ માન્યો નથી. 'પરમાત્મા સમાન કોઈ બીજો દેવ મોટો નથી' એ વાત બોલવામાં તથા કહેવામાં તો સરળ છે, પરંતુ તમે કેવળ આ પ્રમાણે બોલવામાંજ રહેશો કે તેને વ્યાવહારિક રૂપ પણ આપશો? "પરમાત્મા સૌથી મોટા દેવ છે" એમ બોલવું એ તો પ્રાથમિક શિક્ષણ છે. આ પ્રાથમિક શિક્ષણને વ્યાવહારિક રૂપ આપવામાં આવે તો જ પરમાત્માની પ્રાર્થનાની શક્તિ સમજી શકાય. પરમાત્માની શક્તિ જાણ્યા બાદ અને પરમાત્મા સમાન બીજો કોઈ દેવ નથી એવો હૃદયમાં વિશ્વાસ પેદા કર્યા બાદ જ પરમાત્માની પ્રાર્થના કરવામાં આવે તો ચિત્તશુદ્ધિ પણ થાય છે અને આત્માનો વિકાસ પણ થાય છે. આત્મામાં અનંત ગુણો રહેલાં છે. આત્માનાં આ ગુણોનો ઉત્તરોત્તર વિકાસ કેવી રીતે થાય છે એ વાત હવે સિદ્ધા-ન્તદ્વારા સમજાવું છું:-

## સમ્યક્ત્વ પરાક્રમ–પ્રાસ્તાવિક.

જામનગર–ચાતુર્માસમાં મેં મારી પોતાની ઇચ્છાથી તથા બીજાઓની પ્રેરણાથી વ્યાખ્યાનમાં શ્રી ઉત્તરાધ્યયનસૂત્રનાં "સમ્યક્ત્વ–પરાક્રમ" નામના ઓગણત્રીશમા અધ્યયન વિષે વિવેચન કરવાનું પ્રારંભ કર્યું હતું. તે ચાતુર્માસમાં આ અધ્યયનના ૨૭ બોલો સુધી વિવેચન થઈ શકયું હતું. હવે મોરબીમાં ચાતુર્માસ થયું છે. મારી ઇચ્છા એવી છે કે, અત્રે પણ એ જ અધ્યયનનો બાકીનો ભાગ કહેવામાં આવે.

આ ઉપરથી કોઈ એમ કહી શકે કે, 'સમ્યક્ત્વ-પરાક્રમ'નાં પહેલાં વર્ણવેલાં ૨૭ બોલો વિષે અમે કાંઈ સાંભળ્યું નથી, તો પછી અમને આગળના બોલો કેવી રીતે સમજમાં આવી શકે? અને અધૂરી વાતો સાંભળવામાં અમને શો આનંદ આવે?

આ પ્રશ્નનો ઉત્તર એ છે કે લાડુને ગમે તે બાજુએથી ખાવામાં આવે તો પણ તે મીઠો જ લાગે છે. તે જ પ્રમાણે શાસ્ત્રને વિષે પણ સમજો. શાસ્ત્રની વાત ગમે ત્યાંથી સાંભળવામાં આવે તો પણ શાસ્ત્રશ્રવણથી આનંદ અને લાભ જ પ્રાપ્ત થાય છે.

બધાં શાસ્ત્રોનો ઉદ્દેશ, આત્માની વિકૃતિ દૂર કરી, તેના નિજ સ્વરૂપનું ભાન કરાવવાનો છે. શાસ્ત્રોમાં શાબ્દિક ભિન્નતા ભલે હોય, પરંતુ પ્રત્યેક શાસ્ત્રનો અંતિમ ઉદ્દેશ તો આત્મોદ્ધાર કરવાનો જ હોય છે. તમે લોકો પણ આત્માની વિકૃતિને દૂર કરી, નિજ સ્વરૂપમાં આત્માને સ્થાપિત કરવા માટે અત્રે આવ્યા છો. આપણા આ ઉદ્દેશની પૂર્તિ કરવા માટે જ આપણા પૂર્વજોએ મહાપુરુષોની આત્મોદ્ધારિણી આગમવાણીને શાસ્ત્રોમાં સંગ્રહિત કરી રાખેલ છે. સમયના પરિવર્તનના કારણે લોકોની બુદ્ધિમાં તો અનેક પ્રકારની ભિન્નતા હોય એ સ્વાભાવિક છે. પરંતુ મહાપુરુષોની વાણીમાં કોઈ પ્રકારની ભિન્નતા હોવી સંભવિત નથી. ભગવદ્વાણીમાં હમેશાં એકરૂપતા જ હોય છે. એટલા માટે ભગવદ્વાણીને આદરપૂર્વક સાંભળવી જોઈએ અને સાંભળીને તેને જીવનમાં ઉતારવાનો સક્રિય પ્રયત્ન કરવો જોઈએ.

ગૌતમ સ્વામીએ ભગવાનને જે પ્રશ્નો પૂછ્યા છે અને ભગવાને એ પ્રશ્નોના જે ઉત્તર આપ્યા છે તે તમને સંભળાવવામાં આવે છે. ભગવાન મહાવીર અને ગણધર ગૌતમ સ્વામી વચ્ચે થએલા આ પ્રશ્નોત્તરને સાંભળવામાં તમારે કેટલી બધી એકાગ્રતા રાખવી જોઇએ તેનો વિચાર કરો.

## સમ્યક્ત્વ પરાક્રમ—૨૮ મો બોલ

આ ઓગણત્રીશમા અધ્યયનનું નામ 'સમ્યક્ત્વ-પરાક્રમ' છે. આત્મા, સમ્યક્ત્વમાં પરાક્રમ કરી અર્થાત્ જીવનશોધનનો પુરુષાર્થ કરી કેવી ઉન્નત સ્થિતિને પ્રાપ્ત થાય છે એ વાત આ અધ્યયનમાં બતાવવામાં આવી છે. જે સમદૃષ્ટિ હશે તે તો ભગવાનનાં આ વચનોને હૃદયમાં સ્થાન આપી જીવનશુદ્ધિ કરવાનો પુરુષાર્થ કરશે.

સમ્યક્ત્વમાં પરાક્રમ કરવા માટે ભગવાને ૭૩ બોલો કહ્યાં છે. તે ૭૩ બોલોમાંથી ૨૭ બોલો* સુધી વિવેચન વિસ્તારપૂર્વક કરવામાં આવેલ છે. ૨૭મા બોલમાં તપ વિષે પ્રશ્ન પૂછવામાં આવ્યો છે કેઃ–तवेगं भंते ! जीवे किं जणेइ ? અર્થાત્ હે ભગવાન ! તપશ્ચર્યાથી જીવને શો લાભ થાય છે ? આ પ્રશ્નનો ઉત્તર આપતાં ભગવાને ફરમાવ્યું છે કેઃ–तवेणं जीवे वोयाणं जणेइ. અર્થાત્ શુદ્ધ તપશ્ચર્યા કરવાથી વ્યવદાન–અર્થાત્ પૂર્વ સંચિત કર્મોનો ક્ષય થાય છે.

હવે ગૌતમ સ્વામી ભગવાનને વ્યવદાન અર્થાત્ પૂર્વ સંચિત કર્મોનો ક્ષય કરવાથી જીવને શો લાભ થાય છે તે વિષે પ્રશ્ન પૂછે છે કેઃ—

### અઠાવીસમો બોલ.

### (૨૮) वोयाणेणं भंते ! जीवे किं जणेइ ?

અર્થાત્ હે ભગવાન્ ! વ્યવદાન (પહેલાં બાંધેલાં કર્મોની નિર્જરા) કરવાથી જીવને શો લાભ થાય છે ?

આ પ્રશ્નનો ઉત્તર આપતાં ભગવાને ફરમાવ્યું છે કેઃ—

* જુઓ જવાહિર વ્યાખ્યાન સંગ્રહ–પુસ્તક બીજું. (જામનગર ચાતુર્માસ)

**वोयाणेणं अकिरियं जणेइ, अकिरियाए भवित्ता तओ पच्छा सिज्झइ, बुज्झइ, मुच्चइ, परिनिव्वायइ, सव्वदुक्खाणमंतं करेइ ॥ २८ ॥**

અર્થાત્—વ્યવદાનથી ( પૂર્વ સંચિત કર્મોનો ક્ષય કરવાથી ) જીવાત્મા સર્વપ્રકારની ક્રિયાથી રહિત થાય છે અને ત્યાર બાદ સિદ્ધ, બુદ્ધ, મુક્ત અને પરિનિર્વાણ થઈ શાન્ત થાય છે અને સર્વ દુઃખોનો અન્ત કરે છે.

વ્યવદાન એ તપનું આનન્તર્ય અર્થાત્ તાત્કાલિક ફલ છે. ફલ બે પ્રકારનું હોય છે. એક તો આનન્તર્ય અર્થાત્ તાત્કાલિક ફલ અને બીજું પારમ્પરિક ફલ અર્થાત્ પરંપરાએ મળનારું ફલ. તપનું તાત્કાલિક મળનારું ફળ વ્યવદાન છે. કાર્યની સાથે જ જે ફળ મળે છે તે આનન્તર્ય ફળ કહેવાય છે અને તપનું આનન્તર્ય ફળ વ્યવદાન છે. પૂર્વ સંચિત કર્મોનો ક્ષય થવો એ તપનું તાત્કાલિક મળેલું ફળ કહી શકાય.

વ્યવદાન અર્થાત્ પૂર્વ સંચિત કર્મોનો ક્ષય થવો એ તપનું આનન્તર્ય ફળ છે. પરંતુ પૂર્વ સંચિત કર્મોનો ક્ષય કરવાથી ( વ્યવદાનથી ) જીવાત્માને શો લાભ થાય છે એવો ભગવાનને પ્રશ્ન પૂછવામાં આવ્યો છે. ગૌતમ સ્વામીના આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને ફરમાવ્યું છે કે, વ્યવદાન કરવાથી જીવાત્મા અક્રિય અવસ્થાને પ્રાપ્ત થાય છે.

જ્યાં કોઈ ક્રિયા કરવાનું કારણ જ રહેતું નથી તે અક્રિયદશા કહેવાય છે. આવી અક્રિય દશાને પ્રાપ્ત થવું એ જ વ્યવદાનનું ફળ છે.

શાસ્ત્રમાં શુક્લ ધ્યાનના ચાર ભેદ કહેવામાં આવ્યાં છે. એ ચાર ભેદમાંનો ચોથો ભેદ અક્રિયા અવસ્થા છે. આ અક્રિય અવસ્થા મોક્ષ-પ્રાપ્તિના સમયે જ પ્રાપ્ત થાય છે. આ અક્રિય અવસ્થાને પ્રાપ્ત થવાથી આત્મા મન, વચન, કાયા તથા તેના યોગનો નિરોધ કરી શૈલ-પર્વતની માફક અડોલ-સ્થિર-નિષ્કંપ બની જાય છે. શાસ્ત્રમાં કહ્યું છે કે, આત્મામાં જ્યાંસુધી કર્મોની અસર હોય છે ત્યાંસુધી આત્મા સ્થિર થઈ શકતો નથી. જ્યારે કર્મો નષ્ટ થઈ જાય છે ત્યારે જ આત્મા સ્થિર અથવા શાન્ત બની શકે છે.

સમુદ્રનું પાણી સ્વભાવથી તો સ્થિર છે, પરંતુ પવનની પ્રેરણાથી તે ચંચલ બની જાય છે. પાણીનો સ્વભાવ તો સ્થિર રહેવાનો છે, પરંતુ પાણીથી ભરેલું વાસણ અગ્નિ ઉપર મૂકવાથી અગ્નિની પ્રેરણાથી પાણી ઊકળવા માંડે છે. ઊકળવું એ પાણીનો સ્વભાવ નથી પરંતુ અગ્નિની પ્રેરણાથી જ પાણી ઊકળવા માંડે છે. એન્જિનમાં અગ્નિની પ્રેરણાથી જ પાણીદ્વારા વરાળ પેદા થાય છે અને પછી આ વરાળદ્વારા જ એન્જિન બીજા ડબ્બાઓને એક સ્થાનથી બીજે સ્થાને ઝપાટાબંધ લઇ જાય છે અને મૂકી જાય છે. આ પ્રમાણે ગાડીનો બધો વ્યવહાર પ્રેરણાથી જ ચાલે છે.

આજ પ્રમાણે કર્મની પ્રેરણાથી આત્મા પોતાની ગાડી ચોરાશી લાખ જીવયોનિઓમાં દોડાવ્યા કરે છે. હવે તો આત્માએ આ ભવભ્રમણની દોડાદોડીને અટકાવીને આત્માને 'સ્થિર' કરવો જોઈએ. આત્માને સ્થિર કરવા માટે જ આત્માએ કર્મરહિત-અક્રિય થવાની આવશ્યકતા છે.

જે પ્રમાણે પાણી પોતાના સ્વભાવથી ઊકળતું નથી પરંતુ અગ્નિની પ્રેરણાથી જ ઊકળે છે, અને આ પ્રેરણા બહારની હોવાથી તે પ્રેરણા અટકાવી શકાય છે: તે જ પ્રમાણે આત્માને ભવ-ભ્રમણ કરવાની અને અસ્થિર રાખવાની પ્રેરણા કરાવનાર કર્મો છે. આ કર્મોની પ્રેરણા બહારની અને કૃત્રિમ-બનાવટી હોવાથી તેને અટકાવી શકાય છે. એટલા જ માટે ભગવાને ફરમાવ્યું છે કે, 'પૂર્વ સંચિત કર્મોનો ક્ષય કરવાથી (વ્યવદાન કરવાથી) જીવાત્મા અક્રિય દશાને પ્રાપ્ત થાય છે અને પરિણામે સિદ્ધ, બુદ્ધ અને મુક્ત થઈ શાન્ત થાય છે.'

ભગવાનનું આ કથન બધાની સમજમાં આવી જાય એવું સરલ અને સત્ય છે. આ સત્ય-કથનમાં કોઈને શંકા થવાનું કારણ નથી. શાસ્ત્ર કહે છે કે, આત્મામાં જે કાંઈ અસ્થિરતા છે તે યોગની ચપળતા-ચંચળતાને લીધે જ છે. યોગનો નિરોધ કરવાથી આત્માની અસ્થિરતા મટી જશે અને આત્મા 'સ્થિર' તથા 'શાન્ત' થઈ જશે.

ભગવાને તો બધા જીવાત્માઓને ઉદ્દેશીને આત્માને સ્થિર બનાવવાનો ઉપદેશ આપ્યો છે પરંતુ લોકોનો આત્મા તો સરતના Raceના ઘોડાની માફક દોડાદોડી કરવા ચાહે છે. આવી દશામાં તમારા આત્માને શાન્તિ કેવી રીતે મળી શકે? સરતના-રેસના ઘોડાઓ ગમે તેટલી દોડાદોડી કરે પરંતુ આખરે તેમને શાન્તિ તો ત્યારે જ મળે છે કે, જ્યારે તેઓ દોડાદોડી બંધ કરી સ્થિર થાય છે. હમેશાં દોડયા જ કરવું એ ઠીક નથી તેમ શકય પણ નથી.

આ જ પ્રમાણે આત્મા આ સંસારમાં ગમે તેટલી દોડાદોડી કરે, પણ આખરે આત્મા જ્યારે સ્થિર થશે ત્યારે જ તેને સાચી શાન્તિ મળશે. જ્યાંસુધી આત્મા સ્થિર થાય નહિ ત્યાંસુધી આત્માને શાન્તિ મળવી શકય નથી. વ્યવહાર-દૃષ્ટિએ વિચારતાં પણ આ વાતને પુષ્ટિ મળે છે. તમે બજારમાં કાર્યવશાત્ ગમે તેટલી દોડાદોડી કરો પરંતુ ઘેર આવીને સ્થિર તથા શાન્ત થયા વગર વ્યાવહારિક શાન્તિ મળી શકતી નથી. આ વાતને દૃષ્ટિમાં રાખીને જ બુદ્ધિમાન લોકોએ એમ કહ્યું છે કે, મનુષ્યમાં એવી આળસ પણ હોવી ન જોઈએ કે જેને કારણે કાર્ય જ સિદ્ધ ન થાય. તેમ એવી ચંચલતા પણ હોવી ન જોઈએ કે જેને કારણે શાન્તિ જ મળે નહિ. એટલા માટે મનુષ્યે મધ્યમ-માર્ગ પકડવાની આવશ્યકતા છે.

ભગવાને યોગ-નિરોધ કરવાની જે વાત કરી છે તે તો ચૌદમા ગુણસ્થાનની છે. અને આપણે અત્યારે વધારેમાં વધારે છઠ્ઠા ગુણસ્થાન સુધી જ પહોંચી શકયા છીએ; એટલા માટે આપણે દોડવાની એવી ઊતાવળ કરવી ન જોઇએ કે જેથી આપણે રસ્તામાં જ પડી જઈએ અને यतोभ्रष्टस्ततो भ्रष्टः જેવી સ્થિતિને પામીએ. શાસ્ત્રના આ કથનને વ્યવહારમાં કેવી રીતે ઊતારવું જોઇએ એ એક વિચારણીય પ્રશ્ન છે. આપણે એ વાત તો સ્મરણમાં રાખવી જોઈએ કે, ચૌદમા ગુણસ્થાને પહોંચવાથી અક્રિય દશા પ્રાપ્ત થાય છે. એટલા માટે એકદમ એવો પ્રયત્ન કરવો ન જોઇએ કે, ચૌદમા ગુણસ્થાનની સ્થિતિ પ્રાપ્ત કરવાને બદલે ઊલટા પાછા હઠવું પડે.

કોઈ ઉચ્ચ સ્થાને ચડવા માટે પગથીએ-પગથીએ પગ મૂકવાથી જ ચડી શકાય છે. જો કોઈ માણસ એકદમ એક સાથે બે-ચાર પગથિયાં કૂદવા ચાહે તો તેને નીચે પડી

જવાનો વધારે સંભવ રહે છે. એટલા માટે આપણે પણ એવી ફલાંગ મારવી ન જોઈએ કે, આપણે અત્યારે જે ગુણસ્થાનમાં હોઈએ તેથી પણ નીચે જઈ પડીએ. આપણે તો આત્માનો વિકાસ કરવો છે. જો આપણે આળસુ થઈને બેસી જઈએ તો આપણે આત્મ-વિકાસ કેવી રીતે કરી શકીએ ? અને જો એકદમ ફલાંગ મારી ઉચ્ચ સ્થાને જવાનો પ્રયત્ન કરીએ તો નીચે પડી જવાનો ભય રહે છે એટલા માટે આપણે તો મધ્યમ-માર્ગને પકડીને આત્મ-વિકાસ ક્રમશઃ કરવો એ જ શ્રેયસ્કર છે.

આજકાલ ધાર્મિક-સુધાર કરવા માટે મધ્યમ-શ્રેણીના લોકોની અતિ આવશ્યકતા છે. અમને-સાધુઓ માટે-પૂર્વ-મહાત્માઓએ જે જવાબદારી સોંપી છે તે જવાબદારીને મૂકી દેવી અને જે યમનિયમો બતાવ્યા છે તે નિયમોને છોડી દેવા તે અમારા માટે-સાધુઓ માટે-ઉચિત નથી.

બીજી બાજુ તમે લોકો જે પ્રમાણે જીવન-વ્યવહાર ચલાવી રહ્યા છો તે જ પ્રમાણે જીવન-વ્યવહાર ચાલુ રાખો તો એ દશામાં ધર્મોન્નતિ થવી મુશ્કેલ છે. પહેલાંના સમયમાં જે કાંઈ થતું હતું તે તે સમય પ્રમાણે થતું હતું; પણ હવે એવો સમય આવી પહોંચ્યો છે કે, જ્યારે આપણે સમયાનુસાર ધર્મનો પ્રચાર કરવાનો પ્રયત્ન કરવાની ખાસ જરૂર છે. પહેલાના જમાનામાં આજની માફક ધાર્મિક-પાઠશાળાઓ ન હતી. તે વખતે સાધુઓ શ્રાવકોને પ્રતિક્રમણ આદિનું ધાર્મિક-શિક્ષણ આપતા હતા. વળી આજની માફક ત્યારે વ્યાવહારિક-શિક્ષણ પણ આપવામાં આવતું ન હતું. હવે જ્યારે લૌકિક-શિક્ષણ વધવા પામ્યું છે ત્યારે ધાર્મિક-શિક્ષણ આપવાની આવશ્યકતા પણ ઊભી થઇ છે. પરંતુ તમે લોકો તો આવાં બધાં કામો સાધુઓના હસ્તક જ કરાવવા ચાહો છો, અને કહો છો કે, જો સાધુઓ આ કામ નહિ કરે તો શા માટે તેઓ સમાજનું ખાય છે? અને તેના બદલામાં અમારું શું કામ કરે છે? પરંતુ આમ કહેવું એ તમારી ભૂલ છે. સાધુઓ તમારા બંધાએલા નથી. તેઓ (સાધુઓ) પોતાના સંયમનું અને પૂર્વજોએ બાંધેલાં નિયમોનું પાલન કરતાં ગમે ત્યાંથી આહાર-પાણી લાવી શકે છે. એટલા માટે તમે સાધુઓ ઉપર જ જવાબદારી ન મૂકો, પરંતુ તમારા પોતાની ઉપર પણ એ જવાબદારી રહેલી છે તેનો વિચાર કરો. તમે અમારી ઉપર તો જવાબદારી મૂકો છો પરંતુ અમે લોકો કયાં કયાં જઈએ? આત્મ-સુધાર તથા ધર્મ-સુધાર માટે તો સાધુઓ યથાશક્ય પ્રયત્ન કરે જ છે. પરંતુ તમે લોકો વિદેશમાં જાઓ છો ત્યાં શું તમારી સાથે તમારા ધર્મને પણ વિદેશમાં લઈ જાઓ છો? આ ઉપરથી કદાચ કોઈ એમ કહે કે, એમ કરવામાં શાસ્ત્રદ્વારા વાંધો આવે છે. તો તેના જવાબમાં એ જ જણાવવાનું કે આમ કહેનાર ભૂલ કરે છે. ચંપાનો પાલિત શ્રાવક સમુદ્રયાત્રા કરી પિહુન્ડ નગરમાં ગયો હતો. તેની આ સમુદ્રયાત્રા કરવામાં શું શાસ્ત્રનો કાંઇ વાંધોવિરોધ હતો? આજે શાસ્ત્રનું રહસ્ય પૂરું સમજવાનો પ્રયત્ન કરવામાં આવતો નથી. પરંતુ કેવળ શાસ્ત્રનો દુરૂપયોગ કરવામાં આવે છે.

જૈનશાસ્ત્રમાં એવી કોઈ સંકુચિતતા નથી. એટલું જ નહિ પણ સંસારમાં જે સંકુચિતતા ફેલાએલી હતી તે સંકુચિતતાને જૈનશાસ્ત્રોએ દૂર કરી છે અને એમ બતાવ્યું છે કે, સમુદ્ર-યાત્રા કરવામાં કોઇ ભયંકર પાપ નથી. જો પાલિત શ્રાવકે સમુદ્રયાત્રા કરી હતી

તેને માટે શાસ્ત્રમાં એમ કહેવામાં આવ્યું છે કે, તે પાલિત શ્રાવક, શ્રાવકોમાં પંડિત અને જૈનશાસ્ત્રનો કોવિદ હતો. તે પાલિત શ્રાવકની સમુદ્રયાત્રામાં તો ધર્મ કોઈ રીતે બાધક ન નીવડયો, તો પછી આજે તે જ ધર્મ બાધક કેમ હોઈ શકે? એટલા માટે શાસ્ત્રમાં સમુદ્રયાત્રાનું બાધક કારણ છે એવું બહાનું ન કાઢતાં જ્યાં તમે જાઓ ત્યાં તમારા ધર્મને પણ સાથે લેતા જાઓ. એ વાતનું તમે હમેશાં ધ્યાન રાખો કે, અમારો ધર્મ અમારી સાથે છે અને અમારી યાત્રાનું ધ્યેય ધર્મનો પ્રચાર કરવો એ છે. તમે એમ જ માનો કે અમે અમારા ધર્મનો પ્રચાર કરવા માટે જ વિદેશમાં આવ્યા છીએ. શું આ પ્રમાણે ધર્મનો પ્રચાર કરતાં રહેવાથી તમારાં કોઇ વ્યાવહારિક કામોમાં વિઘ્નબાધા ઊભી થાય છે? આર્યોને માટે એમ કહેવામાં આવે છે કે, આર્ય લોકો જ્યારે ભારતદેશમાં આવ્યા હતા ત્યારે પોતાના ધર્મને અને પોતાની સંસ્કૃતિને પણ સાથે લાવ્યા હતા. જ્યારે આર્યલોકો પોતાનો ધર્મ અને પોતાની સંસ્કૃતિ સાથે લાવ્યા હતા તોપછી તમે લોકો તમારા જૈનધર્મને અને તમારી જૈન-સંસ્કૃતિને તમારી સાથે વિદેશમાં કેમ લઈ જઈ શકો નહિ?



## વ્યાખ્યાન: સંવત્ ૧૯૯૪ અષાડ વદ ૩ શુક્રવાર

### પ્રાર્થના

અરહનાથ અવિનાશી, શિવસુખ લીધો;
વિમલ વિજ્ઞાન-વિલાસી, સાહબ સીધો.
તૂ ચેતન ભજ અરહનાથને, તે પ્રભુ ત્રિભુવનરાયા;
તાત 'સુદર્શન' 'દેવી' માતા, તેહનો નન્દ કહાયા. ॥ સાહબ. ૧ ॥

—વિનયચન્દ્રજી કુંભટ ચોવીશી.

શ્રી અરહનાથ ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

આ પ્રાર્થનામાં ચિદાનન્દને એમ કહેવામાં આવ્યું છે કે, હે ચિદાનન્દ! તું બીજી બધી વસ્તુઓનો ત્યાગ કરી ભગવાન અરહનાથના શરણે જઈ તેમનું ભજન કર. પરમાત્માને કેવા સમજીને કામ કરવું? તેના સમાધાન માટે કહેવામાં આવ્યું છે કે 'ત્રિભુવનનાથ માનીને તેને શરણે જા અને તેનું ભજન કર.' કોઈ વસ્તુને ઉત્કૃષ્ટ માનવાથી જ તે વસ્તુ પ્રત્યે અધિક સ્નેહ રહે છે. સામાન્ય વસ્તુ માનવાથી અધિક સ્નેહ રહેતો નથી. એટલા માટે સર્વ પ્રથમ વસ્તુ કેવી છે તે જાણી લેવું આવશ્યક છે. આ કથનાનુસાર પરમાત્મા ત્રિભુવનનાથ છે એમ માનીને તેમની પ્રાર્થના કરો.

આ ઉપરથી કોઈ એમ કહી શકે કે, ભગવાન ત્રિભુવનનાથ છે કે નહિ એની શી ખાત્રી? આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, આત્મશ્રદ્ધા ન હોવાને કારણે અને બુદ્ધિવાદના પ્રપંચમાં ફસાઈ જવાને કારણે આવી શંકા થાય એ સ્વાભાવિક છે. જો બુદ્ધિવાદનો ત્યાગ કરવામાં આવે અને શાસ્ત્રનું શરણ લઈ આત્મશ્રદ્ધા દૃઢ કરવામાં આવે તો પરમાત્મા ત્રિભુવનનાથ છે એ વાતની ખાત્રી થયા વગર રહેશે નહિ!

આ બુદ્ધિવાદના જમાનામાં લોકો, બુદ્ધિની ચંચલતાને કારણે, આત્મા અને પરમાત્માના અસ્તિત્વ વિષે પણ શંકા કરે છે. પરંતુ બુદ્ધિ કે જે આત્માની દાસી છે તેને જ પરમાત્માને સમર્પી દેવામાં આવે તો આ પ્રકારની શંકા જ ઉપસ્થિત થાય નહિ. આત્મા અને પરમાત્માની સિદ્ધિ આત્મસિદ્ધિદ્વારા જ થાય છે. આત્મા કેવો છે અને તેનામાં કેવી શક્તિ રહેલી છે એ વાત તમે સ્વાનુભવથી જ જાણી શકો છો. જ્યારે તમે સુઇ ગયા હો ત્યારે સ્વપ્નાવસ્થામાં તમારી ઇન્દ્રિયોનું કાર્યસંચાલન કોણ કરે છે? ઇન્દ્રિયોદ્વારા સ્વપ્નાવસ્થામાં પણ બધી ક્રિયાઓ થાય છે. એ ઉપરથી એ વાત સ્પષ્ટ થાય છે કે, ઇન્દ્રિયો સિવાય બીજી કોઇક વસ્તુ છે, કે જે ઇન્દ્રિયોનું કાર્યસંચાલન કરી શકે છે. આ વસ્તુ જ આત્મા છે.

સૂર્ય પ્રકાશ આપે છે, પરંતુ આ આત્મા સૂર્યથી પણ વધારે પ્રકાશવંતો છે. આત્મામાં અનંત શક્તિ છે. આ શક્તિ જ્યારે પૂર્ણ વિકસિત થાય છે ત્યારે આત્મા જ પરમાત્મા બની જાય છે. ભગવાન અરહનાથે આત્માની બધી શક્તિઓને પૂર્ણ વિકસિત કરી નાંખી છે એટલા માટે તેમને ત્રિલોકીનાથ–પરમાત્મા માનવામાં કોઈ પ્રકારનો સંદેહ હોઈ શકે નહિ.

કહેવાનો આશય એ છે કે, આત્મા પણ પરમાત્મા જેવો બની શકે છે. પરમાત્મા જેવો બનવા માટે આત્માએ પોતાની બધી શક્તિઓનો પૂર્ણ વિકાસ કરવો આવશ્યક છે. આત્મશક્તિનો વિકાસ કરવા માટે આત્માએ પરમાત્માની અન્તરાત્માથી પ્રાર્થના કરવી જોઈએ. અન્તરાત્માથી કરવામાં આવેલી પ્રાર્થના જ સફળ થાય છે. પ્રાર્થનાદ્વારા આત્મસાક્ષાત્કાર કરવો એજ પરમાત્માની પ્રાર્થના કરવાનો ઉદ્દેશ અને આશય છે. આત્મસાક્ષાત્કાર થયા વિના પરમાત્માનો સાક્ષાત્કાર થઇ શકતો નથી. મહાન્ મુનિ મહાત્માઓએ અને શાસ્ત્રકારોએ આત્મસાક્ષાત્કાર કરવાનો જ ઉપદેશ આપ્યો છે. આત્મસાક્ષાત્કાર કેવી રીતે થઈ શકે એવા માર્ગો પણ ભગવાને બતાવ્યા છે. સમ્યક્ત્વમાં પરાક્રમ કરવો એ આત્મસાક્ષાત્કાર કરવાનો માર્ગ છે. એટલા માટે હવે સમ્યક્ત્વમાં પરાક્રમ કેવી રીતે કરવો એ વાત સિદ્ધાન્તદ્વારા સમજાવું છું:—

## સમ્યક્ત્વ પરાક્રમ–૨૮ મો બોલ (ચાલુ)

શુદ્ધ તપશ્ચર્યાનું તાત્કાલિક ફલ, વ્યવદાન છે. વ્યવદાન એટલે પૂર્વસંચિત કર્મોનો નાશ થવો. કર્મ એ આ સંસારસદનનો પાયો છે. આ પાયાનો જડમૂળથી નાશ કરનાર વ્યવદાન છે. આ વ્યવદાનથી અર્થાત્ પૂર્વસંચિત કર્મોનો નાશ કરવાથી જીવાત્માને શો લાભ થાય છે? એ વિષે ગૌતમ સ્વામીએ ભગવાનને પ્રશ્ન પૂછયો છે.

આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને કહ્યું છે કે, હે ગૌતમ! સર્વ પ્રથમ તો પૂર્વ સંચિત કર્મોનો ક્ષય થવો એ જ મહામુશ્કેલ છે. પરંતુ જ્યારે વાસ્તવમાં વ્યવદાન (પૂર્વસંચિત કર્મોનો ક્ષય) થાય જ છે ત્યારે જીવાત્માને અક્રિયા દશાની સિદ્ધિ થાય છે. આ અક્રિયા દશા પ્રાપ્ત થવાથી આત્માની અસ્થિરતા દૂર થાય છે અને સંપૂર્ણ શાન્તિ પ્રાપ્ત થાય છે.

ભગવાનના આ ઉત્તરથી એ વાતનો નિશ્ચય થાય છે કે, સંસારમાં જેટલી ચંચલતા જણાય છે તે બધી કર્મોની ઉપાધિને લીધે જ છે. જો કે ચંચલતાને કારણે સંસાર છે અને સંસારને કારણે ચંચલતા છે, તો પણ પ્રત્યેક આત્મહિતૈષી વ્યક્તિએ સંસારની માયા-

જાળમાંથી મુક્ત થવાનો અને આત્માને સ્થિર કરી શાન્તિ પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરવો જોઇએ. આત્માએ જન્મ-મરણ કરતાં અનન્ત કાળ વ્યતીત કર્યો છે, છતાં તેને શાન્તિ પ્રાપ્ત થઈ નથી. વાસ્તવમાં જ્યાંસુધી આત્મામાં ચંચલતા છે, સ્થિરતા નથી, ત્યાંસુધી આત્મ-શાન્તિ મળી શકતી નથી. આત્મ-શાંતિ પ્રાપ્ત કરવા માટે આત્માને સ્થિર કરવાનો પ્રયત્ન કરવો જોઇએ. જે જીવાત્મા આ સંસારમાં જ ભ્રમણ કરવા ચાહે છે તેને માટે આ ધર્મોપદેશ તો ભેંશ આગળ ભાગવત વાંચવા સમાન છે. પરંતુ જે જીવાત્માઓ સંસારની આધિ, વ્યાધિ અને ઉપાધિથી અકળાઈ જઈ સંસારની માયાજાળમાંથી મુક્ત થવા ચાહે છે તેમને માટે તો આ શાન્તિનો માર્ગ છે. આત્માને સ્થિર કરવો, એ જ જન્મ-મરણથી મુક્ત થવાનો અને આત્મ-શાન્તિ પ્રાપ્ત કરવાનો રાજમાર્ગ છે.

આપણી સામે બે માર્ગો છે. એક સંસારમાર્ગ અને બીજો મોક્ષમાર્ગ. આ બે માર્ગમાંથી આત્મા પોતાની ઇચ્છાનુસાર ગમે તે માર્ગે જઈ શકે છે. સંસારમાર્ગે જવાથી ભવભ્રમણ વધે છે અને મોક્ષમાર્ગે જવાથી ભવભ્રમણ અટકે છે. સંસારમાર્ગ બંધનનું કારણ છે અને મોક્ષમાર્ગ મુક્તિનું કારણ છે. શાસ્ત્રકારો તો પ્રત્યેક જીવાત્માને મોક્ષનો જ માર્ગ બતાવે છે; કારણ કે મોક્ષના માર્ગે પ્રયાણ કરવાથી જ જીવાત્મા સિદ્ધ, બુદ્ધ અને મુક્ત થઈ શાન્ત થાય છે અને સર્વ દુઃખોનો અન્ત કરે છે.

સિદ્ધ, બુદ્ધ અને મુક્ત થવા માટે જીવાત્માએ સર્વ પ્રથમ સ્થિરાત્મા બનવાની આવશ્યકતા છે. સ્થિર થયા વિના આત્માને શાન્તિ મળી શકતી નથી. વાસ્તવમાં આત્મા પોતે તો સ્થિર જ છે. પરંતુ કર્મરૂપી અગ્નિની પ્રેરણાથી તે ઉછાંછળો અર્થાત્ અસ્થિર બની ગયો છે. કોઈવાર ઉચ્ચ કર્મોનો ઉદય થાય છે તો કોઈવાર નીચ કર્મોનો ઉદય થાય છે. અર્થાત્ કોઈવાર પુણ્ય તો કોઇવાર પાપકર્મોનો ઉદય થાય છે. એટલે આત્મા ઉછાંછળો-અસ્થિર થઇ જાય છે. આત્માને અસ્થિર અને અશાન્ત બનાવવો એ કર્મોનું મુખ્ય કામ છે. પુણ્ય અને પાપ એ બન્ને કર્મોનાં જ ફરજંદો છે. પુણ્ય એ કર્મોનું શુભ પરિણામ છે અને પાપ એ કર્મોનું અશુભ પરિણામ છે. પણ પુણ્ય અને પાપ એ બન્ને કર્મોનાં જ સંતાનો છે. એટલા માટે શાસ્ત્રકારો કહે છે કે, પુણ્ય અને પાપ એ બન્ને પ્રકારનાં કર્મોમાંથી મુક્ત થવાનો આત્માએ પ્રયત્ન કરવો જોઇએ.

પાણીમાં સાકર નાંખવામાં આવે કે કોઇ કડવી ચીજ નાંખવામાં આવે, પરંતુ એ બન્ને ચીજો પડવાથી પાણી તો વિકૃત જ થાય છે. એ વાત બીજી છે કે, સાકરદ્વારા પાણીમાં જે વિકૃતિ આવી છે તે શુભ વિકૃતિ છે અને કડવી ચીજદ્વારા પાણીમાં જે વિકૃતિ આવી છે તે અશુભ વિકૃતિ છે. પરંતુ એ બન્ને વસ્તુઓ વિકૃતિકારક હોવાથી પાણી તો અશુદ્ધ થયુંજ છે. પાણીમાં બહારની કાંઈપણ વિકૃતિકારક વસ્તુ નાંખવામાં ન આવે તો જ પાણીનું મૂળ સ્વરૂપ જોઈ શકાય છે. આજ પ્રમાણે પુણ્યકર્મ એ શુભ દશા છે અને પાપકર્મ એ અશુભ દશા છે. પરંતુ એ બન્ને પ્રકારનાં શુભાશુભ કર્મોદ્વારા આત્મા તો વિકૃત થાય જ છે. જ્યારે આત્મા એ શુભાશુભ કર્મોની વિકૃતિમાંથી છૂટો થાય છે ત્યારે જ તે પ્રકૃત અવસ્થાને પામે છે. એટલા માટે જ શાસ્ત્રકારોએ પુણ્ય અને પાપ-એ બન્ને પ્રકારનાં શુભાશુભ કર્મોને ત્યાજ્ય બતાવ્યાં છે.

જીવાત્મામાં જ્યાં સુધી બાલપણુ-બાલીશતા હોય છે ત્યાં સુધી તે શુભ કર્મને શુદ્ધ અને તેમાં આનંદ માને છે, પરંતુ કર્મો ભલે શુભ હોય તો પણ તે આત્માને તો અશુદ્ધ કરેજ છે. જે લોકો પોતાના આત્માને શુદ્ધ કરવા ચાહે છે તેમણે તો શુભ અને અશુભ બન્ને પ્રકારનાં કર્મોનો ત્યાગ કરવો પડશે અને આત્માને કર્મ રહિત બનાવવો પડશે.

વ્યવદાનનું ફલ બતાવતાં ભગવાને શુકૂલ-ધ્યાનની ચોથી અવસ્થા-અક્રિય દશાની વાત કહી છે. અક્રિય દશાનો અનુભવ મોક્ષ જવાના સમયે જ થાય છે. હજી સુધી હું શુકલ-ધ્યાનની ચોથી અવસ્થા-અક્રિય દશાનો અનુભવ કરી શકયો નથી. પરંતુ જે મહાપુરુષો તેરમા ગુણુસ્થાને પહોંચી જઇ ચૌદમા ગુણુસ્થાનની સ્થિતિ સાક્ષાત્ જોઈ રહ્યા છે તેમનું કથન છે કે, અક્રિયા દશાને પ્રાપ્ત થતાં જ આત્મા મોક્ષને પામે છે. ચૌદમા ગુણુસ્થાનની સ્થિતિ अ इ उ ऋ लृ એ પાંચ લઘુ અક્ષરોનો ઉચ્ચાર થાય એટલા સમયની હોય છે. આટલા ટુંકા સમયમાં આત્મા અક્રિય થઈ મોક્ષને પામે છે. જો કે મોક્ષે જવામાં આત્માને આટલો જ સમય લાગે છે, પરંતુ મોક્ષ-પ્રાપ્તિ માટે તો અભ્યાસ-પ્રયત્ન-પુરૂષાર્થ તો પહેલેથી જ કરવામાં આવે છે. જે પ્રમાણે નીશાન તાકવામાં વધારે સમય લાગતો નથી, પણ નીશાન તાકવાનો અભ્યાસ કરવામાં તો ઘણો સમય લાગે છે અને લાંબા સમય સુધી અભ્યાસ કર્યા બાદ જ બરાબર નીશાન તાકી શકાય છે, તેજ પ્રમાણે મોક્ષ તો થોડાજ સમયમાં થાય છે પરંતુ તેને માટે પહેલાં અધિક અભ્યાસ કરવો આવશ્યક છે. રાધાવેધ કરવામાં તો વધારે વખત લાગતો નથી પરંતુ લક્ષ્યને વેધવાને અભ્યાસ કરવામાં તો વધારે સમય લાગે છે. આજ પ્રમાણે મોક્ષ તો પાંચ લઘુ અક્ષરોનો ઉચ્ચાર થાય એટલા જ ટૂંકા સમયમાં થાય છે પણ આ લક્ષ્યને સાધવાનો અભ્યાસ-પ્રયત્ન તો પહેલેથી જ કરવો જોઇએ. શાસ્ત્રકારો મોક્ષરૂપી લક્ષયને સાધવાનો જ ઉપદેશ આપે છે. આ ઉપદેશને ધ્યાનમાં રાખીને મોક્ષ સાધવાનો અભ્યાસ કરતા રહો. જો અભ્યાસ-પ્રયત્ન બરાબર કરવામાં આવશે તો મોક્ષનું લક્ષ્ય સાધતાં વખત નહિ લાગે.

પ્રત્યેક લક્ષ્યને સાધવાનો અભ્યાસ કે પ્રયત્ન ઉપયુક્ત સાધનદ્વારા જ કરવો જોઈએ. વિપરીત સાધનદ્વારા કરવો ન જોઈએ. કારણકે વિપરીત સાધનદ્વારા અભ્યાસ કરવાથી કાર્ય સિદ્ધ થવાને બદલે ઊલટું બગડે છે.

ભગવાન કહે છે કે, તપનું ફળ વ્યવદાન છે અને વ્યવદાનનું ફળ અક્રિયા છે. આ અક્રિયા દશાને પ્રાપ્ત થવાથી જ આત્મા સિદ્ધ, બુદ્ધ અને મુક્ત થઈ શકે છે. અક્રિયા દશાને પ્રાપ્ત થવાથી આત્મા જ્યારે સિદ્ધ થઈ જાય છે અને સિદ્ધ શબ્દમાં બીજા શબ્દો ગતાર્થ થઇ જાય છે તો પછી શાસ્ત્રકારોએ 'સિદ્ધ' શબ્દની સાથે જ બુદ્ધ, મુક્ત આદિ શબ્દોનો શા માટે ઉપયોગ કર્યો છે? અને તેમ કરવામાં તેમનો શો સદાશય છે તે વિષે અત્રે યથામતિશક્તિ વિચાર કરવો આવશ્યક જણાય છે.

સંસારમાં સિદ્ધિનું સ્વરૂપ ભિન્નભિન્ન દૃષ્ટિએ માનવામાં આવે છે. કેટલાક લોકો દીપ-નિર્વાણુ અર્થાત્ બુઝાયેલા દીપકના રૂપ જેવું સિદ્ધિનું સ્વરૂપ માને છે. અર્થાત્ તે લોકો એમ કહે છે કે જે પ્રમાણે દીપક બુઝાઇ જાય છે અને પછી કાંઈ રહેતું નથી, તે જ પ્રમાણે આત્મા પણ સિદ્ધ થયા બાદ કાંઈ રહેતું નથી. અર્થાત્ દીપ-નિર્વાણુના સ્વરૂપ જેવું જ

સિદ્ધિનું સ્વરૂપ છે. પરંતુ જૈનશાસ્ત્રમાં સિદ્ધિનું આવું સ્વરૂપ માનવામાં આવ્યું નથી. બીજા લોકો દીપ-નિર્વાણ જેવું સિદ્ધિનું સ્વરૂપ માને છે તેનો નિષેધ કરવા માટે જ સિદ્ધ શબ્દની સાથે બુદ્ધ શબ્દનો ઉપયોગ કર્યો છે. જે દીપક બુઝાઈ જાય છે તે દીપક અંધકાર પણ ફેલાવતો નથી અને પ્રકાશ પણ આપતો નથી. જો દીપકની જ માફક આત્મા પણ સિદ્ધ થયા બાદ અસ્તિત્વમાં ન રહે પણ નષ્ટ થઈ જાય તો પછી આત્માની સિદ્ધિ જ શા કામની રહી ? આત્મા સિદ્ધ થયા બાદ અસ્તિત્વમાં જ ન રહે, પણ દીપ-નિર્વાણની માફક નષ્ટ થઈ જાય તો તેમાં અનેક દોષ આવે છે. આ દોષનો પરિહાર કરવા માટે જ શાસ્ત્રમાં સિદ્ધ શબ્દની સાથે બુદ્ધ શબ્દનો પ્રયોગ કરી એમ કહેવામાં આવ્યું છે કે, આત્મા સિદ્ધ થયા બાદ બુદ્ધ થાય છે અર્થાત્ સર્વજ્ઞાની અને સર્વદર્શની બને છે.

આ ઉપરથી અત્રે એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે, જે આત્મા સિદ્ધ થઈ જાય છે તે સિદ્ધાત્માઓ માટે શું કાંઈ બાકી રહી જાય છે કે તેઓ 'સિદ્ધ' થયા બાદ 'બુદ્ધ' થાય છે ?

આ પ્રશ્નનો ઉત્તર એ છે કે પૂર્ણજ્ઞાની થયા બાદજ સિદ્ધ થવાય છે. પરંતુ જે પ્રમાણે અભ્યાસ કર્યાનું પ્રમાણપત્ર મળે છે ત્યારે જ અભ્યાસનું મહત્ત્વ વધે છે, તે જ પ્રમાણે પૂર્ણ-જ્ઞાની થયાનું પ્રમાણપત્ર સિદ્ધિ પ્રાપ્ત થાય ત્યારે મળે છે. જ્યારે અભ્યાસ કર્યાનું પ્રમાણ-પત્ર મળે છે ત્યારે જ જનસમાજમાં અભ્યાસની કીંમત અંકાય છે. તે જ પ્રમાણે સિદ્ધ થયા પહેલાં આ પૂર્ણજ્ઞાન તો રહે જ છે, પરંતુ સિદ્ધિને પ્રાપ્ત થવું એ જ પૂર્ણજ્ઞાનનું પ્રમાણ-પત્ર છે. શાસ્ત્રમાં કહ્યું છે કે, બુદ્ધ થવાથી કાંઈ નવું જ્ઞાન આવતું નથી. જ્ઞાન તો તેરમા ગુણસ્થાનથી જ હોય છે, પરંતુ સિદ્ધ થયા બાદ તે જ્ઞાન નષ્ટ થતું નથી એ બતાવવા માટે જ 'સિદ્ધ' થવાની સાથે 'બુદ્ધ' થવાનું પણ કહેવામાં આવ્યું છે.

કેટલાક લોકો એમ કહે છે કે, સિદ્ધ આત્મા પણ સંસારમાં અવતાર ધારણ કરે છે અર્થાત્ જન્મ લે છે. એકવાર તો તેઓ સિદ્ધ થઈ જાય છે પણ જ્યારે તેઓ જગતમાં કોઈ પ્રકારની વિપરીતતા જુએ છે ત્યારે રાગદ્વેષથી પ્રેરિત થઈને સંસારમાં પુનઃ અવતાર ધારણ કરે છે. ભગવાન મહાવીરે જે સિદ્ધિ કહી છે તે સિદ્ધિ આ પ્રકારની નથી. શાસ્ત્ર-કારો તો સ્પષ્ટ શબ્દોમાં કહે છે કે, જે આત્મા સિદ્ધ થઇ જાય છે તે જન્મમરણથી મુક્ત પણ થઈ જાય છે. આ વાતને વિશેષ સ્પષ્ટ કરવાને માટે જ ભગવાને 'સિદ્ધ અને બુદ્ધ' શબ્દોની સાથે 'મુક્ત' શબ્દનો પણ પ્રયોગ કર્યો છે. શ્રી ગીતામાં પણ કહ્યું છે કેઃ—

**यद्गत्वा न निवर्त्तन्ते तद्धाम परमं मम ।**

અર્થાત્—જ્યાં ગયા બાદ પાછું ફરવું પડતું નથી તે જ મારું ધામ છે. ગીતામાં તો આ પ્રમાણે કહેવામાં આવ્યું છે, તેમ છતાં તેના અર્થને ધ્યાનમાં ન લેતાં એમ કહેવામાં આવે છે કે, સિદ્ધ થવા છતાં આત્મા જગતની વિપરીતતા દૂર કરવા માટે સંસારમાં જન્મ ધારણ કરે છે. આ વાતનો નિષેધ કરવા માટે જ શાસ્ત્રકારોએ સિદ્ધ અને બુદ્ધ શબ્દોની સાથે મુક્ત શબ્દનો પ્રયોગ કરી એ વાતને સ્પષ્ટ કરી દીધી છે કે, સિદ્ધ થએલા આત્માને સંસારમાં અવતાર કે જન્મ ધારણ કરવો પડતો નથી.

આ ઉપરથી કોઈ એવો પ્રશ્ન કરે કે, જો આ જ પ્રમાણે જીવો સિદ્ધ થતા રહેશે તો કોઈ દિવસે એવો પણ સમય આવશે કે જ્યારે આ સંસાર જ જીવરહિત બની જશે !

કેટલાક લોકોને આ પ્રમાણે સંસાર જીવરહિત થઈ જશે એવો ભય ઉભો થવાને કારણે તેઓએ એવી કલ્પના કરી કે, જીવાત્મા થોડાક સમય સિદ્ધિ-સ્થાનમાં રહીને પાછા સંસારમાં જન્મ ધારણ કરે છે. પરંતુ આ કલ્પના ખોટી અને ભ્રમ પેદા કરનારી છે. તમે લોકો પણ કદાચ એવી કલ્પના કરતા હશો કે, જો આ પ્રમાણે જીવાત્માઓ સિદ્ધ થતા જ રહે તો કોઈક દિવસે સંસાર જીવરહિત ખાલી થઇ જાય એ સ્વાભાવિક જ છે. પરંતુ આ વાતને વિષે ઊંડા ઊતરીને બુદ્ધિપૂર્વક વિચાર કરશો તો તમને પોતાને પણ આ વાત ખોટી અને ભ્રામક છે એમ જણાશે. જે મહાત્માઓએ 'સિદ્ધિ' પ્રાપ્ત કરી છે અને સિદ્ધિનું સ્વરૂપ જોયું છે, જાણ્યું છે, તે મહાત્માઓએ 'કાળ'ને પણ જોયો છે અને જાણ્યો છે. અને ત્યારબાદ તેઓએ પોતાનો નિર્ણય જણાવ્યો છે કે, આ સંસાર કોઈ દિવસ જીવરહિત થઈ જ શકતો નથી. જ્ઞાની મહાત્માઓના આ કથન ઉપર તમે પોતે પણ જો ઊંડો વિચાર કરશો તો તમને પણ ઉપર્યુક્ત કથનનો સત્યાર્થ જણાયા વિના રહેશે નહિ અને તમારો સંદેહ પણ મટી જશે.

તમે કાળ વિષે જરા વિચાર કરો. શું ભૂતકાળનો અન્ત જણાય છે? તિથિ, માસ, વર્ષ વગેરે ઘણીવાર વ્યતિત થઈ ચૂક્યાં. બધાની ગણતરી કરો તો પણ ભૂતકાળનો અન્ત નહિ આવે. તેને અનન્ત કહેવો પડશે. આ જ પ્રમાણે ભવિષ્યકાળ વિષે વિચાર કરશો તો તે પણ અનન્ત જણાશે. આપણા આ જીવનનો અંત તો આવી જશે. પરંતુ ભવિષ્યકાળનો અન્ત આવી શકતો નથી. આ પ્રમાણે જ્યારે ભૂતકાળ અને ભવિષ્યકાળનો અન્ત નથી તો પછી તે કાળમાં થનારા પદાર્થોનો અંત કેવી રીતે હોઇ શકે? સંસારનાં બધાં કામો કાળની સાથે જ થાય છે. એટલા માટે જ્ઞાની આત્માઓએ ભૂતકાળ અને ભવિષ્યકાળ જોઈને એમ કહ્યું છે કે, જીવ કાળથી અનન્ત ગુણો અધિક છે. એટલા માટે સંસારનો અન્ત થઈ શકતો નથી, તેમ સંસાર કોઈપણ સમયે જીવરહિત પણ થઇ શકતો નથી. આ વાતને વિશેષ સ્પષ્ટ કરવા માટે એક ઉદાહરણ આપી સમજાવું છું:—

માનો કે એક કોટડીમાં શ્રીફળો ભરેલાં છે અને બીજી કોટડીમાં ખસખસનાં દાણાઓ ભરેલાં છે. બન્ને કોટડીઓ લંબાઈ-ચોડાઈમાં સરખી છે. પરંતુ શ્રીફળ પરિમાણમાં મોટા હોવાથી ગણતરીના હિસાબે ખસખસના દાણાની અપેક્ષાએ બહુ જ થોડા છે. હવે જો બન્ને કોટડીમાંથી ક્રમશઃ એક શ્રીફળ અને એક ખસખસનો દાણો બહાર કાઢવામાં આવે તો કઈ કોટડી પહેલી ખાલી થશે? શ્રીફળોથી ભરેલી કોટડી જલ્દી ખાલી થઈ જાય એ સ્વાભાવિક છે. આ જ પ્રમાણે કાળ શ્રીફળ જેટલો જ છે અને જીવાત્માઓ ખસખસનાં દાણાઓ જેટલા છે. જ્યારે કાળનો જ અન્ત આવતો નથી તો પછી જીવનો અન્ત કેવી રીતે આવી શકે? આ પ્રશ્ન વિષે પૂજ્યશ્રી શ્રીલાલજી મહારાજ ઘણીવાર કહ્યા કરતા હતા કે, રૂપિઆની ગમે તેટલી ઉપરાઉપરી ઢગલીઓ બનાવવામાં આવે પણ તેથી શું આકાશનો અન્ત આવી શકે? રૂપિયાની ઢગલીથી આકાશનો તેટલો અવકાશ અવશ્ય રોકાય છે, પરંતુ તેથી કાંઇ આકાશનો અન્ત આવી શકતો નથી, કારણ કે, આકાશ અનન્ત છે. આજ પ્રમાણે જીવાત્માઓ ગમે તેટલા સિદ્ધ થાય પરંતુ તેથી કાંઈ સંસારનો અંત આવી શકતો નથી. આ વાત શ્રદ્ધાગમ્ય છે. તમે ભૂતકાળ કે ભવિષ્યકાળને માન્યો નથી એટલે તમે શ્રદ્ધાથી જ ભૂતકાળ

અને ભવિષ્યકાળને અનન્ત માનો છો. જે પ્રમાણે તમે શ્રદ્ધાથી કાળને અનન્ત માનો છો તે પ્રમાણે જીવો ગમે તેટલા સિદ્ધ થાય તો પણ સંસાર જીવરહિત થઈ શકતો નથી એમ શ્રદ્ધાપૂર્વક માનો.

ભગવાને કહ્યું છે કે, જ્યારે જીવો પૂર્વસંચિત કર્મોનો ક્ષય કરી નાખે છે ત્યારે તેઓ અક્રિયા–દશાને પ્રાપ્ત થાય છે અને ત્યારબાદ સિદ્ધ, બુદ્ધ અને મુક્ત થઈ પરિનિર્વાણને પામે છે. અર્થાત ઉપાધિરહિત થઇ સર્વ દુઃખોનો અંત કરે છે. જ્યારે જીવ ઉપાધિરહિત બની જાય છે ત્યારે તેને સંસારમાં પાછા આવવાની જરૂર જ રહેતી નથી. જે પ્રમાણે દગ્ધ (બળી ગયેલાં) બીજમાંથી અંકુર ઉત્પન્ન થઈ શકતાં નથી, તે જ પ્રમાણે જેમણે ઉપાધિનો અન્ત કરી નાખ્યો છે તેમને પણ સંસારમાં ફરીવાર અવતાર કે જન્મ ધારણ કરવાની જરૂર જ રહેતી નથી.

સિદ્ધિનું આવું સ્વરૂપ છે. સિદ્ધિનું આવું સ્વરૂપ જાણી કોઈ એમ કહે છે કે, આવી સિદ્ધિ શા કામની ? આ પ્રમાણે કહેનારને બીજુ તો શું કહી શકાય ! જે લોકો સિદ્ધિ-સ્થાને જવા ચાહે છે તેમને માટે તો ભગવાને મોક્ષનો માર્ગ બતાવ્યો જ છે, પરંતુ જે લોકો સિદ્ધિને ચાહતા જ નથી તેમને માટે મોક્ષનો માર્ગ બતાવવો પણ નકામો છે. આત્મામાં જ્યાં સુધી બાલ-બુદ્ધિ હોય છે ત્યાં સુધી આત્મા સુખમાં દુઃખ અને દુઃખમાં સુખ માને છે. બાલજીવો સંસારનાં પદાર્થોમાં સુખ માને છે. પરંતુ વાસ્તવમાં આત્મામાં જે અનંત સુખ ભરેલું છે તે સુખની થોડી ઝાંખી જ સાંસારિક–પદાર્થોમાં આવે છે, અને તેથીજ પદાર્થો સુખરૂપ જણાય છે; પરંતુ વાસ્તવમાં પદાર્થોમાં સુખ નથી. સાચું સુખ તો આત્મામાં જ ભરેલું છે. પદાર્થોમાં સુખ માનવું એ તો એક ઉપાધિ છે. આ ઉપાધિમાંથી મુક્ત થઈ આત્મામાં જે સુખ રહેલું છે તેની જ શોધ અને તેનોજ વિકાસ કરવો જોઈએ.

આત્મામાં રહેલાં અનન્ત સુખને વિકસિત કરવાનું નામ જ સિદ્ધ, બુદ્ધ અને મુક્ત થવું એ છે. સંસારની ઉપાધિમાંથી નીકળીને અક્રિય બનવાની પરમાત્મા પ્રત્યે પ્રાર્થના કરવી જોઇએ. કારણ કે સંસારનાં બધાં દુઃખોનો અંત અક્રિયાથી જ થાય છે, અને અક્રિયા દશા પૂર્વ સંચિત કર્મોનો નાશ કરવાથી પ્રાપ્ત થાય છે. એટલા માટે પ્રત્યેક આત્મહિતૈષીએ તપદ્વારા પૂર્વ સંચિત કર્મોનો ક્ષય કરી અક્રિય દશાને પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરવો જોઈએ.



## વ્યાખ્યાન: સંવત્ ૧૯૯૪ અષાડ વદ ૪ શનિવાર

### પ્રાર્થના

**મલ્લિ જિન બાલ બ્રહ્મચારી, 'કુંભ' પિતા 'પરભાવતી' મૈયા,**
**તિનકી કુમારી, મલ્લિ જિન બાલ બ્રહ્મચારી. ॥ મલ્લિ ॥ ૧ ॥**

—વિનયચંદ્રજી કુંભટ ચોવીશી

શ્રી મલ્લિનાથ ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

ભગવાન મલ્લિનાથના ચરિત્રમાંથી માયા અને બ્રહ્મનો બોધ મળે છે. બ્રહ્મરૂપ આત્મા માયાના પ્રપંચમાં કેવી રીતે પડી ગયો છે અને કેવી રીતે આ માયામાંથી આત્મા મુક્ત થઈ શકે એ આ પ્રાર્થનામાં બતાવવામાં આવ્યું છે.

આજે તમે લોકો માયાની રમત રમી રહ્યા છો અને એ રમત રમતાં પોતાનું સ્વરૂપ પણ ભૂલી રહ્યા છો. પરંતુ માયાથી મુક્ત થવા માટે તમારે આખરે નિજ સ્વરૂપમાં રમણ કરવાની તૈયારી કરવી પડશે. નિજ સ્વરૂપ પ્રગટાવવા માટે શું કરવું જોઈએ તે માટે આ પ્રાર્થનામાં કહેવામાં આવ્યું છે કેઃ–" **વિનયચન્દ ચાહત ભવભવમેં ભક્તિ પ્રભો થારી.**" કવિ કહે છે કે, હે પ્રભો ! તારી ભક્તિ કર્યા વિના માયાથી મુક્ત થવું મુશ્કેલ છે. એટલા માટે હું તારી ભક્તિ ચાહું છું. ભક્તની માફક તમે પણ પરમાત્માની ભક્તિ કરો. જો તમે હૃદયપૂર્વક પરમાત્માની સેવાભક્તિ કરશો તો બધી માયા મટી જશે અને તમે આત્મસ્વરૂપ પણ પ્રગટાવી શકશો. શાસ્ત્રમાં દરેક ઠેકાણે આત્મસ્વરૂપ પ્રગટાવવાની જ વાત કહેવામાં આવી છે એટલા માટે હવે શાસ્ત્રની વાત કહું છું.

શાસ્ત્ર, કોઈ વ્યક્તિવિશેષ માટે જ નથી, પરંતુ સંસારના બધાં લોકો માટે છે. શાસ્ત્રની અમૃતસમી અમોઘધારાનો જે કોઈ લાભ લેવા ચાહે તે લઈ શકે છે. જે પ્રમાણે વરસાદ બધાં લોકોને માટે ઉપયોગી છે, તે જ પ્રમાણે મહાપુરુષોએ શાસ્ત્રરૂપ અમૃતની જે અમોઘધારા વરસાવી છે તે બધાંને માટે ઉપયોગી છે. ભગવાને આત્મોદ્ધારિણી જે અમોઘ વાણીનો વરસાદ જગત-કલ્યાણ અર્થે વરસાવ્યો છે તે અમોઘવર્ષાનું તમે પણ રસપાન કરો તો તેમાં કલ્યાણ જ છે.

## સમ્યક્ત્વ પરાક્રમ—બોલ ૨૮ મો (ચાલુ)

વ્યવદાનના ફળ વિષે બે દિવસથી વિચાર ચાલે છે. વ્યવદાનના ફળ વિષે વિચાર કરતાં અત્રે એવો પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે, જ્યારે તપદ્વારા પૂર્વસંચિત કર્મોનો ક્ષય અર્થાત્ વ્યવદાન થાય છે એ વાત સુનિશ્ચિત છે તો પછી વ્યવદાનનું શું ફળ છે એ વાત ફરીવાર પૂછવાની શી આવશ્યકતા છે ?

આ પ્રમાણે ટીકાકાર પ્રશ્ન ઉપસ્થિત કરી તેનું સમાધાન કરતાં કહે છે કે, સૂત્રની વાત ગહન છે. સૂત્રમાં કોઈ ઠેકાણે અતિદેશદ્વારા અને કોઈ ઠેકાણે સાક્ષાત્ વાત કહેવામાં આવી છે; અર્થાત્ કોઈ વાત વિસ્તારથી અને કોઈ વાત સંક્ષેપમાં કહેવામાં આવી છે. જ્ઞાનીજનોને જ્યાં જે વાત કહેવાની જરૂર જણાઈ ત્યાં તે વાત કહી છે.

અતિદેશનો અર્થ સામાન્ય રીતે ગૌણ વાત કહેવી એવો થાય છે. અતિદેશદ્વારા જે વાત કહેવામાં આવે છે તે વાત ગૌણ હોય છે, અને સાક્ષાત્ જે વાત કહેવામાં આવે છે તે વાત મુખ્ય હોય છે. ઉદાહરણ તરીકે, કોઈ શેઠે પોતાના નોકર પાસે દાતણ મંગાવ્યું. નોકરે વિચાર કર્યો કે, દાતણની સાથે પાણી પણ જોઈએ, અને મોઢું ધોયા બાદ લૂછવા માટે ટુવાલ પણ જોઈએ. આ પ્રમાણે શેઠે તો કેવળ દાતણ જ લાવવાનું કહ્યું હતું, પરંતુ આ કથનમાં ગૌણરૂપે પાણી અને ટુવાલ વગેરે લાવવાનો સંકેત રહેલો હતો. આ પ્રમાણે મુખ્યમાં તો કોઈ બીજી વાત હોય અને ગૌણમાં કોઈ બીજી વાતનો સંકેત હોય તે અતિદેશ કહેવાય છે. કદાચ તે શેઠ પોતાના નોકરને એમ કહે કે, મેં તો કેવળ દાતણ મંગાવ્યું હતું, પાણી અને ટુવાલ ક્યાં મંગાવ્યાં હતાં? આ પ્રશ્નના જવાબમાં નોકર એમ જ કહેશે કે, તમે મુખ્ય રીતે તો દાતણ જ મંગાવ્યું હતું, પરંતુ ગૌણરૂપે પાણી તથા ટુવાલ વગેરે પણ મંગાવ્યાં હતાં; કારણ કે, દાતણની સાથે પાણીની અને ટુવાલ વગેરેની પણ આવશ્યકતા રહે છે.

આ જ પ્રમાણે શાસ્ત્રમાં તપશ્ચર્યાનું ફળ પૂર્વસંચિત કર્મોનો ક્ષય અર્થાત્ વ્યવદાન બતાવેલ છે, અને વ્યવદાનની સાથે જ અતિદેશદ્વારા અક્રિયાદશાની વાત પણ કહેવામાં આવી છે. તેમ છતાં પણ વ્યવદાનના ફળ વિષે ફરીવાર પ્રશ્ન શા માટે પૂછવામાં આવ્યો એ વાતનું સમાધાન કરતાં ટીકાકાર કહે છે કે, શાસ્ત્રમાં ક્યાંય તો મુખ્ય રીતિએ વાત સમજાવવામાં આવી છે અને ક્યાંય ગૌણરીતિએ વાત સમજાવવામાં આવી છે. આ પ્રમાણે શાસ્ત્રમાં જોવામાં આવે છે.

કાલે વ્યવદાનનું ફળ બતાવતાં અક્રિયા તથા સિદ્ધ, બુદ્ધ, મુક્ત, પરિનિર્વાણ અને સર્વદુઃખોનો અન્ત થાય છે એમ કહેવામાં આવ્યું છે. આ ઉપરથી અત્રે એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે, જ્યારે સિદ્ધ થવાનું કહેવામાં આવ્યું છે તો સિદ્ધિમાં તો પ્રત્યેક વાતનો સમાવેશ થઈ જાય છે તો પછી, બુદ્ધ, મુક્ત, પરિનિર્વાણ અને બધાં દુઃખોનો અન્ત કરવાની વાત શા માટે કહેવામાં આવી? આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, કોઇ કોઈ વાત એકાર્થ નાના ઘોષથી પણ કહેવામાં આવે છે, તેમ અત્રે પણ વ્યવદાનનું ફળ પણ એકાર્થ નાના ઘોષથી બતાવવામાં આવેલ છે. સિદ્ધ થનાર વ્યક્તિ બુદ્ધ પણ થઈ જાય છે, મુક્ત પણ થઈ જાય છે, પરિનિર્વાણને પણ પામે છે અને બધાં દુઃખોનો અન્ત પણ કરી નાંખે છે. આમ હોવા છતાં સિદ્ધ, બુદ્ધ, મુક્ત આદિ શબ્દોને જુદા જુદા કહેવાનું કારણ મારી સમજ પ્રમાણે એમ જણાય છે કે, કેટલાક લોકો સિદ્ધિનું સ્વરૂપ જ્ઞાન-વિજ્ઞાનનો નાશ થવો અને બાકી કાંઈ ન રહેવું એવું બતાવે છે. આ વાતનું નિરાકરણ કરવા માટે જૈનશાસ્ત્રમાં જે સિદ્ધ થાય છે તે બુદ્ધ પણ થાય છે એમ કહેવામાં આવ્યું છે. કેટલાક લોકો મોક્ષમાં અજ્ઞાન-અવસ્થા બતાવે છે. પરંતુ જૈનશાસ્ત્રને આ વાત સમ્મત નથી. મોક્ષમાં અજ્ઞાન-અવસ્થા માનનારાઓના શબ્દાઘાતથી પોતાના પક્ષને સુરક્ષિત રાખવા માટે જ સિદ્ધ કહેવાની સાથે

જ બુદ્ધ થવાનું પણ કહેવામાં આવ્યું છે. વાસ્તવિક રીતે સિદ્ધ થવું અને બુદ્ધ થવું એ બન્ને એક જ વાત છે. પરંતુ અત્રે એ જ વાતને ભિન્ન ભિન્ન ઘોષથી સમજાવવામાં આવેલ છે.

કેટલાક લોકો કહે છે કે, સિદ્ધને જ્ઞાન અને દર્શનનો ઉપયોગ એક સાથે થાય છે. પરંતુ કેટલાક આચાર્યોનો એવો પણ મત છે કે, સિદ્ધોને જ્ઞાન અને દર્શનનો ઉપયોગ એક સાથે રહેતો નથી. પરંતુ જ્યારે જ્ઞાનનો ઉપયોગ હોય છે ત્યારે દર્શનનો ઉપયોગ રહેતો નથી, અને જ્યારે દર્શનનો ઉપયોગ હોય છે ત્યારે જ્ઞાનનો ઉપયોગ રહેતો નથી. આ વિષય ચર્ચાસ્પદ છે. જો કોઈ ચર્ચાસ્પદ વિષયમાં આપણી બુદ્ધિ કામ કરે નહિ તો 'केवलिवाक्यं प्रमाणं' એમ કહીને સંતોષ માનવો જોઈએ. પરંતુ જે વાત શાસ્ત્રમાં સ્પષ્ટરીતે કહેવામાં આવી હોય તે વાતને તો તે જ સ્વરૂપમાં માનવી જોઇએ. સિદ્ધને જ્ઞાન અને દર્શનનો ઉપયોગ એક સાથે થાય છે કે નહિ એ સંબંધમાં શ્રી પન્નવણા સૂત્રમાં કહેવામાં આવ્યું છે કેઃ—

**केवली णं भंते ! जं समयं जाणइ न तं समयं पासइ,**
**जं समयं पासइ न तं समयं जाणइ, हंता गोयमा ।**

અર્થાત્—ગૌતમ સ્વામીએ પ્રશ્ન પૂછ્યો કે, હે ભગવાન ! કેવલીને જ્યારે જ્ઞાનનો ઉપયોગ હોતો નથી અને જ્યારે દર્શનનો ઉપયોગ હોય છે ત્યારે જ્ઞાનનો ઉપયોગ હોતો નથી ને ? આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને કહ્યું કે, હા ગૌતમ ! એમ જ છે.

શાસ્ત્રનાં આ વચન પ્રમાણથી આપણે એમ માનવું જોઇએ કે, સિદ્ધને જ્યારે દર્શનનો ઉપયોગ હોય છે ત્યારે જ્ઞાનનો ઉપયોગ હોતો નથી અને જ્યારે જ્ઞાનનો ઉપયોગ હોય છે ત્યારે દર્શનનો ઉપયોગ હોતો નથી.

કહેવાનો આશય એ છે કે, સિદ્ધ થયા બાદ જ્ઞાન-વિજ્ઞાન નષ્ટ થતું નથી એ બતાવવા માટે જ સિદ્ધની સાથે બુદ્ધ શબ્દનો પ્રયોગ કરવામાં આવ્યો છે. હવે સિદ્ધ, બુદ્ધ શબ્દની સાથે 'મુક્ત' આદિ શબ્દનો પ્રયોગ શા માટે કરવામાં આવ્યો છે એ વિષે કેટલોક વિચાર ગઈ કાલે કર્યો હતો આજે પણ તે ઉપર જરા વિશેષ વિચાર કરીએ.

મુક્તિ વિષે પણ કેટલાક લોકોની જૂદી માન્યતા છે. મુક્તિ વિષે જે વિપરીત અર્થ કરવામાં આવે છે તે વિપરીત અર્થના પ્રભાવથી પોતાનાં કથનને બચાવવા માટે જ સિદ્ધ, બુદ્ધની સાથે 'મુક્ત' શબ્દનો પ્રયોગ કરવામાં આવ્યો છે.

જે પ્રમાણે મનુષ્યનું જીવન કેવળ મોટા હથિયારથી જ નહિ, પરંતુ સામાન્ય સુઇથી પણ નષ્ટ થઈ શકે છે. તે જ પ્રમાણે સામાન્ય વાતની ભિન્નતાથી સિદ્ધાન્તમાં પણ અંતર પડી જાય છે અને સિદ્ધાન્તનું ખંડન થઈ શકે છે. જ્યારે કેટલાક લોકો શબ્દનો અર્થ કોઈ જુદો જ કરે છે અથવા ઊલટો અર્થ કરે છે, ત્યારે વિપરીત અર્થનું નિવારણ કરી સાચો અર્થ બતાવવો એ જ્ઞાનીઓની ફરજ થઇ પડે છે. આ કર્તવ્યનું પાલન કરવા માટે શાસ્ત્રકારોએ સિદ્ધ અને બુદ્ધ કહેવાની સાથે જ 'મુક્ત' શબ્દનો પણ પ્રયોગ કર્યો છે. કારણ કે કેટલાક લોકોની એવી માન્યતા છે કે, આત્માને કર્મબંધ થતો જ નથી. પરંતુ જૈનશાસ્ત્રને આ વાત સ્વીકાર્ય નથી. જૈનશાસ્ત્ર કહે છે કે જો કર્મબન્ધ હોય નહિ

તો આત્મા મુક્ત કેવી રીતે થઇ શકે ? આત્મા મુક્ત થાય છે, એટલે આત્મા પહેલાં કર્મ-બન્ધથી બંધાએલો હોવો જ જોઇએ. આ વાતને સ્પષ્ટ કરવા માટે જ 'મુક્ત' શબ્દનો પ્રયોગ કરવામાં આવ્યો છે.

આજ પ્રમાણે પરિનિર્વાણને પામવામાં અને સિદ્ધ થવામાં કોઇ પ્રકારનું અન્તર નથી. પરંતુ કેટલાક લોકો નિર્વાણનો અર્થ જુદો કરે છે. બૌદ્ધ લોકો નિર્વાણનો અર્થ દીપનિર્વાણ જેવો કરે છે, અર્થાત્ તેઓ એમ કહે છે કે જે પ્રમાણે દીપક બુઝાઇ ગયા બાદ કાંઇ રહેતું નથી તેવું સિદ્ધનું સ્વરૂપ છે. પરંતુ જૈનશાસ્ત્રને આ વાત માન્ય નથી. એટલા માટે બૌદ્ધના આ કથનને અમાન્ય સિદ્ધ કરવા માટે જ શાસ્ત્રકારોએ સિદ્ધ, બુદ્ધ અને મુક્ત શબ્દની સાથે નિર્વાણ શબ્દનો પ્રયોગ કર્યો છે.

નિર્વાણ શબ્દની પછી શાસ્ત્રકારોએ બધાં દુઃખોનો અંત કરવા વિષે કહ્યું છે. સિદ્ધ થવું અને બધાં દુઃખોનો અંત કરવો એમાં તાત્ત્વિક દૃષ્ટિએ કોઇ પ્રકારની ભિન્નતા નથી, પરંતુ બીજા લોકોની ખોટી માન્યતાનું નિવારણ કરવા માટે જ બધાં દુઃખોનો અંત કરવા વિષે શાસ્ત્રમાં કહેવામાં આવ્યું છે. જૈનશાસ્ત્ર કર્મને જ દુઃખ માને છે. શ્રી ભગવતી સૂત્રમાં ગૌતમ સ્વામી અને ભગવાન વચ્ચે આ વિષે પ્રશ્નોત્તર થયો છે કેઃ—

**दुक्खी णं भंते ! दुक्खेण पुट्ठे किं अ दुक्खी दुक्खेण पुट्ठे ?**

અર્થાત્—હે ભગવાન ! દુઃખી દુઃખથી સ્પર્શાય છે કે અદુઃખી દુઃખથી સ્પર્શાય છે ?

આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને કહ્યું કે, દુઃખી જ દુઃખથી સ્પર્શાય છે, અદુઃખી દુઃખથી સ્પર્શાતો નથી. આ પ્રમાણે દુઃખી જ દુઃખથી સ્પર્શાય છે. અહીં બધાં દુઃખોનો અંત કરવા વિષે જે કહેવામાં આવ્યું છે તેનો ફલિતાર્થ પણ કર્મથી રહિત થવાનો છે. બધાં કર્મોને નષ્ટ કરી દેવાં એટલે બધાં દુઃખોનો અંત કરવો. અત્રે દુઃખ શબ્દથી કર્મનો અંત સમજવો જોઇએ. આ જ માટે ઉપર ભગવતી સૂત્રમાં ચોવીસ દંડક વિષે જે પ્રશ્નોત્તર કરવામાં આવ્યા છે તેમાં પણ એમ કહેવામાં આવ્યું છે કે, સર્વાર્થસિદ્ધ વિમાનના દેવો પણ દુઃખથી સ્પર્શાય છે, કારણ કે તેઓમાં હજી કર્મો બાકી છે. જેઓમાં ભાવકર્મો હોય છે તેઓ જ દુઃખથી સ્પર્શાય છે અને જેઓમાં ભાવકર્મો બાકી રહેતાં નથી તેઓ દુઃખથી સ્પર્શાતા નથી.

કહેવાનો આશય એ છે કે, સિદ્ધ થવાથી આત્મા કર્મરહિત થઇ જાય છે અને બધાં દુઃખોથી મુક્ત થઇ જાય છે. અત્રે એક પ્રશ્ન એ થાય છે કે, કર્મો આત્માને કેવી રીતે લાગે છે ? કર્મો સ્વયં જ આત્માને લાગે છે કે ઇશ્વરની પ્રેરણાથી ? આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, જો ઇશ્વરની પ્રેરણાથી જ કર્મો આત્માને લાગે છે એમ માનવામાં આવે તો ઇશ્વરના સ્વરૂપમાં અનેક વિકૃતિઓ અને બાધાઓ ઉપસ્થિત થાય છે. દાખલા તરીકે, કોઇ એક માણસ નદીમાં ડૂબી રહ્યો હોય અને ત્યાં બહાર કાઢનાર કોઇ માણસ ઊભો ઊભો જોઇ રહ્યો હોય, તો શું તે માણસને દયાળુ કહી શકાય ? જ્યારે આવા માણસને પણ દયાળુ કહી શકાય નહિ, તો પછી જે પરમ દયાળુ કહેવાય છે તે પરમાત્મા જીવોને કર્મબંધનથી બાંધીને સંસારસાગરમાં ડૂબાવે ખરો ? વાસ્તવમાં ઇશ્વર કર્ત્તા નથી તેમ તે કોઇ જીવને કર્મબંધનથી બાંધતો નથી. ગીતામાં પણ કહ્યું છે કેઃ—

**न कर्तृत्वं न कर्माणि लोकस्य सृजति प्रभुः ।**

અર્થાત્—પ્રભુ લોકનો કર્ત્તા નથી અને કર્મોને પેદા પણ કરતો નથી.

અત્રે એક બીજો પ્રશ્ન પણ ઉપસ્થિત થાય છે કે, જો પરમાત્મા (ઇશ્વર) કર્મોને પ્રેરણા કરતો નથી તો પછી આત્માને કર્મો કેવી રીતે લાગે છે? આ પ્રશ્નના ઉત્તરમાં હું એક ઉદાહરણ આપી સમજાવું છું. માનો કે, એક ઘડો તેલથી ભીંજાએલો છે, બીજો ઘડો પાણીથી ભીંજાએલો છે, અને ત્રીજો ઘડો તદ્દન કોરો છે. રજને એ જ્ઞાન હોતું નથી કે હું કોને કેવી રીતે ચોંટું? પરંતુ જે ઘડો તેલથી ભીંજાએલો હશે તે ઘડાને રજ વધારે ચોંટશે. જે ઘડો પાણીથી ભીંજાએલો છે તે ઘડાને રજ ચોંટશે તો ખરી, પણ તેલના ઘડા જેટલી વધારે ચોંટશે નહિ. અને કોરા ઘડા ઉપર પણ રજ તો પડશે, પરંતુ જે પ્રમાણે પવનદ્વારા રજ પડશે તે જ પ્રમાણે પવનદ્વારા રજ ઉડી જશે. આ જ પ્રમાણે કર્મરજ ચૌદ રાજુલોકમાં વ્યાપ્ત છે; પરંતુ ભાવકર્મમાં જેટલી ચીકાશ હોય છે તેટલી ચીકાશથી કર્મો આત્માને ચોંટે છે. જો ભાવકર્મમાં વધારે ચીકાશ હશે તો કર્મો વધારે ચોંટશે અને જો ઓછી ચીકાશ હશે તો કર્મવર્ગણા ઓછી ચોંટશે. જો આત્મા કોરા ઘડાની માફક ભાવકર્મની ચીકાશથી રહિત હશે અર્થાત્ તેનામાં રાગદ્વેષ નહિ હોય તો કર્મો પણ ચોંટશે નહિ.

હવે અત્રે પ્રશ્ન એ થાય છે કે, જ્યારે કર્મની વ્યવસ્થા આ પ્રમાણે છે તો પછી કર્મને ઉદયમાં આવવાનું અને સુખ તથા દુઃખ રૂપે પરિણત થવાનું જ્ઞાન કેવી રીતે થઇ શકે? અર્થાત્ કર્મો જડરૂપ હોવાથી સુખદુઃખરૂપે કેવી રીતે પરિણત થઇ શકે? આ પ્રશ્નનો ઉત્તર એ છે કે શું દવાને એવું જ્ઞાન હોય છે કે, હું પેટમાં જઇને આ પ્રમાણે શરીરમાં ફેરફાર કરીશ? અથવા દૂધને એવું જ્ઞાન હોય છે કે, હું પેટમાં જઇને આ પ્રમાણે રસભાગ અને ખલભાગમાં પરિણત થઇ જઇશ? આમ છતાં પેટમાં ગયા બાદ દવા કે દૂધ પોતાનો ગુણ બતાવે છે કે નહિ? કોઇ ભૂખ્યા માણસને દૂધ પીવડાવવામાં આવે તો દૂધ પીતાંજ તેની આંખોમાં કેવું તેજ આવી જાય છે! દૂધ કે દવાને તો આ વાતનું ભાન કે જ્ઞાન હોતું નથી પરંતુ તેનામાં શક્તિ અવશ્ય છે. આજ પ્રમાણે કર્મને એવું જ્ઞાન હોતું નથી કે, મારામાં કેવી શક્તિ છે. પરંતુ જ્યારે કર્મો આત્માને લાગે છે ત્યારે કર્મો પોતાનાં ગુણો તો બતાવે જ છે. આત્માને લાગેલાં કર્મોની ચીકાશ પ્રમાણે કર્મો ઉદયમાં આવીને સુખ કે દુઃખ આપે છે.

કહેવાનો આશય એ છે કે, દુઃખી જ દુઃખથી સ્પર્શાય છે. કેટલાક લોકો કહે છે કે, આત્માને કર્મબન્ધ થતો નથી, પરંતુ જૈનશાસ્ત્રને આ વાત માન્ય નથી. એટલા જ માટે આ પ્રકારના કથનનું ખંડન કરવા માટે સિદ્ધ, બુદ્ધ, મુક્ત તથા પરિનિર્વાણ થવાની સાથે જ બધાં દુઃખોનો અંત કરવાનું કહેવામાં આવ્યું છે.

કેટલાક લોકો દુઃખનો અંત કરવાનો અર્થ, બેડી કાપવાની સાથે જ પગને કાપી નાંખવો એવા ભાવાર્થમાં કરે છે; અર્થાત્ તે લોકોનું એવું કહેવું છે કે, દુઃખ નષ્ટ થવાની સાથે જ આત્મા પણ નષ્ટ થઇ જાય છે. પરંતુ આ વાત ખોટી છે. આત્મા તો દુઃખનો અંત કરી સુખનિધાન બની જાય છે, પરંતુ નષ્ટ થતો નથી.

ભગવાને એમ કહ્યું છે કે, વ્યવદાનથી આત્મા અક્રિયા–અવસ્થાને પામે છે અને પરિણામે સિદ્ધ, બુદ્ધ, મુક્ત થઇ પરિનિર્વાણને પામે છે અને બધાં દુઃખોનો અંત કરે છે. ભગવાનના આ કથનને હૃદયમાં ઊતારીને આપણે આપણી સ્થિતિનો વિચાર કરવો જોઇએ.

જો આપણે કર્મરહિત થઇ ગયા હોત તો તો આપણા માટે કોઇ પ્રકારના ઉપદેશની આવશ્યકતા જ રહેત નહિ. પરંતુ આપણે હજી અપૂર્ણ છીએ અને એટલાજ માટે આપણને ઉપદેશ સાંભળવાની–સમજવાની આવશ્યકતા છે. શ્રી આચારાંગ સૂત્રમાં કહ્યું છે કે, પૂર્ણતાને પામેલ વ્યક્તિને ઉપદેશ સાંભળવાની આવશ્યકતા હોતી નથી, પરંતુ અપૂર્ણ વ્યક્તિને જ ઉપદેશ સાંભળવાની આવશ્યકતા રહે છે. આપણે હજી અપૂર્ણ છીએ એટલા માટે આપણે ઉપદેશ સાંભળીને શું કરવું જોઇએ, તેનો ઊંડો વિચાર કરવો આવશ્યક છે. જ્ઞાની અને અજ્ઞાનીની રીતિ–નીતિમાં ઘણોજ ભેદ હોય છે. આ વાત સામાન્ય ઉદાહરણ દ્વારા સમજાવું છું. માનો કે, કોઈ વૃક્ષ ઉપર એક બાજુ વાંદરો બેઠો છે અને બીજી બાજુ એક પક્ષી બેઠેલ છે. એટલામાં ખૂબ પવન ચાલવાથી તે વૃક્ષ તૂટીને નીચે પડી ગયું. આવી દશામાં દુઃખ કોને થશે? વાંદરાને દુઃખ થશે કે પક્ષીને? પક્ષી તો પોતાની પાંખોના બળ વડે ઊંચે ઉડી જશે, પરંતુ વાંદરો તો તેજ વૃક્ષ નીચે કચડાઈ જશે. આ જ વાત જ્ઞાની અને અજ્ઞાની લોકોને લાગુ પડે છે. આ સંસારરૂપી વૃક્ષ ઉપર તો જ્ઞાની અજ્ઞાની બન્ને પ્રકારનાં લોકો બેઠેલા છે. પરંતુ સંસારવૃક્ષ નીચે પડશે ત્યારે જ્ઞાની લોકો તો પક્ષીની માફક ઊર્ધ્વગતિ કરશે અને અજ્ઞાની લોકો તે જ સંસારવૃક્ષની નીચે દબાઇને દુઃખ પામશે.

આ વાત ઉપરથી આપણે શરીરમાં રહેવા છતાં કેવી રીતે નિર્લેપ રહી શકીએ એ જ સાર લેવાનો છે. આ શરીર તો એક દિવસે છૂટવાનું જ છે. મરવાનું તો બધાંયને છે. પરંતુ પક્ષીની માફક ઊર્ધ્વગતિ કરવી એ ઠીક છે, કે વાંદરાની માફક પતિત થઇ જવું એ ઠીક છે, એ વાતનો વિચાર કરો! તમે કહેશો કે, આવા સમયમાં પક્ષીની માફક ઊર્ધ્વગતિ કરવી એ જ યોગ્ય છે. પરંતુ પક્ષીઓને પાંખો તે જ વખતે આવતી નથી પણ પહેલેથી જ તેને પાંખો હોય છે અને તેથી જ આવશ્યકતાના સમયે ઊડી શકે છે. આ જ પ્રમાણે તમે પણ આવા સમયે આત્માને ઊર્ધ્વગામી કરી શકો તે બાબતનો ઉપાય પહેલેથી વિચારી રાખો. કહેવત પણ છે કે, આગ લાગે ત્યારે કુવો ખોદવો શા કામનો? આ જ પ્રમાણે આત્માને ઊર્ધ્વગામી બનાવવા માટે પહેલેથી જ અભ્યાસ કરો. શાસ્ત્રકારો આપણને મોક્ષનો માર્ગ એટલા જ માટે બતાવે છે કે, આપણે મોક્ષના માર્ગે જવાનો અભ્યાસ પહેલેથી કરી શકીએ. શાસ્ત્રમાં કહેલી વાતને હૃદયમાં ઊતારી અને તે પ્રમાણે આચરણ કરવાથી જ આત્માનું કલ્યાણ થઇ શકે છે. આત્મા જ કર્મરહિત થઇ સિદ્ધ, બુદ્ધ અને મુક્ત થઇ પરમાત્મા બની શકે છે. કેટલાક લોકો આત્માને જુદો અને પરમાત્માને જુદો માને છે. પરંતુ જ્ઞાનીઓની તાત્ત્વિક દૃષ્ટિએ આત્મા અને પરમાત્મા સમાન જ છે. કર્મબન્ધનથી રહિત થવાથી આ આત્મા જ પરમાત્મા બની જાય છે. શાસ્ત્રમાં કહ્યું છે કે, આઠ કર્મોનાં બંધનથી જે બંધાયેલા છે તે જીવાત્મા છે, અને આઠ કર્મોના પાશથી જે મુક્ત થઇ ગયા છે તે પરમાત્મા છે. શાસ્ત્રના આ કથનાનુસાર આપણો આત્મા પણ આઠ કર્મોથી મુક્ત થઇ સિદ્ધ, બુદ્ધ અને મુક્ત થઇ શકે છે. જો આપણે આત્માનું કલ્યાણ કરવા ચાહિએ છીએ તો કર્મબંધનમાંથી મુક્ત થવાનો આપણે પ્રયત્ન કરવો જોઇએ. કર્મબંધનમાં આત્માની પરતંત્રતા અને કર્મમુક્તિમાં આત્માની સ્વતંત્રતા રહેલી છે. એટલા માટે કર્મબંધનમાંથી આત્માને મુક્ત કરી સ્વતંત્ર બનાવવાનો પુરૂષાર્થ કરવો જોઇએ. આ જ સમ્યક્ પુરૂષાર્થ છે.

## વ્યાખ્યાન : સંવત્ ૧૯૯૪ અષાડ વદ ૫ રાવવાર



### પ્રાર્થના

**શ્રી મુનિસુવ્રત સાહબા, દીનદયાલ દેવ તણા દેવ કે;**
**તરણુ તારણુ પ્રભુ મો ભણી, ઉજ્જવલ ચિત્ત સમરું નિત્યમેવ કે.**
**શ્રી મુનિસુવ્રત સાહબા ॥ ૧ ॥**

—વિનયચંદ્રજી કુંભટ ચોવીશી.

શ્રી મુનિસુવ્રતનાથ ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

પરમાત્માની પ્રાર્થના આત્માને માટે માર્ગદર્શિકા છે. પરમાત્માની પ્રાર્થના કરવાથી આત્મા, સંસારની ભૂલ ભૂલામણીમાં ન પડતાં મોક્ષના સીધા માર્ગે ચડી શકે છે. સન્માર્ગ મળી જવો એ કાંઇ સામાન્ય વાત નથી. સંસારવ્યવહારમાં પણ દૃષ્ટિપાત કરવાથી સ્પષ્ટ જણાય છે કે, સન્માર્ગ બતાવનાર માર્ગદર્શક મળવો બહુ જ મુશ્કેલ છે. કોઈ નવું મકાન બનાવવા માટે નકશો બનાવવો એ કુશળ કારીગરનું કામ છે. તેથી જો નકશો તૈયાર કરનાર કોઇ મરી જાય તો પછી મકાન બનાવવાનું કામ સરળ થઈ જાય છે. આ જ પ્રમાણે મુક્તિના જે માર્ગમાં અનેક પ્રકારની મુશ્કેલીઓ છે તે માર્ગને સરળ કરી દેવો એ કાંઈ સાધારણ કામ નથી. પરમાત્માની પ્રાર્થનાથી મુક્તિનો માર્ગ સરળ થાય છે. એટલા માટે પરમાત્માની પ્રાર્થના કરો કે જેથી મોક્ષમાં જવાનો તમારો માર્ગ સરળ થઇ જાય.

શાસ્ત્રકાર મોક્ષનો સીધો માર્ગ બતાવવા માટે જ સિદ્ધાન્તની વાત કહે છે. સિદ્ધાન્તની આ વાતને હૃદયમાં સ્થાન આપવાથી મોક્ષનો સીધો માર્ગ મળી જાય છે. પ્રાર્થના દ્વારા મોક્ષનો માર્ગ સીધો થાય છે અને સિદ્ધાન્ત પણ મોક્ષે જવાનું માર્ગસૂચન કરે છે. પરંતુ તે માર્ગે ચાલવું એ તો આપણું જ કામ છે. સિદ્ધાન્તે જે મોક્ષમાર્ગ બતાવ્યો છે તે માર્ગે આપણે ચાલીએ તો જ આપણે યથેષ્ટ સ્થાને પહોંચી શકીએ. કોઇ પણ ધર્મ કે સિદ્ધાન્ત પ્રત્યેક જીવાત્માને કર્મબંધનો તોડીને મોક્ષના માર્ગે જવાનો જ ઉપદેશ આપે છે. પરંતુ સિદ્ધાન્તના આ ઉપદેશને સક્રિય રૂપ આપવામાં આવે તો જ મોક્ષના માર્ગે ચડી શકાય. મોક્ષસ્થાને જવા માટે ભગવાને જે ૭૩ પગથીયાં બતાવ્યાં છે તે પૈકીના ૨૯ મા પગથીયા વિષે હવે વિચાર કરવામાં આવે છેઃ—

## સમ્યક્ત્વ પરાક્રમ—બોલ ઓગણત્રીસમો

૨૮ મા બોલમાં વ્યવદાન વિષે વિચાર કરવામાં આવ્યો છે. વ્યવદાન અર્થાત્ પૂર્વ-સંચિત કર્મોનો નાશ થવાથી સુખ–સાતા પેદા થાય છે અને સંયમમાં શાન્તિ આવે છે. જો સંયમમાં શાન્તિ ન આવે તો સમજવું જોઇએ કે, વ્યવદાન અર્થાત્ પૂર્વસંચિત કર્મોનો

નાશ બરાબર થયો નથી. હવે શાસ્ત્રમાં સુખસાતાના બોલ વિષે ગૌતમસ્વામીએ ભગવાન મહાવીરને પ્રશ્ન પૂછયો છે કે:-

## બોલ ઓગણત્રીસમો.

## (२९) सुहसाएणं भंते ! जीवे किं जणयइ ?

અર્થાત્—હે ભદન્ત! સુખસાતાથી જીવને શો લાભ થાય છે? આ પ્રશ્ન વિષે વિચાર કરતાં પહેલાં સુખસાતાના અર્થ વિષે વિચાર કરવો આવશ્યક છે.

**सुहसाएणं**-આ પાઠનો એક અર્થ તો સુખસાતા થાય છે અને બીજો અર્થ પ્રાકૃત-વ્યાકરણના નિયમાનુસાર યકારનો લોપ ન કરવાથી સુખશય્યા પણ થાય છે. અત્રે એક પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે, સુખ–શાન્તિ તો બધા લોકો ચાહે છે, અને સંયમથી પણ જ્યારે સુખ–શાન્તિની પ્રાપ્તિ થાય છે ત્યારે સંયમને માટે કયા પ્રકારની સુખ–શાન્તિનો ત્યાગ કરવો પડે છે અને સંયમમાં કયા પ્રકારની સુખ–સાતા મળે છે? અત્રે કેવા પ્રકારની સુખ–સાતાનું વર્ણન કરવામાં આવ્યું છે એ આપણે જોવાનું છે.

આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, ૨૯ મા બોલમાં અર્થાત્ સુખ–સાતાના બોલમાં કાલક્રમથી પાઠાન્તર થઇ ગયો છે. આ સંબંધમાં ટીકાકાર કહે છે કે, સુખસાતા–સુખસાયા શબ્દમાંથી યકારનો લોપ કરવામાં ન આવે તો સુખશય્યા શબ્દ બને છે. સુખશય્યાનો અર્થ સુખથી સૂવું એવો થાય છે. સુખશય્યાના પણ ચાર ભેદ કરવામાં આવેલ છે. શ્રી સ્થાનાંગ સૂત્રનાં ચોથા સ્થાનમાં ભગવાને કહ્યું છે કે, હે ગૌતમ! સુખશય્યાના મેં ચાર ભેદ કર્યા છે.

પહેલો ભેદ મુંડ થઈને નિર્ગ્રન્થ–પ્રવચન પ્રતિ નિઃસંદેહ રહેવાનો છે. જે મુંડ થઈને નિર્ગ્રન્થ–પ્રવચન પ્રતિ નિઃસંદિગ્ધ રહે છે તે સુખ–શય્યા ઉપર શયન કરનારો છે. કેટલાક લોકો કહે છે કે, સર્વપ્રથમ કષાયનું મુંડન કરવું જોઇએ અને પછી શિરો-મુંડન કરવું જોઈએ. જો કષાયનું મુંડન બરાબર કરવામાં આવ્યું હોય તો પછી શિરોમુંડન કરવામાં ન આવે તો પણ કાંઈ વાંધો નથી. આ પ્રમાણે કહેનાર લોકોને પૂછવું જોઇએ કે, કષાયનું મુંડન થયું છે કે નહિ તે વાતની ખાત્રી શી રીતે થઇ શકે? કારણ કે કષાયનું મુંડન થવું એ અન્તરંગ ભાવ–વસ્તુ છે. આ ભાવ વાતને વ્યવહારમાં કેવી રીતે જાણી શકાય? એટલા માટે અહીં મુંડ થવાનો સંબંધ શિરોમુંડન કરવા સાથે જ છે.

સર્વપ્રથમ વ્યવહાર સાધવામાં આવે છે અને ત્યારબાદ નિશ્ચય સાધવામાં આવે છે. તમે લોકો આ વાતને તમારા વ્યાવહારિક કામમાં તો ભૂલી જતા નથી, પરંતુ ધર્મના કામમાં વ્યવહારને પડતો મૂકી નિશ્ચયને જ પ્રધાનપદ આપો છો. આમ કરવું તે એક રીતે ધર્મનું સ્વરૂપ ભૂલી જવા સમાન છે. છદ્મસ્થને માટે તો વ્યવહાર જ જાણવા યોગ્ય છે. નિશ્ચય તો જ્ઞાની લોકો જ જાણે છે. એટલા માટે એકદમ નિશ્ચયને પકડી બેસો નહિ, પરંતુ પહેલાં વ્યવહારની રક્ષા કરો.

માનો કે, કોઇ માણસમાં સાધુતાનાં બધાં ગુણો રહેલાં છે પરંતુ તેનું લિંગ સાધુનું નથી. તો શું તમે તે માણસને સાધુ માનીને વંદન કરશો? તે માણસનો વેશ સાધુનો ન

હોવાથી તમે તેને વંદન નહિ કરો. વ્યવહારમાં વેશથી જ સાધુ ઓળખી શકાય છે. શ્રી ભગવતી સૂત્રમાં કહ્યું છે કે, असुच्चा केवली અર્થાત્ જેને કેવલજ્ઞાન તો થયું છે, પણ તે કેવલજ્ઞાન અન્તરંગ છે અને બાહ્ય લિંગ બદલ્યું નથી, અથવા અવસર ન હોવાને કારણે લિંગ બદલી શકાયું નથી, એવા કેવલીને શ્રાવક વંદન કરવા જતો નથી. કારણ કે જે ભાવ-વાત છે તેને તે શ્રાવક જાણતો નથી. આ પ્રમાણે શાસ્ત્રમાં પણ વ્યવહારની રક્ષા પહેલાં કરવામાં આવી છે. પરંતુ આજકાલ અનેક લોકો નિશ્ચયના નામે વ્યવહારનો ઉચ્છેદ કરે છે. તમે લોકો ક્યાંય પત્ર લખો છો ત્યાં સાધુઓ વિષે એમ લખો છો કે, મોરબીમાં દશ ઠાણા બીરાજે છે. પરંતુ તમને શું એ વાતની ખાત્રી છે કે બધા સાધુઓમાં ભાવ સાધુતા છે. તમને એ વાતની ખબર નથી, છતાં વ્યવહાર જોઈને તમે બધાને સાધુ માનો જ છો. આ પ્રમાણે જે વ્યવહારમાં સાધુતાનું લિંગ ધારણ કરે છે તેને જ સાધુ માનવામાં આવે છે; અને સાધુતાનાં ગુણો હોવા છતાં જે ગૃહસ્થનો વેશ ધારણ કરે છે તેને ગૃહસ્થ જ માનવામાં આવે છે. કહેવાનો આશય એ છે કે, મુંડ થવાનો અર્થ શિરોમુંડન કરવાનો છે. ભગવાન કહે છે કે, જે મુંડ થઇને નિર્ગ્રન્થ–પ્રવચન પ્રતિ નિઃશંક રહે છે તે સુખશય્યા ઉપર શયન કરે છે.

મુંડ થવા છતાં પણ કેટલાક લોકો નિર્ગ્રન્થ–પ્રવચન પ્રતિ શંકાશીલ રહે છે. ભગવાનના કથનાનુસાર શિરોમુંડન કરનાર આવો સાધુ પણ દુઃખશય્યા ઉપર સૂનારો હોય છે. મુંડ થઈને જે સાધુ નિર્ગ્રન્થ–પ્રવચન પ્રતિ સંદેહરહિત રહે છે તે જ સાચો સાધુ છે અને તે જ સુખશય્યા ઉપર શયન કરનારો છે.

બીજી સુખશય્યા એ છે કે, મુંડ થઈને સ્વલાભમાં જ આનંદ માનવો અને પર-લાભની અપેક્ષા ન રાખવી. જે વ્યક્તિ બીજાના લાભના આધારે આનંદ માને છે તે દુઃખ-શય્યા ઉપર સૂનારો છે એમ કહેવાય. આજે તમારા લોકોમાં જે દુઃખ જોવામાં આવે છે તે દુઃખ ક્યાંથી આવ્યું છે તેનો વિચાર કરો. મનુસ્મૃતિમાં કહ્યું છે કેઃ–सर्व आत्मवशं सुखं અર્થાત્–સ્વાધીનતામાં જ સુખ છે. તમે પણ એ કહેવત સાંભળી હશે કે, 'પરાધીન સપને હું સુખ નાહીં' અર્થાત્ પરાધીનને સ્વપ્નમાં પણ સુખ હોતું નથી.

નીતિકારોનું આ કથન જાણતાં હોવા છતાં આજે તમે લોકો પરાધીનતાની બેડીમાં જકડાએલા છો. તમે પોતે જ પરાધીનતાને બોલાવી છે અને તેથી આજે વધારે દુઃખ પ્રવર્તતું જોવામાં આવે છે. તમારામાં અત્યારે એટલી બધી પરાધીનતા આવી ગઈ છે કે, તમને સ્વાધીનતાનો વિચાર સરખો પણ આવતો નથી. પણ એક વાત હમેશાં ધ્યાનમાં રાખશો કે, સાચું સુખ હમેશાં સ્વાધીનતામાં જ રહેલું છે. પરાધીનતામાં સુખ નહિ પણ દુઃખ જ છે. એટલા જ માટે ભગવાને કહ્યું છે કે, જે માણસ સ્વલાભમાં જ આનંદ માને છે, બીજાના લાભની અપેક્ષા રાખતો નથી, તે જ માણસ સુખશય્યા ઉપર શયન કરનારો છે.

જે માણસ ભોજન તો ખાય છે પરંતુ ભોજન બનાવવાનું જાણતો નથી તે માણસ સુખશય્યા ઉપર સૂનારો છે કે દુઃખશય્યા ઉપર સૂનારો છે તેનો તમે વિચાર કરો. હું બાલપણમાં કેટલાક ભાઇબંધ સાથે મંગલેશ્વર ગયો હતો. અમે જેટલા જણા ગયા હતા

તેટલામાં કેવળ એકજ માણુસ રસોઈ બનાવવાનું જાણતો હતો. બીજા કોઈ રસોઈ બનાવવાનું જાણતા ન હતા. તે જાણકાર માણુસે રસોઈ બનાવી અને અમે બધાએ ખાધી. પાછા ફરતી વખતે અમારામાંના એક છોકરાએ તેની માતાને કહ્યું કે, હવે આપણે જ્યારે બહાર જવાનું થાય ત્યારે તે રસોઈ બનાવનાર માણુસને સાથે લઈ જવો જોઈએ. આ સાંભળી માતાએ જવાબ આપ્યો કે, તે રસોઈ કરનાર માણુસ કાંઈ તારા બાપનો નોકર નથી કે તારી સાથે આવશે ? આ પ્રમાણે જે માણુસ પરાધીન રહે છે તે માણુસને કષ્ટો સહેવાં પડે છે અને આવાં કટુ વચનો પણુ સાંભળવાં પડે છે. એટલા જ માટે ભગવાને જગજ્જીવોને સંબોધીને કહ્યું છે કે, પરાધીનતામાં દુઃખ છે અને સ્વાધીનતામાં સુખ છે, સુખશય્યા ઉપર સૂવું એ સારું છે અને દુઃખશય્યા ઉપર સૂવું એ દુઃખદાયક છે.

તમે લોકો જે ચીજોનો ઉપયોગ કરો છો અને જે ચીજને કારણે તમે અભિમાન કરો છો તે ચીજોમાંની કોઈ ચીજને તમે બનાવી શકો છો ? જો બનાવી શકતા નથી તો એ તમારી સ્વાધીનતા છે કે પરાધીનતા તેનો વિચાર કરો. સિદ્ધાન્તમાં કહ્યું છે કે, રાજકુમાર હોય કે શેઠકુમાર હોય પણુ પ્રત્યેક કુમારે ૭૨ કળા શીખવી આવશ્યક છે. ૭૨ કળામાં જીવનસંબંધી બધી આવશ્યકતાઓને પૂરી પાડનાર ચીજો બનાવવાની અને તે ચીજોનો ઉપયોગ કરવાની કળાનો સમાવેશ થઈ જાય છે. આ ૭૨ કળા શીખી લેવાથી જીવન પરાધીન નહિ પણુ સ્વાધીન–સ્વતંત્ર બની જાય છે. આજે લોકો પરાવલંબી–પરાધીન હોવા છતાં અભિમાન કરે છે એ જ આશ્ચર્યનો અને દુઃખનો વિષય છે. જીવનને સ્વતંત્ર બનાવવા માટે કલાનું સંપાદન કરવું આવશ્યક છે.

શ્રી જ્ઞાતાસૂત્રમાં મેઘકુમારના અધ્યયનમાં ૭૨ કલાનું વર્ણન કરવામાં આવ્યું છે. તે ૭૨ કલામાં એક કલા અન્નવિધિની છે. આ અન્નવિધિ કલામાં અન્ન કેવી રીતે પેદા કરવું, કેવી રીતે અન્નને સુરક્ષિત રાખવું અને કેવી રીતે અન્નને પકાવીને ખાવું વગેરેનું કલાશિક્ષણુ આવી જાય છે; અર્થાત્ કૃષિકર્મની સાથે જ કૃષિદ્વારા ઉત્પન્ન થએલ વસ્તુની રક્ષા અને તેના ઉપયોગની વિધિ પણુ માલુમ પડે છે. આ કલાનાં પણુ શાસ્ત્રમાં ત્રણુ ભેદ પાડવામાં આવ્યાં છે. સર્વપ્રથમ કલાને સૂત્રથી જાણુવી જોઈએ, પછી જાણેલી કળાને અર્થથી સમજવી જોઈએ, અને અન્તે જાણેલી અને સમજેલી કળાને કર્મથી કાર્યમાં પરિણુત કરવી જોઈએ.

જો કોઈ માણુસ, કોઈ કળાને સૂત્રથી તો જાણે છે પરંતુ અર્થથી તેને સમજતો નથી અને કર્મથી તેને આચરણુમાં ઉતારતો નથી તો તે માણુસ કલાસંપાદનમાં હજી અપૂર્ણ છે એમ સમજવું જોઈએ. પૂર્ણ કળાકુશળ માણુસ તો તેજ કહી શકાય કે જે માણુસ સૂત્રથી, અર્થથી અને કર્મથી કળાનું સંપાદન કરતો હોય. અન્નવિધિની માફક વસ્ત્રવિધિ, ગૃહવિધિ વગેરેની પણુ કળા છે. જે માણુસ આ ૭૨ કળાઓનું સંપાદન કરતો હતો તેજ માણુસ પહેલાં 'કળાકુશળ' કહેવાતો હતો. આજે તો કળા પ્રાયઃ નષ્ટ થવા પામી છે. આજે લોકો તૈયાર ચીજ લઈને પરાધીન બની રહ્યા છે. છતાં તૈયાર ચીજ લેવામાં પોતાને સ્વાધીન અને નિષ્પાપ માને છે; પરંતુ સિદ્ધાન્ત તો કહે છે કે, પરાવલંબી–પરાધીન રહેનાર દુઃખશય્યા ઉપર સૂનારો છે અને સ્વાલંબી–સ્વાધીન રહેનાર સુખશય્યા ઉપર સૂનારો છે. તમે લોકો સુંદર મકાનમાં રહો છો, મિષ્ટ ભોજન કરો છો અને પોતાને સુખી માનો છો, પરન્તુ તમે

લોકો તે ચીજોના પરાધીન હોવાથી શાસ્ત્રકારો તો તમને દુઃખશય્યા ઉપર સૂનારા જ કહે છે. કોઈક જ એવો ભીલ હશે કે જે પોતાને રહેવાની ઝુંપડી બનાવવાનું જાણતો ન હોય ? પરંતુ તમે લોકો જે મકાનમાં રહો છો તે મકાન તમે બનાવી શકો છો ? જો નહિ. તો તમે સ્વાધીન છો કે પરાધીન ? વાસ્તવમાં સ્વાધીન માણસ જ સુખી છે અને પરાધીન માણસ જ દુઃખી છે. આ વાતને દૃષ્ટિમાં રાખીને જ યુધિષ્ઠિરના મહેલ કરતાં વ્યાસની ઝુંપડી શ્રેષ્ઠ ગણવામાં આવેલ છે.

કહેવાનો આશય એ છે કે, સ્વલાભમાં આનંદ માનવો અને પરલાભની આશા ન કરવી એ જ સાધુને માટે સુખશય્યા છે. સુખશય્યા ઉપર શયન કરવાથી મન અવ્યાકુલ બને છે. જે માણસ પરાધીન–પરતંત્ર હોતો નથી તે જ માણસનું મન અવ્યાકુલ હોય છે. પરંતુ તમે લોકો પરતંત્ર છો અને તમારું મન પણ વ્યાકુલ રહે છે છતાં પોતાને સુખી માની રહ્યા છો એ આશ્ચર્યકારક બીના છે. મન વ્યાકુલ બનાવવા ન દેવું એમાં જ સાચું સુખ છે. બાહ્ય પદાર્થોમાં સુખ નથી. આ કથનનો સાર એ જ છે કે, મનની અવ્યાકુલતા જ સુખશય્યા છે અને મનની વ્યાકુલતા જ દુઃખશય્યા છે. સુંદર મહેલમાં રહેવા છતાં અને મિષ્ટ ભોજન ખાવા છતાં મન વ્યાકુલ હોવાને કારણે દુઃખ પેદા થાય છે. આથી વિપરીત ઘાસની ઝુંપડીમાં રહેવા છતાં અને લૂખુંસૂકું ભોજન ખાવા છતાં મન અવ્યાકુલ રહેવાને કારણે સુખ પેદા થાય છે. મનની વ્યાકુલતાથી દુઃખ પેદા થાય છે અને મનની અવ્યાકુલતાથી સુખ પેદા થાય છે. આ વાતનું સમર્થન કરતાં સિદ્ધાન્તમાં કહેવામાં આવ્યું છે કેઃ—

**तं संथारं निसन्नो मुणिवरो नट्ठ रागविम्मोहो ।**
**पावइ जं मुत्तिसुहं कुतो तं चक्कवट्टिओ ॥**

અર્થાત્–ઘાસની પથારી ઉપર શયન કરનાર, રાગદ્વેષ મોહાદિને નષ્ટ કરનાર મુનિવર જે આનંદ સુખ ભોગવે છે તે આનંદસુખ ચક્રવર્તીને પણ ક્યાંથી હોય !

બાહ્ય વૈભવ ગમે તેવો હોય પણ જો મન વ્યાકુલ રહેતું હોય તો દુઃખ છે એમ સમજવું જોઇએ. અને બાહ્ય વૈભવ ઓછો હોય અથવા ન હોય પણ જો મન અવ્યાકુલ હોય તો સુખ જ છે એમ સમજવું જોઈએ. આ કથનાનુસાર જે સાધુ પરાધીન છે અને જેનું મન વ્યાકુલ રહે છે એ દુઃખી છે અને જે સાધુ સ્વાધીન છે, જે પોતાનું કામ પોતાની મેળે કરી લે છે અને જેનું મન અવ્યાકુલ રહે છે તે સુખશય્યા ઉપર શયન કરનાર છે અર્થાત સુખી છે. પહેલાંના લોકો એવા હતા કે, તેઓ પ્રાણ આપવાનો તો સ્વીકાર કરી લેતા હતા પરંતુ પરતંત્રતાનો સ્વીકાર કદાપિ કરતા નહિ. પણ સંસાર પરિવર્તનશીલ છે એટલા માટે હવે એવો ક્રમ બદલાઈ ગયેલો જોવામાં આવે છે અને લોકો પરતંત્રતામાં જ જાણે આનંદ માનતા હોય એમ જણાય છે.

ત્રીજી સુખશય્યા બતાવતાં ભગવાન કહે છે કે, વિષયોનું ધ્યાન પણ ન કરવું. વિષયોનો આનંદને માટે ભોગ કરવો એ વાત તો દૂર રહી પરંતુ વિષયોનું ધ્યાન પણ ન ધરવું એ ત્રીજા પ્રકારની સુખશય્યા છે.

ચોથી સુખશય્યા એ છે કે, ગમે તેવી આપત્તિ આવી પડે તો પણ આપત્તિના સમયે સહિષ્ણુતાપૂર્વક કષ્ટ સહન કરવું અને પ્રસન્નચિત્ત રહેવું. દુઃખ માથે પડે ત્યારે એમ વિચારવું કે, જો હું આ દુઃખોને પ્રસન્નતાપૂર્વક સહન કરીશ તો તો મને નિર્જરા થશે અને જો દુઃખપૂર્વક સહન કરીશ તો મને કર્મબંધ થશે. અનેક મહાત્માઓ તો કર્મોની ઉદીરણા કરીને દુઃખોને સમતાપૂર્વક સહન કરે છે, તો પછી મારી ઉપર આવી પડેલી આપત્તિથી મારે શા માટે ગભરાઇ જવું જોઇએ ? જે દુઃખો આવ્યાં છે તે કર્યાં વિના તો આવ્યાં નથી. મેં દુઃખોને જન્મ આપ્યો છે ત્યારે જ આવ્યાં છે. ને હવે જ્યારે આ દુઃખો માથે આવી પડ્યાં છે તો મારે તે દુઃખોને સમતાપૂર્વક અને ધૈર્યપૂર્વક સહેવ જ જોઇએ. જે કોઈ ધૈર્યપૂર્વક દુઃખોને સહન કરે છે તે સુખશય્યા ઉપર શયન કરનાર છે એમ સમજવું જોઈએ.

સુખસાતાના પાઠાન્તર વિષે અત્રે વિવેચન કરવામાં આવેલ છે. સૂત્રમાં આવેલા 'સુખસાયા' શબ્દનાં સુખસાતા અને સુખશય્યા એમ બન્ને અર્થો કરવામાં આવે છે. સુખ-શય્યાના ચાર ભેદ પાડી જે આગળ વિવેચન કરવામાં આવેલ છે તેનો સાર માત્ર એજ છે કે, સુખ બહારનાં પદાર્થોમાં નહિ પણ અંદર જ છે. સુખ સ્વાધીનતામાં છે, પરાધી-નતામાં નથી. પરાધીનતા જેટલી વધે છે તેટલું દુઃખ પણ વધવા પામે છે. આથી વિપરીત, જે જેટલો સ્વાધીન હોય છે તેટલો તે સુખી છે. તમે લોકો એમ કહો તો છો કે, પરતં-ત્રતામાં દુઃખ છે અને સ્વતંત્રતામાં સુખ છે; પરંતુ વ્યવહારમાં આ વાતને તમે ભૂલી જાઓ છો. પરતંત્ર રહેવું એ બાલદશા છે. જે લોકો તમારા સાચા હિતૈષી હશે તે લોકો તો તમને આ બાલદશામાંથી બહાર કાઢવાનો જ પ્રયત્ન કરશે. જો તમે બાલદશાને દૂર કરવા ચાહતા હો તો સ્વાધીન બનવાનો પ્રયત્ન કરો. તમે લોકો મોટરમાં તો બેસો છો પણ મોટર બનાવતાં કે ચલાવતાં તમે જાણવા નથી. ડ્રાયવર મોટર ચલાવે છે પણ જો તે કોઈ વખતે ખાડામાં પાડી દે તો ? આ પ્રમાણે આવી વાતોને ધ્યાનમાં રાખી પરાધીનતાને દૂર કરી સ્વતંત્ર બનો. આખરે સ્વતંત્ર બનવામાં જ સુખ છે. કદાચ તમે એમ કહો કે, તૈયાર થયેલ ચીજ લેવામાં તેમજ વાપરવામાં પાપ લાગતું નથી. એટલા માટે પોતાના હાથે કોઈ ચીજ બના-વવા કરતાં તૈયાર કરેલી ચીજ લેવી એ જ ઠીક છે. તો આ પ્રશ્નના ઉત્તરરૂપે શ્રાવકોનું વર્ણન કરતાં શાસ્ત્રમાં કહેવામાં આવ્યું છે કેઃ–

**धम्मिया धम्मियाणन्दा धम्मोवपसगा धम्मेण च विर्त्ति कप्पमाणे विहरइ ।**

અર્થાત્–શ્રાવક ધર્મી હોય છે. ધર્મમાં આનંદ માનનાર હોય છે, ધર્મનો ઉપદેશ આપનાર હોય છે અને ધર્મપૂર્વક આજીવિકા કરતા વિચરે છે. હવે અત્રે જરા વિચાર કરો કે, ધર્મપૂર્વક આજીવિકા કરવાનો અર્થ શો છે ? શું શ્રાવકો ભિક્ષાચરી કરે છે ? શ્રાવકો જ્યાંસુધી અગ્યાર પડિમાધારી બનતા નથી ત્યાં સુધી ભિક્ષા કરી શકતા નથી. ભિક્ષાનાં ત્રણ પ્રકાર છે. પહેલી સર્વસંપત્તિકારી ભિક્ષા છે, બીજી વૃત્તિભિક્ષા છે અને ત્રીજી પૌરુષઘ્ની ભિક્ષા છે.

પહેલી સર્વસંપત્તિકારી ભિક્ષા છે. જે મહાત્માઓ સંયમનું પાલન કરે છે અને કેવળ સંયમની રક્ષા અર્થે શરીરનો નિર્વાહ કરવા પૂરતી ભિક્ષા લે છે તે ભિક્ષા સર્વસંપત્તિકારી

ભિક્ષા કહેવાય છે. સાધુઓને શરીર નષ્ટ કરવાની ભગવાનની આજ્ઞા નથી. પરંતુ સાધુઓ કેવળ શરીર-નિર્વાહ માટે અને ધર્માચરણ કરવા માટે જ ભિક્ષા લે છે. આ ભિક્ષા સર્વસંપત્તિકરી હોય છે. જે ભિક્ષુ સાધુપણાનું બરાબર પાલન કરતો નથી તેને ભિક્ષા માંગવાનો અધિકાર નથી. જે ભિક્ષુ નિરારંભી અને નિષ્પરિગ્રહી રહીને સાધુતાનું બરાબર પાલન કરે છે તેમને જ ભિક્ષા માંગવાનો અધિકાર છે; પરંતુ જે ભિક્ષુ સાધુતાનું પાલન કરતો નથી અને કેવળ પેટપૂર્તિ કરવા માટે ભિક્ષા માંગે છે તેને શાસ્ત્રમાં 'ગામપિંડોલિયા' કહેવામાં આવેલ છે.

કેટલાક લોકો સાધુતાનું પાલન નહિ કરતાં કેવળ પેટપૂર્તિ કરવા માટે સાધુ બને છે. આવા પેટભરા સાધુઓ સમાજને માટે ભારરૂપ છે. ભારતમાં આવા સાધુઓ લગભગ બાવન લાખ છે. આ બાવન લાખ સાધુઓનો કેટલો બધો ખર્ચ ભારતને વહન કરવો પડે છે! લોકો પાસેથી ભિક્ષા માંગીને ખાવું અને સાધુતાનું પાલન ન કરવું એ બહુજ ખરાબ છે. કેટલાક લોકો આવા પેટભરા સાધુને પણ ગુરુબુદ્ધિએ માને છે. આ પણ વિષમકાલનો પ્રભાવ જ છે. વિષમકાલ કેવો હોય છે એ બતાવતાં શાસ્ત્રમાં કહ્યું છે કે, વિષમકાલમાં અસાધુઓ પૂજાય છે અને સાધુઓ પૂજાતા નથી. પરંતુ જે લોકો પોતાના આત્માનું કલ્યાણ કરવા ચાહતા હશે તેઓ તો સાધુતાનું બરાબર પાલન કરનાર સાધુની જ પૂજા કરશે અને તેને જ ગુરુ તરીકે માન આપશે.

બીજી વૃત્તિભિક્ષા છે. લૂલા, લંગડા કે અપંગ લોકો જે ભિક્ષા માંગે છે તેની ભિક્ષા 'વૃત્તિભિક્ષા' કહેવાય છે. આ વૃત્તિભિક્ષાની નિંદા કરવામાં આવી નથી તેમ પ્રશંસા પણ કરવામાં આવી નથી. દયાળુ લોકો દયા કરીને આપે છે અને દયાવૃત્તિને કોઈએ ખરાબ કહેલ નથી.

ત્રીજી ભિક્ષા પૌરુષઘ્ની છે. જે લોકો હૃષ્ટપુષ્ટ છે અને જેઓ મહેનત કરીને કમાઈ શકે છે છતાં મહેનત મજુરી ન કરતાં કેવળ ભીખ માંગીને ખાય છે તેની ભિક્ષા પૌરુષઘ્ની છે.

કહેવાનો આશય એ છે કે, શ્રાવકોને ધર્મપૂર્વક આજીવિકા કરનાર કહેવામાં આવેલ છે. ગૃહસ્થ શ્રાવક ભિક્ષા માગીને ખાતા નથી પણ પોતાની ધર્મપૂર્વક આજીવિકા કરે છે. શ્રાવકોની આજીવિકા ન્યાયોપાર્જિત કરવામાં આવતી હતી અને તેઓ સ્વતન્ત્રતાપૂર્વક જીવન વ્યતીત કરતા હતા. તે વખતના શ્રાવકો સ્વાવલંબી હતા. તમે પણ તમારા પૂર્વજ શ્રાવકોને પગલે ચાલી સ્વાવલંબી બનવાનો પ્રયત્ન કરો. કારણ કે સ્વાવલંબનમાં સુખ છે અને પરાવલંબનમાં દુઃખ છે.

સંસારમાં સુખશય્યા તો બધા લોકો ચાહે છે પરંતુ આમ હોવા છતાં લોકો સુખના નામે દુઃખશય્યાને અપનાવી રહ્યા છે અને દુઃખશય્યાને નામે સુખશય્યા છોડી રહ્યા છે. પરંતુ ભગવાને કહ્યું છે કે જે સ્વાધીન છે અને જેનું મન નિરાકુલ છે તે જ સુખશય્યા ઉપર સૂઈ શકે છે. મનને નિરાકુલ બનાવી દેવાથી વ્યાવહારિક લાભ પણ થાય છે અને આધ્યાત્મિક લાભ પણ થાય છે. પરાધીન માણસનું મન હમેશાં વ્યાકુલ રહે છે અને એટલા જ માટે પરાધીન માણસ દુઃખશય્યા ઉપર સૂનારો હોય છે. સ્વતન્ત્રતાનો માર્ગ છોડી દઈ

પરતન્ત્રતાની બેડીમાં જકડાવું એ તો સુખશય્યાનો ત્યાગ કરી દુઃખશય્યા ઉપર શયન કરવા સમાન છે.

એક કહેવત છે કે, "પોતાની ઉંઘે સૂવું અને પોતાની ઊંઘે જાગવું." આ કહેવતનો સાર એજ છે કે, એવું કોઈપણ કામ ન કરવું કે જેની ચિંતાથી રાત્રે નિદ્રા પણ ન આવે; પરંતુ એવું સત્કાર્ય કરવું કે જેથી રાત્રે સુખપૂર્વક નિદ્રા આવે. આ જ પ્રમાણે સાધુઓને માટે ભગવાને કહ્યું છે કે, હે સાધુઓ ! તમે લોકો પેટપૂર્તિ કરવા માટે સાધુ થયા નથી પરંતુ આત્મોદ્ધાર કરવા માટે, સ્વ–પરનું કલ્યાણ કરવા માટે સાધુ થયા છો; માટે દુઃખશય્યાનો ત્યાગ કરી સુખશય્યા ઉપર સૂવાનો પ્રયત્ન કરો.

સુખશય્યા ઉપર સૂવાનું તો કહેવામાં આવ્યું પરંતુ સુખશય્યા ઉપર સૂવાથી જીવને શો લાભ થાય છે ? એવો ગૌતમ સ્વામીએ ભગવાનને પ્રશ્ન પૂછયો. આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને ફરમાવ્યું કેઃ—सुहसाएणं अणुस्सुयत्तं जणयइ । અર્થાત્–હે ગૌતમ ! સુખશય્યા ઉપર સૂવાથી મનની અવ્યાકુલતા પેદા થાય છે; અર્થાત્ મનમાં અનુત્સુકતા પેદા થાય છે.

મનમાં અવ્યાકુલતા કેવી રીતે પેદા થાય છે એને માટે ટીકાકાર કહે છે કે, જે કારણોથી મનને આઘાત–વ્યાઘાત કે પ્રત્યાઘાત થાય છે તે કારણોને તજી દેવાથી મનમાં નિરાકુલતા કે અનુત્સુકતા પેદા થાય છે. મનમાં નિરાકુલતા પેદા થવી એ જ સુખશય્યાનું પરિણામ છે. જે પ્રમાણે આગને કારણે પાણી ઉકળે છે અને આગ ઉપરથી પાણી ઉતારી લેવાથી પાણી ઉકળતું નથી, તેજ પ્રમાણે જે કારણોથી મનમાં ચિન્તા કે વ્યાકુળતા વધવા પામે છે તે કારણોનો ત્યાગ કરી દેવાથી મન નિશ્ચિંત અને નિરાકુલ બની જાય છે. મન નિરાકુલ બની જવાથી મનની ચંચલતા ઓછી થઈ જાય છે અથવા મટી જાય છે અને પરિણામે આત્માને શાન્તિ મળે છે. જે પુરુષ બીજાની આશા કે અપેક્ષા રાખતો નથી અને દેવસંબંધી કામભોગની પણ અભિલાષા રાખતો નથી તે પુરુષના હૃદયમાં કોઈ પ્રકારની વ્યાકુળતા રહેતી નથી. જે મનુષ્ય વિષયસુખોને વિષમય અને તુચ્છ માને છે તે મનુષ્યના મનમાં આકુળતા–વ્યાકુળતા રહેવા પામતી નથી.

સુખસાતાનો અર્થ વિષયસુખનો ત્યાગ કરવો પણ થાય છે. વિષયસુખની ઇચ્છા ન કરવાથી મન અનુત્સુક બને છે. મન અનુત્સુક બનવાથી અર્થાત્ વિષયસુખની ઇચ્છા ન થવાથી હૃદયમાં અનુકંપા પેદા થાય છે. અનુકંપાની વ્યાખ્યા કરતા કહેવામાં આવ્યું છે કેઃ—अनुकूलं कम्पनं चेष्टनं अनुकम्पा । અર્થાત્–બીજાનાં દુઃખો જોઇને કંપી ઊઠવું અને બીજાનાં દુઃખોને પોતાનાં દુઃખો માનવાં એનું નામ અનુકંપા છે. આવી અનુકંપા વિષયસુખના ઇચ્છુકને પેદા થતી નથી પરંતુ વિષયસુખની ઇચ્છા નહિ રાખનારને જ આવી અનુકંપા પેદા થાય છે. વિષયસુખનો અભિલાષી તો બીજા લોકો જીવે કે મરે તેની ચિંતા નહિ કરતાં પોતાના વિષયસુખને પ્રાપ્ત કરવાનો જ પ્રયત્ન કરે છે; પરંતુ જે માણસ વિષયસુખનો ત્યાગી છે તે માણસના હૃદયમાં બીજાને દુઃખી જોઇને અનુકંપા પેદા થાય છે. તેમનું હૃદય બીજાઓનું દુઃખ જોઈ દયાથી કંપી ઊઠે છે. આજે તો દયાળુ માણસને કાયર કહેવામાં આવે છે પરંતુ શાસ્ત્ર કહે છે કે હૃદયમાં અનુકંપા–દયા હોવી એ સદ્ગુણ જ છે. જે લોકોમાં વિષય-

સુખની લાલસા હોતી નથી તે લોકોમાં જ આ સદ્દગુણ હોય છે. જે લોકોમાં વિષયસુખ ભોગવવાની લાલસા હોય છે તે લોકોમાં દયા કે અનુકંપા હોતી નથી. ઉદાહરણ તરીકે, કોઈ કસાઈ બકરાને મારતો હોય તો તે વખતે તમને હૃદયમાં દયા આવે એ સ્વાભાવિક છે પરંતુ તે કસાઇને દયા નહિ આવે; કારણ કે, તેનામાં તે બકરાનું માંસ ખાવાની લાલસા છે. જો તેનામાં બકરાનું માંસ ખાવાની લાલસા ન હોત તો તેના હૃદયમાં પણ અનુકંપા કે દયા પેદા થાત. અનુકંપા વિષે શાસ્ત્રમાં પણ કહ્યું છે કેઃ—

**एवं खु नाणिणो सारं जं न हिंसइ किंचनं।**
**अहिंसा समयं चेव एतावत्तं वियाणिया॥** सूयगडांग सूत्र.

ભાવાર્થ—કોઈપણ જીવની હિંસા ન કરવી એજ શાસ્ત્રનો સાર છે. જ્ઞાનીજનો પણ અહિંસાને—અનુકંપાને જ સિદ્ધાન્તનો સાર કહે છે. શાસ્ત્ર સાંભળવા છતાં પણ જે માણસના હૃદયમાં અનુકંપા પેદા થઈ નથી પણ નિર્દય બનીને પોતાના ઘરમાં પણ અનુકંપાનો વ્યવહાર કરતો નથી તે માણસે શાસ્ત્ર સાંભળ્યું નથી પરંતુ માનો કે તેણે શસ્ત્ર વાપરવાનું સાંભળ્યું છે.

મેઘકુમારના શાસ્ત્રીય ઉદાહરણ મુજબ એક સસલાના બચાવની ખાતર હાથી એક પગ ઊંચો કરી વીસ પ્રહર સુધી ઉભો રહ્યો હતો. વીસ પ્રહર બાદ જ્યારે દાવાનળ શાન્ત થયો અને મંડલમાં આવેલ જીવો બહાર ચાલ્યા ગયા ત્યારે હાથી પોતાનો પગ નીચે મૂકવા ગયો પણ વીસ પ્રહર સુધી પગ ઊંચો રાખવાને કારણે, ખાલી ચડવાથી તે ભૂમિ ઉપર ઢળી પડયો. નીચે ઢળી પડવા છતાં હાથીએ અનુકંપા વિષે જરાપણ ખોટો વિચાર કર્યો નહિ. તે વખતે તેને એવો પશ્ચાત્તાપ પણ ન થયો કે તે સસલા સાથે મારે શો સંબંધ હતો કે તેને બચાવવા ખાતર મેં પગ ઊંચો રાખીને આટલું બધું કષ્ટ સહન કર્યું ? ભગવાને કહ્યું છે કે હે મેઘકુમાર ! આ પ્રકારની અનુકંપા રાખવાને કારણે જ તું હાથીના ભવમાંથી નીકળીને શ્રેણિક રાજાને ત્યાં જન્મ્યો અને સંયમ ધારણ કરી શકયો.

કહેવાનો આશય એ છે કે, જે માણસ વિષયસુખ પ્રત્યે નિસ્પૃહ હોય છે તે જ માણસમાં અનુકંપા હોય એમ જોવામાં આવે છે. તમે લોકો જે ઝીણાં, ચીકણાં અને સુંવાળાં કપડાં પહેરો છો તે કપડાંમાં લગાડવામાં આવેલી ચરબીને માટે કેટલાં બધાં જીવોને મારવામાં આવે છે તેનો કોઈ દિવસ વિચાર કરો છો ? શા માટે વિચાર કરતા નથી ! એટલાં માટે કે તે રેશમી સુંવાળાં કપડાં પ્રત્યે તમે નિસ્પૃહ નથી. જ્યાં સુધી વિષયલાલસા છૂટતી નથી ત્યાંસુધી અનુકંપા પેદા થતી નથી. બધાં જીવો પ્રત્યે આત્મભાવ પેદા થાય છે ત્યારે જ અનુકંપા પેદા થાય છે. હૃદયમાં અનુકંપા પેદા કરવા માટે પરમાત્મા પ્રત્યે એવી પ્રાર્થના કરવી જોઈએ કેઃ—

**એસી મતિ હો જાય, દયામય, એસી મતિ હો જાય.**
**ઔરોં કે સુખકો સુખ સમઝૂં સુખ કા કરું ઉપાય,**
**અપને દુઃખ સબ સહૂં કિન્તુ પર-દુઃખ સહા ન જાય. દયા.**

અર્થાત્—હે પ્રભો ! મારામાં એવી સન્મતિ આવે કે, હું બીજાનાં દુઃખોને પોતાનાં દુઃખ માનું અને બીજાનાં સુખને પોતાનાં સુખ માનું. આ પ્રકારની સન્મતિ બધા લોકોમાં

પેદા થાય તો વિશ્વપ્રેમ ફેલાઇ જાય. વિશ્વપ્રેમને પેદા કરનાર અનુકંપા છે. અનુકંપાને પેદા કરવા માટે વિષયસુખો પ્રત્યે નિસ્પૃહ બનો. જ્યારે તમારા હૃદયમાંથી વિષયસુખની લાલસા દૂર થશે ત્યારે તમારા હૃદયમાં અનુકંપાનાં અંકુરો ફૂટી નીકળશે અને ત્યારે તમે દયાપાત્ર બનવાને બદલે દયામય બની જશો. વિશ્વપ્રેમ પેદા કરવા માટે તમે બીજાનાં સુખમાં સુખ અને બીજાનાં દુઃખમાં દુઃખ માનો તો તેમાં સ્વ–પરનું કલ્યાણ જ છે.



## વ્યાખ્યાનઃ સંવત્ ૧૯૯૪ અષાડ વદ ૧૦ શુક્રવાર



### પ્રાર્થના

**ધન-ધન જનક 'સિદ્ધારથ' રાજા, ધન 'ત્રિસલા' હે માતરે પ્રાણી,**
**જ્યાં સુત જાયો ને ગોદ ખિલાયો 'બર્દ્ધમાન' વિખ્યાત રે પ્રાણી.**
**શ્રી મહાવીર નમો વરનાણી. ॥ ૧ ॥**

—વિનયચંદ્રજી કુંભટ ચોવીશી

શ્રી મહાવીર ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

આ પ્રાર્થનામાં કહેવામાં આવ્યું છે કે, હે જગજ્જીવો ! તમે જે પ્રમાણે સાંસારિક વ્યવહારને મહત્ત્વ આપો છો તે જ પ્રમાણે આધ્યાત્મિક અને તાત્ત્વિક વાતને પણ મહત્ત્વ આપો. તમે લોકો વ્યાવહારિક કામોમાં જેવી કુશળતા બતાવો છો તેવીજ કુશળતા આધ્યાત્મિક કામોમાં પણ બતાવો. જે પ્રમાણે વ્યવહારમાં તમે વસ્તુના બાહ્ય ઘાટને મહત્ત્વ ન આપતાં મૂળ દ્રવ્યની જ કીંમત આંકો છો તે જ પ્રમાણે તમે જીવોની પર્યાય ન જોતાં તેમાં રહેલા જીવત્વને જુઓ. વ્યવહારમાં જેમ તમે સોનાનાં ઘરેણાંના ઘાટની કીંમત આંકતા નથી પણ સોનાની જ કીંમત આંકો છો તે જ પ્રમાણે તાત્ત્વિક દૃષ્ટિએ તમે એવો વિચાર કરો કે, સંસારમાં જે ચરાચર જીવો છે તેમની કીંમત તમારે પર્યાયથી આંકવી ન જોઇએ પરંતુ જીવોમાં રહેલા આત્મદ્રવ્યથી આંકવી જોઈએ. વીંટીની કીંમત જે પ્રમાણે ઘાટથી નહિ પણ સોનાની હોવાને કારણે જ અંકાય છે, તે જ પ્રમાણે જીવ ગમે તે યોનિમાં હોય પરંતુ તે બધા જીવોમાં એકજ પ્રકારનો આત્મા છે એમ સમજવું જોઇએ.

જ્ઞાનીજનો તો કહે છે કે, હે જગજ્જીવો ! તમે વ્યાવહારિક કામોમાં તો આવી ભૂલ કરતા નથી પરંતુ આધ્યાત્મિક કામો કરતી વખતે ભૂલ કરી રહ્યા છો. વ્યવહારકુશળ માણસ તો તે જ કહેવાય કે જે બહારના ઘાટને મહત્ત્વ ન આપતાં મૂળ દ્રવ્યને જ મહત્ત્વ આપે. તમે પણ જો બહારની પર્યાયને મહત્ત્વ ન આપતાં મૂળ દ્રવ્યને મહત્ત્વ આપો તો કુશળ વ્યાપારીની માફક તમે પણ આત્મ–લાભ મેળવી શકશો. મૂળ દ્રવ્યને મહત્ત્વ આપવાથી આત્માને શો લાભ થાય છે એ વાત હવે શાસ્ત્રદ્વારા સમજાવું છું:—

## સમ્યક્ત્વ પરાક્રમ—બોલ ઓગણત્રીમો (ચાલુ)

સુખસાતાથી અર્થાત્ વિષયસુખોની આસક્તિનો ત્યાગ કરવાથી જીવાત્માને શો લાભ થાય છે એ વિષે વિચાર ચાલી રહ્યો છે. 'સુખસાયા' શબ્દના બે અર્થ થાય છે. વ્યાકરણના નિયમાનુસાર યકારનો લોપ કરવામાં ન આવે તો 'સુખશય્યા' શબ્દ બને છે. આ સુખશય્યા શબ્દની વિસ્તૃત વ્યાખ્યા કરવામાં આવી છે. હવે મૂળપાઠ વિષે વિચાર કરવામાં આવે છે. મૂળ પાઠમાં કહેવામાં આવ્યું છે કે:—

**(२९) सुहसाएणं भंते ! जीवे किं जणयइ ?**

અર્થાત્—હે ભગવાન ! સુખસાતા ( વિષયસુખનો ત્યાગ ) કરવાથી જીવને શો લાભ થાય છે ? ગૌતમ સ્વામીના આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને ફરમાવ્યું કે:—

**सुहसाएणं अणुस्सुयत्तं जणयइ, अणुस्सुएणं जीवे अणुकंपए अणुब्भडे विगयसोगे चरित्तमोहणिज्जं कम्मं खवेइ ॥ २९ ॥**

અર્થાત્—હે ગૌતમ! સુખસાતા ( વિષયસુખનો ત્યાગ ) કરવાથી જીવને વિષયો પ્રત્યે અનુત્સુકતા–અનિચ્છા પેદા થાય છે. વિષયો પ્રત્યે અનિચ્છા પેદા થવાથી જીવો ઉપર અનુકંપા પેદા થાય છે. અનુકંપા પેદા થવાથી નિરભિમાનતા પેદા થાય છે. નિરભિમાનતાથી જીવ શોકરહિત બને છે અને શોકરહિત બનવાથી જીવ ચારિત્ર–મોહનીય કર્મનો ક્ષય કરી મોક્ષને પામે છે.

જે કાર્યનું ફળ જાણવામાં આવે છે તે કાર્યમાં પ્રવૃત્તિ જલ્દી થાય છે. જ્યાંસુધી કાર્યનું ફળ જાણવામાં આવતું નથી ત્યાંસુધી કોઇપણ કાર્યમાં પ્રવૃત્તિ થતી નથી. વ્યવહારમાં પણ ફળ જોઇનેજ પ્રવૃત્તિ કરવામાં આવે છે. તમને જો એમ ખાત્રી હોય કે, અમે જે રૂપિયા આપીએ છીએ તે રૂપિયા વ્યાજસહિત પાછા આવશે, તો તો રૂપિયા આપવામાં તમે વિચાર કે ઢીલ કરતા નથી. પરંતુ જો તમને એવી ખબર હોય કે, જે રૂપિયા આપવામાં આવે છે તે રૂપિયા પાછા આવવાના નથી, તો એ દશામાં તમે રૂપિયા ન આપો એ સ્વાભાવિક છે. મોટા મોટા ચક્રવર્તીઓ પણ ફળની આશાએ જ પોતાની સંપદાનો ત્યાગ કરે છે. આજ પ્રમાણે વિષયસુખોની આસક્તિનો ત્યાગ કરવાથી જીવને શો લાભ થાય છે એ વિષે ભગવાનને પ્રશ્ન પૂછવામાં આવ્યો છે. આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને કહ્યું કે, વિષયસુખનો ત્યાગ કરવાથી વિષયભોગ પ્રત્યે અનુત્સુકતા પેદા થાય છે અર્થાત્ વિષયસુખ ભોગવવાની ઉત્સુકતા કે ઇચ્છા રહેતી નથી. જે માણસે કેરી ખાવાનો ત્યાગ કર્યો છે તે માણસને કેરી ખાવાની ઉત્સુકતા રહેતી નથી. આ જ પ્રમાણે વિષયસુખનો ત્યાગ કરવાથી ઉત્સુકતા કે ચંચલતા રહેતી નથી. પરંતુ ત્યાગ ન કરવાથી ઉત્સુકતા કે ચંચલતા રહેજ છે.

રામાયણના કથનાનુસાર જ્યારે સૂર્પણખાએ રાવણની સામે રામ અને લક્ષ્મણનાં ગુણોનું વર્ણન કર્યું ત્યારે તો રાવણના હૃદયમાં કોઇ પ્રકારની ચંચલતા પેદા ન થઇ, પરંતુ જ્યારે તેની સામે સીતાજીના રૂપનું વર્ણન કરવામાં આવ્યું ત્યારે તેના હૃદયમાં એવી

ચંચલતા પેદા થઇ કે, જે સીતાને સંસારની સ્ત્રીઓની શિરોમણિ બતાવવામાં આવે છે તે સીતા કેવી છે એ મારે જોવી જોઇએ. આ ચંચલતાને કારણેજ મોટો અનર્થ થયો જો રાવણ પહેલેથી વિષયસુખ કે પરસ્ત્રીનો ત્યાગી હોત તો તેનામાં આ પ્રકારની ચંચલતા પેદા જ કેમ થાત અને આવો અનર્થ પણ શા માટે થાત ?

આ પ્રમાણે વિષયસુખનો ત્યાગ કરવાથી ચંચલતા મટી જાય છે. ચંચલતા દૂર થવી અને અનુત્સુકતા પેદા થવી એ ત્યાગનું લક્ષણ છે. જો ત્યાગ કરવા છતાં પણ ચંચલતા કે ઉત્સુકતા રહે તો સાચો ત્યાગ થયો નથી એમ સમજવું જોઇએ. હૃદયમાં થોડી પણ ચંચલતા ન રહે ત્યારે સાચો ત્યાગ થયો છે એમ સમજવું. ભગવાન કહે છે કે, ચંચલતા મટી જવાથી અને સ્થિરભાવ પેદા થવાથી હૃદયમાં અનુકંપા પેદા થાય છે. અનુકંપા કેવો શ્રેષ્ઠ ગુણ છે એ વિષે કહેવામાં પણ આવે છે કેઃ—

દયા ધર્મકા મૂલ હૈ, પાપ મૂલ અભિમાન.

અર્થાત્–દયા–અનુકંપા જ ધર્મનું મૂળ છે. અનુકંપાને બધા લોકોએ શ્રેષ્ઠ ધર્મ બતાવેલ છે. અને જેનામાં વિષયસુખની લાલસા હોતી નથી તેને જ આ શ્રેષ્ઠ ધર્મની પ્રાપ્તિ થાય છે.

સામાન્ય રીતે અનુકંપાનો ગુણ પ્રત્યેક વ્યક્તિમાં ઓછાવત્તા પ્રમાણમાં હોય છે; પરંતુ જ્યારે સ્વાર્થને કારણે હૃદયમાં ચંચલતા આવે છે ત્યારે અનુકંપા અદૃશ્ય થઇ જાય છે. જેમ કે ગાય કોઇને–અરે કસાઇને પણ–ખાટું દૂધ આપતી નથી. તેમ છતાં કસાઇના હૃદયમાં સ્વાર્થને કારણે તથા વિષયલાલસાને કારણે ચંચલતા પેદા થવાથી તે ગાયને નિર્દય રીતે મારી નાંખે છે. વિષયલાલસાને કારણે હૃદયમાં ચંચલતા પેદા થાય છે અને ચંચલતાને કારણે અનુકંપાનો ભાવ ઓછો થાય છે કે નાશ પામે છે એવો ક્રમ છે.

તમારામાં પશુઓ પ્રત્યે સાચી દયા છે કે કેવળ દેખાવની દયા છે તેનો વિચાર કરો. જો તમારામાં સાચી દયા હોય તો શું તમે જે ચીજને કારણે પશુઓને મારી નાંખવામાં આવતાં હોય તે ચીજનો ઉપયોગ કરી શકો ખરા ? તમે દેખીતી રીતે તો ગાયને મારશો નહિ પરંતુ જો તમારી સામે ગાયનાં ચામડાંનાં બનાવેલાં સુંદર અને મુલાયમ બૂટ મૂકવામાં આવે અથવા ગાયની ચરબી લગાવેલાં કપડાં તમને આપવામાં આવે તો તમે તે ચીજોને વાપરવા માટે લો કે નહિ ? તમે પ્રત્યક્ષમાં તો ગાય માતા છે એમ કહેશો; પરંતુ તમારા માટે ગાયમાતાની કેવી ભયંકર સ્થિતિ બને છે તે તમે જોતા નથી. તમે જે સુંદર અને મુલાયમ બૂટ પહેરો છો તે કોના ચામડાનાં બને છે તેનો તમે વિચાર કરો છો ? તમે કહેશો કે, અમારે બૂટ તો પહેરવા જોઇએ જ ને ? તો આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, ભારતમાં પહેલાં ચામડાંને માટે કોઇ દિવસ પશુઓને મારવામાં આવતા ન હતા. પરંતુ જે પશુઓ સ્વાભાવિક મૃત્યુથી મરી જતા હતા તેમનાંજ ચામડાંનાં બૂટ બનાવવામાં આવતાં હતાં. આજે તો ચામડાં માટે પશુઓને ખાસ મારી નાંખવામાં આવે છે એટલું જ નહિ પણ ચામડું સુંદર અને મુલાયમ થાય તે માટે તો પશુઓને બહુ જ નિર્દયતા–પૂર્વક મારી

નાંખવામાં આવે છે. શું તમે લોકોએ આવાં સુંદર અને મુલાયમ ચામડાંની બનેલી ચીજોનો ત્યાગ કર્યો છે? જો ત્યાગ કર્યો નથી તો શું તમારામાં પશુઓ પ્રત્યે સાચો દયાભાવ છે?

કલ્પના કરો કે, તમારી સામે દ્રૌપદીને નગ્ન કરવામાં આવતી હોય અને તેનાં શરીર ઉપરથી ખેંચી કાઢેલાં વસ્ત્રો તમને કોટ–ખમીસ આદિ માટે આપવામાં આવે તો શું તમે એ વસ્ત્રોને હાથમાં લો ખરાં? તમે ત્યારે એમ જ કહેશો કે, જે વસ્ત્રો દ્રૌપદી માતાને નગ્ન કરવા માટે ખેંચી લેવામાં આવ્યાં છે તે વસ્ત્રોને અમે કેમ લઈ શકીએ? આ પ્રમાણે કહીને તમે તે વસ્ત્રો તો લેશો નહિ; પરંતુ તમારી માતૃભૂમિને હાનિ રૂપ જે વસ્ત્રો તમને આપવામાં આવે છે તે વસ્ત્રો નહિ લેવાનો શું તમે ત્યાગ કર્યો છે? તમે લોકોએ હિંસામૂલક વસ્ત્રનો કે ચામડાંનો ત્યાગ કર્યો નથી તેનું કારણ એ જ છે કે, તમારામાં હજી અનુકંપાનો ભાવ પેદા થયો નથી. જો તમારામાં સાચી અનુકંપાનો ભાવ પેદા થયો હોય તો તમે હિંસામૂલક કોઈ પણ ચીજનો સ્પર્શ પણ કરો જ નહિ.

ભગવાન કહે છે કે, હૃદયમાં અનુકંપાનો ભાવ પેદા થવાથી અનુદ્ધત્તપણું અર્થાત્ નિરભિમાનપણું પ્રગટ થાય છે. અનુકંપાથી હૃદય નમ્ર બની જાય છે, અને નમ્ર બનેલાં હૃદયમાં અભિમાન પેદા થતું નથી. અનુકંપાશીલ માણસમાં ‘હું મોટો છું, મારાથી એવું કામ કેમ થઈ શકે?’ એવું ખોટું અભિમાન હોતું નથી. અનુકંપાવાળો માણસ તો બીજાનાં દુઃખમાં પોતાનું દુઃખ અને પરદુઃખ દૂર કરવામાં પોતાનું દુઃખ દૂર થાય એમ માને છે. સાચી અનુકંપા તે જ છે કે જેમાં અભિમાન અને લાલસા ન હોય. જ્યાં કોઈ પણ પ્રકારની લાલસા હોય છે ત્યાં અનુકંપા ટળતી નથી.

આજે કેટલાક લોકો અનુકંપા કરવાને નામે દાન તો આપે છે પરંતુ સાથે સાથે પોતાને દાની કહેવડાવવા માટે વર્તમાનપત્રોમાં દાનની જાહેર ખબર મોટા મોટા અક્ષરોમાં છપાવે છે. શું આ અનુકંપા કે દાન છે? ખરી રીતે તો વાસ્તવિક અનુકંપા ન હોવાને કારણે જ પ્રસિદ્ધિની ઇચ્છા રહે છે. સાચી અનુકંપા હૃદયમાં હોય તો નામની ઇચ્છા રહેતી નથી પરંતુ કામની ઇચ્છા રહે છે.

આનંદ શ્રાવકની પાસે બાર કરોડ સોનામહોરોનું ધન હતું. તેમાંથી તે ચાર કરોડ સોનામહોરોનો વ્યાપાર કરતો હતો. અને તેની પાસે ચાલીશ હજાર ગાયો હતી. જ્યારે તેણે ભગવાનના દર્શન કર્યા ત્યારે ભગવાનનો ઉપદેશ સાંભળી તેણે એવો ત્યાગ લીધો કે, હું ધન આદિમાં વૃદ્ધિ કરીશ નહિ. આવો ત્યાગ કર્યા બાદ પણ તેનો ચાર કરોડ સોનામહોરોનો વ્યાપાર બરાબર ચાલતો રહ્યો અને ચાલીશ હજાર ગાયો પણ રહી. ગાયોમાં વૃદ્ધિ થવી સ્વાભાવિક છે છતાં તેના ત્યાગનો ભંગ ન થયો એ વિચારણીય પ્રશ્ન છે. શાસ્ત્રમાં તેની સંપત્તિમાં તથા તેની ગાયોમાં કયા કારણે વૃદ્ધિ થઇ નહિ અને કયા કારણે તેના ત્યાગનો ભંગ થયો નહિ તે વિષે ખુલાસો આપવામાં આવ્યો નથી. પરંતુ કારણ વિષે વિચાર કરતાં મને એમ જણાય છે કે આનંદ શ્રાવક નફા વિનાનો વ્યાપાર કરતો હતો અથવા વધેલી સંપત્તિને દાનમાં આપી દેતો હતો અને જે ગરીબ માણસ જણાતો તેને ગાયનું દાન આપતો હતો. આ પ્રમાણે તેની સંપત્તિ તથા ગાયોનું પરિમાણ પણ બરાબર રહેતું અને ત્યાગની રક્ષા સાથે દાનાદિ ધર્મનું પાલન પણ કરતો હતો.

કહેવાનો આશય એ છે કે, આનંદ શ્રાવક દાની હોવા છતાં તેણે દાનીઓની નામાવલિમાં પોતાનું નામ પ્રસિદ્ધ કર્યું ન હતું; એટલું જ નહિ શાસ્ત્રમાં પણ તેના આવા દાનનું વર્ણન કરવામાં આવેલ નથી. પરંતુ એ વાત સહજ રીતે સમજી શકાય છે કે, જ્યારે તેનો ત્યાગ પણ સુરક્ષિત રહ્યો અને વ્યાપાર આદિની પણ બરાબર મર્યાદા સચવાઈ ત્યારે વધેલી સંપત્તિનો દાન સિવાય બીજો શો ઉપયોગ થાય ? જે માણસમાં સાચી અનુકંપા હોય છે તે માણસ દાન પણ ગુપ્તરીતિએ આપે છે, અને દાન કરી અભિમાન કરતો નથી, તેમ પોતાના નામને પ્રસિદ્ધ કરવા પણ ચાહતો નથી.

તમે લોકો ગાયની સેવા કરીને દૂધ ખાઓ છો કે વેચાતું દૂધ લઇને ખાઓ છો ? તમે લોકો ગોસેવા કર્યા વિના દૂધ ખાઓ છો, છતાં પોતાને અનુકંપાવાળા કહેવડાવો છો. પરંતુ વેચાતું દૂધ લઈ ખાવામાં શું અનુકંપા રહેલી છે ? શાસ્ત્રકારો એને અનુકંપા કહેતા નથી. આમ છતાં આજે કોના ઘરમાં ગાયો છે અને કોણ વેચાતું દૂધ લઈને ખાતું નથી ? સ્ત્રીઓ તો એમ કહેશે કે, અમે અમારી સેવા કરીએ કે ગાયની ? અમે અમારો શ્રૃંગાર સજીએ કે ગાયોનું છાણ–મૂત્ર ઉપાડીએ ? જ્યાં આવી ભાવના છે ત્યાં અનુકંપા શું હોઈ શકે ? સાંભળ્યું છે કે, ગાંધીજીએ ભારતની ગાયોની દુર્દશા જોઈને ગાયનું દૂધ પીવાનું જ છોડી દીધું છે. તમે લોકો દૂધ તો પીઓ છો પણ ગાયોની સેવા કરતા નથી તેનું કારણ તમારામાં અનુકંપાનો અભાવ હોય એમ જણાય છે.

કહેવાનો આશય એ છે કે, વિષયસુખની લાલસાનો ત્યાગ કરવાથી અનુકંપા પેદા થાય છે અને અનુકંપાથી અનુદ્ધતપણું અર્થાત્ નિરભિમાનપણું પેદા થાય છે. જેનામાં નિરભિમાનતા પ્રગટે છે તેનામાં કોઈ પ્રકારનો શોક, સંતાપ કે કોઈ પ્રકારની ચિંતા રહેતી નથી. જેનામાં સાચી અનુકંપા હોય છે તેને નુકશાન થવા છતાં પણ ચિંતા થતી નથી. માનો કે કોઈ વેપારીએ રૂની ગાંસડીઓનો વીમો ઊતરાવી લીધો છે. હવે કદાચિત તે રૂની ગાંસડીઓમાં આગ લાગે તો શું તે વેપારીને ચિંતા થશે ? તે વેપારી તો એમજ કહેશે કે, મેં તો પહેલેથી જ વીમો ઊતરાવી લીધો છે. આજ પ્રમાણે જે માણસમાં સાચી અનુકંપા હોય છે તે માણસ પોતાની બધી વસ્તુઓ પરમાત્માને સમર્પણ કરી દે છે અને એ કારણે કોઈ પણ વસ્તુ નષ્ટ થઈ જતાં તેને ચિંતા થતી નથી; એટલું જ નહિ પણ પોતાના પ્રાણ પણ ચાલ્યા જતા હોય તો પણ અનુકંપાશીલ માણસને કોઈ પ્રકારની ચિંતા થતી નથી. કહ્યું પણ છે કે:—

'ચાહત જીવ સબૈ જગ જીવન, દેહ સમાન નહીં કછુ પ્યારો;
સંયમવન્ત મુનીશ્વર કો, ઉપસર્ગ હુએ તન નાશનહારો.
તો ચિન્તે હમ આતમારામ, અખંડ અબાધિત રૂપ હમારો;
દેહ વિનાશક સો હમ તો, નહીં શુદ્ધ ચિદાનન્દ રૂપ હમારો.

સંસારમાં કોઈપણ પ્રાણી પોતાનું જીવન નષ્ટ કરવા ચાહતો નથી; કારણ કે દેહ બધાંને પ્રિય છે. દેહ સમાન કોઈ વસ્તુ પ્રિય નથી. આમ હોવા છતાં સંયમ પાળનાર મુનીશ્વરને દેહાન્ત કષ્ટ પેદા થાય તો પણ તેઓ ચિન્તા કરતા નથી. તેઓ એમ વિચારે છે કે,

અમારો દેહ જુદો છે અને અમારો આત્મા જુદો છે. ગજસુકુમાર મુનિના મસ્તક ઉપર આગ મૂકવામાં આવી, સ્કંદક મુનિની ખાલ ઊતારી નાંખવામાં આવી, અને સાત સો મુનિઓને ઘાણીમાં પીલવામાં આવ્યા, છતાં તે મુનીશ્વરોને કોઈ પ્રકારની ચિન્તા થઈ નહિ. કારણ કે, તેઓ દેહ અને આત્માને ભિન્ન ભિન્ન માનતા હતા. આ પ્રમાણે શોકરહિત રહેવાનું કારણ અનુકંપા જ છે. અનુકંપા હોવાને કારણે જ મુનીશ્વરોને દેહાન્ત કષ્ટો પડવા છતાં ચિંતા પેદા થઈ નહિ, કારણ કે તેઓએ પોતાનું શરીર પહેલેથી જ પરમાત્માને સમર્પી દીધું હતું.

ભગવાને સુખસાતાના પ્રશ્નોત્તરમાં કાર્ય–કારણ ભાવ બતાવેલ છે. ભગવાને કહ્યું છે કે, વિષયલાલસા ન હોવાથી અનુત્સુકતા ( વિષયો પ્રત્યે અનાસક્તિ ) પેદા થાય છે, અનુત્સુકતાથી અનુકંપા પેદા થાય છે, અનુકંપાથી જીવમાં અનુદ્ધતતા અર્થાત્ નિરભિમાનતા પેદા થાય છે, અનુદ્ધતતા પ્રગટ થવાથી જીવ શોકરહિત બને છે, અને શોકરહિત બનવાથી ચારિત્ર મોહનીય કર્મનો ક્ષય કરી મોક્ષને પામે છે.

શાસ્ત્રમાં મોહનીય કર્મના બે ભેદ પાડવામાં આવ્યા છે. એક તો દર્શન મોહનીય અને બીજું ચારિત્ર મોહનીય. દર્શન મોહનીય તો વસ્તુ–સ્વરૂપ સમજવામાં બાધકભૂત થાય છે, અને ચારિત્ર મોહનીય વસ્તુસ્વરૂપ સમજેલ હોવા છતાં તે પ્રમાણે આચરણ કરવામાં બાધકભૂત થાય છે. ચારિત્ર મોહનીય કર્મનો ઉદય થવાથી વસ્તુસ્વરૂપ જાણવા છતાં તે પ્રમાણે આચરણ કરી શકાતું નથી. ચારિત્ર મોહનીય કર્મ નષ્ટ થાય ત્યારે જ ચારિત્ર પ્રગટ થાય છે. બાહ્ય ચારિત્ર અને વાસ્તવિક ચારિત્ર બન્ને ભિન્ન વસ્તુ છે. જ્યારે સંકલ્પ–વિકલ્પ મટી જાય ત્યારે વાસ્તવિક ચારિત્ર પ્રકટ થાય છે. જો સંકલ્પ–વિકલ્પ મટે નહિ તો ચારિત્ર મોહનીય કર્મ નષ્ટ થયાં નથી એમ સમજવું. જ્યારે ચારિત્ર મોહનીય કર્મનો સંપૂર્ણ નાશ થઈ જાય છે, ત્યારે આત્મા સિદ્ધ, બુદ્ધ અને મુક્ત થઈ જાય છે. આ પ્રમાણે વિષય–લાલસાને દૂર કરવાથી આત્મા ગુણક્રમારોહણ કરી સિદ્ધિને પામે છે. મુક્તિનો આજ માર્ગ છે. શાસ્ત્રકારો કહે છે કે, મુક્તિનો માર્ગ સરલ છે પણ એ માર્ગે જવા માટે રસ્તામાં વિષયલાલસા આદિ જે કાંટાઓ વીખરાએલાં પડયાં છે તે સર્વ પ્રથમ દૂર કરવાની જરૂર છે. જો વિષયલાલસાને જીતી લેવામાં આવે તો મુક્તિના માર્ગે જવું સરળ છે. ગીતામાં પણ કહ્યું છે કે:—

**तस्मात्त्वमिन्द्रियाण्यादौ नियम्य भरतर्षभ !**

અર્થાત્—હે અર્જુન ! પહેલાં ઈન્દ્રિયોની વિષયલાલસાને જીતી લે. વિષયલાલસા ઉપર વિજય મેળવવાથી તું બધા ઉપર વિજય મેળવી શકીશ.

તમે લોકો પણ મુક્તિના માર્ગે જવા માટે સર્વ પ્રથમ ઈન્દ્રિયોને જીતવાનો પ્રયત્ન કરો. જો તમે પ્રારંભમાં ઇન્દ્રિયો ઉપર વિજય મેળવશો તો પરંપરાએ તમે મુક્તિને પણ પામી શકશો. પરંપરાએ મળનારૂં ફળ પ્રાપ્ત કરવા માટે સર્વ પ્રથમ પ્રારંભિક કાર્ય કરવું જોઈએ. ખેડુતને ફળ તો પરંપરાએ મળે છે. પરંતુ બીજનું આરોપણ કરવાનું પ્રારંભિક કાર્ય તો પ્રથમ જ કરવું પડે છે. જો તે પ્રારંભિક કાર્ય જ ન કરે અર્થાત્ બીજનું આરોપણ

ન કરે તો એ દશામાં તેને ધાન્યનો લાભ કેવી રીતે મળી શકે ? આજ પ્રમાણે મુક્તિનો લાભ મેળવવા માટે સર્વ પ્રથમ વિષય-લાલસા ઉપર વિજય મેળવવો આવશ્યક છે. જો વિષયલાલસાને જીતવામાં આવે અને ચંચલતાને દૂર કરી અનુકંપાને જીવનમાં ઊતારવામાં આવે તો આત્માનું કલ્યાણ પણ થાય અને મુક્તિનો માર્ગ પણ ખુલ્લો થાય !



## વ્યાખ્યાન: સંવત્ ૧૯૯૪ અષાડ વદ ૧૧ શનિવાર

### પ્રાર્થના

**શ્રી આદીશ્વર સ્વામી હો, પ્રણમું સિરનામી તુમ ભણી;**
**પ્રભુ અંતરયામી આપ, મો પર મ્હેર કરી જે હો;**
**મેરી જે ચિંતા મન તણી, મારા કાટ પુરાકૃત પાપ. ॥ શ્રી૦ ॥ ૧ ॥**

—વિનયચંદ્રજી કુંભટ ચોવીશી

શ્રી ઋષભદેવ ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

આત્માએ પરમાત્માના શરણે શા માટે જવું જોઈએ, એ આ પ્રાર્થનામાં કહેવામાં આવ્યું છે. આદિનાથ ભગવાન અનાથોના નાથ છે એટલા માટે ભક્તજનો પરમાત્માને સંબોધીને કહે છે કે, હે પ્રભો ! હું અનાથ છું અને તમે અનાથોના નાથ છો. મેં મારી અનાથતા દૂર કરવા માટે અનેક શકય પ્રયત્નો કરી જોયાં, પરંતુ મારી અનાથતા મટી શકી નહિ; એટલા માટે આખરે તમને અશરણના શરણ સમજી તમારે શરણે હું આવ્યો છું, અને તમારા આશ્રયે આવવાથી મારી અનાથતા દૂર થઈ જશે એવો મને વિશ્વાસ છે. આત્માની અનાથતા કેવી રીતે મટી શકે એ વાત હવે શાસ્ત્રદ્વારા સમજાવું છું:—

## સમ્યક્ત્વ પરાક્રમ—બોલ ત્રીસમો

ઓગણત્રીશમા બોલમાં સુખશય્યા અથવા સુખસાતા વિષે ઘણો વિચાર કરવામાં આવ્યો છે. હવે સુખશય્યા ઉપર કોણ સૂઈ શકે અથવા સુખસાતાપૂર્વક કોણ રહી શકે એ વિષે વિચાર કરવામાં આવે છે. જે વ્યક્તિમાં વિષયલોલુપતા નથી અને જેનામાં પ્રતિબદ્ધતા અર્થાત્ આસક્તિ નથી તે જ વ્યક્તિ સુખશય્યા ઉપર સૂઈ શકે છે. એટલા માટે હવે ગૌતમસ્વામી, અપ્રતિબદ્ધતા અર્થાત્ અનાસક્તિથી જીવને શો લાભ થાય છે એ વિષે ભગવાનને પ્રશ્ન પૂછે છે કે:—

### ત્રીસમો બોલ

**( ३० ) अपडिबद्धयाएणं भंते ! जीवे किं जणयई ?**

અર્થાત્—હે ભગવાન ! અપ્રતિબદ્ધતા અર્થાત્ અનાસક્તિથી જીવને શો લાભ થાય છે ?

આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને ફરમાવ્યું છે કેઃ—

**अपडिबद्धयाएणं निस्संगत्तं जणयइ, निस्संगत्तेणं जीवे एगे एगग्गचित्ते दिया वा राओ वा असज्जमाणे अप्पडिबद्धे आवि विहरइ ॥ ३० ॥**

અર્થાત્—કોઈ પદાર્થમાં અપ્રતિબદ્ધતા અર્થાત્ અનાસક્તિ રાખવાથી જીવ નિઃસંગ અર્થાત્ મમત્વ-રાગદ્વેષ આદિ સંગથી રહિત થાય છે, અને નિઃસંગ થવાથી તેનું ચિત્ત દિન-રાત ધર્મધ્યાનમાં એકાગ્ર રહે છે અને એકાગ્ર થવાથી તે અનાસક્ત થઈને અપ્રતિબદ્ધપણે વિચરે છે.

ભગવાનના આ કથનનો અર્થ કરતાં ટીકાકાર કહે છે કે, જે સાધુ હોય છે તે માસ-કલ્પાદિથી વધારે કોઈ સ્થાને સ્થિર રહેતો નથી, પણ અપ્રતિબદ્ધ થઈને વિહાર કરે છે. સાચો સાધુ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવથી કોઈ પ્રકારનો પ્રતિબંધ રાખતો નથી. 'આ વસ્તુ મારી છે.' એમ દ્રવ્યથી, 'આ ક્ષેત્ર મારૂં છે' એમ ક્ષેત્રથી, કાળમર્યાદાનું ઉલ્લંઘન કરીને રહેવામાં કાળથી, અને કોઈના પ્રત્યે મનમાં રાગદ્વેષ રાખવો એમ ભાવથી સાધુ પ્રતિબંધ રાખતો નથી. સાધુ તો દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવથી કોઈ પ્રકારનો પ્રતિબંધ રાખતા નથી પણ અનાસક્ત ભાવે-અપ્રતિબદ્ધ થઈ વિહાર કરે છે.

ટીકાકારે તો મૂળ સૂત્રનું આ પ્રમાણે સ્પષ્ટીકરણ કરેલ છે, પરંતુ આ વાતને આપણા હૃદયમાં ઊતારવા માટે તેનું વિશેષ સ્પષ્ટીકરણ કરવાની જરૂર છે.

સામાન્ય રીતે તો અપ્રતિબદ્ધતા બહુજ સામાન્ય વાત જણાય છે; પરંતુ ઊંડા ઊતરીને તે વિષે વિચાર કરવામાં આવે તો અપ્રતિબદ્ધતા શબ્દમાં અને ભાવમાં ગૂઢાર્થ રહેલો છે. અપ્રતિબદ્ધતા એટલે કોઈ પદાર્થ પ્રત્યે આસક્તિ ન રાખવી. જે વ્યક્તિ પંકજની માફક કોઈ વસ્તુ પ્રત્યે મમત્વ કે મૂર્ચ્છા રાખતી નથી તે વ્યક્તિ અપ્રતિબદ્ધ-અનાસક્ત બને છે. પંકજ એટલે પંકમાં-કાદવમાં પેદા થનાર કમલ. કમલ કાદવમાં પેદા થવા છતાં તે કાદવથી નિર્લેપ રહે છે. જો કમળ કાદવ સાથે પ્રતિબદ્ધ થઈ જાય તો પછી કમળનો વિકાસ ન થાય, પરંતુ સડી જાય. આજ પ્રમાણે વસ્તુના સંગથી પેદા થએલ પ્રતિબદ્ધથી આત્માનો વિકાસ અટકી જાય છે અને જ્યારે આત્મા અપ્રતિબદ્ધ થઈને વિહરે છે ત્યારે તેનો અધિકાધિક વિકાસ થાય છે.

શાસ્ત્રનાં આ કથન ઉપરથી તમે તમારા વિષે વિચાર કરો કે, આ મનુષ્યજન્મ અમને કેવી રીતે મળ્યો છે અને તેનો કેવી રીતે સદુપયોગ કરવો જોઈએ ? આ મનુષ્યજન્મ પ્રતિબન્ધને મજબૂત કરવા માટે મળ્યો છે કે પ્રતિબન્ધ તોડવા માટે મળ્યો છે તેનો વિચાર કરો. શ્રી સૂત્રકૃતાંગ સૂત્રમાં આ વિષે કહ્યું છે કેઃ-

**जेसिं कुले समुप्पन्ने जेसिं संवसे भरे ।**
**मम्माइ लुप्पइ बाले अन्नमन्नेण जीविणो ॥ १ ॥**

આ સૂત્રાનુસાર આત્મા જે કુળમાં ઉત્પન્ન થાય છે અથવા જેની સાથે વસે છે તેની સાથે મમત્વ પેદા થાય છે. આ પ્રમાણે મમત્વ પેદા થવાના બે કારણો છે. એક તો જન્મ

અને બીજો સહવાસ, અર્થાત્ એક તો જન્મજનિત સ્નેહ પેદા થાય છે, અને બીજો સંગજનિત સ્નેહ પેદા થાય છે. આ બન્ને પ્રકારનાં સ્નેહ મમત્વનાં કારણો છે. શાસ્ત્ર કહે છે કે, આ બન્ને પ્રકારનાં સ્નેહથી પેદા થએલ મમત્વ આત્માને માટે બંધનકારક છે. આત્મા અજરામર છે એટલા માટે તેને કોઈ પ્રકારનું બંધન હોવું જ ન જોઈએ.

જ્ઞાનીજનો કહે છે કે, હે જીવ ! તું એ વાતનો વિચાર કર કે, તું આ સંસારમાં બંધનોને તોડવા માટે આવ્યો છે કે બંધનોમાં સપડાવા માટે? જેલખાનામાં કેદીઓ બેડી પહેરે છે તે પોતાની સજાને ઓછી કરવા માટે કે વધારવા માટે? આજ પ્રમાણે હે જીવ! તું આ સંસારરૂપી જેલખાનામાં આવ્યો છે અને કુલ તથા પત્ની આદિની બેડી તને પહેરાવવામાં આવી છે. આ બેડીનાં બંધનમાંથી તું છૂટવા ચાહે છે કે તેમાં બદ્ધ થવા ચાહે છે તેનો વિચાર કર. આ મનુષ્યજન્મ બેડીનું બંધન તોડવા માટે જ મળ્યો છે. વારંવાર આવો શુભ અવસર મળવો મુશ્કેલ છે. આત્માને મનુષ્યજન્મનો કેવો દુર્લભ અવસર મળ્યો છે એને માટે શ્રી ઉત્તરાધ્યયનમાં કહ્યું છે કેઃ—

**कम्माणं तु पहाणाए आणुपुव्वी कयाइओ।**
**जीवा सोहिमणुप्पत्ता आययन्ति मणुस्सयं ॥ उ. ३–७ ॥**

આ ગાથાનો અર્થ એ છે કે, હે આત્મા! તું કોઈ પ્રધાન કર્મોને કારણે જ અનુક્રમે આ સ્થિતિને પામ્યો છે. જો પ્રધાન કર્મો ન હોત તો ગર્ભમાં જીવિત રહેવું કેટલું મુશ્કેલ છે તેનો વિચાર કર. તારી સાથે જ બીજાં નવ લાખ પ્રાણીઓ જન્મ્યાં હતાં. પરંતુ તેઓમાં કેવળ તું જ જીવિત રહી શક્યો. જો તારામાં પુણ્યનો પ્રભાવ ન હોત તો તને પણ તેમની માફક મરણ કષ્ટ થાત. પુણ્ય-પ્રભાવને કારણે જ તું બચી શક્યો છે.

આ ઉપરથી કોઈ એમ કહે કે, નવ લાખ જીવો કેવી રીતે ઉત્પન્ન થાય છે? આ પ્રશ્ન વિષે જાવરામાં એક ડૉક્ટર સાથે મારે વાતચીત થઈ હતી. ડૉક્ટરે કહ્યું હતું કે, શુક્ર-શોણિતને સુક્ષ્મદર્શક યંત્રદ્વારા જોવામાં આવે તો તેમાં અનેક કીડાઓ જોવામાં આવે છે. આ તો સૂક્ષ્મદર્શક યંત્રથી જોવાની વાત થઈ. પરંતુ આપણને તો ભગવાન ઉપર અટલ વિશ્વાસ છે એટલે તેમનું કથન સાચું જ છે એમ માનવું જોઇએ. ભગવાન કહી ગયા છે કે, મારી સાથે નવ લાખ સંજ્ઞી જીવો પેદા થયા હતા પરંતુ તેઓ નષ્ટ થઈ ગયા અને હું પુણ્યના પ્રભાવથી બચી ગયો. આ પ્રમાણે પ્રધાન શુદ્ધ કર્મના પ્રતાપથી જ આ મનુષ્યજન્મ પ્રાપ્ત થએલ છે.

મનુષ્યજન્મ મહામુશ્કેલીએ પ્રાપ્ત થાય છે; એટલા માટે તેનો દુરુપયોગ ન કરવા વિષે જૈનશાસ્ત્રોમાં વારંવાર ઉપદેશ આપવામાં આવેલ છે. અન્ય દર્શનવાળાઓ પણ મનુષ્યજન્મને ઉત્તમ અને દુર્લભ માને છે. આવો દુર્લભ મનુષ્ય–જન્મ આપણને સહજ રીતે પ્રાપ્ત થએલ છે તો તેને કેવી રીતે સફળ કરવો જોઈએ તેનો વિચાર કરો. આ મનુષ્યજન્મદ્વારા સંસારબંધનને મજબૂત કરવું જોઇએ કે તોડવું જોઇએ? જો કોઈ કેદી પોતાને માટે જેલની અવધિ વધારે તો તમે તેને મૂર્ખ કહેશો, પરંતુ તમે શું કરી રહ્યા છો તે જુઓ. આ શરીરમાં તથા

સંસારમાં રહેવું તે એક પ્રકારનાં જેલખાનામાં રહેવા જ સમાન છે. જે પ્રમાણે કેદી જેલમાંથી છૂટવાની ભાવના કરે છે અને તે પ્રમાણે વર્ત્તાવ રાખે છે, તેજ પ્રમાણે તમે આ સંસારની જેલમાંથી છૂટવાની ભાવના કરો અને તેજ પ્રમાણે વર્ત્તાવ રાખો. જો સંસારની જેલમાંથી છૂટવાનો પ્રયત્ન આ મનુષ્યજન્મમાં નહિ કરવામાં આવે તો ક્યારે કરશો ? આ મનુષ્ય-જન્મ મહામુશ્કેલીએ મળ્યો છે. છતાં સંસારબંધનમાંથી છૂટવા માટે તેનો સદુપયોગ ન કરતાં સંસારબંધનને મજબૂત કરવામાં દુરુપયોગ કરવામાં આવે છે એ કેવી મૂર્ખતા છે! ભક્ત તુકારામે આ વિષે કહ્યું છે કેઃ–

" અનન્ત જન્મ જરી કેલ્યા તપરાશી તરી હાન પવસી માણુવ દેહ
ઐસા હા નિદાન લાગેલા સિ હાથી ત્યાચી કેલી માટી ભાગ્યહીન
ઉત્તમા ચા સાર વેદાચા ભંડાર જયા ને પવિત્રે તીર્થે હોતિ
મ્હણે તુકિયા બન્ધુ આણીક ઉપમા નાહીં યાતો જન્મી દાવયાંસી. "

ભક્ત તુકારામ કહે છે કે, આવો દુર્લભ મનુષ્ય–જન્મ મળવા છતાં કેટલાક ભાગ્ય-હીન લોકો, જે પ્રમાણે મૂર્ખ માણસ હીરાની કીંમત પત્થર જેવી આંકે છે, તેવી મનુષ્ય-જન્મની કીંમત આંકે છે. ભાગ્યહીન લોકો આ મનુષ્યજન્મની કીંમત આંકી શકતા નથી. મનુષ્ય પછી ભલે તે ચોર હોય તોપણ મનુષ્યજન્મનો સદુપયોગ કરી પોતાનું કલ્યાણ કરી શકે છે. ત્યારે જે કોઈ મનુષ્યજન્મનો દુરુપયોગ કરે છે તે પછી ભલે ચક્રવર્તી રાજા હોય તોપણ તે સંસારનાં બંધનમાં સપડાઈ જાય છે. એટલા માટે સંસારનાં બંધનો તૂટે એવાં સત્કાર્યો કરવામાં મનુષ્ય–જન્મનો સદુપયોગ કરવો જોઇએ.

શ્રી ઉત્તરાધ્યયન સૂત્રનાં દશમા અધ્યયનમાં પણ ભગવાને કહ્યું છે કેઃ—

**वणस्सइकायमइगओ उक्कोसं जीवो उ संवसे।**
**कालमणन्तदुरन्तयं समयं गोयम मा पमायए ॥ उ. १०-९॥**

આ ગાથાનો ભાવાર્થ એ છે કે, હે ગૌતમ ! અનન્ત દુર્ગમ કાળને વટાવ્યા બાદ આ મનુષ્ય–શરીર પ્રાપ્ત થયેલ છે. ભગવાનના આ કથન ઉપર ઊંડો વિચાર કરતાં જણાય છે કે, અનન્ત ભવ સુધી તપ કરવા છતાં પણ આ મનુષ્ય–શરીર કોઈને મળે છે અને કોઈને મળતું યે નથી. અનન્ત એકેન્દ્રિય જીવો હજી એવા છે કે જેઓ હજી બેન્દ્રિયપણાને પણ પામ્યા નથી. પરંતુ આપણા સત્કર્મના પ્રતાપથી આપણને આ મનુષ્ય–જન્મ મળ્યો છે.

આ વિષે કવિ તુલસીદાસજીએ પણ કહ્યું છે કેઃ—

ચતુરાઈ ચૂલ્હે પડો, ધિગ્ ધિગ્ પડો આચાર;
તુલસી હરિ કે ભજન બિન, ચારોં વર્ણ ચમાર.

અર્થાત્—જે કોઈ વ્યક્તિ પછી તે ઉચ્ચ કુળમાં પેદા થએલ હોય, કે નીચકુળમાં પેદા થએલ હોય પણ જે કોઈ પરમાત્માનું ભજન કરતા નથી તે ચમાર છે. તુલસીદાસજીના આ કથન ઉપરથી તમે એમ કહી શંકા કે, બ્રાહ્મણ ચમાર કેમ બની શકે? અથવા અમે ચમાર કેવી રીતે બની શકીએ ? આ પ્રશ્નના ઉત્તરમાં એજ જણાવવાનું કે, સર્વ પ્રથમ ચમાર શું

કરે છે તે જુઓ. ચમાર ચામડાંને પકાવે છે, રંગે છે, સાફ કરે છે અને પછી જોડાં બનાવીને તમારી સામે મૂકે છે. હવે તમે પરમાત્માનું ભજન નહિ કરતાં શું કરો છો તેનો વિચાર કરો. તમે તેલ–સાબુ વગેરે ક્યાં લગાવો છો ? આ શરીર ઉપર જ તેલ–સાબુ લગાવો છો ને ? આ શરીર પણ ચામડું જ છે કે બીજું કાંઈ છે ? ચમાર જે ચામડું તૈયાર કરે છે તેથી તો બીજાની રક્ષા પણ થાય છે અને તે જે કાંઈ કરે છે તે બીજાની રક્ષા માટેજ કરે છે. પણ તમારાં આ શરીરનાં ચામડાં દ્વારા બીજાનું શું હિત થાય છે તેનો વિચાર કરો. જે ચમાર બીજાના માટે શ્રમ કરે છે અને પોતે શ્રમ કરીને બીજાનું હિત કરે છે, તેને તો તમે નીચ માનો છો અને તમે પોતાને ઉચ્ચ માનો છો; પરંતુ તમે તમારાં અને ચમારનાં કાર્યોની તુલના કરો તો ચમાર શું ખોટું કામ કરે છે અને તમે શું સારૂં કામ કરો છો તેની ખબર પડે. એટલા માટે પરમાત્માનું ભજન કરો અને કેવળ શરીર ઉપર તેલ–સાબુ લગાવવામાં જ ન રહો. જો તમે કેવળ અંગે તેલ ફુલેલ લગાવવામાં જ રહો અને પરમાત્માનું ભજન ન કરો તો શું તમે ચમારથી સારા છો એમ કહી શકાય ? તમને આ દુર્લભ મનુષ્ય-શરીર મળેલ છે તો તેનો સદુપયોગ કરો. આ મનુષ્યશરીર દ્વારા આત્મા, પરમાત્માના શરણે જઈ શકે છે. આ મનુષ્યદેહને માટે પરમાત્મા જેટલા સમીપ છે તેટલા સમીપ બીજા શરીરને માટે નથી. આમ હોવા છતાં તમે મનુષ્ય શરીરનો કેવો દુરુપયોગ કરો છો તેનો વિચાર કરો. કહ્યું પણ છે કે:—

**દયા ઔર ધર્મ કે પ્રતાપ કોટીવાલ ભયો, અબ નહીં સાધુન કી સંગતી સુહાત હૈ;**
**રાત દિન કરે મનસૂબા ધન વાધવે કે, આયુ ઘટી જાત જાકી ચિત્ત નહીં ચાહ હૈ;**
**હીરનકી છાંડિ છાંડિ કાંચન કે નગ લેત, અપને હી હાથ દેખો આપ ખોટા ખાત હૈ;**
**ઋષિજી કહત હુંડી ઔર કી સિકારત હૈ, અપની હુંડી કે દામ રીતે રહત જાત હૈ.**

અર્થાત્—આ મનુષ્ય–શરીર કોના પ્રતાપથી મળેલ છે ? શું કોઇ વ્યક્તિ શરીરનું એક અંગ પણ બનાવી શકે છે ? બાદશાહ પ્રસન્ન થાય તો કોહિનૂર હીરો તો આપી શકે પરંતુ આંખનો હીરો અર્થાત્ આંખનું તેજ ચાલી ગયું હોય તો શું તે આપી શકે ? નહિ. તમને આવી તેજસ્વી આંખો મળી છે તે કોના પ્રતાપથી મળેલ છે તેનો વિચાર કરો. જો બાદશાહ દ્વારા મળેલા કોહિનૂર હીરાને કોઈ ફોડવા લાગે તો તેની ઉપર બાદશાહ નારાજ થશે કે નહિ ? જો તમે તમારી આંખોનો–કે જે આંખોની કિંમત કોહિનૂર હીરાથી પણ વિશેષ છે–પર પુરુષ કે પર સ્ત્રીને ખરાબ દૃષ્ટિએ જોવામાં ઉપયોગ કરો તો પરમાત્મા તમારી ઉપર પ્રસન્ન થશે ખરા ? જો તમે પરમાત્માને પ્રસન્ન કરવા ચાહો છો તો તમારી આંખોનો સદુપયોગ કરો. સંસારબંધનમાંથી મુક્ત થવા માટે જ મનુષ્ય–શરીરનો સદુપયોગ કરવો જોઈએ.

કહેવાનો આશય એ છે કે, આ મનુષ્ય–શરીર અપ્રતિબદ્ધ–અનાસક્ત થવા માટેજ પ્રાપ્ત થએલ છે. આ ઉપરથી કદાચ કોઈ એમ કહે કે, જો અમે અપ્રતિબદ્ધ અર્થાત્ અનાસક્ત રહીએ તો અમારા ઘરનું કે અમારી જાતિનું કામ કેવી રીતે ચાલી શકે ? આ પ્રશ્નના ઉત્તરમાં જ્ઞાનીજનો કહે છે કે, કોઈ પણ વસ્તુ પ્રત્યે જેટલું મમત્વ રાખશો તેટલું

દુઃખ વધવા પામશે. એટલા માટે મમત્વભાવ જેટલો ઓછો થાય તેટલું સારૂં જ માટે છે. સામાન્ય રીતે પ્રતિબંધનો અર્થ વસ્તુનો દુરુપયોગ થાય છે, અને અપ્રતિબંધનો અર્થ વસ્તુનો સદુપયોગ થાય છે. ઉદાહરણ તરીકે આંખો જોવા માટે અને કાનો સાંભળવા માટે પ્રાપ્ત થએલાં છે. પરંતુ આંખો તથા કાનો દ્વારા શું જોવું તથા સાંભળવું જોઈએ તેનો વિવેક કરવાની જરૂર છે. આંખો પરસ્ત્રી ઉપર કુદૃષ્ટિ ફેંકવા માટે અને કાનો પારકી નિંદા સાંભળવા માટે મળેલાં નથી. છતાં જો આંખ તથા કાનનો દુરુપયોગ કરવામાં આવે તો તે પ્રતિબન્ધ છે. જે મનુષ્ય આંખ–કાનનું મૂલ્ય સમજતો હશે તે માણસ આંખ–કાનનો દુરુપયોગ કદાપિ નહિ કરે. શાસ્ત્રકાર કહે છે કે, ઈન્દ્રિયો તથા મનને વિપરીત કામોમાંથી નિવૃત્ત કરી તેમને સત્કાર્યોમાં પ્રવૃત્ત કરવાં તેનું જ નામ અપ્રતિબન્ધ છે. જે પ્રતિબન્ધમાંથી મુક્ત થઈ અપ્રતિબન્ધ થઈને વિચરે છે તે આત્માનું કલ્યાણ સાધી શકે છે.

## વ્યાખ્યાન : સંવત્ ૧૯૯૪ અષાડ વદ ૧૨ રવિવાર

### પ્રાર્થના

**શ્રી જિન અજિત નમો જયકારી, તું દેવનકો દેવજી :**
**'જિત શત્રુ' રાજા ને 'વિજયા' રાણીકો આતમજાત ત્વમેવજી. ॥ શ્રી ૧ ॥**

—વિનયચંદ્રજી કુંભટ ચોવીશી

શ્રી અજિતનાથ ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

આત્મા જો પરમાત્માનું એકાગ્રતાપૂર્વક ધ્યાન ધરે તો તે પોતે પણ પરમાત્મા જેવો બની જાય. જે જેનું ધ્યાન ધરે તે તેના જેવો બની જાય એવો સાધારણ નિયમ છે. એ વાત બીજી છે કે, કોઈ વ્યકિત પરમાત્માનું ધ્યાન કરી આજે ને આજે જ પરમાત્મા જેવો બની ન શકે; પરંતુ પ્રત્યેક વ્યકિતએ પોતાનું ધ્યેય તો ઊંચું જ રાખવું જોઇએ. આદર્શ તો હમેશાં ઉચ્ચ કામ કરવા માટે જ દ્રષ્ટિ સમક્ષ રાખવામાં આવે છે. નીચ કામ કરવા માટે કોઈ દિવસ આદર્શ દ્રષ્ટિ સમક્ષ રાખવામાં આવતો નથી. કારણકે નીચ કામ કરવાની પ્રવૃત્તિ તો સ્વાભાવિક રીતે થાય છે. પાણીને નીચેની જમીન તરફ જવામાં કોઈ પ્રકારનો પ્રયત્ન કરવો પડતો નથી. નીચેની બાજુ તો પાણી સ્વભાવતઃ જાય છે. પરંતુ જ્યારે પાણીને ઉપર–ઉંચે લઈ જવાનું હોય ત્યારે પ્રયત્ન કરવાની આવશ્યકતા રહે છે. આજ પ્રમાણે આત્માને નીચ ગતિમાં જવાના માર્ગો તો અનેક છે અને તે ગતિ તરફ આત્માની પ્રવૃત્તિ

સ્વાભાવિક રીતે થાય છે, એટલા માટે નીચ ગતિમાં જવા માટે આત્માને કાંઇ ઉપદેશ આપવાની જરૂર હોતી જ નથી, પરંતુ આત્માને ઊર્ધ્વગામી બનાવવા માટે ઉપદેશ આપવાની આવશ્યકતા રહે છે. જ્ઞાનીજનોએ આત્માને ઊર્ધ્વગામી બનાવવા માટે 'ભગવાન અજિતનાથનું ભજન કરો ' એવો ઉપદેશ આપ્યો છે. અજિતનાથ ભગવાનનો જય માનવામાં પોતાનો જય છે એમ માની પરમાત્માને નમસ્કાર કરવામાં આવે તો આત્મા ઊર્ધ્વગામી બની શકે છે.

પરમાત્માના વિજયમાં પોતાનો વિજય માનવો એ આત્માને પરમાત્મામય બનાવવાનો સરળ માર્ગ છે. આત્માએ પોતાને પરમાત્મામય બનાવવા માટે કેટલી સાવધાની રાખવી જોઇએ, એ વાત હવે શાસ્ત્રદ્વારા સમજાવું છું:—

## સમ્યક્ત્વ પરાક્રમ—બોલ ત્રીસમો ( ચાલુ )

આત્માને પરમાત્મામય બનાવવા માટે અપ્રતિબદ્ધ થવાની જરૂર છે અને અપ્રતિબદ્ધ થવા માટે સંગનો ત્યાગ કરવાની જરૂર છે. સંગ બે પ્રકારના છે. એક સંગ તો આત્માને અધોગતિએ લઈ જનારો હોય છે અને બીજો સંગ ઊર્ધ્વગતિએ લઈ જનારો હોય છે. અત્રે જે સંગનો ત્યાગ કરવાનું કહેવામાં આવ્યું છે તે સંગ અધોગતિના માર્ગે લઇ જનારો છે. અત્રે એક પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે, ઊર્ધ્વગતિએ લઇ જનારો સંગ કયો છે અને અધોગતિએ લઇ જનારો સંગ કયો છે? આ પ્રશ્નના ઉત્તરમાં ગીતામાં કહેવામાં આવ્યું છે કેઃ—

ध्यायतो विषयान्पुंसां संगस्तेषूपजायते ।
संगात्संजायते कामः कामात्क्रोधोऽभिजायते ॥
क्रोधाद् भवति सम्मोहः सम्मोहात्स्मृतिविभ्रमः ।
स्मृतिभ्रंशाद् बुद्धिनाशो बुद्धिनाशात्प्रणश्यति ॥

અર્થાત્—જે સંગદ્વારા વિષયવાસના પ્રત્યે પ્રવૃત્તિ થાય તે સંગ અધોગતિએ લઈ જનારો છે. કારણ કે વિષયવાસનામાં કોઇ પ્રકારની વિઘ્ન–બાધા ઉપસ્થિત થયે ક્રોધ પેદા થવો સ્વાભાવિક છે. રામ મહાપુરુષ હતા છતાં રાવણને તેમના ઉપર ક્રોધ પેદા થયો હતો. કારણકે સીતાને પોતાની કરવામાં રામ બાધકભૂત હતા. આજ પ્રમાણે મણિરથ યુગબાહુનો સગો મોટો ભાઈ હોવા છતાં વિષયવાસનાને કારણે ક્રુદ્ધ થઈ તેણે યુગબાહુને× મારી નાંખ્યો હતો. આ પ્રમાણે જે સંગતિદ્વારા ક્રોધ અને કામવાસના પેદા થાય એવી સંગતિનો ત્યાગ કરવો જોઇએ.

કુસંગતિમાં અનેક દોષો રહેલા છે. મોટા માણસો પણ સંગને કારણે ખરાબ થઈ જાય છે. એટલાજ માટે નિઃસંગ બનો એવું કહેવામાં આવ્યું છે. નિઃસંગ બનવા માટે અપ્રતિબદ્ધ થવું આવશ્યક છે. આત્માએ અપ્રતિબદ્ધ બનવું જ જોઇએ પણ આત્મામાં દુર્ગુણોની એવી વાસના ઘર ઘાલી જાય છે કે, તે વાસનાને કારણે આત્મા પોતાની હાનિ જાણવા છતાં પણ હાનિકારક કામમાં ફસાતો જ જાય છે. આમ હોવાને કારણે જ ભક્ત-

× જુઓ જવાહીર વ્યાખ્યાન સંગ્રહ–પુસ્તક બીજું–મયણરેહા ચરિત્ર.

જનો કહે છે કે, હે પ્રભો ! મારા જેવો બીજો કોણ મૂર્ખ હશે ? કદાચ કોઇ કહે કે, તમે મૂર્ખ નથી, મૂર્ખ તો માછલી અને પતંગ છે કે જેઓ પોતાની મેળે જ જાળમાં ફસાઇ જાય છે અને બળીને મરી જાય છે. પરંતુ આ કથન ભૂલભરેલું છે. કારણ કે માછલી કે પતંગ મારા જેવા મૂર્ખ નથી. મારી મૂર્ખતા તો તેમનાથી ઘણી વધેલી છે. જો માછલીને એવી ખબર હોય કે, આ લોટની પાછળ કાંટો રહેલો છે અને તે કાંટો મારા માટે પ્રાણ-નાશક છે, તો માછલી તે કાંટામાં કદાપિ ફસાઈ જાય નહિ અને પોતાના પ્રાણનો નાશ કરે નહિ. પરંતુ માછલી તો કાંટાને પોતાનું ભક્ષ્ય સમજીનેજ ખાવા જાય છે. અને રસલોલુપતાને કારણે તેમાં ફસાઇ જાય છે. આજ પ્રમાણે જો પતંગને એ વાતની ખબર હોય કે દીપકમાં અગ્નિ છે અને તે અગ્નિદ્વારા હું બળીને મરી જઇશ, તો તે દીપક ઉપર કદાપિ મોહ કરે નહિ. પરંતુ પતંગ દીપકને અગ્નિરૂપ સમજતો નથી, પણ સુંદર રૂપ સમજીને જ તેના ઉપર પડે છે અને પ્રાણનો ભોગ આપી દે છે. આ પ્રમાણે માછલી અને પતંગ તો અજાણતાં વિષયભોગમાં ફસાય છે. પરંતુ હું તો જાણતાં છતાં વિષયભોગમાં ફસાઉં છું અને એટલા માટે હું તેમનાથી વધારે મૂર્ખ છું. હું જાણું છું કે, ' વિષયભોગ હાનિકર છે, છતાં હું વિષયભોગમાં પ્રવૃત્તિ કરું છું. એટલા માટે દીવો લઇને કૂવામાં પડનાર મારા જેવો બીજો કોણ મૂર્ખ હશે !

વિષયસુખમાં અનેક હાનિઓ રહેલી છે અને એટલાજ માટે ભગવાન કહે છે કે, નિ:સંગ-બનો. આ વાત કહેવામાં તો સરળ છે પણ તેને આચારમાં ઉતારવી બહુ જ મુશ્કેલ છે. કહેવામાં અને કરવામાં ઘણું જ અંતર રહેલું છે. આ પ્રમાણે અપ્રતિબદ્ધ થવામાં અને નિ:સંગ બનવામાં પ્રયત્ન કરવાની જરૂર છે. જો બરાબર પ્રયત્ન કરવામાં આવે તો આદર્શને પહોંચી શકાય છે.

તમારા પૂર્વજો તમારા માટે જે ઉચ્ચ આદર્શ ઉપસ્થિત કરી ગયા છે તે આદર્શનું અનુકરણ કરો. પરંતુ આજકાલ તો ગૌરાંગ ગુરુ અર્થાત્ અંગ્રેજોના સંગને કારણે પૂર્વજોમાં જાણે બુદ્ધિ જ નથી અથવા તેઓ મૂર્ખ જ હતા એમ માનવામાં આવે છે. તમારા પૂર્વજો તરફથી તમારા માટે ત્યાગનો જે આદર્શ મૂકવામાં આવ્યો છે, તે આદર્શ બીજી જગ્યાએ મળવો અતિ મુશ્કેલ છે. પરંતુ તમે તે આદર્શ તરફ ધ્યાન ન આપતાં બીજી જ બાજુ જઇ રહ્યા છો. તમે આધ્યાત્મિક કાર્યોમાં ગતિ કરતા જ નથી. કેવળ આધિભૌતિક કામોમાં જ પ્રવૃત્ત રહો છો. જો કે તમે ગૃહસ્થ છો એટલા માટે તમારે આધિભૌતિક કામોની સહાયતા લેવી પડે એ સ્વાભાવિક છે, પરંતુ એ વાતનું સદા ધ્યાન રાખો કે જે આધિભૌતિક વસ્તુ આપણને નરકને માર્ગે લઇ જનારી છે તે વસ્તુ આપણા કામની નથી. એટલા માટે આધિ-ભૌતિક કામની સાથે આધ્યાત્મિક કામ પણ કરવાં જોઇએ.

કહેવાનો આશય એ છે કે, પરમાત્માના શરણે જવા માટે સંગનો ત્યાગ કરો. વિષય-સુખના સંગથી ક્રોધ પેદા થાય છે. જ્યારે ક્રોધ પેદા થાય છે ત્યારે હું હિત કરૂં છું કે અહિત કરૂં છું તેનું ધ્યાન રહેતું નથી. સાંભળ્યું છે કે, મેવાડમાં એક માણસ ક્રોધના આવેશમાં પોતાની પત્નીને નિર્દયતાપૂર્વક મારવા લાગ્યો. આ જોઇને તેની પુત્રી રાડ પાડી ઉઠી કે,

મારો બાપ મારી બાને મારે છે માટે કોઈ બચાવો. પુત્રીની રાડ સાંભળી તેના બાપે છોકરીના બન્ને પગ પકડીને પત્થર ઉપર પછાડી અને પરિણામે તે મરણ પામી. છોકરીને મારી નાંખ્યા બાદ તેણે પત્નીને પણ મારી નાંખી અને પછી પોતે પણ આપઘાત કરીને મરી ગયો. ક્રોધનું પરિણામ કેવું ભયંકર આવે છે તે ઉપરના ઉદાહરણ ઉપરથી સમજી શકાય એમ છે. ક્રોધથી બચવા માટે સંગનો ત્યાગ કરવો જોઈએ. જો વિષય–લાલસાનો સંગ હોય તો એ દશામાં ક્રોધ પેદા થવો સ્વાભાવિક છે. ક્રોધ પેદા થવાથી સંમોહ પેદા થાય છે, સંમોહથી સ્મૃતિ ભ્રષ્ટ થાય છે અને સ્મૃતિભ્રંશ થવાથી બુદ્ધિનો નાશ થાય છે તથા બુદ્ધિ ભ્રષ્ટ થવાથી પોતે પણ નાશ પામે છે, અર્થાત્ નીચ ગતિને પ્રાપ્ત થાય છે. એટલા માટે પોતાના પૂર્વજોના ઉચ્ચ આદર્શને દૃષ્ટિ સમક્ષ રાખી પોતાનું જીવન પણ આદર્શ પ્રમાણે ઉચ્ચ બનાવવાનો પ્રયત્ન કરવો જોઈએ. હજારો માઈલો દૂર રહેનાર ગૌરાંગ ગુરૂની નકામી વાતોમાં ફસાઈ જઈ પોતાના પૂર્વજોને ધિક્કારો નહિ, પણ તેમના ઉચ્ચ આદર્શને દૃષ્ટિ સમક્ષ રાખી જીવનને ઉન્નત બનાવવાનો પ્રયત્ન કરો તો તેમાં કલ્યાણ જ છે.

તમે લોકો ધાર્મિક હોવાને કારણે કદાચ ગૌરાંગ ગુરુના પ્રભાવથી બચી પણ શકયા હો. પરંતુ તમારા સંતાનો ઉપર ગૌરાંગ ગુરુનો કેવો પ્રભાવ પડયો છે તેનો તમે ખ્યાલ રાખો છો ? કયાંય બકરૂં કાઢતાં ઊંટ તો પેસી ગયું નથી ને ? અર્થાત્ તમારાં સંતાનો સુધારાના નામે કુધારો તો કરતા નથી ને ? જો તમારાં સંતાનો આધિભૌતિક માર્ગે વળ્યા હોય તો તેમને આધ્યાત્મિક માર્ગે વાળવા એ તમારૂં કર્તવ્ય છે.

કદાચ તમે એમ કહો કે, આજનાં સંતાનોને આધ્યાત્મિક વાત સમજાવવી મુશ્કેલ છે. તો આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, જ્યારે બાળકો ક્વીનાઈન અથવા એવી કોઈ બીજી કડવી દવા ખાતા નથી ત્યારે માતા કડવી દવાની સાથે કોઈ મીઠી ચીજ ખાવા આપે છે. માતાનો ઉદ્દેશ મીઠી ચીજ આપવાનો નથી પરંતુ ક્વીનાઈન કે કડવી દવા આપવાનો અને તે દ્વારા રોગ મટાડવાનો છે. આ જ પ્રમાણે તમે લોકો પણ સંતાનોમાં આધ્યાત્મિક ભાવ ભરવાનો મુખ્ય ઉદ્દેશ રાખો. અને જો સીધી રીતે સંતાનોમાં આધ્યાત્મિક ભાવ ભરી ન શકાય તો તેમને આધ્યાત્મિક ભાવરૂપી ક્વીનાઈન આધિભૌતિકરૂપી મીઠી ચીજની સાથે આપો. જો તમે આધ્યાત્મિક માર્ગે વળશો અને તમારાં સંતાનો આધિભૌતિક માર્ગે વળશે તો તમારા બન્ને વચ્ચે ખેંચાતાણી થવાનો સંભવ રહે છે. એટલા માટે તમારી વચ્ચે મતભેદ કે ખેંચાતાણી પેદા ન થાય તે માટે મધ્યમ માર્ગ શોધી કાઢવો જોઈએ.

આ ઉપરથી તમે કદાચ એમ કહો કે, અમે એવું સાહિત્ય કયાંથી લાવીએ કે જેથી અમોને સંતાનો–યુવકો સાથે કશો મતભેદ પેદા ન થાય. આ વિષયમાં અમે સહયોગપૂર્વક કામ કરી શકીએ ! આ પ્રશ્નનો ઉકેલ આણવા માટે વૃદ્ધો તથા યુવકોએ પોતાનામાં સમાનરૂપે આધ્યાત્મિક સંસ્કાર ઉતારવાનો પ્રયત્ન કરવો જોઈએ. એ વાત તો સુનિશ્ચિત છે કે વૃદ્ધોનું કામ યુવકોના સહકાર વિના અને યુવકોનું કામ વૃદ્ધોના સહકાર વિના ચાલી શકે એમ નથી. તો પછી વૃદ્ધો અને યુવકો બન્નેનું કામ બરાબર ચાલી શકે એવો મધ્યમ માર્ગ શોધી કાઢવો આવશ્યક છે. આ દિશામાં જેટલો પ્રયત્ન કરવામાં આવે તેટલો લાભકારક જ છે. આ દિશામાં

જો તમે બધાની સાથે સહકારપૂર્વક કામ કરવાની ભાવના રાખશો તો તમારો આત્મા આ વિષે કોઈ માર્ગ જરૂર બતાવશે. આત્મામાં દરેક પ્રકારની શક્તિ છે, કેવળ આત્મામાં ભાવના જોઇએ. આત્મામાં ઓછી શક્તિ નથી. આત્મામાં સિદ્ધ ભગવાન જેવી શક્તિ પણ રહેલી છે. કહ્યું પણ છે કે:-

સિદ્ધા જૈસા જીવ હૈ, જીવ સોઈ સિદ્ધ હોય,
કર્મ મૈલકા અન્તરા, બૂઝે બિરલા કોય;
જીવ કર્મ ભિન ભિન કરો, મનુષ્ય જન્મકો પાય,
જ્ઞાનાતમ વૈરાગ્યસે, ધીરજ ધર્મ લગાય.

કાચા સોનામાં અને પાકા (શુદ્ધ) સોનામાં જેટલું અંતર હોય છે તેટલું જ અંતર જીવ અને શિવમાં હોય છે. જો કે સામાન્ય રીતે સોનું તો બન્નેય છે, પરંતુ કોઇ માણસ શુદ્ધ થએલા સોનાને જ સોનું માને અને માટીમાં રહેલા કાચા સોનાને સોનું ન માને તો એ તેની ભૂલ છે. શુદ્ધ થએલા સોનાને માટે જે ક્રિયા કરવામાં આવે છે તે જ ક્રિયા જો કાચા સોનાને શુદ્ધ બનાવવા માટે કરવામાં આવે તો માટીમાં મળેલું કાચું સોનું પણ શુદ્ધ સોના જેવું બની શકે છે. બચપણમાં મારે એક ધૂળધોયાનાં છોકરાની સાથે દોસ્તી થઇ હતી. હું તેને ઘેર ઘણીવાર જતો હતો. તેને ઘેર જવાથી મને જણાયું કે, ધૂળમાંથી કેવળ સોનું જ નીકળતું નથી, પરંતુ સોના સિવાય બીજી પણ ધાતુઓ નીકળે છે. તે લોકો પોતાની વંશ-પરંપરાગત ક્રિયાદ્વારા તે બધી ધાતુઓને જુદી જુદી કરી નાંખે છે. આ જ પ્રમાણે જીવ આજે કર્મ-બંધનમાં સપડાએલો છે. પરંતુ જો તેને કર્મરહિત બનાવવામાં આવે તો જીવ અને શિવમાં અર્થાત્ સિદ્ધમાં કાંઇ અંતર રહેતું નથી. એટલા માટે સિદ્ધોનું સ્વરૂપ સમજીને પોતાનું સ્વરૂપ ઓળખો અને સિદ્ધ બનવાનો પ્રયત્ન કરો. એક મહાત્મા આ વિષે કહે છે કે:—

અજકુલગત કેસરી લહે, નિજ પદ સિંહ નિહાર;
તિમ પ્રભુ ભક્તે ભવી લહે, આત્મ-સ્વરૂપ સંભાર.
અજિત જિન તારજો રે.

આ પદમાં એક દૃષ્ટાન્ત આપીને એ બતાવવામાં આવ્યું છે કે, આત્મા કેવી રીતે પોતાનું સ્વરૂપ ભૂલી ગયો છે અને કેવી રીતે પોતાનું સ્વરૂપ જાણી શકે છે! આ દૃષ્ટાન્તમાં કહેવામાં આવ્યું છે કે, એક સિંહણ બચ્ચાંને જન્મ આપતાં જ મરી ગઇ. બચ્ચું નાનું હતું અને નિરાશ્રિત હતું એટલે તે જંગલમાં ચરતા એક ઘેટાંના ટોળામાં ભળી ગયું. ગમે તેનું બચ્ચું હોય પણ બચ્ચા ઉપર બધાને પ્રેમ થાય છે. કારણ કે બાળક હમેશાં નિર્દોષ હોય છે. તે સિંહનું બચ્ચું પણ ઘેટાંઓને પ્રિય લાગવા માંડયું અને ઘેટાંઓનો માલિક ભરવાડ પણ, સિંહનું બચ્ચું ઘેટાં ભેગું રહે તો સારું એમ સમજીને બચ્ચાને દૂધ પાવા લાગ્યો. સિંહનું બચ્ચું ઘેટાઓની સંગતિથી પોતાને ઘેટું માનવા લાગ્યું. આ પ્રમાણે સમજવાને કારણે તે સિંહનું બચ્ચું પણ ઘેટાંની જેમ રહેવા લાગ્યું અને ઘેટાં જેવી ચેષ્ટા કરવા લાગ્યું. કોઇવાર સિંહની ગર્જના સંભળાતી તો તે સિંહનું બચ્ચું પણ

ઘેટાંઓની સાથે ભયને લીધે ભાગતું. જો કે તે સિંહનું બચ્ચું પોતે પણ ગર્જના કરનાર અને ઘેટાંઓને ભગાડનાર હતું, પણ પોતાનું સ્વરૂપ ભૂલી જવાને કારણે જ તે ઘેટાંની સાથે ભયને કારણે ભાગતું ફરતું હતું.

એક દિવસ ઘેટાંના ટોળાની સાથે તે બચ્ચું જંગલમાં ગયું હતું. ત્યાં સિંહે ગર્જના કરી. સિંહની ગર્જના સાંભળી બધાં ઘેટાંઓ ભાગ્યાં. સાથે તે સિંહનું બચ્ચું પણ ભાગ્યું. ભાગતાં તે વિચારવા લાગ્યું કે, જે સિંહનો આટલો બધો ડર લાગે છે તે સિંહ કેવો છે તે જોઉં તો ખરો! આ પ્રમાણે વિચાર કરી થોડીવાર અટકીને તેણે સિંહની સામે જોયું અને સિંહને જોયા બાદ પાછું ઘેટાંઓની સાથે દોડવા લાગ્યું; પરંતુ સિંહનું સ્વરૂપ તેના હૃદયમાં અંકિત થઇ ગયું. તે વિચારવા લાગ્યું કે, સિંહ કેવો જબરો છે! તેનું મુખ કેવું મોટું અને તેની જીભ કેવી લાલ છે!! અને તેની ગર્જના પણ કેવી ભયંકર છે!!! આવા ભયંકર સિંહનો ભય લાગે એ સ્વાભાવિક છે.

હવે કોઇ બીજે દિવસે તે સિંહનું બચ્ચું બધાં ઘેટાંઓની સાથે નદીએ પાણી પીવા ગયું. બકરી કે ઘેટાં પાણીને ગંદુ કરીને પીતાં નથી પરંતુ ધીરેથી નિર્મળ પાણી પીએ છે. ઘેટાંઓની સાથે તે સિંહનું બચ્ચું પાણી પીવા લાગ્યું. પાણી પીતી વખતે તેનું પ્રતિબિંબ પાણીમાં પડયું, અને તે પ્રતિબિંબ જોતાં તે વિચારવા લાગ્યું કે, મારૂં સ્વરૂપ તો કાંઈ જુદું જ જણાય છે. હું આ ઘેટાંઓ જેવું તો નથી. મારી આકૃતિ પણ આ ઘેટાંઓ જેવી નથી. મારી આકૃતિ તો પેલા સિંહને મળતી આવે છે. મારૂં મુખ પણ તેવું જ છે :અને મારૂં શરીર પણ તેના જેવું જ છે. પણ જોઉં તો ખરો કે, મારી જીભ પણ તેના જેવી છે કે નહિ ? આ પ્રમાણે વિચાર કરી તેણે પોતાની જીભ કાઢીને જોઇ તો જીભ પણ પેલા સિંહ જેવી જણાઇ. સિંહનું બચ્ચું વિચારવા લાગ્યું કે, મારૂં મોઢું, મારૂં શરીર, મારી જીભ, મારી આકૃતિ, મારી પૂંછડી વગેરે પેલા સિંહ જેવાં જ જણાય છે. પરંતુ મારો અવાજ સિંહ જેવો છે કે નહિ તે તો જોઉં! આ પ્રમાણે વિચાર કરી તે સિંહના બચ્ચાએ ગર્જના કરી. ગર્જના સાંભળતાં જ બધાં ઘેટાંઓ ભયભીત થઇને નાસવા લાગ્યાં. ભરવાડ પણ ભય પામીને ભાગ્યો. બધા ભાગી જવાથી સિંહના બચ્ચાને એવો વિશ્વાસ થઇ ગયો કે હું સિંહ જ છું, ઘેટું નથી. હવે આ સિંહના બચ્ચાંને ઘેટાંના ટોળાંની સાથે રાખવામાં આવે તો રહે ખરૂં ? નહિ.

ભક્તજન કહે છે કે, જે પ્રમાણે તે સિંહનું બચ્ચું ભ્રમથી ઘેટા જેવું બની ગયું હતું પણ સિંહને જોતાં જ તે પોતાનું સ્વરૂપ ઓળખી શકયું, તે જ પ્રમાણે આ આત્મા પણ ભ્રમને કારણે ઘેટાં જેવો બની ગયો છે. જો આત્મા સ્થિર થઇને પરમાત્માનું ધ્યાન ધરે તો તે પોતાના સ્વરૂપને ઓળખી શકે અને પરમાત્મા જેવો બની શકે. પરમાત્માનું ધ્યાન ધરવા માટે એકાગ્રતાની અતિ આવશ્યકતા છે. જો એકાગ્રતાપૂર્વક પરમાત્માનું ધ્યાન ધરવામાં આવે અને હું કોણ છું ? કયાંથી આવ્યો છું ? કયાં જવાનો છું ? હું દેહ નથી પણ દેહી છું, હું કાન નથી પણ કાનદ્વારા કામ લેનારો છું વગેરે. આ પ્રમાણે આત્મ-સ્વરૂપ વિષે વિચાર કરવામાં આવે તો આત્માનું ભાન પ્રગટ થઇ શકે છે અને આત્મભાન થવાથી

પરમાત્માને પણ ઓળખી શકાય છે. જો આત્માનું સ્વરૂપ જાણવાનો પ્રયત્ન કરો તો સિદ્ધિગતિને પ્રાપ્ત કરી શકશો. તમારા જે વાળ બચપણમાં કાળા હતા તે જ વાળ હવે સફેદ થઇને તમને એવી સૂચના આપે છે કે, અમે તો અમારી ગતિને પામીએ છીએ, તો તમે તમારી ગતિને કેમ પામતા નથી? આ ઉપદેશનો એવો અર્થ નથી કે, શરીરને નષ્ટ કરી નાંખો, પણ તેનો એવો અર્થ છે કે, આત્મા અને શરીરને ભિન્ન માનો અને હું શરીર નથી પણ શરીરમાં રહેનાર આત્મા છું એમ માનો. આ પ્રમાણે તમે દેહી છો છતાં દેહનાં પ્રતિબન્ધમાં પડેલા છો. આ પ્રતિબન્ધને દૂર કર્યા વિના આત્મા સિદ્ધગતિને પામી શકે નહિ; એટલા માટે પ્રતિબન્ધને દૂર કરવા માટે અને આત્માને અપ્રતિબદ્ધ બનાવવા માટે પરમાત્માનું એકાગ્રતાપૂર્વક ધ્યાન ધરો. પરમાત્માનું એકાગ્રતાપૂર્વક ધ્યાન ધરવાથી આ આત્મા પણ પરમાત્મામય બની જશે. આત્માનું સાચું કલ્યાણ આત્મસ્વરૂપ સમજવામાં અને પરમાત્મામય બનવામાં જ રહેલું છે.



## વ્યાખ્યાન: સંવત્ ૧૯૯૪ અષાડ વદ ૧૩ સોમવાર



### પ્રાર્થના

**આજ મ્હારા સંભવ જિનકે, હિતચિત્તસું ગુણ ગાસ્યાં;**
**મધુર મધુર સ્વર રાગ અલાપી, ગહરે શબ્દ ગુંજાસ્યાં. ॥ આજ૦ ॥૧॥**

—વિનયચન્દ્રજી કુંભટ ચોવીશી.

**શ્રી** સંભવનાથ ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

ખરી રીતે તો આત્માએ પરમાત્માની પ્રાર્થના એકાન્તમાં જ કરવી જોઇએ. કારણ કે એકાન્તમાં કરવામાં આવેલી પ્રાર્થનામાં અને સભા સમક્ષ કરવામાં આવેલી પ્રાર્થનામાં ઘણું જ અંતર હોય છે. આ ઉપરથી અત્રે એવો પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે, જો એમ જ છે તો પછી સભા સમક્ષ પ્રાર્થના શા માટે કરવામાં આવે છે? આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, સાધુઓ માટે તો પરમાત્માની પ્રાર્થના કરવી એ જ મુખ્ય કામ છે. સાધુઓ માટે શાસ્ત્રમાં પણ કહેવામાં આવ્યું છે કે, એકાન્તમાં, સભામાં, વનમાં કે બીજા કોઈ સ્થળે પ્રત્યેક પ્રવૃત્તિ કરતી વખતે પરમાત્માની પ્રાર્થના જ કરવી જોઇએ. પરમાત્માની પ્રાર્થના કરવાથી જ સાધુ આત્માનું કલ્યાણ સાધી શકે છે.

જ્ઞાનીજનો કહે છે કે, હે આત્મા! આ સંસારમાં તારો કોઇ સાથી નથી. જો તારે ખરેખર સાથીની જરૂર જ છે તો તું પરમાત્માને જ તારો સાથી બનાવ. જો તું પરમાત્માને સાથી બનાવીશ તો પછી તને આ સંસારને પાર કરવામાં કોઈ પ્રકારની મુશ્કેલી નહિ પડે. જ્યારે કોઈ માણસ સમુદ્રયાત્રા કરવા માટે રવાના થાય છે ત્યારે તેના બીજા સાથીઓ તો સમુદ્રકિનારે જ ઉભા રહે છે, પરંતુ વહાણ તો સમુદ્રમાં પણ સાથ આપે છે.

જો પ્રવાસી સમુદ્રમાં વહાણુનો સાથ છોડી દે તો તે કષ્ટમાં પડી જાય. સમુદ્રમાં પ્રવાસીને કોઇ બચાવનાર હોય તો તે વહાણુ જ છે. એટલા માટે પ્રવાસી એમ કહે છે કે, ભલે બધાંનો સાથ મને છૂટી જાય, પરંતુ આ વહાણુનો સાથ ન છૂટે તો સારું. આ જ પ્રમાણે ભક્તજનો કહે છે કે, અમારો સાથી તો પરમાત્મા જ છે. પરમાત્માનો સાથ કોઈ દિવસ છૂટી ન જાય તો અમે સંસારસાગરને પાર જઈ શકશું અને અમને આ સંસારમાં કોઈ દુઃખ–પીડા આપી શકશે નહિ. પરમાત્મા પ્રત્યે આવો વિશ્વાસ હોવાને કારણે જ ભક્તજનો પરમાત્માની પ્રાર્થના કરતાં કહે છે કેઃ—

**આજ મ્હારા સંભવ જિનકા હિતચિત્તસે ગુણુ ગાસ્યાં. રાજ૦**

અર્થાત્—ભક્ત કહે છે કે, પ્રભો! હું પામર છું એટલા માટે તારા નામસ્મરણુ સિવાય બીજું હું શું કહી શકું? તું જ નિરાધારનો આધાર છે, એટલા માટે તારૂં જ હું ભજન કરૂં છું.

કોઈ ડૂબતા માણુસને વહાણુ મળી ગયું હોય ત્યારે તેને કોઇ એમ કહે કે, તું આ વહાણુને છોડી દે, અમે તને જે કાંઇ જોઇશે તે બધું આપશું. તો તે માણુસ જવાબમાં શું કહેશે? તે એમજ કહેશે કે, ભલે મને કાંઇ ન મળે પણ હું વહાણુને તો કદાપિ છોડી શકું નહિ. આ જ પ્રમાણે ભક્તજન કહે છે કે, હે પ્રભો! હું બધુંય છોડી દેવા તૈયાર છું, પરંતુ તારો આધાર કદાપિ છોડી શકું એમ નથી. ભકતની માફક તમે પણ પરમાત્માને આધારરૂપ માનો. કોઇ દિવસ તેમનો આધાર છોડો નહિ, તો આત્માનું કલ્યાણ અવશ્ય સાધી શકશો. આત્માનું કલ્યાણ સરળ રીતે સાધી શકાય તે માટે હવે શાસ્ત્રની વાત કહું છુંઃ—

## સમ્યક્ત્વ પરાક્રમ—બોલ એકત્રીસમો

ત્રીશમા બોલમાં અપ્રતિબદ્ધતા વિષે પ્રશ્નોત્તર કરવામાં આવેલ છે. હવે જે અપ્રતિબદ્ધ હોય છે અથવા થવા ચાહે છે તે સ્ત્રી, પશુ અને નપુંસકવાળા સ્થાને શયનાસન કરતો નથી. એટલા માટે વિવક્ત શયનાસનનું સેવન કરવાથી શો લાભ થાય છે એ વિષે ગૌતમ સ્વામી ભગવાનને પ્રશ્ન પૂછે છે કેઃ—

### એકત્રીસમો બોલ.

**(૩૧) विवित्त सयणासण सेवण याएणं भंते ! जीवे किं जणयइ ?**

અર્થાત્—હે ભગવાન! વિવક્ત અર્થાત્ એકાન્ત શયનાસનના સેવનથી જીવને શો લાભ થાય છે?

આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને ફરમાવ્યું છે કેઃ—

**विवित्त सयणासण सेवणयाएणं चरित्त गुत्तिं जणयइ, चरित्त गुत्तेयणं जीवे विवित्ताहारे दढचरित्ते एगन्तरए मोक्खभाव पडिवन्ने अट्ठविहकम्मगण्ठिं निज्जरेइ ॥३१॥**

અર્થાત્—હે ગૌતમ! વિવક્ત શયનાસનથી–અર્થાત્ સ્ત્રી ઈત્યાદિના સંગ રહિત શયનાસન

કરવાથી—ચારિત્રનું રક્ષણ થાય છે અને ચારિત્રગુપ્ત—ચારિત્રશીલ બનવાથી જીવ આહારની રસાસક્તિ છોડી ચારિત્રમાં દઢ—નિશ્ચળ થાય છે. આ પ્રમાણે એકાન્તપ્રિય અને મોક્ષભાવને પામેલો જીવાત્મા આઠે પ્રકારનાં કર્મોનાં બંધનથી મુક્ત થાય છે.

આ સૂત્રપાઠ વિષે વિચાર કરીએ તે પહેલાં વિવક્ત શયનાસનનો શો અર્થ છે તે વિષે વિચાર કરીએ.

વિવક્ત શબ્દનો અર્થ, રહિત અથવા એકાન્ત થાય છે. જો સાધુ હોય તો સ્ત્રી, પશુ, અને નપુંસકરહિત, અને જો સાધ્વી હોય તો પુરુષ, પશુ, આદિથી રહિત શયન, આસન અને ઉપલક્ષણથી સ્થાનને ભોગવવું જોઇએ.

શાસ્ત્રમાં મુખ્યતઃ પુરૂષોને લક્ષીને ઉપદેશ આપવામાં આવેલ છે અને એટલા જ માટે સૂત્રપાઠમાં સાધુએ સ્ત્રી, પશુ અને નપુંસકવાળા શયન, આસન તથા સ્થાનને ભોગવવું ન જોઈએ એમ કહેવામાં આવેલ છે. કારણ કે જ્યાં સ્ત્રી, પશુ તથા નપુંસકવાળું શયન, આસન તથા સ્થાન હોય ત્યાં સાધુના બ્રહ્મચર્યની બરાબર રક્ષા થઈ શકતી નથી.

સાધુએ વિવક્ત શયનાસનનું સેવન કયા ઉદ્દેશે કરવું જોઇએ? શું સાધુને સ્ત્રી, પશુ કે નપુંસકની સાથે કોઇ પ્રકારનો દ્વેષ છે, અથવા કોઇ પ્રકારની અરુચિ છે? જો અરુચિને કારણે જ સાધુઓ વિવક્ત શયનાસનનું સેવન કરતા હોય તો અનેક ગૃહસ્થો પણ એવા હોય છે કે, જેઓ ક્લેશકંકાસ પેદા થવાને કારણે સ્ત્રીનું મોઢું જોવાનું પણ પસંદ કરતા નથી. ઉદાહરણ તરીકે સતી અંજના* ઉપર પવનકુમાર ક્રુદ્ધ થયા હતા. એટલા માટે તેઓ અંજનાનું નામ પણ સાંભળતા નહિ એટલું જ નહિ, પણ જે દ્વાર વાટે અંજના પવનકુમારનાં દર્શન કરતી હતી તે દ્વારને પણ પવનકુમારે બંધ કરાવી દીધું હતું. શું આ પ્રકારના વર્ત્તનને વિવક્ત શયનાસન કહી શકાય? જો ન કહી શકાય તો પછી વિવક્ત શયનાસન કોને કહેવું? જ્યારે સાધુઓને કોઇ પ્રાણી પ્રત્યે દ્વેષભાવ નથી, પરંતુ બધાં જીવો પ્રત્યે પ્રેમભાવ છે અને તેઓ સ્ત્રી, પશુ તથા નપુંસક આદિને પણ આત્મતુલ્ય માને છે તો પછી વિવક્ત શયનાસનનો અત્રે શો મતલબ છે?

આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, સાધુઓએ એકાન્તમાં રહેવું જોઇએ, કારણ કે બધા લોકોનું ચરિત્ર એક સરખું હોતું નથી. એટલા માટે જો સાધુઓને એકાન્તમાં રહેવાનો નિયમ ન હોય અને તેઓ સ્ત્રી, પશુ અને નપુંસકવાળા સ્થાન ઉપર રહેવા લાગે તો એ અવસ્થામાં બ્રહ્મચર્યનો ઘાત થવાનો સંભવ રહે છે. જો કે વિજય શેઠ તથા વિજયા શેઠાણી એક જ શય્યા ઉપર શયન કરવા છતાં બ્રહ્મચર્યનું પાલન કરતા હતા એવી વાત પ્રસિદ્ધ છે. પરંતુ આ એક અપવાદ છે. બધા લોકો એવા હોઇ શકે નહિ. એટલા માટે બ્રહ્મચર્ય સંબંધી જે મર્યાદા બાંધવામાં આવી છે તેનું પાલન કરવું ઉચિત અને આવશ્યક છે. કારણ કે,

**यद् यद् आचरति श्रेष्ठ-स्तत्तदेव इतरे जनाः।**

અર્થાત્—શ્રેષ્ટ પુરુષો જેવું આચરણ કરે છે તેવુંજ આચરણ બીજા લોકો પણ કરે છે. એટલા માટે વિજયશેઠ અને વિજયા શેઠાણી જેવી શક્તિ હોવા છતાં મર્યાદાનું પાલન કરવું જોઈએ. મર્યાદાનું પાલન કરવામાં ન આવે તો બીજા લોકોને હાનિ થવાનો સંભવ

* આ જ પુસ્તકમાં સતી અંજના ચરિત્ર જુઓ.

રહે છે; કારણ કે, જે લોકોમાં એવી શક્તિ હોતી નથી તેઓ પણ આવા ઉદાહરણની આડમાં એવું કામ કરવા લાગે છે અને આખરે પતિત થઈ જાય છે. પૃથ્વીનો આધાર બધાંયને છે. આસન વગેરે હોવા છતાં આધાર તો પૃથ્વીનો જ લેવો પડે છે; પરંતુ કોઇ મહાત્મા કદાચિત પોતાના લબ્ધિબળથી પૃથ્વીનો આધાર લીધા વિના જ સ્થિર રહી શકે તો એ અપવાદ કહી શકાય. પરંતુ એવા અપવાદનું અનુકરણ કરનાર બીજા લોકો પણ જો પૃથ્વીનો આધાર લીધા વિના સ્થિર રહેવાનો પ્રયત્ન કરે તો તેઓ નીચે પડી જશે. આ જ પ્રમાણે કોઇ સંયમી માણસ સ્ત્રીની સાથે રહેવા છતાં બ્રહ્મચર્યનું કદાચ પાલન કરી શકે, પરંતુ એ અપવાદ માર્ગ હોવાથી બધા લોકોને માટે એ ઉત્સર્ગ માર્ગ બની ન શકે. એટલા માટે જ્યાં સ્ત્રી, પશુ કે નપુંસકનો વાસ હોય ત્યાં ન રહેવાનો બધાંને માટે નિયમ બનાવી દેવામાં આવ્યો છે.

શાસ્ત્રમાં જે ઉપદેશ આપવામાં આવ્યો છે તે ઉપદેશ જગદ્ગુરુએ આપેલો છે. જગદ્-ગુરુ કોઇ વ્યક્તિવિશેષને દૃષ્ટિમાં રાખીનેજ ઉપદેશ આપતા નથી પરંતુ જનસમાજને દૃષ્ટિમાં રાખીને ઉપદેશ આપ્યા કરે છે. એટલા જ માટે સાધુઓ વિવક્ત શયનાસનનું સેવન કરે એમ કહેવામાં આવ્યું છે.

આ તો વિવક્ત–એકાન્ત શયનાસનની વાત થઇ. પરંતુ વિવક્ત શયનાસનનું સેવન કરવાથી શો લાભ થાય છે? તો એના માટે કહ્યું છે કે, વિવક્ત શયનાસનના સેવનથી ચારિત્રની ગુપ્તિ–રક્ષા થાય છે.

આ ઉપદેશ બ્રહ્મચર્યને દૃષ્ટિમાં રાખીને જ આપવામાં આવેલ છે, અર્થાત્ બ્રહ્મચારીએ એકાન્ત સ્થાને રહેવું જોઈએ એમ કહેવામાં આવેલ છે. જ્યાં સ્ત્રી, પશુ તથા નપુંસક રહેતા હોય તેવા સ્થાને બ્રહ્મચારીએ રહેવું ન જોઈએ. એટલું જ નહિ પણ તેમણે વિકૃતિ પેદા કરે એવો આહાર પણ લેવો જોઈએ નહિ. જે આહાર ખાવાથી વિકૃતિ પેદા થાય તે વિકૃત આહાર કહેવાય. ઘી, દૂધ, તેલ વગેરે વિકૃતિ પેદા કરે છે એટલા માટે 'વિગય' કહેવામાં આવે છે. શાસ્ત્રમાં 'વિગય' વસ્તુનો ત્યાગ કરવાનું ખાસ કહેવામાં આવેલ છે. નિશીથ-સૂત્રમાં કહ્યું છે કે:—

**जे भिक्खू आयरिय उवज्झायं अदिन्नं विगयं आहारं तं वा साहिज्जइ ।**

ભાવાર્થ—જો કોઇ સાધુને વિગય અર્થાત્ વિકૃત વસ્તુ લેવાની આવશ્યકતા હોય તો તેણે આચાર્ય તથા ઉપાધ્યાયની આજ્ઞા લઈને જ વિકૃતિનો આહાર કરવો જોઇએ. જો કોઇ સાધુ, આચાર્ય તથા ઉપાધ્યાયની આજ્ઞા લીધા વિના જ, વિકૃતિ પેદા કરનાર પદાર્થો પોતે ખાય અથવા બીજાને ખવડાવે અથવા બીજાને ખાવાનું અનુમોદન આપે તો તે સાધુ દંડને પાત્ર બને છે.

બ્રહ્મચર્યનું પાલન કરવા માટે તથા સ્વાસ્થ્યની રક્ષા કરવા માટે જીભ ઉપર અંકુશ રાખવાની ઘણી જ જરૂર છે. કારણ કે, જીભ ઉપર અંકુશ ન રાખવાથી અનેક પ્રકારનું નુકશાન થાય છે. જે માણસ જીભ ઉપર અંકુશ રાખે છે તે માણસને વૈદ્ય–ડૉક્ટર પાસે પણ જવાની ઓછી જરૂર રહે છે. એટલા માટે જીવવાના સિદ્ધાન્તને મહત્ત્વ આપવું ન જોઇએ. લોકોને આ વિષે પૂછવામાં આવે તો અમે જીવવા માટે ખાઈએ છીએ એમ લોકો કહેશે,

પરંતુ જો તેમની પરીક્ષા કરવામાં આવે તો જીવવા માટે જ ખાનારા લોકો બહુજ ઓછા નીકળશે. જો તમે જીવવા માટે જ ખાઓ છો તો શું તમે ભોજન કરતી વખતે પોતાના ડૉક્ટર બનીને ભક્ષ્યાભક્ષ્યનો કે સ્વાસ્થ્યપ્રદ કે સ્વાસ્થ્યનાશક કઈ ચીજ છે તેનો વિવેક કરો છો ? જો ભોજનનો તમે વિવેક કરતા નથી તો પછી તમે જીવવા માટે ખાઓ છો એમ કેવી રીતે કહી શકાય ? જો તમે ખરેખર જીવવા માટે જ ખાઓ છો તો તમે સ્વાસ્થ્યને હાનિ કરે કે જીવનને ભ્રષ્ટ કરે એવી ચીજ ખાઇ શકો નહિ. જે પ્રમાણે કોઇ માણસ અજ્ઞાત વ્યક્તિને પોતાના ઘરમાં તાત્કાલિક સ્થાન આપતો નથી તે પ્રમાણે તમે તમારા પેટમાં જે ચીજનાં ગુણદોષ તમે જાણતા નથી તેવી ચીજને સ્થાન આપો નહિ. જો તમે તમારા પેટમાં અજ્ઞાત ચીજને સ્થાન આપતા હો તો તમારા પેટને Dinner Box ભોજન–પેટી સિવાય બીજું શું કહી શકાય ?

એક વિદ્વાનનું કથન છે કે, દુનિયામાં લોકો ખાઈ–ખાઈને જેટલા મરે છે તેટલા લોકો ખાધા વિના મરતા નથી. લોકો આકંઠ ધરાઇ–ધરાઇને ખાય છે અને પછી ડૉક્ટરના શરણે જાય છે. આ પ્રમાણે જેટલા ડોકટરો વધ્યા છે તેટલાં રોગો પણ વધવા પામ્યાં છે. ડોકટરો વધવાથી રોગીઓની સંખ્યા ઓછી થઇ નથી. લોકો 'આટલી ચીજ ખાવાથી શું નુકશાન થશે અને કદાચ નુકશાન થશે તો ડોકટરની દવા લઇશું' એવો વિચાર કરીને વધારે ખાઇ જાય છે અને આખરે રોગી બને છે. આ તો પાડોશીના ભરોસે પોતાનું ઘર ઉઘાડું મૂકવા જેવી વાત છે. આજે તો પ્રાયઃ એવું જોવામાં કે સાંભળવામાં આવે છે કે, જે માણસ જેટલી વધારે જુદા જુદા પ્રકારની ખાદ્ય ચીજો ખાય છે તે મોટો માણસ કહેવાય છે; પરન્તુ શાસ્ત્ર કહે છે કે, જે માણસ જેટલો ત્યાગ કરે છે તેટલો તે મોટો માણસ બને છે. શાસ્ત્રમાં આનંદ શ્રાવકનું વર્ણન કરતાં કહેવામાં આવ્યું છે કે, તે બાર કરોડ સોના મહોરોનો સ્વામી અને ચાલીશ હજાર ગાયોનો માલીક હોવા છતાં તેણે પોતાના ખાન–પાનમાં પરિમિત દ્રવ્યો જ ખાવા–પીવાની મર્યાદા બાંધી હતી. આ પ્રમાણે શાસ્ત્રની દૃષ્ટિએ પણ જે વ્યક્તિ ખાન–પાનમાં જેટલો સંયમ રાખે છે તે વ્યકિત મહાન્ ગણાય છે. જીભ ઉપર અંકુશ રાખવાથી સ્વાસ્થ્ય પણ સારૂં રહે છે. તમો લોકોને જેવું અને જેટલું ખાન–પાન મળે છે તેવું અને તેટલું ખાન–પાન ખેડુતને મળતું નથી, તેમ છતાં જો તમારે અને ખેડુત વચ્ચે કોઇવાર કુસ્તી કરવાનો પ્રસંગ આવે તો કોણ જીતી જાય ? એ તો તમે પણ કહેશો કે ખેડુત અમારા કરતાં વધારે સ્વસ્થ અને બળવાન છે.

આ પ્રમાણે વધારે ખાવાથી સ્વાસ્થ્ય સુધરતું નથી પણ બગડે છે. વિકૃત ભોજન કરવાથી સ્વાસ્થ્યની હાનિ થાય છે અને ચારિત્રની પણ હાનિ થાય છે. એટલા જ માટે ભગવાને કહ્યું છે કે, જે ચીજ ખાવાથી વિકાર પેદા થાય એવી કોઈ વિકૃત ચીજ સાધુએ ખાવી જોઈએ નહિ. સાધુએ તો શરીરની રક્ષા થઈ શકે તેવું અને તેટલું જ ભોજન કરવું જોઇએ. શરીર વધારવા માટે કે સ્વાદને માટે સાધુએ ભોજન કરવું ન જોઈએ. આ ઉપરથી તમે કહેશો કે, સ્વાદને માટે કોઈ ચીજ ન ખાવી એ કેમ બની શકે ? ખાટી ચીજ કે મીઠી ચીજ ખાવાથી ખાટો કે મીઠો સ્વાદ આવે જ છે. આ પ્રશ્નના ઉત્તરમાં જણાવવાનું કે, માનો કે, તમને કોઇ વૈદ્યે મધની સાથે દવા ખાવા આપી અને તમે મધની સાથે તે દવા પણ ખાધી. મધ તો મધનો સ્વાદ આપે જ છે; પરંતુ તમે તે મધ, સ્વાદને

માટે ખાધું કે દવાને માટે ખાધું ? તમે મધ તો દવાનું સેવન કરવા માટે જ ખાધું છે. આજ પ્રમાણે સાધુ લોકોનો ભોજન કરવાનો મુખ્ય ઉદ્દેશ શરીર ટકાવવા માટે છે, સ્વાદ લેવા માટે નહિ, એમ માનવું જોઇએ.

તમે લોકો ખાવામાં જે આનંદ માનો છો તેથી અનંત ગણો આનંદ સાધુજનો સંયમમાં માને છે. અને એટલા જ માટે તેઓ ખાવા માટે સંયમને ગુમાવતા નથી. તેમની દૃષ્ટિએ ખાનપાનની કીંમત કરતાં સંયમની કીંમત અનેકગણી છે. સાધુજનો સંયમમાં અને ચારિત્ર-પાલનમાં સાવધાન રહે છે અને મુક્તિમાં આનંદ માને છે.

માનો કે, તમારી પાસે એક મૂલ્યવાન હીરો છે. તમને એવો વિશ્વાસ છે કે, એ હીરાની કીંમતથી તમે તમારાં બધાં સંકટો દૂર કરી શકો એમ છો; તો શું તમે એ હીરાને મુઠી ધાણીના બદલામાં આપી દો ખરા ? નહિ. આ જ પ્રમાણે જે સાધુઓને એવો દૃઢ વિશ્વાસ પેદા થયો છે કે, સંયમ બધાં સંકટોમાંથી મુક્ત કરે છે અને આઠ કર્મોને નષ્ટ કરી મુક્તિ અપાવે છે; તો શું તે સંયમને કેવળ ખાન-પાન માટે તજી દે ખરા ? નહિ.

કહેવાનો આશય એ છે કે, વિવક્ત શયનાસનનું સેવન કરવાથી ચારિત્રની ગુપ્તિ અર્થાત્ રક્ષા થાય છે. ચારિત્રની રક્ષા થવાથી આહારની રસાસક્તિ નાશ પામે છે અને ચારિત્ર-પાલનમાં દૃઢતા આવે છે. આવી રીતે સંગરહિત શયનાસનનું સેવન કરનાર તથા મોક્ષભાવને પામેલો જીવાત્મા આઠે પ્રકારનાં કર્મોનાં બંધનથી મુક્ત થાય છે.

એક ભાઇએ એવો પ્રશ્ન હમણાં પૂછયો છે કે, એક વક્તા પાસેથી એવું સાંભળ્યું છે કે, 'સાંસ્કારિક કર્મો નષ્ટ થઇ જાય છે' અને જૈનશાસ્ત્ર 'કરેલાં કર્મો ભોગવ્યા સિવાય છૂટકો નથી' એમ કહે છે. તો આ બન્ને વાતોમાંથી કઈ વાત વાસ્તવિક છે ? આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, જે પ્રમાણે કર્મો કરવામાં આવ્યા છે તે જ પ્રમાણે કર્મો ભોગવવા પડતાં હોત તો ભગવાન વિવકત શયનાસનનું સેવન કરનાર આઠ કર્મની ગાંઠ તોડી શકે છે એમ શા માટે કહેત ? જો કર્મો ભોગવવા જ પડત તો આ પ્રમાણે શા માટે કહેવામાં આવત ? આ સિવાય જો કર્મોની નિર્જરા થઈ શકતી ન હોય તો પછી તપ શા માટે કરવામાં આવત ? આ ઉપરથી કર્મની નિર્જરા થાય છે એ વાત સિદ્ધ થાય છે. અત્રે એક બીજો પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે, તપ આદિ દ્વારા કર્મોની નિર્જરા થાય છે તો પછી ' कडाण कम्माण न मोक्ख अत्थि અર્થાત્ કરેલાં કર્મોને ભોગવ્યા સિવાય છૂટકો નથી ' એમ શા માટે કહેવામાં આવ્યું છે ? આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, આ બન્ને વાતો ઠીક છે. મેં એક કવિતા સાંભળી છે કે:-

કર્મરેખ નહીં મિટે કરો કોઈ લાખો ચતુરાઈ

આ પ્રમાણે એક બાજુ તો કરેલાં કર્મોને ભોગવવાં જ પડે છે એમ કહેવામાં આવે છે અને બીજી બાજુ કર્મોની નિર્જરા પણ થાય છે એમ કહેવામાં આવે છે. આ પ્રમાણે બે પ્રકારની વાતો સાંભળવાથી સંદેહ પેદા થાય છે એ સ્વાભાવિક છે. પરંતુ જો આ વિષયને બરાબર સમજવામાં આવે તો કોઈ પ્રકારનો સંદેહ રહી શકે નહિ.

શાસ્ત્રમાં સ્પર્શબંધ, બદ્ધબંધ, નિધત્તબંધ અને નિકાચિતબંધ એ ચાર પ્રકારનાં કર્મો કહેવામાં આવ્યાં છે. પહેલો સ્પર્શબંધ છે તે સૂઇના ઢગલા જેવો હોય છે. સૂઈનો ઢગલો

કરવામાં તો વાર લાગે છે પણ તેને વિખેરી નાંખવામાં વાર લાગતી નથી; કારણ કે, તે સૂઈયોનો માત્ર સ્પર્શ થયો છે, બંધ થયો નથી. બીજો બન્ધ બદ્ધ છે. બંધ તો થાય છે પરંતુ તેને નિર્જરવામાં વાર લાગતી નથી. અર્થાત્ તે સૂઈના ઢગલાને દોરાથી બાંધી તો દેવામાં આવે છે પરંતુ તે દોરાને સહેલાઈથી બહાર કાઢી શકાય છે અને સૂઈનો ઢગલો જલ્દીથી પાછો વીખરાઈ જાય છે. ત્રીજો નિધત્ત બન્ધ છે. આ બંધ થોડો મજબુત હોય છે, જેમકે તે જ સૂઈના ભારાને લોઢાના તારથી મજબૂત બાંધવામાં આવે, પરંતુ લોઢાના તારથી સૂઈઓને બાંધવા છતાં સૂઈઓ તેમાંથી બહાર નીકળી શકે છે અને લોઢાનો તાર પણ છૂટી જાય છે; પણ લોઢાના તારને છોડવામાં થોડી મુસ્કેલી અવસ્ય પડે છે. ચોથો નિકાચીત બંધ છે. આ બંધ બહુ જ ગાઢ હોય છે. જેમકે તે સૂઈઓના ભારાને અગ્નિમાં તપાવીને હથોડા–ઘનથી ટીપીને એક કરી નાંખવામાં આવે. આ પ્રમાણે કર્મનો બન્ધ ચાર પ્રકારનો હોય છે. આ ચાર ભેદમાંથી પહેલાં ત્રણ પ્રકારનાં કર્મોની તો પૂરી રીતે નિર્જરા થાય છે અને ચોથા નિકાચિત કર્મની નિર્જરા તો થાય છે, પરંતુ તેમાં સ્થિતિ અને રસનો ઘાત થાય છે. જેમકે પહેલાં સૂઈઓ બનાવવામાં વખત લાગતો હતો, પરંતુ વિજ્ઞાન વધી જવાને કારણે સૂઈઓ બનાવવામાં હવે વધારે વખત લાગતો નથી. આજ પ્રમાણે કર્મો ભોગવવાં તો પડે છે પરંતુ થોડી વારમાં પણ તે કર્મો ભોગવી શકાય છે. નિકાચિત કર્મો સ્થિતિ અને રસથી ઓછાં તો કરી શકાય છે પરંતુ પ્રકૃતિ અને પ્રદેશથી ઓછાં થઈ શકતાં નથી. આ પ્રમાણે કર્મોની નિર્જરા પણ થાય છે અને કર્મોને ભોગવ્યા વિના છૂટકો નથી એ બન્ને વાતો સાચી છે. શાસ્ત્રનું કથન સાપેક્ષ છે એટલે સાપેક્ષ દૃષ્ટિએ આ બન્ને વાતો સાચી છે.

કર્મો ભોગવવાં પડે છે એ વાત સાંભળી કોઈએ ગભરાઈ જવાની જરૂર નથી. કર્મોને ભોગવવાં એટલે પાપનો નાશ કરવો. એટલા માટે કર્મોને ભોગવી પાપથી મુક્ત થવાનો વિશેષ પ્રયત્ન કરવો જોઈએ. પણ એમ થવું ન જોઈએ કે પહેલાં જાણી જોઈને પાપકારી પ્રવૃત્તિ કરો અને તેનું પ્રાયશ્ચિત કરો. આ તો જાણી જોઈને પહેલાં ચોરને ઘરમાં પેસવા દેવો અને પછી તેને ઘરમાંથી કાઢી મૂકવાનો પ્રયત્ન કરવા જેવું છે. પોતાના ઘરમાં જાણી–જોઈ ને ચોરને પેસવા દેવો એ મૂર્ખાઈ ભરેલું કામ કહેવાય છે. લોકો, ઘરમાં ચોર પેસી ન જાય તે માટે સાવધાની રાખે છે. આ જ પ્રમાણે આધ્યાત્મિક માર્ગમાં પણ પાપકર્મો ન થાય તેની સાવધાની રાખવી પડે છે. સાવધાની રાખવા છતાં પાપકર્મો થઈ જાય તો તેનું પ્રાયશ્ચિત કરી ભવિષ્યમાં પુનઃ પાપકર્મો ન થાય તેવો પ્રયત્ન કરવો જોઈએ. તમારાથી આ વિષે બીજું કાંઈ ન થાય તો માથે દુઃખ આવી પડે ત્યારે જે કાંઈ થાય છે તે સારા જ માટે થાય છે એમ માનો.

કહેવાનો આશય એ છે કે, જે દુઃખ થવાનું છે તે તો થશે જ; પરંતુ તે દુઃખના સમયે જે કાંઈ થાય છે તે સારા માટે જ થાય છે એમ માનીને દુઃખમાં પણ સુખ માનો. જો આ પ્રમાણે દુઃખના સમયે પણ સુખ માનવામાં આવે તો આઠ કર્મોની ગાંઠ પણ ઢીલી થાય. પરંતુ જો દુઃખ ભોગવતી વખતે દુઃખ માનવામાં આવે તો વિશેષ દુઃખ થાય. એટલા માટે દુઃખના સમયે ગભરાઈ જવું ન જોઈએ પણ ચિત્તને પ્રસન્ન રાખી પરમાત્માના શરણે જવામાં આવે તો આત્માનું કલ્યાણ અવશ્ય થશે.



## વ્યાખ્યાન : સંવત્ ૧૯૯૪ અષાડ વદ ૧૪ મંગળવાર



### પ્રાર્થના

**શ્રી અભિનંદન દુઃખનિકંદન, વંદન પૂજન જોગજી;**
**આશા પૂરો ચિંતા ચૂરો, આપો સુખ આરોગજી. શ્રી૦ ॥ ૧ ॥**

— વિનયચંદ્રજી કુંભટ ચોવીશી.

શ્રી અભિનંદનનાથ ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

આ પ્રાર્થનામાં પરમાત્માને દુઃખનિકંદન કહેવામાં આવ્યા છે. દુઃખ નષ્ટ થાય એ તો જગતના લોકોને મનગમતી વાત છે. પ્રત્યેક આત્મા દુઃખને નષ્ટ કરવા ચાહે છે અને પરમાત્મા દુઃખને નષ્ટ કરે છે. એટલા માટે હે આત્મા ! તું અહીંતહીં નહિ ભટકતાં દુઃખનિકંદન કરનાર પરમાત્માના શરણે જાય તો તારાં બધાં દુઃખો નષ્ટ થઈ જાય !

પરમાત્માને દુઃખ નષ્ટ કરવાની પ્રાર્થના કર્યા પહેલાં આત્માએ પોતાને શું દુઃખ છે એ જાણી લેવાની ખાસ આવશ્યકતા છે. આત્માને શું દુઃખ છે એ વિષે જ્ઞાની જનો સમુચ્ચયરૂપે એમ કહે છે કે આત્માને જે વિપરીત કે અપ્રિય લાગે છે તે જ દુઃખ છે. આત્મા આ દુઃખને જ દૂર કરવા ચાહે છે. આત્મા જેમ પોતાનો ગુણવિકાસ કરતો જાય છે તેમ તેમ તે પોતાનું દુઃખ શું છે તે વધારે સમજતો જાય છે અને તે દુઃખને દૂર કરવાનો પ્રયત્ન પણ કરે છે. વનસ્પતિમાં વિજ્ઞાન ઓછું છે પરંતુ તે પણ સુખ–દુઃખને સમજે છે અને દુઃખને દૂર કરવા ચાહે છે. વનસ્પતિ વર્ષાઋતુમાં પ્રફુલ્લિત થાય છે અને ગ્રીષ્મઋતુમાં સુકાઈ જાય છે. આ પ્રમાણે વનસ્પતિ પણ સુખ–દુઃખનો અનુભવ કરે છે. જ્ઞાની જનો આ સુખ–દુઃખની વ્યાખ્યા કરતાં કહે છે કે, બાહ્ય સુખ એ સુખ નથી અને બાહ્ય દુઃખ એ દુઃખ નથી. અંતરંગ સુખ અને દુઃખ એ જ વાસ્તવમાં સુખ–દુઃખ છે. આ અન્તરંગ દુઃખને દૂર કરવા માટે પરમાત્માની પ્રાર્થના કરવી જોઇએ. બાહ્ય દુઃખને તો ઇન્દ્ર–નરેન્દ્ર પણ દૂર કરી શકે છે પરંતુ તેઓ બાહ્ય દુઃખ દૂર કરવાથી દુઃખરહિત બની શકતા નથી. દુઃખનું બીજ અન્તરંગ દુઃખ જ છે અને અન્તરંગ દુઃખને દૂર કરવાથી જ દુઃખનો નાશ થાય છે. એટલા જ માટે ભક્તજનો પરમાત્માને એવી પ્રાર્થના કરે છે કે, "હે પ્રભો ! તું દુઃખનિકંદન છો, અમારૂં દુઃખ નષ્ટ કર."

જો કે, પરમાત્માની પ્રાર્થના દુઃખને દૂર કરવા માટે જ કરવામાં આવે છે પરંતુ જો અધિકારી બનીને પરમાત્માની પ્રાર્થના કરવામાં આવે તો તેમાં વિશેષ સફળતા મળે છે. એટલા માટે અધિકારી બનીને પરમાત્માની પ્રાર્થના કરો તો તેમાં તમારું કલ્યાણ છે. પરમાત્માની પ્રાર્થના કરવા માટે અધિકારી કેવી રીતે બની શકાય એ વાત હવે શાસ્ત્ર દ્વારા સમજાવું છું:—

## સમ્યક્ત્વ પરાક્રમ–બોલ બત્રીશમો.

વિવક્ત ( એકાન્ત ) શયનાસનનું સેવન કરનાર વ્યક્તિએ સર્વપ્રથમ વિષય-વાસનાથી પરાઙ્મુખ થવું જોઈએ. એટલા માટે હવે વિનિવર્તન વિષે ગૌતમ સ્વામી ભગવાનને પ્રશ્ન પૂછે છે કે:—

### બત્રીશમો બોલ.

**(३२) विनियट्टणयाए णं भंते ! जीवे किं जणयइ ?**

અર્થાત્—હે ભગવાન ! વિનિવર્તન અર્થાત્ વિષયવિરક્તિથી જીવને શો લાભ થાય છે ? આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને ફરમાવ્યું કે:—

**विनियट्टणयाए पावकम्माणं अकरणयाए अब्भुट्ठेइ, पुव्वबद्धाण य निज्जरणयाए तं नियत्तेइ, तओ पच्छा चाउरन्तं संसारकन्तारं वीइवयइ ॥ ३२ ॥**

અર્થાત્–હે ગૌતમ ! વિનિવર્તનથી અર્થાત્ વિષય-વિરક્તિથી નવાં પાપકર્મો થતાં નથી અને પૂર્વે બંધાયેલાં હોય છે તે ટળે છે, અને ત્યારબાદ તે જીવ ચારગતિરૂપ સંસાર-અટવીને ઓળંગી જાય છે.

વિષય-વાસનાથી પરાઙ્મુખ થવાનું નામ વિનિવર્તન છે. જે વિવક્ત શયનાસનનું સેવન કરે છે તે વિષય-વાસનાથી અવશ્ય પરાઙ્ગમુખ થાય છે; કારણ કે વિવક્ત શયનાસનના સેવનથી ચારિત્રની રક્ષા થાય છે અને જે ચારિત્રની રક્ષા કરવા ચાહે છે તે વિષય-વાસનાથી અવશ્ય પરાઙ્મુખ થાય જ છે. આ પ્રમાણે જે આત્મા વિષય-વાસના પ્રત્યે દોડી રહ્યો છે તે આત્માને વિષય-વાસના તરફ દોડતાં અટકાવવો તેનું નામ વિનિવર્ત્તન છે.

જે પ્રમાણે પાણી નીચાણની તરફ ઢળે એ સ્વાભાવિક છે, તેજ પ્રમાણે પૂર્વ સંસ્કારને કારણે આત્મા પણ વિષયો તરફ દોડે છે. આત્માને વિષયો તરફ જતાં અટકાવવો તેનું નામ જ વિનિવર્ત્તન છે. આ વિનિવર્ત્તનથી–વિષયવિરક્તિથી અથવા વિષય-વાસનાથી પરાઙ્મુખ થવાથી જીવને શો લાભ થાય છે ? એવો ગૌતમ સ્વામીએ ભગવાનને પ્રશ્ન પૂછયો છે. આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને ફરમાવ્યું છે કે, વિનિવર્ત્તન કરનાર અર્થાત્ વિષયોથી વિરક્ત થનાર માણસ પાપકર્મોમાં પ્રવૃત્તિ કરતો નથી. વિનિવર્ત્તન કરનાર, પાપકર્મો ન થાય તેની બરાબર સાવધાની રાખે છે અને પહેલાંના પાપકર્મોની નિર્જરા કરવાનો પ્રયત્ન કરે છે. આ પ્રમાણે પાપકર્મોથી નિવૃત્ત થઈ નિષ્પાપ બને છે અને નિષ્પાપ થવાથી જીવાત્મા મનુષ્ય, તિર્યંચ, દેવ તથા નરક એ ચાર પ્રકારની ગતિરૂપ આ સંસારાટવીને પાર કરી જાય છે. આ મૂળ સૂત્રનો અર્થ થયો. હવે આ અર્થ વિષે અત્રે વિશેષ વિચાર કરવામાં આવે છે.

આત્મા હમેશાં વિષયો તરફ દોડ્યા જ કરે છે. સાધારણ કીડાંઓ પણ વિષયો તરફ દોડે છે, તો જેનો આટલો બધો જ્ઞાનવિકાસ થયો છે તે માણસ વિષયો તરફ દોડે તો તેમાં આશ્ચર્ય શું છે ? એ વાત બીજી છે કે, શાસ્ત્રશ્રવણ કે પઠનપાઠન કરતી વખતે

થોડા સમયને માટે મનુષ્યની મતિ ઠીક રહેતી હોય, પરંતુ સંસારનાં અધિકાંશ મનુષ્યોની ગતિ વિષયો તરફ જ રહ્યા કરે છે. મહાન્ ત્યાગીઓનાં મન પણ એક ક્ષણમાં વિષયો પ્રત્યે આકર્ષિત થઈ શકે છે. આ પ્રકારનાં વિષયો તરફથી જે પરાઙ્મુખ રહે છે તે મહાન વિજેતા છે. દુસ્તર નદીને પાર કરવી મુશ્કેલ છે તો પછી વિષય–વાસના રૂપી નદીને પાર કરવી બહુ જ મુશ્કેલ હોય એ સ્વાભાવિક છે. કોઈ માણસ જો પૂર આવેલી નદીને તરી જાય અને પાર કરી જાય તો તે કેવો તરવૈયો–તારક કહેવાય.

આ વિષે મહાભારતમાં એક પ્રસિદ્ધ ઉદાહરણ છે. એકવાર શ્રીકૃષ્ણ અમરકંકા નગરીના રાજા પદ્મનાભને જીતીને પાછા આવી રહ્યા હતા. પાંડવો પણ તેમની સાથે જ હતા. શ્રીકૃષ્ણે પાંડવોને કહ્યું કે, તમે લોકો આગળ ચાલો. હું પાછળથી આવું છું. પાંડવો આગળ ચાલવા લાગ્યા. રસ્તામાં તેમણે જોયું કે, ગંગા નદીમાં ખૂબ પૂર આવેલ છે એટલે તેઓ નૌકામાં બેસીને ગંગા નદીને પાર કરી, સામે પાર પહોંચ્યા. બાદ તેઓએ વિચાર કર્યો કે, જેમણે પદ્મનાભ રાજાને હરાવ્યો છે તે શ્રીકૃષ્ણ મહારાજ કેવા પરાક્રમી છે અને તેઓ ગંગા નદીને કેવી રીતે પાર કરે છે તેની આજે આપણે પરીક્ષા કરીએ! આ પ્રમાણે વિચાર કરી તેઓએ નૌકાને છૂપાવી દીધી. विनाशकाले विपरीत बुद्धिः એ કહેવત પ્રમાણે પાંડવોને અવળી બુદ્ધિ સૂઝી.

શ્રીકૃષ્ણ પાછળથી ગંગા નદીના કિનારે આવ્યા. તેમણે જોયું કે, ગંગા નદીમાં ખૂબ પૂર આવેલ છે. ગંગા નદીને પાર કરવા માટે બીજો કોઈ માર્ગ જોવામાં આવતો નથી. આવી દુસ્તર ગંગા નદીને પાંડવો કેવી રીતે પાર કરી શકયા? અને જ્યારે તેઓ ગંગા નદીને પાર કરી ગયા છે તો પછી તેઓ પદ્મનાભથી કેવી રીતે હારી ગયા? આવી દુસ્તર ગંગા નદીને પાર કરનાર વ્યક્તિ પદ્મનાભથી હારી જાય એ સંભવિત નથી. આ પ્રમાણે વિચાર કરી શ્રીકૃષ્ણે નિશ્ચય કર્યો કે જ્યારે પાંડવો ગંગા નદીને તરીને પાર કરી ગયા તો પછી મારે પણ ગંગા નદીને પાર કરવી જોઈએ. આ પ્રમાણે નિશ્ચય કરી શ્રીકૃષ્ણે એક હાથમાં રથ લીધો અને બીજા હાથથી નદીનું પાણી કાપતાં ગંગા નદી પાર કરવા લાગ્યા. નદી પાર કરતાં તેમને વચમાં થોડો થાક લાગ્યો, તે વખતે ગંગાદેવી પ્રકટ થઈ, તેમના વિશ્રામ માટે એક સ્થાન બનાવી દીધું અને કૃષ્ણને કહ્યું કે, જો તમે મને આજ્ઞા આપો તો હું તમારા માટે માર્ગ કરી આપું અથવા નૌકા આદિની વ્યવસ્થા કરી દઉં. શ્રીકૃષ્ણે ગંગાદેવીને જવાબમાં કહ્યું કે, મારે કોઈપણ પ્રકારની સહાયતાની આવશ્યકતા નથી. જો હું નૌકા આદિની સહાયતા વડે નદીને પાર કરૂં તો તેમાં કશી વિશેષતા રહેતી નથી એટલા માટે મારે મારા પોતાના પુરૂષાર્થદ્વારા જ નદીને પાર કરવી જોઈએ.

શ્રીકૃષ્ણ પોતાના પુરૂષાર્થ વડે ગંગા નદીને પાર કરી ગયા. પાંડવો શ્રીકૃષ્ણને નમન કરીને કહેવા લાગ્યા કે આપ ધન્યવાદને પાત્ર છો કે તમે તમારા પુરૂષાર્થ વડે ગંગા નદીને પાર કરી ગયા. શ્રીકૃષ્ણે જવાબમાં કહ્યું કે, એમાં આશ્ચર્યની વાત શી છે? જ્યારે તમે લોકો ગંગા નદીને પાર કરી ગયા ત્યારે હું નદીને પાર કરી જાઉં તો તેમાં આશ્ચર્ય શું છે? પાંડવોએ કહ્યું કે, અમે લોકોએ તો નૌકાદ્વારા ગંગા નદીને પાર કરી છે. શ્રીકૃષ્ણે કહ્યું કે, તો પછી મારા માટે નૌકા શા માટે મોકલી નહિ? પાંડવોએ ઉત્તર આપ્યો કે,

અમરકંકાના રાજા પદ્મનાભને જીતનારમાં કેટલું પરાક્રમ છે એ જોવા માટે જ અમે નૌકા મોકલી ન હતી. પાંડવોનું આ કથન સાંભળી શ્રીકૃષ્ણ બહુ જ ક્રુદ્ધ થયા અને કહેવા લાગ્યા કે, તમારામાં આટલી બધી ધૃષ્ઠતા છે! જ્યારે તમે લોકો પદ્મનાભથી પરાજિત થઈને આવ્યા હતા અને મેં પદ્મનાભને હરાવ્યો હતો, ત્યારે શું તમે મારા પરાક્રમને જોઈ કે જાણી ન શકયા? તમે લોકો મારા રાજ્યમાં પણ રહેવાને લાયક નથી એટલા માટે તમે મારા રાજ્યમાંથી નીકળી જાઓ.

આ પ્રમાણે શ્રીકૃષ્ણને કુપિત થએલા જોઈ પાંડવોને ઘણો જ પશ્ચાત્તાપ થયો. કુન્તી માતા વગેરેના પ્રયત્નથી શ્રીકૃષ્ણનો ક્રોધાગ્નિ શાન્ત થયો. પરંતુ કહેવાનો આશય એ છે કે, જેમણે પૂર આવેલી ગંગા નદીને તરીને પાર કરી તેનામાં કેટલું બધું પરાક્રમ હશે? આ જ પ્રમાણે વિષયભોગની દુસ્તર નદીને તરી જઈ પાર કરી ગયા છે તે કેવા વીર હશે?

આ તો વિષયસુખ ઉપર વિજય મેળવવાની વાત થઈ. પરંતુ વિષયસુખથી પરાઙ્મુખ થવાથી શો લાભ થાય છે એ અત્રે જોવાનું છે. વિષયસુખ પ્રત્યે ચિત્ત આકૃષ્ટ ન થાય એ જ વિષયસુખ પ્રત્યેની પરાઙ્મુખતા છે. વિષયસુખથી પરાઙ્મુખ થવાનો ઢોંગ કરી લોકોને ઠગવામાં આવે તો બીજી વાત છે. પણ જો સારી રીતે વિષયસુખ પ્રત્યે પરાઙ્મુખ થવામાં આવે તો વિષયસુખ પ્રત્યે ચિત્ત આકૃષ્ટ ન થાય એ સ્વભાવસિદ્ધ છે. વિષયસુખથી પરાઙ્મુખ થએલો માણસ પોતાનામાં પાપકર્મોને આવવા દેતો નથી એ પણ દેખીતું છે.

પ્રત્યેક પાપ વિષયલાલસાથી જ પેદા થાય છે. જેનામાં વિષયવાસના હોતી નથી તેની દ્વારા પાપકર્મો પણ થતાં નથી એટલા માટે વિષયવાસનાથી દૂર થવું એ પાપકર્મોથી દૂર થવા સમાન છે. પાપથી દૂર થનાર બે પ્રકારના હોય છે. એક તો સિદ્ધ હોય છે અને બીજા સાધક હોય છે. અર્થાત્ એક તો વિષયવાસનાથી પરાઙ્મુખ થઈ પાપરહિત થઈ ચૂકયા હોય છે અને બીજા વિષયવાસનાથી પરાઙ્મુખ થઈ પાપરહિત થવાનો પ્રયત્ન કરે છે, અર્થાત્ સાધક છે. જેઓ સિદ્ધ થઈ ચૂકયા છે તેમની અત્રે વાત નથી. સિદ્ધને માટે તો કોઈ પ્રકારના ઉપદેશની જરૂર જ રહેતી નથી; પરંતુ સાધકને માટે જ ઉપદેશ આપવામાં આવે છે. સાધકો ઉન્માર્ગે ચાલ્યા ન જાય એટલા માટે જ તેમને ઉપદેશ આપવામાં આવે છે. સાધકોને અત્રે એવો ઉપદેશ આપવામાં આવ્યો છે કે જો તમે પાપથી બચવા ચાહો છો તો તમે વિષયવાસનાનો ત્યાગ કરો.

બધાં લોકોને પાપ ખરાબ લાગે છે. કોઈ પણ માણસ એમ ચાહતો નથી કે મને પાપી કહેવામાં આવે. જો કોઈને પાપી કહેવામાં આવે તો તે નારાજ થઈ જાય છે. આ પ્રમાણે કોઈ પાપી બનવા ચાહતું નથી. પરંતુ શાસ્ત્ર કહે છે કે, જો વાસ્તવમાં પાપી બનવું ન હોય તો વિષયવાસનાનો ત્યાગ કરો. જે વિષયવાસનાનો ત્યાગ ન કરવા છતાં પણ પોતાને નિષ્પાપ કહેવડાવે છે તે ચોરી કરે છે. અંદર બીજું કાંઈ રાખવું અને બહાર બીજું કાંઈ બતાવવું એ ચોરી છે. આ પ્રકારની ચોરી ન કરતાં વિષયવાસનાથી પરાઙ્મુખ થવાનો પ્રયત્ન કરવો જોઈએ.

પાપ મુખ્યતઃ અઢાર પ્રકારનાં છે. આ બધાં પાપો વિષયવાસનાથી જ પેદા થાય છે. જેમકે હિંસાનું પાપ તે જ વ્યક્તિ કરે છે કે જેનામાં વિષયલાલસા હોય છે. પ્રાણીઓનાં પ્રાણોને નષ્ટ કરવાં તેનું નામ હિંસા છે. પરંતુ આ કાર્યને હિંસાના પાપમાં અંતર્ગત થએલું ક્યારે માની શકાય ? તો એને માટે કહ્યું છે કેઃ–

**प्रमत्तयोगात्प्राणव्यपरोपणं हिंसा ।**

અર્થાત્–પ્રમાદથી કે વિષયપોષણને માટે કોઈ પ્રાણીનાં પ્રાણને નષ્ટ કરવાં તે હિંસા–પાપ છે. જો કેવળ જીવ મરી જાય એટલા માત્રથી જ હિંસાને પાપ માનવામાં આવે તો તેરમા ગુણસ્થાનમાં સ્થિત વ્યક્તિના શરીરથી પણ જીવ મરે છે, એટલા માટે તેમને પણ હિંસાનું પાપ લાગવું જોઇએ. કારણ કે યોગની ચપલતાથી જીવોને આઘાત પહોંચવો કે મૃત્યુ પામવું સ્વાભાવિક છે. પરંતુ આ પ્રમાણે જીવો મરી જવામાં હેતુ શો છે તે જોવું જોઇએ! જે હિંસા પ્રમાદથી કે વિષય પોષણને માટે કરવામાં આવે તે જ હિંસાને પાપમાં અન્તર્ગત કહી શકાય.

કેટલાક લોકોને એવી શંકા થાય છે કે, જ્યારે આખું આકાશ જ જીવોથી વ્યાપ્ત છે અને શરીરદ્વારા જીવોનું મરણ થવું પણ સ્વાભાવિક છે, તો પછી મુનિઓ પૂર્ણ અહિંસક કેવી રીતે રહી શકે? આ શંકાનું સમાધાન એ છે કે, જો કે મુનિ આદિના શરીરથી જીવોનું મરી જવું સ્વાભાવિક છે, પરન્તુ તેમનો હેતુ શો છે તે પહેલાં જુઓ! શું તેમનો હેતુ જીવોને મારવાનો છે? વાસ્તવમાં હિંસા તે છે કે જે પ્રમાદના યોગથી કે વિષયપોષણ માટે કરવામાં આવે. આ સિવાય જે હિંસા થાય તે હિંસાને પાપમાં અન્તર્ગત કરવામાં આવી નથી. ઉદાહરણ તરીકે, કોઈ મુનિ જો ઇર્યાસમિતિપૂર્વક જતનાથી ચાલતા હોય, છતાં જો તેમના પગથી કોઈ જીવ મરી જાય તો તેમાં હિંસાનું પાપ લાગેલું માનવામાં આવતું નથી. પરંતુ જો મુનિ ઇર્યાસમિતિપૂર્વક જતનાથી ચાલે નહિ અને એ દશામાં કોઇ જીવ કદાચ ન પણ મરે તો પણ તેમને હિંસાનું પાપ લાગે જ છે; કારણ કે હિંસા પ્રમાદથી થાય છે અર્થાત્ પ્રમાદ જ હિંસા છે.

હિંસાનું પાપ વિષય લોલુપતાથી જ થાય છે. આજ પ્રમાણે અસત્ય આદિ બીજા પાપો પણ વિષયલોલુપતાને કારણે જ પેદા થાય છે. આ પાપોથી બચવા માટે વિનિવર્તન કરવાની અર્થાત્ વિષયસુખથી પરાઙ્મુખ થવાની આવશ્યકતા છે. જે વિષયવાસનાથી પરાઙ્મુખ થયો હશે તે પાપકર્મો કરવામાં પ્રવૃત્ત નહિ થાય.

પૂર્ણ સત્ય તો કેવળ આદર્શરૂપ છે. જે વસ્તુ જેવી છે તે વસ્તુને તેવીજ કહેવામાં આવે, અર્થાત્ બોલવામાં એક અક્ષરનું પણ અંતર ન આવે તે પૂર્ણ સત્ય છે. પૂર્ણ સત્ય તો પૂર્ણજ્ઞાની જ કહી શકે છે. આ ઉપરથી અત્રે એવો પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે, જ્યારે પૂર્ણસત્ય પૂર્ણજ્ઞાની જ કહી શકે છે તો પછી બીજા લોકોએ કેવું સત્ય બોલવું જોઈએ ? આ પ્રશ્નના ઉત્તરમાં શાસ્ત્રકાર કહે છે કે, હૃદયમાં વિષયભાવના કે વાસ્તવિકતાની વિરુદ્ધ બોલવાનો ભાવ ન હોય તો એ દશામાં જે કાંઈ બોલવામાં આવે છે તે પણ સત્ય જ છે. શ્રી આચારાંગ સૂત્રમાં કહ્યું છે કેઃ—

**समयन्ती मन्नमाणे समया वा असमया वा समया होइ उवेहाए।**

અર્થાત્—જો મનમાં સમતા હોય અને એ દશામાં મુખમાંથી વિષમ શબ્દ પણ નીકળી જાય તો તે પણ સત્ય છે; કારણ કે, બોલનારનો હેતુ ખરાબ નથી.

શાસ્ત્રના આ કથન ઉપરથી એ વાત સ્પષ્ટ સમજાય છે કે, કોઇ ખરાબ હેતુ કે વિષયલાલસા રાખ્યા વિના જે કાંઈ બોલવામાં આવે છે તે પણ સત્ય છે. જે આ પ્રમાણે સત્ય વચન બોલે છે અને અસત્યનો ત્યાગ કરે છે તે ક્રમશઃ કોઈ દિવસ પૂર્ણ સત્યને પણ પામી શકે છે. જે પ્રમાણે રેખાગણિતમાં મધ્યરેખાની કલ્પના કરવામાં આવે છે તે જ પ્રમાણે આપણા માટે તો પૂર્ણ સત્ય કલ્પના સમાન જણાય છે. પરંતુ જે પ્રમાણે રેખાગણિતમાં મધ્યરેખાની લંબાઈ ચોડાઈ ન હોવા છતાં તેને માનવી પડે છે તે જ પ્રમાણે સત્યમાં પણ પૂર્ણ સત્યનો આદર્શ માનવો આવશ્યક છે.

કહેવાનો આશય એ છે કે અસત્યનું પાપ પણ વિષયલાલસાથી જ પેદા થાય છે. ત્રીજું પાપ ચોરીનું છે. આ ચોરીનું પાપ પણ વિષયલોલુપ માણસદ્વારા જ થાય છે. જે માણસે વિષયવાસના ઉપર વિજય મેળવ્યો છે તે માણસ દ્વારા ચોરી થઈ શકે નહિ. અર્થાત્ વિષયવિજયી માણસ ચોરી કરવાનું પાપ કરતો નથી. ચોરીમાં કેવળ બીજાની ચીજોને હક્ક વિના લેવાનો જ સમાવેશ થતો નથી, પરંતુ પોતાનો કે બીજાઓનો વિકાસ અટકાવવો તે પણ ચોરી જ છે. તમે શ્રાવક છો એટલે તમે ચોરીથી પૂર્ણ રીતે નિવર્ત્તી શકતા નથી, એટલા માટે તમને સ્થૂલ ચોરીથી નિવર્ત્તવાનું કહેવામાં આવ્યું છે. અર્થાત્ તમારા માટે એવી ચોરી કરવાની મના કરવામાં આવી છે કે, જેથી રાજ્ય કે સમાજના નિયમોનું ઉલ્લંઘન થતું હોય, કે રાજ્ય અથવા સમાજમાં જેને ચોરી કહેવામાં આવતી હોય ! પૂર્ણ ચોરીમાં તો માર્ગ ઉપર પડેલા એક તૃણને પણ પૂછ્યા વિના લેવાનો સમાવેશ થાય છે. પરંતુ જો તમે રસ્તા પર પડેલી ચીજને લીધી હોય તો તમને રાજ્ય કે સમાજદ્વારા દંડ થતો નથી. તેમ તમારૂં આ કાર્ય ચોરીમાં ગણાતું નથી. એટલા માટે શાસ્ત્રકારોએ પણ આવાં કાર્યને સ્થૂલ ચોરીમાં ગણ્યું નથી, કિન્તુ સૂક્ષ્મ ચોરીમાં તેની ગણતરી કરી છે. અને તમને એવી સૂક્ષ્મ ચોરીનો ત્યાગ કરવાનું કહેવામાં આવ્યું નથી. પરંતુ જો રાજાએ પત્થરની ખાણમાંથી પત્થરો લેવાની મનાઇ કરી હોય છતાં રાજાની આજ્ઞા લીધા વિના પત્થરો લઈ આવો તો તે સ્થૂલ ચોરી છે. આ પ્રમાણે જે ચોરી દ્વારા રાજાજ્ઞા કે સમાજાજ્ઞાનો ભંગ થતો નથી તે સ્થૂલ ચોરી નથી અને તમને સ્થૂલ ચોરીનો ત્યાગ કરવાનું જ કહેવામાં આવ્યું છે. એ વાત બીજી છે કે, રાજા દ્વારા બનાવવામાં આવેલા કાયદાઓ યોગ્ય છે કે કેમ, અને તે કાયદાઓનું પાલન કરવું ઉચિત છે કે નહિ; પરન્તુ રાજાના કોઈ ખોટા કાયદાનો પણ જો તમે છૂપી રીતે ભંગ કરો તો તમારૂં તે કાર્ય સ્થૂલ ચોરીમાં ગણી શકાય. જો તમને કોઈ કાયદો ખરાબ તથા હાનિકર્તા જણાતો હોય તો તમે તેને ખરાબ કહીને સવિનય કાયદાભંગની માફક તોડી શકો છો. પરંતુ કાયદાને ખરાબ ન કહો અને છૂપી રીતે તેને તોડવાનો પ્રયત્ન કરો તો તે કાર્ય સ્થૂલ ચોરીમાં ગણી શકાય.

હવે કદાચ તમે એમ કહો કે શાસ્ત્રાનુસાર રાજા વિરુદ્ધ કામ કરવું નિષિદ્ધ છે, તો પછી રાજાના કાયદાનો ભંગ કેવી રીતે કરી શકાય ? આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, શાસ્ત્રમાં જે विरुद्धरज्जाइक्कम्मे કહેવામાં આવ્યું છે તેનો અર્થ રાજા વિરૂદ્ધ કામ ન કરવું એવો નથી

પરંતુ રાજ્ય વિરુદ્ધ કામ ન કરવું એવો અર્થ છે. રાજ્યનો અર્થ સુવ્યવસ્થા થાય છે. સુવ્યવસ્થાનો ભંગ કરવાની મનાઇ કરવામાં આવી છે. પરંતુ રાજાના ખરાબ કાયદાનો ભંગ કરવાની મનાઇ કરવામાં આવી નથી. માનો કે, કોઇ રાજાએ રાજ્યનો ભંડાર ભરવા માટે એવો કાયદો બનાવ્યો કે પ્રત્યેક પ્રજાજને એક એક શરાબનો પ્યાલો દરરોજ પીવો કે જેથી રાજ્યની આવકમાં વધારો થાય. શું રાજાના આ કાયદાનું પાલન કરવામાં આવશે? આવા નિયમનો વિરોધ કરવો એ ધર્મ થઈ પડે છે, પરંતુ છુપી રીતે કોઇ કાયદાનો ભંગ કરવો એ ચોરી છે. જો કોઇ કાયદો ખરાબ છે તો તેનો જાહેર રીતે ભંગ કરવો જોઇએ, છુપી રીતે નહિ. विरुद्धरज्जाइक्कम्मे નો અર્થ સુવ્યવસ્થાની વિરુદ્ધ કાંઇ કામ ન કરવું એવો થાય છે. આ શાસ્ત્રકથનનો અર્થ એવો થતો નથી કે, દુર્વ્યવસ્થા વિરુદ્ધ પણ કાંઈ કામ ન કરવું. સુવ્યવસ્થાનો અર્થ રાજ્ય છે. જ્યાં દુર્વ્યવસ્થા હોય ત્યાં રાજ્ય નથી એમ સમજવું જોઇએ. રાજા જો ન્યાયપૂર્વક રાજ્ય ચલાવતો હોય તો તેના ન્યાયને શિરોધાર્ય કરવો જ જોઈએ. પરંતુ જો તે અન્યાય કરતો હોય તો તે અન્યાયને દૂર કરવા માટે નૈતિકબળથી તેનો વિરોધ કરવો જોઇએ.

આજે લોકોમાં નૈતિકબળની ખામી છે અને જેમનામાં નૈતિકબળની ખામી છે તેમનાથી ધર્મનું બરાબર પાલન થઈ શકતું નથી. જો નૈતિક બળ હોય તો જ ધર્મનું પાલન થઇ શકે છે. આ વાતને બરાબર સ્પષ્ટ કરવા માટે એક ઐતિહાસિક ઉદાહરણ આપું છું:—

જે સમયની આ વાત કહેવામાં આવે છે તે સમયે ભારતમાં અંગ્રેજી રાજ્ય ફેલાઈ ગયું હતું. તે સમયે રામચન્દ્ર નામના એક સિક્ખ ગુરુ સત્યનો ઉપદેશ આપી ધર્મપ્રચાર કરતા હતા. સત્યનું પાલન કરો એ જ એમના ઉપદેશનો ધ્વનિમન્ત્ર હતો. મનને ઠગવું નહિ એજ સત્ય છે એમ તેઓ ઉપદેશમાં કહેતા હતા. રામચન્દ્ર ગુરુના આ ઉપદેશની જનસમાજ ઉપર સારી અસર પડી અને અનેક લોકોએ સત્યનું પાલન કરવાની પ્રતિજ્ઞા લીધી. સત્યની પ્રતિજ્ઞા લેનારાઓમાં કુકા નામનો એક જાટ પણ હતો. તે જાટ પણ રામચન્દ્રનો શિષ્ય બની ગયો અને સત્ય બોલવાનો અભ્યાસ કરવા લાગ્યો.

તે દિવસોમાં અંબાલામાં મુસલમાનોએ હિન્દુઓને સતાવવા માટે ગાયોની કત્લ કરવાનો પ્રારંભ કર્યો. તે મુસલમાનોએ એમ વિચાર્યું કે, અત્યારે અંગ્રેજોનું સામ્રાજ્ય છે, એટલે ધર્મમાં કોઈ વિક્ષેપ નાંખી નહિ શકે. પ્રત્યેક માણસ પોતપોતાનો ધર્મ પાળવામાં સ્વતન્ત્ર છે. આ પ્રમાણે વિચાર કરી તે મુસલમાનોએ ગાયોનું એક સરઘસ કાઢ્યું અને ગાયોને મારવા માટે મુકરર સ્થાને લઈ ગયા. હિન્દુઓએ તેમને આ દુષ્કૃત્ય ન કરવા માટે બહુ સમજાવ્યા પણ તેઓએ તેમનું કથન માન્યું નહિ. એટલે કેટલાક હિન્દુઓએ એવો વિચાર કર્યો કે, ગાયોની કત્લ કરનાર આ કસાઇઓ સમજાવવા છતાં માનતા નથી એટલા માટે તેમને જ રાતના સમયે મારી નાંખવા. આ પ્રમાણે વિચાર કરી કૂકા નામના જાટે તથા કેટલાક લોકોએ રાતના સમયે તે કસાઇઓ ઉપર હલ્લો કર્યો અને તેમને નિદ્રાવસ્થામાં જ મારી નાંખ્યા. આ સમાચાર રામચન્દ્ર ગુરુને સાંભળવામાં આવતાં જ તેમણે આવું કૃત્ય કરનારાઓની નિંદા કરી અને આમ કરવું એ કાયરતા છે એમ જાહેર કર્યું. રાતના સમયે નિદ્રાવસ્થામાં કોઇને મારી નાંખવા એમાં વીરતા નહિ પણ કાયરતા જ છે.

હિન્દુ-મુસલમાન વચ્ચે થએલો કલેશ કોર્ટે ચડયો. પોલીસે કેટલાક માણસોને પકડયા. પણ જે લોકોને પકડવામાં આવ્યા હતા તેમાં ઘણાખરા નિરપરાધી હતા. હિન્દુઓ વિષે સરકારને એવો વિશ્વાસ પેદા થઈ ગયો કે, આ લોકોએ જ કસાઈઓને મારી નાંખ્યા છે. આ વિશ્વાસ પેદા થવાને કારણે સરકારે તે બધા લોકોને ફાંસીની સજા સંભળાવી દીધી. જ્યારે રામચન્દ્ર ગુરુના કાને આ વાત સાંભળવામાં આવી ત્યારે તેમણે કહ્યું કે, આ તો બહુ જ ખરાબ થયું, બિચારા નિર્દોષ લોકો માર્યા જશે. એટલા માટે જેમણે આ કાર્ય કર્યું હોય તે લોકો જો પોતાનો અપરાધ સ્વીકારી લે તો આ નિર્દોષ લોકોના પ્રાણ બચી જાય. પોતાના અપરાધનો સ્વીકાર કરવો એ પણ વીરતા જ છે. રામચન્દ્રનું આ કથન ફૂકા જાટે પણ સાંભળ્યું. ફૂકાએ ગુરુને કહ્યું કે, તમે મને સત્ય બોલવાની શિક્ષા અને પ્રતિજ્ઞા આપી છે, પરંતુ કોઇ મને પૂછે તો મારે સત્ય બોલવું એ મને ઠીક લાગે છે, એટલાજ માટે હું અપરાધી હોવા છતાં કાંઈ કહેતો કે કાંઈ બોલતો નથી. હવે તમે કહો છો કે, પોતાના અપરાધનો સ્વીકાર કરવો એ પણ સત્ય અને વીરતા છે, તો હું તમારી સમક્ષ એ વાતનો સ્વીકાર કરૂં છું કે, કસાઈઓને મારી નાંખવાનું કૃત્ય તે લોકોએ કર્યું નથી કે જેમને પકડવામાં આવ્યા છે, પરંતુ તે કૃત્ય મેં તથા મારા સાથીઓએ કર્યું છે. જે લોકોને અત્યારે પકડવામાં આવ્યા છે તે લોકો તો નિરપરાધી છે.

ફૂકાનું આ કથન સાંભળી રામચન્દ્ર ગુરુએ તેને કહ્યું કે, જો ખરેખર આમ જ બન્યું છે, અને તમે સત્યની પ્રતિજ્ઞા લીધી છે, તો તમે સરકાર પાસે જઇને તમારા અપરાધનો સ્વીકાર કરી લો અને તે નિરપરાધી લોકોને બચાવી લો.

રામચન્દ્ર ગુરુનું આ કથન સાંભળી ફૂકાએ કહ્યું કે હું મારો પોતાનો અપરાધ તો કબૂલ કરી લઈશ, પણ મારા સાથીઓના નામ આપવાનું કબૂલ કરી શકીશ નહિ. કારણ કે હું પકડાઈ જાઉં તોપણ કોઇ સાથીનું નામ સરકારને ન આપવાનું મેં તેમને વચન આપ્યું છે. રામચન્દ્રે કહ્યું કે, તમે સરકારને એવો જ જવાબ આપશો કે, મેં તથા મારા સાથીઓએ આ દુષ્કૃત્ય કરેલ છે, પરંતુ હું મારા સાથીઓનું નામ આપી શકું એવી સ્થિતિમાં નથી. અત્યારે જે લોકોને અપરાધી સમજી ફાંસીએ ચડાવવામાં આવે છે તે લોકો તો નિર્દોષ છે.

ફૂકાએ ગુરુને પૂછ્યું કે, શું હું પોતે જ સરકાર પાસે ચાલ્યો જાઉં? રામચન્દ્રે કહ્યું કે, જો તમારામાં સત્ય વાતનો સ્વીકાર કરવાનું સાહસ છે, તો પછી સરકાર સામે પોતાનો અપરાધ કબૂલ કરવામાં શું વાંધો છે?

ફૂકો પોલીસ-પ્રધાન પાસે ગયો અને પોતાનો અપરાધ તેમની સામે કબૂલ કર્યો. પોલીસે ફૂકાને પકડી લીધો. પોલીસોએ ફૂકાને અનેક પ્રલોભનો આપ્યાં, પણ ફૂકાએ પોતાના સાથીઓનાં નામ આપ્યાં નહિ. પોલીસે કહ્યું કે, જો તું તારા સાથીઓનાં નામ આપ તો તું ફાંસીની સજામાંથી પણ બચી જઈશ. ફૂકાએ જવાબ આપ્યો કે, ભલે મને તમે ફાંસીએ ચડાવી દો પણ હું મારા સાથીઓનાં નામ આપી શકીશ નહિ.

કહેવાનો આશય એ છે કે, ફૂકાએ સત્યની પ્રતિજ્ઞાનું પાલન કરવા માટે પ્રાણ આપ્યો. આ તો ઐતિહાસિક ઘટના છે. અર્હદ્દર્શનમાં તો સત્યને જ પ્રધાનપદ આપવામાં આવેલ છે.

પરંતુ તમે અર્હદ્દર્શનના શ્રદ્ધાળુ હોવા છતાં નૈતિક બળના અભાવે બીજાને ખોટું ન લાગે એટલા ખાતર પણ ખોટું બોલો છો. વાસ્તવમાં સત્ય વાત તેજ બોલી શકે છે કે જેનામાં સાહસ હોય છે. જેનામાં સાહસ હોતું નથી તે સત્ય પણ બોલી શકતો નથી. સત્ય બોલવામાં હમેશાં લાભજ છે.

કહેવાનો સારાંશ એ છે કે, જે વ્યક્તિમાં વિષયલાલસા હોય છે તે વ્યક્તિદ્વારા જ હિંસા, અસત્ય, ચોરી આદિ પાપકર્મો થાય છે. જો વિષયલાલસા પ્રત્યે પરાઙ્મુખ થવામાં આવે તો પાપકર્મો થાય નહિ. જે વ્યક્તિ વિષયલાલસાનો જ ત્યાગ કરી દે, તે વ્યક્તિ પછી પાપ શા માટે કરે ? એટલા માટે પાપકર્મોને દૂર કરવા માટે સર્વ પ્રથમ વિષયલાલસાને જીતો. વિષયલાલસાને જીતીને મનને જેટલું તમે પવિત્ર બનાવશો એટલાજ તમે પરમાત્માની સમીપ પહોંચી શકશો, અને કદાચિત્ પૂર્વના કોઇ કર્મો બાકી રહ્યાં હશે તે કર્મોની પણ નિર્જરા થઇ જશે. પાપ કર્મોને દૂર કરવા માટે પાપકર્મોની જડરૂપ જે વિષયલાલસા છે તેને જ ઉચ્છેદવાનો પ્રયત્ન કરો. જો તમે વિષયવાસના ઉપર વિજય મેળવતા જશો અને વ્રતપાલનમાં દૃઢ રહેશો તો પરમાત્માનો સાક્ષાત્કાર થશે અને તમારા આત્માનું કલ્યાણ થશે. પાપને છુપાવવાથી પાપ દૂર થતું નથી માટે કદાચ પાપકર્મ થઈ જાય તો તે પાપકર્મને ન છૂપાવતાં તેને દૂર કરવાનો પ્રયત્ન કરો. સંસારની જાળમાંથી મુક્ત થવાનો આ જ માર્ગ છે.



## વ્યાખ્યાન : સંવત ૧૯૯૪ શ્રાવણ શુદ ૧ શુક્રવાર



### પ્રાર્થના

**સુમતિ જિનેશ્વર સાહિબાજી, 'મેઘરથ' નૃપનો નંદ;**
**'સુમંગલા' માતા તણો, તનય સદા સુખકંદ.**
**પ્રભુ ત્રિભુવન તિલોજી ॥ ૧ ॥**
— વિનયચંદ્રજી કુંભટ ચોવિશી

શ્રી સુમતિનાથ ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

પરમાત્મા પ્રત્યે આત્માની પ્રીતિ–ભક્તિ કેવા પ્રકારની હોવી જોઈએ, એ આ પ્રાર્થનામાં બતાવવામાં આવ્યું છે. સંસારમાં શિક્ષા આપનાર તો અનેક છે, પરંતુ જેવી શિક્ષા પ્રકૃતિ દ્વારા મળે છે તેવી શિક્ષા પુસ્તક કે કોઈ વ્યક્તિ દ્વારા મળતી નથી. જો કે, વ્યક્તિ મુખેથી શિક્ષા આપે છે અને પ્રકૃતિ મૂંગી શિક્ષા આપે છે, છતાં કુદરત જેવી શિક્ષા આપે છે તેવી શિક્ષા બીજું કોઈ આપતું નથી. ભકતોએ પ્રકૃતિ દ્વારા મળતી શિક્ષાનું થોડુંક વર્ણન કરતાં આ પ્રાર્થનામાં કહ્યું છે કેઃ—

**મધુકરનું મન મોહિયો જો, માલતી કુસુમ–સુવાસ;**
**તું મુજ મન મોહ્યો સહી, જિન મહિમા સુવિવાસ.**

અર્થાત્—હે પ્રભો ! જે પ્રમાણે ભ્રમરની માલતી–પુષ્પ પ્રત્યે એકનિષ્ઠા પ્રીતિ હોય છે તે જ પ્રમાણે અમને પણ તારા ચરણકમલ પ્રત્યે એકનિષ્ઠા પ્રીતિ પ્રગટ થાઓ. જો કે, આ પ્રાર્થનામાં કેવળ માલતી–પુષ્પનો જ ઉલ્લેખ કરવામાં આવ્યો છે, પરંતુ માલતી–પુષ્પને ઉપલક્ષણ કરી અત્રે બધાં સુગંધી પુષ્પોનો નિર્દેશ કરવામાં આવ્યો છે; કારણ કે ભ્રમરને સુગંધી પુષ્પોની સુગંધ પ્રત્યે જ પ્રીતિ હોય છે. ભ્રમરને દુર્ગંધ પ્રત્યે પ્રીતિ હોતી નથી.

જે પ્રમાણે ભ્રમર માલતી–પુષ્પ સાથે પ્રીતિ બાંધ્યા પછી બીજે કયાંય જતો નથી અને પુષ્પની સુગંધ લેવામાં જ મશગૂલ રહે છે, દુર્ગંધ તરફ જતો પણ નથી, તે જ પ્રમાણે તમે પણ તમારા વિષે જુઓ કે, પરમાત્મા પ્રત્યે પ્રીતિ બાંધ્યા બાદ તમારું મન દુર્ગુણ આદિમાં તો પ્રવૃત્ત થતું નથી ને ? જો તમારું મન દુર્ગુણ–પાપ આદિમાં પ્રવૃત્ત થતું હોય તો સમજવું કે, હજી તમને પરમાત્મા પ્રત્યે એકનિષ્ઠા પ્રીતિ પ્રગટ થઈ નથી. એટલા માટે ભ્રમરનું ઉદાહરણ દૃષ્ટિ સમક્ષ રાખી તમે પણ પરમાત્મા પ્રત્યે એકનિષ્ઠા પ્રીતિ બાંધવાનો પ્રયત્ન કરો, અને સાંસારિક પ્રલોભનોમાં પડી જઈ પરમાત્મા સાથે પ્રીતિ બાંધવાનું ભૂલી ન જાઓ એમાં જ તમારું કલ્યાણ રહેલું છે. પરમાત્મા પ્રત્યે એકનિષ્ઠા પ્રીતિ કેવી રીતે બાંધી શકાય એ વાત હવે શાસ્ત્ર દ્વારા સમજાવું છું:—

## સમ્યક્ત્વ પરાક્રમ–બોલ તેત્રીસમો.

વિષયસુખ પ્રત્યે પરાઙ્મુખ થવું અર્થાત્ વિનિવર્તન કરવું એ પણ પરમાત્મા પ્રત્યે એકનિષ્ઠા પ્રીતિ પેદા કરવાનું એક સાધન છે. જે લોકો વિષયસુખ પ્રત્યે પરાઙ્મુખ થાય છે તે લોકોનાં ભાવો ઉચ્ચ બને છે, તેમની પરમાત્મ–પ્રીતિ દૃઢ થાય છે અને તેઓ સંભોગનો ત્યાગ કરી સ્વાવલંબી બને છે. એટલા માટે હવે ગૌતમસ્વામી ભગવાનને સંભોગનો ત્યાગ કરવાથી જીવાત્માને શો લાભ થાય છે! એ વિષે પ્રશ્ન પૂછે છે કે:—

### બોલ તેત્રીસમો.

**(૩૩) संभोगपच्चक्खाणेणं भंते ! जीवे किं जणयइ ?**

અર્થાત્–હે ભગવાન ! સંભોગનાં પ્રત્યાખ્યાન કરવાથી જીવને શો લાભ થાય છે ? આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને ફરમાવ્યું કે:–

**संभोगपच्चक्खाणेणं आलंबणाइं खवेइ, निरालंबणस्स य आययट्ठिया जोगा भवंति, सएणं लाभेणं संतुस्सइ परस्स लाभं नो आसाएइ नो तक्केइ नो पीहेइ नो पत्थेइ नो अभिलसइ, परस्स लाभं अणासाएमाणे अतक्केमाणे अपीहेमाणे अपत्थेमाणे अणभिलसेमाणे दुच्चं सुहसेज्जं उवसंपज्जित्ता णं विहरइ ॥ ३३ ॥**

અર્થાત્–હે ગૌતમ ! સંભોગના પ્રત્યાખ્યાનથી જીવ પરાવલંબનનો ક્ષય કરે છે અને તે સ્વાવલંબી જીવાત્માના યોગો ઉત્તમ અર્થવાળા થાય છે. તે પોતાના જ લાભથી સંતોષ

પામે છે, બીજાના લાભની આશા કરતો નથી, તેમ કલ્પના, સ્પૃહા, પ્રાર્થના કે અભિલાષા પણ કરતો નથી. આ પ્રમાણે જીવાત્મા અસ્પૃહી–અનભિલાષી બની ઉત્તમ પ્રકારની બીજી સુખશય્યા ( શાન્તિ ) પામીને વિચરે છે.

સંભોગના પ્રત્યાખ્યાનથી જીવને શો લાભ થાય છે તે વિષે વિચાર કરતાં પહેલાં સર્વપ્રથમ સંભોગ એટલે શું? તે વિષે વિચાર કરવો આવશ્યક જણાય છે.

જે સમાન મિલનથી પોતાનું તથા બીજાઓનું કલ્યાણ થતું હોય તે સમાન મિલનનું નામ સંભોગ છે. આથી વિપરીત જે મિલનથી સ્વ–પરનું અકલ્યાણ થતું હોય તે વિસંભોગ કહેવાય છે. મિલન ચાર પ્રકારનું થાય છે. શ્રી સ્થાનાંગ સૂત્રમાં મિલનની ચતુર્ભંગી પાડીને કહેવામાં આવ્યું છે કેઃ—(૧) કોઈ પુરુષનું મિલન થોડા વખતને માટે સારું હોય છે પણ લાંબા વખતને માટે હાનિપ્રદ હોય છે. (૨) કોઈ પુરુષનું મિલન લાંબા વખતને માટે લાભપ્રદ હોય છે અને થોડા સમયને માટે હાનિપ્રદ હોય છે. (૩) કોઈ પુરુષનું મિલન લાંબા વખતને માટે લાભપ્રદ હોય છે અને થોડા વખતને માટે પણ લાભપ્રદ હોય છે. (૪) કોઈ પુરુષનું મિલન લાંબા વખતને માટે પણ હાનિપ્રદ હોય છે અને થોડા વખતને માટે પણ હાનિપ્રદ હોય છે.

અત્રે જે વાત કહેવામાં આવી છે તે સાધુઓને લગતી છે. સાધુઓમાં એક તો સંભોગી હોય છે અને બીજા વિસંભોગી હોય છે. શાસ્ત્રમાં સાધુઓને માટે સંભોગી અને વિસંભોગી બન્ને પ્રકારના કહેવામાં આવેલ છે. કેટલાક લોકો કહે છે કે, સાધુ થયા બાદ સાધુ–સાધુમાં ભેદ શા માટે રાખવામાં આવે છે ? સાધુઓએ તો એકરૂપ થઈ જવું જોઇએ, તેઓએ તો એકજ જગ્યાએ રહેવું અને ખાવું જોઇએ ! આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, જો આ કથન ઠીક જ હોત તો પછી શાસ્ત્રમાં સાધુઓ માટે સંભોગી અને વિસંભોગી એવા ભેદ પાડવામાં આવ્યા ન હોત ! શાસ્ત્રમાં કહ્યું છે કે, જો કોઈના સંભોગથી ગુણની વૃદ્ધિ થતી હોય તો તે સંભોગ રાખવો, નહિ તો વિસંભોગી થઈને રહેવું એ જ સારું છે. જો કોઈના સંભોગથી પોતાનાં ગુણોની હાનિ થતી હોય તો તે સંભોગીને પણ વિસંભોગી બનાવી લેવો જોઇએ. અમારા–સાધુઓમાં જો કોઇ સાધુ, સાધુતાના માર્ગથી પૃથક્ થઈ ગયો હોય તો તેને એમજ કહેવામાં આવે કે કાંતો તું સાધુતાના માર્ગે ચડી જા, નહિ તો અમે તારાથી વિસંભોગી થઇ જશું. જ્યારે શાસ્ત્રમાં પણ આ પ્રમાણે કહેવામાં આવ્યું છે ત્યારે બધા સાધુઓએ એકરૂપ જ રહેવું જોઇએ એમ શી રીતે કહી શકાય ?

માનો કે, કોઇ માણુસ પોતાની થાળીમાં કંદમૂળ લઈને ભોજન કરવા બેઠો છે અને તમે કંદમૂળના ત્યાગી હોવાથી જુદી થાળીમાં ભોજન કરવા બેઠા છો. હવે તે માણુસ તમને કહે છે કે, તમે મારી સાથે જમવા બેસો. તમે પેલા માણુસને જવાબમાં કહ્યું કે, હું કંદમૂળનો ત્યાગી છું એટલે તમારી સાથે જમવા કેવી રીતે બેસી શકું ! જો તમે થાળીમાંથી કંદમૂળ કાઢી નાંખો તો હું તમારી સાથે જમવા બેસી શકું. પેલો માણુસ કહેવા લાગ્યો કે, હું થાળીમાંથી કંદમૂળ તો બહાર કાઢી શકું નહિ. આવી અવસ્થામાં તમે તે માણુસને શું કહેશો ? એ જ કહેશો કે, જો એમ જ કરવું હોય તો આપણે જુદા જ જમવા બેસીએ એ જ ઠીક છે. આ પ્રમાણે જો તમે જુદા જમવા બેસો છો તો પેલો માણુસ કહે છે કે તમે જુદા જમવા

બેસીને ભિન્નતા–ફુટફાટ ઊભી કરો છો ? આના જવાબમાં તમે એમ જ કહેશો કે, ગમે તે થાય પરંતુ કેવળ તમને મનાવવા ખાતર હું મારા નિયમોનું ઉલ્લંઘન કરી શકું નહિ.

આ પ્રમાણે જ્યારે તમે પણ નિયમ–પાલનની ખાતર અસમાન આહાર–વિહાર કરનારની સાથે ભોજન કરવા બેસી શકતા નથી, તો પછી જેઓ સાધુતાનાં નિયમોનું બરાબર પાલન કરી શકતા નથી તેવા સાધુઓ સાથે અમે સંભોગ કેવી રીતે ચાલુ રાખી શકીએ ? કોઇ મોતી સાચા હોય છે અને કોઇ મોતી નકલી હોય છે. તો શું સાચા અને ખોટા મોતીને સમાન માની શકાય ? શું સાચા અને ખોટા મોતીને એક જ હારમાં પરોવી શકાય ? નહિ. તો પછી તે પ્રમાણે સાધુઓ વિષે પણ સમજો. નિશ્ચયમાં તો કોણ મોક્ષને પ્રાપ્ત કરશે એ કહી શકાય નહિ, પરંતુ વ્યવહારથી તો એ જોવું જ પડે છે કે અમુક સાધુમાં સાધુતાનાં ગુણો છે કે નહિ અથવા તે સાધુ સાધુતાનાં નિયમોનું બરાબર પાલન કરે છે કે નહિ ? જે સાધુ સમાન રૂપે સાધુતાનાં નિયમોનું પાલન કરે છે તેની સાથે તો સંભોગનો વ્યવહાર ચાલુ રહી શકે છે, પરંતુ જે સાધુઓ સાધુતાનાં નિયમોની અવહેલના કરે છે તેમની સાથે સંભોગનો વ્યવહાર કેવી રીતે ચાલુ રહી શકે ?

સંભોગ કોને કહેવાય એને માટે ટીકાકાર કહે છે કે, એક મંડળમાં બેસીને સાથે આહાર કરવો તેનું નામ સંભોગ છે. જો આમ કરવાથી પોતાનાં ગુણોનો લાભ થતો હોય તો તો સંભોગ ચાલુ રાખવો ઉચિત છે; પરંતુ જો પોતાનાં ગુણોની હાનિ થતી હોય તો વિસંભોગી થઇને રહેવું એજ સારું છે. વિસંભોગનો તો ત્યાગ થતો નથી પરંતુ સંભોગનો જ ત્યાગ થાય છે. એટલા માટે અત્રે સંભોગનો ત્યાગ કરવાનું શું ફળ મળે છે તે વિષે પૂછવામાં આવ્યું છે. પરંતુ અત્રે ખાસ જોવાનું એ છે કે, સંભોગનો ત્યાગ ક્યારે કરી શકાય છે ? આ પ્રશ્નના ઉત્તરમાં શાસ્ત્રમાં કહેવામાં આવ્યું છે કે, જ્યારે સાધુ બરાબર ભણીગણીને ગીતાર્થ થઈ ગયા હોય ત્યારે તે જિનકલ્પી, પ્રતિમાધારી કે કોઈ ઉચ્ચ વૃત્તિના ધારક બનીને સંભોગનો ત્યાગ કરી શકે છે, અન્યથા નહિ.

કેટલાક એકલવિહારી સાધુઓ શાસ્ત્રમાં સંભોગનો ત્યાગ કરવાનો ઉલ્લેખ કરી કહે છે કે, અમે પણ શાસ્ત્રના કથનાનુસાર સંભોગનો ત્યાગ કર્યો છે અને એકલા રહીએ છીએ; પરંતુ આ પ્રમાણે કહેનાર એકલવિહારી સાધુઓ શાસ્ત્રના નામે દગો દે છે અને પોતાનો બચાવ કરે છે. શ્રી સ્થાનાંગ સૂત્રમાં સ્પષ્ટ કહ્યું છે કેઃ—

**अट्ठहिं ठाणेहिं संपन्ने अणगारे अरही एगलविहारी पडिमं उवसंपजित्ता णं विहरइत्तए ।**

અર્થાત્—જે સાધુમાં આઠ ગુણો હોય તે જ સાધુ પડિમા ધારણ કરીને એકલો રહી શકે છે. પરંતુ જેમનામાં આ આઠ ગુણો ન હોય તે એકલા રહી શકે નહિ. આ ઉપરથી સાધુ ક્યારે અને કેવી અવસ્થામાં એકલા રહી શકે તે વાત સમજવા જેવી છે. જે ગુણો હોવાથી સંભોગનો ત્યાગ કરવાનું કહેવામાં આવ્યું છે તે ગુણો પોતાનામાં ન હોવા છતાં સંભોગનો ત્યાગ કરી એકલા રહેવું અને પછી શાસ્ત્રની આડમાં પોતાનો ખોટો બચાવ કરવો એ સર્વથા અનુચિત છે. એકલવિહારી સાધુઓ શાસ્ત્રનું પ્રમાણ આપે છે અને તમને પણ શાસ્ત્રનું પ્રમાણ માન્ય હોવું જોઇએ. તમે પણ શ્રાવક છો. શાસ્ત્રમાં કહ્યું છે કેઃ—

**निग्गन्थे पावयणे पुरओ काओ विहरन्ति**

અર્થાત્—સાધુ કે શ્રાવક નિર્ગ્રન્થ-પ્રવચનને આધારભૂત માનીને વિચરે છે. એટલા માટે તમે પણ શાસ્ત્રનું અધ્યયન કરો અને કેવી અવસ્થામાં સાધુ એકલા રહી શકે તેની માહિતી મેળવો. જો તમે શાસ્ત્રનું જ્ઞાન મેળવો તો પછી કોઈ એકલવિહારી સાધુ તમને શાસ્ત્રને નામે ઠગી શકે નહિ.

કહેવાનો આશય એ છે કે, જે સાધુ ગીતાર્થી થયો હોય તે જ સાધુ જિનકલ્પી, પ્રતિમાધારી કે કોઇ ઉચ્ચ વૃત્તિનો ધારક બનવા માટે સંભોગનો ત્યાગ કરી શકે છે અને ઉગ્ર વિહાર કરી શકે છે. સાધુ જિનકલ્પી હોય, પ્રતિમાધારી હોય કે કોઇ ઉચ્ચવૃત્તિને ધારણ કરવાની ઈચ્છા હોય એ અવસ્થામાં જ સંભોગનો ત્યાગ કરી શકે છે. આવા ઉચ્ચ સાધુને આવા સમયે સંભોગનો ત્યાગ શા માટે કરવો પડે છે તે વાત એક ઉદાહરણદ્વારા સમજાવું છું:—

માનો કે, કોઇ માણસ વ્યાજવટાવનો ધંધો કરે છે. હવે વિશેષ લાભ મેળવવાની ઈચ્છાએ તેણે વ્યાજવટાવનો ધંધો બંધ કરી ઝવેરાતનો વ્યાપાર કરવાનો વિચાર કર્યો. વ્યાજવટાવના ધંધામાં તેને લાભ તો થતો હતો; પરંતુ ઉત્કૃષ્ટ લાભ મેળવવા માટે તેણે વ્યાજવટાવનો ધંધો બંધ કરવો આવશ્યક હતો. આ જ પ્રમાણે જ્યારે કોઈ ઉચ્ચ લાભની પ્રાપ્તિ થતી હોય ત્યારે જ સંભોગનો ત્યાગ કરવામાં આવે છે. સંભોગનો ત્યાગ કરવાનો અર્થ એવો નથી કે સંભોગમાં રહેવું ખરાબ છે. સાધારણ રીતે તો સાધુએ સંભોગમાં જ રહેવું જોઇએ, પરંતુ પોતાનામાં જો વિશેષ શક્તિ હોય અને ઉત્કૃષ્ટ લાભ મેળવવો હોય તો એ દશામાં સંભોગનો ત્યાગ કરવો લાભપ્રદ છે.

સંભોગનો ત્યાગ કરવાથી જીવને શો લાભ થાય છે એવો ગૌતમ સ્વામીએ ભગવાનને પ્રશ્ન પૂછ્યો છે. આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાન કહે છે કે, સંભોગનો ત્યાગ કરવાથી જીવ આલંબનરહિત બને છે. જ્યારે સાધુ સંભોગમાં રહે છે ત્યારે 'હું જો બીમાર થઈશ તો જે સાધુઓ સાથે હું સંભોગ કરું છું તે સાધુઓદ્વારા મારી સેવા થશે' એવું તેને આલંબન રહે છે. પરંતુ સંભોગનો ત્યાગ કરી દેવાથી પછી તે આલંબન રહેવા પામતું નથી.

મૃગાપુત્રની માતાએ મૃગાપુત્રને કહ્યું હતું કે, હે પુત્ર! તું દીક્ષા તો ધારણ કરે છે, પરંતુ દીક્ષા લીધા બાદ दुक्खं निप्पडिकम्मया અર્થાત્ જિનકલ્પી આદિ દશાને પ્રાપ્ત થયા બાદ જ્યારે બીમારી પેદા થાય છે ત્યારે ઘણી જ મુશ્કેલી ઊભી થાય છે. કારણકે જિનકલ્પી થયા બાદ બીમારીને દૂર કરવા માટે દવા પણ લઇ શકાતી નથી. મૃગામાતાના આ પ્રશ્નના ઉત્તરમાં મૃગાપુત્રે કહ્યું કે, હે માતા! આવું દુઃખ આલંબન લેનારને જ પેદા થાય છે. જે આલંબનનો ત્યાગ કરી ચૂકયો હોય છે તેને દુઃખ પેદા થતું નથી. હું તો રાજપુત્ર છું એટલે મારી તો દવા કરી શકાય છે, પરંતુ સંસારમાં એવા અનેક પ્રાણીઓ છે કે જેમની બીમારીને દૂર કરવા માટે દવા કરવામાં આવતી નથી. ઉદાહરણ તરીકે, વનમાં રહેતાં મૃગોને જ્યારે કોઈ વ્યાધિ પેદા થાય છે ત્યારે તેઓ વનમાં શું કરે છે? તે મૃગો એકાન્તમાં કોઈ વૃક્ષ નીચે બેસી જાય છે અને જ્યાંસુધી રોગ શાન્ત થતો નથી ત્યાંસુધી તેઓ ત્યાં જ બેસી રહે છે. રોગ શાન્ત થતાં તેઓ સ્વયં ઊઠીને ચરવા જાય છે. તે મૃગોને

એવી આશા જ રહેતી નથી કે અમારી કોઈ સેવા કરશે અને આવી આશા ન રાખવાને કારણે તેમને કોઈ પ્રકારનું દુઃખ પણ થતું નથી. આ જ પ્રમાણે હું પણ તે મૃગોની માફક નિરાવલંબી રહીશ અને નિરાવલંબી રહેવાને કારણે વ્યાધિ પેદા થયે મને પણ દુઃખ થશે નહિ.

આ પ્રમાણે સંભોગનો ત્યાગ કરવાથી સાધુ નિરાવલંબી બને છે. નિરાવલંબી થવાનું નામ જ સંભોગનો ત્યાગ કરવો. પરંતુ એમ થવું ન જોઇએ કે સંભોગનો ત્યાગ કરનાર, સાધુઓનું તો આલંબન લે નહિ પણ તેને બદલે, ગૃહસ્થોનું આલંબન લે અને તેમની પાસે સેવા કરાવવા લાગે. આ ઉપરથી કોઈ એમ કહે કે, ગૃહસ્થોનું આલંબન લીધા વિના અમારું કામ ચાલી શકતું નથી; કારણ કે અમે કોઇનું આલંબન લીધા વિના અમારું કામ ચલાવી શકીએ એવી અમારામાં શક્તિ નથી. આ પ્રમાણે કહેનારને એમ જ કહેવું જોઈએ કે, જો તમારામાં આલંબન લીધા વિના તમારું કામ ચલાવી લેવાની શક્તિ નથી તો પછી તમે સંભોગનો શા માટે ત્યાગ કર્યો ? અને જ્યારે તમે સંભોગનો ત્યાગ કર્યો છે તો સંભોગનો ત્યાગ તો નિરાવલંબી થવા માટે જ કરવામાં આવે છે.

ભગવાન કહે છે કે, સંભોગનો ત્યાગ કરવાથી નિરાવલંબી બની શકાય છે. અવલંબન લેવાથી તિરસ્કારવૃત્તિ પેદા થાય છે. એટલા માટે સંભોગનો ત્યાગ કરનાર સ્વાવલંબી બને છે, અર્થાત્ તે કોઈની સહાયતાની અપેક્ષા રાખતો નથી. જેમકે કવિ કાલિદાસે રઘુવંશી રાજાનું વર્ણન કરતાં કહ્યું છે કેઃ—स्ववीर्य गुप्ता ही मनुः प्रसूतिः। અર્થાત્—પોતાની રક્ષા કરવા માટે પોતે સમર્થ હોવાને કારણે રઘુવંશી રાજા એકલો વનમાં ગયો. જોકે તે રાજા વ્યવહારદૃષ્ટિએ પોતાની સાથે રક્ષકોને રાખતો હતો, પરંતુ તેને પોતાને એવો વિશ્વાસ હતો કે, રક્ષકો મારી રક્ષા કરી રહ્યા નથી, પરંતુ હું રક્ષકોની રક્ષા કરી શકું એમ છું. આ પ્રમાણે તે રઘુવંશી રાજા પોતાની તથા બીજાઓની રક્ષા કરવામાં સમર્થ હતો અને એ કારણે જ તે વનમાં એકલો–કોઇને સાથે લીધા વિના–ગયો હતો.

આ પ્રમાણે જેનામાં આલંબનરહિત રહેવાની ક્ષમતા હોય છે, અને જે કોઈની સહાયતાની અપેક્ષા રાખતો નથી તે જ સંભોગનો ત્યાગ કરી શકે છે. આ પ્રમાણે આલંબનનો ત્યાગ કરનાર જ સંભોગનો ત્યાગી કહેવાય છે.

પ્રજા તે જ રાજાને માન આપે છે કે જે રાજા પોતાની તથા પ્રજાની પણ રક્ષા કરતો હોય. જો રાજા પોતે પોતાની જ રક્ષા બીજા પાસે કરાવતો હોય તો તે રાજાને પ્રજા કેવો કાયર કહે અને તે કાયર રાજાનો પ્રજા ઉપર પ્રભાવ પણ શું પડે ? આ જ પ્રમાણે સ્વાવલંબી થવાથી અને પોતાની રક્ષા કરવામાં પોતે સમર્થ બનવાથી તથા બીજાની સહાયતાની અપેક્ષા ન રાખવાથી જ સાધુ સંભોગનો ત્યાગ કરી શકે છે.

જે વ્યક્તિ પોતાનું કામ પોતે કરી બીજાઓનું કામ કરવામાં સમર્થ બને છે તે જ વ્યક્તિ પ્રતિષ્ઠા પણ પ્રાપ્ત કરી શકે છે અને બીજા ઉપર પોતાનો પ્રભાવ પણ પાડી શકે છે. આ વાતને એક પ્રાચીન ઉદાહરણદ્વારા સમજાવું છું:—

વિરાટ નગરીમાં પાંડવો અજ્ઞાતવાસને સમાપ્ત કરી હમણાં જ પ્રસિદ્ધ થયા હતા. તેઓ પોતાને પ્રસિદ્ધિમાં આણવા માટે અભિમન્યુનો વિવાહ ઉત્તરાની સાથે ધામધૂમપૂર્વક ઊજવી રહ્યા હતા. આ વિવાહોત્સવમાં ભાગ લેવા માટે શ્રી કૃષ્ણની બધી રાણીઓ પણ વિરાટ

નગરીમાં આવી હતી. વિવાહોત્સવ સાનંદ ઊજવ્યા બાદ જ્યારે શ્રી કૃષ્ણની રાણીઓ દ્વારકા પાછી જવા લાગી ત્યારે દ્રૌપદી તેમને વળાવવા માટે ગઈ. શ્રી કૃષ્ણની પટરાણી સત્યભામા બહુ જ ભોળી હતી, અને એટલાજ કારણે ભોળી ભામાની કહેવત પ્રસિદ્ધ થવા પામી છે. તે ભોળી સત્યભામાએ માર્ગમાં દ્રૌપદીને કહ્યું કે હું તમને એક વાત પૂછવા ચાહું છું. દ્રૌપદીએ જવાબમાં કહ્યું કે, તમે મારાથી મોટા હોવાને કારણે તમને પ્રત્યેક વાત પૂછવાનો અધિકાર છે. સત્યભામાએ દ્રૌપદીને પૂછ્યું કે, અમારે એક જ પતિ છે છતાં તેઓ અમારા વશમાં રહેતા નથી અને તમને પાંચ પતિ હોવા છતાં પાંચેય પતિ તમારા વશમાં રહે છે. એટલા માટે હું તમને એ વાત પૂછવા ચાહું છું કે, તમે કોઈ એવો વશીકરણ મન્ત્ર જાણો છો કે જેના પ્રભાવે તમારા પાંચેય પતિ તમારા અધીન રહે છે ? જો કોઈ એવો વશીકરણ મન્ત્ર તમે જાણતા હો તો તે મન્ત્ર મને પણ બતાવો ને ? સત્યભામાના પ્રશ્નના ઉત્તરમાં દ્રૌપદીએ કહ્યું કે, હું એવો વશીકરણ મન્ત્ર જાણું છું પણ મને લાગે છે કે તમે કોમળાંગી હોવાને કારણે તે મન્ત્ર સાધી શકશો નહિ. સત્યભામાએ કહ્યું કે, હું એ મન્ત્રને અવશ્ય સાધી શકીશ. તમે મને એ વશીકરણ મન્ત્ર બતાવો. મને તે મન્ત્રની ખાસ જરૂર છે.

આવા વશીકરણ મંત્રની આવશ્યકતા કોને નહિ હોય ? આવા વશીકરણ મંત્રને તો બધા લોકો ચાહે છે. પિતા પુત્રને, પુત્ર પિતાને, પતિ પત્નીને, પત્ની પતિને અને આ પ્રમાણે લોકો એકબીજાને પોતાના વશમાં કરવા ચાહે છે, પરંતુ આ મંત્રને સાધવામાં આવે ત્યારે જ બધાને વશમાં કરી શકાય છે.

સત્યભામાના પ્રશ્નના ઉત્તરમાં દ્રૌપદીએ કહ્યું કે, હું જે વશીકરણ મંત્રદ્વારા બધાંને વશમાં રાખું છું તે મંત્ર એ છે કે, બીજાના વશમાં પોતે રહેવું. આ મંત્રદ્વારા જેને ચાહો તેને વશમાં કરી શકાય છે. આ મંત્રને કેવી રીતે સાધવો એનો ઉપાય મારી માતાએ મને બતાવ્યો છે. મારી માતાએ મંત્ર સાધવાનો ઉપાય બતાવતાં કહ્યું છે કે, પતિ ઊઠે તે પહેલાં ઊઠી જવું. પછી પતિની આવશ્યકતાની પોતાના હાથે પૂર્તિ કરવી. દાસ–દાસીના આધારે બેસી ન રહેતાં પોતાના હાથે બધું કામ કરવું અને પોતાને દાસ–દાસી કરતાં મોટી દાસી માનવી. આ પ્રમાણે પોતાને નમ્ર માનીને બધું કામ કરવું. વડિલોની મર્યાદા સાચવવી. બધાંની સેવા–સુશ્રૂષા કરવી અને બધાંને ભોજન કરાવ્યા બાદ પોતે ભોજન કરવું અને બધાંને સુવાડ્યા બાદ પોતે શયન કરવું. કામ કરતાં અવકાશ મળે તો બધાંને કર્ત્તવ્ય અને ધર્મનું ભાન કરાવવું. આ પ્રમાણે કર્ત્તવ્ય–પરાયણતાનો પરિચય આપી પોતાની ચારિત્રશીલતાનો પ્રભાવ પાડવો. વશીકરણ મંત્રને સાધવાનાં આ ઉપાયો છે. આ ઉપાયો દ્વારા વશીકરણ મંત્રને બરાબર સાધવામાં આવે તો પોતાના પતિને તથા અન્ય કુટુંબીજનોને પોતાના વશમાં કરી શકાય છે. તમે પણ જો આ ઉપાયોદ્વારા મંત્રને સાધો તો શ્રીકૃષ્ણ પણ તમારા વશમાં અવશ્ય આવી જશે.

તમે લોકો પણ આ વશીકરણ મંત્રને સાધવાનો પ્રયત્ન કરો. સાહસ અને શક્તિદ્વારા મંત્રને સાધવાનો પ્રયત્ન કરો તો તમે પણ આ મંત્રને અવશ્ય સાધી શકો. પણ જો તમે સાહસપૂર્વક મંત્ર સાધવાનો પ્રયત્ન જ ન કરો અને બીજાના આધારે જ રહો. તો એ

તમારી પરતન્ત્રતા છે. શાસ્ત્ર તમને જે ઉપદેશ આપે છે તે તમારી પરતન્ત્રતા દૂર કરવા માટે જ છે. શાસ્ત્ર તો તમને આધ્યાત્મિક અને વ્યાવહારિક–બન્ને રીતિએ સ્વતંત્ર કરવા ચાહે છે. આ જ કારણે શાસ્ત્ર આધ્યાત્મિક ઉપદેશની સાથે ૭૨ કલાનું શિક્ષણ સંપાદન કરવાનો ઉપદેશ આપે છે; પરંતુ તમે લોકો તો પરતન્ત્રતામાં રહેવામાં અને બીજાના હાથે કામ કરાવવામાં સુખ માનો છો. પરતન્ત્ર રહેવામાં અને બીજાના હાથે કામ કરાવવામાં પાપ ઓછું થાય છે અને સુખ મળે છે એ માન્યતા ભૂલભરેલી છે. પોતાના હાથે કામ કરવામાં ઓછું પાપ લાગે છે કે પારકા હાથે કામ કરાવવામાં ઓછું પાપ લાગે છે તેનો જો બુદ્ધિ-પૂર્વક વિચાર કરો તો તમને ખાત્રી થશે કે, સ્વતંત્રતામાં સુખ છે અને પરતન્ત્રતામાં દુઃખ છે. પાપ પણ પરતન્ત્ર દશામાં વધારે થાય છે અને સ્વતંત્ર દશામાં ઓછું થાય છે.

દ્રૌપદીએ સત્યભામાને વશીકરણ મંત્ર અને મંત્રને સાધવાનાં ઉપાયો બતાવતાં કહ્યું કે, બીજાની વશમાં પોતે રહેવું એ સાચો વશીકરણ મંત્ર છે અને પતિસેવામાં સુખ માનવું, પતિની આજ્ઞા માનવી તથા કર્ત્તવ્યશીલ તેમજ ધર્મપરાયણ રહેવું એ મંત્ર સાધવાનાં ઉપાયો છે. તમે પણ આ વશીકરણ મંત્રને સાધશો તો તમે પણ બધાને વશ કરી શકશો. આ મંત્ર તો વિશ્વને વશ કરવાનો વશીકરણ મંત્ર છે.

કહેવાનો આશય એ છે કે, જે સ્વાવલંબી બને છે અને પોતાનું કામ પોતે કરી બીજાનું પણ કામ કરે છે તે જ પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી શકે છે. જે બીજાને ગુલામ રાખે છે તે પોતે પણ ગુલામ રહે છે.

કહેવાય છે કે, ભારતનો પહેલો લૉર્ડ કલાઈવ ઢાકાના નવાબને મળવા ગયો હતો ત્યારે નવાબે પોતાના દરબારમાં ગુલામોને સુંદર વસ્ત્રો પહેરાવી પંક્તિબદ્ધ ઉભા રાખ્યા હતા અને ગુલામોને નીચા નમાવીને છડી પોકરાવી સલામી આપી હતી. નવાબ જ્યારે લૉર્ડ કલાઈવને મળ્યો ત્યારે નવાબે તેને પૂછ્યું કે, તમે તમારા બાદશાહને બહુ મોટા કહો છો તો તેમની પાસે કેટલા ગુલામો છે? લૉર્ડે ઉત્તર આપ્યો કે, અમારા બાદશાહને ત્યાં એક પણ ગુલામ નથી. નવાબે કહ્યું કે, તો પછી તમારો બાદશાહ મોટો શાથી કહેવાય છે? લૉર્ડે ઉત્તર આપ્યો કે, અમારા બાદશાહ પાસે ગુલામો તો ઘણા છે પણ તે ગુલામો શરીરથી નહિ પણ મનથી ગુલામો છે. જે શરીરથી જ ગુલામ છે અને મનથી ગુલામ નથી અર્થાત્ મનથી સ્વતન્ત્ર છે તે ગુલામ નથી. ગુલામ તો તે જ છે કે જે મનથી ગુલામ છે.

કહેવાનો સારાંશ એ છે કે, દ્રૌપદીના કથનાનુસાર જે સ્વાવલંબી બને છે તે જ સંભોગનો ત્યાગ કરી શકે છે. સંભોગનો ત્યાગ કરવા માટે પોતાનાં બલાબલનો વિચાર કરવો આવશ્યક છે. શાસ્ત્ર કહે છે કે, જો આજે તમારામાં સંભોગનો ત્યાગ કરવાની શક્તિ નથી તો સંભોગનો ત્યાગ કરનાર જિનકલ્પી મહાત્માઓનો આદર્શ દૃષ્ટિ સમક્ષ રાખી તેમની માફક બનવાનો પ્રયત્ન કરો તો તેમાં કલ્યાણ જ છે.

## વ્યાખ્યાન : સંવત્ ૧૯૯૪ શ્રાવણ શુદ ૪ શનિવાર

### પ્રાર્થના

**'પ્રતિષ્ઠસેન' નરેશ્વર કો સુત, 'પૃથ્વી' તુમ મહતારી;**
**સુગણુ સ્નેહી સાહબ સાચો, સેવકને સુખકારી.**
**શ્રી જિનરાજ સુપાર્શ્વ, પૂરો આશ હમારી ॥ ૧ ॥**
—વિનયચંદ્રજી કુંભટ ચોવીશી.

શ્રી સુપાર્શ્વનાથ ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે. આ પ્રાર્થનામાં પરમાત્માને એવી વિનંતિ કરવામાં આવી છે કે, હે પ્રભો ! અમારી આશા પૂરી કર. આ પ્રમાણે ભક્તજનો પરમાત્માની પાસે સકળ આશા પૂરી કરવાનો વિશ્વાસ રાખે છે. જેમને જેમની ઉપર પૂર્ણ વિશ્વાસ હોય છે તે તેમની પાસેથી સકળ આશા પૂર્ણ કરવા ચાહે જ છે. આ જગતનો વ્યવહાર છે. પરંતુ અત્રે પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે, પરમાત્મા તો કામનાતીત છે, તો પછી તેમની પાસે કઈ વાતની આશા પૂરી કરવાની તેમને પ્રાર્થના કરવામાં આવે છે ?

આ પ્રશ્નના ઉત્તરમાં ભક્તજનો કહે છે કે, અમારી આશા પરમાત્મા સિવાય બીજું કોઈ પૂરી કરી શકે એમ નથી એટલા જ માટે અમે પરમાત્માને પ્રાર્થના કરીએ છીએ કે, હે પ્રભો ! અમારી આશા પૂરી કર.

જે લોકોને એવો વિશ્વાસ છે કે, પરમાત્મા જ અમારી આશા પૂરી કરી શકે એમ છે, બીજું કોઇ અમારી આશા પૂરી કરી શકે એમ નથી તે લોકોને માટે તો કાંઇ કહેવાનું જ નથી. પરંતુ જે લોકો બુદ્ધિવાદના પ્રપંચમાં સપડાઇ ગયા છે તે લોકોને આ વાત ઉપરથી વિશ્વાસ બેસી શકતો નથી. એટલા માટે તે લોકોને અત્રે એટલું જ કહેવાનું છે કે, તમે બુદ્ધિવાદના ફંદામાંથી નીકળી આત્મવાદ તરફ દૃષ્ટિપાત કરો તો તમને પણ જણાશે કે, પરમાત્મા વિષે ભક્તજનોનું કથન બરાબર છે. સંસારમાં જે વૃક્ષો છે તે મીઠું–ખારૂં ફળ તો આપે જ છે. પરંતુ જેવું ફળ કલ્પવૃક્ષથી મળી શકે છે તેવું ફળ શું બીજાં વૃક્ષોમાંથી મળી શકે છે ? નહિં. આ જ પ્રમાણે બીજા લોકો પણ આશાની પૂર્તિ કરી શકે છે, પરંતુ પરમાત્મા કલ્પવૃક્ષ સમાન છે. એટલા માટે તેમનાથી આશાની જે પૂર્તિ થાય છે તેવી આશાની પૂર્તિ બીજું કોઇ કરી શકતું નથી. જે પ્રમાણે કલ્પવૃક્ષ પાસેથી ઈષ્ટ ફળ મળી શકે છે તે પ્રમાણે પરમાત્મા પાસેથી પણ ઈષ્ટ આશાની પૂર્તિ થઈ શકે છે. બીજા લોકો પાસે આશાની પૂર્તિ કરાવવાથી તૃષ્ણા વધવા પામે છે, પરંતુ પરમાત્મા પાસે આશાની પૂર્તિ કરાવવાથી તૃષ્ણાનો નાશ જ થઇ જાય છે. એટલા માટે તૃષ્ણા–આશાનો નાશ કરવા માટે જ ભક્તજન પરમાત્માને પ્રાર્થના કરે છે કે, હે પ્રભો ! મારી આશા પૂરી કરો. તૃષ્ણાનો નાશ થાય એજ હું ચાહું છું.

વાસ્તવમાં તૃષ્ણાનો નાશ થાય એવી આશાની પૂર્તિ જ પરમાત્મા પાસે કરાવવી

જોઇએ. જો તમે તૃષ્ણાનો નાશ કરાવવા ચાહો છો તો તમારે તૃષ્ણાનો નાશ થાય એવી પ્રવૃત્તિ કરવી જોઈએ. જો તમે અત્યારે તૃષ્ણાનો નાશ કરી શકો એવી સ્થિતિમાં ન હો તો, તૃષ્ણાત્યાગી મહાપુરુષનો આદર્શ સ્વીકારી તૃષ્ણાનો નાશ થાય એવો પ્રયત્ન કરો તો તમે તૃષ્ણાનો ત્યાગ પણ કરી શકશો અને આત્માનું કલ્યાણ પણ સાધી શકશો.

તૃષ્ણાનો નાશ કેવી રીતે થાય અને આત્માનું કલ્યાણ કેવી રીતે થાય એ વાત હવે શાસ્ત્રદ્વારા સમજાવું છું:—

## સમ્યક્ત્વ પરાક્રમ–બોલ તેત્રીસમો (ચાલુ)

જે સહવાસથી પારસ્પરિક લાભ થતો હોય તે સહવાસને સંભોગ કહેવામાં આવે છે. સંભોગ વિષે કાલે વિસ્તૃત વ્યાખ્યા કરવામાં આવી છે. આજે સંભોગના ત્યાગથી શો લાભ થાય છે તે વિષે વિચાર કરવામાં આવે છે.

સંભોગનો ત્યાગ કરવાથી નિરાવલંબી બની શકાય છે. જો કે, સંભોગ પારસ્પરિક લાભને માટે કરવામાં આવે છે, પરંતુ સંભોગમાં પરતંત્રતા તો હોયજ છે. એટલા માટે શક્તિ અને સાહસ હોય તો આ પરતંત્રતાને દૂર કરવા માટે સંભોગનો પણ ત્યાગ કરવામાં આવે છે. જ્યાં લાભ હોય છે ત્યાં પરતંત્રતા પણ હોય જ છે; એટલા માટે સ્વતંત્ર બનવા માટે તે લાભથી વંચિત રહેવું અને સંભોગનો પણ ત્યાગ કરવો આવશ્યક છે.

સંભોગમાં રહેવાથી બીજાનું આલંબન લેવું પડે છે. પરંતુ જો સંભોગનો ત્યાગ કરવામાં આવે તો નિરાવલંબી બની શકાય છે. સંભોગનો ત્યાગ કરવો તે પોતાની શક્તિ અને સાહસ ઉપર આધાર રાખે છે. શક્તિ અને સાહસ ન હોય તો સંભોગનો ત્યાગ કરવાનું કોઈ કહેતું નથી. ઉદાહરણ તરીકે, આજે જો તમને રેલ્વેમાં બેસવાનો ત્યાગ કરવાનું કહેવામાં આવે તો શું તમે લોકો તેનો ત્યાગ કરી શકશો ? તમે જવાબમાં એમજ કહેશો કે, રેલ્વેમાં બેસવાનો ત્યાગ કરવાથી અમારૂં કામ ચાલી શકે નહિ. પરંતુ તમારા પૂર્વજોનું કામ રેલ્વેની સહાયતા વિના ચાલી શકતું હતું કે નહિ ? જો ચાલી શકતું હતું તો પછી તમારૂં કામ શા માટે ચાલી શકે નહિ ? આ ઉપરથી અત્રે એ જ કહેવાનું પ્રાપ્ત થાય છે કે, સાધનનાં આધિક્યથી શક્તિનો નાશ થાય છે. એટલા માટે સાધનનો ત્યાગ કરવો જોઇએ.

સંભોગના ત્યાગથી આલંબનનો ત્યાગ થાય છે. આલંબનનો ત્યાગ કરવાથી આયત અર્થની સિદ્ધિ થાય છે. અર્થાત્ સંભોગ અને આલંબનનો ત્યાગ કરવાથી સંયમ અને મોક્ષના આધાર સિવાય બીજો આધાર રહેતો નથી. સંભોગના ત્યાગનો પ્રત્યક્ષ લાભ એ થાય છે કે, પોતાના જ લાભથી સંતુષ્ટિ થાય છે અને બીજાના લાભની આશા રહેતી નથી. પરિણામે હૃદયમાં એવાં સંકલ્પવિકલ્પ પેદા થતા નથી કે 'કોઈ મને અમુક વસ્તુ આપે' અથવા 'અમુક અમુક વસ્તુ શા માટે આપી નહિ ?' અથવા 'મને બીજા પાસેથી અમુક વસ્તુ મળે' એવી તેને સ્પૃહા પણ રહેતી નથી, અને તે કારણે 'મારૂં અમુક કામ કરી આપો' એવી પ્રાર્થના પણ કરવી પડતી નથી. જેને કોઈ પ્રકારની અભિલાષા હોય તેને બીજાની પાસે પ્રાર્થના કરવાની હોય છે. પરંતુ જેને બીજાની સહાયતા લેવાની ઇચ્છા જ નથી, અને જે બીજાના લાભની આશા રાખતો નથી તેને બીજા પાસે

કોઇ પ્રકારની પ્રાર્થના કરવાની હોય જ શાની ? આ પ્રમાણે જે સાધુ સંભોગનો ત્યાગ કરી નિરાવલંબી, નિર્વિકલ્પી, અપ્રાર્થી, અસ્પૃહી અને અનભિલાષી બને છે તે સાધુ શ્રી સ્થાનાંગ સૂત્રમાં કહેલી ઉત્તમ પ્રકારની બીજી સુખશય્યા (શાન્તિ) પામીને વિચરે છે.

જેની ઉપર શયન કરવામાં આવે તે શય્યા કહેવાય છે. શય્યા બે પ્રકારની હોય છે. એક તો સુખશય્યા અને બીજી દુઃખશય્યા. જે બીજાના આધારે રહે છે તે દુઃખશય્યા ઉપર શયન કરનારો છે. અને જે પોતાના આધારે જ રહે છે, બીજાનો આધાર લેતો નથી તે સુખશય્યા ઉપર શયન કરનારો છે. બીજાના આધારે રહેવું એ પરાધીનતા છે અને પોતાને આધારે રહેવું એ સ્વાધીનતા છે. પરાધીનતા સમાન કોઇ દુઃખ નથી અને સ્વાધીનતા સમાન કોઇ સુખ નથી. પરતન્ત્રતાપૂર્વક ખાવા માટે મિષ્ટાન્ન મળતું હોય તે સારૂં નહિ. તેના કરતાં સ્વતન્ત્રતાપૂર્વક લૂખો, સૂકો રોટલો ખાવા મળતો હોય તે સારૂં. જે આનંદ સ્વતન્ત્રતામાં છે, તે આનંદ પરતન્ત્રતામાં સ્વપ્ને પણ આવતો નથી.

આજે લોકો સ્વતન્ત્રતાને ભૂલી રહ્યા છે અને ગતાનુગતિક રીતિ પ્રમાણે બહુજન જે કાર્યને અપનાવે છે તે કાર્યને કરવા માંડે છે. પરંતુ આ તેમની ભૂલ છે. વધારે માણસો જે કામ કરે તે કામ કરવું જ જોઈએ એ ઠીક કેવી રીતે કહી શકાય ? શું વધારે પ્રમાણમાં લોકો અપ્રામાણિક અને વિશ્વાસઘાતી હોતા નથી ? જો હોય છે તો શું એ દશામાં તે લોકોનું અનુકરણ કરવું ઉચિત કહેવાય ? એટલા માટે બહુજનસમાજ જે કાર્ય કરે છે તે કાર્ય કરવું જ જોઈએ એવું ધોરણ ન રાખો. પરંતુ બહુજનસમાજના કાર્યની નકલ ન કરતાં આત્માનું કલ્યાણ થાય એવું કાર્ય કરવાનો પ્રયત્ન કરો.

શાસ્ત્રાનુસાર સુખ સ્વાધીનતામાં જ છે. એ વાત બીજી છે કે આજે તમે લોકો પરવશ થઈ જવાને કારણે તાત્કાલિક પરાધીનતાનો ત્યાગ કરી શકતા નથી, પરંતુ એવી દશામાં તમારે સ્વતન્ત્રતાને ભૂલી જવી ન જોઇએ. સ્વાધીનતાના સિદ્ધાન્તનો આદર્શ તો દૃષ્ટિ સમક્ષ રાખવો જ જોઇએ. જો તમે પરાધીનતાને જ સર્વસ્વ માની બેસો અને સ્વાધીનતાને તદ્દન ભૂલી જ જાઓ તો એ દશામાં પરતન્ત્રતાના દુઃખમાંથી મુક્ત થવું પણ મુશ્કેલ થઈ જશે. સ્વાધીનતાના સિદ્ધાન્તનો આદર્શ જો દૃષ્ટિસમક્ષ રાખવામાં આવે અને તે આદર્શને પહોંચવાનો યથાશકય પ્રયત્ન કરવામાં આવે તો કોઈ દિવસ પરાધીનતાના દુઃખમાંથી મુક્ત થઈ શકાશે; પરંતુ જો તમે સ્વાધીનતાના સિદ્ધાન્તને તદ્દન ભૂલી જ જાઓ તો એ દશામાં પરાધીનતાના દુઃખથી મુક્ત થવું મુશ્કેલ છે.

માનો કે, એક કેદીને કેદખાનામાં પૂરવામાં આવ્યો છે અને એક પાગલને પાગલખાનામાં પૂરવામાં આવ્યો છે. હવે આ બન્ને જણા પોતાના બંધનમાંથી કયારે છૂટી શકે ? કેદીને તો જેલમાંથી છૂટવાની અવધિ બાંધેલી છે પરંતુ પાગલનું મગજ જ્યારે શાન્ત અને સ્થિર થાય ત્યારે જ તે પાગલખાનામાંથી છૂટી શકે છે. મગજ સ્થિર અને શાન્ત થયા વિના પાગલ પાગલખાનામાંથી છૂટી શકતો નથી. જ્ઞાની અને અજ્ઞાનીમાં આવું અન્તર છે. અપરાધ તો જ્ઞાનીઓથી પણ થાય છે. પરંતુ જ્ઞાનીના અપરાધના દંડની અવધિ હોય છે, અને અજ્ઞાનીના અપરાધના દંડની કોઈ અવધિ હોતી નથી. અને તેથી જ્યારે અજ્ઞાનીનું અજ્ઞાન ફીટે છે ત્યારે જ તે દુઃખમાંથી છૂટે છે. આ પ્રમાણે અજ્ઞાનપણું એ એક પ્રકારનું ગાંડપણ છે. એટલા માટે સ્વતન્ત્રતા શું ચીજ છે તેનું જ્ઞાન કરો.

એક લેખમાં મારા જોવામાં આવ્યું હતું કે, કોઈ જગ્યાએ પાગલખાનામાં આગ લાગી હતી. કેટલાક દયાળુ લોકો પાગલોને બહાર કાઢવા માટે દોડી આવ્યા; પણ તે પાગલો તો ઊલટા આગને જોઇને આનંદ માનવા લાગ્યા અને કહેવા લાગ્યા કે અહીં રોજ તો એક બે દીપક જ બાળવામાં આવે છે પણ આજે તો હજારો દીપકોનો પ્રકાશ કરવામાં આવ્યો છે. આવા પ્રકાશવાળા સ્થાનમાંથી અમને બહાર નીકળવાનું શા માટે કહેવામાં આવે છે? તમે લોકો ત્યાં હોત તો તમે તે વખતે એમ જ કહેત કે, આ પાગલો કેવા મૂર્ખ છે કે તેઓ વિનાશને પણ પ્રકાશ માની રહ્યા છે! અહા! લોકોની કેવી દયનીય દશા છે!

પાગલો ભ્રમમાં હોવાને કારણે જ વિનાશમાં પણ આનંદ માની રહ્યા છે. આજ પ્રમાણે આજના લોકો પણ બહારના ભપકાના ભ્રમમાં પડયા છે અને તે કારણે જ તેઓ બહારનો ભપકો વધારવામાં જ આનંદ માની રહ્યા છે. આ પ્રમાણે બહારના ભપકાના ભ્રમમાં પડેલા લોકોને જ્ઞાનીજનો કહી રહ્યા છે કે, આ બહારના ભપકામાંથી બહાર નીકળો, નહિ તો તમે એ ભપકાના ભડકામાં જ ભસ્મીભૂત થઈ જશો. જ્ઞાનીજનો તો આ પ્રમાણે બહારની ફેશનમાંથી નીકળી જવાની ચેતવણી આપે છે, પરંતુ ફેશનના શોખીન લોકો જ્ઞાનીજનોની આ ચેતવણીને અવગણે છે અને આ અવગણના કરવાથી તે લોકોને આખરે દુઃખ જ સહેવું પડે છે. કારણ કે બહારની ફેશન વધારવાથી પરાધીનતા વધે છે અને પરાધીનતામાં દુઃખ રહેલું છે.

સ્વામી વિવેકાનંદ કે જેઓ યુરોપ–અમેરિકા આદિ દેશોમાં ધર્મપ્રચાર કરી જ્યારે ભારતમાં પાછા ફર્યા હતા ત્યારે કોઈ જગ્યાએ પોતાના અનુભવો વર્ણવતાં પોતાનાં ભાષણમાં કહ્યું હતું કે, અત્યારે આખો યુરોપ દેશ જ્વાલામુખીના શિખરે બેસેલો છે. આ જ્વાલામુખી કયારે ફાટશે અને કયારે યુરોપનો વિનાશ થશે તે કહી શકાય નહિ. આજ પ્રમાણે આજની ફેશન પણ એક જ્વાલામુખીના શિખરે પહોંચેલી છે. આ ફેશનદ્વારા કયારે વિનાશનાં પગરણ થશે એ કહી શકાય નહિ. આજે કેટલાક લોકો પેરિસ આદિ પાશ્ચાત્ય નગરોમાં જઈને અને ત્યાંનો બાહ્ય ભપકો જોઈને એમ કહે છે કે, 'બધો આનંદ તો આ દેશમાં જ છેઃ અમે તો હજી જંગલી દશામાં જ છીએ.' આ પ્રમાણે માનનાર લોકોને એ વાતનું ભાન નથી કે, આ બાહ્ય ભપકા પાછળ કેવી અને કેટલી પરતન્ત્રતા ભરેલી છે? જે લોકોએ આ બાહ્ય ભપકાનો ત્યાગ કર્યો છે તે લોકોને તમે મૂર્ખ માનો છો. પરંતુ જો તમે આ બાહ્ય ભપકાથી સ્વતન્ત્રતા મળે છે કે પરતન્ત્રતા વધે છે તેનો ઊંડો વિચાર કરો તો તમે લોકો તમારા પૂર્વજોને મૂર્ખ કહી શકો નહિ. ખરી રીતે તો તમે, બાહ્ય ભપકાનો ત્યાગ કરનાર તમારા પૂર્વજોને મૂર્ખ કહીને, તમારી મૂર્ખાઇનું જ પ્રદર્શન કરો છો.

આજે સ્વતન્ત્રતાની ભાવના ઓછી થઈ રહી છે અને એ જ કારણે ત્યાગી પૂર્વજોને મૂર્ખ માનવામાં આવે છે. જેમકે રાજા હરિશ્ચન્દ્ર વિષે એમ કહેવામાં આવે છે કે, હરિશ્ચન્દ્રે પોતાનું રાજ્ય એક અયોગ્ય વ્યક્તિને આપી દીધું એ મૂર્ખતા નહિ તો બીજું શું છે? પરંતુ જેમણે આટલો બધો ત્યાગ કર્યો હતો તેમને મૂર્ખ કહેવા એ શું ઉચિત છે? હરિશ્ચન્દ્રે કદાચિત્ વચનબદ્ધ થઇ જવાને કારણે પોતાના રાજ્યનો ત્યાગ કર્યો હતો પરંતુ શાસ્ત્ર તો ત્યાં સુધી કહે છે કેઃ—

**चइत्ता भारहं वासं, चक्कवट्टी महड्ढिओ ।**
**सन्ती सन्तिकरे लोए, पत्तो गइमणुत्तरं ॥ उ० १८-३८**
**इक्खागरायवसभो, कुन्थू नाम नरीसरो ।**
**विक्खायकित्ती भगवं, पत्तो गइमणुत्तरं ॥ उ० १८-४०**

અર્થાત્—જેમનો આખા ભરતખંડ ઉપર અધિકાર હતો તે ભગવાન શાન્તિનાથે તથા ભગવાન કુન્થુનાથે પોતાની બધી ઋદ્ધિનો ત્યાગ કર્યો હતો. તેમણે ત્યાગ શા માટે કર્યો હતો ? એટલા જ માટે કે તેમને તે ઋદ્ધિમાં પરતન્ત્રતા જણાઇ હતી. તે ઋદ્ધિમાં તેમને સ્વતંત્રતા જણાઇ નહિ. તેઓએ સ્વતંત્રતા પ્રાપ્ત કરવા માટે જ રાજ્યની ઋદ્ધિનો ત્યાગ કર્યો હતો.

ભગવાન શાન્તિનાથ ચક્રવર્તી રાજા હતા, છતાં તેમણે રાજપાટનો શાન્તિ પ્રાપ્ત કરવા માટે જ ત્યાગ કર્યો હતો. ત્યાગથી જ શાન્તિ મળે છે. કોઇ દિવસ ભોગથી શાન્તિ મળી શકે નહિ. કોઇને ભોગથી શાન્તિ મળી નથી, મળે નહિ અને મળશે પણ નહિ. એટલા માટે ભગવાન શાન્તિનાથે બતાવેલો શાન્તિનો માર્ગ પકડવા માટે ત્યાગને જીવનમાં સ્થાન આપો તો તેમાં કલ્યાણ છે.

આ ઉપરથી કદાચ કોઇ એમ કહે કે, અમે લોકો જો કેવળ શાન્તિ રાખીએ તો બદમાશ લોકો અમને શાન્ત જ રહેવા દે નહિ ! આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, જો તમારામાં શાન્તિ હશે તો પછી તમને કોઇ અશાન્તિ પેદા કરી શકે જ નહિ ! અશાન્તિ તો પોતામાં રહેલી અશાન્તિને કારણે જ પેદા થાય છે; એટલા માટે શાન્તિ પ્રાપ્ત કરવા ત્યાગ–ભાવનાને કેળવવાનો પ્રયત્ન કરો. તમે લોકો ત્યાગ તો કરો છો, પરંતુ ત્યાગ કરવાની રીતિ બરાબર ન હોવાને કારણે તમને શાન્તિ પ્રાપ્ત થતી નથી. ઉદાહરણ તરીકે એક ખેડુત ભીની જમીનમાં બીજ વાવે છે અને બીજો ખેડૂત સૂકી જમીનમાં બીજ વાવે છે. જે બીજ ભીની જમીનમાં વાવવામાં આવે છે તે બીજ તો અંકુરિત થાય છે. પરંતુ સૂકી જમીનમાં જે બીજ વાવવામાં આવે છે તે જલના અભાવે કેવી રીતે ઊગી શકે ? આજ પ્રમાણે તમે જે ત્યાગ કરો છો તે ત્યાગ સૂકી જમીનમાં બીજ વાવવા સમાન નિષ્ફળ જાય છે, અને ત્યાગ નિષ્ફળ થવાને કારણે તમને શાન્તિ પણ પ્રાપ્ત થઈ શકતી નથી. કોઈ વસ્તુને જો અહંકારપૂર્વક તજવામાં આવે તો તે ત્યાગ શાન્તિ પ્રાપ્ત કરાવનાર અને પરમાત્માના શરણે લઈ જનારો સિદ્ધ થતો નથી. શાન્તિને પ્રાપ્ત કરાવનાર સાચો ત્યાગ તો તે જ છે કે જે ત્યાગ પરમાત્માને અભિમાન રાખ્યા વિના સમર્પવામાં આવે. પરમાત્માને સમર્પણ કરવાની દૃષ્ટિએ કરવામાં આવેલો ત્યાગ હમેશાં ફળદાયી નીવડે છે; કારણ કે આવો ત્યાગ કરનારને કોઈ દિવસ પશ્ચાત્તાપ કરવાનું કારણ રહેતું જ નથી.

માનો કે, તમે કોઈ માણસને હજાર રૂપિયા ઉધાર આપ્યા છે. તે ઉધાર લેનારે દીવાળું કાઢ્યું. આવા સમયમાં ઉધાર રૂપિયા આપવાને કારણે તમને પશ્ચાત્તાપ થાય એ સ્વાભાવિક છે. પરંતુ જો તમે તે જ રૂપિયા દાનમાં, બક્ષીસમાં કે મદદમાં આપ્યા હોય તો શું પશ્ચાત્તાપ થાય ખરો ? નહિ. આ પ્રમાણે પરમાત્માને સમર્પણ કરવાની દૃષ્ટિએ જે ત્યાગ કરવામાં આવે છે તે ત્યાગને માટે પશ્ચાત્તાપ કરવાનું કારણ રહેતું નથી.

પ્રત્યેક વસ્તુ, દાન, ભોગ અને નાશ એ ત્રણ અવસ્થાને પામે છે. તમે લોકો વસ્તુનો

ભોગ તો કરો છો અને તેનો નાશ પણ થતો જુઓ છો, પરંતુ તે વસ્તુઓનો દાનમાં બહુ થોડો ઉપયોગ કરો છો. અત્યારે વસ્તુઓનો ભોગ અને નાશ તો થતો જોવામાં આવે છે પરંતુ વસ્તુઓનો દાનમાં ઉપયોગ થતો બહુ જ ઓછા પ્રમાણમાં જોવામાં આવે છે. આ જમાનામાં બહુ બેકારી છે એમ કહેવામાં આવે છે, પરંતુ વસ્તુઓનો ભોગ અને નાશ કરવામાં કાંઈ ઊણપ આવી છે? ઊણપ તો વસ્તુઓના દાનમાં જ આવી છે. અત્રે એક વાત ખાસ ધ્યાનમાં રાખવા જેવી છે કે, વસ્તુઓનો ભોગ અને નાશ કરવા માટે તો આખરે પશ્ચાત્તાપ થશે, પરંતુ વસ્તુઓનો દાનમાં ઉપયોગ કરવાથી પશ્ચાત્તાપ કરવાનો વખત નહિ આવે. એટલા માટે પ્રાપ્ત થએલી સંપત્તિનો ભોગ અને નાશમાં જ દુરુપયોગ ન કરો, પરંતુ તે સંપત્તિનો દાનમાં સદુપયોગ કરવાનું શીખો.

કેટલાક લોકો તો દાન કરવામાં પણ પાપ માને છે. તે લોકોની એવી માન્યતા છે કે, આપણે લોકોને દાન આપીએ અને દાન લેનાર કોઈ પાપકર્મ કરે તો તે બધાં કામોનું પાપ અમને લાગે વગેરે. મારવાડમાં પણ આવી માન્યતાવાળા લોકો છે. આ લોકોની વચ્ચે મેં ભ્રમણ કરી તે લોકોની આ દુર્ભાવનાને દૂર કરવાનો પ્રયત્ન પણ કર્યો હતો અને આ માન્યતા ઠીક નથી એમ તે લોકોને સમજાવ્યું હતું. દાનમાં વિવેક રાખવાની આવશ્યકતા તો અવશ્ય છે પરંતુ દાનમાં પાપ જ છે એમ માનવું અનુચિત છે. લોકોને દાનમાં પાપ માનવાની વાત જલ્દી પસંદ પડે છે, કારણ કે, આમાં કાંઈ દેવું પણ પડતું નથી અને ધર્મ પણ થઈ જાય છે. આવી વાત લોકોને જલ્દી પસંદ આવે એ સ્વાભાવિક છે. દાનમાં વિવેક રાખવો એ તો સારૂં છે પરંતુ દાનમાં પાપ જ માનવું એ ખરાબ છે. આ તો એના જેવી વાત થઈ કે, બીજ નષ્ટ થઈ જશે એ ભયથી બીજ જ વાવવું નહિ. એક ખેડુત તો ખેતી કરે છે અને બીજનું આરોપણ કરે છે; ત્યારે બીજો ખેડુત ખેતી કરે છે પરંતુ બીજ નષ્ટ થઈ જશે એ ભયથી બીજ જ વાવતો નથી. આ બન્ને ખેડુતોમાં તમે કોને સારો કહેશો? આજ પ્રમાણે એક માણસ એવો છે કે, જે દાનમાં વિવેક તો રાખે છે પરંતુ દાન આપે છે, અને બીજો માણસ એવો છે કે જે દાન લેનારનું પાપ પોતાને લાગશે એ ભયથી દાન જ આપતો નથી. આ બન્નેમાં એ જ માણસ સારો કહેવાય કે જે દાન આપે છે. દાન જ ન આપવું એ તો બીજ જ ન વાવવા સમાન છે. એટલા માટે દાનમાં વિવેક રાખી દાન તો અવશ્ય આપવું જોઈએ. પાપના ભયથી દાન જ ન આપવું તે ઊચત નથી જ.

સાંભળવામાં આવ્યું છે કે, અમેરિકામાં એકવાર બે મિત્રો જઈ રહ્યા હતા. રસ્તામાં એક લંગડો માણસ બેઠેલો જોવામાં આવ્યો. તે મિત્રોમાંથી એક મિત્રે તે લંગડા માણસ ઉપર દયા લાવી પોતાના ખીસ્સામાંથી થોડા રૂપિયા આપ્યા. આ જોઈ બીજા મિત્રે પેલા મિત્રને કહ્યું કે, તમે આ અપંગ માણસને રૂપિયા તો આપ્યા, પરંતુ તેથી કાંઈ તેનું ભિખારીપણું દૂર થયું નહિ. તે તો આખરે ભિખારી જ રહ્યો. તમારું આ દાન કરુણાદાન તો અવશ્ય છે, પરંતુ તેને એવું દાન આપવું જોઈએ કે જેથી તેનું ભિખારીપણું જ મટી જાય અને વાસ્તવમાં આવું દાન કરવું એ જ સાચું દાન છે. આ પ્રમાણે કહીને તે બીજો મિત્ર તે અપંગ માણસને પોતાના ઘેર લઈ ગયો. ત્યાં તેણે તે અપંગને હુન્નર–ઉદ્યોગ શીખડાવ્યો અને લાકડા તથા રબ્બર આદિનો કૃત્રિમ પગ બનાવીને બંધબેસતો કરી દીધો, કે જેથી તે હુન્નર–ઉદ્યોગ દ્વારા પોતાનું તથા બીજાઓનું પણ પોષણ કરવા માટે સમર્થ બની શક્યો. દાન તો

બન્ને મિત્રોએ આપ્યું પરંતુ કયા મિત્રનું દાન સાચું અને ઊંચું દાન કહેવાય તેનો વિચાર કરો. જે મિત્રે રૂપિયાનું દાન આપ્યું તે દાન પણ કરુણાદાન હતું, પરંતુ બીજા મિત્રે ભિખારીપણું દૂર કરવાનું જે દાન આપ્યું તે દાન કરુણાદાન કરતાં તો વિશેષ જ છે. આ પ્રમાણે દાનમાં વિવેક રાખવો એ સારું છે, પરંતુ દાન કરવામાં પાપ જ છે એમ માની દાન જ ન કરવું તે ઉચિત નથી.

ન્યાયમૂર્તિ રાનડે વિષે એવું સાંભળવામાં આવ્યું છે કે, જ્યારે તેઓ હાઇકોર્ટના ન્યાયાધીશ હતા ત્યારે તેઓ એકવાર દુષ્કાળના સમયે ઘોડાગાડીમાં બેસીને બહાર ફરવા જઇ રહ્યા હતા. માર્ગમાં જતાં તેમણે જોયું કે—એક માણસ છાણમાંથી દાણા વીણી રહ્યો હતો. આ દયાજનક દૃશ્ય જોઈ તેમનું હૃદય દયાથી પીગળી ગયું. તેઓ મનમાં કહેવા લાગ્યા કે, બીચારા ગરીબોની કેવી દીનદશા છે અને હું ઘોડાગાડીમાં બેસીને ફરી રહ્યો છું ! આ પ્રમાણે દયાભાવથી પ્રેરાઈને તેઓ તે માણસને પોતાના ઘેર તેડી ગયા અને તેની આજીવિકાની ઉચિત વ્યવસ્થા કરી આપી. આ ઘટના બન્યા બાદ તેમણે નોકરીનો ત્યાગ કર્યો અને પછી તેઓ ગરીબોની સેવા કરવામાં જ પ્રવૃત્ત થયા.

કેટલાક લોકો કહે છે કે, આ પ્રકારના અશક્તને સશક્ત બનાવવો એ તો શસ્ત્રને તીક્ષ્ણ કરવા સમાન છે. પરંતુ આમ માનવું એ એક પ્રકારની ભૂલ છે. અમે લોકો શિષ્ય બનાવીએ છીએ. આ સમયમાં કોઇ મોક્ષે તો જતું નથી એટલા માટે તેઓ દેવલોકમાં જ જશે અને ત્યાં સુખોપભોગ ભોગવશે. આ પાપ શું અમને લાગે ? જો નહિ, તો પછી આ જ વાતને બધે ઠેકાણે કેમ લાગુ પાડતા નથી ? તમે લોકો સશક્ત માણસ દ્વારા થનારાં પાપો તો જુઓ છો; પરન્તુ જેઓ કરુણા કરે છે તેમના ઉચ્ચ ભાવોને જોતા નથી. કરુણા કરનારની ભાવના પાપકર્મો કરાવવાની નથી, પરંતુ દુઃખી લોકોનાં દુઃખો દૂર કરવાની છે. આવી દશામાં કરુણા કરનારને પાપ કેવી રીતે લાગી શકે ? એટલા માટે કરુણા કરવામાં ભાવને જુઓ. અનુકંપા કરવામાં પાપ છે એ માન્યતા જ ભૂલભરેલી છે. અનુકંપા કરનાર અને દાન આપનાર કોઇ દિવસ સુબાહુકુમાર જેવી ઋદ્ધિ પણ પ્રાપ્ત કરી શકે છે, નહિ તો પુણ્ય સંચય તો કરે છે એમાં સંદેહ નથી. એટલા માટે અનુકંપા કરવાનો પ્રયત્ન કરો. અનુકંપા કરવામાં કલ્યાણ જ છે. અનુકંપાનો પ્રારંભ સર્વ પ્રથમ પોતાના ઘરમાંથી જ કરો. જેમ જેમ પ્રાણીઓ પ્રત્યે અનુકંપા વધતી જશે તેમ તેમ વિશ્વમૈત્રી પણ વધતી જશે. એટલા માટે બધા જીવો પ્રત્યે અનુકંપા અને દાનવૃત્તિ રાખવાનું ધ્યાન રાખો તો તેમાં કલ્યાણ જ છે.

કહેવાનો આશય એ છે કે, જે આનન્દ સ્વતન્ત્રતામાં છે તે આનંદ પરતન્ત્રતામાં નથી. એટલા માટે સ્વતન્ત્રતાને ભૂલી ન જાઓ. આજના લોકો પરાવલંબી થઇ રહ્યા છે અને તેમની આવશ્યકતાઓ એટલી બધી વધી જવા પામી છે કે તેમને સ્વતન્ત્રતા વિષે વિચાર કરવાનો વખત જ મળતો નથી. આવી પરાધીન દશામાં બીજાની અનુકંપા કેવી રીતે થઇ શકે ? જીવો પ્રત્યે અનુકંપા કરવા માટે પોતાની આવશ્યકતાઓને ઓછી કરવી આવશ્યક છે. પોતાની આવશ્યકતાઓને ઓછી કરવી તે પોતાનાં સાંસારિક બંધનોને શિથિલ કરવા સમાન છે એટલા માટે સ્વતંત્રતાની ભાવનાને હૃદયમાં સ્થાન આપી સાંસારિક બંધનોને તોડવાનો પ્રયત્ન કરો તો તેમાં સ્વ-પરનું કલ્યાણ જ છે.



## વ્યાખ્યાન: સંવત્ ૧૯૯૪ શ્રાવણ શુદ ૫ રવિવાર

### પ્રાર્થના

જય જય જગત શિરોમણિ, હું સેવકને તૂં ધણી
અબ તૌંસું ગાઢી બણી, પ્રભુ આશા પૂરો હમ તણી.
મુઝ મ્હેર કરો, ચંદ્રપ્રભુ! જગજીવન અંતર જામી;
ભવદુઃખ હરો, સુનિયે અરજ હમારી ત્રિભુવન સ્વામી. ॥૧॥

-વિનયચંદ્રજી કુંભટ ચોવીશી

શ્રી ચન્દ્રપ્રભુ ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

આ પ્રાર્થનામાં ચન્દ્રપ્રભુનું ધ્યાન કરી આત્મ-સ્વરૂપનું અવલોકન કરવું જોઈએ એમ કહેવામાં આવ્યું છે. ચન્દ્રપ્રભુને કેવા માનીને તેમનું ધ્યાન ધરવું જોઈએ. તો એને માટે આ પ્રાર્થનામાં જ કહેવામાં આવ્યું છે કે, પરમાત્માને જગતશિરોમણિ માનીને તેમની પ્રાર્થના કરવી જોઈએ. કોઈ વસ્તુ જો સંપૂર્ણરૂપે જોવામાં આવતી ન હોય પણ તેનું એક અંગ જોવામાં આવતું હોય તો તે એક અંગ ઉપરથી વસ્તુને સંપૂર્ણ રીતે જાણી શકાય છે. આ જ પ્રમાણે પરમાત્મા જોવામાં આવતા ન હોય તોપણ તેમના ચરણરૂપ આ જગત્ તો જોવામાં આવે જ છે. પરમાત્મા આ જગતના મુકુટમણિ છે અને જગત એ પરમાત્માનાં ચરણ છે એટલા માટે ચરણરૂપ જગત ઉપરથી જગતશિરોમણિ પરમાત્માને પણ જાણી શકાય છે. એટલા માટે પરમાત્માને જગતશિરોમણિ માની તેમની પ્રાર્થના કરવી જોઈએ.

જો આત્મા કર્મબંધનોથી મુક્ત બની નિષ્પાપ થાય તો તે પણ પરમાત્મામય બની શકે છે. એટલા માટે આત્મા કેવી રીતે નિષ્પાપ બની શકે એ વાત હવે શાસ્ત્રદ્વારા સમજાવું છું:—

## સમ્યક્ત્વ પરાક્રમ—બોલ ચોત્રીસમો

કાલે સંભોગના પ્રત્યાખ્યાન વિષે વિચાર કરવામાં આવ્યો છે. સંભોગનો ત્યાગ કરવાથી આલંબનનો પણ ત્યાગ કરવો પડે છે. આલંબનનો ત્યાગ કરવો એ સાધારણ માણસને માટે સરલ નથી. આલંબનનો ત્યાગ શક્તિશાળી મહાત્મા જ કરી શકે છે. જે મહાત્મા જિનકલ્પી, પ્રતિમાધારી કે ક્રિયાવિશેષ કરનાર હોય છે તેઓ જ આ ત્યાગ કરી શકે છે. જેનામાં સંભોગનો ત્યાગ કરવાની શક્તિ હોય છે તેઓ સંભોગનો ત્યાગ કરી દે છે અને સાથે સાથે ઉપદ્ધિ-ઉપધિ ( ઉપકરણો )નો પણ ત્યાગ કરી દે છે. એટલા માટે ગૌતમસ્વામી હવે ઉપધિના ત્યાગ વિષે ભગવાનને પ્રશ્ન પૂછે છે કે:—

### ચોત્રીસમો બોલ.

**(૩૪) उवहिपच्चक्खाणेणं भंते ! जीवे किं जणयइ ?**

અર્થાત્—હે ભગવાન ' ઉપધિ ( ઉપકરણ )નો ત્યાગ કરવાથી જીવને શો લાભ થાય છે ?

આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને ફરમાવ્યું છે કેઃ—

**उवहिपच्चक्खाणेणं अपलिमंथं जणयइ, निरुवहिए णं जीवे निक्कंखे उवहिमन्तरेण य न संकिलिस्सइ ॥ ३४ ॥**

અર્થાત્—હે ગૌતમ! ઉપધિનો ત્યાગ કરવાથી ઉપકરણો લેવા-મૂકવાની ચિંતાથી મુક્ત થાય છે, અને ઉપધિરહિત જીવ નિસ્પૃહી (સ્વાધ્યાય, ધ્યાનચિંતનમાં નિશ્ચિંત રહેનાર) થઈ ઉપધિ ન મળે તો તેને મનસંબંધી કે શરીરસંબંધી કોઈ પ્રકારનો કલેશ થતો નથી.

ઉપધિના પ્રત્યાખ્યાનથી જીવને શો લાભ થાય છે એ વિષે વિચાર કર્યા પહેલાં ઉપધિ એટલે શું? એ વિષે સર્વ પ્રથમ વિચાર કરવો આવશ્યક જણાય છે. ઉપધિનો અર્થ ઉપકરણ અથવા સાધન થાય છે. આ ઉપકરણ અથવા સાધન બે પ્રકારનાં છે. એક સાધન તો સદ્ગતિમાં લઈ જનારું હોય છે અને બીજું અધોગતિએ લઈ જનારું હોય છે. ઉપધિની વ્યાખ્યા કરતાં કહેવામાં આવ્યું છે કેઃ–उपधीयते इति उपधिः । અર્થાત્–જેનાથી ઉપાધિ થાય તે ઉપધિ કહેવાય છે. આ પ્રમાણે એક ઉપધિ તો દુર્ગતિમાં લઈ જનારી હોય છે અને બીજી ઉપધિ સદ્ગતિમાં લઈ જનારી હોય છે. દુર્ગતિમાં લઈ જનારી ઉપધિમાં ધન્ય-ધાન્ય આદિ પરિગ્રહનો સમાવેશ થાય છે અને સદ્ગતિને પ્રાપ્ત કરાવનાર ઉપધિમાં જે સંયમમાં સ્થિત કરે તે વસ્તુનો સમાવેશ થાય છે. ઉપધિ તો બન્નેય છે, પરંતુ સર્વપ્રથમ અશુભનો જ ત્યાગ કરવામાં આવે છે, શુભનો ત્યાગ કરવામાં આવતો નથી. જેમણે સંયમ લીધો છે તે દુર્ગતિમાં લઈ જનાર ઉપધિ–ધન–ધાન્ય આદિ–નો ત્યાગ તો પહેલેથી કરી નાંખે છે, હવે તો તેને સંયમમાં સ્થિત કરે એવી જ ચીજોનો ત્યાગ કરવાનો બાકી છે. શાસ્ત્રકાર કહે છે કે, જો પોતાનામાં શક્તિ હોય તો સંયમમાં સ્થિત કરે એવી ઉપધિ-ઉપકરણનો પણ ત્યાગ કરી દેવા જોઈએ.

કેટલાક લોકો કહે છે કે, પરિગ્રહ તો અમારી પાસે પણ છે અને સાધુઓ પાસે પણ છે. અમને જેમ અન્ન–વસ્ત્ર જોઈએ તેમ મહારાજને પણ અન્ન–વસ્ત્ર જોઈએ છે. આ પ્રમાણે તે લોકો, સાધુ અને પોતાની ગતિ એક જ પ્રકારની છે એમ કહેતા જણાય છે. બીજી બાજુ કેટલાક લોકો એમ કહે છે કે, સાધુઓને ઉપધિ-ઉપકરણની શી આવશ્યકતા છે? સાધુએ તો દિગમ્બર રહેવું જોઈએ, અને જે સાધુ દિગમ્બર રહેતો હોય તે જ સાધુ છે. આ પ્રમાણે બે જુદા જુદા મતો પ્રવર્તે છે. આ બે મતોને કારણે જ પરસ્પર વાદ-વિવાદ અને કલહ ઉત્પન્ન થયા કરે છે. પરંતુ શાસ્ત્રકાર કહે છે કે, આવા વાદવિવાદમાં ન પડતાં ઉપધિ-ઉપકરણનો વિવેકપૂર્વક ત્યાગ કરો. કોઈ પણ ત્યાગ કરો પણ તે ત્યાગ વિવેકપૂર્વક કરો તેમાં જ ત્યાગની શોભા છે. જેમકે કોઈ માણસે ધોતીયું પણ પહેર્યું છે અને માથા ઉપર પાઘડી પણ પહેરી છે. હવે જો તે માણસમાં ત્યાગ-ભાવના આવે તો સર્વપ્રથમ તે કઈ ચીજનો ત્યાગ કરશે? ધોતીયાનો ત્યાગ કરશે કે પાઘડીનો? તેને માટે ઉચિત તો એ જ છે કે તે સર્વપ્રથમ પાઘડીનો જ ત્યાગ કરે. પરંતુ જો તે એમ કહે કે, હું પાઘડી તો પહેરી રાખીશ અને ધોતીયાનો ત્યાગ કરીશ, તો શું તેનો આ ત્યાગ વિવેકપૂર્ણ કહેવાશે? એટલા માટે જે કાંઈ ત્યાગ કરવામાં આવે તે વિવેકપૂર્વક કરવામાં

આવે. એમ થવું ન જોઈએ કે, જે વસ્તુનો ત્યાગ કરવાની શક્તિ ન હોય તે વસ્તુનો ત્યાગ કરી બીજી મુશ્કેલીઓ ઊભી કરવામાં આવે !

શાસ્ત્ર કહે છે કે, સાધુ જિનકલ્પી હોય તો પણ તેણે રજોહરણ, મુખવસ્ત્રિકા, પાત્રો અને વસ્ત્રો (સાધુલિંગો) રાખવાં આવશ્યક જ છે. બાકીની ઉપધિ–ઉપકરણ–સામગ્રી રાખવી કે નહિ તે પોતાની આવશ્યકતા ઉપર આધાર રાખે છે.

પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિ એ જૈનશાસ્ત્રનો સાર છે. સમિતિ અર્થાત્ પ્રવૃત્તિ અને ગુપ્તિ અર્થાત્ નિવૃત્તિ. ઉપદેશ તો ગુપ્તિ અર્થાત્ મન, વચન અને કાયાની નિવૃત્તિ માટે જ છે. પરંતુ જો નિવૃત્તિની સાથે પ્રવૃત્તિ ન હોય તો ધર્મમાં ગતિ ન થાય; એટલા માટે ભગવાને પાંચ સમિતિ દ્વારા પ્રવૃત્તિ બતાવી છે અને મન, વચન અને કાયા દ્વારા અશુભ પ્રવૃત્તિ ન કરવાનું કહ્યું છે. પ્રત્યેક પ્રવૃત્તિ વિવેકપૂર્વક કરવી તે સમિતિ છે. ચાલતી વખતે ઇર્યા સમિતિનું ધ્યાન રાખવું આવશ્યક છે. જો ઈર્યાસમિતિ ઉપર ધ્યાન રાખવામાં ન આવે તો ગુપ્તિનો ભંગ થાય છે. એટલા માટે ચાલવામાં, બોલવામાં, ભિક્ષા લેવામાં વગેરે પ્રત્યેક પ્રવૃત્તિ કરતી વખતે સાધુએ પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિનું ધ્યાન રાખવું આવશ્યક છે. સમિતિ અને ગુપ્તિ એ પ્રવચનમાતા કહેવાય છે. વીરપુત્ર સાધુએ પ્રવચન-માતાની પ્રાણના ભોગે પણ રક્ષા કરવી જોઇએ.

શરીર ટકાવવા માટે જ્યારે ભિક્ષુએ ભિક્ષા કરવી પડે છે ત્યારે ભિક્ષા લેવા માટે પાત્રોની પણ આવશ્યકતા રહે છે. જો સાધુઓ પાત્રો ન રાખે અને ગૃહસ્થોને ત્યાં તેમનાં પાત્રોમાં ભોજન કરે, અથવા ગૃહસ્થોનાં પાત્રોનો ઉપયોગ કર્યા કરે તો તેમ કરવાથી અનેક અનર્થો પેદા થવાનો સંભવ રહે છે. આ વાતને દૃષ્ટિમાં રાખીને જ સાધુઓને કાષ્ટ, તુંબડી કે માટીનાં પાત્રો રાખવાની છૂટ આપવામાં આવી છે. જ્યારે પાત્રો લઈને ભિક્ષાર્થે જવું પડે છે તો પાત્ર રાખવા માટે ઝોળી પણ જોઇએ, અને લજ્જાની રક્ષા માટે વસ્ત્રો પણ જોઇએ. ભગવાને કહ્યું છે કે, જો પાત્ર રાખશો તો તમે તમારા સંયમની પણ રક્ષા કરી શકશો અને જે બીજા વૃદ્ધ કે રોગી આદિ સાધુઓ છે તેમની પણ સેવા કરી શકશો. જો તમે પોતે જ ગૃહસ્થોને ત્યાં ખાતા હશો અથવા ગૃહસ્થનાં પાત્રોમાં જમતા હશો તો એ અવસ્થામાં વૃદ્ધ–રોગી આદિ સન્તોને માટે ભિક્ષા કેવી રીતે અને ક્યાંથી લાવશો ? અને જો તમે એમ કહો કે, અમે તો ગૃહસ્થોને ત્યાં જમશું અને વૃદ્ધ કે રોગી સન્તોની સેવા તો ગૃહસ્થો કરશે તો એમ કરવામાં અયત્ના થશે અને પરિણામે સંયમમાં ખલેલ પહોંચશે. એટલા માટે સંયમ–પાલન માટે પાત્રો પણ ઉપકારી છે.

જે ભોજન કરવામાં આવે છે તે શરીરમાં રસભાગ અને ખલભાગમાં પરિણમે છે. ખલભાગ જે મલમૂત્રરૂપ હોય છે તેનો ત્યાગ કરવો જ પડે છે. આ મલમૂત્રનું વિસર્જન દશ બોલનું ધ્યાન રાખીને કરવું જોઇએ.

કેટલાક લોકો કે જેઓ સાધુક્રિયાથી અનભિજ્ઞ છે, તેમનું કહેવું છે કે, સાધુઓ તો મલને ચૂંથે છે, પરંતુ આ કથન ભ્રામક અને ખોટું છે. આમ કરવાથી તો સાધુને ઊલટું પ્રાયશ્ચિત લાગે છે. મલમૂત્રને વિસર્જન કરવામાં સાધુઓએ વિવેક તો રાખવો જ પડે છે પરંતુ મલમૂત્રને વિસર્જન કરતી વખતે સ્પર્શ કરવો પડે એવું કોઈ કાર્ય સાધુઓએ કર-વાનું હોતું નથી.

અત્રે કોઈ એમ પૂછી શકે કે, આ તો સાધુઓના આચારવિચારની વાત થઈ; પણ શાસ્ત્રમાં ગૃહસ્થોને માટે પણ કોઈ ધર્મ બતાવ્યો છે કે નહિ અને તેમને માટે કોઈ પ્રકારનું વિધિ-વિધાન કરવામાં આવ્યું છે કે નહિ? આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, શાસ્ત્રમાં ગૃહસ્થનો ધર્મ બતાવવામાં ન આવે એ કેમ બની શકે? કારણ કે સાધુઓનો ધર્મ ગૃહસ્થોના ધર્મને જ આશ્રિત છે. એટલા જ માટે ઉવવાઈ સૂત્રમાં કહ્યું છે કે:-

**दुविहे धम्मे पन्नत्ते तंजहा आगारधम्मे अणगारधम्मे य।**

અર્થાત્-ધર્મ બે પ્રકારનો છે. એક તો સાધુધર્મ અને બીજો ગૃહસ્થધર્મ. સાધુધર્મનો આધાર ગૃહસ્થનો ધર્મ જ છે. શ્રી જંબૂદ્વીપ પ્રજ્ઞપ્તિ સૂત્રમાં કહ્યું છે કે, જ્યારે ધર્મનો નાશ થશે ત્યારે સર્વપ્રથમ સાધુધર્મનો નાશ થશે અને પછી ગૃહસ્થ-ધર્મનો નાશ થશે. સાધુધર્મ જીવતો રહે અને ગૃહસ્થધર્મ નાશ પામે એ કોઇ દિવસ બની શકે નહિ; કારણ કે, સાધુધર્મનો આધાર તો ગૃહસ્થધર્મ જ છે. ગૃહસ્થ ધર્મ નષ્ટ થાય તો સાધુધર્મ ટકી જ શકે નહિ. જો ગૃહસ્થો પોતાનો ધર્મ બરાબર પાળે તો સાધુધર્મનું પણ બરાબર પાલન થઈ શકે. જો ગૃહસ્થો પોતાના ધર્મનું બરાબર પાલન કરે નહિ, તો એ દશામાં સાધુધર્મનું પણ બરાબર પાલન થઈ શકે નહિ. એટલા માટે ગૃહસ્થોએ પોતાના ધર્મનું યથોચિત પાલન કરવું જોઇએ. ધર્મ, કોઇ વ્યક્તિને-પછી તે સાધુ હોય કે ગૃહસ્થ હોય-કોઇ પ્રકારના બંધનમાં બદ્ધ કરતો નથી. પરંતુ તે અવિવેકને દૂર કરે છે. ધર્મ કહે છે કે, જે કાંઇ કામ કરો તે વિવેકપૂર્વક કરો. તમને વિવેક સમજાવવા માટે જ શાસ્ત્રમાં ગૃહસ્થોને માટે પાંચ અણુવ્રત, ત્રણ ગુણવ્રત અને ચાર શિક્ષાવ્રત બતાવવામાં આવ્યાં છે. આ બાર વ્રતોનું નામ જ આગાર ધર્મ છે. પહેલા સ્થૂલ અહિંસાવ્રતમાં શ્રાવકે હિંસાનો ત્યાગ કરવો પડે છે. ગૃહસ્થશ્રાવક હિંસાનો સર્વથા ત્યાગ કરી શકતો નથી એટલા માટે તેને સ્થૂલ હિંસાનો ત્યાગ કરવાનું જ વિધાન કરવામાં આવ્યું છે. સ્થૂલ હિંસા કોને કહેવી અને સૂક્ષ્મ હિંસા કોને કહેવી એ વિષે શાસ્ત્રમાં ઘણો જ સૂક્ષ્મતાપૂર્વક વિચાર કરવામાં આવ્યો છે. પરંતુ શાસ્ત્રકારોએ જગજ્જીવોની સુવિધા માટે સ્થૂલ હિંસાની વ્યાખ્યા કરતાં કહ્યું છે કે, જે જીવો હાલતાં-ચાલતાં જોવામાં આવે તે જીવોને મારવાં તે સ્થૂલ હિંસા છે. ગૃહસ્થ શ્રાવકે આ પ્રકારની સ્થૂલ હિંસા કરવી ન જોઇએ. જીવ તો પૃથ્વી-પાણી આદિમાં પણ છે, પરંતુ તે જીવો પ્રત્યક્ષ દેખાતા નથી અને ગૃહસ્થ શ્રાવક તે જીવોની હિંસાથી બચી પણ શકતા નથી; એટલા માટે જે જીવો પ્રત્યક્ષ જોવામાં આવે છે તે જીવોની સ્થૂલ હિંસા શ્રાવકે કરવી ન જોઇએ:

આ ઉપરથી કોઈ ગૃહસ્થ એમ કહી શકે કે, જો અમે આ પ્રકારની સ્થૂલ હિંસાથી બચતા જ રહીએ અને અહિંસક થઈને રહીએ તો અમારું વ્યાવહારિક કામ જ ચાલી ન શકે! આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, આ માન્યતા જ ભૂલભરેલી છે. એકવાર એક ડૉકટરે પણ મને આ જ પ્રકારનું કહ્યું હતું કે, "જો અમે કેવળ અહિંસક જ બની જઇએ તો એ દશામાં અનેક મનુષ્યો જ મરી જાય. મનુષ્યોની રક્ષા માટે અમારે હિંસા કરવી જ પડે છે. કારણકે રોગનાં કીટાણુઓ જે રોગીના શરીરમાં હોય છે તેમનો અમારે વિનાશ કરવો પડે છે. જો તે કીટાણુઓને નષ્ટ કરવામાં ન આવે તો રોગી મનુષ્ય મૃત્યુને પામે છે અને કીટાણુઓનો નાશ કરીએ છીએ તો હિંસા થાય છે. આવી દશામાં અમારે શું કરવું જોઇએ અને અમે

અહિંસાનું પાલન કેવી રીતે કરી શકીએ? ડૉકટરની ફરજ તરીકે અમારે તે કીટાણુઓનો દવાથી, ઇન્જંકશનથી કે ઑપરેશનથી નાશ કરવો જ પડે છે"

દાક્તરની માફક આજના લોકો પણ કહેવા લાગે છે કે, "વાસ્તવમાં કીડાંઓને બચાવવા જોઇએ કે મનુષ્યોને બચાવવા જોઇએ?" આ બધાં પ્રશ્નોના ઉત્તરમાં મેં ડૉકટરને કહ્યું કે, કીડાંઓ બે પ્રકારનાં હોય છે. એક તો આરોગ્યરક્ષક કીડાંઓ હોય છે અને બીજાં આરોગ્યભક્ષક કીડાંઓ હોય છે. આરોગ્યનાશક કીડાંઓને કારણે જ રોગ પેદા થાય છે. તમે લોકો એમ સમજો છો કે અમે દવાદ્વારા આરોગ્ય-નાશક કીડાંઓને મારીએ છીએ, પરંતુ અત્રે એમ માનવામાં જ ભૂલ થાય છે. તમે આરોગ્યરક્ષક કીડાંઓને દવાદ્વારા સશક્ત બનાવો છો. આમ કરવાથી તે આરોગ્ય-ભક્ષક કીડાંઓ અશક્ત થવાને કારણે સ્વતઃ મરી જાય છે. તમે લોકો આરોગ્યભક્ષક કીડાં-ઓને મારી નાંખો છો એમ માનો છો એ જ તમારી ભૂલ છે. તમે એમ શામાટે માનતા નથી કે તમે દવાદ્વારા આરોગ્યરક્ષક કીડાંઓને સશક્ત બનાવો છો? આ દષ્ટિએ જોતાં તમારું લક્ષ્ય કીડાંઓને મારવાનું નહિ પણ રક્ષા કરવાનું રહ્યું. આ જ દષ્ટિને લક્ષ્યમાં રાખીને તમે વિચાર કરશો તો હિંસા કરવાને બદલે રક્ષા કરવાનું તમારું લક્ષ્ય રહેશે. ઉદાહરણ તરીકે, જ્યારે દીપકને પ્રગટાવવામાં આવે છે ત્યારે અંધકાર સ્વતઃ નષ્ટ થઈ જાય છે, પરંતુ અંધકાર નષ્ટ થયો એમ કહેવામાં આવતું નથી પણ દીવો પ્રગટ્યો એમ કહેવામાં આવે છે. આજ પ્રમાણે દાક્તરો દવાદ્વારા આરોગ્યનાશક કીડાંઓને નષ્ટ કર્યાનું કહે છે, પણ તે જ દવાદ્વારા આરોગ્યરક્ષક કીડાંઓની રક્ષા કરવામાં આવે છે એમ કહેવાથી તથા માનવાથી હિંસાનું સમર્થન નહિ પણ અહિંસાનું સમર્થન થાય છે.

સંસારમાં કેટલાક લોકો અંધકારનું સમર્થન કરનારા નીકળી આવશે અને કેટલાક પ્રકાશનું સમર્થન કરનારા પણ નીકળશે; પરંતુ પ્રકાશનું સમર્થન કરનારા શુકલપક્ષીય કહે-વાશે અને અંધકારનું સમર્થન કરનારા કૃષ્ણપક્ષીય કહેવાશે. પ્રકાશ તો કૃષ્ણપક્ષમાં પણ રહે છે અને શુક્લપક્ષમાં પણ રહે છે, છતાં શુક્લપક્ષને શુક્લપક્ષ અને કૃષ્ણપક્ષને કૃષ્ણપક્ષ શા માટે કહેવામાં આવે છે? એટલા જ માટે કે એક પક્ષ પ્રકાશનો સમર્થક છે અને બીજો પક્ષ અંધકારનો સમર્થક છે. આ જ કારણે બન્ને પક્ષનાં નામ ભિન્નભિન્ન છે. સાધારણરીતે જોવામાં આવે તો પૂર્ણિમા બાદ આવનાર પ્રતિપદાના દિવસે અંધકાર ઓછો હોય છે અને પ્રકાશ વિશેષ હોય છે પરંતુ તે પક્ષ અંધકારનો પક્ષપાતી હોવાથી જ તેની ગણના કૃષ્ણ-પક્ષમાં કરવામાં આવી છે. આજ પ્રમાણે શુક્લપક્ષની બીજને દિવસે નામ માત્રનો જ પ્રકાશ હોય છે પરંતુ તે પક્ષ પ્રકાશનો પક્ષપાતી હોવાથી તેની ગણના શુક્લપક્ષમાં કરવામાં આવી છે. સંસારમાં તો શુક્લપક્ષીય અને કૃષ્ણપક્ષીય એવા બન્ને પ્રકારના લોકો રહેવાના જ. પરંતુ આ બન્ને પક્ષમાંથી તમારે કયા પક્ષમાં રહેવું છે તેનો વિવેકપૂર્વક વિચાર કરો. તમે હિંસાના પક્ષમાં રહેવા ચાહો છો કે અહિંસાના પક્ષમાં રહેવા ચાહો છો તેનો વિવેકપૂર્વક વિચાર કરી નિર્ણય કરો.

શાસ્ત્રમાં શુભાશુભ ભાવોની શુક્લતા અને કૃષ્ણતા બતાવીને ૭ લેશ્યા વિષે વિચાર કર-વામાં આવ્યો છે. ૭ લેશ્યાઓમાં ત્રણ લેશ્યા તો શુભ અર્થાત્ ધર્મની દ્યોતક છે અને ત્રણ લેશ્યા અશુભ અર્થાત્ પાપની દ્યોતક છે. આ શુભાશુભ લેશ્યાને ઉદાહરણદ્વારા સમજાવું છું:—

માનો કે, જુદી જુદી પ્રકૃતિવાળા છ માણસો ઘરમાંથી કુહાડી લઇ બહાર ફરવા નીકળ્યા. રસ્તામાં તેઓએ કેરીઓથી લચેલું એક આમ્રવૃક્ષ જોયું. પાકેલી કેરીઓ જોઇને બધાને ખાવાનો વિચાર થયો. પરંતુ આમ્રવૃક્ષ ઊંચું હોવાને કારણે કેવી રીતે કેરીઓ ખાવી એ પ્રશ્ન ઉપસ્થિત થયો.

તે છ માણસોમાંથી એક માણસે કહ્યું કે, આપણી પાસે કુહાડી છે. આ કુહાડીદ્વારા વૃક્ષને મૂળમાંથી જ કાપી નાંખીએ તો વૃક્ષ નીચે પડી જશે અને આપણે સહેલાઈથી કેરીઓ લઈ શકશું. આ પ્રમાણે પહેલા માણસે કેવળ કેરી માટે આખા આમ્રવૃક્ષને જ કાપી નાંખવાનો વિચાર કર્યો. શાસ્ત્ર કહે છે કે, આ પ્રમાણે વિચાર કરનાર માણસ કૃષ્ણલેશી છે. કારણ કે તે થોડા જ લાભ માટે મોટો અનર્થ કરવા તૈયાર થયો છે. વૃક્ષ કાપી નાંખવાથી કેવળ તે માણસને જ થોડાં ફળ મળી જશે પરંતુ જો વૃક્ષ કાયમ રહે તો ન જાણે કેટલા બધા લોકોને કેરીઓ મળી શકે ! આમ છતાં તે માણસ સ્વાર્થાંધ બની મહાન્ અનર્થ કરવા તૈયાર થયો છે એટલા માટે તે કૃષ્ણલેશી છે.

બીજા માણસે પહેલા માણસને કહ્યું કે, ભાઇ ! આખા વૃક્ષને શા માટે કાપી નાંખવું ! જો વૃક્ષનું થડ કાપી નાંખવામાં આવે તો ફળ પણ મળી શકશે અને વૃક્ષ પણ કાયમ રહી શકશે. આ બીજા માણસની લેશ્યા તો થોડા લાભ માટે વિશેષ હાનિ કરનારી છે, છતાં તેની ભાવના પહેલા માણસ કરતાં સારી છે, એટલા માટે બીજા માણસને નીલ લેશ્યાવાળો કહેવામાં આવે છે.

ત્રીજા માણસે કહ્યું કે, ભાઈ! કેરીઓ કાંઇ થડમાં તો લાગતી નથી. કેરીઓ તો નાની નાની ડાળીઓમાં લાગે છે એટલા માટે વૃક્ષનું થડ કાપવાથી શો લાભ ? એના કરતાં નાની નાની ડાળીઓ કાપવામાં આવે તો સારું, કે જેથી કેરીઓ પણ આપણને મળી શકે અને વૃક્ષ પણ નષ્ટ ન થાય. આ ત્રીજા માણસના વિચારાનુસાર કાર્ય થવામાં હિંસા તો વિશેષ અને લાભ ઓછો છે એટલા માટે આ ત્રીજા માણસની લેશ્યા કાપોતી હોવાથી પાપકારિણી તો છે જ, પરંતુ પહેલા અને બીજા માણસની લેશ્યાની અપેક્ષા આ લેશ્યા સારી છે. આ ત્રણેય પ્રકારની લેશ્યા પાપકારિણી અને ખરાબ માનવામાં આવી છે.

ચોથા માણસે કહ્યું કે, ભાઈ! ડાળીઓ કાપી નાંખવાથી પાંદડાઓ પણ કપાઇ જશે અને તેથી આ વૃક્ષ છાયા આપવાને પણ યોગ્ય રહેશે નહિ. આપણને તો કેરીઓથી મતલબ છે એટલા માટે આ આંબામાંથી કાચી-પાકી બધી કેરીઓ તોડી લેવામાં આવે તો સારું. આ ચોથા માણસની ભાવના પહેલાં ત્રણેય માણસોની ભાવના કરતાં સારી છે અને એટલા માટે તેની લેશ્યા તેજો લેશ્યા છે. આ તેજો લેશ્યા પદ્મલેશ્યાથી તો નીચી છે પરંતુ પહેલી ત્રણ લેશ્યાઓથી સારી છે. આ ચોથી લેશ્યાથી ધર્મનો પ્રારંભ થાય છે.

પાંચમા માણસે કહ્યું કે, ભાઈ! બધી કાચી-પાકી કેરીઓ પાડવાથી શો લાભ ? જો પાકી જ કેરીઓ તોડી લેવામાં આવે તો કાચી કેરીઓ જ્યારે પાકી થાય ત્યારે કોઇના ઉપયોગમાં આવી શકે ! આ માણસની લેશ્યા પદ્મલેશ્યા છે. જો કે પદ્મલેશ્યા શુકલલેશ્યાથી નીચી છે પરંતુ પહેલાંની ચાર લેશ્યાથી સારી છે. આ લેશ્યા પણ ધર્મરૂપ છે.

છઠ્ઠો શુકૂલલેશ્યાવાળો માણસ છે. આ માણસે કહ્યું કે, ભાઇઓ ! તમે પાકી કેરી ખાવા ચાહો છો. તો તે માટે આટલો અનર્થ શા માટે કરો છો ? વૃક્ષ ઉદાર હોય છે અને

એટલા જ માટે તે પાકેલાં ફળોને પોતાની પાસે સંઘરી રાખતું નથી પણ લોકોના હિતાર્થે નીચે પાડી દે છે. જો હમણાં પવન ફુંકાશે તો વૃક્ષ ઉપર પાકેલી કેરીઓ સ્વતઃ નીચે પડી જશે, માટે તમે થોડી રાહ જુઓ. આ માણસની ભાવના અતિ ઉચ્ચ છે. આ લેશ્યાનું નામ શુક્લલેશ્યા છે. આ શુક્લ લેશ્યાને સર્વશ્રેષ્ઠ લેશ્યા કહેવામાં આવી છે. જો કે કેરી તો બધાંને ખાવી છે પરંતુ કેરી મેળવવાના પ્રયત્નોમાં અન્તર છે.

આ પ્રમાણે છ લેશ્યાઓમાં ત્રણ લેશ્યા તો પાપકારિણી છે અને ત્રણ લેશ્યા ધર્મ-કારિણી છે. આનું કારણ એ જ છે કે ત્રણ લેશ્યા પાપનો પક્ષ લેનારી છે અને ત્રણ લેશ્યા ધર્મનો પક્ષ લેનારી છે. જે વ્યક્તિમાં ધર્મ હશે અને જે ધર્મનો પક્ષ લેતો હશે તે તો હિંસાથી બચવાનો જ પ્રયત્ન કરશે.

કહેવાનો આશય એ છે કે, સંસારમાં હિંસા અને અહિંસા બન્નેના સ્વતંત્ર પક્ષો છે. પરંતુ તમારે તો અહિંસાનો જ પક્ષ લેવો જોઈએ અને હિંસાથી બચવું જોઇએ. તમારા માટે સ્થૂલ હિંસા ત્યાજ્ય છે. સ્થૂલ હિંસાનાં પણ બે પ્રકાર પાડવામાં આવ્યાં છે. એક તો સંકલ્પની હિંસા અને બીજી આરંભની હિંસા. આરંભની હિંસા તમારા માટે ખુલ્લી છે. ખેતી કરતાં જો કીડાં આદિ મરી જાય તો તેથી તમને કોઈ પાપી કહી શકે નહિ, પરંતુ જાણી જોઇને જો કીડાંઓને મારવામાં આવે તો તમે પાપી કહેવાઓ; કારણ કે તે સંકલ્પની હિંસા થઈ કહેવાય. સંકલ્પની હિંસાના બે ભેદ છે. અપરાધી અને નિરપરાધી. એવા બે ભેદો-માંથી નિરપરાધી જીવને મારવો એ તમારા માટે વર્જ્ય છે. અપરાધીને મારવા વિષે શ્રાવકને ત્યાગ હોતો નથી, પરંતુ નિરપરાધીને મારવાનો ત્યાગ શ્રાવકે કરવો જ જોઇએ. નિરપરાધી જીવને સંકલ્પપૂર્વક મારવાથી વ્યવહારમાં પણ તમે પાપી કહેવાશો. આ પ્રમાણે તમારા માટે હાલતા-ચાલતાં જીવને (વ્યવહારમાં પણ જે જીવ માનવામાં આવે છે તેને પણ) સંકલ્પ-પૂર્વક મારવાનો ત્યાગ કરવો આવશ્યક છે. સ્થૂલ હિંસાથી બચવું એ શ્રાવકનું પહેલું અહિંસાવ્રત છે.

શ્રાવકને માટે અપરાધીને મારવાનો ત્યાગ હોતો નથી. લોકો કહે છે કે, અહિંસાનું પાલન કરવાથી તો કાયરતા આવે છે પરંતુ આ એક ભૂલ છે. આ ખોટી માન્યતા કેટલાક જૈન નામધારી લોકોના કાયરતાપૂર્ણ વ્યવહારથી જ પ્રચલિત થઈ હોય એમ જણાય છે. જૈનધર્મ ગૃહસ્થને માટે એમ કહેતો નથી કે, ગૃહસ્થ અપરાધીને મારવાનો પણ ત્યાગ કરે. અપરાધીને મારવાનો જૈનધર્મે ગૃહસ્થને માટે નિષેધ કર્યો નથી અને અપરાધીને દંડ આપ-નારને પાપી પણ કહ્યો નથી. આ વાતને વિશેષ સ્પષ્ટ કરવા માટે અત્રે એક શાસ્ત્રીય ઉદાહરણ આપું છું:—

જે સમયે ભારતદેશમાં ચારેબાજુ એક પ્રકારની અરાજકતા ફેલાતી જતી હતી અને સશક્ત લોકો અશક્ત લોકોને સતાવતા હતા તે સમયે નવ લિચ્છવી અને નવ મલ્લી નામના અઢાર રાજાઓએ એક ગણસંઘની સ્થાપના કરી હતી. આ ગણસંઘનો ઉદ્દેશ સબલોદ્વારા પીડિત નિર્બલોની રક્ષા કરવાનો હતો. ગણસંઘના અઢારે ગણરાજાઓ જૈન હતા અને તેઓ ભગવાનની પાસે પૌષધ આદિ ધર્મક્રિયા પણ કરતા હતા. આ ગણસંઘનો ગણનાયક President ચેટક રાજા હતા. ચેડા રાજા ભગવાન મહાવીરના પૂર્ણ ભક્ત હતા. આજે તમે લોકો ઢીલું ધોતીયું પહેરનાર વાણીયા બની રહ્યા છો, પરંતુ આ જૈનધર્મ ક્ષત્રિયોનો છે. તમને લોકોને

ધર્મે વાણીયા બનાવ્યા નથી, પરંતુ મહાજન બનાવવામાં આવ્યા છે. તમે લોકો આજે વ્યાપારમાં સંલગ્ન થઈ જવાને કારણે તમારામાં ગુલામી આવી ગઈ છે અને આજે વાણીયા બની રહ્યા છો. તમારામાં આજે સ્વાર્થ વિશેષ આવી જવાને કારણે કાયરતા અને ગુલામી ઘુસી ગઇ છે. ખરી રીતે તમે વાણીયા નહિ પણ મહાજન છો.

સશક્ત લોકોથી નિર્બળ લોકોની રક્ષા કરવા માટે જ ગણસંઘની સ્થાપના કરવામાં આવી હતી. જે સમયની આ વાત કહેવામાં આવે છે તે સમયે ચંપાનગરીમાં કોણિક રાજા રાજ્ય કરતો હતો. કોણિક રાજા શ્રેણિકનો પુત્ર હતો. કોણિક રાજાને બાર ભાઇઓ હતા, તેમાં સૌથી નાનો ભાઈ બહિલકુમાર હતો. બહિલકુમારની પાસે મૂલ્યવાન એક હાર અને એક હાથી હતા. આ હાર અને હાથી તેના પિતાએ પુરસ્કારરૂપે આપ્યા હતા. બહિલ-કુમારને રાજ્યમાં કશો ભાગ મળ્યો ન હતો છતાં તે હાર તથા હાથીથી સંતોષ માનતો હતો.

બહિલકુમાર હાથી ઉપર આરૂઢ થઇને આનંદપૂર્વક ક્રીડા કરતો હતો. લોકો તેની પ્રશંસા કરતાં કહેતા હતા કે, રાજ્યના રત્નોનો ઉપભોગ કરનાર તો બહિલકુમાર જ છે, બાકી કોણિકને માટે તો કેવળ રાજ્યનો ભાર જ છે. લોકોદ્વારા થતી આ પ્રશંસા કોણિકની રાણી પદ્માના કાને પણ સાંભળવામાં આવી. રાણીએ વિચાર કર્યો કે, કોઈપણ ભોગે તે હાર તથા હાથી રાજ્યમાં મંગાવવા જોઈએ. રાણીએ કોણિકને કહ્યું કે, નાથ! રાજા તો તમે છો પરંતુ રાજ્યનાં રત્નરૂપ હાર તથા હાથીનો ઉપભોગ તો બહિલકુમાર કરે છે. તમારી પાસે તો કેવળ નિઃસાર રાજ્ય જ રહ્યું છે. પદ્મા રાણીની આ વાત સાંભળી કોણિકે જવા-બમાં કહ્યું કે, સ્ત્રીઓની બુદ્ધિ બહુ ટૂંકી હોય છે અને તેથી જ તું આ પ્રમાણે કહે છે. બહિલકુમારની પાસે તો હાર તથા હાથી જ છે, પરંતુ હું તો આખા રાજ્યનો માલિક છું. વળી, બહિલકુમારની પાસે જે હાર તથા હાથી છે તે ક્યાં બીજાની પાસે છે? મારા ભાઈ પાસે જ છે ને?

કોણિકની વાત સાંભળી પદ્મા રાણીએ વિચાર્યું કે, મારી યુક્તિ તો ચાલી નહિ, માટે હવે બીજો ઉપાય યોજવો જોઇએ. આ પ્રમાણે વિચાર કરી રાણીએ કોણિકને કહ્યું કે, તમને તમારા ભાઈ પ્રત્યે આટલો બધો વિશ્વાસ છે તેની મને ખબર ન હતી. તમને તેમના પ્રત્યે વિશ્વાસ છે એ સારી વાત છે પરંતુ તમે એકવાર તમારા ભાઇની પરીક્ષા તો કરી જુઓ કે તેઓ તમારી ઉપર કેવો વિશ્વાસ રાખે છે અને તમારા વિશ્વાસે હાર તથા હાથી મોકલે છે કે નહિ?

કોણિકને આ વાત પસંદ પડી એટલે તેણે બહિલકુમારની પાસે સંદેશો મોકલાવ્યો કે, આટલા દિવસ સુધી તમે હાર તથા હાથીનો ઉપયોગ કર્યો છે, તો હવે થોડા દિવસ મને પણ હાર તથા હાથીનો ઉપયોગ કરવા આપો. આ સંદેશ મળતાં બહિલકુમારે વિચાર્યું કે, હવે કોણિકની નજર આ હાર તથા હાથી ઉપર પડી છે, એટલા માટે હવે તે ગમે તે રીતે આ હાર–હાથીને પ્રાપ્ત કરવાની ચેષ્ટા કરશે. મને રાજ્યમાં કાંઈ ભાગ તો મળ્યો નથી છતાં હું હાર તથા હાથીમાં સંતોષ માનીને બેઠો છું, પણ હવે તો આ હાર–હાથી પણ જવાં બેઠાં છે.

આ પ્રમાણે પૂર્વાપર વિચાર કરી હાર–હાથીને બચાવવા માટે બહિલકુમાર રાતના સમયે નીકળી પડ્યો અને પોતાના નાના ચેડા રાજાની શરણે જઈ પહોંચ્યો. બહિલકુમારે ચેડા રાજાને બધી હકીકત કહી સંભળાવી. ચેડા રાજાએ બધી હકીકત સાંભળીને બહિલ-કુમારને કહ્યું કે, તમારું કહેવું બરાબર છે. આ પ્રમાણે કહીને ચેડા રાજાએ બહિલકુમારને પોતાને ત્યાં આશ્રય આપ્યો.

બહિલકુમાર હાર તથા હાથી લઇને બહાર ચાલ્યો ગયો છે એ સમાચાર મળતાં પદ્મા રાણીને કોણિક રાજાનાં કાન ભંભેરવા માટે પૂરતી સામગ્રી મળી ગઈ. પદ્મા કોણિક રાજા પાસે જઇને કહેવા લાગી કે, તમે જેને ભાઈ–ભાઈ કહીને ઊંચે ચડાવતા હતા તેને જોઈ લીધો ને! તમારા ભાઇને તમારા ઉપર એટલો પણ વિશ્વાસ ન આવ્યો કે તેણે તમને હાર–હાથી તો મોકલ્યા નહિ, એટલું જ નહિ પણ તમે કદાચ એ હાર–હાથી લૂંટી લેશો એ ભયથી તે તમારા નાના ચેડા રાજાના શરણે ચાલ્યો ગયો! તમને ત્યાં જવા વિષે કાંઈ ખબર પણ આપ્યા નહિ. હવે હું જોઉં છું કે તમે શું કરો છો અને હાર તથા હાથીને પ્રાપ્ત કરવામાં કેવી વીરતા બતાવો છો! આ પ્રકારની ઉત્તેજનાપૂર્ણ વાતોથી પદ્માએ કોણિ-કને ખૂબ ઉત્તેજિત કર્યો. પદ્માની ઉત્તેજક વાણી સાંભળી કોણિકને પણ ક્રોધ પેદા થયો. તે કહેવા લાગ્યો કે, હું ચેડા રાજાની પાસે હમણાં જ દૂત મોકલું છું. જો ચેડા રાજા બુદ્ધિમાન હશે તો તો બહિલકુમારને હાર–હાથી સહિત મારી પાસે મોકલી આપશે.

કોણિકે ચેડા રાજાની પાસે દૂત મોકલ્યો. દૂતનું કથન સાંભળી ચેડા રાજાએ જવા-બમાં કહેવરાવ્યું કે, મારા માટે તો કોણિક અને બહિલકુમાર બન્નેય સમાન જ છે; પરંતુ જે પ્રમાણે કોણિકે પોતાના બીજા દશ ભાઇઓને રાજ્યમાં ભાગ આપ્યો છે તે જ પ્રમાણે બહિલકુમારને પણ રાજ્યનો ભાગ આપવામાં આવે, અથવા તેની પાસે જે હાર–હાથી છે તે રાખવાનો અધિકાર આપવામાં આવે.

ચેડા રાજાનું આ કથન ન્યાયદૃષ્ટિએ ઠીક હતું. પરંતુ સત્તાની સામે ન્યાયને કોણ જુએ છે! જેમની પાસે સત્તા છે તે તો એમ જ કહે છે કે, અમે કહીએ તે જ ન્યાય છે અને અમે જે દિશા તરફ અંગુલિનિર્દેશ કરીએ તે જ પૂર્વદિશા છે. આ કથનાનુસાર કોણિકે ચેડા રાજાને પુનઃ કહેવરાવ્યું કે, અમે રાજા છીએ અને રત્નો ઉપર રાજાનો જ અધિકાર હોઈ શકે; એટલા માટે અમારી પંચાતમાં તમારે વચ્ચમાં પડવાની કશી જરૂર નથી. તમે બહિલકુમારને મારી પાસે પાછો મોકલી આપો. અમે ભાઈ–ભાઈ અરસપરસ સમજી લઈશું.

દૂતે ચેડા રાજા પાસે જઇને કોણિકનો સંદેશ કહ્યો. કોણિકે સંદેશમાં રાજ્યનો ભાગ આપવા વિષે કાંઈ પણ કહાવ્યું ન હતું, એટલા માટે ચેડા રાજાએ પ્રત્યુત્તર એ જ આપ્યો કે, કોણિક જો બહિલકુમારને રાજ્યનો ભાગ આપતો હોય તો તો ઠીક છે, પરંતુ કોણિકે ભાગ આપવા વિષે તો કાંઈ કહાવેલ નથી; એવી દશામાં અમે તેને કેવી રીતે મોકલી શકીએ! અમારી તો એવી પ્રતિજ્ઞા જ છે કે, સબળ લોકોથી નિર્બળ લોકોની રક્ષા કરવી.

દૂત પાછો ચંપાપુરીમાં ગયો અને ચેડા રાજાનો ઉત્તર કોણિકને કહી સંભળાવ્યો. કોણિકને અભિમાન હતું એટલા માટે તેણે ચેડા રાજાને કહેણ મોકલાવ્યું કે, કાં તો બહિલ-કુમારને હાર–હાથી સહિત મારી પાસે મોકલી દો, નહિ તો યુદ્ધને માટે તૈયાર થઈ જાઓ.

ચેડા રાજાએ પોતાના ગણસંઘના બધા સદસ્યોને એકત્રિત કરીને તેમને બધી હકીકત કહી અને આવી પરિસ્થિતિમાં આપણે શું કરવું જોઇએ તે વિષે સલાહ પૂછી. પૂર્વાપર વિચાર વિનિમય કરી બધા ગણરાજાઓ એ જ નિર્ણય ઉપર આવ્યા કે આપણે ક્ષત્રિય છીએ અને ક્ષત્રિય તરીકે સબળો દ્વારા સતાતા નિર્બળ લોકોની રક્ષા કરવી એ આપણો ધર્મ છે. આપણા ગણસંઘનો ઉદ્દેશ પણ નિર્બળોની રક્ષા કરવાનો છે. બહિલકુમાર ન્યાયના માર્ગે છે એટલા માટે ન્યાયની દષ્ટિએ તેને કોણિકની પાસે મોકલવો એ ઠીક નથી, પરંતુ યુદ્ધ કરી શરણાગતની રક્ષા કરવી એ જ આપણા માટે યોગ્ય છે.

આ પ્રમાણે ગણરાજાઓ પોતાના ધર્મનું પાલન કરવા માટે પોતાનાં પ્રાણ સુદ્ધાં આપવાને તૈયાર થઈ ગયા. પરંતુ તમે લોકો ધર્મની રક્ષા માટે કાંઈ કરો છો ? શું ધર્મની રક્ષા માટે થોડો પણ સ્વાર્થનો ત્યાગ કરી શકો છો ? જ્યારે સ્વાર્થનો ત્યાગ કરવામાં આવે ત્યારે જ ધર્મની રક્ષા થઈ શકે છે. તમારા લોકોની સામે જો ગણરાજાઓની જેવી સ્થિતિ ઊભી થાય તો તમે શું કરો ? કદાચ તમે એવો જ વિચાર કરો કે કોનો હાર અને કોનો હાથી ? અમારે તેની સાથે શું લાગે વળગે ? શું તે રાજાઓ આ પ્રમાણે વિચારી શકતા ન હતા ? પરંતુ આ હલકો વિચાર કરવો એ કાયરતાનું કામ છે. જે વ્યક્તિમાં વીરતા હોય છે તે આવો હલકો વિચાર કરી શકે નહિ. તે તો બીજાની રક્ષા કરવા માટે હમેશાં તૈયાર રહે. આજે તો લોકોમાં કાયરતા આવી રહી છે. આ કાયરતા વ્યાપારને કારણે આવી છે, પરંતુ લોકો કાયરતા ધર્મને કારણે આવી છે એમ કહે છે એ તેમની ગંભીર ભૂલ છે. ધર્મને કારણે કોઈ દિવસ કાયરતા આવી શકે નહિ. વીરપુરુષો જ ધર્મનું પાલન કરી શકે છે.

બધા ગણરાજાઓ સહિત ચેડારાજા યુદ્ધ કરવા માટે તૈયાર થયા, અને આ બાજુ કોણિક રાજા પણ પોતાના દશ ભાઇઓને સાથે લઇને યુદ્ધ કરવા માટે તૈયાર થયો. જો કે, કોણિકના દશ ભાઇઓનું એ કર્તવ્ય હતું કે, તેઓ કોણિકને એમ કહી શકતા હતા કે વાસ્તવમાં જ્યારે બધા ભાઇઓને રાજ્યનો ભાગ આપવામાં આવ્યો છે, તો બહિલકુમારને પણ રાજ્યનો ભાગ આપવો જોઇએ, પરંતુ તેઓએ પણ સત્તા આગળ માથું નમાવી દીધું. ઐતિહાસિકોનું કથન છે કે, ગણરાજ્ય તો પ્રજાતન્ત્ર રાજ્ય સમાન હતું, પરંતુ બીજા રાજાઓ તો સ્વચ્છંદ થઈ રહ્યા હતા અને ગરીબો ઉપર અન્યાય કરતા હતા.

ગણરાજાઓના સૈન્યની આગેવાની ચેડારાજાએ લીધી. વાસ્તવમાં ધાર્મિક વ્યક્તિ ધર્મની રક્ષા કરવા માટે હમેશાં આગળ જ રહે છે. આજના પ્રમુખ તો કાર્ય કરવાના સમયે નોકરોને આગળ કરી દે છે. પરંતુ ચેડારાજાએ તો પોતે આગેવાની લીધી અને યુદ્ધમાં પોતાની યુદ્ધકલાનો પરિચય આપ્યો. ચેડારાજાએ પોતાના અચૂક બાણવેધ દ્વારા કોણિકના ભાઇઓનો શિરોચ્છેદ કરી નાંખ્યો.

પોતાના ભાઇઓ માર્યા જવાથી કોણિક રાજા ભયભીત થયો. કોણિકે તપ આદિદ્વારા ઈન્દ્રોની આરાધના કરી. તેની આરાધનાના ફળ સ્વરૂપ શક્રેન્દ્ર અને ચમરેન્દ્ર આવ્યા. શક્રેન્દ્રે તો કોણિકને કહ્યું કે, તમારો પક્ષ ન્યાયપૂર્ણ નથી અને ચેડારાજાનો પક્ષ ન્યાયપૂર્ણ છે. કોણિકે કહ્યું કે, ગમે તે થાય પરંતુ આ વખતે તો મારી રક્ષા કરો. શક્રેન્દ્રે ઉત્તર આપ્યો કે, હું વધારે તો કાંઈ કરી શકીશ નહિ પરંતુ ચેડારાજાના બાણથી તમારી રક્ષા કરીશ.

હું તેમનો બાણુવેધ ચૂકવી નાંખીશ. ચમરેન્દ્રે કોણિકને કહ્યું કે, તમે મારા મિત્ર છો, એટલા માટે હું સેનાવૈક્રિય કરીશ અને મહાકંટક અને રથમૂસલનાં સંગ્રામવૈક્રિય કરી તમને વિજય અપાવીશ. ચમરેન્દ્ર પાસેથી આવું 'આશ્વાસન મળવાને કારણે કોણિક પ્રસન્ન થયો. હવે કોણિક પાછો સજ્જ થઇને ચેડારાજાની સામે યુદ્ધ કરવા આવ્યો. ભગવાને કહ્યું છે કે, તે સંગ્રામમાં એક કરોડ અને એંસી લાખ માણસો માર્યા ગયા.

ભગવતી સૂત્રમાં પણ એક એવું ઉદાહરણ આવ્યું છે કે, વરુણ નાગનત્તુઆ નામનો એક શ્રાવક હતો. આ શ્રાવક બેલે બેલે પારણું કરતો હતો. તે ચેડારાજાનો સામન્ત હતો એટલા માટે તેને યુદ્ધમાં જવા માટે કહેવામાં આવ્યું. તે વખતે તેને બીજો ઉપવાસ હતો. શું તેવા ઉપવાસીને માટે યુદ્ધમાં જવું ઉચિત હતું? શું તે એવો ઉત્તર આપી શકતો ન હતો કે, હું ઉપવાસી યુદ્ધમાં કેવી રીતે જઈ શકું? પરંતુ તેણે આવો કાંઈ જવાબ ન આપતાં એમ જ કહ્યું કે, સમય ઉપસ્થિત થયે સેવકે સ્વામીની સેવા કરવી જ જોઇએ. સ્વામીની સેવા કરવાનો ખરેખરો સમય ઉપસ્થિત થયો હોય તે સમયે બહાનું કાઢીને ન જવું એ અનુચિત છે. ખરે સમયે નીમકહરામી બનવું તે શું હરામખોરી નથી?

આજે ભારતદેશમાં બહુ હરામખોરી જોવામાં આવે છે. તમે લોકો ભારતનું અન્ન ખાઓ છો પરંતુ જે કામોથી ભારતનું નાક કપાતું હોય તે કામોમાં સામેલ થઇને જે કપડાં ગુલામી આપનાર છે તે કપડાંને અપનાવો છો, અને ભારતની રહેણી કરણી તથા સભ્યતાને ભૂલી જાઓ છો. આ નીમકહરામી નથી તો બીજું શું છે? વૉયસરોય, ગવર્નર વગેરે ભારતમાં આવે છે અને અહીંનું શાસન ચલાવે છે, પરંતુ જો તેમને ભારતીય વેશભૂષા પહેરવા માટે કહેવામાં આવે તો શું તેઓ એ વાતનો સ્વીકાર કરી શકશે? તેઓ તો એ જ ઉત્તર આપશે કે, અમે તો અમારી માતૃભૂમિની સેવા કરવા માટે આવ્યા છીએ, દ્રોહ કરવા માટે આવ્યા નથી, એટલા માટે અમે અમારો વેશ કેમ તજી શકીએ? આ પ્રમાણે અંગ્રેજ લોકો ભારત દેશમાં રહેવા છતાં અંગ્રેજી પહેરવેશ તજતા નથી. પરંતુ કેટલાક ભારતીયો ભારતમાં રહેવા છતાં અંગ્રેજી પહેરવેશ પહેરવામાં આનંદ માને છે. આ નીમકહરામખોરી નથી તો બીજું શું છે? પહેરવેશ તથા રહેણી કરણીથી માતૃભૂમિની સભ્યતાની ખબર પડે છે. આજે તો ભારતની રહેણી કરણી તદ્દન બદલાઈ ગઈ છે. સભ્યતા બદલી નાખવામાં માતૃભૂમિ પ્રત્યે દ્રોહ થાય છે. દેશહિતની દૃષ્ટિએ પણ ભારત-સંસ્કૃતિને અપનાવવી જોઇએ.

વરુણ નાગનત્તુઓ વીર હોવાને કારણે જ ઉપવાસી હોવા છતાં દેશરક્ષાને કાજે યુદ્ધમાં ગયો. આજે લોકોમાં કાયરતા આવી ગઈ છે અને તે કારણે જ દેશ, સમાજ અને ધર્મનું પતન થઈ રહ્યું છે.

કહેવાનો આશય એ છે કે, ચેડા રાજા અને વરુણનાગ નત્તુઆ શ્રાવક કે સમકિતી હોવા છતાં સંગ્રામમાં યુદ્ધ કર્યું તો પણ તેનું સ્થૂલ અહિંસાવ્રત ખંડિત ન થયું; કારણ કે તેઓને નિરપરાધીને મારવાનો જ ત્યાગ હતો. અપરાધીને મારવાનો ત્યાગ ન હતો. આવી અવસ્થામાં તેમનું સ્થૂલ અહિંસાવ્રત કેવી રીતે તૂટી શકે? અપરાધીને મારવાનો સમાવેશ સ્થૂલ હિંસામાં થતો નથી. રાજ્ય પણ આવાં કાર્યોને અપરાધમાં ગણતું નથી. તમે લોકો અપરાધીને દંડ આપવાના સમયે તો દૂર દૂર ભાગો છો અને નિરપરાધીના ગળા ઉપર કલમ ચલાવવા માટે તૈયાર થઈ જાઓ છો. આ તમારી કાયરતા સૂચવે છે.

કહેવાનો ભાવાર્થ એ છે કે, ગૃહસ્થ ધર્મ મર્યાદાવાળો છે. ગૃહસ્થ-ધર્મનું પાલન કરવાથી આત્માનો વિકાસ પણ થાય છે અને સાંસારિક કામ પણ અટકતું નથી. જૈનધર્મ એ વીરનો ધર્મ છે. આ વીરધર્મમાં કાયરતાને જરાપણ સ્થાન નથી. જેનામાં વીરતા હોય તે જ જૈનધર્મનું બરાબર પાલન કરી શકે છે. આજે જૈનધર્મ કાયરતાને પોષે છે એવું જે કહેવામાં આવે છે તેનું પ્રધાન કારણ કહેવાતા જૈનોનો કાયરતા પૂર્ણ વ્યવહાર જ છે. જો જૈનધર્મનું બરાબર પાલન કરવામાં આવે તો દેશ, સમાજ અને ધર્મનું ઉત્થાન થયા વગર રહે નહિ. ધર્મ-પાલનમાં વીરતા અને ધીરતાની આવશ્યકતા રહે છે. જે માણુસ પોતાની રક્ષા કરી શકે નહિ તે માણુસ બીજાની રક્ષા કેવી રીતે કરી શકે ? દેશ, સમાજ કે ધર્મનું ઉત્થાન કરવું હોય તો સર્વ પ્રથમ નૈતિક બળ કેળવવાની આવશ્યકતા છે.

તમે શ્રાવકધર્મનો ઊંડો વિચાર કરો અને તેનું બરાબર પાલન કરવાનો પ્રયત્ન કરો. જો તમે બધી વસ્તુઓના ત્યાગી હોત અથવા સાધુ હોત તો તમને આ વિષે આટલું બધું કહેવાની જરૂર ન રહેત. પરંતુ તમે તો ગૃહસ્થ શ્રાવક છો અને એટલા જ માટે તમારે સમષ્ટિને ધ્યાનમાં રાખી નિયમો બનાવવા જોઈએ. વ્યક્તિગત પ્રશ્નને બાજુએ રાખી સમષ્ટિના હિત માટે શ્રાવકોએ ખાસ ધ્યાન રાખવું જ જોઇએ. તમે જો તમારા ગૃહસ્થ-ધર્મનું પણ બરાબર પાલન કરો તો તેમાં કલ્યાણ જ છે.



## વ્યાખ્યાન : સંવત ૧૯૯૪ શ્રાવણ શુદ ૬ સોમવાર



### પ્રાર્થના

**કાકુંદી નગરી ભલી હો, શ્રી સુગ્રીવ નૃપાલ;**
**રામા તસુ પટરાની હો, તસ સુત પરમ કૃપાલ.**
**શ્રી સુવિધિ જિનેશ્વર વંદિયે હો. ॥ ૧ ॥**

**— વિનયચંદ્રજી કુંભટ ચોવીશી.**

શ્રી સુબુદ્ધિનાથ ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

આત્મા અને પરમાત્મા વચ્ચે શું અંતર છે એ વાત આ પ્રાર્થનામાં બતાવવામાં આવી છે. જો આ વિષે ઊંડો વિચાર કરવામાં આવે તો આત્માને એ વાતનો ખ્યાલ આવી શકે કે, આત્મા પોતાની ભૂલને કારણે જ પરમાત્માથી દૂર થઇ રહ્યો છે; અન્યથા આત્મા અને પરમાત્મામાં કોઈ પ્રકારની ભિન્નતા નથી.

જૈનશાસ્ત્ર કહે છે કે, ઉપાધિરહિત વિચારની દૃષ્ટિએ આત્મા અને પરમાત્મા એક જ છે, કોઈ પ્રકારની ભિન્નતા નથી. જે કાંઈ ભિન્નતા છે તે ઉપાધિને કારણે જ છે. અને આ ઉપાધિ કર્મને કારણે છે. જો આત્મા કર્મથી મુક્ત થઇ જાય તો પછી આત્મા અને પરમાત્મા એક જ છે.

વાસ્તવમાં આત્મામાં કોઈ પ્રકારનો દોષ નથી. દોષ તો કર્મનો જ છે એટલા માટે કર્મને જ દૂર કરી આત્માને ઉપાધિરહિત બનાવવામાં આવે તો આત્મા પણ પરમાત્મામય બની શકે. જૈનદૃષ્ટિ આત્માને પરમાત્મામય બનાવવાનો જ ઉપદેશ આપે છે. સદ્‌ભાગ્યે આપણને જૈનદૃષ્ટિ પ્રાપ્ત થઇ છે, એટલા જ માટે આપણે જૈનદૃષ્ટિ પ્રમાણે આત્માને પરમાત્મામય બનાવવાનો જ પ્રયત્ન કરવો જોઇએ. એમાં જ આત્માનું કલ્યાણ રહેલું છે. હવે આત્માનું કલ્યાણ કેવી રીતે થાય એ વાત શાસ્ત્રદ્વારા સમજાવું છું:—

## સમ્યક્‌ત્વ પરાક્રમ—બોલ ચોત્રીસમો ( ચાલુ )

સમ્યક્‌ત્વમાં પરાક્રમ કરી કેવી રીતે ઉત્તરોત્તર ઉન્નતિ સાધી શકાય છે તેને લગતાં ૩૩ પ્રશ્નોત્તર વિષે વિચાર કરવામાં આવ્યો છે. ૩૪ મો પ્રશ્નોત્તર ઉપધિના ત્યાગ વિષે છે. અત્યારે ઉપધિનો ત્યાગ કરવાથી જીવને શો લાભ થાય તે વિષે વિચાર ચાલી રહ્યો છે.

ઉપધિની વ્યુત્પત્તિ કરતાં શાસ્ત્રકાર કહે છે કે, જેના પ્રતાપથી આત્મા દુર્ગતિને પ્રાપ્ત થાય તે ઉપધિ કહેવાય છે. શ્રી સ્થાનાંગ સૂત્રમાં ઉપધિનાં ત્રણ પ્રકાર કહેવામાં આવ્યાં છે. એક કર્મ ઉપધિ, બીજી શરીર ઉપધિ અને ત્રીજી બાહ્ય ભંડોપકરણ ઉપધિ. કર્મ પણ ઉપધિ છે અને આ ઉપાધિને કારણે જ આત્મા પરમાત્માથી જૂદો પડી રહ્યો છે. કર્મ ઉપધિને કારણે જ આત્માને સુખ–દુઃખનો અનુભવ કરવો પડે છે. પરંતુ સુખ–દુઃખ બહારથી આવ્યાં છે એમ આત્મા માની બેઠો છે એજ તેની ભૂલ છે. કર્મ ઉપધિને કારણે જ આત્માને શરીર ધારણ કરવું પડે છે, અને જ્યારે આત્મા સશરીરી બન્યો છે ત્યારે તેને બાહ્ય અનેક ચીજોની આવશ્યકતા પણ રહે છે. આત્મા આ બાહ્ય ચીજોને પોતાની જ માની બેઠો છે ત્યાં જ તેની ભૂલ થાય છે. જેમકે ઘર માટી, લાકડાં, પત્થર આદિ સામાનથી બને છે. પરંતુ આત્મા એ ઘરને મારું છે એમ માની બેઠો છે. જ્યાંસુધી ઘર માટી, ઇંટ, પત્થર આદિના સંયોગથી બન્યું નહતું ત્યાંસુધી આત્માને તેના પ્રત્યે મમત્વભાવ ન હતો. પરંતુ જ્યારે ઘર તૈયાર થયું ત્યારે આત્મા મમત્વભાવને કારણે આ ઘર મારું છે એમ કહેવા લાગે છે. આ જ પ્રમાણે કર્મ–ઉપધિ તથા શરીર–ઉપધિ હોવાને કારણે જ બાહ્ય ઉપકરણોની આવશ્યકતા ઊભી થાય છે, અને પછી તે વસ્તુઓ પ્રત્યે મમત્વ બંધાય છે. શાસ્ત્ર કહે છે કે આ ઉપધિ જ ઉપાધિરૂપ છે. આ ઉપધિ આત્માને સંસારની જાળમાં ફસાવનાર છે. એટલા માટે ઉપધિનો ત્યાગ કરવાનો યથાશક્તિ પ્રયત્ન કરો અને પદાર્થો પ્રત્યે જે મમત્વભાવ બંધાયો છે તેને શક્ય પ્રયત્ન કરી દૂર કરો.

આ ઉપરથી કદાચ તમે કહેશો કે, અમે ઉપધિનો ત્યાગ કેવી રીતે કરી શકીએ અને પદાર્થો પ્રત્યે મમત્વભાવ છે તેને કેવી રીતે દૂર કરી શકીએ ? આ પ્રશ્નનો ઉત્તર એ છે કે ધર્મની આરાધનાથી ઉપધિનો પણ ત્યાગ થઇ શકે છે અને મમત્વભાવ પણ દૂર થઈ શકે છે. ધર્મ બે પ્રકારનો છે. એક આગાર ધર્મ અર્થાત્ ગૃહસ્થધર્મ અને બીજો અનાગાર ધર્મ અર્થાત્ સાધુધર્મ. આ બન્ને પ્રકારના ધર્મની શ્રદ્ધા તો સરખી જ છે, કેવળ તેની સ્પર્શના–આરાધના કરવામાં અંતર છે. એટલા માટે જો તમે આજે શાસ્ત્રના આ કથનને જીવનમાં સક્રિયરૂપ આપી શકતા ન હો તો, શ્રદ્ધામાં ઉપાધિ એ ઉપાધિ છે અને આત્મા તથા પદાર્થો

ભિન્નભિન્ન છે એમ તો અવશ્ય માનો. સાંસારિક પદાર્થો પ્રત્યે મમત્વ જેટલો ઓછો રાખશો તેટલું સુખ થશે અને જેટલો મમત્વ વધારશો તેટલું વધારે દુઃખ થશે. જ્યાંસુધી તમે આ પદાર્થોના મમત્વમાં ફસાઈ રહેશો ત્યાંસુધી આત્માની ઉન્નતિ થઇ શકશે નહિ. આજનું વિજ્ઞાન પણ એ જ કહે છે કે, જે માણસ બીજાના ફંદામાં ફસાએલો રહે છે તે માણસ પોતાનો વિકાસ કરી શકતો નથી. જે મમત્વનો ત્યાગ કરે છે તે જ પોતાનો વિકાસ કરી શકે છે. કમળ જો જળમાં જ લિપ્ત થઇને રહે તો તેનો વિકાસ થઈ શકે નહિ. કમળ જ્યારે જળમાંથી નિર્લેપ થઈને બહાર નીકળે છે ત્યારે જ તેનો વિકાસ થાય છે. આજ વાત આત્માના વિકાસને પણ લાગુ પડે છે. આત્મા પણ જ્યાં સુધી બાહ્ય પદાર્થોમાં લિપ્ત રહે છે ત્યાં સુધી તે પોતાનો વિકાસ સાધી શકતો નથી, પરંતુ જ્યારે તે પદાર્થોના મમત્વ-લેપથી નિર્લેપ બની જાય છે ત્યારે જ પોતાનો વિકાસ સાધી શકે છે. આજ કારણે શાસ્ત્ર-કારોએ ઉપધિનો ત્યાગ કરવાનો ઉપદેશ આપ્યો છે. ભગવાને કહ્યું છે કે, ઉપધિનો ત્યાગ કરવાથી આત્મા કર્મરહિત બની સિદ્ધ, બુદ્ધ અને મુક્ત બની શકે છે. આ પ્રમાણે એક પ્રકારની ઉપધિનો ત્યાગ કરવાથી શું ફળ મળે છે તે કહેવામાં આવ્યું છે.

હવે એક ઉપાધ બીજા પ્રકારની પણ છે, કે જેની દ્વારા સંયમમાર્ગની પુષ્ટિ થાય છે. આ ઉપરથી અત્રે એવો પ્રશ્ન ઉપસ્થિત થવો સ્વાભાવિક છે કે, એક બાજુ તો ઉપધિનો ત્યાગ કરવાનું કહેવામાં આવે છે અને બીજી બાજુ ઉપધિદ્વારા સંયમમાર્ગની પુષ્ટિ થાય છે એમ કહેવામાં આવે છે, તો એનું શું કારણ? આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, એક ઉપધિ તો બંધનરૂપ હોવાથી ત્યાજ્ય છે અને બીજી ઉપધિ સંયમ માર્ગમાં સાધનભૂત હોવાથી વિવશ થઇને રાખવી પડે છે, અને એટલા જ માટે તે ગ્રાહ્ય છે. આ વાત એક સાધારણ ઉદાહરણ દ્વારા વિશેષ સ્પષ્ટ કરૂં છું.

માનો કે, કોઈ માણસને પગે ગૂમડું થયું છે. તેણે ડૉકટરને બતાવ્યું. ડૉકટરે મલમ ચોપડી પાટો બાંધવાનું કહ્યું. ડોકટરના કહેવા પ્રમાણે તે માણસે પગના ગૂમડા ઉપર મલમ ચોપડી પાટો બાંધ્યો. હવે અત્રે વિચારવાનું એ છે કે, તે માણસે કપડાંનો પાટો મમતાથી બાંધ્યો કે દુઃખને દૂર કરવા માટે બાંધ્યો ? તે માણસ આખર તે પાટાને છોડી જ દેવાનો છે. પરંતુ જ્યાં સુધી પગે ગૂમડું છે ત્યાંસુધી તેણે પગે પાટો બાંધવો જ પડશે. જો પગે ગૂમડું ન હોય તો કોઈ શા માટે પગે પાટો બાંધી રાખે ? તે માણસને પણ પગે પાટો બાંધી રાખવાની ઈચ્છા તો નથી, પરંતુ જ્યાંસુધી પગે ગૂમડાંની પીડા છે ત્યાંસુધી વિવશ થઇને પગે પાટો બાંધી રાખવો પડે છે.

આજ વાત સાધુઓની ઉપધિ વિષે પણ સમજો. સાધુઓ સંયમનું પાલન કરવા માટે જ ઉપધિ રાખે છે. જો ઉપધિ રાખીને અર્થાત્ વસ્ત્ર–પાત્ર આદિ સંયમનાં સાધનો રાખીને સાધુ અભિમાન કરે તો જેમ પગે ગૂમડું ન હોય છતાં પાટો બાંધવાની માફક અનુચિતજ છે. પરંતુ જે પ્રમાણે ગૂમડાને કારણે પાટો બાંધવો અનુચિત નથી, તેજ પ્રમાણે નિરભિ-માની થઈને અને પોતાની અશક્તિનો સ્વીકાર કરીને ઉપધિ રાખવી એ પણ સાધુઓ માટે અનુચિત નથી. જે પ્રમાણે શહેરોમાં કેટલાક ભિખારીઓ ભીખ માંગવા માટે પગે કપડાં બાંધી ઢોંગ કરે છે તેવો ઢોંગ કરવો એ વાત જુદી છે. આવો ઢોંગ કરી ઉપધિ રાખ-નારની બધા લોકોએ નિંદા કરી છે. પરંતુ જે પ્રમાણે પગે ગૂમડું થવાથી પાટો બાંધવો

અનુચિત નથી, તેજ પ્રમાણે જે ઉપધિ સંયમને પુષ્ટ કરે છે તે ઉપધિને કર્મો નષ્ટ થાય ત્યાં સુધી, અથવા ઉપધિ તજવાની શક્તિ આવે ત્યાંસુધી, રાખવી અનુચિત નથી. પરંતુ ઉપધિ રાખીને અભિમાન કરવું કે આનંદ માનવો તે ગૂમડું ન હોય છતાં પગે પાટો બાંધવા જેવી મૂર્ખતા છે. ભગવાન કહે છે કે, જે વસ્તુની જેટલી અનિવાર્ય આવશ્યકતા છે તેટલી ઉપધિ રાખવી, પરંતુ જે વસ્તુની આવશ્યકતા નથી અને જેનો ત્યાગ કરવાની શક્તિ છે તેનો ત્યાગ ન કરવો એ મૂર્ખતા છે. છતાં જ્યાંસુધી ઉપધિ રાખવી પડે ત્યાંસુધી ઉપધિને કારણે કોઇ પ્રકારનું અભિમાન કરવું ન જોઈએ. એમ થવું ન જોઇએ કે, સુંદર કપડાં રાખે અથવા સુંદર ચીજ રાખે અને પછી તેને કારણે અભિમાન કરે. ગૂમડાં ઉપર જે પાટો બાંધવામાં આવે છે તે આઘાત આદિથી બચવા માટેજ બાંધવામાં આવે છે, સુંદરતા વધારવા માટે પાટો બાંધવામાં આવતો નથી. તેજ પ્રમાણે સાધુઓ જે કપડાં રાખે છે તે લજ્જાની રક્ષા માટે તથા શરીરને શીત કે તાપનો જે આઘાત લાગે છે અને જે આઘાતને સહેવાની હજી શક્તિ નથી તે આઘાતથી બચવા માટે જ રાખે છે. એટલા માટે સાધુઓએ વસ્ત્રાદિ રાખવામાં શૃંગારની ભાવના રાખવી ન જ જોઇએ. જો એવી શ્રૃંગાર ભાવના રાખવામાં આવે તો તે વસ્ત્રાદિની ઉપધિ સંયમમાં બાધક નીવડે છે.

શક્તિ ન હોવા છતાં ઉપધિનો ત્યાગ કરવો અનુચિત છે, એટલું જ નહિ પણ તેમ કરવાથી અનેક અનર્થો પણ પેદા થવાની સંભાવના રહે છે. જે પ્રમાણે ગૂમડું મટયું નથી તે પહેલાં જ તે ઉપર બાંધવામાં આવેલો પાટો ખોલી નાંખવાથી ગૂમડું વધી જવાનો, પાકી જવાનો કે તેના ઘાવમાં કીડા આદિ પડી જવાનો સંભવ રહે છે, તેજ પ્રમાણે શક્તિ ન હોવા છતાં ઉપધિનો ત્યાગ કરવાથી પણ અનેક પ્રકારની હાનિ થવાનો સંભવ રહે છે. એટલા માટે ઉપધિનો ત્યાગ કરવામાં વિવેક રાખવાની આવશ્યકતા રહે છે. જો પોતાનામાં શક્તિ-સામર્થ્ય હોય તો તો ઉપધિનો ત્યાગ કરવો એ સારું જ છે; પરંતુ શક્તિસામર્થ્ય ન હોય અને એવી અવસ્થામાં સંયમનિર્વાહાર્થે ઉપધિ રાખવી પડે તો તે ખરાબ નથી. પરંતુ ઉપધિને કારણે અભિમાન કરવું એ ખરાબ જ છે. એટલા માટે સાધુઓએ ઉપધિ રાખીને જરા પણ અભિમાન કરવું ન જોઈએ. શાસ્ત્ર તો કહે છે કે, સાધુઓએ તો એવી ઉચ્ચ ભાવના ભાવવી જોઇએ કે એવો મને શુભ અવસર કયારે મળે કે જ્યારે હું જિનકલ્પી થઈ બધાં સાધનોનો ત્યાગ કરી વિચરું. જ્યારે સાધુઓને આવી ઉચ્ચ ભાવના ભાવવાનું કહેવામાં આવ્યું છે ત્યારે ઉપધિ રાખવાને કારણે સાધુઓએ અભિમાન શા માટે કરવું જોઇએ ? જો ઉપધિ રાખીને અભિમાન કરવામાં આવે તો જે ઉપધિ સંયમમાં સાધનભૂત બને છે તે જ ઉપધિ દુર્ગતિને માર્ગે લઇ જનારી નીવડે છે.

ઉપધિનો ત્યાગ કરવાથી જીવને શો લાભ થાય છે ? એ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને ફરમાવ્યું છે કે, ઉપધિનો ત્યાગ કરનાર ભય આદિ કલેશથી રહિત થાય છે અર્થાત્ તેને કોઇ પ્રકારનો ભય રહેતો નથી. ઉપધિનો ત્યાગ કરવાથી જીવાત્મા કેવી રીતે નિર્ભય બને છે એ વાત એક ઉદાહરણદ્વારા સમજાવું છું:—

માનો કે, એક માણસ સોનાનો હાર પહેરી જંગલમાં ગયો છે અને બીજો માણસ એવો છે કે જેના સોનાનું કાંઇ ઘરેણું પહેર્યું નથી. હવે જો તે જંગલમાં કોઇ ચોર મળી જાય તો કોને ભય લાગશે ? જો જે માણસે સોનાનો હાર પહેર્યો છે તે માણસને

મમત્વ ન હોય અને નિર્મમ થઇને એમ વિચારે કે સોનું શું ચીજ છે! ચોર લઈ જાય તો ભલે લઈ જાય, તો તો તેને ભય પેદા થવાનું કોઈ કારણ નથી; પરંતુ જો સોનાના હાર પ્રત્યે મમત્વ હોય તો એ અવસ્થામાં તેને ચોરનો ભય લાગ્યા વિના રહેતો જ નથી. સોનાના મમત્વને કારણે કોઈવાર સોનું જવાનો અને પ્રાણ પણ જવાનો ભય રહે છે.

જે પ્રમાણે સોનાનું મમત્વ ન રાખવાથી નિર્ભય બની જાય છે તેજ પ્રમાણે ઉપધિનો ત્યાગ કરવાથી જીવાત્મા નિઃસંકલેશ અર્થાત્ કલેશરહિત બની જાય છે. બાહ્ય ઉપધિનો ત્યાગ કર્યા બાદ જે કર્મની ઉપધિ તથા શરીરની ઉપધિ રહે છે તેને માટે ભગવાને કહ્યું છે કે, બાહ્ય ઉપધિની માફક કર્મ તથા શરીરની ઉપધિનો પણ ત્યાગ કરવો જોઈએ. ઉપધિનો ત્યાગ કરવાથી જ્ઞાન–ધ્યાન તથા સ્વાધ્યાય પણ સારી રીતે થઈ શકશે. જ્યાં સુધી ઉપધિ હોય છે ત્યાં સુધી ઉપકરણોની સારસંભાળ પણ રાખવી પડે છે અને તેને લેવા–મૂકવાની ચિંતા પણ કરવી પડે છે. આજ પ્રમાણે જ્યાં સુધી શરીરની ઉપધિ હોય છે ત્યાં સુધી ભોજન–પાણી લેવા જવામાં પણ સમયનો ભોગ આપવોજ પડે છે. જ્યારે વસ્ત્ર–પાત્રાદિની ઉપધિ રહેવા નહિ પામે ત્યારે જ્ઞાન–ધ્યાન તથા સ્વાધ્યાયમાં પણ અધિક સમય આપી શકાય છે; એટલા માટે ઉપધિનો જેટલો ત્યાગ થાય તેટલું સારું જ છે. પરંતુ પોતાની શક્તિ જોઈને ઉપધિનો ત્યાગ કરવો જોઈએ. ઉપધિનો ત્યાગ કરવાનું શક્તિસામર્થ્ય ન હોય તો ઉપધિને કારણે અભિમાન કરવું ન જોઈએ, પરંતુ ઉપધિનો ત્યાગ કરવા હું ક્યારે સમર્થ થાઉં એવી ઉચ્ચ ભાવના ભાવવી જોઈએ.

ઉપધિ બે પ્રકારની હોય છે, એક તો ઔધિક ઉપધિ અને બીજી ઔપગ્રાહિક ઉપધિ. જેના વિના કામ ચાલી જ શકતું નથી અર્થાત્ જે વસ્તુની અનિવાર્ય આવશ્યકતા રહે છે તે ઔધિક ઉપધિ છે, અને જે વસ્તુ કોઈ કારણવશાત્ લેવી પડે છે અને કારણ મટ્યા બાદ તે વસ્તુનો ત્યાગ કરી દેવામાં આવે છે તે ઔપગ્રાહિક ઉપધિ છે. આ વાત ગૃહસ્થોની ઉપધિને પણ લાગુ પડે છે અને સાધુઓની ઉપધિને પણ લાગુ પડે છે. ભગવાને સાધુઓને માટે કહ્યું છે કે, સાધુ જઘન્ય બાર, મધ્યમ ચૌદ અને ઉત્કૃષ્ટ પચ્ચીસ ઉપધિ–ઉપકરણો રાખી શકે. તેથી વધારે રાખી શકે નહિ. અત્રે નિર્ગ્રન્થ–ધર્મનું જ વર્ણન કરવામાં આવે છે, એટલા માટે આ મર્યાદા નિર્ગ્રન્થ સાધુને માટે બતાવવામાં આવી છે. ગૃહસ્થ–ધર્મનું અત્રે વર્ણન કરવામાં આવ્યું નથી પરંતુ આ ઉપરથી ગૃહસ્થોએ પણ વિચાર કરવો જોઈએ અને જેટલા પ્રમાણમાં ઉપધિ–ઉપકરણોનો ત્યાગ થઈ શકે તેટલો ત્યાગ કરવો જોઈએ.

તમે લોકો–શ્રાવકો જે સામાયિક કરો છો તે ઉપધિનો ત્યાગ કરવાનો અભ્યાસ કરવા માટે જ કરવામાં આવે છે. જો તમે આજે ઉપધિનો ત્યાગ કરવામાં સમર્થ ન હો તો તે ઉપધિરૂપ ઉપાધિમાં રહેવા છતાં અભિમાન ન કરો, પરંતુ તે ઉપધિ પ્રત્યે મમત્વ ઓછો કરી પરમાત્મા સાથે સંબંધ જોડો તો તમે પણ ધીમે ધીમે કોઈ દિવસ ઉપધિનો ત્યાગ કરવા માટે શક્તિમાન થઈ શકશો. તમે લોકો અન્ય સાંસારિક કામોમાં તો પૂરતો સમય ગાળો છો પરંતુ પરમાત્માને પસંદ પડે એવાં કાર્યો કરવામાં સમય આપતા નથી એ દુઃખનો વિષય છે. તમે લોકો ધારો તો વ્યાવહારિક કાર્યો કરવાની સાથે જ પરમાત્માનું નામ સ્મરણ કે પરમાત્માને પસંદ પડે એવાં સત્કાર્યો કરી આત્મકલ્યાણ સાધી શકો છો.

આમ છતાં જો તમે આત્મકલ્યાણ ન સાધો તો તે તમારી કેવી ભૂલ કહેવાય? પનીહારી પાણી ભરતી વખતે બીજી સખીઓ સાથે વાત કરતી જાય છે અને ઘડો પડી ન જાય તેનું પણ ધ્યાન રાખે છે. આ પ્રમાણે ઘડો પડી ન જાય તે પ્રત્યે તેનું ચિત્ત ખાસ લક્ષ્ય રાખે છે તે જ પ્રમાણે તમે બીજાં કામો કરવાની સાથે જ જો તમારું ચિત્ત પરમાત્મામાં પરોવો તો કેવું સારૂં? પરમાત્મામાં ચિત્તને એકાગ્ર કરવાથી આત્માનું હિત પણ થાય છે અને ચિત્ત પણ સ્વચ્છ રહે છે. મન એ જ બંધન અને મુક્તિનું કારણ છે, એટલા માટે મન જેટલું સ્વચ્છ રહે તેટલું સારું છે. મનને સ્વચ્છ રાખવાનું સૌથી સરસ સાધન પરમાત્માનું નામસ્મરણ કરવું એ છે. તમારા શરીરને તો કદાચ રાજા બંધનમાં નાંખી શકે, પરંતુ તમારા મનને તો રાજા તો શું કોઈપણ સમર્થ વ્યક્તિ પણ બંધનમાં નાંખી શકે નહિ. મન તો સ્વતન્ત્ર જ છે, એટલા માટે જેલમાં પણ જો મનદ્વારા પરમાત્માનું સ્મરણ કરવામાં આવે તો તે જેલ પણ તમારા માટે હિતકારિણી થઈ જાય!

શ્રીકૃષ્ણનો જન્મ કારાગારમાં જ થયો હતો. વસુદેવ અને દેવકી જેલમાં હતા ત્યારે કૃષ્ણનો જન્મ થયો હતો; છતાં શું તેઓ જેલમાં દુઃખ માનતા હતા? જો તેઓ જેલને દુઃખરૂપ માનતા હોત તો શું તેઓ કૃષ્ણજન્મનો આનંદ લૂંટી શકત?

મેં એક પુસ્તકમાં વાંચ્યું છે કે, દેવકી જેવી સહનશીલ સ્ત્રી બીજી કોઈ થઈ નથી. દેવકીમાં સ્ત્રીયોચિત બીજા ગુણો તો હતા જ, પરંતુ પતિના વચનની રક્ષા માટે પોતાનાં સંતાનોને આપી દેવાં, અને સાથે સમતા રાખવી એ તેનામાં મોટો ગુણ હતો. સંતાન બધાંને પ્રિય હોય છે. પશુપક્ષીઓને પણ સંતાનો પ્રિય હોય છે, તો પછી મનુષ્યોને સંતાનો પ્રિય હોય એ સ્વાભાવિક જ છે. પુરુષોની અપેક્ષા સ્ત્રીઓને સંતાનો પ્રત્યે વિશેષ સ્નેહભાવ હોય છે. પરંતુ દેવકીએ કેવળ પતિના વચનની રક્ષા માટે જ પોતાનાં સંતાનોને પણ મારી નંખાવવા માટે આપી દીધાં. દેવકી જ્યારે પુત્રને જન્મ આપતી ત્યારે વસુદેવ તેને કહેતા કે, હું ઘણો જ પાપી છું કે સંતાનોનો જન્મ થતાં જ આપી દેવાનું વચન આપ્યું છે, પણ તમે તો સ્વયં સ્વતંત્ર છો એટલા માટે તમને ઉચિત લાગે તેમ કરી શકો છો. આ પ્રમાણે વસુદેવ આવા સમયે કાંપી ઊઠતા હતા. દેવકી ઉપર આવા સમયે બે જવાબદારી આવી પડતી હતી; એક તો પતિવ્રતધર્મની રક્ષા માટે પતિના વચનનું પાલન કરવું અને બીજી જે સંતાનને જન્મ આપ્યો છે તેની રક્ષા કરવી. પરંતુ દેવકીએ તો પતિના વચનની રક્ષાને જ મહત્ત્વ આપ્યું. દેવકી મનમાં એવો જ વિચાર કરતી કે, જો મારા પતિ કામ, ક્રોધ, લોભ આદિને વશ થઈ કોઈ અનુચિત કામ કરતા હોત, તો તો હું તે કામોનો વિરોધ કરત અને પતિને સુમાર્ગે ઉપર લાવવાનો પ્રયત્ન કરત, પરંતુ મારા પતિ તો ધર્મનું પાલન કરે છે અને ધર્મની રક્ષા કરવા માટે પોતાનાં સંતાનોને પણ આપી દે છે. આવી અવસ્થામાં હું તેમના આ કાર્યને અનુચિત કેવી રીતે કહી શકું અથવા તેમના આ કાર્યમાં બાધા કેવી રીતે ઉભી કરી શકું? આ પ્રમાણે વિચાર કરી દેવકી બાળક જન્મતાં જ વસુદેવને સોંપી દેતી અને કહેતી કે, આ બાળક તો તમારું જ છે, હું તો તેને પાળનારી દાસી છું. એટલા માટે તમને જેમ યોગ્ય લાગે તેમ કરો. વસુદેવ પણ ક્ષત્રિય અને વીરનર હતા, એટલા માટે તેઓ પણ પોતાના વચનનું પાલન કરવા માટે દૃઢપ્રતિજ્ઞ રહેતા હતા.

આજે તમે લોકોએ કાયરતાનાં કપડાં પહેરી લીધાં છે અને એ કારણે તમે ધાર્મિક કાર્યોમાં કાયરતા બતાવો છો અને જે વચન આપો છો તેનું બરાબર પાલન કરતા નથી. પરંતુ કોઇને વચન આપ્યું હોય તો પ્રાણના ભોગે પણ તેનું પાલન કરવું જોઇએ. કહ્યું છે કે :—

**સત મત છોડો શૂરમા, સત છોડે પત જાય;**
**સતકી બાંધી લક્ષ્મી, ફિર મિલેગી આય.**

દૃઢપ્રતિજ્ઞ પુરુષો કોઈ દિવસ વચનભંગ કરતા નથી. વચનભંગ કરવાથી પ્રતીતિ-વિશ્વાસ ઓછો થાય છે. એટલા માટે વચનનું પાલન કરી પ્રત્યેકનો વિશ્વાસ સંપાદન કરવાનો પ્રયત્ન કરવો જોઇએ.

લગ્ન સમયે તમે તમારી પત્નીને અને તમારી પત્નીએ તમને શું વચન આપ્યું હતું અને તમે પરસ્પર કેવી પ્રતિજ્ઞા લીધી હતી તેનો વિચાર કરો. પત્નીએ તે વખતે એવી પ્રતિજ્ઞા લીધી હતી કે, હું પતિવ્રતનું પાલન કરીશ અને પતિએ એવી પ્રતિજ્ઞા કરી હતી કે, હું પત્નીવ્રતનું પાલન કરીશ. તમે લોકો લગ્ન સમયે આવી પ્રતિજ્ઞા તો લો છો, પરંતુ તેનું પાલન બરાબર કરો છો કે નહિ? જે પતિએ પત્ની સામે એવી પ્રતિજ્ઞા કરી છે કે, હું પત્નીવ્રતનું પાલન કરીશ તે પતિ જો પરસ્ત્રીનું સેવન કરે તો તે પોતાની લીધેલી પ્રતિજ્ઞાનો ભંગ કરે છે કે નહિ? જો જ્ઞાતિની સમક્ષ લેવામાં આવેલી પ્રતિજ્ઞાનો ભંગ પતિ કે પત્ની કરે તો તે કેટલું બધું અનુચિત કહેવાય? પ્રતિજ્ઞાનું પાલન કરવું એ પ્રત્યેકનું કર્તવ્ય છે.

વસુદેવ પોતાની પ્રતિજ્ઞાનું પાલન કરવામાં દૃઢ રહ્યા. તેઓ એમ વિચારતા હતા કે, ગમે તેટલું માથે સંકટ પડે તો પણ ધર્મપાલનમાં તો દૃઢ જ રહેવું જોઇએ. જે લોકો ધર્મપાલનમાં દૃઢ રહે છે તે લોકોની સેવા કરવા માટે દેવો પણ લાલાયિત રહે છે. કહ્યું પણ છે કે :—

**देवा वि तं नमंस्सन्ति जस्स धम्मे सया मणो ।**

અર્થાત્—ધર્મમાં દૃઢ રહેનાર ધર્માત્માઓને દેવો પણ નમસ્કાર કરે છે. આ કથનાનુસાર દેવકીનાં સંતાનો માર્યા ગયા નહિ, પરંતુ હરિણગમેષી દેવે દેવકીનાં સંતાનોને નાગ ગાથાપતિને ત્યાં મોકલાવી દીધાં અને નાગ ગાથાપતિનાં સંતાનો લાવીને વસુદેવને આપી દીધાં. આ પ્રમાણે સત્ય ઉપર દૃઢ રહેવાને કારણે વસુદેવને કોઇ પ્રકારની હાનિ થઇ નહિ.

તમે પણ સત્ય અને ધર્મ ઉપર શ્રદ્ધા રાખો. સત્ય અને ધર્મ ઉપર શ્રદ્ધા રાખનારની રક્ષા થઈ છે, થાય છે અને થશે. જો તમારામાં ધર્મ ઉપર શ્રદ્ધા જ પેદા ન થાય તો તમારું અત્રે આવવું પણ નિરર્થક થાય છે. એટલા માટે નિર્ગ્રન્થપ્રવચન ઉપર શ્રદ્ધા રાખો. તમે અને અમે નિર્ગ્રન્થ-પ્રવચનથી બંધાએલા છીએ, આપણા વચ્ચે સંબંધ બાંધનાર નિર્ગ્રન્થ-પ્રવચન છે એટલા માટે નિર્ગ્રન્થ-પ્રવચન ઉપર શ્રદ્ધા રાખી સત્યનું પાલન કરો. વસુદેવ જેવા સત્યનું પાલન કરનાર અને દેવકી જેવી પતિવ્રતા-એવા દંપતીને ત્યાં જ શ્રીકૃષ્ણ જેવા મહાપુરુષનો જન્મ થાય છે. આવા મહાપુરુષ જન્મ લઇને શું કરે છે એ વિષે ગીતામાં કહ્યું છે કે :—

यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहं ॥

અર્થાત્—જ્યારે ધર્મનું અપમાન થાય છે અને અધર્મનું સામ્રાજ્ય ફેલાય છે ત્યારે મહાપુરુષનો જન્મ થાય છે. તે મહાપુરુષ ધર્મની રક્ષા કરે છે. મનુસ્મૃતિમાં કહ્યું છે કે, धर्मो रक्षति रक्षित: અર્થાત્ જે વ્યક્તિ ધર્મની રક્ષા કરે છે, તે વ્યક્તિની ધર્મ રક્ષા કરે છે. એટલા માટે ધર્મ ઉપર શ્રદ્ધા રાખી તેનું બરાબર પાલન કરો અને પરમાત્માનું સ્મરણ કરવામાં મનને પરોવો તો તેમાં સ્વ-પરનું કલ્યાણ જ રહેલું છે.

## વ્યાખ્યાન: સંવત્ ૧૯૯૪ શ્રાવણ શુદી ૧૦ શુક્રવાર

### પ્રાર્થના

**પ્રણમૂં વાસુપૂજ્ય જિનનાયક, સદા સહાયક તૂ મેરો;**
**વિષમ વાટ ઘાટ ભય થાનક, પરમ શ્રેય સરનો તેરો.**

—વિનયચંદ્રજી કુંભટ ચોવીશી

શ્રી વાસુપૂજ્ય ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

પ્રાર્થના એ તો આત્મા અને પરમાત્મા સાથે સંબંધ જોડનારી એક સાંકળ છે. આ સાંકળના સંબંધથી આત્મા પરમાત્માના સાનિધ્યમાં જઈ શકે છે. જે પ્રમાણે ટ્રેનનાં ડબ્બાઓ એક બીજાની સાથે સાંકળથી સંકળાએલાં હોવાને કારણે એક જ એન્જિનના બળથી હજારો માઇલનો રસ્તો થોડા વખતમાં સરળતાપૂર્વક કાપી શકે છે, તે જ પ્રમાણે આત્મા અને પરમાત્મા વચ્ચે પ્રાર્થનાની સાંકળ જોડાએલી હોય અને આત્મબળની પ્રેરણા હોય તો પતિત, પદદલિત તથા અજ્ઞાન આત્મા પણ સિદ્ધ, બુદ્ધ તથા મુક્ત થઈ મુક્તિનો લાંબો માર્ગ પણ સરળતાપૂર્વક અને શીઘ્રતાથી કાપી શકે છે.

પ્રાર્થના એ તો પ્રાણસંજીવની શક્તિ છે. પ્રાર્થનામાં બહારનું બળ નથી પણ અંતરનું બળ છે. પ્રાર્થનામાં રહેલી શક્તિ તે આત્મિક શક્તિ છે. આ આત્મિક શક્તિ આગળ પાશવિક શક્તિ કાંઈ વિસાતમાં નથી.

જે વ્યક્તિને પ્રાર્થનાની શક્તિમાં વિશ્વાસ છે, શ્રદ્ધા છે તે વ્યક્તિને માટે પ્રાર્થના જીવનની આવશ્યક વસ્તુ બની જાય છે. જીવનની શુદ્ધિ કરવા માટે પ્રાર્થના એ એક અમોઘ સાધન છે. જે ખરા અંતઃકરણથી પરમાત્માની પ્રાર્થના કરે છે તે જ પ્રાર્થનાનું મૂલ્ય આંકી શકે છે.

સામાન્ય રીતે સંસારમાં પ્રત્યેક વ્યક્તિ સ્વાર્થપૂર્તિ માટે પ્રાર્થના તો કરે જ છે. પરંતુ આત્મશુદ્ધિ માટે નિઃસ્વાર્થભાવે પરમાત્માની પ્રાર્થના કરનાર લોકો વિરલ જ જોવામાં આવે છે. પરમાત્માની પ્રાર્થના કરનાર વ્યક્તિ સુખમાં ફુલાઇ જતો નથી અને દુઃખમાં ગભરાઈ જતો નથી. પ્રાર્થના તો સુખદુઃખમાં સમાનવૃત્તિ રાખવાનો અભ્યાસ કરાવે છે.

આ પ્રાર્થનામાં કહેવામાં આવ્યું છે કે, પરમાત્માનો સાચો ભક્ત વિપત્તિને પણ સંપત્તિ-રૂપ માને છે. જો આત્મા દુઃખ ચાહતો ન હોય તો તેણે દુઃખ પેદા થાય એવાં કૃત્યો કરવાં ન જોઇએ. કોઈ માણુસ અપથ્ય ખાન-પાન કરે અને સાથે સાથે પોતે સ્વસ્થ રહેવા પણ ચાહે એ બન્ને વાત બની શકે નહિ. જો તે સ્વસ્થ રહેવા ચાહે છે તો તેણે કુપથ્ય ખાન-પાનનો ત્યાગ કરવો જ જોઇએ. આ વ્યાવહારિક વાતને આધ્યાત્મિકતામાં પણ ઉતારવી જોઇએ. જો આત્મા દુઃખ ચાહતો ન હોય તો સર્વ પ્રથમ તેણે દુઃખનાં કારણો-કામ, ક્રોધ, મોહ, લોભ આદિને દૂર કરવાં જોઈએ. કામ, ક્રોધ, મોહ, લોભ વગેરે દુર્ગુણો આસુરી પ્રકૃતિનાં સંતાનો છે. આ આસુરી પ્રકૃતિને પોતાના જીવનમાં સ્થાન આપવું તે દુઃખને આમંત્રણ આપવા સમાન છે. આત્મા પહેલાં તો અવિવેક કરી દુઃખને આમંત્રણ આપે છે અને જ્યારે દુઃખો માથે આવી પડે છે ત્યારે રોવા માંડે છે. રુદન કરવાથી કે માથું કૂટવાથી દુઃખ દૂર થઈ શકતું નથી પણ ઊલટું વધવા પામે છે. આવી અવસ્થામાં માથે આવી પડેલી વિપત્તિને સંપત્તિરૂપ માની સહિષ્ણુતાપૂર્વક તથા સમભાવે સહી લેવી એમાં જ આત્માનો પુરુષાર્થ રહેલો છે. દુઃખને સુખ રૂપ કેમ બનાવી શકાય એવો કોઈને પ્રશ્ન પેદા થાય એ સ્વાભાવિક છે. આ પ્રશ્નના ઉત્તરમાં આ પ્રાર્થનામાં જ કહેવામાં આવ્યું છે કે:—

**તન ધન પ્રાણ સમર્પી પ્રભુને ઈન પર વેગ રિઝાસ્યાં રાજ.**

અર્થાત્—પરમાત્માને આત્મ-સમર્પણ કરવાથી દુઃખ સુખરૂપે અને વિપત્તિ સંપત્તિરૂપે પરિણમે છે.

વિપત્તિને સંપત્તિ બનાવવાનો સાચો ઉપાય એ છે કે, વિપત્તિથી ગભરાઓ નહિ પણ તેને આત્મકલ્યાણનું એક શ્રેષ્ઠ સાધન માની પ્રસન્નચિત્ત રહો. આ વાત હું કહું છું એટલા માટે સત્ય માનો નહિ પણ મારી વાત સત્ય છે એટલા માટે માનો. મારી વાતને શાસ્ત્ર પણ ટેકો આપે છે. શાસ્ત્રમાં એવો ઉલ્લેખ મળે છે કે, ગજસુકુમાર મુનિના મસ્તક ઉપર સોમલ બ્રાહ્મણે ધગધગતી આગ મૂકી હતી, છતાં મુનિએ તો એમ જ માન્યું કે આ વિપત્તિને મેં આમંત્રણ આપ્યું છે એટલા માટે વિપત્તિ આવી છે. જો હું ભગવાન અરિષ્ટનેમિનો સાચો શિષ્ય હોઉં તો મારે આ વિપત્તિને પણ સંપત્તિરૂપ માની લેવી જોઈએ. વિપત્તિને હું સંપત્તિ બનાવું તો જ હું ભગવાનનો સાચો સેવક તથા ભક્ત બની શકું. આ પ્રમાણે વિચાર કરી મુનિએ સોમલ બ્રાહ્મણને દોષ ન આપ્યો, પરંતુ વિપત્તિને સંપત્તિરૂપ માની આત્મકલ્યાણ સાધી મોક્ષ પામ્યા.

વિપત્તિને વિપત્તિરૂપ માનવાથી દુઃખ ઘટવાને બદલે વધવા પામે છે, પરંતુ જો વિપત્તિને સંપત્તિરૂપ માનવામાં આવે તો દુઃખ પણ સુખરૂપે પરિણત થઈ જાય છે.

દૈવી શક્તિ અને આસુરી શક્તિ વચ્ચે હમેશાં યુદ્ધ ચાલ્યા કરે છે. ક્રોધ, માન, માયા, લોભ, મોહ આદિ આસુરી શક્તિ છે. અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, સંતોષ આદિ દૈવી શક્તિ છે. પરમાત્માની પ્રાર્થના દૈવી શક્તિ દ્વારા આસુરી શક્તિને પરાસ્ત કરવાનું આત્માને બળ આપે છે. પ્રાર્થનાનું બળ અમાપ છે. આસુરી શક્તિને જીતવાનો સાચો માર્ગ દૈવી શક્તિનો વિકાસ કરવો એ છે. જે જે મહાપુરુષો થયા છે તેઓ બધા દૈવી શક્તિનો

વિકાસ સાધવાથી મહાન્ થયા છે. દૈવી શક્તિનો વિકાસ કરવો અને આત્માનો ઉદ્ધાર કરવો એ જ મહાજનોનો રાજમાર્ગ છે.

ભગવાન મહાવીરનો માર્ગ સંયમ માર્ગ છે, અહિંસાનો માર્ગ છે. આ માર્ગ ઉપર ચાલવું એ વિકારવિજયી વીરોનું કામ છે. ભગવાને તો વિપત્તિને પણ સંપત્તિ રૂપે માનવાનો ઉપદેશ આપ્યો છે. જો આત્મા, વિપત્તિ ઉપર વિજય મેળવવા માટે પરમાત્માની પ્રાર્થના કરે તો વિપત્તિ પણ સંપત્તિ બની શકે છે અને આત્માનું શલ્ય પણ દૂર થઈ શકે છે.

અહિંસા, સંયમ, સત્ય, ત્યાગ, બ્રહ્મચર્ય એ બધાં વિપત્તિને સંપત્તિ બનાવવાનાં સાધનો છે. આ સાધનો કેવાં અમોઘ છે તે વાત હવે શાસ્ત્ર દ્વારા સમજાવું છું:—

## સમ્યક્ત્વ પરાક્રમ—બોલ ચોત્રીસમો ( ચાલુ )

ઉપધિનો ત્યાગ કરવાથી જીવને શો લાભ થાય? એવો પ્રશ્ન ગૌતમ સ્વામીએ મહાવીર ભગવાનને પૂછયો છે. આ પ્રશ્ન ઉપરથી એટલું તો સ્પષ્ટ જણાય છે કે, ઉપધિ રાખવામાં લાભ નથી પરંતુ ઉપધિનો ત્યાગ કરવામાં જ લાભ છે. એટલા જ માટે શાસ્ત્રમાં પણ કહેવામાં આવ્યું છે કે:—

**उवसमेणं हणे, कोहं माणं मद्दवया जिणे ।**
**मायमज्जवभावेणं, लोहं संतोसेणं जिणे ॥**

અર્થાત્—ઉપશમ-ક્ષમા દ્વારા ક્રોધનો નાશ કરો, માર્દવતાથી માનને જીતો, આર્જવભાવથી માયાને જીતો અને સંતોષ દ્વારા લોભને જીતો.

ક્રોધાદિને આત્માના શત્રુ માનવામાં આવે તો જ તેને હણી કે જીતી શકાય. ક્રોધ તો સાક્ષાત્ શત્રુ છે જ, પરંતુ અહંકાર પણ શત્રુરૂપ છે. ઉપશમ-ક્ષમા દ્વારા ક્રોધને અને નમ્રતા દ્વારા અહંકારને-માનને જીતી લેવાં જોઇએ. જ્યારે આંબામાં ફળ આવે છે ત્યારે આંબો નમી જાય છે પરંતુ એરંડો નમતો નથી. આ ઉપરથી તમે જરા વિચાર કરો કે તમે આંબા જેવા બનવા ચાહો છો કે એરંડા જેવા ? આંબા જેવા બનવા માટે તમારે નમ્રતા કેળવવી જોઇએ. વાસ્તવમાં જેનામાં અહંકાર નથી પરંતુ નમ્રતા છે તે જ સંસારમાં યશસ્વી બની જાય છે. બાકી જેનામાં અહંકાર હોય છે તે નષ્ટપ્રાયઃ બની જાય છે. જે વ્યક્તિમાં અહંકાર હોય છે તે વ્યક્તિને અહંકાર નષ્ટ કરી નાંખે છે.

રાવણનો નાશ અહંકારને કારણે જ થયો હતો. તે સારી રીતે જાણતો હતો કે, હું સીતાને લઇ આવ્યો છું તે મેં સારૂં કર્યું નથી. પરંતુ તેનામાં એ વાતનો અહંકાર હતો કે લંકાધિપતિ એવો હું તેને હવે પાછી કેવી રીતે સોંપી શકું ? રાવણને મંદોદરીએ પણ બહુ સમજાવ્યું હતું કે :—

**' તાસુ નારિ નિજ સચિવ બુલાઇ, પહુંચાવહુ જો ચહહુ ભલાઇ '**

અર્થાત્—જો તમે તમારૂં તથા રાજ્યનું ભલું ચાહતા હો તો આજે જ આપણા સચિવને બોલાવીને સીતાને પાછી મોકલી દો. આ પ્રમાણે મંદોદરીએ રાવણને સમજાવ્યો. રાવણ પણ આ વાતને સમજી શકયો કે સીતાને પાછી ન મોકલવાથી હાનિ જ થવાની છે

છતાં તેનામાં એવો અહંકાર હતો, કે જે સીતાને હું લઇ આવ્યો તેને હું પાછી મોકલું તો તે મારી કાયરતા કહેવાય. મને લોકો કાયર કહે. આ અહંકારને કારણે જ તેણે સીતાને રામની પાસે પાછી મોકલી નહિ અને પરિણામે રાવણનો નાશ અહંકારને કારણે જ થયો. રાવણ તો પોતાના બલ કે વૈભવ આદિને કારણે અહંકાર કરતો હતો. પરંતુ તમે કયા કારણે અહંકાર કરો છો તેનો જરા વિચાર કરો. અહંકાર એ નાશનું મૂળ કારણ છે એમ સમજી અહંકારનો ત્યાગ કરો અને નમ્રતા ધારણ કરો.

આંબાને કોઈ પત્થરથી મારે કે લાકડીથી મારે પરંતુ તે તો બધાંને મીઠાં ફળ જ બદલામાં આપે છે. આંબો કોઇના ઉપર ક્રોધ કરતો નથી, તેમ હું બધાંને મીઠાં ફળ આપું છું એવું અભિમાન પણ કરતો નથી. આથી વિપરીત તમે લોકો સારાસારનો વિવેક કરી શકો એવી બુદ્ધિ-શક્તિવાળા હોવા છતાં સામાન્ય વાતમાં ક્રુદ્ધ થઈ જાઓ છો અને ધન-મદમાં તણાઈ જઈ નિષ્કારણ અહંકારનું પ્રદર્શન કરો છો એ કેટલું બધું ખરાબ છે તેનો જરા વિચાર કરો. ક્રોધ-અહંકાર વગેરે આત્માના વિકારો છે. આ વિકારોરૂપી ઉપદ્ધિનો ત્યાગ કરવામાં લાભ જ છે. ભગવાન મહાવીરે પણ ઉપદ્ધિનો ત્યાગ કરવાથી નુકશાન નહિ પણ લાભ જ થાય છે એમ બતાવેલ છે. ઉપદ્ધિનો ત્યાગ કરવાથી આત્મા નિ:સંક્લેશ બને છે. આત્મા અને પરમાત્મામાં ઉપાધિને કારણે જ અંતરાય પડેલ છે. ઉપાધિનો ત્યાગ કરવાથી આત્મા અને પરમાત્મા વચ્ચે કોઇ પ્રકારનું અંતર રહેતું નથી.

પાણી તો સરોવરમાં પણ હોય છે અને એક પાત્રમાં રાખેલું પાણી પણ પાણી જ છે. પાણી તો બન્નેમાં છે પણ ભિન્નભિન્ન સ્થિતિમાં હોવાને કારણે તેમાં ભેદ છે. જો પાત્રમાં રાખેલું પાણી સરોવરના પાણી સાથે મેળવી દેવામાં આવે તો પછી શું કોઈ પ્રકારનો ભેદ રહી શકે? પછી તો બન્ને પાણી એક થઈ જશે. જ્યાંસુધી પાત્રની ઉપાધિ હતી ત્યાંસુધી ભેદ હતો; પરંતુ પાત્રની ઉપાધિ દૂર થતાં જ કોઇ પ્રકારનો ભેદ રહ્યો નહિ.

આ સામાન્ય જણાતા ઉદાહરણમાં પણ ઘણો સાર રહેલો છે. આ ઉદાહરણ ઉપરથી સંપપૂર્વક સાથે રહેવાનો ઉપદેશ મળે છે. જો સમાજમાં ઉપરના ઉદાહરણનું અનુકરણ કરવામાં આવે તો સમાજમાં ઘણો સુધાર થઇ શકે એમ છે. જો કોઇ માણસ કોઇ દુર્ગુણને કારણે સમાજથી બહિષ્કૃત થયો હોય, પરંતુ જો તેજ માણસ પ્રાયશ્ચિત લઈ દુર્ગુણનો ત્યાગ કરી પાછો સમાજમાં સમ્મિલિત થવા ચાહે તો તેને સમાજમાં પૂર્વવત્ સ્થાન આપવું જ જોઇએ. પરંતુ આજે સમાજની સ્થિતિ અસ્તવ્યસ્ત થઇ જવાને કારણે સમાજ-વ્યવસ્થા બરાબર ચાલતી નથી. સમાજસેવકોએ આ ઉપરથી વિચારવું જોઈએ કે, સમાજસ્થિતિ સુધારવા માટે સમાજની વ્યવસ્થા બરાબર કરવાની સર્વપ્રથમ આવશ્યકતા છે. સમાજની વ્યવસ્થા બરાબર સુધરી જશે તથા સમાજમાં બધાને સમાન સ્થાન મળશે તો સમાજદશા પણ અવશ્ય સુધરી જશે.

કહેવાનો આશય એ છે કે, આત્મા અને પરમાત્મામાં કર્મને કારણે જ ભેદ છે. જે વ્યક્તિ કર્મની ઉપાધિનો ત્યાગ કરી દે છે તે પરમાત્મામય બની જાય છે અને એટલા જ માટે પરમાત્મા પ્રત્યે એવી પ્રાર્થના કરવામાં આવે છે કે:—

પ્રભુજી મેરે અવગુણ ચિત્ત ન ધરો
એક નદિયા એક નાર કહાવત મૈલો નીર ભરો
મિલકે દોઉ એક રૂપ ભઇ તો સુરસરિ નામ પરો. પ્રભુજી૦
એક પારસ પૂજામેં રાખત એક ઘર બધિક છુરો
પારસ તામે ભેદ ન રાખત કંચન કરત ખરો. પ્રભુજી૦

ગટરનું પાણી ગંદુ અને ખરાબ હોય છે અને ગંગાનું પાણી નિર્મળ અને સારૂં હોય છે. સાંભળ્યું છે કે, કાશી નગરીની બધી ગટરો બહુ જ ગંદી હોય છે અને તે બધી ગટરોનું ગંદુ પાણી ગંગા નદીમાં જાય છે. ગંગાનું પાણી પવિત્ર માનવામાં આવે છે અને ગટરનું પાણી અપવિત્ર માનવામાં આવે છે. એટલા માટે જો ગંગા પોતાના પાણીમાં ગટરનું પાણી આવવા ન દે તો શું તમે ગંગાને ગંગા કહેશો ? ગટરો ગંદી હોય છે છતાં ગંગા તેને પોતાની સાથે મેળવી દે છે અને ગટરને પણ ગંગારૂપ બનાવી દે છે. જે કોઈ અપવિત્રતાને દૂર કરી પવિત્ર બનવા ચાહે છે તેને ગંગા નદી પોતાના જેવી પવિત્ર બનાવી દે છે.

જ્યારે ગંગા પણ ઉપાધિનો ત્યાગ કરી આવેલા ગટરના પાણીને પણ પોતાની સાથે મેળવી દઈ પવિત્ર બનાવી દે છે, તો શું પરમપવિત્ર પરમાત્મા ઉપાધિનો ત્યાગ કરી આવેલા પ્રાણીઓને પવિત્ર નહિ બનાવે ? પરમાત્મા તો પ્રત્યેક પ્રાણીને પછી તે નાના હોય કે મોટા, ઉચ્ચ હોય કે નીચ–બધાંને પવિત્ર બનાવે છે. જો કર્મની ઉપાધિનો ત્યાગ કરી આત્મા પરમાત્માના શરણે જાય તો આત્મા પણ પરમાત્મા બની જાય. શાસ્ત્રકારો પણ એજ ઉપદેશ આપે છે કે, ઉપાધિનો ત્યાગ કરો અને વિપત્તિને પણ સંપત્તિ માની આત્મોદ્ધાર કરો. આત્મોદ્ધાર કરવામાં જ કલ્યાણ છે. જે વ્યક્તિ આત્મ કલ્યાણ કરી પરનું કલ્યાણ કરે છે તે જ વ્યક્તિ પૂજનીય માનવામાં આવે છે.

લોકો શંકરને માને છે. પણ શા માટે ? એટલા માટે કે શંકર જગતનું કલ્યાણ કરનારા તરીકે માનવામાં આવ્યા છે. શંકરની વ્યાખ્યા કરતાં કહેવામાં આવ્યું છે કેઃ— शं सुखं करोति इति शंकरः અર્થાત્–જે જગતનાં દુઃખો હરણ કરી જગતનું કલ્યાણ કરે છે તે જ શંકર છે. કહેવામાં આવે છે કે, સમુદ્રમથન કરતાં અન્ય ચીજોની સાથે સાથે હલાહલ વિષ પણ નીકળ્યું હતું. બીજી ચીજો તો બીજા લોકો લઇ ગયા પરંતુ હલાહલ વિષને કોણ લે ? વિષને લેવા કોઈ તૈયાર ન હતા ત્યારે વિષ્ણુએ શંકરને કહ્યું કે, આપ તો દેવાધિદેવ છો એટલા માટે જગતની રક્ષા અર્થે આપ વિષપાન કરી કૃતાર્થ કરો. શંકર ભોળા હતા. જે વ્યક્તિમાં ભોળપણ હોય છે તે જ વ્યક્તિ જગત્ રક્ષા કરવા તૈયાર થાય છે. રામ પણ ભોળા હતા એટલે જ તેઓ રાજ્યનો ત્યાગ કરી વનમાં ગયા હતા. આવા ભોળા લોકો જ પરમાત્માની પાસે પહોંચી શકે છે. મહાદેવ પણ ભોળા હતા અને તેથી જ તેઓ વિષપાન કરી ગયા.

મહાદેવે તો જગતની રક્ષા અર્થે વિષપાન કર્યું હતું પરંતુ આજે તો મહાદેવના નામે ગાંજો–ભાંગ આદિ નશાવાળી તથા વિષવાળી ચીજોનો ઉપયોગ કરવામાં આવે છે. જ્યારે મેં સંયમધર્મ લીધો ન હતો પરંતુ વૈરાગ્યાવસ્થામાં હું હતો ત્યારે એક વખતે હું કોઈ

કારણુસર પાસેના ગામમાં ગયો હતો. મારી સાથે એક માણુસ હતો. તે માણુસે મારી પાસે પૈસા માંગ્યા. મેં તે માણુસને પૈસા શા માટે જોઇએ છે તેનું કારણુ પૂછ્યું. તેણે કહ્યું કે મારે દારૂ પીવો છે એટલે પૈસાની જરૂર છે. હું વૈરાગી હતો એટલે મેં કહ્યું કે, દારૂ પીવા માટે હું પૈસા આપી શકું નહિ. મારા આ કથનના ઉત્તરમાં તે માણુસે કહ્યું કે, દારૂ પીવામાં શું વાંધો છે ? દારૂ તો મહાદેવે બનાવેલ છે. આ પ્રમાણે દારૂ આદિ નશાવાળી ચીજોનો ઉપયોગ કરવામાં મહાદેવનું કારણુ બતાવવામાં આવે છે. વ્યસની લોકો મહાદેવને વ્યસનપૂર્તિનું સાધન માને છે, ત્યારે ભક્ત લોકો મહાદેવને ભક્તિના ભગવાન માને છે. વાસ્તવમાં જગતની રક્ષા અર્થે વિષપાન કરનાર જે છે તે શંકર વ્યસની લોકોની વ્યસન-પૂર્તિના સાધન કેવી રીતે બની શકે ? શંકરને તો જગતનું કલ્યાણુ કરનાર લોકો જ પસંદ પડે. મહાદેવે વિષનું પાન કરી વિપત્તિને પણુ સંપત્તિ માની હતી અને જગતની રક્ષા કરી હતી. શંકર બનવાનો આ જ માર્ગ છે. આ માર્ગનું અનુસરણુ કરી મહાપુરુષ મહત્તા અને પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી શકે છે. જે માણુસ જગતનું કલ્યાણુ કરવા માટે પોતે કષ્ટ સહન કરે છે અને વિપત્તિને પણુ સંપત્તિ માને છે તે જ માણુસ મહાદેવ કે પરમાત્માનો ભક્ત છે.

શાસ્ત્ર કહે છે કે, ઉપદ્ધિ કે ઉપાધિનો ત્યાગ કરવાથી આત્મા નિઃસંકલેશ બને છે. શાસ્ત્રની આ વાત ઉપર સાધુઓએ તો ધ્યાન આપવું જ જોઇએ પણુ શ્રાવકો માટે પણુ આ વાત એક સરખી રીતે લાગુ પડે છે. શાસ્ત્રકારોએ સાધુઓ માટે સોના–ચાંદીની ચીજોનો ત્યાગ કરવાની અને કેવળ તુંબડીનાં કે કાષ્ટનાં પાત્રો રાખવાની આજ્ઞા આપેલી છે. તો પછી કાષ્ટનાં પાત્રોનું મમત્વ રાખવાની કે તેમને ગૃહસ્થોને ઘેર તાળું બંધ કરી રાખવાની ઇચ્છા કેટલી અનુચિત છે ! એટલા માટે સાધુઓ માટે તો ઉપદ્ધિનો ત્યાગ કરવો એ જ શ્રેયસ્કર છે.

પ્રત્યેક વ્યક્તિએ પોતાની શક્તિ અનુસાર ઉપદ્ધિનો ત્યાગ કરવો આવશ્યક છે. રામ કે ભગવાન મહાવીરની પ્રશંસા ઉપદ્ધિનો ત્યાગ કરવાના કારણે જ કરવામાં આવે છે. એટલા માટે તમે પણુ ત્યાગના આદર્શને દ્રષ્ટિ સમક્ષ રાખી ઉપદ્ધિનો ત્યાગ કરો અને વિપત્તિને પણુ સંપત્તિરૂપ માનો. વિપત્તિનાં વાદળ આવી ચડે તો એ અવસ્થામાં ગભરાઈ ન જતાં પરમાત્માનું સ્મરણુ કરો કે જેથી તે વિપત્તિ પણુ સંપત્તિ બની જાય.

જાદુગર ધૂળમાંથી રૂપિયા પેદા કરી ઉપસ્થિત જનતાને આશ્ચર્યચકિત કરી મૂકે છે. આ હાથની ચાલાકી છે. ધૂળમાંથી જો રૂપિયા બની શકતા હોય તો પછી જાદુગર પોતે જ પૈસા માટે ભીખ શા માટે માંગે ? તે ભીખ માંગે છે એ ઉપરથી જ સ્પષ્ટ જણાય છે કે તે કેવળ હાથની જ ચાલાકી છે; પરંતુ આ ચાલાકી એવી છે કે તે દ્વારા વિપત્તિ પણુ બની જાય છે અને દુઃખ પણુ સુખરૂપ બની જાય છે. કહ્યું પણુ છે કેઃ–

તાંબે સે સોના બને વહ રસાણુ મત ઝીખ;
નર સે નારાયણુ બને વહી રસાયન સીખ.

આજકાલ તાંબામાંથી સોનું બનાવનાર અનેક ઠગ જોવામાં તથા સાંભળવામાં આવે છે. આ ઠગના ચમત્કારથી અનેક ભણેલ–ગણેલ લોકો પણુ અંજાઇ જાય છે. સાંભળ્યું છે કે, એક મોટો જાગીરદાર પણુ એક ઠગના ચમત્કારના ચક્કરમાં ફસાઈ ગયો હતો. ઠગે તે જાગીરદારને કહ્યું કે, તમારા ઘરમાંથી જેટલું સોનું હોય તે મારી પાસે લાવો તો હું તે

સોનાને બમણું બનાવી દઈશ. આ પ્રમાણે તે જાગીરદારને પ્રલોભનમાં ફસાવીને ઠગ જંગલમાં લઇ ગયો. ત્યાં ઠગે જાગીરદારને કહ્યું કે, હવે તમારી પાસે જો સારામાં સારી ઘોડી હોય તે લઈ આવો. કારણ કે તે ઘોડીની આ સોનાના ઢગલાની આસપાસ પ્રદક્ષિણા કરાવવા માટે જરૂર છે. જાગીરદારે ઠગના કથનાનુસાર ઘોડી મંગાવી. પેલો ઠગ તે ઘોડી ઉપર બેસી થોડી વાર તો અહીંતહીં ચક્કર ફેરવ્યા પરંતુ પછી લાગ જોઇને સોનાને ઉપાડી લઇ તેણે ઘોડીને એવી દોડાવી મૂકી કે જાગીરદાર તથા તેના માણસો આંખ ફાડીને જોતા જ રહ્યા.

આ પ્રમાણે તાંબામાંથી સોનું બનાવવાની ઠગવિદ્યાથી અનેક લોકો ઠગાઈ ગયા છે પરંતુ આત્માને પરમાત્મા બનાવવાનું રસાયન કેવું સારૂં છે કે તે દ્વારા વિપત્તિ પણ સંપત્તિ રૂપ બની જાય છે. આ રસાયન તો અનેક મહાપુરૂષોદ્વારા અનુભૂત છે. આ અનુભૂત રસાયનદ્વારા ઠગાઈ જવાનો જરાપણ ભય નથી. આ રસાયનના સેવનથી આત્મા પરમાત્મા અથવા નર નારાયણ બની જાય છે. તાંબામાંથી સોનું બનાવવું એ તો ઠગવિદ્યા છે પરંતુ આત્મામાંથી પરમાત્માપદ પ્રગટાવવું એ સાચી સદ્વિદ્યા છે. આ સદ્વિદ્યા જ મુક્તિનું સાધન છે. આ મુક્તિના સાધનદ્વારા આત્માનું કલ્યાણ કરો એમાં જ જીવનસિદ્ધિ રહેલી છે.

---

## વ્યાખ્યાન : સંવત્ ૧૯૯૪ શ્રાવણ શુદી ૧૫ ગુરુવાર

### પ્રાર્થના

**કુન્થુ જિનરાજ તૂ ઐસો, નહિ કોઇ દેવ તો જૈસો;**
**ત્રિલોકીનાથ તૂ કહીએ, હમારી બાંહ દૃઢ ગહિએ. ॥ કુન્થુ૦ ૧ ॥**

—વિનયચંદ્રજી કુંભટ ચોવીશી.

શ્રી કુન્થુનાથ ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

આ પ્રાર્થનામાં આત્માને સંબોધન કરી એમ કહેવામાં આવ્યું છે કે, "હે આત્મા! તું પરમાત્માની સાથે એકનિષ્ઠ પ્રીતિ–સંબંધ જોડ. સંસારની ઉપાધિનો ત્યાગ કરી પરમાત્માની સાથે પ્રીતિ બાંધવાથી આત્મ–કલ્યાણ થશે." આ પ્રમાણે પ્રેરણાત્મક ઉપદેશ આત્માને આપવામાં આવ્યો છે.

અત્રે એક પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે, જ્યારે પ્રાર્થનામાં જ એમ કહેવામાં આવ્યું છે કે:—

'તૂમ હિ હમ એકતા જાનું; દ્વૈત ભ્રમ–કલ્પના માનું'

અર્થાત્–હે પ્રભો! ચૈતન્યગુણને લીધે મારી અને તારી એકતા છે, કાંઈ ભિન્નતા નથી. આ કારણે મારી અને તારી વચ્ચેની એકતા કૃત્રિમ નહિ પરંતુ સ્વાભાવિક છે. આ પ્રમાણે આત્મા અને પરમાત્મા વચ્ચે એકતા સ્થાપિત થએલી છે તો પછી શા માટે આત્માએ પરમાત્માની પ્રાર્થના કરવી જોઇએ? જો બીજમાં શક્તિ હશે તો તે બીજ સ્વતઃ અંકુરિત

થઇ જશે. આજ પ્રમાણે આત્મા અને પરમાત્મા વચ્ચે એકતા છે તો આત્મા પરમાત્માની સમીપ પોતાની મેળે ચાલ્યો જશે. એકતા કરવા માટે આત્માએ પરમાત્માની પ્રાર્થના કરવાની શી આવશ્યકતા છે ?

આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, આત્મા અને પરમાત્મા વચ્ચે એકતાસંબંધ સ્થાપિત થએલો છે એટલા જ માટે આત્માને પરમાત્માની પ્રાર્થના કરવાનું કહેવામાં આવે છે. જો આત્મા અને પરમાત્મા વચ્ચે કશો એકતાસંબંધ ન હોત તો આત્માને પરમાત્માની પ્રાર્થના કરવાનું પણ કહેવામાં આવત નહિ. આત્માને પરમાત્માની પ્રાર્થના કરવાનું એટલા માટે કહેવામાં આવે છે કે, આત્મા જ પરમાત્મામય હોવા છતાં પોતાને તથા પરમાત્માને ભૂલી રહ્યો છે. આ ભૂલને દૂર કરવા માટે જ આત્માને પરમાત્માની પ્રાર્થના કરવાનું કહેવામાં આવ્યું છે. ઉદાહરણ તરીકે માનો કે, કોઈ પતિવ્રતા સ્ત્રીનો પતિ વિદેશમાં લાંબો સમય વ્યતીત થયા બાદ આવવાને કારણે તે સ્ત્રી પોતાના પતિને કદાચ ઓળખી ન શકે, તો તે વખતે કોઈ માણુસ પરિચય કરાવે તો શું તે કાંઇ અનુચિત કરે છે ? જે પ્રમાણે પતિવ્રતા સ્ત્રી લાંબા ગાળે વિદેશમાંથી આવેલા પોતાના પતિને તથા એક મિત્ર પોતાના મિત્રને ભૂલી જાય છે, અને પછી તેમની ઓળખાણ કરાવવામાં આવે છે, તે જ પ્રમાણે આત્મા અને પરમાત્મા વચ્ચે એકતાસંબંધ સ્થાપિત હોવા છતાં, આત્મા પરમાત્માને ભૂલી ગએલ છે, અને એટલા જ માટે આત્માને સંબોધીને આ પ્રાર્થનામાં કહેવામાં આવ્યું છે કે, "હે આત્મા ! તું પરમાત્માને ભૂલી ન જા. તારી તથા પરમાત્માની વચ્ચે એકતાસંબંધ સ્થાપિત થએલો છે. તું પોતે જ પરમાત્મામય છે. એટલા માટે પરમાત્માની પ્રાર્થનાદ્વારા આત્મા અને પરમાત્માનું સ્વરૂપ સમજી આત્માનો સાક્ષાત્કાર કર."

જ્ઞાનીજનો આ પ્રમાણે આત્માને વારંવાર જ્ઞાનબોધ આપ્યા કરે છે. જ્ઞાનીજનોની આ વાતને જે વ્યક્તિ હૃદયમાં સ્થાન આપી આત્મા તથા પરમાત્માનું સ્વરૂપ સમજે છે તે વ્યક્તિને, પતિવ્રતા સ્ત્રીને પોતાના ભૂલાએલા પતિનો પરિચય કરવાથી તથા એક મિત્રને પોતાનાં વિસ્મૃત મિત્રને મળવાથી જેટલો આનંદ થાય છે તેથી અધિક આનંદ થાય છે.

પતિવ્રતા સ્ત્રીને પોતાના પતિને મળવાની જેટલી ઝંખના હોય છે તેથી વિશેષ ઝંખના આત્માને પરમાત્માને મળવાની હોવી જોઈએ. પ્રત્યેક વ્યક્તિને પોતાના ઇષ્ટનો સાક્ષાત્કાર કરવાની ઇચ્છા હોય જ છે. પરમાત્માનો સાક્ષાત્કાર કરવાની ઝંખના સનાતનકાળથી પ્રત્યેક માનવીના આત્મામાં રહેલી છે. આ ઝંખના ફળીભૂત થાય એવો પુરુષાર્થ કરવાની જ આત્માને જરૂર રહે છે. વાસ્તવમાં તો अप्पा सो परमप्पा અર્થાત્ આત્મા જ પરમાત્મા છે. આત્મા જો પોતાના આત્મિક ગુણનો વિકાસ કરે, જીવનનો પુરુષાર્થ કરે અને આત્માની જે અખૂટ શક્તિ છે તેનો સંચય કરે તો આત્મા સરળતાપૂર્વક પરમાત્માનો સાક્ષાત્કાર કરી શકે. આત્મા અને પરમાત્મા એક છે. આત્મામાં પણ અનંત જ્ઞાનશક્તિ છે, પરંતુ તે જ્ઞાનપ્રકાશ ઉપર કર્મ-વાદળોનું આવરણ આવી ગયું છે. આ જ્ઞાનાવરણીય કર્મ ચારિત્ર, સત્ક્રિયા વિના દૂર થઈ શકે નહિ. એટલા જ માટે જ્ઞાનાવરણીય આદિ કર્મોને સત્ક્રિયા–ચારિત્રદ્વારા દૂર કરવાનો ઉપદેશ આપવામાં આવ્યો છે.

આત્મા, પોતાનામાં રહેલા અનંત સામર્થ્યને કેવી રીતે પ્રગટાવી શકે એ વાત હવે હું શાસ્ત્રદ્વારા સમજાવું છું:—

## સમ્યક્ત્વ પરાક્રમ–બોલ ૩૫ મો

વાસ્તવમાં આત્મા અને પરમાત્મા એક છે. આત્મામાં જ્ઞાનની કોઈપણ પ્રકારની ઉણપ નથી પરંતુ તે જ્ઞાન ઉપર આવરણ આવી ગયું છે. તે જ્ઞાનાવરણ ક્રિયા વિના દૂર થઈ શકે નહિ. અને એટલા જ માટે શાસ્ત્રમાં જ્ઞાનાવરણને ક્રિયા દ્વારા દૂર કરવાનો ઉપદેશ આપવામાં આવ્યો છે.

ઉપદ્ધિના ત્યાગ વિષે આગળ કહેવામાં આવ્યું છે. જે વ્યક્તિ ઉપદ્ધિ કે ઉપાધિનો ત્યાગ કરે છે તે પોતાની શક્તિ અનુસાર આહારનો પણ ત્યાગ કરે છે. એટલા માટે હવે આહારના પ્રત્યાખ્યાન કરવાથી જીવાત્માને શો લાભ થાય છે એ વિષે ગૌતમસ્વામી મહાવીર ભગવાનને પ્રશ્ન પૂછે છેઃ—

### પાંત્રીસમો બોલ.

### (३५) आहारपच्चक्खाणेणं भंते ! जीवे किं जणयइ ?

અર્થાત્—હે ભગવાન્! આહારનો ત્યાગ કરવાથી જીવને શો લાભ થાય છે? આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને ગૌતમ સ્વામીને ફરમાવ્યું છે કેઃ—

**आहारपच्चक्खाणेणं जीवियासंसप्पओगं वोच्छिन्दइ, जीवियासंसप्पओगं वोच्छिन्दित्ता जीवे आहारमन्तरेणं न संकिलिस्सइ ॥ ३५ ॥**

અર્થાત્–આહારનો ત્યાગ કરવાથી જીવાત્મા જીવનની લાલસાથી મુક્ત બને છે, અને જીવનનો મોહ છેદાવાથી તે જીવાત્મા આહાર વિના પણ ખેદ પામતો નથી. આ સૂત્રપાઠ સારપૂર્ણ છે. આ સૂત્રમાં ઘણો બોધપાઠ સમાએલો છે. શાસ્ત્રનું એક એક વાક્ય અર્થસૂચક છે. આહારનો ત્યાગ કરવાથી જીવાત્માને શો લાભ થાય છે એ વિષે આજ વિચાર કરવાનો છે.

આ શરીર આહારને લીધે ટકી રહ્યું છે. જો કે આ શરીરને ટકાવી રાખવામાં બીજી પણ અનેક ચીજો સહાયક છે, પરંતુ તેમાં આહારની જ પ્રધાનતા છે. ઘર કે વસ્ત્ર વિના તો જીવન નભી શકે છે. આફ્રિકા દેશના એક પ્રાન્ત વિષે સાંભળ્યું છે કે ત્યાંના લોકો વસ્ત્રો પહેરતાં નથી પણ નગ્ન જ રહે છે. જ્યારે વસ્ત્ર જ પહેરવામાં ન આવે તો એ અવસ્થામાં આભૂષણ પહેરવાની વાત જ ક્યાં રહી! વસ્ત્ર અને ઘર વિના મનુષ્ય જીવિત રહી શકે છે એ વાત તો તમે પણ જાણો છો. પરંતુ આહાર વિના કોઈપણ પ્રાણી જીવિત રહી શકે છે એવું તમે સાંભળ્યું છે? વાસ્તવમાં જીવનને ટકાવી રાખવા માટે આહારની આવશ્યકતા છે અને એટલા જ માટે પ્રાણની વ્યાખ્યા કરતાં એક અન્ન–પ્રાણ પણ કહેવામાં આવેલ છે.

જ્યારે આત્મા અને શરીર પરતંત્ર છે, શરીર આહાર વિના ટકી શકતું નથી, શરીર આત્માથી ભિન્ન છે, એવું ભેદજ્ઞાન થાય છે તથા તેને મહા વૈરાગ્ય પેદા થાય છે ત્યારે શરીરની પરતંત્રતા દૂર કરવા માટે તથા આત્માને શરીર–બંધનમાંથી મુક્ત કરવા માટે ધર્માત્માઓ આહારનો ત્યાગ કરે છે. આ આહાર–પ્રત્યાખ્યાન કરવાથી જીવને શો લાભ થાય છે એ વિષે ગૌતમ સ્વામીએ મહાવીર ભગવાનને પ્રશ્ન પૂછ્યો છે.

આહારનો ત્યાગ કરવો સરળ નથી. શરીર–આત્માનું ભેદજ્ઞાન, સ્વ–પરની ઓળખાણ તથા મહાન વૈરાગ્ય પેદા થાય ત્યારે જ આહારનો ત્યાગ કરી શકાય છે. આ પ્રમાણે આહારનો ત્યાગ કરનાર જીવનની આશા છોડી છે.

જીવનની આશા છોડી દેવાથી શો લાભ થાય છે એ વાત શાસ્ત્રમાં આવેલા એક કથનનો ઉલ્લેખ કરી સમજાવું છું:—

ભૃગુ પુરોહિતના બન્ને પુત્રોએ પોતાના પિતાને જીવની સ્થિતિ બતાવતાં કહ્યું હતું કેઃ—

**इमं च मे अत्थि इमं च नत्थि**
**इमं च मे किच्चं इमं अकिच्चं ।**
**तं एवमेवं लालप्पमाणं**
**हारा हरन्ति इति कह पमाये ॥ +**

આ મારું છે, તે મારું નથી, આ કામ મારે કરવાનું છે, આ કામ મારે કરવાનું નથી–આ પ્રકારની ઘટના સંસારમાં દિનરાત ચાલ્યા કરે છે. જીવન ટૂંકું છે અને કામ ઘણાં છે–એ અવસ્થામાં કોઇ વ્યક્તિ પોતાની ઇચ્છાનુસાર પોતાનું કામ પૂર્ણ કરી શકતી નથી. આજ દિવસ સુધી કોઈ પણ વ્યક્તિએ સંસારના કામો પૂર્ણ કર્યાં હોય અને કૃતકૃત્ય થયા હોય એમ બન્યું નથી, બની શકતું પણ નથી. મેં અમુક કામ તો કર્યું છે અને હવે અમુક કામ કરીશ એવી લાલસા જીવને વળગેલી જ હોય છે. એ લાલસાની પૂર્તિ થતી જ નથી. ઉદાહરણ તરીકે કંઠનાં આભૂષણો તૈયાર થયાં કે તરતજ હાથનાં આભૂષણ તૈયાર કરવાની વાત ચાલે છે. હાથનાં આભૂષણો તૈયાર થયાં કે પગનાં આભૂષણો તૈયાર કરવાની ઇચ્છા થાય છે. આ પ્રમાણે ચાંદીનાં આભૂષણો હોય તો સોનાનાં અભૂષણો તૈયાર કરાવવાની અને સોનાના આભૂષણો હોય તો હીરા–માણેકનાં આભૂષણો તૈયાર કરવાની ઇચ્છા થાય છે. આ પ્રમાણે સંસારમાં તૃષ્ણા–લાલસાનો અંત આવતો નથી. ઊલટી તૃષ્ણા ઉત્તરોત્તર વધતી જ જાય છે. પરંતુ જ્યારે આત્મામાં શરીર–આત્માનું ભેદજ્ઞાન પ્રગટ થાય છે ત્યારે આત્મા આ બધી વસ્તુઓનો ત્યાગ કરી દે છે અને તૃષ્ણાનો અંત આણી સંતોષામૃતનું પાન કરે છે. આત્મા જ્યારે સંતુષ્ટ બને છે ત્યારે જ તેને શાન્તિનો અનુભવ થાય છે, અન્યથા આ આત્મા તૃષ્ણા–નદીમાં તણાઇ જઈ તેમાં જ ગોથાં ખાઇ દુઃખ પામે છે. પરંતુ જે આત્માને ભેદજ્ઞાન પેદા થાય છે તે ધર્માત્મા તો સાંસારિક ચીજોને તુચ્છ સમજી તેનો ત્યાગ કરી દે છે.

પુરોહિતપુત્ર કહે છે કે, હે પિતા! આ પ્રમાણે સાંસારિક કામો તો ઘણાં છે અને તે કામો માટે હાયવોય પણ ઘણી કરવી પડે છે, પરંતુ જેના આધારે સાંસારિક કામો કરવામાં આવે છે તે આયુષ્ય તો ક્ષીણ થતું જાય છે. જ્યારે આયુષ્ય જ ક્ષીણ થતું જાય છે ત્યારે સાંસારિક કામો પૂર્ણ કેવી રીતે થઈ શકે? આયુષ્ય કયારે પૂર્ણ થઈ જશે તેની કોઇને ખબર નથી. મહાન્ પુરુષોને પણ કાલે શું થશે તેની ખબર હોતી નથી. છતાં સંસારમાં પ્રત્યેક વ્યક્તિને સંસારકામોની હાયવોય વળગેલી રહે જ છે. કહેવાનો આશય એ છે કે, સંસારની લાલસા વધતી જ જાય છે અને જે વધતી જાય તે પૂર્ણ કેવી રીતે થઈ શકે? લાલસાની પૂર્તિ તો ત્યારે જ થઈ શકે કે જ્યારે તેની મર્યાદા બાંધવામાં આવે અને તે મર્યાદાનુસાર આશાની પૂર્તિ કરવા માટે આયુષ્ય પણ હોય. એટલા માટે કેવળ લાલસાની વૃદ્ધિ કરવાથી આશાની પૂર્તિ થતી નથી. આશાની પૂર્તિ તો લાલસાનો ત્યાગ કરવાથી જ

+ વિશેષ માટે જુઓ ઉત્તરાધ્યયન સૂત્ર અધ્યયન ૧૪ મુ. ગાથા ૧૫.

થાય છે. આહારનો ત્યાગ કરનાર આશા–લાલસાને તિલાંજલી આપી દે છે. વાસ્તવમાં જે વ્યક્તિ આશા–લાલસાનો ત્યાગ કરવા માટે જ આહારનો ત્યાગ કરે છે તે વ્યક્તિનો જ આહાર–ત્યાગ ઉચિત છે.

આ પ્રમાણે આશાનો ત્યાગ કરવા માટે જે વ્યક્તિ આહારનો ત્યાગ કરે છે તે વ્યક્તિને આહાર–ત્યાગ કરવાથી શો લાભ થાય છે એ વિષે ગૌતમ સ્વામીએ ભગવાનને પ્રશ્ન પૂછયો છે. ગૌતમ સ્વામીના આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને કહ્યું કે, આશાલતાનો ઉચ્છેદ કરવા માટે આહારનો ત્યાગ કરનાર સર્વ પ્રથમ તો જીવનની-જીવિતવ્ય જીવવાની આશા છોડી દે છે. તે એમ વિચારે છે કે, આ શરીર અને આત્મા ભિન્ન છે. આ પ્રકારનું ભેદવિજ્ઞાન પેદા થવાથી તે આહારનો ત્યાગ કરવાની સાથે જીવવાની આશા પણ છોડી દે છે. અને અનશન-વ્રતનો સ્વીકાર કરે છે. અનશન બે પ્રકારનું હોય છે. એક તો 'ઇતર અનશન' અને બીજું 'યાવજ્જીવન અનશન.' યાવજ્જીવન અનશન તો કોઈક જ કરી શકે છે. પરંતુ જે વ્યક્તિ ઇતર અનશન કરવાનો અભ્યાસી હોય છે તે વ્યક્તિ યાવજ્જીવન અનશન કરવાનું પણ સાહસ ખેડી શકે છે. ઇતર અનશન કરવું એ પણ એક રીતે યાવજ્જીવન અનશન કરવાનો અભ્યાસ જ છે.

કેટલાક લોકો કહે છે કે, "જૈનો આહારનો ત્યાગ કરે છે એ પણ એક પ્રકારની હિંસા છે. આહારનો ત્યાગ કરવો કે મરવું એ બન્ને સમાન છે. આહાર વિના શરીર ટકી શકતું નથી. જ્યારે ક્ષુધા–ભૂખ લાગે છે અને તે વખતે આહાર ખવાતો નથી ત્યારે શરીરના રક્ત–માંસ ખવાઇ જાય છે. આ પ્રમાણે આહારનો ત્યાગ કરવો એ હત્યા છે." ગીતામાં એક શ્લોકનો અર્થ કરતાં પણ કેટલાક લોકોએ આવી જ માન્યતા પ્રગટ કરેલ છે. પરંતુ જે લોકો આ પ્રમાણે કહે છે તેઓ ભૂલથાપ ખાય છે. આહાર–ત્યાગ કરવો અથવા ઉપવાસ કરવો એ જીવનની રક્ષા માટે આવશ્યક છે. આજે પણ અનેક લોકો ઉપવાસનું મહત્ત્વ સમજી તેને પ્રાકૃતિક દવા તરીકે માને છે. ઉપવાસ કરવાથી કાંઈ શરીરનું રક્ત–માંસ ખવાઈ જતું નથી. ઉપવાસથી શરીર અવશ્ય કૃશ થાય છે પરંતુ તેથી કાંઇ શરીરને કશી હાનિ પહોંચતી નથી શરીર કૃશ થવાથી કાંઇ શારીરિક–શક્તિનો હ્રાસ થતો નથી. જે પ્રમાણે આજકાલ દૂધને કોઈ વૈજ્ઞાનિક–પ્રયોગદ્વારા સુકાવીને એક પદાર્થ બનાવી લેવામાં આવે છે, અને પછી તેજ પદાર્થનું પાણીમાં મિશ્રણ કરવાથી પાછું દૂધ થઈ જાય છે. જે પ્રમાણે તે દૂધમાંની શક્તિ નષ્ટ થતી નથી તે જ પ્રમાણે ઉપવાસ કરવાથી શરીર સુકાઈ તો અવશ્ય જાય છે. પરંતુ તેથી કાંઇ શારીરિક શક્તિ નષ્ટ થતી નથી. આથી વિપરીત જો ઉપવાસ વિધિપૂર્વક કરવામાં આવે અને ઉપવાસ સમાપ્ત થયા બાદ અતિ શીઘ્ર આહારની વૃદ્ધિ કરવામાં ન આવે તો શરીરની કૃશતા તો દૂર થઇ જશે એટલું જ નહિ પણ શરીરનાં રોગો પણ સમૂલ નષ્ટ થઇ જશે. આ વાત કપોલકલ્પિત નથી પરંતુ અનુભૂત છે. જે વ્યક્તિને આ વાતમાં સંશય જણાતો હોય તેણે પોતાનું વજન તોળાવીને ઓછામાં ઓછો એક દિવસ માટે ઉપવાસ કરી લેવો જોઇએ અને બીજે દિવસે પાછું પોતાના શરીરનું વજન તોળાવી જોવાથી તેમને ખાત્રી થશે કે, ઉપવાસ કરવાથી શારીરિક શક્તિની કોઇ પ્રકારની હાનિ થતી નથી. ઉપવાસથી શરીર કૃશ બની જાય અને રોગથી શરીર કૃશ બની જાય એ બન્ને પ્રકારની શરીર–કૃશતામાં ઘણું જ અંતર છે. તમે લોકો

ઉપવાસના અભ્યાસી નથી પરંતુ દવાના અભ્યાસી છો અને એટલા જ માટે તમને ઉપવાસ કરવાથી શરીર નિર્બળ, નિસ્તેજ તથા કૃશ બની જાય છે એવી ભ્રાન્તિ રહ્યા કરે છે. વાસ્તવમાં ઉપવાસ તો શરીરને સ્વસ્થ બનાવવાની એક પ્રાકૃતિક અમોઘ દવા છે. જો તમે ઉપવાસની પ્રાકૃતિક દવાનો ઉપચાર મહિનામાં ૭ દિવસ માટે પણ કરો તો તમારા શરીરમાં કોઇ પ્રકારનો રોગ રહી શકે નહિ, તેમ તમને ડૉકટરના શરણે પણ જવાની જરૂર રહે નહિ. પરંતુ જ્યારે અમે ઉપવાસ કરવા માટે તમને ઉપદેશ આપીએ છીએ ત્યારે અમારા કથનની તો તમો ઉપેક્ષા કરો છો, પરંતુ જ્યારે માંદા પડો છો ત્યારે ડૉકટર ૬–૭ દિવસ માટે લાંઘણ–ઉપવાસ કરવાનું કહે છે ત્યારે ઇચ્છા કે અનિચ્છાએ પણ તમારે ઉપવાસ કરવાં પડે છે. જો પ્રત્યેક વ્યક્તિ કુદરતનાં નિયમોનું બરાબર પાલન કરે અને સ્વેચ્છાપૂર્વક પ્રતિમાસ ૪–૬ ઉપવાસ કરવાની આદત પાડે તો શરીર રોગી ન બને અને ડૉકટરના શરણે પણ જવું ન પડે.

શરીરને માત્ર સ્વસ્થ રાખવા માટે જે ઉપવાસ કરવામાં આવે છે તે ઉપવાસ પરિપૂર્ણ નથી. આ ઉપવાસથી શારીરિક લાભ અવશ્ય થાય છે, પરંતુ સાચો ઉપવાસ તો એ છે કે જે આત્મા તથા પરમાત્માનો સાક્ષાત્કાર કરવા માટે કરવામાં આવતો હોય. ઉપવાસની વ્યાખ્યા કરતાં કહેવામાં આવ્યું છે, उप–समीपे वसति इति उपवासः—અર્થાત્ આત્મા પરમાત્માની સમીપ જાય તે માટે આત્મધ્યાન કરવું, અને આત્મચિંતન કરવા માટે આહારનો ત્યાગ કરી જીવિતવ્યની આશાનો પણ ત્યાગ કરી દેવો તેનું જ નામ ઉપવાસ છે. ઉપવાસ એ તો પરમાત્માની સમીપ જવાનો એક માર્ગ છે. આ પ્રમાણે સાચો ઉપવાસ કરવાથી શરીર–સ્વાસ્થ્યનો આનુષંગિક લાભ તો થશે જ, પરંતુ ઉપવાસનો ઉદ્દેશ અને આશય તો આહારનો ત્યાગ કરી જીવવાની પણ આશા છોડી દઈ પરમાત્માની સમીપ જવાનો છે. જે પ્રમાણે પનિહારી પોતાના ઘર માટે સહજ રીતે ઘડામાં પાણી ભરી લાવે છે અને તે કારણે તે શકુનવતી સ્ત્રી પણ મનાય છે, તે જ પ્રમાણે પરમાત્માના શરણે જવા માટે કરવામાં આવેલા ઉપવાસથી આત્મિક–લાભની સાથે સાથે શારીરિક–લાભ પણ પ્રાપ્ત થાય છે.

ઉપવાસ કરવાથી પરમાત્માના શરણે કેવી રીતે જઈ શકાય છે તથા પરમાત્માના શરણે જવા માટે આત્માએ શું કરવું જોઇએ તે માટે ગીતામાં કહ્યું છે કે:—

**विषया विनिवर्त्तन्ते निराहारस्य देहिनः ।**
**रसवर्जं रसोऽप्यस्य परं दृष्ट्वा निवर्त्तते ॥**

અર્થાત્– નિરાહાર રહેવાથી વિષયરૂપી પક્ષી તો ઉડી જાય છે પરંતુ વિષયોની વાસના મટતી નથી. વિષયોની જે વાસના ઉપવાસ કરવા છતાં પણ બાકી રહી જાય છે તે વાસનાનો ઉચ્છેદ કરવા માટે પરમાત્માના શરણે જવું આવશ્યક છે. ઉપવાસ કરવાથી વિષય તો દૂર થાય છે, પરંતુ જે વિઘ્નરૂપ વાસના બાકી રહી જાય છે તે પરમાત્માના શરણે જઈ દૂર કરી શકાય છે. તપશ્ચરણદ્વારા વિષયેચ્છાનો પણ મૂલોચ્છેદ થઈ શકે છે અને એટલા જ માટે બાહ્ય અને અભ્યન્તર તપશ્ચરણ કરવામાં આવે છે. બાહ્ય તપશ્ચરણથી વિષય મટી જાય છે અને અભ્યન્તર તપદ્વારા અર્થાત્ પરમાત્માના શરણે જવાથી વિષયોની વાસના પણ મટી જાય છે અને ચિત્તની શુદ્ધિ પણ થઈ જાય છે.

આજના લોકો દવાના એવા અભ્યાસી બની રહ્યા છે કે તેઓ દવાના નામે અખાદ્ય તથા અસેવ્ય પદાર્થો પણ ખાય છે તથા તેમનું સેવન કરે છે. આ પ્રકારની ભ્રષ્ટ દવાથી બચવા માટે તથા અન્તઃકરણને શુદ્ધ કરવા માટે ઉપવાસ કરવો એ શારીરિક તેમજ આત્મિક વિકાસની દૃષ્ટિએ પણ અત્યાવશ્યક છે. તપશ્ચરણ કરવાથી ભ્રષ્ટ દવાના સેવનથી બચી શકાશે અને અન્તઃકરણની શુદ્ધિ પણ થઈ શકશે.

કેટલાક લોકો ઉપવાસના નામે ખાન-પાનમાં જ મશગૂલ રહે છે. ઉપવાસ કરવો છે એમ વિચારીને કેટલાક લોકો શીરો હલવો આદિ ગરિષ્ટ પદાર્થોથી પેટ પહેલેથી જ ભરી લે છે. પરન્તુ જૈનશાસ્ત્ર કહે છે કે ઉપવાસ કરવાની આ વિધિ નથી. ધારણા તથા પારણાના દિવસે એક સમય ભોજન કરવાથી જ ચૌથભત્ત ઉપવાસ થાય છે, અર્થાત્ ધારણાના દિવસે પણ એક સમય ભોજનનો ત્યાગ કરવાથી, તેમજ પારણાના દિવસે પણ એક સમય ભોજનનો ત્યાગ કરવાથી ચૌથભત્ત ઉપવાસ થાય છે. આ પ્રમાણે જે ખાન-પાનની લાલસાને રોકીને વિધિપૂર્વક ઉપવાસ કરે છે તેને અનેકગણો લાભ થાય છે.

અમે તમો બધા લોકોને સુખનો જ માર્ગ બતાવીએ છીએ, અને એમ કહીએ છીએ કે સુખ કાંઈ બહારથી આવતું નથી. સુખ ક્યાંથી આવે છે? તે માટે શાસ્ત્રમાં કહ્યું છે કેઃ—सुखस्य दुःखस्य न कोऽपि दाता परो ददातीति कुबुद्धिरेषा । અર્થાત્—જે લોકો અવિવેકી છે તેઓ જ એમ કહે છે કે, બીજાએ દુઃખ કે સુખ આપ્યું. જ્ઞાનીજનો તો કહે છે કે, કોઈ બીજો સુખ આપી શકતો નથી તેમ દુઃખ પણ આપી શકતો નથી. તમે લોકો એમ સમજો છો કે, અમને કોઈ બીજો માણસ દુઃખ આપે છે, પરંતુ જો તમે તમારું મન શાન્ત અને પવિત્ર રાખો તો પછી તમે એમ કદાપિ કહી ન શકો કે કોઈ બીજો જણ અમને દુઃખ આપે છે. મનને શાન્ત અને પવિત્ર રાખવાથી દુઃખ પેદા થતું જ નથી. એટલા માટે મનને પવિત્ર રાખો અને મનને પવિત્ર રાખવા માટે પરમાત્મા તથા તપશ્ચરણના શરણે જાઓ. આપણો આત્મા જ સુખદુઃખનો કર્તા તથા હર્તા છે એમ જો માનવામાં આવે તો દુઃખ પણ સુખમાં પરિણત થઈ જશે. કેતુમતિએ અંજનાને પીયર મોકલી દીધી હતી અને પીયરવાળાઓએ પણ તેને પોતાને ત્યાં ન રાખી અને જંગલમાં મોકલી દીધી. પરંતુ અંજનાએ જંગલમાં જવા છતાં પણ એમ જ માન્યું કે, સાસુએ મારા ઉપર કેવી કૃપા કરી કે મને જંગલમાં મોકલીને મહાત્માના દર્શનનો લાભ અપાવ્યો. આ પ્રમાણે અંજનાએ દુઃખને પણ સુખ બનાવ્યું.* શું તમે પણ સંકટસમયે સુખશાન્તિ રાખો છો? તમે લોકો સોળ સતીઓનું નામ સ્મરણ કરો છો તેમાં અંજનાનું પણ નામ લો છો પરંતુ અંજનાનું આપણે નામસ્મરણ શા માટે કરીએ છીએ તેનો પણ વિચાર કરો અને મનને શાન્ત તથા પવિત્ર રાખવાનો પ્રયત્ન કરો.

અહીંના દીવાન સાહેબ કહેતા હતા કે, તમે ચાર મહિના સુધી વ્યાખ્યાન સંભળાવશો છતાં અમે લોકો તો જેવા છીએ તેવા જ રહેવાના છીએ. શું દીવાન સાહેબનું આ કથન બરાબર છે? તમે લોકો ગમે તેવા રહો તે વિષે મારે મનમાં કોઈ પ્રકારનો દુર્ભાવ લાવવો ન જોઇએ. મારે એવો પણ વિચાર કરવો ન જોઇએ કે, મેં આટલો આટલો ઉપદેશ આપ્યો છતાં પરિણામ કાંઈ ન આવ્યું. મારે તો એમ જ વિચારવું જોઇએ કે, હું જે કાંઈ

* આ જ વ્યાખ્યાન સંગ્રહમાં સતી અંજના ચરિત્ર જુઓ.

કરું છું તે કર્મની નિર્જરા માટે કરું છું, કોઈ બીજો સુધરે કે ન સુધરે એ વાતની ઝંઝટમાં મારે પડવું ન જોઈએ. આ પ્રમાણે વિચાર કરીને મારા આત્માને સુખશાન્તિ મળે એવો શુભ પ્રયત્ન મારે કરતાં રહેવું જોઈએ. શાસ્ત્રમાં બે પ્રકારનાં નિમિત્ત કારણો બતાવવામાં આવ્યાં છે. એક તો પુષ્ટ અને બીજું અપુષ્ટ. જે કેવળ સંબંધ જોડે છે તે નિમિત્ત કારણ પુષ્ટ કહેવાય છે, અને જે સંબંધ જોડે છે અને તોડે પણ છે તે નિમિત્ત કારણ અપુષ્ટ કહેવાય છે. પુષ્ટ કારણ કેવળ સંબંધ જોડે છે, તોડતું નથી. જેમકે ફુલ તેલને ફુલેલ તો બનાવી દે છે પરંતુ તેલની ચીકાશને નષ્ટ કરતું નથી. એટલા માટે તે તેલ ફુલેલ હોવા છતાં પહેલાંની માફક બળી શકે છે. અપુષ્ટ કારણ ચાકને ફેરવવાના ડંડાના જેવું હોય છે, જે ઘડો બનાવે પણ છે અને ઘડાને તોડી પણ શકે છે.

સાધુએ પણ એવા બનવું જોઈએ કે જે બીજાના દિલને જોડે, પણ દિલને તોડે નહિ; અર્થાત્ સાધુએ કોઈના મનને દુભવવું જોઈએ નહિ. સાધુ કોઈને સુધારવા પણ ચાહે, પરંતુ બીજાના દિલને દુભવીને સુધાર કરવો ન જોઈએ, પણ ત્યાગ-ધર્મના ઉપદેશદ્વારા તેને સમજાવી જીવન-સુધાર કરવાનો પ્રયત્ન કરવો જોઈએ. સાધુ જે કાંઈ કરે તે કર્મની નિર્જરા માટે કરે તો તેમાં સ્વ-પરનો લાભ રહેલો છે. ત્યાગ એક એવી વસ્તુ છે કે જે દ્વારા નુકશાન થવાનો કશો ભય જ નથી. ત્યાગથી કલ્યાણ જ થાય છે. ત્યાગમાર્ગ એ કલ્યાણનો માર્ગ છે.

## વ્યાખ્યાન : સંવત્ ૧૯૯૪ શ્રાવણ વદી ૧ શુક્રવાર

### પ્રાર્થના

**અરહનાથ અવિનાશી, શિવ-સુખ લીધો,**
**વિમલ વિજ્ઞાન-વિલાસી, સાહબ સીધો.**
**તૂ ચેતન ભજ અરહનાથને, તે પ્રભુ ત્રિભુવનરાયા;**
**તાત 'સુદર્શન' 'દેવી' માતા, તેહનો નંદ કહાયા. ॥ સાહબ૦ ॥**

—વિનયચંદ્રજી કુંભટ ચોવીશી.

શ્રી અરહનાથ ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

આ પ્રાર્થનામાં આત્માને પરમાત્માની ઓળખાણ કરવાનો બોધ આપવામાં આવ્યો છે. અને કહેવામાં આવ્યું છે કે, 'હે ચિદાનંદ ! તું પરમાત્માની ઉપાસના કર. ત્રિલોકીનાથ અરહનાથ ભગવાનનું સ્મરણ કર.'

આ પ્રમાણે આત્માને બોધ આપવાથી અત્રે એક પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે, પરમાત્માની ઉપાસના શા માટે કરવામાં આવે ? આ પ્રશ્નના ઉત્તરમાં ભક્તજનો કહે છે કે, ભગવાન અરહનાથ ત્રિભુવનપતિ હોવાની સાથે સ્વ-પર વસ્તુના જ્ઞાતા છે, એટલા માટે તેમની ઉપાસના કરવી જોઈએ.

ભગવાન અરહનાથનું નામ પણ સાર્થક છે, કારણ કે અરહ એટલે જેમનાથી કાંઈ પણ ગુપ્ત નથી, અર્થાત્ અરહનાથ ભગવાન સર્વજ્ઞ તથા સર્વદર્શી છે. જેમનું નૈમિત્તિક જ્ઞાન

તો લય પામ્યું છે અને જેમનામાં સાક્ષાત્ જ્ઞાન પ્રગટવા પામ્યું છે તેમને અરહનાથ કહીએ છીએ. ત્રિભુવનનાથની ઉપાસના કરવાથી એ લાભ થશે કે, આત્મામાં અરહનાથ ભગવાન જેવી જે શક્તિ રહેલી છે અને જેના ઉપર કર્મોનું આવરણ આવી ગયું છે તે કર્માવરણો દૂર થઈ જશે અને આત્માની શક્તિ પ્રગટ થશે. આત્માની છુપાએલી શક્તિને પ્રગટાવવી એ જ પરમાત્માની પ્રાર્થના કરવાનો ઉદ્દેશ છે. આત્મા પરમાત્મામય બને તો જ પ્રાર્થના સાચી કરી છે એમ કહી શકાય. જો આત્મા પરમાત્માની એકાગ્રતાપૂર્વક પ્રાર્થના કરે તો આત્માનું શક્તિસામર્થ્ય પ્રગટે છે અને તે શક્તિસામર્થ્યદ્વારા આત્મા પરમાત્માની સમીપ પણ પહોંચી શકે છે.

ભગવાન અરહનાથનું નૈમિત્તિક જ્ઞાન તો લય થયું છે અને તેમને સાક્ષાત્ જ્ઞાન પ્રગટયું છે, એટલા જ માટે અરહનાથ ભગવાન ત્રિલોકીનાથ બની શકયા છે. ભગવાન સાક્ષાત્ જ્ઞાનદ્વારા ત્રિલોકને હસ્તામલકવત્ જોઇ તથા જાણી શકે છે. આત્માને જ્યાં સુધી આ સાક્ષાત્ જ્ઞાન પ્રગટતું નથી ત્યાં સુધી આત્મા અપૂર્ણ જ રહે છે, પૂર્ણ બની શકતો નથી. આત્મામાં સાક્ષાત્ જ્ઞાન પ્રગટે અને નૈમિત્તિક જ્ઞાનનો લય થાય એ માટે જ સર્વજ્ઞ, સર્વદર્શી તથા ત્રિલોકનાથ અરહનાથ ભગવાનની પ્રાર્થના કરવામાં આવે છે.

નૈમિત્તિક જ્ઞાન તથા સાક્ષાત્ જ્ઞાન કેવું હોય છે, અને બન્નેમાં શું અંતર છે એ પણ જાણવું આવશ્યક છે.

બુદ્ધિના સંકલ્પ-વિકલ્પને કારણે આત્મા ઉપર જે બિમ્બ પડે છે તથા ઈન્દ્રિયો અને બુદ્ધિદ્વારા આત્માને જે જ્ઞાન પેદા થાય છે તે જ્ઞાન નૈમિત્તિક જ્ઞાન કહેવાય છે. આવું નૈમિત્તિક જ્ઞાન ગમે તેટલું હોય પરંતુ જે પ્રમાણે અમાપ સાગરનું પાણી ઘડામાં આવી શકતું નથી, બરાબર તે જ પ્રમાણે આ નૈમિત્તિક જ્ઞાનદ્વારા સમસ્ત વસ્તુઓનું જાણપણું થઈ શકતું નથી, પણ સાગરના એક જલબિંદુ જેટલું જ જ્ઞાન પેદા થાય છે. નૈમિત્તિક જ્ઞાન પૂર્ણ નથી એટલા માટે આવા અપૂર્ણ જ્ઞાનદ્વારા સંપૂર્ણ વસ્તુઓનું જ્ઞાન થઈ શકતું નથી. પૂર્ણ જ્ઞાન તો પૂર્ણ બનવાથી જ પ્રાપ્ત થઈ શકે છે. આ વિષે ઉપનિષદ્માં ઠીક જ કહ્યું છેકે:—

**पूर्णस्य पूर्णमादाय पूणमादावशिष्यते ।**

અર્થાત્—પૂર્ણ વ્યક્તિ જ પૂર્ણતાને પ્રાપ્ત કરી શકે છે. અપૂર્ણ વ્યક્તિ પૂર્ણતાને પ્રાપ્ત કરી શકતી નથી.

હવે સાક્ષાત્ જ્ઞાન કેવું હોય છે તે સંબંધમાં જણાવવાનું કે, સાક્ષાત્ જ્ઞાન અર્થાત્ પૂર્ણ જ્ઞાન પેદા થાય છે ત્યારે બધી વસ્તુઓ જોવામાં આવે છે. આ સાક્ષાત્ જ્ઞાન માટે કોઈ પ્રકારનાં અનુમાન કે બુદ્ધિ-ઇન્દ્રિયો આદિની સહાયતાની આવશ્યકતા રહેતી નથી. આ પ્રકારનું પૂર્ણ જ્ઞાન પ્રાપ્ત કરવા માટે આપણી બુદ્ધિ તથા ઇન્દ્રિયોને પરમાત્માને સમર્પિત કરી દેવી જોઈએ. જ્યારે આત્મા સીધો અને સરળ હોય છે ત્યારે જ તે પરમાત્મા અરહનાથના શરણે જઈ શકે છે. ભગવાન અરહનાથના શરણે જવા માટે બુદ્ધિને નિશ્ચલ બનાવવી આવશ્યક છે. બુદ્ધિ નિશ્ચલ થયા બાદ જ ભગવદ્ ભજન બરાબર થઈ શકે છે.

દયા, કરૂણા તથા જનસેવા આદિ ધર્મકાર્યો કરવાં એ પણ પરમાત્માની સેવા કરવા બરાબર છે. જે પ્રમાણે પતિવ્રતા સ્ત્રી ઘરનાં કામોને પણ પતિની સેવા માનીને કરે છે, તે

જ પ્રમાણે ભક્તજનો પણ દયા, કરુણા આદિ ધર્મકાર્યોને પણ પરમાત્માની સેવા જ માને છે. પરોપકારનાં જે જે કામો કરવામાં આવે છે તે બધાં કામો પરમાત્માની સમીપ જવા માટેજ કરવામાં આવે છે. સત્કાર્યો પણ પરમાત્મ-પદને પ્રાપ્ત કરવાનાં સાધનો છે. પ્રત્યેક આત્માએ પરમાત્મપદની પ્રાપ્તિ થાય એવા પ્રયત્નો કરવાં જોઈએ. આત્મા પરમાત્મ-પદને કેવી રીતે પામી શકે એ વાત હવે શાસ્ત્રદ્વારા સમજાવું છું:—

## સમ્યક્ત્વ પરાક્રમ—બોલ છત્રીસમો

શાસ્ત્ર કહે છે કે, હે આત્મા! તારામાં જે અનંત શક્તિસામર્થ્ય રહેલું છે તેનો તું સદુપયોગ કરતો નથી એ તારી ભૂલ છે. તું તારા શક્તિસામર્થ્યને કામમાં લે. કેમકે આત્માના શક્તિસામર્થ્યને ખીલવવા માટે ત્યાગ કરવાની આવશ્યકતા રહે છે. શાસ્ત્રમાં ત્યાગ વિષે જ વિચાર ચાલી રહ્યો છે. ગૌતમ સ્વામી મહાવીર ભગવાનને કષાયના ત્યાગ વિષે પ્રશ્ન પૂછે છે કે:—

### છત્રીસમો બોલ

**(३६) कषायपच्चक्खाणेणं भन्ते ! जीवे किं जणयइ ?**

અર્થાત્—હે ભગવાન! કષાયનો ત્યાગ કરવાથી જીવાત્માને શો લાભ થાય છે? આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાન મહાવીરે ફરમાવ્યું છે કે:—

**कषायपच्चक्खाणेणं वीयरागभावं जणयइ, वीयराग–भावपडिवन्ने वि य णं जीवे समसुहदुक्खे भवइ ॥ ३६ ॥**

અર્થાત્—કષાયના ત્યાગથી વીતરાગ ભાવ પેદા થાય છે અને વીતરાગભાવને પામેલા જીવને દુઃખ અને સુખ સમાન બને છે.

કષાયના ત્યાગ વિષે વિચાર કરવામાં આવે તે પહેલાં અત્રે એ વિચારવું પ્રાપ્ત થાય છે કે, આહાર-પ્રત્યાખ્યાનની બાદ કષાય-પ્રત્યાખ્યાન વિષે શા માટે પ્રશ્ન કરવામાં આવ્યો? આહાર પ્રત્યાખ્યાન સાથે કષાય-ત્યાગનો પારસ્પરિક શો સંબંધ છે? આ પ્રશ્નના ઉત્તરમાં શાસ્ત્રકાર કહે છે કે, સંભોગ-પ્રત્યાખ્યાન, ઉપધિ પ્રત્યાખ્યાન તથા આહાર-પ્રત્યાખ્યાન ત્યારે જ સફળ થાય છે કે જ્યારે કષાયનો ત્યાગ કરવામાં આવે. કષાયના ત્યાગ વિના ઉપરના બધાં ત્યાગો સફળ નીવડી શકતા નથી. સંભોગ, ઉપધિ તથા આહાર આદિનો ત્યાગ પણ કષાયનો ત્યાગ કરવા માટેજ કરવામાં આવે છે.

સંભોગનો ત્યાગ એટલા માટે કરવામાં આવે છે કે, સંભોગમાં રહેવાથી કોઇને કાંઈ કહેવાનો તથા સાંભળવાનો પ્રસંગ આવે છે. ઉપધિનો ત્યાગ એટલા માટે કરવામાં આવે છે કે ઉપધિ રાખવાથી કોઇ તેને લઈ જશે એવો ભય હમેશાં રહ્યા કરે છે. અને આહારનો ત્યાગ એટલા માટે કરવામાં આવે છે કે, આહાર માટે અનેક પ્રકારનાં ક્રૂર કર્મો પણ કરવાં પડે છે, અને અનેક પ્રકારની ઉપાધિઓ પણ માથે વહોરવી પડે છે. આ બધી વાતોથી બચવા માટેજ આ બધી વસ્તુઓનો ત્યાગ કરવો પડે છે. પરંતુ જ્યાં સુધી કષાયનો ત્યાગ કરવામાં આવતો નથી ત્યાં સુધી આ બધો ત્યાગ નિષ્ફળ નીવડે છે અથવા અલ્પ ફલદાયી નીવડે છે.

જો કષાયનો ત્યાગ ન કરવા છતાં પણ સંભોગ, ઉપધિ તથા આહાર આદિનો ત્યાગ સફળ થતો હોય તો પછી કેટલાક લોકો કુટુંબ-કલેશને કારણે ઘરનો ત્યાગ કરી દે છે તો શું તે લોકોને પણ સંભોગના ત્યાગી કહી શકાશે? નહિ. આ જ પ્રમાણે કેટલાક લોકોની પાસે કોઈ પ્રકારની ઉપધિ પણ હોતી નથી. જેમકે વન્ય પશુઓની પાસે કોઈ પ્રકારની ઉપધિ ન હોવાને કારણે શું તેઓને ઉપધિના ત્યાગી માની શકાય? અને તેમને સાધુઓની સમાનતામાં મૂકી વંદન-નમસ્કાર કરી શકાય? નહિ. પશુઓ નિરુપધિ હોવા છતાં તેમને ઉપધિના ત્યાગી એટલા માટે કહેવામાં આવતા નથી કે તેઓ જ્ઞાનપૂર્વક ઉપધિનો ત્યાગ કરતા નથી. આ જ પ્રમાણે દુષ્કાળ આદિ સમયમાં અનેક લોકો અન્ન વિના મૃત્યુ પામે છે. શું તેમને આહારના ત્યાગી કહી શકાય? નહિ. કારણ કે તેઓની પાસે આહાર નથી એટલે તેઓને અનિચ્છાપૂર્વક આહારનો ત્યાગ કરવો પડે છે. પરંતુ જો તેમની સામે આહાર-વસ્તુ હોય તો તેઓ સ્વેચ્છાપૂર્વક આહારનો ત્યાગ કરવા તૈયાર હોતા નથી. કહેવાનો આશય એ છે કે, સંભોગ, ઉપધિ તથા આહાર આદિનો ત્યાગ કષાયનો ત્યાગ કરવા માટે જ કરવામાં આવે છે. કષાયનો ત્યાગી બન્યા વિના સંભોગ, ઉપધિ તથા આહારનો ત્યાગ સફળ બની શકતો નથી.

કષાયનો ત્યાગ કરવાથી જીવાત્માને શો લાભ થાય છે? એ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને ફરમાવ્યું છે કે, કષાયનો ત્યાગ કરવાથી સંભોગ, ઉપધિ તથા આહારનો ત્યાગ સફળ થાય છે તથા જીવનમાં વીતરાગભાવના પેદા થાય છે.

કષાયનો ત્યાગ કરવાથી વીતરાગભાવના કેવી રીતે પેદા થાય છે એ વિષે વિચાર કરીએ તે પહેલાં કષાય એટલે શું અને તેનો શા માટે ત્યાગ કરવામાં આવે છે એ વિષે સર્વપ્રથમ વિચાર કરવો આવશ્યક છે.

જે સંસારની વૃદ્ધિ થાય તે કષાય છે, અર્થાત્ રાગદ્વેષ જે કર્મબીજ છે તથા ક્રોધ, માન, માયા અને લોભ કે જે સંસારવૃદ્ધિનાં કારણો છે તે કષાય કહેવાય છે. સંક્ષેપમાં ચિત્તની જે વૃત્તિદ્વારા સંસારની વૃદ્ધિ થાય છે તે કષાય કહેવાય છે. જે મલિન પરિણામોદ્વારા નરકાદિની પ્રાપ્તિ કે વૃદ્ધિ થાય છે તે મલિન પરિણામો પણ કષાયરૂપ છે.

શાસ્ત્રકારોએ કષાયનું સ્વરૂપ બતાવતાં કહ્યું છે કેઃ—

**कोहो य माणो य अनिग्गहीया, माया य लोहो य पवड्ढमाणा ।**
**चत्तारि एए कसिणा कसाया, सिंचन्ति मूलाइं पुणब्भवस्स ॥ दश०८-४०**

અર્થાત્-પુનર્ભવનાં જડમૂળને જલસિંચન કરનારા ક્રોધ, માન, માયા તથા લોભ આ ચાર કષાયો છે. ક્રોધ તથા માનનો નિગ્રહ કરવો મુશ્કેલ છે અને માયા તથા લોભવૃત્તિ વધનારી છે અર્થાત્ માયા તથા લોભનો કાંઈ ક્ષોભ કે સંતોષ નથી. એ તો હમેશાં વધનારાં જ છે. આ કષાયો સંસારવૃદ્ધિ કરનારાં હોવાથી ત્યાજ્ય જ છે. કષાયની વૃદ્ધિ હોવાને કારણે નરકાદિ નીચ ગતિમાં તથા સંસારચક્રમાં પરિભ્રમણ કરવું પડે છે. કષાય કર્મબંધનથી જીવાત્માને વિશેષ બદ્ધ કરે છે. કષાયને કારણે કર્મબંધનમાંથી મુક્તિ મળતી નથી. રાગદ્વેષથી કર્મો બંધાય છે અને કષાયદ્વારા કર્મબંધન મજબૂત થાય છે. સંસારચક્રમાંથી છૂટવા માટે, પુનર્ભવનાં ફંદામાંથી મુક્ત થવા માટે તથા કર્મબંધનોને ઢીલાં કરવા માટે કષાયનો ત્યાગ કરવો આવશ્યક છે.

કષાયની તીવ્રતાને કારણે જ નરકાદિ નીચ ગતિમાં જવું પડે છે. નરક બીજે ક્યાંયથી આવતું નથી, પરંતુ પોતાનાં પરિણામોમાં જ નરક છે. કેટલાક લોકો દુઃખ માથે પડયે હાયવોય કરે છે પરંતુ જે દુઃખને કારણે હાયવોય કરવી પડે છે તે દુઃખ ક્યાંથી અને કેવી રીતે આવ્યું તેનો વિચાર કરતા નથી. દુઃખો કાંઈ બહારથી આવ્યાં નથી તેમ બહારથી આવતાં પણ નથી. એ તો પોતાનાં જ મલિન પરિણામોમાંથી બહાર નીકળ્યાં છે. મલિન પરિણામોનો ત્યાગ કરવો એ તો સંસાર ઉપર વિજય પ્રાપ્ત કરવાનો માર્ગ છે અને મલિન પરિણામોને આધીન થવું એ તો સંસારને આધીન થવા બરાબર છે. એટલા માટે કષાયનો વહેલી તકે ત્યાગ કરવાનો પ્રયત્ન કરવો જોઇએ. એ વાતને પ્રત્યેક વ્યક્તિએ પોતાના હૃદયમાં કોતરી રાખવી જોઈએ કે, 'કષાયને કારણે જ આપણો સ્વતંત્ર આત્મા આજે પરતંત્ર બની રહ્યો છે. આત્માને સ્વતંત્ર બનાવવો હોય તો કષાય-શત્રુ ઉપર વિજય મેળવવો જોઇએ.'

જે સ્થાન અને કારણ કષાય ઉત્પન્ન કરવાનું હોય છે તેજ સ્થાન અને કારણ કષાય ઉપર વિજય મેળવવાનું પણ હોય છે. આ વાતને વિશેષ સ્પષ્ટ કરવા માટે શ્રી ઉત્તરાધ્યયન સૂત્રમાં આવેલું એક ઉદાહરણ તમને સંભળાવું છું:—

એકવાર એવો પ્રસંગ બન્યો કે, એક ક્ષત્રિયને બીજા ક્ષત્રિયે જાનથી મારી નાખ્યો. મૃત્યુ પામેલા ક્ષત્રિયની પત્ની તે વખતે ગર્ભવતી હતી. તે ક્ષત્રિયપત્ની મનમાં વિચારવા લાગી કે, મારા પતિમાં થોડીઘણી કાયરતા હતી ત્યારે જ તેમનું અકાળ મૃત્યુ થયું. જો તેઓ વીર હોત તો તેમનું મૃત્યુ અકાળે ન થાત. ક્ષત્રિયપત્નીની આ વીરભાવનાનો પ્રભાવ ગર્ભસ્થ પુત્ર ઉપર પડ્યો. આગળ જતાં આ જ ગર્ભસ્થ પુત્ર વીર ક્ષત્રિય બન્યો.

માતા પોતાના બાળકને જેવા બનાવવા ચાહે તેવા બનાવી શકે છે. જો માતા ચાહે તો બાળકને વીર પણ બનાવી શકે છે અને કાયર બનાવવા ચાહે તો કાયર બનાવી શકે છે. સાધારણ રીતે સિંહનું બાળક સિંહ જ બને છે અને સૂવરનું બાળક સૂવર બને છે. તેઓમાં કોઈ પ્રકારનું પરિવર્તન થતું નથી પરંતુ મનુષ્યને ઇચ્છાનુસાર વીર કે કાયર બનાવી શકાય છે.

ક્ષત્રિયપત્નીએ પોતાના બાળકને વીરોચિત શિક્ષા આપીને વીરક્ષત્રિય બનાવ્યો. ક્ષત્રિયપુત્ર વીર હોવાને કારણે રાજાનો કૃપાપાત્ર પણ બન્યો.

એક દિવસ રાજાએ ક્ષત્રિયપુત્રની વીરતાની પરીક્ષા લેવાનો વિચાર કર્યો. રાજાએ વિચાર્યું કે શત્રુ ઉપર વિજય મેળવવા માટે ક્ષત્રિયપુત્રને મોકલવાથી એક સાથે બે કામોની સિદ્ધિ થશે. એક તો શત્રુ કાબુમાં આવશે અને બીજું ક્ષત્રિયપુત્રની વીરતા કેવી છે તેની પરીક્ષા પણ થઈ જશે.

આ પ્રમાણે વિચાર કરી રાજાએ ક્ષત્રિયપુત્રને પોતાના શત્રુ ઉપર વિજય મેળવવા માટે સૈન્ય લઇને જવાની આજ્ઞા આપી. ક્ષત્રિયપુત્ર વીર હતો. તે તૈયાર થઈ શત્રુ ઉપર વિજય મેળવવા રવાના થયો. તેણે શત્રુ-સૈન્યને પોતાની વીરતાનો પરિચય આપી પરાસ્ત કર્યું અને શત્રુરાજાને જીવિત જ કેદ કરીને રાજા સમક્ષ ઉપસ્થિત કર્યો. રાજા ક્ષત્રિયપુત્રનું પરાક્રમ જોઈ ઘણો જ પ્રસન્ન થયો અને વીરતા બતાવ્યાની કદર તરીકે તેને યોગ્ય પુરસ્કાર આપી સન્માન કર્યું. આખા ગામમાં ક્ષત્રિયપુત્રની વીરતાની પ્રશંસા થવા લાગી. જનતાએ પણ તેને સન્માન આપ્યું. ક્ષત્રિયપુત્ર પ્રસન્ન થતો પોતાના ઘેર જવા માટે નીકળ્યો. રસ્તામાં

તે વિચારવા લાગ્યો કે, આજે માતા મારી પરાક્રમકથા સાંભળીને જરૂર પ્રસન્ન થશે. ઘેર આવી તે ક્ષત્રિયપુત્ર સીધો માતાને પ્રણામ કરવા અને શુભાશીર્વાદ લેવા ગયો. પરંતુ તે માતા પાસે ગયો તો તેણે જોયું કે માતા તો રુષ્ઠ થઇને વિમુખ કરીને બેઠી છે. માતાને રુષ્ઠ તથા ક્રુદ્ધ થએલી જોઇને પુત્ર વિચારવા લાગ્યો કે, મારાથી એવો શો અપરાધ થયો છે કે જેને કારણે માતા આજે રુષ્ઠ તથા ક્રુદ્ધ થએલી છે? આજકાલના પુત્રો તો મનફાવ્યું તે માતાને કહી સંભળાવી દેત, પરંતુ તે ક્ષત્રિયપુત્રને તો પહેલેથી જ વિશોચિત શિક્ષા આપવામાં આવી હતી કે:—

**मातृदेवो भव। पितृदेवो भव। आचार्यदेवो भव।**

અર્થાત્–માતા દેવતુલ્ય છે, પિતા દેવતુલ્ય છે તથા આચાર્ય દેવતુલ્ય છે. એટલા માટે માતા, પિતા તથા આચાર્યની આજ્ઞાની અવજ્ઞા કરવી ન જોઇએ.

આવી સતિશિક્ષા મળવાને કારણે ક્ષત્રિયપુત્રે નમ્રતાપૂર્વક માતાને કહ્યું કે, માતુશ્રી! મારાથી એવો શો અપરાધ થયો છે કે જેને કારણે તમે મારી ઉપર આટલા બધા ક્રુદ્ધ થએલા છો! મારાથી જે અપરાધ થયો હોય તે મને જણાવો કે જેથી તે અપરાધની હું આપની પાસે ક્ષમા માંગી શકું.

માતાએ ક્ષત્રિયપુત્રને કહ્યું કે, જેનો પિતૃહન્તા શત્રુ જીવિત હોય, તેણે જો બીજા શત્રુને જીત્યો તો તેથી શું થયું? ક્ષત્રિયપુત્રે આશ્ચર્યચકિત થઈ પૂછ્યું કે, શું મારા પિતાને મારનાર શત્રુ હજીસુધી જીવિત છે? માતાએ ઉત્તર આપ્યો કે, હા, તે શત્રુ હજી જીવિત છે. પુત્રે કહ્યું કે, જો શત્રુ જીવિત છે તો અત્યારસુધી તે વાત મને શામાટે ન કહી? માતાએ કહ્યું કે, હું તારામાં પરાક્રમ કેટલું છે તેની તપાસ કરી રહી હતી. હવે મને ખાત્રી થઈ છે કે, તું વીરપુત્ર છે. તું જ્યારે બીજા શત્રુને પરાસ્ત કરી શક્યો છે તો તારા પિતાને મારનાર શત્રુને પણ પરાસ્ત કરી શકીશ એવી મને ખાત્રી થઈ છે. તારું શક્તિસામર્થ્ય જોયા વિના હું તને શત્રુ સાથે બાથ ભીડવાનું કેવી રીતે કહી શકું?

ક્ષત્રિયપુત્ર, માતાનું કથન સાંભળી ઉત્તેજિત થઈ કહેવા લાગ્યો કે, માતાજી! હું હમણાં જ શત્રુને પરાજિત કરવા જાઉં છું. મારા પિતાનું વૈર વાળ્યા વિના હું પાછો આવવાનો નથી. આ પ્રમાણે કહી તે ચાલતો થયો.

આ બાજુ ક્ષત્રિયપુત્રના પિતાની હત્યા કરનાર ક્ષત્રિયે સાંભળ્યું કે, જેને મેં મારી નાંખ્યો છે તેનો વીર ક્ષત્રિયપુત્ર ક્રુદ્ધ થઈને પોતાના પિતાનું વૈર વાળવા માટે મારી સાથે લડવા આવી રહ્યો છે. આ સાંભળી તે ક્ષત્રિયે વિચાર કર્યો કે ક્ષત્રિયપુત્ર વીર છે એટલા માટે હું તેને શરણે ચાલ્યો જાવું એમાં જ મારું કલ્યાણ છે. આ પ્રમાણે વિચાર કરી તે ક્ષત્રિયપુત્રની સામે ગયો અને તેને અધીન થઇ ગયો. ક્ષત્રિયપુત્ર તે પિતૃહન્તા શત્રુને લઇને પોતાની મા પાસે આવ્યો અને માતાને કહેવા લાગ્યો કે, આ ક્ષત્રિયે જ મારા પિતાશ્રીની હત્યા કરી છે. હવે તેને પકડીને તમારી સમક્ષ લાવ્યો છું. આપ કહો તે પ્રમાણે તેને દંડ આપું. માતાએ પુત્રને કહ્યું કે, એ શત્રુને જ પૂછી જો કે તારા અપરાધનો તને શો દંડ આપવો જોઈએ? પુત્રે શત્રુને પૂછ્યું કે, મારા પિતાના વૈરનો બદલો તારી પાસેથી કેવી રીતે લઉં? શત્રુએ જવાબ આપ્યો કે, તમે તમારા પિતાના વૈરનો બદલો તેવી જ રીતે લો કે જેવી રીતે શરણે આવેલા માણસ પાસેથી બદલો લેવામાં આવે છે.

ક્ષત્રિયપુત્રની માતા સાચી ક્ષત્રિયાણી હતી. તેનું હૃદય તુચ્છ નહિ પણ વિશાળ હતું. માતાએ પુત્રને કહ્યું કે, બેટા ! હવે એને શત્રુ નહિ પણ ભાઇ માન.

જ્યારે તે શરણે આવેલ છે ત્યારે શરણાગતની પાસેથી બદલો લેવો સર્વથા અનુચિત છે. જે શરણે આવેલ છે તે ભલે ગમે તેટલો અપરાધી હોય, છતાં ભાઇ સમાન જ છે. એટલા માટે હવે તે તારો શત્રુ નહિ પણ ભાઈ જ છે. હું હમણાં ભોજન બનાવું છું અને તમે બન્ને ભાઇઓ સાથે બેસીને આનંદપૂર્વક જમો. તમે સગા ભાઇની માફક સાથે જમો અને પ્રેમપૂર્વક રહો. હું એજ જોવા ચાહું છું.

માતાનું કથન સાંભળી પુત્રે કહ્યું કે, માતાજી ! તમે પિતૃહન્તા શત્રુને પણ ભાઇ બનાવવાનું કહો છો તે તો ઠીક છે, પરંતુ મારા હૃદયમાં જે ક્રોધાગ્નિ બળી રહ્યો છે તેને હું કેવી રીતે શાન્ત કરું ?

માતાએ ઉત્તર આપ્યો કે, પુત્ર ! કોઇ મનુષ્ય ઉપર ક્રોધ ઉતારીને ક્રોધને શાન્ત કરવો એમાં કાંઇ વીરતા નથી, પણ ક્રોધ ઉપર ક્રોધને ઉતારીને કોપને શાન્ત કરવો અને ક્રોધ ઉપર વિજય કરવો એમાં જ સાચી વીરતા છે. ભગવાન મહાવીરે તો કહ્યું છે કે, उवसमेण हणे कोहं-અર્થાત્ ઉપશમ–શાન્તિથી ક્રોધને જીતવો જોઇએ. આજ પ્રમાણે બૌદ્ધ શાસ્ત્રમાં પણ કહ્યું છે કેઃ—

नहि वेरेण वेराणि समन्तीध कुदाचन ।
अवेरेण वेराणि पस धम्मो सनन्तनो ॥ –ધમ્મપદ

અર્થાત્—આ જગતમાં વૈરથી વૈર કદાપિ શાન્ત થતું નથી. અવૈર–પ્રેમથી જ વૈર શાન્ત થાય છે. પ્રેમથી વૈરને શાન્ત કરવું એજ સનાતન ધર્મ છે.

ક્રોધને શાન્તિથી–ક્ષમાથી શાન્ત કરવો એમાં જ ખરી ખૂબી છે. ક્રોધ એ ભયંકર શત્રુ છે. આ ભયંકર શત્રુને પ્રેમથી–ક્ષમાથી જીતવો એમાં જ સાચી વીરતા છે. નમીરાજે પણ ઇન્દ્રને કહ્યું હતું કેઃ

जो सहस्सं सहस्साणं संगामे दुज्जए जये।
एगो जयेज्ज अप्पाणं एस से परमो जयो ॥ ઉ૦ ૯

ભાવાર્થ એ છે કે, જે મનુષ્ય ક્રોધને અક્રોધથી જીતે છે તેજ સાચો વીર છે. આ જ પ્રમાણે જે મનુષ્ય કષાય ઉપર વિજય મેળવે છે તે જ સાચો વીર છે. કષાયો ઉપર વિજય મેળવવો એમાં જ વીરતા રહેલી છે.

માતાની આજ્ઞા માની પુત્ર પ્રસન્ન થતો પોતાના પિતૃહન્તા શત્રુને પણ હૃદયથી ભેટયો અને સગાભાઇની માફક બન્ને જણાએ સાથે ભોજન કર્યું.

કહેવાનો આશય એ છે કે, જે સ્થાન કષાય ઉત્પન્ન કરવાનું છે, તે જ સ્થાન કષાય જિતવાનું પણ છે. જેઓ શત્રુઓને પણ પોતાના મિત્ર બનાવી લે છે તેઓ વાસ્તવમાં વીર છે. સાચી વીરતા તો એમાં જ છે કે ક્રોધને અક્રોધ–શાન્તિ–ક્ષમાથી જિતવામાં આવે અને શત્રુઓને પણ મિત્ર બનાવવામાં આવે. જ્યારે શત્રુતા પણ મિત્રતારૂપે પરિણિત થઇ જતી હશે ત્યારે કેટલો આનંદ આવતો હશે !

આ તો શાસ્ત્રની વાત કહી પરંતુ ઈતિહાસમાં પણ આવાં ઉલ્લેખો જોવામાં તથા જાણવામાં આવે છે. ઉદયપુરના પૃથ્વીરાજજી તથા તેમના કાકા સૂરજમલજી આખો દિવસ તો એક બીજા સાથે યુદ્ધ ખેલતા હતા, અને સાંજે બન્ને જણા એક જ જગ્યાએ બેસી સાથે ભોજન કરતા હતા અને ત્યારબાદ એકબીજાને લાગેલાં ઘાવો ઉપર મલમપટ્ટી બાંધતા હતા. પરંતુ આજે તો લોકોનાં મન એટલાં બધાં સંકુચિત તથા મલિન બની ગયાં છે કે સામાન્ય વાતમાં પણ કલેશ-કંકાશ કરવા લાગી જાય છે.

કષાય જિતવાનો સરળ માર્ગ એ છે કે, વૈરીને પણ પોતાનો હિતૈષી માનવો. શત્રુ પણ મિત્ર તરીકે આપણા ઉપર ઉપકાર કરે છે એમ માની તેના પ્રત્યે સદ્ભાવ પ્રકટ કરવો જોઈએ. જે પ્રમાણે કોઈ માણસ પોતાના પગમાં ખૂંચી ગયેલા કાંટાને બહાર કાઢવા માટે સુઈ ભોંકે છે, અથવા કોઈ ડૉકટર ઑપરેશન કરે છે, તો શું તમે તેમના ઉપર નારાજ થશો? નહિ. ઉલટા ડૉક્ટર તમારું હિત કરે છે એમ માનો છો. જે પ્રમાણે ડૉક્ટર તમને પીડા આપવા છતાં તમારું હિત કરવાને કારણે તમે તેમને તમારા હિતૈષી માનો છો, તેજ પ્રમાણે તમારો વૈરી પણ તમારું હિત કરે છે એમ માનો અને તે વૈરી પ્રત્યે પણ વૈરભાવ ન રાખો તો તમે અવશ્ય કષાયને જીતી શકશો, અને કષાય ઉપર વિજય મેળવી આત્મકલ્યાણ પણ સાધી શકશો. કષાયને જિતવાથી શો લાભ થાય છે એ પ્રશ્નના ઉત્તરમાં ભગવાન મહાવીરે સ્પષ્ટ જ કહ્યું છે કે, કષાયને જિતવાથી જીવાત્મા વીતરાગભાવને પામે છે. એટલા માટે કષાયને જે જેટલા પ્રમાણમાં જિતે છે તે તેટલા પ્રમાણમાં વીતરાગભાવને પામે છે. કષાયને વિવેકપૂર્વક જિતવામાં આવે તો જ ફલ-પ્રાપ્તિ થાય છે. કષાયને જિતવાના બહાના નીચે જીવનમાં કાયરતા આવી ન જાય તેની સતત જાગ્રતિ રાખવી જોઈએ. જે કાયર હોય છે તે કષાયને જીતી પણ શકતો નથી. 'કમજોર ઔર ગુસ્સા બહોત' એ લોકોક્તિ તો પ્રસિદ્ધ જ છે. શક્તિ હોવા છતાં ક્ષમા ધારણ કરવી એમાં જ વીરતા રહેલી છે. શક્તિહીન ક્ષમા કાયરતાનું રૂપ ધારણ કરે છે. એટલા જ માટે કહેવામાં આવ્યું છે કેઃ—दाणं दरिद्दस्स खमा पमुस्स। અર્થાત્—દરિદ્રાવસ્થામાં આપવામાં આવેલા દાનની અને પ્રભુતા હોવા છતાં આપવામાં આવેલી ક્ષમાની વિશેષતા છે. અશક્તિ હોવાથી ચૂપ બેસી રહેવું એમાં કષાયને જિતવાપણું કાંઈ નથી. અશક્તિને કારણે ક્રોધને દાબી રાખવો અને મનમાં ને મનમાં દુર્ભાવ તથા ખોટાં સંકલ્પ-વિકલ્પ કરવાં એ કષાયને જિતવાનો સાચો માર્ગ નથી.

કેટલાક લોકો કષાયને ન જીતવા છતાં એમ કહે છે કે અમોએ કષાયને જીતી લીધો અને એટલા માટે અમારામાં વીતરાગભાવ છે. આ પ્રમાણે કહેનારાઓની પરીક્ષા કરવા માટે શાસ્ત્રમાં એક યુક્તિ બતાવવામાં આવી છે અને તે યુક્તિ એ છે કે, જેઓએ કષાય ઉપર વિજય મેળવ્યો હોય છે તેમને માટે સુખ તથા દુઃખ સમાન જ થઈ પડે છે.

કષાયવિજયીનો ધર્મ બતાવતાં મૃગામાતાએ મૃગાપુત્રને કહ્યું હતું કેઃ—

**लाभालामं सुहं दुहं जीवियं मरणं तहा ।**
**समं निन्दा-पसंसासु तहा माणावमाणओ ॥ उ० १९**

અર્થાત્—લાભ-અલાભ, સુખદુઃખ, જીવન-મરણ, નિન્દા-પ્રશંસા તથા માન-અપમાન વગેરેમાં જે સમભાવ રાખે છે તેજ સાચો કષાયવિજયી મુનિ છે.

જે પ્રમાણે સાધુઓ માટે સમાનભાવ રાખવાનો ઉપદેશ આપવામાં આવ્યો છે તે જ પ્રમાણે શ્રમણોપાસકોએ પણ આ ઉપદેશને જીવનમાં ઉતારવાનો છે.

કહેવાનો આશય એ છે કે, શ્રમણપાસકોએ પણ શ્રમણોની માફક સુખ તથા દુઃખમાં, લાભ તથા અલાભમાં તથા નિંદા અને પ્રશંસામાં સમાનભાવ–સમવૃત્તિ રાખવાનો અભ્યાસ કરવો જોઈએ. સમવૃત્તિ એ તો કષાય–વિજયની ચાવી છે. સામાયિક આદિ છ આવશ્યકો પણ કષાય ઉપર વિજય મેળવવા માટે જ પ્રતિદિન કરવામાં આવે છે. તમે શ્રમણોપાસક છો અર્થાત્ સમભાવના ઉપાસક છો. એટલા માટે સમાનભાવને કેળવવાનો અભ્યાસ કરો અને કષાયને જિતવાનો પ્રયત્ન કરો તો તેમાં તમારું કલ્યાણ જ રહેલું છે. કષાયને જિતવાથી વીતરાગભાવ પ્રગટ થાય છે. વીતરાગ માર્ગ એ જિન ભગવાનનો માર્ગ છે. જૈનનો અર્થ પણ વિજેતા થાય છે. જે રાગદ્વેષ તથા કષાય ઉપર વિજય મેળવે છે તે જ સાચો જૈન છે અને તે જ સાચો વીતરાગના માર્ગે ચાલનારો છે. નામથી જૈન છો, તો હવે કામથી જૈન બનો. જે મનુષ્યના જીવનમાં સાચું જૈનત્વ પ્રગટે છે તે પોતાના કષાયયુક્ત જીવનને કષાયરહિત બનાવે છે અને પછી સિદ્ધ, બુદ્ધ તથા મુક્ત થાય છે. કષાયો ઉપર વિજય મેળવવો એમાં જ સાચું જૈનત્વ રહેલું છે. પ્રત્યેક જૈનોમાં સાચું જૈનત્વ પ્રગટે તો જૈનજીવન સફળ થયા વિના રહે જ નહિ. જૈન–જીવન જીવવામાં હમેશાં કલ્યાણ જ રહેલું છે.

## વ્યાખ્યાન : સંવત ૧૯૯૪ શ્રાવણ વદી ૨ શનિવાર

### પ્રાર્થના

**મલ્લિ જિન બાલ બ્રહ્મચારી, 'કુંભ' પિતા 'પરભાવતિ' મૈયા;**
**તિનકી કુમારી, મલ્લિ જિન બાલ બ્રહ્મચારી.**

–વિનયચંદ્રજી કુંભટ ચોવીશી

શ્રી મલ્લિનાથ ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

જો કે પ્રત્યેક તીર્થંકરની પ્રાર્થના ભિન્ન ભિન્ન કડીઓમાં કરવામાં આવી છે પરંતુ એ બધી કડીઓમાં કહેવામાં આવેલી વાત તો એકજ છે. જે પ્રમાણે કોઈ માળાનાં મણકાંઓ ભિન્ન ભિન્ન હોવા છતાં એ મણકાંઓને એક સૂત્રમાં રાખનાર તથા માળાને અખંડ રાખનાર તો મણકાંઓની વચ્ચે રહેલો દોરો જ છે, તે જ પ્રમાણે પ્રાર્થનાની કડીઓ ભલે ભિન્ન ભિન્ન હોવા છતાં તે કડીઓમાં રહેલો ભાવ તો એક જ છે. એટલા માટે આપણે કડીઓની ભિન્નતા ઉપર વિચાર ન કરતાં પ્રાર્થનાનો ભાવાર્થ શો છે તે વિષે જ વિચાર કરવો જોઈએ.

ભગવાન મલ્લિનાથની પ્રાર્થનામાં કહેવામાં આવ્યું છે કે, તેમણે છ રાજાઓને સદ્બોધ આપી સન્માર્ગે ચડાવ્યા હતા. જો કે ભગવાન તે છ રાજાઓનું જ કલ્યાણ કરવા માટે જન્મ્યા ન હતા, પણ જગજીવોનું કલ્યાણ કરવા માટે તેમણે જીવન સમર્પણ કરી દીધું હતું.

પરંતુ વસ્તુનો લાભ તે જ વ્યક્તિ લઈ શકે છે કે જે સમીપમાં રહે છે. જે સમીપમાં રહેતો નથી તે વસ્તુનો યથેષ્ટ લાભ પણ લઇ શકતો નથી. ઉદાહરણ તરીકે ઘડીયાળ જો કે યન્ત્રના બળે ચાલે છે પરંતુ ઘડીઆળ કાંઇ યન્ત્રોના કામમાં આવતી નથી. ઘડીયાળનો ઉપયોગ બધા લોકો કરી શકે છે. પરંતુ ઘડીયાળનો યથેષ્ટ લાભ તો તે જ વ્યક્તિ લઇ શકે છે કે જે ઘડીઆળને પોતાની પાસે રાખે છે અથવા ઘડીયાળની સમીપ જાય છે. આ જ પ્રમાણે ભગવાન મલ્લિનાથનો જન્મ બધાં જગજ્જીવોના કલ્યાણ માટે થયો હતો, છતાં તે છ રાજાઓ તેમની સમીપમાં હોવાથી સર્વપ્રથમ તેમનું કલ્યાણ થયું. ભગવાને તે છ રાજાઓનો આત્મોદ્ધાર કરી જગજ્જીવોને કલ્યાણનો માર્ગ બતાવી દીધો છે અને પ્રત્યેક જીવને કલ્યાણના માર્ગે જ ચાલવાની પ્રેરણા આપી છે. એ કલ્યાણમાર્ગ કયો છે તે વાત હવે શાસ્ત્રદ્વારા સમજાવું છું:—

## સમ્યક્ત્વ પરાક્રમ—બોલ સાડત્રીસમો

જીવાત્માનો ગુણવિકાસ ક્રમશઃ થતો હોવાને કારણે શાસ્ત્રનું વર્ણન પણ ક્રમશઃ કરવામાં આવે છે. જ્યારે આત્મા પોતાનો ગુણવિકાસ કરી તેરમા ગુણસ્થાન સુધી પહોંચી જાય છે, ત્યારે આત્મામાં કષાયભાવ તો રહેતો નથી પરંતુ યોગ તો રહે છે. ઇર્યાપથિકા ક્રિયા તેરમા ગુણસ્થાનમાં પણ હોય છે. જો કે આ ક્રિયા સૂક્ષ્મ હોય છે. એટલે હવે જે યોગ તેરમા ગુણસ્થાનમાં પણ રહે છે તે યોગ શું છે? અને તે યોગનો ત્યાગ કરવાથી જીવાત્માને શો લાભ થાય છે? એ વિષે ગૌતમ સ્વામી મહાવીર ભગવાનને પ્રશ્ન પૂછે છે કે:—

### સાડત્રીશમો બોલ

**(૩૭) जोगपच्चक्खाणेणं भन्ते जीवे किं जणयइ ?**

અર્થાત્—હે ભગવાન! યોગ ( મન, વચન તથા કાયાના વ્યાપાર ) નો ત્યાગ કરવાથી જીવને શો લાભ થાય છે?

આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને ફરમાવ્યું છે કે:—

**जोगपच्चक्खाणेणं अजोगत्तं जणयइ, अजोगी णं**
**जीवे नवं कम्मं न बन्धइ, पुव्वबद्धं निज्जरेइ ॥ ३७ ॥**

અર્થાત્—યોગનો ત્યાગ કરવાથી જીવ અયોગી ( મન, વચન તથા કાયાના વ્યાપારથી રહિત ) થાય છે અને તેવો અયોગી જીવ ખરેખર કર્મ બાંધતો નથી અને પૂર્વે બાંધેલું હોય તેને સર્વથા દૂર કરે છે.

આ સારગર્ભિત સૂત્ર વિષે વિચાર કરીએ તે પહેલાં જીવ અને કર્મનો શો સંબંધ છે અને એ સંબંધનો વિચ્છેદ કરી જીવ કર્મરહિત કેવીરીતે થઈ શકે છે એ વિષે સર્વપ્રથમ વિચાર કરવો આવશ્યક છે; કારણ કે કર્મબંધનું પ્રધાન કારણ યોગ છે.

કેટલાક લોકો કહે છે કે, જ્યારે જીવ અને કર્મનો સંબંધ અનાદિકાળથી છે તો પછી જીવ કર્મબંધનથી વિમુક્ત કેવીરીતે થઈ શકે? આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, કર્મો અનાદિથી નથી, પરંતુ તે કર્મો બદલતાં જતાં હોવા છતાં કર્મોનો ધારાવાહિક પ્રવાહ અનાદિકાળથી

ચાલ્યો આવ્યો છે. જેમકે નદીનો ધારાપ્રવાહ ચાલી રહ્યો છે. આ જલધારામાં પાણી બદ્ધ થઈને રહેતું નથી પરંતુ બદલતું રહે છે. છતાં ઉપર-નીચે પાણી આવતું-જતું હોવાને કારણે ધારાપ્રવાહ તૂટી જતો નથી. આ જ પ્રમાણે કર્મો પણ આવતાં-જતાં હોવાને કારણે કર્મોનો ધારાપ્રવાહ તૂટતો નથી અને તેજ કારણે કર્મોને અનાદિ કહેવામાં આવે છે. પણ વાસ્તવમાં તે કર્મો અનાદિ હોતાં નથી, પણ કર્મોનો ધારાપ્રવાહ અનાદિકાળથી ચાલ્યો આવે છે. જો કર્મોના આ ધારાપ્રવાહને ચાલતો બંધ કરવામાં આવે, તો કર્મોનું આગમન પણ અટકી જાય છે. જે પ્રમાણે નદીનાં ઉપરથી આવતાં પાણીને અટકાવવામાં આવે તો નદીનો ધારાપ્રવાહ બંધ થઈ જાય છે તે જ પ્રમાણે જો કર્મોને આવતાં અટકાવવામાં આવે તો કર્મોનો ધારાવાહિક પ્રવાહ પણ બંધ થઈ જાય અને કર્મો પણ ક્ષીણ થઈ જાય. આ પ્રમાણે કર્મોના આશ્રવને બંધ કરવાથી કર્મોનો ધારાપ્રવાહ પણ બંધ થઈ જાય અને પછી કર્મોનો અંત થવાને કારણે જીવાત્મા પણ કર્મરહિત થઈ જાય છે.

શાસ્ત્ર કહે છે કે, કર્મ-પ્રવાહને આવતો રોકી દેવાથી જીવ કર્મરહિત બની જાય છે. જીવાત્માને કર્મરહિત બનાવવા માટે મિથ્યાત્વને સમ્યક્ત્વદ્વારા અટકાવવાની આવશ્યકતા છે. અવ્રતને વ્રત-પ્રત્યાખ્યાનદ્વારા અટકાવવાની આવશ્યકતા છે. આ જ પ્રમાણે પ્રમાદને અપ્રમાદથી તથા કષાયોને ક્ષમાદિદ્વારા અટકાવવાની આવશ્યકતા છે. કષાયોને આવતાં અટકાવ્યાં એટલે પછી યોગ જ બાકી રહે છે, આ યોગનો નિરોધ કરવાથી જીવ કર્મરહિત બની જાય છે.

આજે તો તાત્ત્વિકજ્ઞાનની બહુ જ ઊણપ જોવામાં આવે છે. જીવનમાં તાત્ત્વિક જ્ઞાનની પણ ખાસ જરૂર છે. આજે તો ઘણા લોકોને ચૌદ ગુણસ્થાનનાં નામ સુદ્ધાં પણ આવડતાં નથી. પણ જીવ અને કર્મના સંબંધ જાણવા માટે તથા જીવને કર્મબંધનથી મુક્ત કરવા માટે તાત્ત્વિક જ્ઞાનને સમજવાની તથા તે જ્ઞાનને જીવનમાં સક્રિય રૂપ આપવાની અતિ આવશ્યકતા છે.

જીવને કર્મરહિત બનાવવા માટે કષાયનો સર્વથા ક્ષય કરવો આવશ્યક છે. પરંતુ કષાયનો સંપૂર્ણ ક્ષય તો બારમા ગુણસ્થાને થાય છે, અને કષાયોનો સંપૂર્ણ ક્ષય થયા બાદ જીવાત્મા તેરમા ગુણસ્થાનમાં જાય છે. બારમા ગુણસ્થાનની સ્થિતિ અન્તર્મુહૂર્તની છે અને તેરમા ગુણસ્થાનની સ્થિતિ જઘન્ય અન્તર્મુહૂર્તની અને ઉત્કૃષ્ટ સ્થિતિ ક્રોડ પૂર્વમાં થોડી ઓછી છે. આ તેરમા ગુણસ્થાને પહોંચવા છતાં પણ યોગ તો બાકી રહે છે. એટલા માટે યોગના પ્રત્યાખ્યાન કરવાથી જીવાત્માને શો લાભ થાય છે એ વિષે ગૌતમ સ્વામીએ મહાવીર ભગવાનને પ્રશ્ન પૂછ્યો છે. આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને કહ્યું કે, જે જીવ યોગનો ત્યાગ કરે છે તે અયોગી થાય છે. જીવ અયોગી થયા બાદ નવાં કર્મોને બાંધતો નથી અને પુરાણાં કર્મોનો નાશ કરે છે.

યોગના ત્યાગ વિષે વિચાર કરીએ તે પહેલાં યોગ એટલે શું અને યોગનો ત્યાગ કરવો શા માટે આવશ્યક છે? એ વિષે સર્વપ્રથમ વિચાર કરવો આવશ્યક છે.

શાસ્ત્રીય ભાષામાં कायवाङ्मनः कर्मः योगः અર્થાત્ મન, વચન તથા કાયાના વ્યાપારને યોગ કહેવામાં આવે છે. યોગ શબ્દ युजि योगे ધાતુમાંથી નિષ્પન્ન થયેલો છે. આ યોગનાં પાંચ પ્રકારો ગ્રન્થોમાં બતાવવામાં આવેલ છે. ક્ષિપ્તવૃત્તિ, મૂઢવૃત્તિ, વિક્ષિપ્તવૃત્તિ, એકાગ્રવૃત્તિ અને નિરોધવૃત્તિ આ યોગનાં પાંચ પ્રકારો છે.

જેનામાં રાગદ્વેષને કારણે ચંચલતા રહે છે અને જેનામાં રજોગુણની પ્રધાનતા રહે છે તેનામાં ક્ષિપ્તવૃત્તિ હોય છે,

જે ઉપરથી તો શાન્ત જણાય છે પરંતુ વાસ્તવમાં શાન્ત નથી તે મૂઢ છે. આ પ્રમાણે જેનામાં આલસ્ય, નિદ્રા આદિની તથા તમોગુણની પ્રધાનતા રહે છે તેનામાં મૂઢવૃત્તિ હોય છે.

જે અવસ્થામાં સત્ત્વગુણનો પ્રકાશ તો હોય, પરંતુ તે પ્રકાશ ઉપર રજોગુણ તથા તમોગુણની છાયા વારંવાર આવતી હોય તે વિક્ષિપ્તાવસ્થા છે.

આ પ્રમાણેની ક્ષિપ્તવૃત્તિ, મૂઢવૃત્તિ તથા વિક્ષિપ્તવૃત્તિ આ ત્રણ વૃત્તિઓ દ્વારા આત્માનો વિકાસ થતો નથી. આત્માનો વિકાસ કરવા માટે તો આત્માએ એકાગ્રવૃત્તિ તથા નિરોધવૃત્તિને કેળવવાની જરૂર રહે છે.

એકાગ્રવૃત્તિ કેવી હોય છે એને માટે દીપકનું ઉદાહરણ આપવામાં આવે છે. નિશ્ચલ દીપકની શિખા સ્થિર હોવાને કારણે ટગમગતી જણાતી નથી. પરંતુ તે શિખા પ્રકાશની દૃષ્ટિએ સ્થિર દેખાય છે, પણ પુદ્ગલની દૃષ્ટિએ તો તે અસ્થિર છે. અને તે શિખાનાં પરમાણુઓ હમેશાં બદલતાં રહે છે. દીપકમાં રહેલું તેલ બળી જાય છે એ જ શિખા બદલતી રહે છે એ વાતનું પ્રત્યક્ષ પ્રમાણ છે. જ્ઞાનીજનો કહે છે કે, એકાગ્રાવસ્થામાં શિખાની માફક સ્થિરતા જણાય છે, પરંતુ વાસ્તવમાં તે અવસ્થામાં પણ થોડી ચંચલતા હોય જ છે. એકાગ્રાવસ્થામાં જે થોડીઘણી ચંચલતા રહે છે તે ચંચલતા નિરોધવૃત્તિથી જ દૂર થઈ શકે છે. નિરોધવૃત્તિમાં સમાધિભાવ રહે છે. આ પ્રમાણે એકાગ્રવૃત્તિ તથા નિરોધવૃત્તિ આત્માને નિશ્ચલ બનાવે છે, અને તે બે વૃત્તિઓ દ્વારા મન, વચન તથા કાયાનો વ્યાપાર બંધ કરવામાં આવે છે ત્યારે જ આત્મા સમાધિભાવને પામી શકે છે.

તેરમા ગુણસ્થાન સુધી તો એકાગ્રવૃત્તિ રહે છે. પાંચમી નિરુદ્ધાવસ્થા અથવા નિરોધવૃત્તિ ચૌદમા ગુણસ્થાનમાં પહોંચ્યા બાદ આવે છે. આ વૃત્તિ થોડા વખત સુધી જ રહે છે. શ્રી ભગવતી સૂત્ર તથા ઉવવાઈ સૂત્રમાં ધર્મધ્યાન તથા શુક્લધ્યાનના નામે આ વિષે ગંભીરતાપૂર્વક વિચાર કરવામાં આવ્યો છે.

કહેવાનો આશય એ છે કે, જ્યારે આત્મા પોતાનો ગુણવિકાસ સાધી તેરમા ગુણસ્થાનમાંથી ચૌદમા ગુણસ્થાને પહોંચે છે તે અવસ્થામાં જો આત્મા મન, વચન તથા કાયાના યોગનો ત્યાગ કરી દે તો આત્માને શો લાભ થાય એ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને ફરમાવ્યું કે, યોગનો ત્યાગ કરવાથી જીવાત્મા અયોગી થાય છે, અને અયોગી થયા બાદ તે પુરાણાં કર્મોનો નાશ કરે છે અને નવાં કર્મોને બાંધતો નથી. આ પ્રમાણે જ્યારે આત્મા અયોગી બને છે ત્યારે ઇર્યાપથિકા ક્રિયા દ્વારા લાગનારાં કર્મો પણ બંધ થઈ જાય છે અને ભવોપગ્રાહી ચાર કર્મો અર્થાત્ આયુકર્મ, નામકર્મ, ગોત્રકર્મ તથા અન્તરાય કર્મ પણ નષ્ટ થઈ જાય છે, અને છેવટે આ ભવોપગ્રાહી ચાર કર્મો નષ્ટ થતાં જ આત્મા સિદ્ધ, બુદ્ધ તથા મુક્ત થઇ જાય છે.

આ તો યોગનિરોધ અથવા યોગનો ત્યાગ કરવાથી શો લાભ થાય છે એ વિષે વાત થઇ. પરંતુ આ ઉપરથી આપણે શું કરવું જોઈએ તે વિષે પણ વિચાર કરવો આવશ્યક છે. યોગનો નિરોધ કરવાની શક્તિ ન હોયતો ક્ષિપ્તવૃત્તિ, મૂઢવૃત્તિ તથા વિક્ષિપ્તવૃત્તિને તો દૂર કરવાનો ક્રમશઃ અભ્યાસ કરવો જોઈએ.

કેટલાક લોકો વિક્ષિપ્તાવસ્થામાં પણ આનંદ માને છે, અને નાટક-સીનેમા જોઈને પોતાના જીવનને ધન્ય માને છે. પરંતુ જ્ઞાનીજનો કહે છે કે, નાટકચેટકમાં વાસ્તવિક આનંદ નથી. એ તો વિક્ષિપ્તાવસ્થા છે. કેટલાક ભણેલા-ગણેલા લોકો પણ વિક્ષિપ્તાવસ્થામાં જ મશગૂલ રહે છે અને ધનાદિ કમાવવામાં પોતાના ધર્મકર્મને પણ ભૂલી જાય છે. જો ભણેલા માણસો પણ આત્મધર્મને ન સમજે તો તેમનું ભણતર શા કામમાં આવવાનું ? સાચી વિદ્યા તો તે જ છે કે જેનાં દ્વારા મનુષ્ય બંધનથી મુક્ત થાય. પરાધીનતાના બંધનમાંથી જે મુક્ત કરે તે જ વિદ્યા છે. શિક્ષાનું સાચું ફળ તો આત્માને ઉન્નત બનાવવામાં તથા એકાગ્રતા અને નિરુદ્ધાવસ્થાને પ્રાપ્ત કરવામાં રહેલું છે. જો ચંચળ ચિત્તનો નિરોધ કરવામાં શિક્ષાનો સદુપયોગ કરવામાં આવે તો તો ઠીક છે નહિ તો પછી શિક્ષાનો અર્થ પણ કાંઈ સરતો નથી.

મનુષ્ય તથા પશુ વચ્ચેનું અંતર તો સ્પષ્ટ જોવામાં આવે છે પરંતુ કોઈવાર મનુષ્ય પશુથી પણ વધારે પતિત બની જાય છે. જો કોઈ મનુષ્ય કેવળ ખાવા-પીવામાં જ રચ્યો-પચ્યો રહે અને ધર્મકાર્ય જરાપણ ન કરે તો તે મનુષ્ય પશુથી પણ વધારે પતિત છે એમ કહી શકાય.

કેટલાક લોકો એમ કહે છે કે, અમે મિષ્ટ તથા વિશિષ્ટ ભોજન કરીએ છીએ એ કારણે અમે મનુષ્ય છીએ ! આ પ્રશ્નના ઉત્તરમાં એજ જણાવવાનું કે, પશુ પણ ભોજન તો કરે છે પરંતુ તેમનામાં સારા-નરસાનો વિવેક હોતો નથી. મનુષ્યસમાજમાં વિવેકજ્ઞાન હોવાને કારણે જ તે પશુઓ તથા પક્ષીઓથી ચડિયાતો છે. મનુષ્યો મિષ્ટ તથા વિશિષ્ટ ભોજન કરીને ફુલાય છે, પરંતુ જે ભોજન કરીને તેઓ ફુલાય છે તે ભોજનને નિર્માણ કરવાનું વિજ્ઞાન તેમનામાં નથી. મધમાખીઓમાં મધ પેદા કરવાનું જે વિજ્ઞાન છે તે વિજ્ઞાન મનુષ્યોમાં નથી. મધમાખીઓ પ્રત્યેક ફુલમાંથી સુગંધી રસ લઈને જેવું મધ તૈયાર કરે છે તેવું મધ શું કોઈ મનુષ્ય તૈયાર કરી શકે એમ છે ? મધ-માખીઓ મધને બનાવવાનું પણ જાણે છે અને મધનો સંગ્રહ કેવી રીતે કરવો તે પણ જાણે છે. સર્વ પ્રથમ તો મધમાખીઓ મધપૂડો બનાવે છે અને તે મધપૂડામાં સમાન ખાનાં બનાવી તેમાં થોડું મીણ લગાવે છે અને તેમાં મધ ભરે છે. મધમાખીઓમાં આ જે કલા છે તે કલા મનુષ્યના વિજ્ઞાનને પણ શરમાવે એવી છે. મધમાખીઓ કુશળ કારીગરની માફક મધપૂડો બનાવવામાં કલાનો ઉપયોગ કરે છે અને પોતાની કુશળ કારીગીરીનો પરિચય આપે છે. વળી મધમાખીઓ સંપપૂર્વક કામ કરે છે. તેમની કાર્યવ્યવસ્થા પણ બહુ સુંદર હોય છે. મધમાખીઓની એકતા, સુઘડતા કાર્યવ્યવસ્થા, તન્મયતા આદિ ગુણો માનવસમાજે મધમાખીઓ પાસેથી શીખવાનાં છે.

કહેવાનો આશય એ છે કે, મનુષ્યે પ્રત્યેક કામ વિવેકપૂર્વક કરવું જોઈએ. જે મનુષ્યો વિવેકજ્ઞાનને કામમાં ન લેતાં કેવળ ખાવા-પીવામાં, નાટક-ચેટક જોવામાં તથા સાંસારિક સુખો માણવામાં જ પોતાના જીવનની ઇતિશ્રી સમજે છે તે મનુષ્યો તથા પશુઓમાં કશું અંતર નથી. મનુષ્યો તથા પશુઓમાં ધર્મને કારણે તથા વિવેકજ્ઞાનને કારણે જ અંતર રહેલું છે. જો મનુષ્યોમાં વિવેકજ્ઞાન ન હોય અને ધર્મબુદ્ધિ ન હોય તો તેમનામાં તથા પશુઓમાં કાંઈ અંતર નથી. વિવેકહીન મનુષ્ય કરતાં તો મધમાખીઓ ચતુર છે.

વિવેકહીન મનુષ્ય કરતાં તો ઉદ્યમશીલ મધમાખીઓ અનેકગણી સારી છે. મધમાખીઓના ઉદ્યમશીલ જીવનમાંથી એક શિક્ષા તો અવશ્ય ગ્રહણ કરવા યોગ્ય છે. આ શિક્ષા જીવનને ઉદ્યમશીલ બનાવવા વિષેની છે. કહ્યું પણ છે કેઃ–

માખીએ મધ કીધું, ન ખાધું ન દાન દીધું;
લૂંટનારે લૂંટી લીધું રે, પામર પ્રાણી, ચેત તો ચેતાવું તને રે.

મધમાખીઓ પરિશ્રમ કરીને મધ બનાવે છે અને તેનો સંગ્રહ કરે છે. તે પોતે મધ ખાતી નથી તેમ કોઇને તે આપતી પણ નથી. છતાં શું તેમણે બનાવેલું મધ પડ્યું રહે છે? લૂંટનારા લોકો આવે છે અને મધમાખીઓનું પરિશ્રમપૂર્વક કરેલું મધ લૂંટી જાય છે.

અનેક લોકો આનંદપૂર્વક મધ ખાય છે પરંતુ મધ કયાંથી આવે છે તે વિષે કશો વિચાર કરતા નથી. અને મધમાખીઓનું સંગ્રહિત મધ લૂંટીને પોતાના શરીરને પુષ્ટ બનાવે છે. પરંતુ જે પ્રમાણે તેઓ બીજાની ચીજ લૂંટીને ખાય છે તે પ્રમાણે શું બીજા લોકો તેમને લૂંટી નહિ જાય તેની શી ખાત્રી? કહ્યું પણ છે કેઃ–

કાલ વૈતાલ કી ધાક તિહું લોક મેં, દેવ દાનવ ઘરે રોલ ચાલે.

અર્થાત્—કરાલ કાળ બધાંના માથે ભમી રહ્યો છે. એ ભયંકર કાળના પંજામાંથી કોઈ છટકી શકતું નથી. જ્યારે બધા લોકો કાળના મુખમાં સપડાએલા જ છે તો પછી લોકો અભિમાન શા માટે કરે છે? અભિમાન કરવાથી આખરે પશ્ચાત્તાપ કરવાનો જ વખત આવે છે. આ વાતને લક્ષ્યમાં રાખીને અભિમાનનો ત્યાગ કરવો જોઈએ અને શરીરનો સદુપયોગ કરવો જોઈએ.

માનવજીવન અસ્થિર છે. આયુષ્ય એ જલના તરંગ સમાન ચલિત છે. કવિએ ઠીક જ કહ્યું છે કેઃ–

વિદ્યુત્ લક્ષ્મી પ્રભુતા પતંગ, આયુષ્ય એ તો જલનાં તરંગ;
પુરંદરી ચાપ અનંગ રંગ, શું રાચીએ ત્યાં ક્ષણિક પ્રસંગ.

જીવનની આવી અસ્થિરતામાં મનુષ્ય જો અભિમાન કરે તો તે તેની મૂર્ખતા જ છે. મનુષ્ય અભિમાન કરીને ઘણીવાર પોતાની મૂર્ખતાનું પ્રદર્શન કરે છે. માનો કે, એક દેડકાંને કોઈ સાપે પકડી લીધો છે. દેડકાનું અડધું મોઢું તો સાપના મુખમાં સપડાએલું છે અને અડધું મોઢું બહાર છે. છતાં તે દેડકો મોઢું ફાડીને માખીઓને પકડવા ચાહે છે. જો તમે દેડકાને આ પ્રમાણે કરતાં જુઓ તો તેને મૂર્ખની ઉપાધિ આપી દો છો. પરંતુ તમે પોતે કરાળ કાળના મુખમાં સપડાએલા હોવા છતાં અભિમાન કરો છો. તો તે મૂર્ખતા નહિ તો બીજું શું છે? મનુષ્યને વિવેકજ્ઞાન મળેલ છે એટલા માટે તે સારાસાર, હિતાહિતનો વિવેક કરી શકે છે. તમે પણ તમારા વિવેકજ્ઞાનનો સદુપયોગ કરો તો તેમાં કલ્યાણ જ છે.



## વ્યાખ્યાન: સંવત્ ૧૯૯૪ શ્રાવણ વદી ૩ રવિવાર

### પ્રાર્થના

**શ્રી મુનિસુવ્રત સાહબા, દીનદયાલ દેવાતણા દેવ કે;**
**તરણ તારણ પ્રભુ મો ભણી, ઉજ્જવલ ચિત્ત સમરું નિત્યમેવકે.**
**શ્રી મુનિ સુવ્રત સાહબા**

—શ્રી વિનયચંદ્રકૃત ચોવીશી

શ્રી મુનિસુવ્રત ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

ઉચ્ચકોટિની પ્રાર્થનામાં આત્મા અને પરમાત્માની એકતાની જ ભાવના હોય છે. આ પ્રાર્થનામાં પણ આત્મા અને પરમાત્માની શુદ્ધ નિશ્ચયરૂપે એકતા બતાવી પરમાત્મા અને આત્મા વચ્ચે જે ભિન્નતા છે તેને દૂર કરવાનો ઉપાય બતાવવામાં આવ્યો છે. શુદ્ધ નિશ્ચયનયની દ્રષ્ટિએ આત્મા અને પરમાત્મા એક જ હોવા છતાં આત્મામાં એવાં દુર્ગુણો આવી ગયાં છે કે જાણે આત્મા પરમાત્માથી સર્વથા ભિન્ન છે એવો આભાસ લાગે છે. આત્મા અનંતકાળથી પરમાત્માને ભૂલી રહ્યો છે અને દુર્ગુણોને સદ્દગુણ માની અપનાવી રહ્યો છે. જ્ઞાનીજનો જે વસ્તુને ત્યાજ્ય ગણે છે તે જ વસ્તુને અપનાવીને આત્મા અભિમાન કરે છે. જે પ્રમાણે કુતરો મોઢામાં સૂકું હાડકું પકડીને એમ વિચારે છે કે મારા મોઢામાં શ્રેષ્ઠ પદાર્થ છે અને તે કારણે તે અભિમાન પણ કરે છે; તે જ પ્રમાણે આત્મા પણ ત્યાજ્ય પદાર્થોને અપનાવી અભિમાન કરે છે. આત્મા સ્વવસ્તુનો ત્યાગ કરી પરવસ્તુના પ્રલોભનમાં પડી ગયો છે. આ તેની ગંભીર ભૂલ છે. આ ભૂલને કારણે જ આત્મા ભવભ્રમણ કરી રહ્યો છે. જો આત્મા પોતાની ભૂલને સુધારી લે તો તેને ભવભ્રમણ બહુ કરવું ન પડે. ભક્તજનો આ વાતને ધ્યાનમાં રાખીને પરમાત્માની પ્રાર્થના કરતાં કહે છે કેઃ—

'હું અપરાધી અનાદિનો, જનમ જનમ ગુના કિયા ભરપૂર કે;
લૂંટિયા પ્રાણ છ કાયના, સેવિયા પાપ અઢાર ક્રૂર કે.'

અર્થાત્—હે પરમાત્મા! હું અપરાધી છું. જન્મ–જન્માંતરમાં મેં અનેક પ્રકારનાં પાપકર્મો કર્યાં છે. મેં ષટ્કાય જીવોનાં પ્રાણ હણ્યાં છે અને આવી જ રીતે અઢાર પ્રકારનાં પાપોનું સેવન પણ કર્યું છે. આ પ્રમાણે ભગવાનનો ભક્ત તો પોતાની ભૂલોને કબુલ કરે છે અને થએલી ભૂલ ભવિષ્યમાં ન થાય તે માટે સક્રિય પ્રયત્ન કરે છે, પરંતુ સંસારની મોહજાળમાં ફસાએલો આત્મા થએલી ભૂલને પણ ભૂલ માનતો નથી. આ આત્માનું મિથ્યા અભિમાન છે. અભિમાનને કારણે જ આત્મા ભૂલનો પાત્ર બને છે.

આત્મા ભલે ઉપરથી દેખાતી હિંસા કરતો ન હોય તો પણ એને એવું મિથ્યાભિમાન હોય કે, 'હું હિંસા કરતો જ નથી' તો એવું મિથ્યાભિમાન પણ હિંસા છે. આ જ પ્રમાણે આત્મા ભલે ઉપરથી જૂઠું બોલતો ન હોય પણ 'હું જૂઠું બોલતો જ નથી' એવું અભિમાન હોય તો તે અભિમાન પણ એક પ્રકારનું અસત્ય જ છે અને તે પણ હિંસા જ

છે. કોઈ સદ્ગુણીનાં સદ્ગુણ જોઈ પ્રમોદ પામવાને બદલે તેના તરફ દ્વેષ કરવો અને એ સદ્ગુણીને નીચે પાડવાનો પ્રયત્ન કરવો એ પણ હિંસા જ છે. આ બધાં આત્માનાં અપરાધો છે. સૂત્રમાં આઠ પ્રકારનાં મદોનું–અભિમાનનું વર્ણન કરવામાં આવ્યું છે. જાતિમદ, કુળમદ, બળમદ, રૂપમદ, લાભમદ, તપમદ, સૂત્રમદ અને સત્તામદ. આ આઠેય પ્રકારનાં મદોથી–અહંકારોથી પાપની પ્રવૃત્તિ થાય છે. માટે પરમાત્માની શિક્ષાના પાત્ર બનવા માટે તથા તેમની પ્રાર્થનાની યોગ્યતા મેળવવા માટે આ આઠેય મદોમાંથી કોઈ પણ મદ હોવો ન જોઇએ.

આત્મા અનંતકાળથી અભિમાનને કારણે જાણી જોઇને ભૂલ કરી રહ્યા છે; અને ભૂલ કરવાના કારણે તે સંસારની ભૂલભૂલામણીમાં ભટકી રહ્યો છે. સંસારની ભૂલભૂલામણીમાંથી બહાર નીકળવા માટે જ સરળ આત્મા પરમાત્માને સંબોધીને પ્રાર્થના કરે છે કે, "હે પ્રભો ! તું જગદુદ્ધારક છો, તો મારો પણ ઉદ્ધાર કર. હે અધમોદ્ધારક ! હું અધમ છું, પાપાત્મા છું, મારા પાપ સામું ન જોતાં મારો ઉદ્ધાર કર." સાચા અન્તઃકરણથી કરવામાં આવેલી પરમાત્મ–પ્રાર્થના ફળ્યા વગર રહેતી નથી. પરમાત્માના શરણે જવાથી પાપાત્મા પણ પવિત્ર બની જાય છે. જો આત્માનું કલ્યાણ કરવું હોય તો પોતાની સંપૂર્ણ શક્તિ પરમાત્માના ચરણે ધરી દેવી જોઇએ. પરમાત્માના શરણે જવામાં જ આત્માનું શ્રેય તથા કલ્યાણ રહેલું છે. આત્માનું કલ્યાણ કેવી રીતે થાય છે એ વાત હવે શાસ્ત્રદ્વારા સમજાવું છું:—

## સમ્યક્ત્વ પરાક્રમ–બોલ ૩૮ મો

કાલે યોગ–પ્રત્યાખ્યાન કરવાથી જીવાત્માને શો લાભ થાય છે એ વિષે વિચાર કરવામાં આવ્યો હતો. યોગ–પ્રત્યાખ્યાન બાદ હવે શરીર–પ્રત્યાખ્યાન વિષે વિચાર કરવામાં આવે છે. ગૌતમ સ્વામી શરીર પ્રત્યાખ્યાન વિષે ભગવાન મહાવીરને પ્રશ્ન પૂછે છે કે:—

### આડત્રીશમો બોલ

**(૩૮) सरीरपच्चक्खाणेणं भन्ते ! जीवे किं जणयइ ?**

અર્થાત—હે ભગવાન ! શરીરના પ્રત્યાખ્યાન ( ત્યાગ )થી જીવાત્માને શો લાભ થાય છે ? આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને ફરમાવ્યું કે:—

**सरीरपच्चक्खाणेणं सिद्धातिसयगुणकित्तणं निव्वत्तेइ,**
**सिद्धातिसयगुणसंपन्ने य णं जीवे लोगग्गमुवगए परम सुही भवइ ॥३८॥**

અર્થાત્—શરીરના પ્રત્યાખ્યાન ( ત્યાગ )થી જીવાત્મા સિદ્ધના અતિશય ( ઉચ્ચ ) ગુણભાવને પામે છે, અને સિદ્ધના અતિશય ગુણથી સંપન્ન થઇ તે જીવાત્મા લોકના અગ્રભાગમાં જઈ પરમ સુખ પામે છે અર્થાત્ સિદ્ધ ( સર્વ કર્મથી મુક્ત ) થાય છે.

અત્રે એક પ્રશ્ન ઉપસ્થિત થઇ શકે છે કે, જ્યારે યોગના પ્રત્યાખ્યાન વિષે વિચાર કરવામાં આવ્યો ત્યારે એ વાત સ્પષ્ટ રીતે બતાવવામાં આવી છે કે, યોગમાં મન, વચન તથા કાયા એ ત્રણેયનો સમાવેશ થાય છે, તો પછી અત્રે શરીરના પ્રત્યાખ્યાન વિષે જુદો

પ્રશ્ન શા માટે કરવામાં આવ્યો ? આ વિચારણીય પ્રશ્નનો સ્પષ્ટ ઉત્તર તો કોઈ મહાપુરુષ જ આપી શકે, છતાં હું મારી અલ્પ બુદ્ધિ અનુસાર આ પ્રશ્નનો ઉત્તર આપવાનો પ્રયત્ન કરું છું. મારી સમજમાં તો જ્ઞાનીજનોએ શરીર અને કાયામાં અંતર જોયું હોય તેમ જણાય છે. આ વાતનું પ્રમાણ એ છે કે, શાસ્ત્રમાં જ્યાં દશ પ્રાણનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે ત્યાં ઇન્દ્રિયબલપ્રાણને તથા કાયબલને પણ એક પ્રાણ તરીકે માનવામાં આવેલ છે. પરંતુ જ્યારે કાયબલને પ્રાણ કહેવામાં આવેલ છે ત્યારે ઇન્દ્રિયબલને પણ પ્રાણ તરીકે ગણવાની શી આવશ્યકતા હતી ? કાયબલની તથા ઇન્દ્રિયબલની જુદા જુદા પ્રાણ તરીકે ગણના કરવામાં આવી છે એ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે, જ્ઞાનીજનોએ ઇન્દ્રિયબલમાં તથા કાયાબલમાં જરૂર કાંઈ અંતર જોયું તથા જાણ્યું છે.

ઈન્દ્રિયો બે પ્રકારની છે. દ્રવ્યેન્દ્રિય અને ભાવેન્દ્રિય. દ્રવ્યેન્દ્રિય હોવા છતાં જો ભાવેન્દ્રિય ન હોય તો દ્રવ્યેન્દ્રિય નિરર્થક નીવડે છે. આ પ્રમાણે જ્ઞાનીજનોએ ઈન્દ્રિયોમાં તથા કાયામાં ભિન્નતા જોઈ છે અને તે કારણે જ બન્નેને જુદા જુદા પ્રાણ તરીકે ગણવામાં આવેલ છે. આ જ પ્રમાણે જ્ઞાનીઓએ શરીર તથા કાયામાં પણ અંતર જોયું છે, અને તે કારણે જ યોગ–પ્રત્યાખ્યાનની સાથે જ શરીર–પ્રત્યાખ્યાન વિષે જુદો પ્રશ્ન કર્યો છે.

અત્રે હવે એ જોવાનું છે કે, જ્ઞાનીજનો ઇન્દ્રિયદમન કરવાનું કહે છે તેનો શો અર્થ છે ? ઇન્દ્રિયદમન કરવું એટલે શું ઇન્દ્રિયોને નષ્ટ કરી દેવી ? જ્ઞાનીઓ ઇન્દ્રિયદમન કરો એટલે ઈન્દ્રિયોને નષ્ટ કરી નાંખો એમ કહેતા નથી, પરંતુ ઇન્દ્રિયોને દુષ્પ્રવૃત્તિમાંથી પૃથક્ કરી સત્પ્રવૃત્તિમાં નિયોજિત કરવાનું કહે છે. જે પ્રમાણે ઘોડાનું દમન કરવા માટે કહેવામાં આવે તો તેનો અર્થ એ નથી કે ઘોડાનાં પગ કાપી નાંખવા, પરંતુ ઘોડો ખરાબ ચાલ ન ચાલે એવી રીતે તેને કેળવવો એવો તેનો અર્થ થાય છે. આ જ પ્રમાણે ઇન્દ્રિયદમન કરવાનો અર્થ પણ ઇન્દ્રિયોનો નાશ કરવો એવો નહિ પણ ઇન્દ્રિયોને ખરાબ માર્ગે જતી અટકાવી સત્પ્રવૃત્તિમાં નિયોજિત કરવી એવો થાય છે.

કહેવાનો આશય એ છે કે, શરીર તથા કાયામાં જ્ઞાનીઓએ થોડું અંતર જોયું છે અને તે કારણે જ યોગ–પ્રત્યાખ્યાનના પ્રશ્ન પછી શરીર પ્રત્યાખ્યાન વિષે પ્રશ્ન પૂછ્યો છે. શરીરની વ્યાખ્યા કરતાં કહેવામાં આવ્યું છે કે, शीर्यते इति शरीरं અર્થાત્–જે પ્રતિક્ષણ શીર્ણ થતું જાય છે તે શરીર છે. પ્રતિક્ષણ બદલતા રહેવું એ શરીરનો સ્વભાવ છે. આજના વૈજ્ઞાનિકો પણ કહે છે કે, બાર વર્ષમાં શરીરનાં સમસ્ત પરમાણુઓ બદલી જાય છે. આજના વૈજ્ઞાનિકો તો બાર વર્ષમાં શરીરના પરમાણુઓ બદલી જવાનું કહે છે, પરંતુ જ્ઞાનીજનો તો શરીરનાં પરમાણુઓ પ્રતિક્ષણ બદલતા રહે છે એમ કહે છે. શરીરનું પરિવર્તન પણ અનુકૂલ અને પ્રતિકૂલ એમ બે પ્રકારે થાય છે. ઉદાહરણ તરીકે એક જ પ્રકારનું ભોજન કોઈક વાર તો અનુકૂલ ગુણ આપે છે તો કોઈક વાર પ્રતિકૂલ ગુણ પણ આપે છે. જો ભોજન કરવામાં સાવધાની રાખવામાં આવે તો ભોજન શરીરને અનુકૂલ ગુણ આપે છે, નહિ તો તે જ ભોજન શરીરને હાનિકારક નીવડે છે, અર્થાત્ પ્રતિકૂલ ગુણ આપે છે. એક અનુભવીનું કથન છે કે, ભૂખને કારણે લોકો એટલા પ્રમાણમાં મૃત્યુ પામતા નથી કે જેટલા પ્રમાણમાં લોકો અતિભોજન, અનિષ્ટભોજન તથા અભક્ષ્ય ભોજનને કારણે મૃત્યુ પામે છે.

ભોજનમાં અસાવધાની રાખવાને કારણે અનેક લોકો મરણને શરણ થાય છે. કેટલાક લોકો તપ-ઉપવાસ તો કરી લે છે પરંતુ પછી તેમને ભોજન ઉપર સંયમ રાખવો દુષ્કર જણાય છે. ભોજનને વિષે વિવેક તથા સંયમ રાખનાર તથા રસાસ્વાદની લોલુપતાને વશમાં રાખનાર લોકો વિરલ જ જોવામાં આવે છે. કેટલાક લોકો એવા પણ જોવામાં આવે છે કે જેઓ તપ કર્યા બાદ ભોજન કરવામાં સાવધાની રાખતા નથી અને જ્યારે તેનું પરિણામ સારું આવતું નથી ત્યારે તપશ્ચર્યાદ્વારા હાનિ થઈ એમ કહે છે. પરંતુ એ વાત હમેશાં હૃદયમાં ધારી રાખવી જોઈએ કે, તપશ્ચર્યાથી ત્રિકાલમાં હાનિ થવાનો સંભવ નથી. શરીરને જે હાનિ થાય છે તે તપશ્ચર્યાથી નહિ, પણ ભોજન કરવામાં અસાવધાની રાખવાને કારણે જ થાય છે.

શરીર અને કાયામાં અંતર છે અને એટલા જ માટે તે બન્ને વિષે જુદો જુદો પ્રશ્ન કરવામાં આવ્યો છે. કાય એ શક્તિવિશેષનું નામ છે અને ઈન્દ્રિયો તથા મન જેમાં રહે છે અથવા જેનો વ્યવહાર ઇન્દ્રિયો તથા મનદ્વારા ચાલે છે તે શરીર છે. કેટલાક લોકો શરીરને ક્ષેત્ર પણ કહે છે. જ્ઞાનીજનો કહે છે કે, જ્યારે આત્મા શરીરરહિત થઇ જાય છે ત્યારે શરીરની સાથે જે વિકાર રહેલો છે તે વિકારથી પણ નિવૃત્ત થઈ જાય છે.

જ્ઞાનીજનો શરીરના પ્રત્યાખ્યાન (ત્યાગ) વિષે કહે છે. પરંતુ શરીરનો ત્યાગ કેવી રીતે કરવો જોઈએ એ વિષે પણ વિચાર કરવો આવશ્યક છે. શરીરનો ત્યાગ કરવો એટલે કાંઇ ફાંસી ખાઇને શરીરનો ત્યાગ કરી દેવો એવો અત્રે કહેવાનો આશય નથી. આમ કરવાથી તો આત્મહત્યા થઇ જાય. ફાંસી ખાઇને મરી જવું એનું નામ કાંઈ શરીર-પ્રત્યાખ્યાન નથી. પ્રત્યાખ્યાન શબ્દ प्रतिकआ ઉપસર્ગ લગાવીને ख्या ધાતુ ઉપરથી નિષ્પન્ન થયેલો છે. આ શબ્દનો અર્થ એ છે કે, કોઇ વસ્તુનો એવી રીતે ત્યાગ કરવો કે જેથી તજી ગએલ વસ્તુ પ્રત્યે પછી મમત્વ જ ન રહે. ઉદાહરણ તરીકે ધનનો ત્યાગ બે રીતે થાય છે. એક તો દાન આપવામાં ધનનો ત્યાગ થાય છે અને બીજું, બીજાને ઉધાર આપવામાં ધનનો ત્યાગ કરવો પડે છે. આ બન્ને પ્રકારના ધન-ત્યાગમાં ઘણું અંતર રહેલું છે. દાનાદિમાં ધનનો જે ત્યાગ કરવામાં આવ્યો છે તેમાં મમત્વ રહેતું નથી, પરંતુ ઉધાર આપવામાં આવેલ ધનનું મમત્વ રહે છે. એટલા માટે દાનાદિ સત્કાર્યમાં વાપરવામાં આવેલ ધનની પાછળ મમત્વ ન હોવાને કારણે તે ધનનો ત્યાગ સાચો છે. જ્યારે ઉધાર આપવામાં આવેલ ધનની પાછળ અધિક ધન મેળવવાની મમત્વબુદ્ધિ હોવાને કારણે તે ધનનો ત્યાગ સાચો ત્યાગ નથી. એમાં તો ધનમોહ છે. જ્યાં મોહ-મમત્વ હોય છે ત્યાં ત્યાગ કે પ્રત્યાખ્યાન થઈ શકતાં નથી. શરીર ઉપરના મોહ-મમત્વનો ત્યાગ કરવો તેનું નામ જ શરીરપ્રત્યાખ્યાન છે. આખરે શરીરનો બધાએ ત્યાગ કરવો જ પડે છે. શરીર અસ્થિર છે એટલે શરીર હમેશાંને માટે ટકી રહેતું નથી. પરંતુ જે આત્મા શરીરની અસ્થિરતા સમજીને શરીર ઉપરનો મોહ-મમત્વભાવ ઉતારી નાંખી શરીરનો ત્યાગ કરી દે છે, તેઓ નિર્મોહી શરીરત્યાગી આત્મા વિદેહી બની સિદ્ધત્વનાં ગુણોને પ્રાપ્ત કરે છે અને સિદ્ધ ભગવાનની સમાન કોટિમાં આવે છે. નિર્મોહી બની શરીરનો ત્યાગ કરવાથી સિદ્ધિ પ્રાપ્ત થાય છે. શરીર-ત્યાગથી જીવન્મુક્તિ પામવાનો અપૂર્વ લાભ મળે છે.

જ્યારે શરીરના ત્યાગ વિષે પ્રશ્ન ચાલી રહ્યો છે ત્યારે જે વસ્તુનો ત્યાગ કરવાનું કહેવામાં આવે છે તે શરીર શું છે? તેમાં કેટલાં પ્રકારો છે? તે વિષે પણ થોડો વિચાર કરવો આવશ્યક છે.

જેનો સ્વભાવ જ જીર્ણશીર્ણ થવાનો છે તે શરીર છે. આ શરીરનાં પાંચ પ્રકાર છે. ઔદારિક શરીર, વૈક્રિય શરીર, આહારક શરીર, તૈજસ શરીર અને કાર્મણ શરીર. સંક્ષેપમાં શરીર, સૂક્ષ્મ શરીર અને સ્થૂલ શરીર એમ બે પ્રકારનું છે. સૂક્ષ્મ શરીર અર્થાત્ કાર્મણ શરીરમાં બધાં સંસ્કારો વિદ્યમાન રહે છે, જે પ્રમાણે એક સજીવ બીજમાં આખું વૃક્ષ વિદ્યમાન રહે છે. બીજ તો વૃક્ષથી પૃથક થઇ નીચે પડી જાય છે તો પણ તે બીજમાં વૃક્ષનાં બધાં સંસ્કારો રહે જ છે. આ બીજને પૃથ્વી–પાણી આદિનો સંયોગ પ્રાપ્ત થતાં જ વિકસિત થઇ જાય છે અને ક્રમશઃ તે નાનકડું બીજ જ વૃક્ષનું રૂપ ધારણ કરે છે. આજ પ્રમાણે મમતાપૂર્વક શરીરનો ત્યાગ કરવા છતાં સૂક્ષ્મ કાર્મણ શરીર તો આત્માની સાથે રહે છે અને તે સૂક્ષ્મ કાર્મણશરીરમાં જીવનાં બધાં સંસ્કારો વિદ્યમાન રહે છે અને સંયોગ પ્રાપ્ત થતાં જ શારીરિક સ્વરૂપ ધારણ કરે છે. જે પ્રમાણે વટવૃક્ષનું બીજ પ્રમાણમાં તો બહુ નાનું હોય છે પરંતુ તે બીજમાં વિશાલકાય વટવૃક્ષનાં બધાં સંસ્કારો વિદ્યમાન હોય છે. બાહ્ય દૃષ્ટિએ તે બીજમાં વટવૃક્ષનું સ્વરૂપ જોવામાં આવતું નથી પરંતુ પૃથ્વી–પાણી આદિનાં સંયોગો પ્રાપ્ત થતાં જ તે નાનકડું બીજ જ વટવૃક્ષનું સ્વરૂપ ધારણ કરે છે. આજ પ્રમાણે કાર્મણ શરીરમાં પણ જીવનાં બધાં સંસ્કારો રહે છે.

હવે કોઇ એમ પૂછે કે, કાર્મણ શરીર ક્યાં છે અને તેમાં જીવનાં બધાં સંસ્કારો ક્યાં રહેલાં છે? તો આ પ્રશ્ન પૂછનારને એ જ ઉત્તર આપી શકાય કે, જ્યારે અષ્ટસ્પર્શી વડના બીજમાં રહેલાં વૃક્ષનાં સંસ્કારો જોવામાં આવતાં નથી તો પછી ચતુઃસ્પર્શી કાર્મણ શરીરમાં જીવનાં સંસ્કારો કેવી રીતે જોવામાં આવી શકે? એટલા માટે કાર્મણ શરીરને પ્રત્યક્ષ જોવાનો દુરાગ્રહ અસ્થાને છે. વળી આપણી સ્થૂલ દૃષ્ટિએ તે સૂક્ષ્મ કાર્મણ શરીર દૃષ્ટિગોચર પણ થઈ શકે નહિ.

હવે કોઈ એમ કહે કે, જ્યારે પૂર્વનાં કર્મસંસ્કારો અમારી સાથે જ છે તો પછી તે કર્મ–સંસ્કારોને નષ્ટ કરવાનો પુરુષાર્થ કરવાથી શો લાભ? આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, કર્મનું સંક્રમણ થઈ શકે છે. જે પ્રમાણે વૃક્ષમાં સુધાર થઇ શકે છે તેજ પ્રમાણે કર્મ–સંસ્કારોને પણ બદલી કે સુધારી શકાય છે. પુણ્ય–પાપકર્મમાં પણ સંક્રમણ થઇ શકે છે. કર્મની રસ–પ્રકૃતિ આદિનો ઘાત પણ થઈ શકે છે. કેવલ નિકાચિત કર્મમાં સ્થિતિઘાત તથા રસઘાત થતો નથી, અને શેષ કર્મોમાં ઘાત થાય છે. સંક્ષેપમાં કહેવાનો આશય એ છે કે, કર્મોનું પરિવર્તન તથા સંક્રમણ થઈ શકે છે. જે પ્રમાણે બીજમાં સારી શક્તિ હોવા છતાં પણ અસાવધાની રાખવાને કારણે તે બીજની શક્તિ નષ્ટ થઈ જાય છે અથવા ખરાબ થઇ જાય છે, આથી વિપરીત બીજમાં સારી શક્તિ ન હોવા છતાં સાવધાની રાખવાને કારણે તથા પ્રયત્ન કરવાને કારણે બીજમાં ઉત્પાદનશક્તિ સારી આવી જાય છે, તે જ પ્રમાણે સારાં કર્મો પણ પ્રમાદ તથા અસાવધાનીને કારણે ખરાબ કર્મો બની જાય છે અને સાવધાની તથા સતર્કતા રાખવાથી ખરાબ કર્મો પણ સારાં કર્મો બની શકે છે. વૃક્ષોનો સુધાર કેવી રીતે વિજ્ઞાનદ્વારા થઈ શકે છે એ વિષે કદાચ તમે સાંભળ્યું હશે. સાંભળ્યું છે કે, કૉબીનું શાક

પહેલાં કટુ–કડવું થતું હતું, પરંતુ વિજ્ઞાનદ્વારા તેમાં શોધન કરવામાં આવ્યું ત્યારે આજે કડવું શાક પણું મિષ્ટ બની ગયું. કેરી પણ આજે હરેક મોસમમાં મળે છે તેનું શું કારણ છે? તેનું કારણ કેવળ વિજ્ઞાન–સુધાર જ છે. શાસ્ત્ર સ્પષ્ટ રૂપે કહે છે કે, પ્રત્યેક વસ્તુનો ઉપક્રમ થાય છે. ઉપક્રમ બે પ્રકારે થાય છે. એક તો વસ્તુનો પરિક્રમ અર્થાત્ સુધાર અને બીજું વસ્તુવિનાશ. આ બન્ને પ્રકારનો ઉપક્રમ દ્વિપદ, ચતુષ્પદ તથા અપદ–આ ત્રણેયનો થાય છે. વૃક્ષ અપદ છે એટલા માટે તેનો પણ ઉપક્રમ થાય છે.

આજે ભારતવર્ષમાં વસ્તુ–વિનાશની તરફ જેટલું લક્ષ્ય આપવામાં આવે છે તેટલું લક્ષ્ય વસ્તુના પરિક્રમ ઉપર આપવામાં આવતું નથી. આથી વિપરીત પરદેશના લોકો વિજ્ઞાનદ્વારા વસ્તુનો પરિક્રમ–સુધાર કરતા જ રહે છે. સાંભળ્યું છે કે, અમેરિકામાં લઈ જવામાં આવેલી ભારતની ગાય પ્રતિદિન ૧૬૦ રતલ દૂધ આપે છે. ભારતમાં ભારતીય ગાય જ આટલું દૂધ શા માટે આપતી નથી? આનું પ્રધાન કારણ એ જ છે કે, ભારતના લોકોનું લક્ષ્ય વસ્તુના પરિક્રમ કરવા તરફ ગયું નથી. આજે વિદેશોએ જે વૈજ્ઞાનિક ઉન્નતિ કરી છે તેનું પ્રધાન કારણ તે લોકોનું વસ્તુના પરિક્રમ કરવા તરફ લક્ષ્ય જ છે. ભારતીયો પણ જો વસ્તુનો પરિક્રમ વૈજ્ઞાનિક ઢબે કરે તો ભારત પણ ઉન્નત બની શકે એમ છે.

કહેવાનો આશય એ છે કે, અન્ય વસ્તુઓની માફક કર્મનો પણ ઉપક્રમ થઈ શકે છે. જો કર્મનો ઉપક્રમ થઇ શકતો જ ન હોત તો કોઈ મોક્ષે પણ જઈ શકત નહિ. કર્મોને નષ્ટ કરી શકાય છે અને એટલા જ માટે ભગવાને કહ્યું છે કે, ચૌદમા ગુણસ્થાને પહોંચીને આત્મા અશરીરી બની સિદ્ધ, બુદ્ધ તથા મુક્ત થાય છે.

કેટલાક લોકો એમ કહે છે કે, આત્મા સિદ્ધ થયા બાદ શૂન્યાવસ્થાને પામે છે, અર્થાત્ સિદ્ધ થયા બાદ આત્મા સિદ્ધગતિમાં શૂન્ય જેવો થઈ જાય છે. પરંતુ આ વાત ભ્રામક તથા ભૂલભરેલી છે. સિદ્ધ થયા બાદ તો આત્મા પૂર્ણ જ્ઞાની બની જાય છે અને ઈન્દ્રિય, શરીર આદિ ન હોવા છતાં તે સિદ્ધ થઈને રહે છે. સિદ્ધનું સ્વરૂપ કેવું હોય છે એને માટે શ્રી આચારાંગ સૂત્રમાં કહ્યું છે કેઃ—

**से न दीहे, न हस्से, न वट्टे, न तंसे, न चउरंसे, न परिमंडले, न कण्हे, न नीले, न लोहिए, न हलिद्दे, न सुक्किले, न सुरभिगंधे, न दुरभिगंधे, न तित्ते, न कडुए, न कसाए, न अंबिले, न महुरे, न कक्खडे, न मउए, न गरुए, न लहुए, न सीए, न उण्हे, न लुक्खे, न काऊ, न रुहे, न संगे, न इत्थी, न पुरिसे, न अन्नहा परिन्ने सन्ने। उवमा न विज्जइ अरूवी सत्ता अपयस्स पयं नत्थि।**

અર્થાત્—"તે લાંબો નથી, ટૂંકો નથી, ગોળ નથી, ત્રાંસો નથી, ચોરસ નથી, મંડળાકાર નથી, કાળો નથી, લીલો નથી, રાતો નથી, પીળો નથી, ધોળો નથી, સુગંધી નથી, દુર્ગંધી નથી, તીખો નથી, કડવો નથી, કસાયલો નથી, ખાટો નથી, મધુર નથી, ખુરદરો નથી, કોમળ નથી, ભારે નથી, હલકો નથી, ઠંડો નથી, ઉનો નથી, લૂખો નથી, ચોપડિયો નથી, રૂક્ષ નથી, ચીકણો નથી, સ્ત્રી નથી, પુરુષ નથી, નપુંસક પણ નથી. તે જ્ઞાતા છે, વિજ્ઞાતા છે, તેને કશી ઉપમા નથી. તે અરૂપી સત્તા છે, તે શબ્દાતીત હોવાથી તેને કશી ઉપમા નથી."

ભાવાર્થ એ છે કે, જેમને વર્ણ, રસ, ગંધ તથા સ્પર્શની પર્યાયો હોતી નથી તે સિદ્ધ છે. આ ઉપરથી એ સ્પષ્ટ જણાય છે કે, વર્ણ, રસ, ગંધ તથા સ્પર્શનો સંબંધ શરીરની સાથે જ છે. અશરીરી થયા બાદ વર્ણાદિનો સંબંધ રહેતો નથી.

અત્રે કોઈ એવો પ્રશ્ન કરી શકે કે, જો સિદ્ધાત્માને વર્ણ આદિ કાંઈ નથી તો તે કેવા છે? આ પ્રશ્નકર્તાને આપણે સામો પ્રશ્ન કરવો જોઈએ કે, જે વસ્તુમાં વર્ણ, ગંધ, રસ તથા સ્પર્શ આદિ હોતાં નથી તે વસ્તુ કેવી હોય છે? આ પ્રશ્નનો ઉત્તર જે હોય તે જ સિદ્ધાત્મા કેવા હોય છે તે પ્રશ્નનો ઉત્તર સમજવો જોઇએ.

ઉદયપુરમાં એક વકીલ સાથે મારે વાર્તાલાપ થયો હતો. વકીલ આત્માને પ્રત્યક્ષ બતાવવાનું કહેતા હતા. મેં તેમને કહ્યું કે, તમે અંગ્રેજી ભણેલા છો ને? તેમણે કહ્યું કે, હા, હું અંગ્રેજી ભણેલો છું. ત્યારે મેં તેમને કહ્યું કે, તમે તમારા મસ્તિષ્કમાંથી અંગ્રેજી કાઢીને મને બતાવો કે તે કેવી છે? વકીલ નિરુત્તર રહ્યા. ત્યારે મેં તેમને કહ્યું કે, જ્યારે તમે તમારા મસ્તિષ્કમાંથી અંગ્રેજી કાઢીને બતાવી શકતા નથી તો પછી અરૂપી આત્માને કેવી રીતે બતાવી શકાય? આત્મા માટે શાસ્ત્રમાં કહ્યું છે કેઃ—

**तक्का जत्थ न विज्जइ मई तत्थ न गाहिया।**

અર્થાત્—આત્માની સિદ્ધિ માટે તર્કો કામમાં આવતાં નથી, તેમ બુદ્ધિ પણ ત્યાં સુધી પહોંચતી નથી. આત્મા બુદ્ધિગમ્ય ન હોવાને કારણે જ તેને नेति नेति કહેવામાં આવે છે. જે પૂર્ણ વસ્તુ છે તેનું વર્ણન થઇ શકતું જ નથી. અત્યારે આત્માનું જે વર્ણન મળે છે તે પણ અપૂર્ણ છે. જે પ્રમાણે તિજોરી તો મોટી હોય છે અને તેની ચાવી નાનકડી હોય છે, પરંતુ આ નાનીશી ચાવીથી તિજોરીને ખોલી શકાય છે અને તેમાં રહેલો માલ પણ લઈ શકાય છે; આ જ પ્રમાણે શાસ્ત્રમાં આત્મારૂપી તિજોરીની ચાવી રૂપે જે થોડુંક વર્ણન મળે છે તે વર્ણન રૂપી ચાવી દ્વારા પોતાના આત્મારૂપી તિજોરીને ખોલો તો આત્મા કેવો છે તથા તેમાં કેવી કેવી શક્તિઓ રહેલી છે તે જણાઇ આવશે.

કહેવાનો આશય એ છે કે, શરીર પરવસ્તુ છે અને એ જ કારણે તેના પ્રત્યાખ્યાન કરવામાં આવે છે. શરીર અને આત્મા ભિન્ન ભિન્ન છે. આ ભેદજ્ઞાન જો તમને પેદા થઇ જાય તો તમે પણ રાજા પરદેશીની માફક તમારૂં કલ્યાણ કરી શકો. પરદેશી રાજા પણ આત્માનું સ્વરૂપ જાણતો ન હતો અને તે કારણે જ તે શરીરને જ આત્મા માની બેઠો હતો અને શરીર—સુખને જ વાસ્તવિક સુખ માનતો હતો. આ વિપરીત માન્યતાને કારણે તે ઉન્માર્ગે ચડી ગયો હતો. પરંતુ ચિત્તપ્રધાન પરદેશી રાજાનો માર્ગદર્શક બન્યો અને તેને સન્માર્ગે ચડાવ્યો. રાજા પરદેશી જ્યારે સન્માર્ગે ચડ્યો, અથવા તેને આત્મા અને શરીર ભિન્ન છે એવું ભેદજ્ઞાન પ્રગટ્યું, ત્યારે તેણે નરકને પણ સ્વર્ગ બનાવી લીધું. મિથ્યાભિમાનને કારણે સંસારસાગરમાં અનેક જીવો ગોથાં ખાય છે. પરંતુ જ્યારે ધર્મનૌકાનો આશ્રય મળે છે ત્યારે ધર્મનૌકાની સહાયથી પતિત આત્મા પણ સંસાર સાગરને પણ પાર કરી જાય છે. પરદેશી રાજા પણ સંસાર સાગરમાં ગોથાં ખાતો હતો, પરંતુ જ્યારે ભગવાન કેશીકુમારે ધર્મનૌકા બતાવી અને રાજાએ ધર્મનૌકાનો આશ્રય લીધો, તો તે અધર્મી કહેવાતો રાજા પણ ધર્મનૌકાનો નાવિક બની સંસારસાગરને તરવા સમર્થ થયો. તમે પણ સંસાર—

સાગરમાં ગોથાં ખાઓ છો તો જો ધર્મનૌકાનો આશ્રય લો તો તમે પણ કોઇ દિવસે સંસારસાગરને તરી જશો.

ગીતામાં કુરુક્ષેત્ર અને ધર્મક્ષેત્ર વિષે ઉલ્લેખ કરવામાં આવ્યો છે. ગીતાનું રહસ્ય ગંભીર છે. કુરુક્ષેત્રનો સામાન્ય અર્થ ખરાબ સ્થાન થાય છે. અર્થાત્ આ શરીર મલમૂત્રથી ભરેલું હોવાને કારણે કુરુક્ષેત્ર છે. આ કુરુક્ષેત્રને ધર્મક્ષેત્ર બનાવવું જોઇએ, અર્થાત્ શરીરનો ઉપયોગ આત્માનો ઉદ્ધાર કરવામાં કરવો જોઈએ. આ કુરુક્ષેત્રને ધર્મક્ષેત્ર બનાવવા માટે હમેશાં યુદ્ધ કરવું પડે છે. કામ, ક્રોધ, માન, માયા, લોભ, મોહ આદિ શત્રુઓ સાથે આત્માએ હમેશાં યુદ્ધ કરવું પડે છે. જે શરીરનો ગુલામ નથી તે આધ્યાત્મિક યોદ્ધો આ કુરુક્ષેત્રમાં કેવાં આત્મિક સાધનોદ્વારા જીવનસંગ્રામ ખેડે છે તેને માટે શ્રી ઉત્તરાધ્યયનસૂત્રના નવમા અધ્યયનમાં કહ્યું છે કે:—

**सद्धं नगरं किच्चा, तवसंवरमग्गलं ।**
**खन्ती निउणपागारं, तिगुत्तं दुप्पधंसयं ॥**
**धणुं परक्कमं किच्चा, जीवं च इरियं सया ।**
**धिइं च केयणं किच्चा, सच्चेण पलिमन्थए ॥**
**तवनारायजुत्तेण, भित्तूण कम्मकंचुयं ।**
**मुणी विगयसंगामो, भवाओ परिमुच्चए ॥**

—ઉ૦ ૯–૨૦–૨૧–૨૨

નમિ રાજર્ષિ દેવેન્દ્રને જીવનસંગ્રામ કેવી રીતે ખેલવો જોઈએ તે બાબતમાં કહે છે કે:– શ્રદ્ધારૂપી નગર, સંવર–સંયમરૂપી ભાગોળ, ક્ષમારૂપી સુંદર ગઢ, ત્રણ ગુપ્તિરૂપી દુર્જય કિલ્લો, પુરુષાર્થરૂપી ધનુષ્ય, ઇર્યાસમિતિરૂપી દોરી અને ધીરજરૂપી ભાથું બનાવીને સત્યદ્વારા પરિમંથન કરવું જોઈએ. કારણ કે, તપશ્ચર્યારૂપી બાણોથી યુક્ત મુનિરાજ કર્મરૂપી બખ્તરને ભેદીને સંગ્રામમાં વિજય પામે છે અને ભવ–સંસારનાં બંધનમાંથી મુક્ત થાય છે.

ઉપર વર્ણવેલાં આધ્યાત્મિક શસ્ત્રોદ્વારા જો કર્મશત્રુઓ સાથે યુદ્ધ કરવામાં આવે તો આધ્યાત્મિક શસ્ત્રો આગળ પાશવિક શસ્ત્રો નિષ્ફળ નીવડે તેમાં કાંઈ શક નથી. આધ્યાત્મિક શક્તિ આગળ પાશવિક શક્તિ હમેશાં પરાસ્ત પામે છે. આધ્યાત્મિક શક્તિ એ દૈવી સંપદા છે અને પાશવિક શક્તિ એ દાનવી સંપદા છે. દૈત્યો હમેશાં દેવો આગળ પરાસ્ત થયા છે એવું જે પૌરાણિક કથાઓમાં સાંભળવામાં આવે છે તેનું રહસ્ય એ જ છે કે, દૈવીશક્તિ-આધ્યાત્મિક શક્તિ આગળ પાશવિક શક્તિ પરાસ્ત થાય છે. તમે પણ આધ્યાત્મિક શસ્ત્રોદ્વારા પાશવિક શસ્ત્રોનો પરાજય કરો તો તેમાં કલ્યાણ જ છે. અહિંસા, ક્ષમા, તપશ્ચર્યા આદિ આધ્યાત્મિક શસ્ત્રો છે અને ક્રોધ, માન, માયા, લોભ, મોહ, મત્સર આદિ પાશવિક શસ્ત્રો છે. આધ્યાત્મિક શસ્ત્રો શક્તિમૈયાનાં આયુધો છે અને પાશવિક શસ્ત્રો એ પાશવિક શક્તિનાં આયુધો છે. તમે પણ આધ્યાત્મિક શસ્ત્રો હાથમાં લઈ જીવન-સંગ્રામમાં કર્મશત્રુઓની સાથે યુદ્ધ ખેડી તેમને પરાસ્ત કરો તો તેમાં કલ્યાણ જ છે.

શરીર જીર્ણશીર્ણ થતું હોવાને કારણે નાશવંત છે અને આત્મા અજરઅમર હોવાને કારણે અવિનાશી છે. આત્મા દેહી છે અને શરીર દેહ છે. આત્મા દેહરૂપી ગૃહમાં

નિવાસ કરે છે. આત્મા જો શરીરને છોડવા ચાહે તો છોડી શકે છે. શરીર–આસક્ત રહેવાને કારણે જ આત્માને અનેક પ્રકારનાં દુઃખો સહન કરવાં પડે છે. શરીર અને આત્મા વચ્ચે શું અંતર છે એ બતાવતાં શ્રી કૃષ્ણે અર્જુનને કહ્યું હતું કે:—

**वासांसि जीर्णानि यथा विहाय नवानि गृह्णाति नरोऽपराणि।**
**तथा शरीराणि विहाय जीर्णान्यन्यानि संयाति नवानि देही ॥**

અર્થાત્—હે અર્જુન! તું શરીરને જ સર્વસ્વ માનીને બેઠો છે પરંતુ આ શરીર તો વસ્ત્ર સમાન છે. જે પ્રમાણે જીર્ણશીર્ણ થએલાં વસ્ત્રોનો ત્યાગ કરી નવાં વસ્ત્રો પરિધાન કરવામાં આનંદ આવે છે, તે જ પ્રમાણે દેહી–આત્મા પણ શરીરરૂપી વસ્ત્રનો ત્યાગ કરી બીજું શરીર–વસ્ત્ર ધારણ કરે છે.

તમે લોકો શરીરરૂપી વસ્ત્રનો ત્યાગ કરતી વખતે રુદન કરો છો કે પ્રસન્ન થાઓ છો! જો તમને એ જ્ઞાન હોય કે, હું–આત્મા મરતો નથી પણ શરીરરૂપી વસ્ત્ર બદલું છું, તો તમને શરીરનો ત્યાગ કરતી વખતે જરાપણ દુઃખ નહિ થાય. જે પ્રમાણે સંસારની બીજી સંપદા આવે–જાય છે, તેવી જ રીતે શરીર પણ બદલતું રહે છે. દેહનો નાશ થાય છે પણ દેહીનો નાશ થતો નથી. દેહનું લાલન–પાલન ગમે તે રીતે કરવામાં આવે, પણ આખરે તેનો નાશ તો અવશ્ય થાય છે. 'દેહનો નાશ થાય છે પણ દેહી–આત્માનો નાશ થતો નથી' આ વાતને લક્ષ્યમાં રાખીને અનેક ભક્તોએ તથા મહાપુરુષોએ અસહ્ય સંકટો સહેવા છતાં પણ આનંદ અનુભવ્યો હતો. આત્માને અજર–અમરતાનું જો ભાન હોય તો આત્માનું કલ્યાણ થયા વગર રહેતું નથી.



## વ્યાખ્યાન : સંવત્ ૧૯૯૪ શ્રાવણ વદી ૪ શનિવાર



### પ્રાર્થના

**'વિજયસેન' નૃપ 'વિપ્રા' રાણી, નમિનાથ જિન જાયો;**
**ચૌસઠ ઇન્દ્ર કિયો મિલ ઉત્સવ, સુરનર આનંદ પાયો રે.**
**સુજ્ઞાની જીવા ભજ લે રે જિન ઇકવીસવાં.**
—વિનયચન્દ્રજી કૃંભટ ચોવીશી.

શ્રી નેમિનાથ ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

જ્ઞાની પુરુષો કહે છે કે, જે ઉદ્દેશ પોતાની શક્તિ તથા પોતાના પુરુષાર્થથી પૂર્ણ થતો નથી તે ઉદ્દેશ પરમાત્માના શરણે જવાથી સહજ રીતે પૂર્ણ થઈ જાય છે. એટલા માટે જગજ્જીવોએ પરમાત્માનું નામ સ્મરણ કરવું જોઈએ અને સાથે સાથે તેમનું શરણ પણ સ્વીકારવું જોઈએ. પરમાત્મા અશરણના શરણ છે. પરમાત્માના શરણે જવામાં કોઈ વાતનો સંકોચ રાખવાની આવશ્યકતા નથી. પરમાત્માના શરણે જઈ પાપાત્મા પણ પવિત્રાત્મા બની જાય છે. પરમાત્માના શરણે ઇન્દ્ર પણ આવે છે અને તિર્યંચ પણ આવે

છે. જ્યારે તિર્યંચ પણ પરમાત્માના શરણે આવી શકે છે તો પછી મનુષ્ય પરમાત્માના શરણે કેમ જઈ ન શકે?

ભગવાન વીતરાગ તથા વીતદ્વેષ છે, બધા પ્રાણીઓ ઉપર સમભાવ રાખે છે. તેમની આગળ નાના-મોટા, સશક્ત-અશક્ત, ઊંચ-નીચ વગેરેનો જરાપણ ભેદભાવ નથી. જે પ્રમાણે માતાના હૃદયમાં પોતાના સબલ કે નિર્બળ પુત્રોમાં એક સરખો પ્રેમભાવ હોય છે, કોઈ પ્રકારનો ભેદભાવ હોતો નથી તે પ્રમાણે પરમપિતા પરમાત્મા પણ બધા જીવો ઉપર સમભાવ રાખે છે. જ્યારે માતા પણ પોતાના પુત્રોમાં ભેદભાવ રાખતી નથી તો પછી જગત્પિતા પરમાત્મા જગજ્જીવો પ્રત્યે ભેદભાવ રાખી જ કેમ શકે? પરમાત્મામાં પણ ભેદભાવના હોય તો પછી તેઓ જગત્પિતા બની શકે નહિ. માટે વીતરાગ પરમાત્માના શરણે નિઃસંકોચ થઈને જવું જોઈએ. હું પાપી છું, અશક્ત છું, નીચ છું એવો વિચાર કરી પરમાત્માના શરણે જે જીવો જતા નથી તે જીવો ભૂલ કરે છે. ગમે તેવા સંજોગોમાં હો તો પણ પરમાત્માના શરણે જવામાં કલ્યાણ જ છે. પરમાત્મા અશરણના શરણ હોવાથી શરણાગતનું રક્ષણ જ કરે છે. પરમાત્માના શરણે જવામાં સ્થાન કે કાલનું પણ કાંઇ બંધન હોતું નથી. એટલા માટે ગમે તે સ્થાને તથા ગમે તે સમયે પરમાત્માના શરણે જઈ આત્મકલ્યાણ સાધી શકાય છે. પરમાત્માના શરણે જવાથી આત્માનું કલ્યાણ કેવી રીતે સાધી શકાય છે એ વાત હવે શાસ્ત્રદ્વારા સમજાવું છું:—

## સમ્યક્ત્વ પરાક્રમ—બોલ ૩૯ મો

શરીર-પ્રત્યાખ્યાન વિષે કાલે વિચાર કરવામાં આવ્યો છે. આજે શરીરનો ત્યાગ કરવા માટે જીવાત્માએ પરાવલંબનનો ત્યાગ કરી સ્વાવલંબી બનવું જોઈએ તે વિષે વિચાર કરવામાં આવે છે. સ્વાવલંબી બનવા માટે અને પરાવલંબનનો ત્યાગ કરવા માટે જીવાત્માએ બીજાની સહાયતાનો ત્યાગ કરવો આવશ્યક છે. બીજાની સહાયતાનો ત્યાગ કરવાથી જીવાત્માને શો લાભ થાય છે? એ વિષે ગૌતમ સ્વામી ભગવાન મહાવીરને પ્રશ્ન પૂછે છે કે—

### ઓગણચાલીસમો બોલ

**(३९) सहायपच्चक्खाणेणं भन्ते ! जीवे किं जणयइ ?**

અર્થાત્—હે ભગવાન! સહાયતાનો ત્યાગ કરવાથી જીવાત્માને શો લાભ થાય છે? આ પ્રશ્નના ઉત્તરમા મહાવીર ભગવાને ફરમાવ્યું છે કે:—

**सहायपच्चक्खाणेणं एगीभावं जणयइ, एगीभावभूए वि य णं जीवे एगग्गं भावेमाणे अप्पझंझे अप्पकलहे अप्पकसाए अप्पतुंतुमे संजमबहुले संवर बहुले समाहिए यावि भवइ ॥ ३९ ॥**

અર્થાત્—સહાયના પ્રત્યાખ્યાનથી જીવાત્મા એકત્વભાવને પામે છે અને એકત્વભાવને પામેલો જીવ અલ્પકષાયી, અલ્પકલેશી તથા અલ્પભાષી થઇ સંયમ, સંવર તથા સમાધિમાં વધુ દૃઢ થાય છે.

સહાયનો સામાન્ય અર્થ મદદ થાય છે. જ્યારે બીજાના બલ ઉપર આશ્રિત નહિ રહેવાની તથા પોતાના જ બલ ઉપર ઉભા રહેવાની ભાવના કોઈ જીવાત્મામાં પેદા થાય છે ત્યારે તે જીવ બીજાની સહાયતાનો ત્યાગ કરી સ્વાશ્રયી બને છે. આ સૂત્રમાં પરાવલંબનનો ત્યાગ કરી સ્વાવલંબી બનવાનો બોધપાઠ આપવામાં આવ્યો છે. આ બોધપાઠ સાધુ કે શ્રાવક બન્નેને માટે જ ગ્રહણ કરવા યોગ્ય છે એમ નથી, પરંતુ આત્મકલ્યાણ ચાહનાર પ્રત્યેક જીવ માટે આ બોધપાઠ સમજવા યોગ્ય તથા ગ્રહણ કરવા યોગ્ય છે.

સાધુઓ માટે ભગવાન કહે છે કે, સાધુએ હમેશાં એજ ભાવના ભાવવી જોઈએ કે, હું મારા પોતાના બલ ઉપર જ આશ્રિત રહીશ, બીજાની સહાયતા લઇશ નહિ. સાધુઓએ આ ભાવનાને કેવળ ભાવવી જ ન જોઇએ પરંતુ શક્તિનો સંચય કરી ભાવનાને સફળ બનાવવાનો પણ પ્રયત્ન કરવો જોઇએ. કલ્યાણેચ્છુક સાધુઓ પોતાની શક્તિ જોઈને બીજાની સહાયતાનો ત્યાગ કરે છે અને સ્વાવલંબી બને છે. બીજાની સહાયતાનો ત્યાગ કરવાથી અને સ્વાવલંબી બનવાથી જીવાત્માને શો લાભ થાય છે એ વિષે ગૌતમસ્વામીએ ભગવાનને પ્રશ્ન પૂછ્યો છે. આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને ફરમાવ્યું છે કે, સહાયતાનો ત્યાગ કરવાથી પ્રથમ લાભ તો એકાગ્રભાવના પેદા થાય છે, અર્થાત્ મન સંકલ્પ-વિકલ્પથી રહિત થઈ એકાગ્ર બને છે. સ્વાવલંબી બનવાથી મને અમુક માણસ સહાયતા આપશે કે નહિ એવાં સંકલ્પવિકલ્પો મનમાં પેદા થતાં નથી. આ પ્રમાણે મન એકાગ્ર-સંકલ્પવિકલ્પ રહિત-બનવાથી સહાયતાનો ત્યાગી પોતાને એકાકી-એકલો માને છે, અને તે કારણે તે બીજાની સાથે બહુ સંભાષણ કરતો નથી તથા અમુક કામ કરવાનું છે અને અમુક કામ કરવાનું નથી એવી ઝંઝટમાં પડતો નથી. બહારની કોઈ પ્રકારની ઝંઝટમાં ન પડવાને કારણે સહાયત્યાગીને કોઈની સાથે ક્લેશ-કંકાસ પણ કરવો પડતો નથી. ક્લેશ-કંકાસ થતો ન હોવાને કારણે તેનામાં કષાયભાવ પણ પેદા થતો નથી. આ પ્રમાણે સહાયતાનો ત્યાગ કરી સ્વાવલંબી બનવાથી જીવાત્મા એકાગ્રમનવાળો, એકાકી, અલ્પભાષી, અલ્પકલેશી, તથા અલ્પકષાયી બને છે, અને સંયમ, સંવર તથા સમાધિમાં વધુ દૃઢ થાય છે. આ પ્રમાણે એક સહાયતાનો ત્યાગ કરવાથી જીવાત્માને અનેક લાભો પ્રાપ્ત થાય છે.

આ તો મૂલસૂત્ર વિષે વિચાર કર્યો; પરંતુ આ સૂત્રમાંથી આપણે શો સાર ગ્રહણ કરવો જોઇએ તે વિષે વિચાર કરવાનું અત્રે પ્રાપ્ત થાય છે.

આ સૂત્રનો પ્રધાન સૂર એ છે કે, સ્વાવલંબી બનો, પરાવલંબી નહિ. સ્વતન્ત્ર બનો, પરતન્ત્ર નહિ. આજે લોકો સ્વતન્ત્રતા-સ્વતન્ત્રતાનાં પોકારો પાડે છે. પરંતુ સ્વતન્ત્ર બનવાના સાચા માર્ગે ચાલતા નથી. સ્વતન્ત્ર બનવા માટે સર્વપ્રથમ સ્વાવલંબી બનવું આવશ્યક છે. સ્વાવલંબી બન્યા વિના કોઈપણ દેશ કે સમાજ સ્વતંત્ર બની શકતો નથી. આત્માને પણ કર્મબંધનોથી મુક્ત કરી સ્વતંત્ર બનાવવા માટે પણ બીજાની સહાયતાનો ત્યાગ કરી સ્વાવલંબી બનવાની જરૂર રહે છે. જે મનુષ્ય સ્વાવલંબી બનતો નથી તેણે ડગલે ને પગલે આપત્તિઓ સહેવી પડે છે.

આજે જેટલાં સુખસાધનો વધવા પામ્યાં છે તેટલાં જ પરતંત્રતાનાં બંધનો વધવા પામ્યાં છે. આજે જે સુખનાં સાધનો કહેવાય છે તે વાસ્તવમાં સુખ આપનારાં નથી પરંતુ

પરતંત્રતાનાં બંધનો છે. આ પરતંત્રતાનાં બંધનોને ઢીલાં કરવા માટે તથા કર્મબદ્ધ આત્માને સ્વતંત્ર બનાવવા માટે બીજાની સહાયતાનો ત્યાગ કરી સ્વાવલંબી બનવાની જરૂર છે. જે કોઈ સુખસાધનોની જેટલી વધારે સહાયતા લે છે તેટલો જ તે પરતંત્ર બને છે. ઉદાહરણ તરીકે માનો કે, અત્યારે ક્યાંય જલ્દી પહોંચવા માટે રેલ્વેનું સાધન છે. રેલ્વેના આ સાધનને કારણે શું તમે પરાધીન થયા નથી ? શું રેલ્વે કોઈ દિવસ તમારી પ્રતીક્ષા કરે છે ? આથી વિપરીત તમારે રેલ્વેની પ્રતીક્ષા કરવી પડે છે. આ રીતે રેલ્વે તમારા આધીનમાં નહિ પણ તમે રેલ્વેના આધીન છો. આ જ પરાધીનતા છે. જેઓ રેલ્વેની સહાયતાનો ત્યાગ કરી દે છે તેઓ રેલ્વેના પરાધીન નથી. આ જ પ્રમાણે બીજાં જે જે સુખસાધનો વધવા પામ્યાં છે તે સુખસાધનોદ્વારા પરતંત્રતાનાં બંધનો પણ વધવા પામ્યાં છે. પરતંત્રતામાં મનની સ્થિતિ પણ ડામાડોળ રહે છે. સ્વતંત્ર–અવસ્થામાં જ મન એકાગ્ર રહી શકે છે. જેઓ એકાગ્રતાના ઉપાસક છે તેમણે બીજાની સહાયતાનો ત્યાગ કરવો જ જોઈએ. જે બીજાની સહાયતા લે છે તે પરતંત્રતાને કારણે તથા પોતાની નિર્બળતાને કારણે લે છે. જો પોતાની નિર્બળતાને દૂર કરવામાં આવે તો સહાયતા લીધા વિના પણ કામ ચાલી શકે. બીજાની જેટલી સહાયતા લેવામાં આવે છે તેટલી પરતંત્રતા વધવા પામે છે અને એકાગ્રતા ઘટવા પામે છે. એકાગ્રતાનો ભંગ થવાથી આત્માનાં અનેક ગુણોનો નાશ થાય છે. જે પ્રમાણે કોઈ વૃક્ષને વારંવાર ઉખેડીને બીજે ઠેકાણે રોપવામાં આવે તો શું તે વૃક્ષ ફળ–ફુલનો ફાલ આપી શકશે ? નહિ. એનું પ્રધાન કારણ એ છે કે, તે વૃક્ષમાં એકાગ્રતાનો ગુણ રહેવા પામ્યો નથી. પાળીયાદમાં વારંવાર ભૂકંપના આંચકા લાગવાથી લોકો ભયભીત બની ગયા છે અને ત્યાંની એકાગ્રતામાં ભંગ થયો છે. એટલે જ્યાં આધારમાં જ ચંચલતા હોય ત્યાં આધેયમાં એકાગ્રતા કેવી રીતે રહી શકે ? જે પ્રમાણે વૃક્ષને વારંવાર ઉખાડીને રોપવાથી વૃક્ષની ફળ–ફુલ આપવાની ગુણ–શક્તિ નષ્ટ થઈ જાય છે તે જ પ્રમાણે મનને સંકલ્પ–વિકલ્પથી વારંવાર ચંચલિત કરવાને કારણે આત્માની ગુણ–શક્તિ પણ ઘટતી જાય છે. જ્યાંસુધી મનની ચંચલતા દૂર થતી નથી ત્યાં સુધી આત્મામાં સદ્‌ગુણોની સ્થિરતા પણ રહેવા પામતી નથી.

કેટલાક લોકો કહે છે કે, શાસ્ત્રમાં જે ચમત્કારોનું વર્ણન મળે છે તે ચમત્કારો આજે કેમ જોવામાં આવતાં નથી ? આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, શાસ્ત્રમાં જે ચમત્કારો વર્ણવવામાં આવ્યાં છે તે ચમત્કારો તો સાચાં છે, પરંતુ આપણા લોકોનાં મનની ચંચલતાને કારણે જ તે ચમત્કારો જોવામાં આવી શકતાં નથી. આજે લોકોનાં મનમાં કેવી ચંચલતા આવી ગઈ છે તેનો જરા વિચાર કરો. તમે લોકો અહીં બેઠા છો પરંતુ તમારામાંનું કોઇનું મન ક્યાં ભમે છે તે કોણ કહી શકે ? મનમાં જે અધિક ચંચલતા છે તેનું પ્રધાન કારણ બીજાની સહાયતા લેવામાં આવે છે તે છે.

તમે લોકો એમ સમજો છો કે, અમને રેલ્વે, તાર, ટેલીફોન, વાયુમાન આદિ વૈજ્ઞાનિક સુખસાધનોની સહાયતા પ્રાપ્ત થએલી છે એટલા માટે અમે સુખી છીએ. પરંતુ આ બધાં સુખસાધનોથી તમારા મનમાં કેટલી અને કેવી ચંચલતા વધવા પામી છે તેનો વિચાર કરો. તમે લોકો આ સુખ–સાધનો હોવાને કારણે પોતાને સુખી માનો છો પરંતુ જેમની પાસે આ સુખ–સાધનો નથી અને જેમણે આ સાધનોની સહાયતા લેવાનો સ્વેચ્છાપૂર્વક ત્યાગ

કર્યો છે તે સાધુઓ શું દુઃખી છે? સાધુઓ આ સુખસાધનોની સહાયતા લેતા નથી, અને જેઓ સાચા સાધુઓ છે અને જેઓ એમ માને છે કે ભગવાને અમારી સ્વતંત્રતાની રક્ષા માટે જ અમને આવાં સાધનોની સહાયતા ન લેવાની આજ્ઞા આપી છે, તે સાધુઓ પોતાને સૌથી વિશેષ સુખી માને છે. કદાચિત્ કોઈ સાધુના હૃદયમાં એવી ધારણા હોય કે, આજકાલ ચમત્કારને નમસ્કાર કરવામાં આવે છે. એટલા માટે અમારી પાસે પણ કોઈ પ્રકારની લબ્ધિ હોય તો સારું કે જે દ્વારા અમે પણ લબ્ધિના ઉપયોગ વડે ચમત્કાર બતાવી શકીએ. આ પ્રમાણે વિચાર કરનાર સાધુઓએ એ વાતનો ખ્યાલ રાખવો જોઇએ કે, જ્યારે ભગવાને અમને બીજાની સહાયતા લેવાની પણ મના કરી છે તો પછી અમે લબ્ધિનો ઉપયોગ કરી ચમત્કાર બતાવી પણ કેમ શકીએ? સાધુઓએ તો લબ્ધિનો ઉપયોગ ચમત્કાર કરવામાં ન કરવો જોઇએ એટલું જ નહિ પણ બીજાની કોઇની સહાયતા પણ લેવી ન જોઈએ.

મેં એક પુસ્તકમાં વાંચ્યું હતું કે, એક માણસે બીજા માણસને કહ્યું કે, મને લબ્ધિ પ્રાપ્ત થઈ છે અને તે દ્વારા હું ચમત્કાર બતાવી શકું છું, ત્યારે બીજા માણસે કહ્યું કે તમને કેવી લબ્ધિ પ્રાપ્ત થઈ છે તેનો ચમત્કાર બતાવો તો કાંઇક ખબર પડે. પેલા માણસે રસ્તા ઉપર ચાલતા એક મદોન્મત્ત હાથીને યોગશક્તિ દ્વારા જડવત્ બનાવી દીધો. આ દૃશ્ય જોઈ તે બીજો માણસ આશ્ચર્યચકિત થઇ ગયો. બીજા માણસે આ આશ્ચર્યકથા ત્રીજા માણસને કહી. ત્રીજા માણસે બીજા માણસને પૂછ્યું કે તમે એવો શો ચમત્કાર જોયો તે તો કહો. ત્યારે બીજા માણસે પહેલા માણસનું નામ લઇને કહ્યું કે, તેણે યોગશક્તિ દ્વારા રસ્તા વચ્ચે ચાલતા મદોન્મત્ત હાથીને પણ જડવત્ બનાવી દીધો. આ સાંભળી ત્રીજા માણસે કહ્યું કે, એમાં આટલું બધું આશ્ચર્ય કરવા જેવું શું છે? એ કામ તો એક દવાથી પણ થઇ શકે છે. જો યોગીએ યોગ સાધીને પણ આવો ચમત્કાર બતાવ્યો તો પછી યોગ-સાધનાનું ફળ શું મળ્યું? હાથીને જડવત્ બનાવી દેવો એમાં કાંઈ યોગનો ચમત્કાર નથી. એ કામ તો દવાથી પણ થઈ શકે છે. હાથીને જડ જેવો બનાવી દેવાની દવા તો મારી પાસે પણ છે. તમે આ દવા લઈ જાઓ અને કોઇ મદોન્મત્ત હાથીની પૂંછ ઉપર થોડી દવા લગાડી જુઓ અને પછી એ દવાની શી અસર થાય છે તે જુઓ. બીજા માણસે હાથી ઉપર તે દવાનો પ્રયોગ કરી જોયો અને તેને ખાત્રી થઈ કે, હાથીને જડવત્ બનાવી દેવાની ક્રિયા તો દવા દ્વારા પણ થઈ શકે છે. ત્રીજા માણસે બીજા માણસને કહ્યું કે, દવાના પ્રયોગથી મદોન્મત્ત હાથી પણ જડવત્ બનાવી શકાય છે એ વાતની તમને ખાત્રી થઇને? જો આ જ કામ યોગસાધના કરીને કરવામાં આવે તો પછી તેમાં યોગની સિદ્ધિ શી રહી? સાચો યોગ તો તે જ છે કે, મનને એકાગ્ર કરી કાબુમાં રાખવું. જો મન કાબુમાં ન રહે તો તે સાચો યોગ નથી. જે પોતાના મનને એકાગ્ર કરી કાબુમાં રાખે છે તેવા યોગીને માટે જગતમાં એવું એક પણ કામ નથી કે જે તેને માટે અશક્ય હોય, તેમજ એવી એક પણ વસ્તુ નથી કે જે તેના આધીનમાં ન હોય! સાચો યોગી તેજ છે કે જે સાધનોની સહાયતાનો ત્યાગ કરી દે છે. સાધુઓએ સંસારનો એટલા જ માટે ત્યાગ કર્યો છે કે તેઓ સંસારની સહાયતાનો ત્યાગ કરી સ્વતન્ત્ર બને. મનને એકાગ્ર બનાવવા માટે તથા ત્રિવિધ તાપથી આત્માને બચાવવા માટે બીજાની સહાયતાનો ત્યાગ કરવો આવશ્યક છે.

આજે સાધુઓને પણ જમાનાની હવા લાગી છે. અને તે કારણે જ સાધુઓમાં પણ નિશ્ચલતા તથા નિઃસ્પૃહતા બરાબર જોવામાં આવતી નથી. ચિત્તની ચંચલતા હોવાના કારણુ રૂપે જમાનો જ બદલાઈ ગયો છે એમ કહેવામાં આવે છે પરંતુ જમાનો કોણે બદલાવ્યો એ વાતનો વિચાર કરવામાં આવતો નથી. જમાનાને દોષ આપવામાં આવે કે બીજા કોઇને દોષ આપવામાં આવે પરંતુ સાધુઓ માટે સારી વસ્તુ તો એ જ છે કે તેઓ બીજાની સહાયતાનો ત્યાગ કરે. એ વાત બીજી છે કે, કોઇ વખત સાચી વાત પણુ દબાઈ જાય અને ખોટી વાતને મહત્ત્વ આપવામાં આવે પરંતુ જે સાચી વાત હોય છે તે આખરે સત્યરૂપે જ સિદ્ધ થાય છે. એટલા માટે જમાનાની ખોટી વાતને પોતાના જીવનમાં સ્થાન ન આપતાં બીજાની સહાયતાનો ત્યાગ કરી પોતાના મનની ચંચલતા દૂર કરી એકાગ્રભાવના પ્રગટ કરવી જોઇએ. જ્યાંસુધી બીજાની સહાયતા લેવાની ભાવના રહેશે ત્યાંસુધી મનની ચંચલતા અધિક વધવા પામશે. આથી વિપરીત, સહાયતા લેવાનો જેટલો ત્યાગ કરવામાં આવશે અને જેટલા પ્રમાણુમાં સ્વાવલંબી રહેવામાં આવશે, તેટલા પ્રમાણુમાં આત્મા પણુ સ્વાધીન અને સ્વતંત્ર બનવા પામશે. જ્ઞાનીજનો કહે છે કે, સાધનોનો જેટલો ત્યાગ કરવામાં આવશે તેટલો ત્યાગ સફળ થયા વિના નહિ રહે. સુખ સાધનોનો ત્યાગ કરવાથી બંધનો ઢીલાં થશે અને જીવનમાં નિસ્પૃહતા આવશે. આથી વિરુદ્ધ જેટલાં સુખ–સાધનો વધારવામાં આવશે તેટલા પ્રમાણુમાં બંધનો મજબૂત બંધાશે અને પરિણામે જીવનમાં પરતન્ત્રતાનો પ્રવેશ થશે.

આજે એક–બીજા ઉપર જે આક્ષેપો કરવામાં આવે છે તેનું પ્રધાન કારણુ પણુ સાધનોની વૃદ્ધિ છે. સુખ–સાધનો વધવાથી સંસારમાં કલેશકંકાશ પણુ વધવા પામ્યો છે. ઉદાહરણુ તરીકે આજે સમાચારપત્રો વધવા પામ્યા છે. લોકોને સમાચારપત્ર વાંચવાનો એટલો ચસ્કો લાગ્યો છે કે, કેટલાક લોકો ભોજન કર્યા વિના તો રહી શકે છે પરંતુ સમાચારપત્ર વાંચ્યા વિના રહી શકતા નથી. સમાચારપત્રો વધવાથી કલહ વધ્યો છે કે ઘટયો છે? આ પ્રશ્નનો ઉત્તર સ્પષ્ટ જ છે કે, સમાચારપત્રો દ્વારા કલહમાં વૃદ્ધિ થઇ છે અને ચંચલતામાં પણુ વૃદ્ધિ થઈ છે.

મનની એકાગ્રતા રાખવી અતિ આવશ્યક છે. મનને એકાગ્ર કર્યા વિના શાન્તિ મળી શકતી નથી. જેમ કે, તમે લોકો નિદ્રા લો છો પરંતુ જો તમને એક દિવસ નિદ્રા ન આવે તો તબીયત કેવી ખરાબ થઈ જાય છે? નિદ્રા લેવી એ મનની એકાગ્રતાનું વિકૃત ઉદાહરણુ છે. પરંતુ નિદ્રાની પણુ કેટલી આવશ્યકતા છે તે જુઓ. જે વ્યક્તિ ચંચલતાનો ત્યાગ કરી નિદ્રા લે છે અને એ રીતે મનને થોડા સમયને માટે પણુ વિકૃત રૂપમાં એકાગ્ર રાખે છે, તે શરીરને સ્વસ્થ રાખી શકે છે. જે મનુષ્ય કેવળ કામમાં જ પ્રવૃત્ત રહે અને યથાસમયે નિદ્રા લે નહિ તો તે બીમાર પડી જાય છે. જ્યારે વિકૃત રૂપમાં પણુ મનને એકાગ્ર રાખવાથી આટલો બધો લાભ થાય છે તો પછી જો સારી રીતે મનને એકાગ્ર કરવામાં આવે તો કેટલો બધો લાભ થાય?

મનને એકાગ્ર રાખવાથી આત્માને અપૂર્વ આનંદ પ્રાપ્ત થાય છે. આનંદ બહારથી આવે છે એમ લોકો માને છે પરંતુ ખરી રીતે આનંદ બહારની વસ્તુઓમાં નથી પરંતુ આત્મામાં

જ અખૂટ આનંદ રહેલો છે. આત્મા આત્મામાંથી જ આનંદ મેળવે છે. મનને એકાગ્ર રાખવાથી આત્મામાં આનંદસ્રોત વહેવા લાગે છે. પ્રત્યેક વસ્તુમાં જે આનંદ જોવામાં આવે છે તે આનંદ પોતાના આત્મામાં આનંદ હોવાના કારણે જ આનંદરૂપે અનુભવવામાં આવે છે. દુનિયાની બધી વસ્તુઓ આત્માને માટે જ છે. જો આત્મા ન હોય તો એ વસ્તુઓનું કાંઈ મૂલ્ય જ રહેતું નથી. વસ્તુઓનું મૂલ્ય આંકનાર આત્મા જ છે અને એટલા જ માટે કહેવામાં આવ્યું છે કેઃ—

**न सर्वस्य कामाय सर्वं प्रियं भवति आत्मनस्तु कामाय सर्वं प्रियं भवति ।**

ઉપનિષત્કાર કહે છે કે, વસ્તુને માટે વસ્તુ પ્રિય લાગતી નથી પરંતુ આત્માને માટે વસ્તુ પ્રિય લાગે છે. હીરા–માણેક–મોતી વગેરે મૂલ્યવાન ચીજો જે પ્રિય લાગે છે તે ચીજો આત્માને માટે જ પ્રિય લાગે છે. પરંતુ આજે તો સંસારમાં ઉત્ક્રમ ચાલી રહ્યો છે. જે આત્માને માટે બધી ચીજો પ્રિય લાગી રહી છે તે આત્માને જ ભૂલાઇ જવામાં આવ્યો છે અને તે આત્માની શક્તિ વિષે વિચાર કરવામાં આવતો નથી. આત્મામાં એવી મહાન શક્તિ રહેલી છે કે તેણે પરતંત્ર રહેવાની આવશ્યકતા જ નથી. પરંતુ આજે આત્મા પોતાનામાં રહેલી મહાન્ શક્તિને ભૂલી જઈ પરતંત્ર બની રહ્યો છે.

આજનું પોપટીયું જ્ઞાન પણ આત્માને પરતંત્ર બનાવવામાં કારણભૂત છે એમ કહી શકાય. આજના પોપટીયા જ્ઞાનને કારણે આત્મા બીજાની સહાયતા અધિક પ્રમાણમાં લેવા લાગ્યો છે અને પરિણામે તે પરતંત્રતાની બેડીમાં બંધાઈ રહ્યો છે. જંગલમાં રહેતા પશુ–પક્ષીઓને જઇને જુઓ તો તમને જણાશે કે, તેઓ બીજાની સહાયતા મનુષ્યસમાજ જેટલી લેતા નથી. આ ઉપરથી કોઈ એમ કહે કે, પશુ–પક્ષીઓ અજ્ઞાન હોવાને કારણે બીજાની સહાયતા લેતા નથી. આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, મનુષ્યસમાજ પાસે જે જ્ઞાન છે તે શું પરતંત્રતા વધારવા માટે છે? સાચું જ્ઞાન તો તે જ છે કે, જે બંધનોમાંથી આત્માને મુક્ત કરે. જે જ્ઞાન આત્માને બંધનોમાંથી મુક્ત કરતું નથી તે વાસ્તવમાં જ્ઞાન જ નથી. જ્ઞાનની વ્યાખ્યા કરતાં કહેવામાં આવ્યું છે કે, सा विद्या या विमुक्तये । બંધનમુક્ત કરે તે જ સાચી વિદ્યા છે.

આજે તમે લોકો બીજાની સહાયતા અધિક પ્રમાણમાં લો છો એ કારણે તમારામાં ભિખારીપણું આવી રહ્યું છે. જે ભિખારી હોય છે તેને સુખ ક્યાંથી હોય? ભિખારીને જ્યારે કોઈ વસ્તુ મળતી નથી ત્યારે તે દુઃખી થાય છે. શાસ્ત્રકારો ભિખારીની પ્રશંસા કરતા નથી. શાસ્ત્ર કહે છે કે જે બીજાની સહાયતા લે છે તે ભિખારી છે. સાચો શાહુકાર તો તે જ છે કે, જે સહાયતા મળવી સુલભ હોવા છતાં પણ કોઈની સહાયતા લેતો નથી.

સ્વતંત્રતા ચાહવી અને સ્વતંત્રતા મેળવવી એ બન્નેમાં બહુ અંતર છે. આજે લોકો સ્વતંત્રતા ચાહે છે પરંતુ સ્વતંત્રતા મેળવવા પ્રયત્ન કરતા નથી. સ્વતંત્રતા પ્રાપ્ત કરવા માટે સ્વતંત્રતાના માર્ગે ચાલવું આવશ્યક છે. સ્વાવલંબી બનવું એ સ્વતંત્રતા મેળવવાનો મુખ્ય માર્ગ છે. બીજાની સહાયતાની જરાપણ અપેક્ષા ન રાખવી એ જ સ્વાવલંબન છે.

સ્વાવલંબનના માર્ગે હરકોઈ સ્ત્રી કે પુરુષ જઈ શકે છે. સ્વાવલંબનનો રાજમાર્ગ બધાંને માટે ખૂલ્લો છે. રાજીમતિ સ્ત્રી હોવા છતાં સ્વાવલંબનના રાજમાર્ગે જઈ આત્માને સ્વતંત્ર

બનાવી શકી હતી એટલું જ નહિ પણ રથનેમી જેવા કર્ત્તવ્ય-ભ્રષ્ટ યોગીને પણ સ્વાવલંબનનો બોધપાઠ આપી આત્મ-સ્વતંત્રતાના પંથે ચડાવ્યા હતા. સ્વતંત્ર વ્યક્તિ જ બીજાને સ્વતંત્રતાનો સંદેશ સંભળાવી શકે છે. જે વ્યક્તિ પરાવલંબી છે તે સ્વતંત્રતાનો સંદેશ આપી શકે નહિ. સ્વતંત્રતા-મંદિરનું મુખ્ય દ્વાર સ્વાવલંબન છે. સ્વાવલંબી બન્યા વિના સ્વતંત્ર બની શકાતું નથી. એટલા જ માટે ભગવાન મહાવીરે આત્માને કર્મબંધનોમાંથી મુક્ત કરી સ્વતંત્ર બનાવવા માટે સ્વાવલંબી બનવાનો આદર્શ બોધપાઠ જગત સમક્ષ ઉપસ્થિત કર્યો છે. આ સ્વાવલંબનના આદર્શને અનુસરવામાં જ દેશ, સમાજ તથા ધર્મનું અભ્યુત્થાન તથા કલ્યાણ રહેલું છે.



## વ્યાખ્યાન: સંવત્ ૧૯૯૪ શ્રાવણ વદી ૭ ગુરુવાર

——xox——

### પ્રાર્થના

'અશ્વસેન' નૃપ કુલ તિલોરે, 'વામા' દેવીનો નંદ;
ચિન્તામણિ ચિત્તમેં બસે રે, દૂર ટલે દુઃખ દ્વંદ.
જીવ રે તું પાર્શ્વજિનેશ્વર વંદ.

શ્રી પાર્શ્વનાથ ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

ભગવાન પાર્શ્વનાથની પ્રાર્થના કઈ રીતિએ કરવી જોઇએ એ વિષયનો વિસ્તૃત વિચાર તો કોઈ મહાજ્ઞાની જ કરી શકે. આપણી પાસે તો એટલો વિસ્તૃત વિચાર કરવાની શક્તિ તેમજ સમય બન્ને નથી એટલા માટે અત્રે કેવળ પ્રાર્થનાનો સાર જ કહેવામાં આવે છે.

આજે લોકો કહે છે કે, અમે શાસ્ત્રની લાંબી લાંબી વાતો સાંભળીને કંટાળી ગયા છીએ એટલા માટે અમને શાસ્ત્રની સારવસ્તુ સમજાવો કે જેથી અમે સંક્ષેપમાં વિશેષ જાણી શકીએ. આ પ્રમાણે વર્ત્તમાનકાળમાં પ્રત્યેક વસ્તુનો સાર કાઢવાની પદ્ધતિ પ્રચલિત થઈ છે. આ પંચમકાળની વિષમતા તથા પંચમકાળના લોકોની દૃષ્ટિને ધ્યાનમાં રાખીને જ જ્ઞાની મહાત્માઓએ જનતાના કલ્યાણ માટે સારવસ્તુ કહેવાનો અનુભવ કર્યો હોય અને ઉપદેશસારને સૂત્રમાં ગ્રંથિત કર્યો હોય એમ જણાય છે.

જ્ઞાનીજનો આત્માને સંબોધીને કહે છે કે, 'હે ચિદાનન્દ! તું આડાઅવળા માર્ગનો ત્યાગ કરી સન્માર્ગ ઉપર આવ, અને અનન્યભાવે ભગવાન પાર્શ્વનાથને વંદન કર, તો તેમાં તારું નિશ્ચિતરૂપે કલ્યાણ જ થવાનું છે. સંસારનાં પદાર્થો તો વ્યામોહ પેદા કરનારાં તથા મૃગજળ જેવાં ક્ષણિક અને ખોટાં છે. સંસારનાં પદાર્થો બાહ્ય દૃષ્ટિએ રૂપરંગથી સુંદર તેમજ સારભૂત જણાય છે પરંતુ વાસ્તવમાં તે નિઃસાર છે. પદાર્થોનું અંતરંગ સ્વરૂપ જોવાથી તથા સમજવાથી તને સ્પષ્ટ જણાશે કે પદાર્થો વાસ્તવમાં પોકળ છે એટલા માટે તું પોકળ પદાર્થોની ભ્રમજાળમાં પડ નહિ.'

આ જ વાતને દૃષ્ટિમાં રાખીને ભક્તજનો કહે છે કે:–

**જગ નભ વાટિકા રહી ફૂલ ફુલ રે, ધુઆં કો સૌ ધૌરહર દેખિ તૂ ન ભૂલ રે.**

અર્થાત્–આ સંસારની વાટિકા જે ફુલવાડી જેવી જોવામાં આવે છે તે વાસ્તવમાં ફુલવાડી નથી પરંતુ ધૂમ્રવાટિકા છે, અર્થાત્ ધૂમાડાથી ભરેલી છે. આંખમાં ધૂમાડો ઘુસી જવાને કારણે તને સંસારનું વાસ્તવિક સ્વરૂપ જોવામાં આવતું નથી એટલા માટે સંસારની ભ્રમજાળમાં ન ફસાતાં ભગવાન પાર્શ્વનાથના શરણે જઈ તેમનું ભજન કર.

ખોટી વસ્તુને છોડી સાચી વસ્તુને પકડવી એ કાંઈ સરળ કામ નથી. પરંતુ જ્ઞાની-પુરુષો કહે છે કે, જ્યારે મનુષ્યને વિવેકજ્ઞાન પેદા થાય છે, સારા–નરસાને પારખવાની સમજશક્તિ આવે છે ત્યારે ખોટી વસ્તુનો ત્યાગ અને સાચી વસ્તુનો સ્વીકાર કરવામાં વાર લાગતી નથી. વ્યવહારમાં પણ એવું જોવામાં આવે છે કે, પહેલાં તો કોઈ માણસ કાચના ટૂકડાને જોઈ પ્રસન્ન થાય છે અને તેને સાચવીને રાખે છે. પરંતુ જ્યારે તેનામાં કાચ અને હીરાને પારખવાની શક્તિ આવે છે ત્યારે તે કાચના ટૂકડાને નિઃસાર તેમજ વ્યર્થ વસ્તુ સમજીને બહાર ફેંકી દે છે અને હીરાને સારભૂત તેમજ મૂલ્યવાન વસ્તુ સમજીને સાચવીને રાખે છે. આ જ પ્રમાણે જ્યારે મનુષ્યમાં વિવેકજ્ઞાન પેદા થાય છે ત્યારે તે સંસારનાં પદાર્થોને નિઃસાર સમજી પરમાત્માના શરણે જાય છે અને આત્માનું કલ્યાણ સાધે છે.

પરમાત્મા પાર્શ્વનાથની સાચી પ્રાર્થના કરવા માટે સર્વપ્રથમ આત્મતત્ત્વને સમજવાની અતિ આવશ્યકતા છે. 'હું કોણ છું' એવું આત્મભાન થવાથી જ સંસારનાં પદાર્થોની નિઃસારતા સમજવામાં આવે છે. આત્મભાન પ્રગટાવવા માટે સંસારનાં જે પદાર્થો જોવામાં તથા સાંભળવામાં આવે છે તે પદાર્થોને જોનાર તથા સાંભળનાર કોણ છે એ વાતનો વિવેક–વિચાર કરવો જોઇએ. સંસારનાં પદાર્થો દશ્યરૂપ છે અને આત્મા પદાર્થોનો દૃષ્ટા હોવા છતાં આજે દૃશ્યને તો સત્યરૂપ માનવામાં આવે છે, પરંતુ દૃષ્ટાને–આત્માને ભુલાઈ જવામાં આવે છે. આ એક ગંભીર ભૂલ છે. આ ભૂલ થવાને કારણે જ આત્મા પરમાત્માને ભૂલી રહ્યો છે. આજે પદાર્થોને તો માનવામાં આવે છે પરંતુ પદાર્થોનો જે દૃષ્ટા છે તે આત્માને જ માનવામાં આવતો નથી એ એક મહદ્ આશ્ચર્ય છે. આ તો એના જેવી વાત થઈ કે કોઈ માણસ દીપક લઇને ઘરમાં ગયો અને કહેવા લાગ્યો કે, "ઘરની વસ્તુઓ તો જોવામાં આવે છે પણ હું જોવામાં આવતો નથી." શું આ માણસનું કથન આશ્ચર્યજનક નથી! જો પોતે ત્યાં નથી તો વસ્તુઓને જોનાર તથા 'હું ક્યાં છું' એમ કહેનાર કોણ છે? જે પ્રમાણે તે માણસ બીજી વસ્તુઓને જોઇને પોતાને ભૂલી રહ્યો છે, તેજ પ્રમાણે આત્મા સંસારનાં પદાર્થોને તો જોઈ રહ્યો છે પણ પોતાના સ્વરૂપને ભૂલી રહ્યો છે. આ ભૂલને દૂર કરવા માટે ભગવાન પાર્શ્વનાથના શરણે જવું જોઇએ. પરમાત્માના શરણે જવાથી આત્માનો સાક્ષાત્કાર થશે અને આત્મ સાક્ષાત્કાર થવાથી આત્મકલ્યાણ પણ થશે. આત્મ કલ્યાણ કેવી રીતે સાધી શકાય તે વાત હવે શાસ્ત્રદ્વારા સમજાવું છું:–

## સમ્યક્ત્વ પરાક્રમ—બોલ ચાલીસમો

શાસ્ત્રમાં આત્મ-કલ્યાણ કરવાનાં અનેક માર્ગો બતાવવામાં આવ્યાં છે. તેમાંના એક કલ્યાણ માર્ગ તરીકે, બીજાની સહાયતાનો ત્યાગ કરી સ્વાવલંબી બનવું એને પણ બતાવવામાં આવેલ છે. જે સ્વાવલંબી બનવા ચાહે છે તે શરીરને પણ અધીન રહેવા ચાહતો નથી. જ્યારે સ્વાવલંબી આત્મા શરીરને પણ અધીન રહેવા ચાહતો નથી ત્યારે તે સ્વાધીન આત્મા શરીરને પુષ્ટ બનાવનાર ભોજનનો પણ ત્યાગ કરે એ સ્વાભાવિક છે. પ્રાણાન્ત સુધી ભોજનનો ત્યાગ કરવો અર્થાત્ અનશનવ્રત ધારણ કરવું એ સામાન્ય જનતાને દુષ્કર જણાય પણ સ્વાવલંબી આત્મા માટે એ દુષ્કર નહિ પણ સુકર હોય છે. ભત્ત (ભોજન)ના પ્રત્યાખ્યાન કરવાથી જીવાત્માને શો લાભ થાય છે એ વિષે ગૌતમ સ્વામી મહાવીર ભગવાનને પ્રશ્ન પૂછે છે કેઃ—

### ચાલીશમો બોલ.

**(૪૦) भत्तपच्चक्खाणेणं भन्ते! जीवे किं जणयइ?**

અર્થાત્—હે ભગવાન! ભત્ત (ભોજન)ના પ્રત્યાખ્યાનથી જીવાત્માને શો લાભ થાય છે? આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને ફરમાવ્યું કેઃ—

**भत्तपच्चक्खाणेणं अणेगाइं भवसयाइं निरुम्भई ॥ ४० ॥**

અર્થાત્—ભોજનના પ્રત્યાખ્યાનથી અર્થાત્ અનશન કરી સંથારો લેવાથી જીવાત્મા સેંકડો ભવોને કાપી નાંખે છે અર્થાત્ જીવ અલ્પસંસારી બને છે.

ભત્તનો સીધો અર્થ ભાત થાય છે. ભાથું કે ભાતું શબ્દ પણ આ ભત્ત શબ્દમાંથી નિષ્પન્ન થએલો છે. ભત્ત કે ભાતનો અર્થ ભોજન થાય છે. અત્રે ભોજનના પ્રત્યાખ્યાન વિષે જ પ્રશ્નોત્તર ચાલી રહ્યો છે. આહારના ત્યાગ વિષે પ્રશ્નોત્તર સાંભળી કોઇને એવી શંકા થાય કે, જૈનધર્મ દયાધર્મ છે, તો દયાધર્મના સૂત્રમાં આહારનો ત્યાગ કરવાનું કહેવામાં આવે એ ઉચિત કેમ કહી શકાય? આહારનો ત્યાગ કરવો એટલે પ્રાણનો ત્યાગ કરવો. આહારત્યાગ દ્વારા પ્રાણત્યાગ કરવાનું દયાધર્મના સૂત્રમાં કહેવામાં આવે એ અનુચિત જ છે. આ પ્રશ્નના ઉત્તરમાં શાસ્ત્રકાર કહે છે કે, જે બીજાની સહાયતાનો ત્યાગ કરે છે તે જ ભોજનનો ત્યાગ કરી શકે છે. જે એમ જાણે છે કે, આત્મા અને શરીર ભિન્ન છે અને આ ભેદજ્ઞાન પેદા થવાને કારણે જે શરીરની સહાયતાનો પણ ત્યાગ કરી દે છે તે જ ભોજનનો ત્યાગ કરી શકે છે. શાસ્ત્રમાં કહ્યું છે કે, અપચ્છિમા મરણ અર્થાત્ જ્યારે મરણ સમીપ આવે ત્યારે સંથારો અર્થાત્ અનશનવ્રત ધારણ કરી શકાય છે.

મરણ બે પ્રકારે થાય છે. એક તો આયુષ્ય ક્ષય થવાથી અને બીજું ઉપસર્ગથી. કોઈ પણ પ્રકારે મરણ થાય પણ કુતરાના મોતે મરવું ન જોઈએ પરંતુ વીરતાપૂર્વક મૃત્યુને ભેટવું જોઈએ. જે વીરતાપૂર્વક મૃત્યુને ભેટે છે તે ભોજનના પ્રત્યાખ્યાનદ્વારા મૃત્યુ ઉપર વિજય મેળવે છે. આ પ્રમાણે જે ભોજનનો ત્યાગ કરીને મૃત્યુ ઉપર વિજય મેળવે છે તેનું અપચ્છિમ મરણ હોય છે.

અહિં ભત્તપ્રત્યાખ્યાનનો અર્થ સંપૂર્ણ અનશન છે. ભગવાને કહ્યું છે કે, જે ભોજનના પ્રત્યાખ્યાન કરે છે તે સંસારનો છેદ કરે છે. શાસ્ત્રમાં ભોજન–પ્રત્યાખ્યાન વિષે જે કાંઈ કહેવામાં આવ્યું છે તે નિર્દયતાનો વ્યવહાર કરવા માટે નહિ પણ આત્માના કલ્યાણ માટે જ કહેવામાં આવ્યું છે. જે વ્યક્તિ બીજાની સહાયતા લેવાનો ત્યાગ કરે છે તે જ ભોજનનો ત્યાગ કરી શકે છે. જે આ રીતે ભોજનનો ત્યાગ કરતો નથી, પણ આહાર પાણી ન મળવાને કારણે વિલાપ કરતો મરે છે, તે મરણ તો બાર પ્રકારના બાલમરણમાંનું એક બાલમરણ છે. એટલા માટે આ પ્રકારના મરણને ભોજન–ત્યાગથી થતું પંડિતમરણ કહી ન શકાય. ભોજનનો ત્યાગ અસમયમાં કરી ન શકાય. આ તો બધાં કામો કર્યા બાદ કરવાનું કામ છે. એટલા માટે સંથારો કયારે કરવો તથા કરાવવો તેનો પણ વિચાર કરવો અત્યાવશ્યક છે.

સંથારો શા માટે કરવામાં આવે છે એ વિષે પણ શાસ્ત્રમાં ઘણો વિચાર કરવામાં આવ્યો છે. શાસ્ત્રમાં એવો પ્રશ્ન કરવામાં આવ્યો છે કે, હે ભગવાન ! મરતી વખતે ભૂખ્યા રહેવું એ શું ઉચિત છે ? આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને કહ્યું કે, આ કથન સ્થૂલ દૃષ્ટિએ કહેવામાં આવ્યું છે પણ સૂક્ષ્મ દૃષ્ટિએ મરતી વખતે અનશન કરવું એજ યોગ્ય છે. આ પ્રમાણે કહીને ભગવાને સંથારો શા માટે અને કયારે કરવામાં આવે છે એ વાતને સ્પષ્ટ કરવા માટે મંડૂક ચોરનું ઉદાહરણ આપ્યું છે જે આ પ્રમાણે છેઃ—

શંખપુરમાં મંડૂક નામનો એક ચાલાક ચોર રહેતો હતો. તે લોકોના ઘરમાંથી એવી ચાલાકીથી ચોરી કરતો હતો કે, ચોરી કયારે અને કેવી રીતે થઈ તેની કોઇને ખબર પડતી નહિ. ચોરી થવાને કારણે પ્રજા પાયમાલ થવા લાગી. પ્રજાએ અનેક પ્રયત્નો કરી જોયા પણ ચોરનો પત્તો લાગ્યો નહિ. કોઈના ઘરનું તાળું તૂટે નહિ, ભીંતમાં બાંકોરૂં પડે નહિ છતાં ઘરમાંથી ધન આદિની ચોરી થઇ જતી. આ ચતુર ચોરની ચાલાકીથી પ્રજા પણ થાકી ગઇ. આખરે પ્રજાજનો બધાં ભેગા થઇ રાજા પાસે ન્યાય માંગવા ગયા. શંખપુરની પ્રજા રાજા પાસે નાની નાની વાતોનો ન્યાય માગવા આવતી ન હતી. એટલા માટે રાજા પણ સમજી ગયો કે, આજે પ્રજા ઉપર કોઇ મોટું દુઃખ આવી પડયું હોય એમ લાગે છે અને એ કારણે જ પ્રજાજનો મારી પાસે ન્યાય માંગવા આવેલ છે. રાજાએ પ્રજાજનોને પૂછ્યું કે તમને લોકોને શું દુઃખ છે તે મને સ્પષ્ટરૂપે કહી સંભળાવો. પ્રજાજનોએ ચોરે નગરમાં વર્તાવેલા હાહાકારની બધી હકીકત આદિથી અંતસુધી કહી સંભળાવી. રાજા ચોરની ચાલાકીપૂર્ણ ચોરીની વાત સાંભળી આશ્ચર્યચકિત થઇ કહેવા લાગ્યો કે, આ ચોર ખરેખર કોઇ મહાન્ ચોર છે. આ ચોરને શોધીને તાત્કાલિક પકડવો જોઇએ. આ ચોરને પકડીને હું પ્રજાનાં દુઃખો દૂર કરવાને મારાથી બનતો પ્રયત્ન કરીશ. જો હું સાચો રાજા હોઉં તો સાત દિવસમાં જ પ્રાણના ભોગે પણ એ ચોરને પકડી પાડીશ. આ પ્રમાણે કહી રાજાએ પ્રજાજનોને આશ્વાસન આપ્યું.

આજે આવા પ્રજાપ્રિય રાજાઓ બહુ જ ઓછા જોવામાં આવે છે કે, જેઓ પ્રજાના દુઃખને પોતાનું દુઃખ સમજી દૂર કરવાનો પ્રયત્ન કરે છે. જે રાજા પ્રજાપ્રિય હોય છે તે રાજાની રક્ષા માટે પ્રજા પોતાનાં પ્રાણ પણ પાથરી દે છે.

રાજાએ ચોરને પકડવાની પ્રતિજ્ઞા કરી છે એ વાત નગરમાં ચારેય બાજુ ફેલાઇ ગઇ. મંડૂક ચોરે પણ રાજાની પ્રતિજ્ઞાની વાત સાંભળી. રાજાની પ્રતિજ્ઞા સાંભળીને તે વિચારવા લાગ્યો કે, રાજાએ પ્રાણના ભોગે પણ મને પકડવાની પ્રતિજ્ઞા કરી છે એટલે હું અવશ્ય પકડાઇ જઇશ; છતાં મારે તો રાજાના પંજામાંથી બચવાનો જ પ્રયત્ન કરવો જોઇએ. વીર પુરુષોનું એજ કર્તવ્ય છે કે, તેઓ ભલે પરાજિત થાય પણ પુરુષાર્થનો ત્યાગ ન કરે. આ કથનાનુસાર મારે પણ સાવધાનીપૂર્વક કામ કરવું જોઇએ, પણ પુરુષાર્થનો ત્યાગ કરવો ન જોઇએ. પુરુષાર્થનો ત્યાગ કરીને બેસી જવું એમાં તો કાયરતા છે.

ચોરનો પત્તો મેળવવા માટે રાજા પોતાનો વેશ બદલી શહેરમાં નીકળ્યો. આ બાજુ ચોર પણ પોતાનો વેશ બદલી રાજા શું કરે છે તે જોવા નગરમાં નીકળ્યો. ચોર પગે પાટો બાંધી તથા હાથમાં લાકડી લઈ બીમાર દરિદ્રીની માફક નગરમાં ફરવા લાગ્યો. રાજાએ મંડૂક ચોરને આ વેશમાં જોયો. મંડૂક ચોરની આંખ જોતાંજ રાજા મનમાં સમજી ગયો કે, આ જ ચોર છે, પરંતુ જ્યાં સુધી કોઈ પ્રમાણદ્વારા તેનો અપરાધ સાબીત ન થાય ત્યાં સુધી તેના ઉપર કોઇ પ્રકારનો અભિયોગ ચલાવી શકાય નહિ. બન્ને જણા એકબીજાની સામે આવ્યા અને એકબીજા પૂછવા લાગ્યા કે તમે કોણ છો ? કોઇએ પોતાનો પરિચય ન આપ્યો. આખરે ચોરે કહ્યું કે, "હું કોણ છું તે તારે જાણવાની શી જરૂર છે. તું તારું કામ કર અને હું મારું કામ કરું." ચોરના આ કથનનો ભાવાર્થ રાજા એવો સમજ્યો કે, ચોર બરાબર કહે છે કે, "હું ચોર છું એટલે ચોરી કરવા જાઉં છું, અને તું રાજા છે તો મને પકડી લે." આ પ્રમાણે વિચાર કરી રાજા ત્યાંથી ચાલતો થયો. રાજાએ જતાં જતાં એ પણ નિશ્ચય કરી લીધો કે, ચોર સામેના પહાડમાં રહે છે અને અમુક માર્ગેથી તે નગરમાં આવે છે.

બીજે દિવસે રાજા એક ભિખારીનો વેશ ધારણ કરી જે માર્ગથી ચોર આવતો જતો હતો તેજ માર્ગની વચ્ચે ચૂપચાપ બેસી ગયો. ચોર પણ વેશ બદલીને શહેરમાં આવ્યો. રાત અંધારી હતી એટલા માટે રસ્તા ઉપર ભિખારીના વેશમાં પડેલા રાજાને તે જોઇ ન શકયો અને રાજાને તેના પગની ઠોકર લાગી. ઠોકર લાગતાં જ તે ચીસ પાડી ઊઠયો. ચોરે તેને પૂછયું કે તું કોણ છે ? રાજાએ ઉત્તર આપ્યો કે, હું એક ગરીબ ભિખારી છું. કયાંય રહેવાને માટે સ્થાન નથી એટલા માટે અહીં પડયો છું. ચોર મનમાં સમજી ગયો કે આ રાજા છે. ચોરે મનમાં વિચાર કર્યો કે, આ રાજાને કોઇપણ ઉપાયે નષ્ટ કરી દેવામાં આવે તો પછી કોઇ પ્રકારની આફત જ રહેવા ન પામે. આ પ્રમાણે વિચાર કરી ચોરે રાજાને કહ્યું કે, શું આ પ્રમાણે રસ્તા ઉપર પડયા રહેવાથી તારું દુઃખ નષ્ટ થઈ જશે ? રાજાએ ઉત્તર આપ્યો કે, આ પ્રમાણે પડયા રહેવાથી દુઃખ નષ્ટ નહિ થાય. દુઃખ તો તમારા જેવાની સંગતિ કરવાથી જ નષ્ટ થઇ શકશે. આ સાંભળી ચોરે કહ્યું કે, તું મારી સાથે ચાલ. હું તારું દુઃખ દૂર કરીશ. રાજાએ ચોરની સાથે જવાનું કબૂલ કર્યું.

રાજા ચોરની સાથે ગયો. બન્ને જણા એક બીજાને મારી નાંખવાનાં ઉપાયો વિચારતા હતા એટલા માટે બન્ને જણા સાવધાન હતા. ચોરે ચોરી કરી ધન-રત્ન આદિની બે પેટીઓ ભરી અને પછી રાજાને કહ્યું કે, એક પેટી તું ઉપાડી લે, પરંતુ જોજે ભાગી જતો નહિ. રાજાએ કહ્યું કે, હું ભાગી જઇશ નહિ. ચોરે કહ્યું કે, ઠીક, તું આગળ ચાલ,

હું તારી પાછળ આવું છું. રાજાએ કહ્યું કે, તમારે ક્યાં જવું છે તે હું જાણતો નથી. એટલા માટે તમે આગળ ચાલો અને હું પાછળ ચાલું. ચોરે કહ્યું કે ઠીક, તું પાછળ ચાલજે પણ તું ક્યાંય ભાગી ન જાય એટલા માટે હું તને રસ્સીથી બાંધી લઉં છું. આ પ્રમાણે કહી ચોરે રાજાને રસ્સીથી બાંધી લીધો અને પોતે આગળ ચાલવા લાગ્યો. જો કે રાજા ચોર ન હતો છતાં મંડૂક ચોરે રાજાને ચોરને બાંધે તેમ બાંધી લીધો.

રાજાને સાથે લઈ ચોર ઘેર આવ્યો. મંડૂક ચોરે પોતાની પુત્રીને પાસે બોલાવીને કહ્યું કે, હું એક માણસને સાથે લાવ્યો છું. તે માણસ આપણા ધંધામાં વિઘ્ન-બાધા ઊભી કરે છે, એટલા માટે એને કોઇ પણ ઉપાયે મારી નાખવો જોઇએ. પુત્રીએ જવાબમાં પિતાને કહ્યું કે, તમારી આજ્ઞા પ્રમાણે બધું કામ થઇ જશે. છોકરી રાજા પાસે ગઈ અને કહ્યું કે, ભોજન તૈયાર છે માટે ભોજન કરવા ચાલો. રાજાએ મનમાં વિચાર્યું કે, ભોજન તો કરવા જવું, પણ ભોજન કરતી વખતે સાવધાની રાખવી જોઈએ, કારણ કે હું અત્યારે ચોરના ઘરમાં આવેલો છું. આ પ્રમાણે વિચાર કરી રાજાએ તે છોકરીને કહ્યું કે, પહેલાં આપ જમી લો, તમે ભોજન કર્યા બાદ હું ભોજન કરીશ. હું જો કે ભિખારી છું પણ સભ્યતા જાણું છું. એટલા માટે જ્યાંસુધી ઘરના માણસો ભોજન ન કરે ત્યાંસુધી હું ભોજન કેવી રીતે કરી શકું ? રાજાનું કથન સાંભળી ચોરની છોકરી સમજી ગઈ કે, આ કોઇ ભિખારી નથી. જો વાસ્તવમાં તે ભિખારી હોત તો તે ઉપર પ્રમાણે કહેત નહિ. પણ ખાવા જ મંડી પડત.

ચોરની કન્યાએ રાજાને કહ્યું કે, જો તમે સભ્ય છો તો ભોજન કર્યા પહેલાં તમારે સ્નાન કરવું જોઇએ. રાજાએ કહ્યું કે, જો આ નિયમ છે તો તે નિયમનું પાલન કરવું એ મારૂં કર્ત્તવ્ય છે. ચોરકન્યા રાજાને સ્નાન કરાવવા કુવા ઉપર લઈ ગઈ. ચોરકન્યાનો એવો નિયમ હતો કે, તે જે માણસને સ્નાન કરવા કુવા ઉપર લઇ જતી હતી તે માણસના પગ પકડી કુવામાં પાડી દેતી. રાજાને પણ કુવામાં પાડવા માટે તે ચોરકન્યાએ રાજાનો પગ પકડ્યો. પણ રાજાના લક્ષણવંતા પગને જોઈને વિચારવા લાગી કે, આ તો કોઇ મહાપુરુષ જણાય છે. પગનાં લક્ષણદ્વારા મનુષ્યના સકલ શરીરના હાલહેવાલ જણાઇ આવે છે. આ કથનાનુસાર ચોરકન્યાએ પણ રાજાના લક્ષણવંતા પગ જોઇને વિચાર કર્યો કે, આ કોઇ મહાન્ પુરુષ છે. આવા મહાપુરુષને મારા પિતા મારી નાંખવા ચાહે છે તે સર્વથા અનુચિત છે.

આ પ્રમાણે વિચાર કરી તે ચોરકન્યાએ રાજાને કહ્યું કે, મારો પિતા બહુ જ ક્રૂર છે. તે તમને મારી નાંખવા ચાહે છે. હું તમારાં લક્ષણવંતા પગ જોઇને સમજી ગઈ છું કે, તમે રાજા છો એટલા માટે હું તમને એજ કહેવા માંગું છું કે, જો તમે તમારાં પ્રાણ બચાવવા ચાહતા હો તો તમે આ માર્ગે જલ્દી ચાલ્યા જાઓ, નહિ તો તમારા પ્રાણની હત્યા થઈ જશે.

રાજાએ ચોરકન્યાની વાતનો સ્વીકાર કર્યો અને તેના બતાવેલા માર્ગે રાજા નાસી છૂટ્યો. રાજા જ્યારે દૂર નીકળી ગયો ત્યારે ચોરકન્યાએ મંડૂક ચોરને બૂમ પાડી બોલાવ્યો અને કહ્યું કે, તે ભિખારી તો ભાગી ગયો. રાજા નાસી ગયો છે એ સમાચાર સાંભળતાંજ મંડૂકચોર ક્રુધ થઇને કંક નામના લોઢામાંથી બનાવેલી તીક્ષ્ણ તલવાર લઇને રાજાની

પાછળ દોડ્યો. તે તલવાર એટલી બધી તીક્ષ્ણ હતી કે, તેનો એક જ પ્રહાર જે વસ્તુ ઉપર પડતો હતો તે વસ્તુનાં ટૂકડે ટૂકડાં તરત જ થઈ જતાં. ચોરે રાજા ઉપર દૂરથી તે તલવારનો પ્રહાર કર્યો પણ તે તલવારનો પ્રહાર વચમાં લોઢાના થાંભલા ઉપર પડતાં તે લોહસ્તંભના ટૂકડે ટૂકડાં થઇ ગયાં. રાજા મહામુશ્કેલીએ બચી ગયો. ચોર પણ સમજી ગયો કે રાજા તો બચી ગયો છે અને તલવારનો ઘા તો લોહસ્તંભ ઉપર પડ્યો છે.

ચોર નિરાશ થઇને ઘેર આવ્યો અને પોતાની કન્યાને કહ્યું કે, રાજા આપણને છેતરીને ભાગી ગયો છે અને તે આપણા ઘરની છૂપી વાત જાણી ગયો છે, માટે આપણે તેનાથી બહુ જ સાવધાનીપૂર્વક રહેવું જોઇએ. ચોરકન્યાએ જવાબમાં કહ્યું કે, પિતાજી ! હવે આપના પાપનો ઘડો પરિપૂર્ણ ભરાઇ ગયો છે એમ મને લાગે છે. મંડૂક ચોરે ક્રુધ થઈને પુત્રીને કહ્યું કે, આવું અપશુકનવાળું શા માટે બોલે છે ? પુત્રીએ જવાબ આપ્યો કે, પાપનો અંત આવે એ શું ખરાબ છે ? પુત્રીનું આ કથન મંડૂકને ખરાબ તો લાગ્યું છતાં તે ચૂપ રહ્યો.

બીજે દિવસે ચોર વ્યાપારી બની શંખપુરના બજારમાં ક્રયવિક્રય કરવા માટે ગયો. આ બાજુ રાજા પણ ચોરની તપાસ કરવા માટે વેશ બદલીને નગરમાં ફરવા લાગ્યો. ફરતાં ફરતાં તે વેશ બદલીને ક્રયવિક્રય કરવા આવેલ ચોર–વ્યાપારી જે દુકાને બેઠો હતો તે દુકાને આવ્યો. રાજા ચોર–વ્યાપારીને જોતાં જ ઓળખી ગયો કે આ પેલો ચોર જ છે. રાજાએ ચોર–વ્યાપારીને પૂછ્યું કે, તમે શું વેચવા આવ્યા છો ? તમારી પાસે શું છે ? જવાબમાં ચોરે કહ્યું કે, મારી પાસે બધુંય છે, તમારે શું જોઈએ ? રાજાએ કહ્યું કે, ભાઈ ! મારે બીજું કાંઇ ન જોઇએ. કેવળ તમારી જ જરૂર છે. ચોરે પૂછ્યું કે, મારું શું કામ છે ? રાજાએ કહ્યું કે, તમારી જરૂર એટલા માટે છે કે તમે ચોર છો. ચોર–વ્યાપારીએ કહ્યું કે, હું તો શાહુકાર છું. રાજાએ કહ્યું કે, તમે ચોર છો કે શાહુકાર એ વાતનો નિર્ણય હમણાં જ થઈ જશે. તમે ચોર છો એ વાતની ખાત્રી મેં પહેલેથી જ કરી રાખેલ છે.

આખરે રાજાએ ચોરને પકડી લીધો. ચોર પણ વિચારવા લાગ્યો કે, હું કોઈ સામાન્ય માણસ દ્વારા પકડાઇ ગયો નથી, પરંતુ રાજા દ્વારા પકડાઇ ગયો છું એટલે મને શિક્ષા પણ સખ્ત મળશે. રાજાએ ચોરને કહ્યું કે, તમે હવે પકડાઇ ગયા છો. બોલો, હવે તમારે શું કરવું છે ? ચોરે જવાબ આપ્યો કે, તમે કહો તે કરવા હું તૈયાર છું. રાજાએ કહ્યું કે, સર્વ પ્રથમ તો તારી કન્યા સાથે મારો લગ્નસંબંધ જોડી દે. ચોરે કહ્યું કે, ઠીક છે. તેણે પ્રસન્નતાપૂર્વક પોતાની કન્યાનો વિવાહ રાજા સાથે કરાવી નાંખ્યો. રાજાએ ચોરકન્યાને કહ્યું કે, તેં મારા શરીરની રક્ષા કરી હતી તો હવે આ શરીર પણ તને જ સોંપું છું. ચોરકન્યાએ રાજાને કહ્યું કે, નાથ ! તમે ઉદાર છો એટલે જ આ પ્રમાણે કરી રહ્યા છો. વાસ્તવમાં હું તો ચોરકન્યા છું. હું તમારા સન્માનને યોગ્ય નથી. તમે મને સન્માન આપી મારા ઉપર ઉપકાર કર્યો છે. રાજાએ કહ્યું કે, હવે તારે કોઈ પ્રકારની ચિન્તા કરવાની જરૂર નથી. તારા પિતા હવે મારા શ્વસુર બન્યા છે એટલા માટે હવે તેમનું પણ હું સન્માન કરીશ અને તેમનું ગૌરવ વધારીશ. આ પ્રમાણે કહી રાજાએ ચોરને પોતાનો પ્રધાન બનાવ્યો. ચોરને પ્રધાન બનાવ્યાની વાત નગરમાં ફેલાતાં બધા લોકો રાજાપ્રતિ ધિક્કાર

વરસાવવા લાગ્યા. રાજા સારી રીતે જાણતો હતો કે મારા આ કાર્યથી પહેલાં તો લોકો નારાજ થશે પણ જ્યારે તેનું પરિણામ સાંભળશે ત્યારે પ્રસન્ન થશે.

રાજા ચોરપ્રધાન પાસેથી ધમકાવીને તથા સમજાવીને ચોરીનાં રત્નો કઢાવતો રહેતો. ચોરપ્રધાનની પાસે હજી કેટલાં રત્નો આદિ છે વગેરે વિષે રાજા ચોરકન્યા અર્થાત્ પોતાની પત્ની પાસે પૂછપરછ કરતો અને પછી ચોરપ્રધાન પાસેથી તે રત્નો કઢાવી લેતો. આ પ્રમાણે રાજાએ કોઈવાર ધમકાવીને તો કોઈવાર ફોસલાવીને ચોરપ્રધાન પાસેથી બધાં રત્નો મેળવી લીધાં. જ્યારે ચોરપ્રધાન પાસે કાંઈપણ બાકી રહ્યું નહિ ત્યારે રાજાએ બધા નગરજનોને રાજમહેલમાં બોલાવ્યા અને તેમની સમક્ષ ચોરપ્રધાનને બોલાવીને કહ્યું કે, આ પ્રધાન નહિ પણ ચોર છે.

આ ચોરપ્રધાન પાસેથી ચોરી કરેલાં રત્નો મારે કઢાવવાં હતાં એટલા માટે જ મેં તેને પ્રધાન બનાવ્યો હતો. હવે તેની પાસે કાંઈ બાકી રહ્યું નથી એટલા માટે ચોરી કરવાની સજા તરીકે હું તેને ફાંસીની શિક્ષા આપું છું.

રાજાએ પ્રજાજનોનાં ચોરાઈ ગએલાં રત્નો પાછાં આપી દીધાં. પ્રજાજનો રાજાની બુદ્ધિમત્તા તથા ચતુરાઈની પ્રશંસા કરવા લાગ્યા. રાજા–પ્રજાનો પ્રેમ પરસ્પર વધવાને કારણે રાજ્યસંચાલન પણ સારી રીતે ચાલવા લાગ્યું.

આ એક દૃષ્ટાન્ત છે. આ દૃષ્ટાન્ત સાધુ–જીવન ઉપર આપવામાં આવ્યું છે. આ દૃષ્ટાન્તમાંથી શો સાર લેવાનો છે તે વિષે આપણે વિચાર કરવો જોઇએ:–

સાધુઓ માટે કહ્યું છે કે, આ શરીર મંડૂક ચોરની સમાન છે. બુદ્ધિ આ શરીરરૂપી ચોરની કન્યા છે. આ શરીર જો કે ચોર સમાન છે પરંતુ આ શરીરરૂપી ચોરની પાસે અનેક રત્નો છે. આ શરીર વિના મોક્ષપ્રાપ્તિ થઈ શકતી નથી. હે મુનિઓ ! તમારા શરીરમાં રહેલો આત્મા એ રાજા છે. આ શરીર ચોર છે અને બુદ્ધિ એ શરીર–ચોરની પુત્રી છે. મનુષ્યમાં જેવી બુદ્ધિ હોય છે તેવી બુદ્ધિ બીજાઓને હોતી નથી. આ આત્મારૂપી રાજા શરીરરૂપી ચોરના ઘરમાં આવેલ છે, એટલા માટે આત્મારૂપી રાજા ખાન–પાનના પ્રલોભનમાં ન પડતાં બુદ્ધિરૂપી ચોરકન્યાને સર્વ પ્રથમ ખવડાવ્યા બાદ જ પોતે ખાય છે. અર્થાત્ શાસ્ત્રમાં ખાન–પાન કરવા સંબંધી જે વિધિ બતાવવામાં આવેલ છે તેનો બુદ્ધિદ્વારા નિર્ણય કર્યા બાદ જ પોતે ખાય છે. જે આ પ્રમાણે બુદ્ધિદ્વારા નિર્ણય કરીને જ ખાય છે તે જ આત્મારૂપી રાજા છે. બુદ્ધિરૂપી ચોરકન્યા આત્મા–રાજાને પગ પકડી કુવામાં નાંખવા ચાહે છે, પણ આત્મારાજાના લક્ષણવંતા ચરણ જોતાં જ બુદ્ધિરૂપી ચોરકન્યા આત્મારાજાને મહાન પુરુષ સમજી બચાવે છે. ચરણનો અર્થ પગ થાય છે અને આચરણ પણ થાય છે. જ્યારે બુદ્ધિના હાથમાં ચરણ આવે છે અને ચરણનાં લક્ષણ સારાં જુએ છે ત્યારે તે કહે છે કે, આવા પુણ્યાત્માને સંસારકૂપમાં પાડવો એ ઠીક નથી. આ પ્રમાણે બુદ્ધિરૂપી ચોરકન્યા આત્મરાજાને સંસારમાંથી છૂટવાનો માર્ગ બતાવે છે અને આત્મરાજા તે માર્ગે જઇ મુક્ત થાય છે. જ્યારે આત્મરાજા સંસારનાં પદાર્થોનું મમત્વ છોડીને ભાગી જાય છે ત્યારે

કામ, ક્રોધ, માન, લોભરૂપી ચોર વાસનાવૃત્તિરૂપી તલવાર હાથમાં લઈ આત્માની પાછળ મારવા દોડે છે. વાસનાવૃત્તિરૂપી તલવાર તીક્ષ્ણ છે. આ તીક્ષ્ણ તલવાર જેમના ઉપર પડે છે તેમનું જીવન નષ્ટ થઇ જાય છે.

આત્મારાજા સાવધાન હોવાને કારણે વાસનાવૃત્તિરૂપી તલવારના પ્રહારથી કુશળતાપૂર્વક બચી ગયો અને રાજમહેલમાં આવી શરીર–ચોરને કેવી રીતે પકડવો તેનો વિચાર કરે છે, ઊંડો વિચાર કર્યા બાદ આત્મારાજા શરીરરૂપી ચોરને ભરબજારમાંથી પકડી લાવે છે. શરીર–ચોર પાસેથી રત્નો આદિ મેળવવા માટે આત્મરાજા યુક્તિપૂર્વક કામ લે છે. સર્વપ્રથમ તો બુદ્ધિરૂપી ચોરકન્યા સાથે લગ્ન સંબંધ જોડે છે અને શરીર–ચોરને પ્રધાન બનાવે છે. પછી શરીરરૂપી–ચોરને કોઈવાર સમજાવીને તો કોઈવાર ધમકાવીને તેની પાસે રહેલાં રત્નો લઈ લે છે. રાજા શરીર–ચોર પાસેથી રત્નો કઢાવવા માટે જ તેને પ્રધાન બનાવે છે. જે પ્રમાણે ચોરને પ્રધાન બનાવવાથી પ્રજા રાજાની નિંદા કરવા લાગી હતી તે જ પ્રમાણે કેટલાક લોકો સાધુ થવા છતાં તેમને ખાવાની તથા કપડાં આદિની શી જરૂર છે એમ કહી નિંદા કરે છે. પરંતુ સાધુ–આત્મા લોકોની નિંદા ઉપર ધ્યાન ન આપતાં શરીર–ચોર પાસેથી જ્ઞાન–દર્શન તથા ચારિત્રરૂપી રત્નો કઢાવવા માટે શરીર–ચોરને આદર આપે છે. જ્યારે આત્માને બુદ્ધિદ્વારા માલુમ પડે છે કે, હવે શરીર–ચોર પાસે એકપણ રત્ન બાકી રહેલ નથી ત્યારે સાધુ–આત્મા શરીરરૂપી ચોરને સંથારાની શૂળી ઉપર ચડાવી દે છે, અને પછી આત્મારાજા સંસારનાં રત્નો સોંપી દઈ પોતે સ્વાવલંબી બની જાય છે. સ્વાવલંબી આત્મારાજા જ પ્રજાને સ્વાવલંબી બનાવી શકે છે. જ્યાંસુધી નાયક પોતે સ્વાવલંબી બનતો નથી ત્યાંસુધી જનસમાજ પણ સ્વાવલંબી બની શકતી નથી.

આ કથાનો સંક્ષિપ્ત સાર એ છે કે, મહાવીર ભગવાને ભત્ત ( ભોજન )ના પ્રત્યાખ્યાન વિષે જે કાંઈ કહ્યું છે તે નિર્દયતાથી નહિ પણ આત્માના કલ્યાણ માટે કહ્યું છે. સંથારો કરવામાં તથા કરાવવામાં વિવેકજ્ઞાનની ખાસ જરૂર રહે છે. જો વિવેકજ્ઞાન પૂર્વક સંથારો કરવામાં તથા કરાવવામાં ન આવે તો જૈનધર્મનો ઉદ્યોત થતો નથી. જ્યારે સંસારનાં પદાર્થો ઉપર મમત્વ રહેતું નથી તેમજ સંસારનાં પદાર્થોની જરાપણ સહાયતા લેવામાં આવતી નથી ત્યારે જ ભોજનનો ત્યાગ કરી સંથારો લઈ શકાય છે. આત્માની પૂર્વ તૈયારી વિના સંથારો લેવામાં આવે તો મૃત્યુ ઉપર વિજય મેળવી શકાતો નથી, ઊલટો આત્માનો ઘાત થાય છે. સંથારો એ તો મૃત્યુ ઉપર વિજય મેળવવાનું શ્રેષ્ઠ સાધન છે. મૃત્યુને આહ્વાન કરવું એ સામાન્ય આત્માનું કામ નથી. જે આત્મા જ્ઞાન, દર્શન તથા ચારિત્રબળને પ્રાપ્ત કરી બલિષ્ઠ તથા નિર્ભય બનેલ છે તે જ બળવાન આત્મા ભોજનનો ત્યાગ કરી મૃત્યુને આહ્વાન કરી શકે છે અને મૃત્યુ ઉપર વિજય મેળવી શકે છે. જ્યારે શરીરના પ્રત્યાખ્યાન કરવામાં આવે ત્યારે જ ભોજનના પ્રત્યાખ્યાન થઈ શકે છે.

ભગવાને જે કાંઇ આત્મકલ્યાણ કરવા માટે કહ્યું છે તે નિઃશંક થઇ સત્ય માનો અને એ ધ્રુવ સત્યને અનુસરવાનો સક્રિય પ્રયત્ન કરો. આત્મકલ્યાણ કરવા માટે સર્વપ્રથમ સ્થૂલ પાપનો ત્યાગ કરો. જો તમે સ્થૂલ પાપનો પણ થોડો ત્યાગ કરશો તો પછી સૂક્ષ્મ પાપ પણ ત્યાગી શકશો. સ્થૂલ પાપનો ત્યાગ કર્યા વિના સૂક્ષ્મ પાપનો ત્યાગ થઇ શકતો નથી

એ વાત સ્પષ્ટ હોવા છતાં આજકાલ કેટલાક લોકો સ્થૂલ પાપનો ત્યાગ કર્યા પહેલાં સૂક્ષ્મ પાપનો ત્યાગ કરવા દોડે છે. ઉદાહરણ તરીકે જો કોઈ માણસ સ્ત્રીસંગનો સર્વથા ત્યાગ કરી ન શકે તો તેણે સર્વપ્રથમ પરસ્ત્રીનો ત્યાગ કરવો જોઇએ કે સ્વસ્ત્રીનો ? પરંતુ આજે તો એવું જોવામાં આવે છે કે, સ્વસ્ત્રીને તો દગો આપવામાં આવે છે અને પરસ્ત્રીનો સ્વીકાર કરવામાં આવે છે. શું આ વિપરીત કામ નથી ? વિપરીત કામ કરવાથી વિપરીત ફળ મળે છે એટલા માટે પ્રત્યેક કામને વિવેકપૂર્વક કરો. વિવેકપૂર્વક કામ કરવામાં જ સ્વકલ્યાણ સાથે પરકલ્યાણ થાય છે.

—:x:—

## વ્યાખ્યાન : સંવત્ ૧૯૯૪ ભાદરવા શુદી ૮ શુક્રવાર

### પ્રાર્થના

**ધન ધન જનક 'સિદ્ધારથ,' ધન 'ત્રિશલા' દે માત રે પ્રાણી;**
**જ્યાં સુત જાયો ને ગોદ ખિલાયો, 'વર્દ્ધમાન' વિખ્યાત રે પ્રાણી.**
**શ્રી મહાવીર નમો વરનાણી.**

—શ્રી વિનયચન્દ્રજી કુંભટ ચોવીશી.

શ્રી મહાવીર ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

શ્રમણ-સંસ્કૃતિના નાયક ભગવાન મહાવીરે સમસ્ત સંસારને વિશ્વશાન્તિ અને વિશ્વાત્મૈકયનો અપૂર્વ સંદેશ સંભળાવ્યો છે. શ્રમણ ભગવાન મહાવીરના સમગ્ર જીવનનો અને ઉપદેશનો સંક્ષિપ્ત સાર આચારમાં સંપૂર્ણ અહિંસા, અને તત્ત્વજ્ઞાનમાં અનેકાન્તવાદ છે. અને તેથી ભગવાન મહાવીરના સંપ્રદાયના આચારને તથા શાસ્ત્રના વિચારને આ બે તત્ત્વોના—અહિંસા અને અનેકાન્તવાદના—ભાષ્યરૂપે સમજવા જોઇએ એવો વિદ્વાનોનો નિષ્પક્ષ મત છે.

જૈનધર્મનો જીર્ણોદ્ધાર કરી જૈનધર્મનું નવેસરથી ચણતર કરનાર શાસનનાયક ભગવાન મહાવીરે જીવદયારૂપી નૈતિક અહિંસા, તપશ્ચર્યારૂપી આત્મિક અહિંસા અને સ્યાદ્વાદરૂપી બૌદ્ધિક અહિંસાનો બોધપાઠ વિશ્વશાન્તિ-વિશ્વકલ્યાણ કરવા માટે જગત્‌ને આપ્યો હતો, અને અહિંસા માતાના ચરણે આવી નિર્ભય બનો અને બીજા વિશ્વજીવોને નિર્ભય બનાવો એવો આદેશ આપ્યો હતો. અહિંસાની સાક્ષાત્ મૂર્ત્તિસમા ભગવાન મહાવીરે અહિંસાના અપૂર્વ ઉપદેશદ્વારા સમસ્ત જીવોને સુખ-શાન્તિનો માર્ગ બતાવ્યો હતો અને માનવસમાજમાં ઘર કરી ગએલી વાદવિવાદ કરી કલેશ-કંકાશ પેદા કરવાની વૃત્તિને અનેકાન્તવાદદ્વારા શાન્ત કરી, માનવસમાજ એક, અખંડ અને અભિન્ન બનો એવો વિશ્વાત્મૈકયનો અપૂર્વ સંદેશ સંભળાવ્યો હતો.

અહિંસા અને અનેકાન્તવાદદ્વારા ભગવાન મહાવીરે ક્રમશઃ વિશ્વશાન્તિ તથા વિશ્વાત્મૈકય સ્થાપિત કરવાનો ભગીરથ પ્રયત્ન કર્યો હતો. જૈનદૃષ્ટિનો સર્વાંગીણ વિકાસ પણ આ બન્ને તત્ત્વો-અહિંસા અને અનેકાન્તવાદ-દ્વારા થવા પામ્યો છે. ધર્માંધતા, સ્વાર્થમોહ કે રસનેન્દ્રિયની લોલુપતાને કારણે આર્યભૂમિ ભારતમાં હિંસાનું જે સામ્રાજ્ય ફેલાઇ ગયું હતું,

તે હિંસાના સામ્રાજ્ય-અંધકારને જ્ઞાનપ્રકાશદ્વારા દૂર કરી, અહિંસાનો ઉપદેશ આપી, વિશ્વ-જીવોને શાન્તિ તથા નિર્ભયતાનો સંદેશ આપ્યો હતો. વળી દાર્શનિક-જગતમાં વાદવિવાદ, ખોટાં તર્કવિતર્ક તથા ભાષાડંબરદ્વારા બીજાની માન્યતા ઉપર કુઠારાઘાત કરવાની, બીજાને હલકા પાડવાની તથા 'અમે જ સાચા છીએ, બીજા બધાં ખોટાં છે' એવી મલિન વૃત્તિનો પ્રવેશ થવા પામ્યો હતો અને પરિણામે કલહ-કંકાસનું વાતાવરણ ઊભું થવા પામ્યું હતું, તે વાતાવરણને વિદારવા માટે મહાવીર ભગવાને ભિન્ન ભિન્ન માન્યતાઓનો સમન્વય કરવાની અનેકાન્તવાદરૂપી શક્તિ આપી હતી. આ પ્રમાણે હિંસાવૃત્તિ ઉપર વિજય મેળવવા માટે ભગવાન મહાવીરે અહિંસાનું અમોઘ સાધન જગતની સેવામાં સમર્પિત કર્યું અને મતભિન્નતાનો સમન્વય તથા કલહ-કંકાશને શાન્ત કરવા માટે અનેકાન્તવાદનું સાધન આપ્યું હતું.

'વિશ્વશાન્તિ માટે અહિંસા' અને 'વિશ્વાત્મૈકય માટે અનેકાન્તવાદ' આ બે અહિંસક સાધનો ભગવાન મહાવીરે જગતને સોંપી માનવસમાજને સાચા કલ્યાણ માર્ગે જવાનું નવું દિશાસૂચન આપ્યું હતું. અહિંસા અને અનેકાન્તવાદ-આ બન્ને સિદ્ધાન્તો જૈનદર્શનનાં મૌલિક સિદ્ધાન્તો છે. આ સિદ્ધાન્તો કેવળ તર્કપ્રસૂત નથી તેમજ પોકળ નથી. પરંતુ આ સિદ્ધાન્તો પાછળ તો ભગવાન મહાવીરનો સાડા બાર વર્ષ સુધીનો નક્કર આત્માનુભવ રહેલો છે. આજે જગતમાં જે શાન્તિ થોડી ઘણી અનુભવાય છે તેનું ઘણુંખરૂં શ્રેય અહિંસા અને અનેકાન્તવાદપ્રધાન શ્રમણ-સંસ્કૃતિને જાય છે. શ્રમણ-સંસ્કૃતિ જગતનું કલ્યાણ કરનારી સાચી સંસ્કૃતિ છે. આ સંસ્કૃતિના શરણે જ્યારે જગત આળોટતું આવશે ત્યારે જ જગત શાન્તિનો શ્વાસ લઇ શકશે. જ્યાંસુધી જગત હિંસાનું તાંડવ નૃત્ય નાચે છે ત્યાંસુધી જગતને અહિંસાની મહાશક્તિનું ભાન થઈ શકશે નહિ. અહિંસાશક્તિ દ્વારા જ જગત નિર્ભય બની શકશે. અત્યારે હિંસાવૃત્તિને વશ થઈ એક રાષ્ટ્ર બીજા રાષ્ટ્રને કચડી નાંખવા પ્રયત્ન કરે છે, એક જાતિ બીજી જાતિને નષ્ટભ્રષ્ટ કરવા તૈયાર થઇ ગઈ છે અને એક મનુષ્ય બીજા મનુષ્યનું રક્ત ચૂસવા તૈયાર થયો છે. આ અત્યાચાર-અનાચારને દૂર કરવાનું એક જ સાધન છે અને તે અહિંસાનું અમોઘ સાધન. જ્યાંસુધી અહિંસાના અમોઘ સાધનદ્વારા વિશ્વશાન્તિ તથા અનેકાન્તવાદ દ્વારા વિશ્વાત્મૈકયના સફળ પ્રયોગ તરફ જગત પાછું નહિ વળે ત્યાંસુધી જગતમાં શાન્તિ તથા ઐકય સ્થાપિત કરવાં લગભગ અશકય છે.

જે સમયે ભારતદેશમાં હિંસક પ્રવૃત્તિ ચાલતી હતી અને દાર્શનિક મતભેદને કારણે કલેશકંકાસ ચાલતો હતો ત્યારે ભગવાન મહાવીરે અહિંસાવાદ તથા સ્યાદ્વાદનો સંદેશ સંભળાવ્યો હતો. અપૂર્ણદૃષ્ટિને કારણે જ સંસારમાં કલેશકંકાસ પેદા થવા પામે છે. જો એકાન્તવાદનો ત્યાગ કરવામાં આવે તો કલેશ કંકાસ પેદા થવા પામે જ નહિ. 'મારૂં તે જ સાચું' એવો એકાન્ત આગ્રહ ધારણ કરવાથી અનિષ્ટ થવાનો સંભવ રહે છે. 'સાચું તે મારૂં' એવો સદાગ્રહ ધારણ કરવામાં જ અનેકાન્તવાદની ખૂબી રહેલી છે. નયવાદ કે અપેક્ષાવાદથી પ્રત્યેક વસ્તુ વિષે વિચાર કરવાથી વસ્તુનું સત્ય સ્વરૂપ સમજી શકાય છે.

જૈનદૃષ્ટિ એ પૂર્ણદૃષ્ટિ છે. જૈનદૃષ્ટિએ વસ્તુઓનો વિચાર કરવાથી દાર્શનિક મતભેદ ઊભો થવા પામતો જ નથી. જૈનદૃષ્ટિ વાદી કે પ્રતિવાદીની માફક પોતાના પક્ષનું જ સમર્થન કરતી નથી પરંતુ ન્યાયાધીશની માફક તે ન્યાય-વાતને ન્યાય ગણવાનો તથા માનવાનો આદેશ આપે છે. વાદી કે પ્રતિવાદી તો પોતપોતાના પક્ષને જ રજુ કરે છે અને પોતાના

પક્ષને જ સત્ય માને છે, પરંતુ સાચો ન્યાયાધીશ વાદી અને પ્રતિવાદી બન્નેની વાત સાંભળીને તથા બન્નેના પક્ષ વિષે નિષ્પક્ષ-રીતે વિચાર કરીને સત્ય વાતનો જ ન્યાય આપે છે. ન્યાયાધીશ પોતે કોઈ પ્રકારના વાદવિવાદમાં પડતો નથી. આ જ પ્રમાણે જૈનદષ્ટિવાળો પણ કોઇ પ્રકારના વાદવિવાદમાં પડતો નથી, પરંતુ બધાનું કથન સાંભળી સત્યાસત્ય વિષે વિચાર કરી સત્ય વાતનો જ ન્યાય આપે છે.

સાધારણ રીતે પ્રત્યેક દર્શન પોતાને પૂર્ણ માને છે. પરંતુ पूर्णात् पूर्णमादाय पूर्णमेवावशिष्यते–ઉપનિષદ્‌ના એ કથનાનુસાર વાસ્તવમાં તે જ દર્શન પૂર્ણ છે જે પૂર્ણતાને અપનાવે છે. નયવાદ અને અપેક્ષાવાદ પૂર્ણતાને અપનાવે છે અર્થાત્ પ્રત્યેક વસ્તુનાં સર્વાંગ વિષે વિચાર કરે છે. નયવાદ, અપેક્ષાવાદ, સ્યાદ્વાદ, અનેકાન્તવાદ એ બધાં શબ્દો જૈનદષ્ટિનાં પર્યાયવાચક શબ્દો છે. જૈનદષ્ટિ સંકુચિત નથી, પરંતુ વિશાળ છે. જૈનદષ્ટિ કેટલી બધી વિશાળ છે એ વાત જૈનશાસ્ત્રોની ગંભીરતા ઉપરથી સહજ રીતે જાણી શકાય છે. જૈનશાસ્ત્રોમાં વર્ણવેલાં જૈન સિદ્ધાન્તો ઘણા જ ઉદાર, સ્પષ્ટ તથા વૈજ્ઞાનિક છે. વર્ત્તમાન વિજ્ઞાનની દૃષ્ટિએ જૈન સિદ્ધાન્તોનું પૃથક્કરણ કરતાં જૈનધર્મની ગહનતા તથા ઉદારતા કેટલી બધી છે તે સ્પષ્ટ રીતે જણાઇ આવે છે. ભગવાન મહાવીરે જે જે સિદ્ધાન્તો જગત સમક્ષ રજુ કર્યાં છે તે કપોલકલ્પિત કે કલ્પનાપ્રસૂત નથી, પરંતુ અનુભવસિદ્ધ છે. અનુભવસિદ્ધ સિદ્ધાન્તો જ જનસમાજને માટે વિશેષ ઉપયોગી સિદ્ધ થાય છે. જૈનધર્મનાં સિદ્ધાન્તો મૌલિક, અનુભવસિદ્ધ તથા વૈજ્ઞાનિક હોવાને કારણે જ જૈનધર્મ અદ્યાપિ પર્યન્ત 'જીવન્ત ધર્મ' તરીકે ટકી શકયો છે. વૈદિક-સંસ્કૃતિનાં અનેક આઘાત-પ્રત્યાઘાત સહેવા છતાં પણ જૈનસંસ્કૃતિએ પોતાની પ્રતિષ્ઠાની રક્ષા કરી છે.

જૈનશાસ્ત્રનાં એક એક શબ્દ પાછળ ભગવાન મહાવીરનો આત્માનુભવ રહેલો છે. વીરવાણીનો પ્રત્યેક શબ્દ અમોઘ છે. વીરવાણીનો એક શબ્દ પણ જીવનમાં સક્રિય રૂપ ધારણ કરે તો જીવન સાર્થક અને સફળ બની જાય. ભવ્ય જીવો વીરવાણીને બરાબર સાંભળી જીવનમાં ઉતારી જીવન સાર્થક કરે એટલા માટે શાસ્ત્રનો ઉપદેશ આપવામાં આવે છે. શાસ્ત્રમાં સમ્યક્ત્વ-પરાક્રમ વિષે જે વિચાર ચાલે છે તેમાં પણ જીવનવિકાસ કેવી રીતે સાધી શકાય તેનો ક્રમ આપવામાં આવ્યો છે. જીવનનો જો ક્રમિક ગુણવિકાસ કરવામાં આવે તો જીવનની ઉન્નતિ સરળતાપૂર્વક અને શીઘ્રતાપૂર્વક સાધી શકાય છે. શાસ્ત્રમાં ભત્ત અર્થાત્ આહારના પ્રત્યાખ્યાન કરવાથી જીવાત્માને શો લાભ થાય છે તે વિષે આગળ વિચાર કરવામાં આવ્યો છે. હવે દરેક વૃત્તિનો અર્થાત્ સદ્‌ભાવ (પ્રત્યેક વસ્તુની વૃત્તિ)નો ત્યાગ કરવાથી શો લાભ થાય તે વિષે વિચાર કરવામાં આવે છેઃ—

## સમ્યક્ત્વ પરાક્રમ—બોલ એકતાલીસમો.

ગૌતમ સ્વામી મહાવીર ભગવાનને આહારના ત્યાગ કરવાથી શો લાભ થાય છે? એ પ્રશ્ન પૂછયા બાદ સદ્‌ભાવ અર્થાત્ સર્વયોગ રુંધનરૂપ ક્રિયા માત્રનો ત્યાગ કરવાથી જીવને શો લાભ થાય છે એ વિષે પ્રશ્ન પૂછે છે કેઃ—

### એકતાલીસમો બોલ.

**(૪૧) सब्भावपच्चक्खाणेणं भन्ते ! जीवे किं जणयइ ?**

અર્થાત્—હે ભગવાન! સદ્‌ભાવ અર્થાત્ સર્વયોગ રુંધનરૂપ ક્રિયા માત્રના ત્યાગથી જીવાત્માને શો લાભ થાય છે?

આ પ્રશ્નના ઉત્તરમાં મહાવીર ભગવાને ફરમાવ્યું કેઃ—

**सब्भावपच्चक्खाणेणं अनियट्टिं जणयइ, अनियट्टिपडिवन्ने य अणगारे चत्तारि केवलिकम्मंसे खवेइ, तंजहा वेयणिज्जं, आउयं, नामं, गोयं; तओ पच्छा सव्वदुक्खाणमन्तं करइ ॥ ४१ ॥**

અર્થાત્—વૃત્તિ માત્રનો ત્યાગ કરવાથી જીવાત્મા અનિવૃત્તિકરણ પામે છે અને અનિવૃત્તિકરણને પામેલા અનગાર કેવળી થઇ બાકી રહેલા ચારે ( વેદનીય, આયુષ્ય, નામ અને ગોત્ર ) કર્માંશોને ખપાવે છે અને પછી સિદ્ધ, બુદ્ધ અને મુક્ત થઈ શાન્ત થાય છે અને સર્વદુઃખોનો અન્ત આણે છે.

આ પ્રશ્ન વિષે ઊહાપોહ કરતાં ટીકાકાર કહે છે કે, આ પ્રત્યાખ્યાન બધાં પ્રત્યાખ્યાનોમાં પ્રધાનપદ ભોગવે છે. આ પ્રત્યાખ્યાન અન્તિમ અવસ્થાનું અર્થાત્ ચરમસીમાનું છે. બીજાં પ્રત્યાખ્યાનો તો એક વાર કર્યા બાદ પણ કરવાં પડે છે. પરંતુ આ પ્રત્યાખ્યાન એવું છે કે, એકવાર આ પ્રત્યાખ્યાન કર્યા બાદ બીજીવાર કરવું પડતું નથી અને એટલા જ માટે આ પ્રત્યાખ્યાન બધાં પ્રત્યાખ્યાનોમાં પ્રધાનપદ ભોગવે છે.

આ પ્રત્યાખ્યાનનું નામ સદ્ભાવ-પ્રત્યાખ્યાન છે. સદ્ભાવનો પ્રચલિત સામાન્ય અર્થ સારો ભાવ એવો થાય છે. પરંતુ અત્રે સદ્ભાવનો પ્રચલિત અર્થ લેવામાં આવ્યો નથી. અત્રે સદ્ભાવનો અર્થ પરમાર્થભૂત એવો કરવામાં આવ્યો છે. જે પ્રત્યાખ્યાન એકવાર કર્યા બાદ બીજી વાર પ્રત્યાખ્યાન લેવાં પડતાં નથી તે પરમાર્થભૂત પ્રત્યાખ્યાનનું નામ સદ્ભાવ-પ્રત્યાખ્યાન છે. ગૌતમ સ્વામીએ આ સદ્ભાવ-પ્રત્યાખ્યાન વિષે જ મહાવીર ભગવાનને પ્રશ્ન પૂછયો છે. સદ્ભાવના પ્રત્યાખ્યાનથી જીવાત્માને શો લાભ થાય છે એ પ્રશ્નના ઉત્તરમાં મહાવીર ભગવાને કહ્યું છે કે, સદ્ભાવ-પ્રત્યાખ્યાન કરવાથી જીવાત્મા અનિવૃત્તિભાવને પામે છે. જે અનિવૃત્તિભાવને પામે છે અર્થાત્ શુક્લધ્યાનની ચોથી શ્રેણીને પ્રાપ્ત થાય છે તે શેષ કર્માંશો અર્થાત્ વેદનીય કર્મ, આયુકર્મ, નામકર્મ તથા ગોત્ર કર્મનો ક્ષય કરી સિદ્ધ, બુદ્ધ, મુક્ત તથા પરિનિર્વાણને પામી સર્વ દુઃખોનો અન્ત કરે છે. મુક્તાત્મા થયા બાદ તેને માટે કોઇ કામ કરવાનું બાકી રહેતું નથી. તે કૃતકૃત્ય થઈ જાય છે અર્થાત્ જ્ઞાનઘન થઈ જાય છે અને પરિનિર્વાણને પામી સર્વદુઃખોનો અન્ત આણી અન્તકૃત બની જાય છે.

આ તો મૂલ પ્રશ્નનો ઉત્તર છે. હવે આ ઉત્તર વિષે વિશેષ વિચાર કરવાનું અત્રે પ્રાપ્ત થાય છે. આ પ્રશ્ન ચૌદમા ગુણસ્થાન વિષયક હોવાથી અતિ ગંભીર છે. પરમાર્થભૂત-સદ્ભાવ પ્રત્યાખ્યાન કર્યા બાદ બીજું કોઈ પ્રત્યાખ્યાન કરવાનું બાકી રહેતું નથી. આ અન્તિમ સીમાનો પ્રશ્ન છે. ઉદાહરણ તરીકે, કોઈ માણસ પહાડ ઉપર ચડવા લાગ્યો અને ચડતાં ચડતાં અન્તિમ શિખર સુધી ચડી ગયો. શિખર ઉપર પણ ચડી જનાર માણસને માટે એમ જ કહી શકાય કે, તે માણસને જ્યાંસુધી ચડવાનું હતું ત્યાંસુધી તે ચડી ગયો. આ પ્રમાણે શિખર ઉપર ચડનાર માણસે નાની નાની ટેકરીઓને ઓળંગી લીધી ત્યારે જ તે એટલે ઊંચે ચડી શકયો. હવે અંતિમ શિખર ઉપર ચડી જવાથી તેને માટે હવે કાંઈ ઓળંગવાનું બાકી રહેતું નથી. આ જ પ્રમાણે સદ્ભાવ-પ્રત્યાખ્યાન પણ ચરમ સીમાનું પ્રત્યાખ્યાન છે. માનો કે, કોઇ માણસ અનાજનો ઢગલો તોળે છે. તોળતાં તોળતાં જ્યારે

કાંઇ બાકી રહેતું નથી ત્યારે તોલની અન્તિમ ધારણને ચરમધારણું કહેવામાં આવે છે. આ જ પ્રમાણે જ્યારે એક પછી એક પ્રત્યાખ્યાન કરતાં કરતાં ત્યાગ ચરમસીમા ઉપર આવે છે ત્યારે સદ્ભાવના પ્રત્યાખ્યાન કરવામાં આવે છે. આ સદ્ભાવ–પ્રત્યાખ્યાન કર્યાબાદ કોઈ પણ પ્રકારનો ત્યાગ કરવાનો હોતો નથી. આ ત્યાગ જ અન્તિમ ત્યાગ હોય છે.

ભગવાને ચૌદ ગુણસ્થાન બતાવ્યાં છે. ગુણસ્થાન એટલે આત્મિકગુણનો વિકાસક્રમ. આ ચૌદ ગુણસ્થાનમાંનું પહેલું ગુણસ્થાન ( મિથ્યાત્વ ) તો બધાંએ ભોગવવું પડે છે અથવા બધાંએ ભોગવ્યું છે તથા બધાં ભોગવી રહ્યા છે, કારણ કે આ પ્રાથમિક ભૂમિકા છે. જ્યારે આ પ્રાથમિક ભૂમિકાનો જીવાત્મા અતિક્રમ કરે છે ત્યારે જ તે જીવાત્મા ઊર્ધ્વગામી બને છે. પહેલા ગુણસ્થાનનો ત્યાગ કરી જીવ બીજા ગુણસ્થાન ઉપર જાય છે. બીજા ગુણસ્થાન ઉપર જવાની અવસ્થા વિષે શાસ્ત્રમાં એમ કહેવામાં આવ્યું છે કે, જીવ એકદમ પહેલા ગુણસ્થાનમાંથી બીજા ગુણસ્થાન ઉપર જતો નથી, પરંતુ પ્રથમ ગુણસ્થાન ઉપરથી ચોથા ગુણસ્થાન ઉપર જાય છે અને પછી બીજા ગુણસ્થાન ઉપર આવે છે. જે પ્રમાણે ઊલટી થયા બાદ મોઢામાં તેનો થોડો સ્વાદ બાકી રહી જાય છે અથવા વૃક્ષ ઉપરથી ફળ નીચે પડતાં વચમાં થોડો વખત લાગે છે આ જ પ્રમાણે સાસ્વાદન–અવસ્થા વિષે સમજવું જોઇએ.

ત્રીજું મિશ્ર ગુણસ્થાન છે. આ ગુણસ્થાન ઉપર આવનારો જીવ કોઇમાં ભેદભાવ માનતો નથી. તે બધાને સમાન જ માને છે. જો કે આ મિશ્ર ગુણસ્થાન બીજા ગુણસ્થાનથી ચડિયાતું માનવામાં આવે છે, પરંતુ આ ગુણસ્થાનમાં મિશ્ર–શંકિત અવસ્થા હોવાને કારણે શાસ્ત્રકારો મિશ્ર અવસ્થાને પણ અજ્ઞાનાવસ્થા જ કહે છે. કારણ કે તે ત્રીજા ગુણસ્થાન ઉપર આવેલો જીવ સત્યાસત્યનો વિવેક કરી શકતો નથી. પીળું એટલું સોનું અથવા ધોળું એટલું દૂધ માનવાથી કોઇવાર ઠગાઇ જવાનો પ્રસંગ સાંપડે છે. સોનું પીળું હોય છે અને દૂધ ધોળું હોય છે એ વાત સાચી, પરંતુ સોનું પીળું હોવાથી બધી પીળી વસ્તુઓ સોનું જ હોવું જોઇએ અથવા દૂધ સફેદ હોવાથી બધી સફેદ વસ્તુઓમાં દૂધ જ હોવું જોઇએ એ માન્યતા ખોટી તથા ભ્રામક છે. આ જ પ્રમાણે ત્રીજા ગુણસ્થાન ઉપર ચડેલો જીવ બધા દેવ ગુરુ તથા ધર્મને એક સરખા માને છે. આ તેનું અજ્ઞાન છે. સાચા તથા ખોટાની પારખ ન કરી શકવાનું કારણ તેનું અજ્ઞાન જ છે. આ અજ્ઞાન હોવાને કારણે જ ત્રીજા ગુણસ્થાનની અવસ્થાને અજ્ઞાનાવસ્થા કહેવામાં આવે છે.

જ્યારે આત્મા પોતાના ગુણનો થોડો વિશેષ વિકાસ કરે છે ત્યારે તે ત્રીજા ગુણસ્થાનનો ત્યાગ કરી ચોથા ગુણસ્થાન ઉપર આવે છે. આ ગુણસ્થાનમાં આવવાથી જીવાત્મા ત્યાજ્ય તથા ગ્રાહ્ય વસ્તુ કઈ છે તેનો વિવેક કરી શકે છે. જ્યારે જીવાત્મામાં કઇ વસ્તુ ત્યાજ્ય છે, કઇ વસ્તુ ઉપાદેય છે અને કયી વસ્તુ ઉપેક્ષણીય છે એ વાત જાણવાની વિવેકબુદ્ધિ આવે છે ત્યારે જ શાસ્ત્રકારો તે જીવને જ્ઞાની કહે છે. જો કે, આ અવસ્થામાં સમ્યક્ત્વી જીવને જ્ઞાનાવરણીય તથા દર્શનાવરણીય કર્મોનો ઉદય થાય છે; પણ દર્શનમોહનો ક્ષયોપશમ થવાથી તે વસ્તુસ્વરૂપને જાણવા તો લાગે છે પરંતુ ચારિત્રમોહનો ઉદય થવાને કારણે તે વસ્તુ–સ્વરૂપ જાણવા છતાં પણ જ્ઞાનને સક્રિય બનાવી શકતો નથી. સમ્યક્ત્વી જીવને દેવ, ગુરુ, તથા ધર્મમાં કોણ સત્ય છે અને કોણ અસત્ય છે એવી વિવેકબુદ્ધિ તો પેદા થાય છે પરંતુ આ વિવેકબુદ્ધિને તે વ્યવહારમાં સક્રિયરૂપ આપી શકતો નથી.

આ ઉપરથી અત્રે એક પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે, જ્યારે બધી વાતનો નિર્ણય બુદ્ધિદ્વારા જ થાય છે તો પછી શ્રદ્ધાની શી જરૂર છે? આ પ્રશ્નનો ઉત્તર એ છે કે બુદ્ધિને સમ રાખવી અર્થાત્ વિવેકબુદ્ધિને પ્રગટાવવી એનું જ નામ શ્રદ્ધા છે. શ્રી આચારાંગ સૂત્રમાં પણ કહ્યું છે કેઃ—

**समयं त्ति मन्नमाणे एगया समया वा असमया वा समया होन्ति त्ति उविहाए।**
**असमयं त्ति मन्नमाणे एगया समया वा असमया वा होन्ति त्ति उविहाए।**

ભાવાર્થઃ—જો કોઈ મનુષ્યમાં ભલે અધિક બુદ્ધિ ન હોય, છતાં જો તેની થોડી બુદ્ધિ પણ નિષ્પક્ષ અર્થાત્ સમ હોય તો તે મનુષ્યને માટે બધી વસ્તુઓ સમ બની જાય છે, પછી ભલે કોઇ વસ્તુ વિષમ હોય તો પણ સમબુદ્ધિવાળાને સમવસ્તુદ્વારા પેદા થતો લાભ પ્રાપ્ત થાય જ છે. ઉદાહરણ તરીકે માનો કે, કોઇ એક સાધુ મહારાજ ગોચરી માટે કોઈને ઘેર ગયા. તેમણે આહારપાણી વિષે પોતાની બુદ્ધિ અનુસાર નિર્ણય કરી લીધો. સાધુ મહારાજ તો સમબુદ્ધિપૂર્વક નિર્દોષ આહારપાણી લે છે. પરંતુ કદાચ આહારપાણી દૂષિત હોવા છતાં તે સાધુની સમબુદ્ધિમાં તે આહાર નિર્દોષ જણાયો હોય અને નિર્દોષ માનીને લીધો હોય તો પણ સમબુદ્ધિ હોવાને કારણે તે સાધુને દૂષિત આહાર લેવાનો દોષ લાગી શકતો નથી એમ જ્ઞાનીપુરુષો કહે છે. કારણ કે તેનામાં સમભાવ છે અને તે આહારને પોતાની સમબુદ્ધિથી નિર્દોષ માને છે અને એટલા માટે તેને નિર્દોષનું જ ફળ પ્રાપ્ત થાય છે. છદ્મસ્થ સાધુ પોતાની બુદ્ધિ અનુસાર જ કોઇ વાતનો નિર્ણય કરી શકે છે. તે આહાર કદાચ દોષયુક્ત હોય તો તે સર્વજ્ઞની દૃષ્ટિએ છે, પરંતુ તે સાધુની દૃષ્ટિએ તો તે આહાર નિર્દોષ જ છે, અને તે કારણે તેને કોઈ પ્રકારનો દોષ લાગી શકે નહિ.

આથી વિપરીત, આહાર શુદ્ધ હોવા છતાં જો સાધુના મનમાં ગોચરી જતી વખતે એવો ભાવ હોય કે, હું આહારની શુદ્ધિ–અશુદ્ધિ વિષે પૂછપરછ કરીશ તો કદાચ આહાર-પાણી અશુદ્ધ હશે તો હું આહારપાણીથી વંચિત રહીશ. આ પ્રમાણે સાધુ જો પોતાની બુદ્ધિને વિષમ રાખે તો જ્ઞાનીજનો કહે છે કે, એવા વિષમ બુદ્ધિવાળા સાધુને માટે તે નિર્દોષ આહાર પણ દૂષિત ગણાય છે.

કહેવાનો આશય એ છે કે, જો પોતાનું હૃદય શુદ્ધ તથા બુદ્ધિ સમ હોય તો વિષમ વસ્તુઓનો લાભ પણ સમવસ્તુના જેવો અને જેટલો મળે છે. આથી વિપરીત, જો હૃદય અશુદ્ધ અને બુદ્ધિ વિષમ હોય તો સમવસ્તુનું પરિણામ પણ વિષમ વસ્તુઓના પરિણામ જેવું વિપરીત આવે છે.

ઉપરના કથનનો ભાવાર્થ એ છે કે, પોતાની બુદ્ધિને સમ રાખવી જોઇએ. પ્રત્યેક વાતનો સમબુદ્ધિપૂર્વક અર્થાત્ વિવેકબુદ્ધિપૂર્વક વિચાર કરવાથી જ આત્માને યથેચ્છ લાભ મળી શકે છે. જ્ઞાનીજનો કહે છે કે, પ્રત્યેક વાત ત્રણ કારણસર કરવામાં આવે છે. એક આત્મોન્નતિ કરવા માટે, બીજી કોઇની સાથે વ્યવહાર કરવા માટે અને ત્રીજી વસ્તુ–સ્વરૂપ સમજવા માટે. જ્ઞાનીપુરુષો આ વિષે આગળ કહે છે કે, જો વસ્તુ–સ્વરૂપ સમજવું હોય તો

સાત નયદ્વારા સમજવું જોઇએ. સાત નયદ્વારા તથા સપ્ત ભંગીદ્વારા વસ્તુનું-સ્વરૂપ બરાબર સમજી શકાય છે. સાત નયદ્વારા વસ્તુનું સ્વરૂપ કેવી રીતે સમજવામાં આવે છે તે માટે એવો વિચાર કરો કે, નિગોદના જીવો અત્યારે કઈ સ્થિતિમાં છે ? જીવ નિગોદ-અવસ્થામાં હોવા છતાં નયભેદદ્વારા નિગોદના જીવને પણ અમુક અપેક્ષાએ સિદ્ધ પણ કહી શકાય, અને ચૌદમા ગુણસ્થાન ઉપર સ્થિત આત્માને પણ નયભેદની દ્રષ્ટિએ અમુક અપેક્ષાએ સંસારી પણ કહી શકાય. પ્રત્યેક વસ્તુનું સ્વરૂપ આ પ્રમાણે સાત નયદ્વારા સમજવું જોઇએ. આત્મ-કલ્યાણ કરવા માટે શબ્દાદિક નયનું અવલંબન લેવું જોઇએ અને પારસ્પરિક વ્યવહારને માટે શુદ્ધ વ્યવહારનયદ્વારા પણ કામ લેવું જોઇએ. સાધારણ રીતે આરોપ અને વિકલ્પથી પણ વસ્તુનું સ્વરૂપ સમજી શકાય છે, પરંતુ વસ્તુનું આંતરિક અને બાહ્ય સ્વરૂપ બરાબર સમજવા માટે સાત નયદ્વારા જ્ઞાન પ્રાપ્ત કરવું આવશ્યક છે. સાત નય, સપ્તભંગી, નિક્ષેપ આદિદ્વારા વસ્તુ-સ્વરૂપ સમજવાનો પ્રયત્ન કરવા છતાં પણ વસ્તુસ્વરૂપ સમજવામાં ન આવે તો હૃદ-યમાં એવો વિશ્વાસ રાખવો જ જોઇએ કે, વીતરાગ જિનભગવાને જે કાંઇ કહ્યું છે તે સત્ય જ છે. આ પ્રમાણે જિનભગવાનના વચનમાં શ્રદ્ધા રાખવાથી ભગવાનની આજ્ઞાના આરાધક બની શકાય છે.

કહેવાનો આશય એ છે કે, જ્યારે આત્માનું કલ્યાણ કરવું હોય ત્યારે મારા આત્મામાં અનંત શક્તિસામર્થ્ય છે, પરંતુ તે શક્તિસામર્થ્ય ઉપર કર્માવરણ આવી જવાને કારણે આત્માની શક્તિ પ્રચ્છન્ન છે; પરંતુ જ્યારે કર્માવરણ દૂર થઇ જશે ત્યારે આત્માને માટે કોઇપણ કાર્ય અસંભવિત નથી. ભક્તજનો આ પ્રમાણે વિચાર કરીને જ પરમાત્માને પ્રાર્થના કરે છે કે, "હે પ્રભો ! તારા નામમાં ઘણું મહત્ત્વ રહેલું છે. એક વાર પણ જો તારા નામનું શબ્દનયદ્વારા પણ ઉચ્ચારણ કે રટણ કરવામાં આવે અને તારા નામ ઉપર અવિ-ચલ વિશ્વાસ રાખવામાં આવે તો મારી સંગ્રહ-નયની શક્તિ પણ એવંભૂત બની જાય."

સંગ્રહનયની શક્તિ પણ એવંભૂત બની શકે છે, પરંતુ તે માટે પ્રબલ પુરુષાર્થ અને સક્રિય પ્રયત્ન કરવાની આવશ્યકતા રહે છે. ક્રમશઃ પ્રયત્ન અને પુરુષાર્થ કરવાથી આત્મામાં સંગ્રહનયની દૃષ્ટિએ રહેલી શક્તિ પણ એવંભૂત બની જાય છે. કોઇ માણસ જો એકદમ પહાડ ઉપર ચડવા માટે કૂદકા મારવા લાગે તો તે નીચે પડી જશે પરંતુ જો તે પગથીએ પગથીએ પર્વત ઉપર ચડવા માંડે તો પર્વતના શિખર ઉપર પણ પહોંચી જશે. આ જ પ્રમાણે ક્રમશઃ આત્મગુણનો વિકાસ કરવાથી આત્મા ચૌદમા ગુણસ્થાન ઉપર પણ પહોંચી શકે છે.

શુદ્ધ સંગ્રહનયની દૃષ્ટિએ બધાં આત્માઓ એક છે. આત્માઓમાં પણ વિકસિત, અવિકસિત, અર્ધવિકસિત એવા ભેદ છે. પરંતુ શુદ્ધ સંગ્રહનયની દૃષ્ટિએ બધાં આત્માઓ એક છે. ઉદાહરણ તરીકે માટીમાંથી ઘડો, કુંજો આદિ અનેક પ્રકારનાં વાસણો બને છે પરંતુ માટીની દૃષ્ટિએ તો એ ભિન્ન ભિન્ન જણાતાં વાસણો પણ સમાન જ છે. આ જ પ્રમાણે આત્મતત્ત્વની દૃષ્ટિએ બધા આત્માઓ એક છે. જે પ્રમાણે માટીનાં ભિન્ન ભિન્ન વાસણો બને છે છતાં માટી સંગ્રહરૂપે બધામાં એક છે, તે જ પ્રમાણે જીવાત્માઓ ભિન્ન ભિન્ન હોવા

છતાં સંગ્રહનયની દૃષ્ટિએ બધા આત્મા એક છે. આ વાતને દૃષ્ટિમાં રાખીને જ શ્રી સ્થાનાંગ સૂત્રમાં કહ્યું છે કે एगे आया અર્થાત્ 'આત્મા એક છે.' આજ વાતની પુષ્ટિ વેદાન્તમાં પણ કરવામાં આવી છે કે:—

**वाचारम्भणो विकारं मृत्तैकवसतां ।**

અર્થાત્–ઘડો, કુંજો આદિ જે વચન બોલવામાં આવે છે તે માટીનો વિકાર થવાને કારણે કહેવામાં આવે છે. ખરી રીતે તો એ બધાં ભિન્નભિન્ન વાસણો માટીમાંથી જ બનેલાં છે. આ જ પ્રમાણે સિદ્ધ કે સંસારી આદિ ભેદો તો વિકારને કારણે પડેલાં છે; પરંતુ શુદ્ધ સંગ્રહનયની દૃષ્ટિએ તો વાસ્તવમાં બધાં આત્માઓ એક સરખા છે.

આ કથન ઉપરથી આપણે એ વિચારવું જોઇએ કે, આપણે માટીની સમાન જ રહેવું એ ઉચિત છે કે આપણા જીવનને વિશેષ ઉન્નત બનાવવું એ ઠીક છે? માટીમાંથી જ્યાં સુધી ઘડો બનાવવામાં આવતો નથી ત્યાંસુધી માટીને મસ્તક ઉપર ધારણ કરવામાં આવતી નથી. આથી વિપરીત માટીમાંથી ઘડાને બનાવ્યા પહેલાં માટીને પગતળે રગદોળવામાં આવે છે. પરંતુ જ્યારે માટીમાંથી ઘડો બનાવવામાં આવે છે ત્યારે જ ઘડાને મસ્તક ઉપર ધારણ કરવામાં આવે છે. આજ પ્રમાણે આત્મા જ્યાંસુધી સિદ્ધ, બુદ્ધ તથા મુક્ત બનતો નથી ત્યાંસુધી તે સંસારમાં જ રખડ્યા કરે છે; પરંતુ જેમ માટી કુંભારના હાથમાં જઈ ઘડાનું સ્વરૂપ ધારણ કરે છે ત્યારેજ ઘડાને મસ્તક ઉપર ધારણ કરવામાં આવે છે, તેજ પ્રમાણે જ્યારે આત્મા પરમાત્માના શરણે જઈ એવંભૂત બની જાય છે, અર્થાત્ ત્યાગની ચરમસીમાએ પહોંચી જાય છે અને સંપૂર્ણતાને પ્રાપ્ત કરી સિદ્ધ, બુદ્ધ અને મુક્ત થાય છે, ત્યારે જ સંસારના ભ્રમણમાંથી છૂટો થાય છે અને ભવભ્રમણમાંથી મુક્ત થવાથી આત્મા કૃતકૃત્ય બની જાય છે. આત્મા સિદ્ધાવસ્થાને પામે તે માટે જ સદ્ભાવના પ્રત્યાખ્યાન કરવામાં આવે છે. ભગવાને કહ્યું છે કે સદ્ભાવ પ્રત્યાખ્યાન કરવાથી જીવાત્મા શેષ કર્માંશોનો નાશ કરી, સિદ્ધ, બુદ્ધ, મુક્ત થઇ પરિનિર્વાણને પામે છે અને બધાં દુઃખોનો અન્ત આણી ચરમસીમાએ પહોંચે છે.

ભગવાને જગતના કલ્યાણ માટે જે કાંઈ કહ્યું છે તે કથનને હૃદયમાં ઉતારી જીવનને સાર્થક કરવાનો પ્રયત્ન કરવો જોઈએ. ભગવદ્વાણીને જીવનમાં ઊતારવાથી જ આત્મકલ્યાણ થઇ શકે છે. વિચારને આચારમાં ઊતારવો એ કલ્યાણનો માર્ગ છે.



## વ્યાખ્યાન: સંવત્ ૧૯૯૪ શ્રાવણ વદી ૧૨ સોમવાર

—— ×o× ——

### પ્રાર્થના

**શ્રી આદીશ્વર સ્વામી હો,**
**પ્રણમૂં સિર નામી તુમ ભણી પ્રભુ અંતરયામી આપ;**
**મો'પર મ્હેર કરીજે હો,**
**મેટીજે ચિંતા મન તણી, મારાં કાટો પુરાકૃત પાપ.**

—શ્રી વિનયચંદ્રજી:કુંભટ ચોવીશી

શ્રી આદિનાથ ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

ભારતવર્ષનાં પ્રત્યેક શાસ્ત્રમાં તથા પ્રત્યેક દર્શનમાં ભગવાન ઋષભદેવને મહત્ત્વનું સ્થાન આપવામાં આવ્યું છે. ભગવાન ઋષભદેવને બધાં હિન્દુઓ માને છે. બીજા અવતારો વિષે તો કદાચ કોઈ પ્રકારનો મતભેદ પણ હોઇ શકે પરંતુ ભગવાન ઋષભદેવના વિષયમાં તો કોઈ પ્રકારનો મતભેદ નથી. જો સમસ્ત હિન્દુઓને એક જ ઝંડા નીચે આવવાનું કહેવામાં આવે તો એ વિષે હું નિશ્ચયપૂર્વક કહેવાની હિંમત કરું છું કે, બધા લોકો ભગવાન ઋષભદેવના ધર્મધ્વજ નીચે આવવાનો નિર્ણય કરે. કારણ કે ભગવાન ઋષભદેવનો ધર્મધ્વજ અખંડ તથા અભિન્ન હોવાને કારણે પ્રત્યેક હિન્દુ નિઃસંકોચપણે આ ઝંડા નીચે આવી શકે છે.

ભગવાન ઋષભદેવ ધર્મના આદિ સંસ્થાપક તથા જગતમાં શાન્તિ સ્થાપિત કરનારાઓમાં સર્વપ્રથમ હતા, એટલા માટે આર્યદેશમાં ભગવાન ઋષભદેવનું સ્થાન સર્વોચ્ચ છે. ભગવાન ઋષભદેવનું સ્થાન સર્વોચ્ચ હોવા માટે તેનાં બીજાં અનેક કારણો છે. પરંતુ એક કારણ એ પણ છે કે, જૈનશાસ્ત્ર ઋષભદેવ ભગવાનને ધર્મના આદિ સંસ્થાપક તથા ઉદ્ધારક માને છે. શાસ્ત્રનું કથન છે કે, જ્યારે આર્યાવર્તમાં અઢાર ક્રોડાક્રોડી સાગર વર્ષો સુધી ધર્મનો વિચ્છેદ થઇ ગયો હતો અને પૃથ્વી ધર્મવિહીન જેવી બની ગઈ હતી ત્યારે ઋષભદેવ ભગવાને ધર્મનો ઉદ્ધાર કર્યો હતો અને જગજ્જીવોને ધર્મનીતિનો પેગામ–સંદેશ સંભળાવ્યો હતો. જોકે ધર્મ અનાદિ છે, પરંતુ જ્યારે પૃથ્વીપટ ઉપર ધર્મ અપ્રસિદ્ધ બની જાય છે ત્યારે કોઇ ને કોઇ મહાપુરુષ ધર્મની પ્રસિદ્ધિ કરે છે. આ પ્રમાણે અપ્રસિદ્ધ ધર્મને પ્રસિદ્ધ–જગદ્વ્યાપી ધર્મ બનાવે છે તે મહાપુરુષ તીર્થંકર કહેવાય છે. ભગવાન ઋષભદેવ અપ્રસિદ્ધ થએલા ધર્મના આદિ ઉદ્ધારક હતા એટલે તેમને પ્રથમ તીર્થંકર કહેવામાં આવે છે.

ભગવાન ઋષભદેવે ધર્મનો ઉદ્ધાર ક્યારે અને કેવી રીતે કર્યો ? એ વાત પણ સંક્ષેપમાં કહેવી ઉચિત જણાય છે. આ આર્યભૂમિ ધર્મના વિરહના કારણે જ્યારે કર્મભૂમિ મટી ભોગભૂમિ બની રહી હતી ત્યારે ભગવાન આદિનાથનો જન્મ થયો હતો. તે વખતે ભારત વર્ષમાં યુગલ્યા જીવો નિવાસ કરતા હતા. આ યુગલ જીવો બહુ જ શાન્ત, સરળ સ્વભાવી, અલ્પવિષયી તથા અલ્પકષાયી હતા. તેઓને ભોજન આદિ બનાવવાની ખટપટ કરવી પડતી નહિ. દશ પ્રકારના કલ્પવૃક્ષોદ્વારા તેમની ઇચ્છાની પૂર્તિ થઇ જતી હતી. પરંતુ ભોગભૂમિનો કાલ

સમાપ્ત થવાની અણી ઉપર હોવાથી કલ્પવૃક્ષ યથાસમય ઉપર ઇચ્છિત ફળો આપતાં ન હતાં, અને ઇચ્છાપૂર્તિ ન થવાને કારણે યુગલ્યા જીવો સંકટગ્રસ્ત થઇ ગયા હતા. જીવનનિર્વાહ કરવાનો બીજો કોઇ ઉપાય આ યુગલ્યા જીવો જાણતા ન હોવાને કારણે તેઓ બહુ દુઃખ પામવા લાગ્યા. પોતાનું દુઃખ દૂર કરવા માટે એ બધા લોકો તેમના કુલગુરુ નાભિ રાજા પાસે ગયા અને રાજાને પોતાની કરુણ કથા સંભળાવી.

સંસારમાં કલેકકંકાસ ત્યારે જ વધવા પામે છે કે જ્યારે જનસમાજને આવશ્યકતા કરતાં પણ ઓછી ચીજ મળે છે. આ પ્રમાણે યુગલ્યા જીવોને જીવનનિર્વાહ કરવા માટે કલ્પવૃક્ષો યથેષ્ટ પરિણામમાં ઇચ્છિત સામગ્રી ન આપવાને કારણે સરળ સ્વભાવી યુગલ્યા જીવોમાં પણ કલેશ કંકાસ વધવા પામ્યો હતો. જીવનનિર્વાહની સામગ્રી પ્રાપ્ત કરવાને કારણે યુગલ્યા જીવો નાભિ રાજાને જીવનનિર્વાહનું દુઃખ દૂર કરવાનું નિવેદન કરવા લાગ્યા.

ગ્રન્થોમાં લખ્યું છે કે, લોકોનો પોકાર સાંભળી નાભિ રાજા પણ વિચારમાં પડી ગયા કે જનસમાજના જીવનનિર્વાહના પ્રશ્નનો કેવી રીતે ઉકેલ આણવો? આખરે તેમણે લોકોને ઋષભકુમારની પાસે જવાનું કહ્યું અને આશ્વાસન આપ્યું કે કુમાર તમને કોઇ તરણોપાય અવશ્ય બતાવશે.

બધા લોકો ઋષભદેવ ભગવાનની પાસે ગયા અને પોતાની કરુણ કથા કહી સંભળાવી. ભગવાને કહ્યું કે, હું પિતાશ્રીની આજ્ઞા વિના કાંઈ કહી શકું નહિ. લોકો કહેવા લાગ્યા કે, પિતાએ તમારી પાસે મોકલ્યા છે અને હવે તમે પાછા પિતા પાસે મોકલો છો. આવી અવસ્થામાં અમારે શું કરવું? આ સાંભળી ભગવાને પૂછ્યું કે, શું પિતાએ તમારું દુઃખ દૂર કરવાનું મને કહેવડાવ્યું છે? લોકોએ ઉત્તર આપ્યો કે, નાભિ રાજાએ અમને તમારી પાસે મોકલ્યા છે અને કહ્યું છે કે, કુમાર જીવનનિર્વાહનો કોઈ ઉપાય બતાવશે.

વ્યાવહારિક કામમાં જ્યારે ભગવાને પણ પિતાની આજ્ઞાને શિરોધાર્ય કરી પિતાભક્તિનો પરિચય આપ્યો તો શું તમારે વ્યાવહારિક કાર્યોમાં પિતાને અગ્રસ્થાન આપવું ન જોઈએ? માતા-પિતા તથા ગુરુજનોના આદેશને આદર્શ માની આજ્ઞા શિરોધાર્ય કરવી એ તો ભારતવર્ષનું ભૂષણ મનાયું છે. પહેલાં ભારતવર્ષમાં પ્રત્યેક ભારતીયને એવી શિક્ષા આપવામાં આવતી હતી કે:—

**मातृदेवो भवः पितृदेवो भवः आचार्यदेवो भवः अतिथिदेवो भवः**

અર્થાત્—માતા-પિતા આચાર્ય તથા અતિથિ વગેરે દેવતુલ્ય છે એટલા માટે તેમની આજ્ઞાને શિરોધાર્ય કરવી ધર્મ્ય છે.

પિતા પાલક-પોષક તથા આપણા નિયામક છે એટલા માટે આપણે ગમે તેટલા શક્તિ-સંપન્ન તથા બુદ્ધિ-સંપન્ન હોઇએ છતાં પિતાની આજ્ઞાને શિરોધાર્ય કરવી એ યોગ્ય પુત્રની ફરજ છે. યોગ્ય પુત્રની યોગ્યતા પણ પિતાની આજ્ઞા શિરોધાર્ય કરવામાં રહેલી છે. ભગવાન ઋષભદેવ ઘણા સમર્થ હોવા છતાં તેમણે વ્યાવહારિક કામમાં પિતાને અગ્રસ્થાન આપ્યું હતું તો પછી આજના પુત્રો પોતાના પિતાની આજ્ઞાને અવગણે છે એ શું ઉચિત છે? પાલક-પોષક તથા નિયામક પિતાની આજ્ઞાનું ઉલ્લંઘન કરવું એ સર્વથા અનુચિત છે. પિતાએ

પિતા તરીકે પોતાની ફરજ બજાવવી તથા પુત્રે પુત્ર તરીકે પોતાની ફરજ બજાવવી એ ભગવાન ઋષભદેવના જીવનચરિત્ર ઉપરથી શિક્ષા મળે છે.

યુગલ્યા લોકો ભગવાનને કહેવા લાગ્યા કે, નાભિ રાજાએ અમને દુઃખમુક્ત કરવાનો ઉપાય બતાવવાનું આપને કહ્યું છે. ભગવાને જવાબમાં કહ્યું કે, ભોગભૂમિનો સમય સમાપ્ત થવા આવ્યો છે એટલે હવે કલ્પવૃક્ષદ્વારા ઈચ્છાની પૂર્તિ થઈ શકશે નહિ માટે પુરુષાર્થ કરી જીવનનિર્વાહ કરવો જોઈએ. હવે પરાશ્રિત રહેવાથી જીવનનિર્વાહ થઈ શકશે નહિ. જીવનનો નિર્વાહ કરવા માટે પ્રત્યેકે પુરુષાર્થ કરી સ્વાવલંબી બનવું પડશે.

ભગવાન લોકોને કેવળ ઉપદેશ આપીને જ રહી ન ગયા પરંતુ અસિ, મસિ તથા કૃષિ આ ત્રણ પ્રકારની કલા દ્વારા કેવી રીતે જીવનનિર્વાહ ચલાવી શકાય તે પણ તેમણે કહી બતાવ્યું.

તમે લોકો કૃષિ કરવાના ધંધાને હલકો ધંધો માનો છો અને કૃષકોને પણ તુચ્છ સમજો છો, પરંતુ ભગવાને કૃષિકર્મને હલકો ધંધો માન્યો નથી. કૃષિદ્વારા તો જગજ્જીવોનું પાલન-પોષણ થાય છે તો પછી કૃષિકર્મને હલકો ધંધો કેમ કહી શકાય ? કૃષકોને તુચ્છ કે હલકા માનવા એ તો જે વૃક્ષની શીતલ છાયા નીચે આપણો શ્રમ દૂર કરીએ છીએ તે વૃક્ષ ઉપર આપણે કુઠારાઘાત કરીએ એના જેવી વાત છે. ખરી રીતે તો જગજ્જીવોનું જીવન કૃષિ ઉપર જ ટકેલું છે અને એટલા જ માટે કર્મવીર ગાંધીજી પણ ભારત-દેશનો ઉદ્ધાર ખેતીદ્વારા-ગ્રામોદ્ધાર દ્વારા કરાવવા પ્રયત્ન કરે છે. સાંભળ્યું છે કે, વસ્તીગણત્રીના પત્રકમાં તેમણે પોતાનો ધંધો ખેતી તથા ભંગીનું કામ કરવાનું લખાવ્યું હતું. ભગવાન ઋષભદેવે લોકોને કૃષિ કરવાનું કેવળ કહ્યું જ નહિ પરંતુ પોતે હળ હાંકીને ખેતી કરવાનું લોકોને શીખવ્યું. જૈનશાસ્ત્રના કથનાનુસાર સર્વ પ્રથમ ઋષભદેવ ભગવાને જ હળ હાંકી ખેતરને ખેડયું હતું અને બીજારોપણ કર્યું હતું અને પછી બીજા લોકોએ ખેતીનું કામ શરૂ કર્યું હતું. આ પ્રમાણે કૃષિકલાનો જન્મ થયો હતો.

ભગવાન ઋષભદેવે અસિ અર્થાત્ યુદ્ધકલા, મસિ અર્થાત્ ખેતી કરવાની કલા શીખવી લોકોને સ્વતંત્ર જીવન વ્યતીત કરવાનો સક્રિય ઉપદેશ સર્વપ્રથમ જનસમાજને આપ્યો હતો. પુરુષાર્થ કરી સ્વતન્ત્ર-જીવન જીવવામાં જ કલ્યાણ રહેલું છે. પરાશ્રિત રહી જીવન પરાધીન બનાવવું એમાં અકલ્યાણ રહેલું છે. આ પ્રમાણે જીવનનું કલ્યાણ સાધવા માટે ભગવાને પુરુષને યોગ્ય ૭૨ તથા સ્ત્રી-યોગ્ય ૬૪ કલાનો આવિષ્કાર કર્યો. આ કલાના આવિષ્કારમાં જ્ઞાન-વિજ્ઞાન આદિ બધાનો સમાવેશ થઇ જાય છે. ભગવાને પોતાની બ્રાહ્મી તથા સુન્દરી નામની કન્યાઓમાં એકને તો અક્ષરજ્ઞાન અને બીજીને અંક જ્ઞાન શીખવ્યું. આ બન્ને ચીજો બ્રાહ્મી તથા સુન્દરી નામને હમેશાંને માટે અમર-પ્રસિદ્ધ બનાવી ગઇ. લિપિ બ્રાહ્મીના નામથી તથા ગણિતવિદ્યા સુંદરીના નામથી પ્રસિદ્ધિ પામી. આ પ્રમાણે ઋષભદેવ ભગવાને કલાનો આવિષ્કાર કરી કર્મયોગનો સંદેશ જગતને સર્વપ્રથમ સંભળાવ્યો.

ભગવાનના કલા-આવિષ્કારથી લોકો સ્વતંત્ર જીવન જીવવા લાગ્યા. જીવનનિર્વાહના પ્રશ્નનો ઉકેલ આવવાથી જનસમાજમાં શાન્તિ સ્થાપિત થઈ ગઈ. ભગવાન તો એજ ચાહતા હતા કે બધા લોકો આત્માનું કલ્યાણ કરી સુખ-શાન્તિને પામે. જે પ્રમાણે ઘરને મજબૂત બનાવવા માટે પાયાને સર્વ પ્રથમ મજબૂત બનાવવાની આવશ્યકતા રહે છે તેજ પ્રમાણે ભગવાને આત્મ કલ્યાણની ભૂમિકા તૈયાર કરવા માટે સર્વ પ્રથમ જનતાનો નૈતિક પાયો મજ-

ભૂત કર્યો. આ પ્રમાણે જનસમાજની નૈતિક ભૂમિકા તૈયાર કર્યા બાદ ભગવાને આત્મકલ્યાણ સાધવાનો માર્ગ જનસમાજને બતાવ્યો. આત્મ-કલ્યાણ સાધ્યા વિના સાંસારિક બંધનોમાંથી મુક્તિ મળતી નથી. એટલા માટે ભગવાન પોતે આખરે દીક્ષિત બની પોતે આત્મ કલ્યાણ સાધે છે અને જનસમાજને પણ આત્મકલ્યાણનો ઉપદેશ આપી તારે છે.

ઋષભદેવ ભગવાન તીર્થંકર હતા, અર્થાત્ ભગવાન પોતે સંસારસાગરને તરનારા તથા બીજાને તારનારા હતા. તીર્થંકર ભગવાનની વાણી અમોઘ હોય છે. તેમની અમોઘવાણીનું શ્રવણ કરી જીવો આત્મકલ્યાણ સાધી સિદ્ધ, બુદ્ધ તથા મુક્ત થાય છે. તીર્થંકર ભગવાનની વાણી કેવી અમોઘ તથા આત્મકલ્યાણ કરનારી હોય છે તે વાત હવે શાસ્ત્રદ્વારા સમજાવું છું.

## સમ્યક્ત્વ-પરાક્રમ-બોલ ૪૧ મો (ચાલુ)

શાસ્ત્રમાં આત્મકલ્યાણ સાધવાનાં અનેક માર્ગો બતાવવામાં આવ્યાં છે. તેમાંના એક કલ્યાણમાર્ગ તરીકે સદ્ભાવ-પ્રત્યાખ્યાન પણ છે. સદ્ભાવ-પ્રત્યાખ્યાન શું છે અને તેનાથી જીવાત્માને શો લાભ થાય છે તે વિષે આગળ થોડો વિચાર કરવામાં આવ્યો છે. આજે તે વિષે જ થોડો વિશેષ વિચાર કરવામાં આવે છે.

સદ્ભાવ-પ્રત્યાખ્યાનનો અર્થ યથાભૂત પ્રત્યાખ્યાન અર્થાત્ સાચો ત્યાગ છે. સાચો અને અંતિમ ત્યાગ ત્યારે જ થઇ શકે કે જ્યારે સંસારનાં સમસ્ત બંધનોનો ત્યાગ કરી શૈલેશી અવસ્થા અર્થાત્ ચૌદમા ગુણસ્થાનની ભાવાવસ્થાને પામવામાં આવે. સદ્ભાવ-પ્રત્યાખ્યાનના પ્રશ્નને એક રીતે ચૌદમા ગુણસ્થાનને પામવાથી જીવાત્માને શો લાભ થાય એવો પ્રશ્ન પણ કહી શકાય. ચૌદમા ગુણસ્થાનની સ્થિતિ પાંચ લઘુ અક્ષર અર્થાત્ अ इ उ ए ओનો ઉચ્ચાર થાય તેટલા સમય માત્રની જ હોય છે. આ અવસ્થા સાંવ્યવહારિક સકર્ણ નથી, અર્થાત્ વ્યાવહારિક વાણીમાં ઉતારી શકાય એવી નથી. છતાં ગૌતમ સ્વામીએ આ અવસ્થા વિષે ભગવાનને પ્રશ્ન પૂછ્યો છે. શાસ્ત્રમાં પ્રારંભિક અવસ્થા માટે જેમ પ્રશ્ન કરવામાં આવ્યો છે તેમ અન્તિમ અવસ્થા વિષે પણ પ્રશ્ન કરવામાં આવ્યો છે. આ પ્રશ્ન ઉપરથી એ વાત સ્પષ્ટ જણાય છે કે, મોક્ષને માટે ચૌદમા ગુણસ્થાનનો પણ ત્યાગ કરવો પડે છે. શ્રી દશવૈકાલિક સૂત્રના ચોથા અધ્યયનમાં પણ ભગવાનને એવો પ્રશ્ન પૂછવામાં આવ્યો છે કે, હે પ્રભો! જ્યારે જીવાત્મા યોગનો નિરોધ કરે ત્યારે તે કઈ અવસ્થાને પામે છે? આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને ફરમાવ્યું છે કેઃ—

**जया जोगे निरुंभित्ता सेलेसिं पडिवज्जइ ।**
**तया कम्मं खवित्ताणं सिद्धिं गच्छइ नीरओ । दश० ४-२४**
**जया कम्मं खवित्ताणं सिद्धिं गच्छइ नीरओ ।**
**तया लोगमत्थयत्थो सिद्धो भवइ सासओ ॥ दश० ४-२५**

અર્થાત્-જ્યારે જીવાત્મા યોગનો નિરોધ કરે છે ત્યારે શૈલેશી અવસ્થાને પામે છે અને શૈલેશી અવસ્થાને પામ્યા બાદ કર્મોનો ક્ષય કરી લોકના અગ્ર ભાગ ઉપર રહેલી શાશ્વત સિદ્ધગતિને પામે છે. કર્મો નષ્ટ થવાથી જીવાત્મા સિદ્ધ, બુદ્ધ તથા મુક્ત થઇ જાય છે.

આ જ વાત આ સદ્ભાવ-પ્રત્યાખ્યાનના પ્રશ્ન વિષે સમજવાની છે. કેટલાક લોકો કહે છે કે, સદ્ભાવનો અર્થ સારો ભાવ થાય છે અને પ્રત્યાખ્યાનનો અર્થ ત્યાગ થાય છે તો શું

આ પ્રશ્નમાં સારા ભાવનો ત્યાગ કરવાનું કહેવામાં આવ્યું છે? આ પ્રશ્નના ઉત્તરમાં શાસ્ત્રકાર કહે છે કે, ચૌદમા ગુણસ્થાનની શૈલેશી અવસ્થા વ્યવહારમાં તો સ્વતઃ અને નિશ્ચયમાં કરવાથી પ્રાપ્ત થાય છે. પ્રત્યેક ક્રિયા, કર્ત્તાના કરવાથી જ થાય છે. કર્ત્તાના કર્યા વિના કોઇ ક્રિયા થઇ શકતી નથી. પરંતુ કેટલીક ક્રિયાઓ તો એવી હોય છે કે જે સમજમાં આવી જાય છે અને કેટલીક ક્રિયાઓ સમજમાં આવી શકતી નથી. ઉદાહરણ તરીકે પેટમાં જે દૂધ જાય છે તે રસભાગ અને ખલભાગમાં પરિણત થઈ જાય છે. જો કે આ પરિણતિ આત્માની શક્તિદ્વારા જ થાય છે, પરંતુ શું આ પરિણતિ કેવી રીતે અને કયારે થઈ એ વાત જલ્દી સમજમાં આવી જાય છે? આત્માની શક્તિ વિના તો શરીરમાં આ પરિણમન ક્રિયા થઈ શકતી જ નથી. કોઈ મૃત શરીરના પેટમાં દૂધ કોઇપણ ઉપાયે પહોંચાડવામાં આવે તો શું તે દૂધ રસભાગ તથા ખલભાગમાં પરિણત થઈ શકશે? નહિ. આ ઉપરથી એ વાત સ્પષ્ટ થાય છે કે, આત્માની શક્તિ વિના શરીરમાં કોઈ પ્રકારની પરિણમનક્રિયા થઈ શકતી નથી; છતાં જે પ્રમાણે પરિણતિક્રિયાની ખબર આત્માને પડતી નથી, તે જ પ્રમાણે જ્યારે જીવાત્મા તેરમા ગુણસ્થાનમાં જાય છે ત્યારે આ સદ્‌ભાવ–પ્રત્યાખ્યાનની સ્થિતિની પરિણતિ પણ વ્યવહારમાં સ્વતઃ જ થાય છે, પરંતુ નિશ્ચયથી તો કરવાથી જ થાય છે. આ પ્રશ્ન પણ તે અંતિમ અવસ્થાને લગતો જ છે. સદ્‌ભાવના પ્રત્યાખ્યાન પણ આત્માના કલ્યાણ માટે કરવામાં આવતી અંતિમ ક્રિયા છે. આ ક્રિયા કર્યા બાદ આત્માએ કોઇ ક્રિયા કરવાની હોતી નથી. આ વાત ભલે આપણે જોઈ કે જાણી શકતા ન હોઇએ પરંતુ જ્ઞાની મહાત્મા તો આ વાત જુએ તથા જાણે જ છે.

વ્યાકરણની દૃષ્ટિએ આ પ્રશ્ન કર્ત્તાને પણ લાગુ પડે છે. કોઇ વાત કર્ત્તા પ્રત્યે હોય છે તો કોઇ વાત ભાવ પ્રત્યે પણ હોય છે. વ્યાકરણમાં કર્તુંપ્રયોગ તથા ભાવપ્રયોગમાં અંતર બતાવવામાં આવ્યું છે, પરંતુ આ અંતર બધાની સમજમાં આવી શકતું નથી. કર્તુંપ્રયોગ તથા ભાવપ્રયોગમાં શું અંતર છે એ બતાવવા માટે એક ઉદાહરણ પણ આપવામાં આવેલ છે કે, દેવદત્ત ચોળા પકાવે છે. આ ઉદાહરણને બે રીતે કહી શકાય. કર્તુંપ્રયોગમાં તો દેવદત્ત ચોળા પકાવે છે એમ કહેવાશે અને ભાવપ્રયોગમાં દેવદત્ત દ્વારા ચોળા પકવાયછે એમ કહેવાશે. આ ઉદાહરણમાં કહેવાનો આશય તો એક જ છે, પરંતુ કહેવાના આશયને બે રીતે કહી શકાય છે. આ જ પ્રમાણે સદ્‌ભાવ–પ્રત્યાખ્યાનના પ્રશ્ન વિષે પણ કર્તુંપ્રયોગ તથા ભાવપ્રયોગનો ઉપયોગ થઈ શકે છે. પરંતુ પ્રસ્તુત પ્રશ્નમાં કર્તુંપ્રયોગનો ઉપયોગ કરવામાં આવ્યો છે અર્થાત્ એમ કહેવામાં આવ્યું છે કે, આ ક્રિયા પણ આત્માના કરવાથી જ થાય છે. જો આત્મા ન કરે તો ક્રિયા પણ થઇ શકે નહિ. આ વાતને બતાવવા માટે જ સદ્‌ભાવ–પ્રત્યાખ્યાનથી જીવાત્માને શો લાભ થાય છે એમ પૂછવામાં આવ્યું છે. અહીં કર્તુંપ્રયોગ કરવામાં આવ્યો છે. પરંતુ આ ક્રિયા વ્યવહારમાં સ્વતઃ જ થાય છે.

તમારા લોકોની સમજમાં કોઇ વાત ન આવે તો તમે મને પૂછી શકો છો. જે વાત તમને સમજવામાં નહિ આવતી હોય તે વાતને હું સમજાવવાનો પ્રયત્ન કરીશ અને જો તેમ છતાં સમજમાં ન આવે તો સૂત્ર–સિદ્ધાન્ત ઉપર વિશ્વાસ રાખી એમ માનો કે, જિન ભગવાને જે કાંઈ પ્રરૂપ્યું છે તે સત્ય જ છે. અમે છદ્મસ્થ હોવાને કારણે તે સત્ય વાતને

બરાબર સમજી શકતા નથી એ અમારો દોષ છે. આ પ્રમાણે માની સૂત્ર-સિદ્ધાન્ત ઉપર વિશ્વાસ પેદા કરો.

સદ્ભાવ-પ્રત્યાખ્યાનનો પ્રશ્ન તો અન્તિમ દશાનો પ્રશ્ન છે. હવે સાધક-દશાનો પ્રશ્ન પૂછવામાં આવે છે. બધાં પ્રત્યાખ્યાનોમાં વ્યવહાર મુખ્ય છે એટલા માટે હવે વ્યવહાર વિષે પ્રશ્ન પૂછવામાં આવે છે. ગૌતમસ્વામી મહાવીર ભગવાનને પ્રશ્ન પૂછે છે કેઃ—

## બોલ બેતાળીસમો.

### (૪૨) पडिरूवयाएणं भंते ! जीवे किं जणयइ ?

અર્થાત્-હે ભગવાન ! પ્રતિરૂપતા (આદર્શતા-સ્થવિર કલ્પીની આંતર અને બાહ્ય ઉપાધિરહિત દશા) વડે જીવાત્માને શો લાભ થાય છે ?

આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને ફરમાવ્યું કેઃ—

**पडिरूवयाएणं लाघवियं जणयइ, लहुभूएणं जीवे अप्पमत्ते पागडलिंगे विसुद्ध-समत्ते सत्तसमिइसमत्ते पाण-भूय-जीव-सत्तेसु विससणिज्जरूवे अप्पडिलेहे जिइं-दिए विउलतवसमिइसमन्नागए यावि भवइ ॥ ४२ ॥**

અર્થાત્-પ્રતિરૂપતા વડે લઘુતા-નમ્રતાને પામે છે અને તેવો લઘુશીલ જીવ અપ્રમત્તપણે પ્રશસ્ત અને પ્રકટ ચિન્હોને ધારણ કરે છે ને તેવો નિર્મળ, સમ્યક્ત્વી અને સમિતિસહિત બને છે તથા સર્વ જીવોને વિશ્વાસરૂપ, જિતેન્દ્રિય અને વિપુલ તપશ્ચર્યાથી યુક્ત પણ થાય છે.

આ પ્રશ્ન વિષે વિશેષ વિચાર કરતાં પહેલાં તેના શબ્દાર્થ વિષે વિચાર કરવો ઉચિત છે. પ્રતિરૂપતા શબ્દ प्रति+रूपता એમ બે શબ્દોનો બનેલ છે. 'પ્રતિ'નો સાધારણ અર્થ અનુકરણ કરવું થાય છે. અત્રે રૂપનું અનુકરણ છે. એટલા માટે આ પ્રશ્નનો એ અર્થ થયો કે, સ્થવિરકલ્પી મુનિનો વેશ ધારણ કરવાથી જીવાત્માને શો લાભ થાય?

કલ્પનો અર્થ મર્યાદા થાય છે. મર્યાદા ભૂમિકા અનુસાર થાય છે. અર્થાત્ જે જેવો અધિકારી હોય છે તેના અધિકાર પ્રમાણે તેવી મર્યાદા હોય છે. જો મર્યાદા બાંધેલી ન હોય તો કર્તાનો પણ નાશ થાય અને કાર્યનો પણ નાશ થાય. એટલા માટે મર્યાદા ભૂમિકા પ્રમાણે જ બાંધવામાં આવે છે અને મર્યાદાનું બીજું નામ જ કલ્પ છે. શ્રી ભગવતી સૂત્ર નામના પંચમાંગમાં સાધુઓ માટે મુખ્યતઃ પાંચ કલ્પો બતાવવામાં આવેલ છે. (૧) સ્થિત કલ્પ, (૨) અસ્થિત કલ્પ, (૩) સ્થવિર કલ્પ, (૪) જિનકલ્પ અને (૫) કલ્પાતીત. આ પાંચ કલ્પોનું વર્ણન બીજા અનેક સૂત્રોમાં તથા ગ્રન્થોમાં કરેલું જોવામાં આવે છે. કલ્પસૂત્ર તો કલ્પ બતાવવા માટે જ છે. અધિક સમય સુધી તે સૂત્રનો પાઠ કરી શકાય એટલા માટે તે સૂત્રમાં બીજી વાતો પણ વર્ણવવામાં આવી છે. પરંતુ કલ્પસૂત્ર મુખ્યતઃ કલ્પ બતાવવા માટે જ છે. કલ્પ બતાવીને સાધુઓ માટે કહેવામાં આવ્યું છે કે, જેવી સ્થિતિ તથા જેવી શક્તિ હોય તેવા કલ્પનું પાલન કરો. એમ થવું ન જોઈએ કે શક્તિ ન હોવા છતાં કલ્પાતીત બની જાઓ. શક્તિ અનુસાર જ કલ્પ-મર્યાદાનું પાલન કરવું જોઇએ. શક્તિ ન હોય તો કલ્પાતીત બની શકાય નહિ.

ભગવાન ઋષભદેવ તથા ભગવાન મહાવીરના સાધુઓ માટે સ્થિત કલ્પ બતાવવામાં આવેલ છે. જેમકે એક શેષકાળ પૂર્ણ થઇ ગયા બાદ તે જ સ્થાને સાધુએ રોકાવું કે નહિ તો એને માટે એમ કહેવામાં આવ્યું છે કે, ભગવાન ઋષભદેવ તથા ભગવાન મહાવીરના શાસનના સાધુઓ એક શેષકાળ પૂર્ણ થઈ ગયા બાદ તે જ સ્થાને રોકાઇ ન શકે, કારણ કે તેમને માટે તે સ્થાને વધારે રોકાવું મર્યાદા વિરુદ્ધ છે. જો આ પ્રકારની કોઈ મર્યાદા બાંધવામાં ન આવત તો વારંવાર કલેશકંકાસ થાત તથા મર્યાદાનું પાલન કરનાર સાધુઓનું સ્થાન મર્યાદાનું પાલન નહિ કરનાર સાધુઓ લઈ લેત. આ અવ્યવસ્થાને દૂર કરવા માટે સાધુઓને એવી મર્યાદા બતાવવામાં આવી છે કે, તેઓ એક શેષકાળથી વિશેષ એક સ્થાને રોકાય નહિ. આ જ પ્રમાણે ચાતુર્માસ માટે પણ મર્યાદા બાંધવામાં આવી છે. શાસ્ત્રમાં ઉત્તમ, મધ્યમ તથા જઘન્ય એમ ત્રણ પ્રકારનાં ચાતુર્માસ કહેવામાં આવ્યાં છે. ચાતુર્માસ–કલ્પ માટે એમ કહેવામાં આવ્યું છે કે, ચાતુર્માસનાં જેટલા દિવસ એક સ્થાને રહ્યા હોય તેથી બમણા દિવસ બીજે સ્થાને રહ્યા બાદ તે સ્થાને આવી શકે છે, તે પહેલાં આવી શકાય નહિ.

કેટલાક લોકો કલ્પ સંબંધમાં કહે છે કે, કલ્પ–મર્યાદામાં શું પડયું છે? આ પ્રમાણે કહેનાર લોકોએ સમજવું જોઈએ કે, મહાપુરુષોએ જે કલ્પ–મર્યાદા બતાવી છે તે સહેતુક હોવાથી વ્યર્થ હોતી નથી. મર્યાદા બાંધવી વ્યર્થ છે એમ જેઓ કહે છે તેઓ મર્યાદાનું પાલન કરી ન શકવાને કારણે જ વ્યર્થ કહે છે, બાકી વાસ્તવમાં મર્યાદા બાંધવી વ્યર્થ નથી. મર્યાદા બાંધવા પાછળ તો મહાન્ ઉદ્દેશ તથા આશય રહેલો હોય છે.

શેષકાળ તથા ચાતુર્માસની મર્યાદા જેમ બાંધવામાં આવી છે, તે પ્રમાણે વસ્ત્ર, પાત્ર, ભોજન, સ્થાન આદિની પણ મર્યાદા બતાવવામાં આવેલ છે. આ મર્યાદા ભગવાન ઋષભદેવ તથા ભગવાન મહાવીરના સાધુઓ માટે જ છે. શેષ તીર્થંકરના સાધુઓ માટે આવી મર્યાદા નથી. આ કથન ઉપરથી કોઇને એવી શંકા થાય કે, આમ કેમ? આમાં તો એક પ્રકારનો પક્ષપાત જણાય છે! તો આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, તે મહાપુરુષોએ કોઈ પ્રકારનો પક્ષપાત કર્યો નથી, પરંતુ પોતાના જ્ઞાનમાં જોઇને આવશ્યકતાનુસાર જ પરિવર્તન કરેલ છે. આવશ્યકતાનુસાર જ મર્યાદા બાંધવી ઉચિત છે એ વાત એક લૌકિક ઉદાહરણ દ્વારા સમજાવું છું:–

એક શેઠને બે પુત્રો હતા. બન્ને પુત્રોનાં લગ્ન કરી દેવામાં આવ્યાં હતાં. બન્ને પુત્રવધૂઓમાં એક વહૂ તો જોઈ વિચારીને કામ કરે છે અને પોતાના કામની મર્યાદા પણ રાખે છે, પરંતુ બીજી પૂત્રવધૂ તો ઉટપટાંગ કામ કરે છે અને કોઈ પ્રકારની મર્યાદા રાખતી નથી. બીજી પુત્રવધૂની અવ્યવસ્થિત કાર્યપ્રણાલી જોઈ શેઠે તે પુત્રવધૂ માટે એવી મર્યાદા બાંધી દીધી કે, તે અમુક રકમથી વધારે ખરચ કરી શકે નહિ. પહેલી પુત્રવધૂ પહેલેથી જ સમજી–વિચારીને મર્યાદાપૂર્વક કામ કરતી હતી એટલા માટે તેને એવી છૂટ આપવામાં આવી કે તે ઇચ્છાનુસાર ખરચ કરી શકે છે. શેઠે આ પ્રમાણે મર્યાદા બાંધીને શું કાંઇ અનુચિત કર્યું? શેઠે એકને માટે મર્યાદાની આવશ્યકતા સમજી, તો તેને માટે મર્યાદા બાંધી દીધી અને બીજી માટે મર્યાદા બાંધવાની આવશ્યકતા ન લાગી તો તેને માટે મર્યાદા બાંધી નહિ. શેઠના હૃદયમાં કોઇના પ્રત્યે પક્ષપાત નથી. આમ છતાં કોઈ શેઠને પક્ષપાતી કહે તો તે તેની ભૂલ છે.

આ જ પ્રમાણે ભગવાન મહાવીરે તથા ભગવાન પાર્શ્વનાથે બન્નેએ એક જ મોક્ષનો માર્ગ બતાવ્યો છે. પરંતુ બન્નેએ પોતાના સાધુઓને માટે આવશ્યકતાનુસાર કલ્પ-મર્યાદા બાંધી હતી. ભગવાન પાર્શ્વનાથના સાધુઓને અસ્થિતકલ્પી કહેવામાં આવ્યા છે અને ભગવાન મહાવીરના સાધુઓને સ્થિતકલ્પી કહેવામાં આવ્યા છે. ભગવાન પાર્શ્વનાથે તથા ભગવાન મહાવીરે કાલ આદિનો વિચાર કરીનેજ કલ્પ-મર્યાદા બાંધી હતી. મર્યાદા બાંધવામાં તેમને પક્ષપાત કરવાનું કોઈ કારણ ન હતું.

ભગવાને જે મર્યાદા બાંધી છે તે મર્યાદાનું શક્તિઅનુસાર અવશ્ય પાલન કરવું જોઇએ. જો પોતાનામાં શક્તિ હોય અને વનમાં વસ્ત્ર વિના રહી શકાતું હોય તો એ અવસ્થામાં જિનકલ્પી રહેવું ઉચિત છે. પરંતુ જો પોતાનામાં શક્તિ ન હોય તો સ્થવિરકલ્પનું પાલન કરવું જોઇએ. સ્થવિરકલ્પનો સામાન્ય અર્થ એ છે કે, પોતે સંયમમાં સ્થિર રહે અને બીજાને પણ સંયમમાં સ્થિર રાખે. સ્થવિરકલ્પીનો આચાર-વિચાર, આહાર-વિહાર જ એવો હોવો જોઇએ કે જેથી પોતે સંયમમાં સ્થિર રહી શકે અને બીજાને પણ સંયમમાં સ્થિર રાખી શકે.

સ્થવિરકલ્પી તથા જિનકલ્પી એ બન્નેમાં શું અંતર છે એ વાત એક ઉદાહરણ દ્વારા સમજાવવાનો પ્રયત્ન કરૂં છું:- માનો કે, એક ગાય વાછરડાવાળી છે અને બીજી ગાય વાછરડા વિનાની છે. કદાચ એક વાઘ બન્ને ગાયો ઉપર આક્રમણ કરે તો વાછરડા વિનાની ગાય તો પૂંછડું ઉંચું કરી ભાગી જાય છે પરંતુ વાછરડાવાળી ગાયને તો પોતાની તથા વાછરડાની-બન્નેની રક્ષા કરવાની હોય છે. તે ગાય વાઘથી પોતાના બચ્ચાને બચાવે છે અને જ્યારે વાઘ દૂર ભાગી જાય છે ત્યારે તે ગાય વાછરડાને મોઢા આગળ કરી ચાલે છે. વાછરડાને સાથે લઈ ચાલવાને કારણે તે ગાયની ગતિ મંદ થઈ જાય એ સ્વાભાવિક છે. આમ હોવા છતાં આ સંસાર કેવળ વાછરડાવાળી ગાયોથી કે કેવળ વાછરડાવિનાની ગાયોથી જ ચાલી શકતો નથી, પરંતુ બન્ને પ્રકારની ગાયોની સંસારમાં જરૂર રહે છે. આ જ પ્રમાણે સાધુ તો સ્થવિરકલ્પી પણ હોય છે અને જિનકલ્પી પણ હોય છે. આ બન્ને પ્રકારના સાધુઓમાં એક તો-જિન-કલ્પી-કેવળ પોતાના આત્માનું જ કલ્યાણ કરે છે, અને બીજા-સ્થવિરકલ્પી-પોતાની સાથે બીજાનું પણ કલ્યાણ કરે છે. જેમનામાં શક્તિ હોય છે તેઓ વનમાં જઇને નગ્ન રહી શકે છે, અને અછિદ્રપાણિ હોય તો કરપાત્રમાં કોઈ એક ગૃહસ્થને ત્યાંથી ભોજન લઈને ભોજન કરી શકે છે. જેઓ આ પ્રમાણે આત્મકલ્યાણ કરે છે તેમને માટે મોક્ષ પણ સમીપ છે. પરંતુ જેમનામાં આવી શક્તિ હોતી નથી તેઓ સ્થવિરકલ્પી થઇ આત્મકલ્યાણની સાથે સંસારનો પણ સુધાર કરતાં વિચરે છે, એટલા માટે જિનકલ્પીની અપેક્ષાએ સ્થવિરકલ્પીને મોક્ષે જવામાં વિલંબ થાય એ સ્વાભાવિક છે. જિનકલ્પી તથા સ્થવિરકલ્પી બન્નેનું ધ્યેય તો એક જ (મોક્ષે જવાનું) હોય છે; પરંતુ મોક્ષે જવાની ગતિમાં અંતર હોય છે. જિન-કલ્પીની અપેક્ષાએ સ્થવિરકલ્પીની મોક્ષે જવાની ગતિ મંદ હોય છે.

શાસ્ત્રમાં સ્થવિરકલ્પની દશ મર્યાદાઓ બતાવવામાં આવી છે. આ બધી મર્યાદાઓનું વર્ણન કરવાનો અત્યારે અવકાશ નથી એટલા માટે સંક્ષેપમાં હું એટલું જ કહું છું કે, સ્થવિર-કલ્પી સાધુ, દશ પ્રકારની મર્યાદાઓનું સમુચિતરૂપે પાલન કરતાં પોતાનું તથા બીજાઓનું કલ્યાણ કરીને મોક્ષને પામે છે.

સાધુ તો જિનકલ્પી પણ હોય છે અને સ્થવિરકલ્પી પણ હોય છે, એટલા માટે જો કોઈ જિનકલ્પીને જ સાધુ માને અને સ્થવિરકલ્પીને સાધુ ન માને તો તે વિરાધક છે. તે જ પ્રમાણે જો સ્થવિરકલ્પીને જ સાધુ માને અને જિનકલ્પીને સાધુ ન માને તો તે પણ વિરાધક છે. બન્ને પ્રકારના સાધુઓને સાધુ માનવાની ઉદારતા રાખવી જોઇએ, તુચ્છતા રાખવી ન જોઇએ. ભગવાને જિનકલ્પી તથા સ્થવિરકલ્પી બન્નેને સાધુ કહ્યા છે. ભગવાને કહ્યું છે કે, સ્થવિરકલ્પી સાધુ વિના સંઘની સેવા થઈ શકે નહિ. સ્થવિરકલ્પી સાધુ ઉપર સંઘની સેવાનો ભાર રહેલો છે; એટલા માટે સંઘની સેવા બરાબર થઈ શકે એવો વ્યવહાર સ્થવિરકલ્પી સાધુએ રાખવો જોઈએ. સ્થવિરકલ્પી સાધુ ઉપર સંઘનો ભાર રહેલો છે પરંતુ એ ભાર વહન કરવામાં શ્રાવકોનો સહકાર હોવો આવશ્યક છે. જો કોઈ સાધુ ઉન્માર્ગે જતા હોય તો તેમને સન્માર્ગ બતાવવો એ શ્રાવકોનું કર્તવ્ય છે. જો સાધુ બગડે તો સંસાર બગડી જાય અને સાધુ સુધરે તો સંસાર સુધરી જાય. સંસારનું કલ્યાણ કરવાનું કામ સાધુઓના હાથમાં છે. સાધુઓનો સુધાર કરવા માટે શ્રાવકોએ પણ પોતાનો સુધાર કરવો પડશે. જ્યાં સુધી શ્રાવકો પોતે સુધરશે નહિ ત્યાંસુધી તેમની અસર સાધુઓ ઉપર પડી શકશે નહિ. જનસમાજનું કલ્યાણ કરવું એ સરળ નથી. જનસમાજનું કલ્યાણ કરવા માટે સાધુઓએ સુધરવું પડશે અને સાધુઓને સુધારવા માટે શ્રાવકોએ સર્વપ્રથમ સુધરવું પડશે. સંક્ષેપમાં જીવન–સુધાર કરવામાં જ સૌનું કલ્યાણ રહેલું છે એટલા માટે પ્રત્યેક વ્યક્તિ પોતાના જીવનનો સુધાર કરી પોતાનું તથા બીજાઓનું કલ્યાણ કરે એજ મંગલકામના છે.

---

## વ્યાખ્યાનઃ સંવત્ ૧૯૯૪ ભાદરવા શુદ ૧૦ રાવવાર

### પ્રાર્થના

**જય જય જગત શિરોમણિ, હું સેવક ને તૂં ધણી,**
**અબ તૌંસું ગાઢી બણી, પ્રભુ આશા પૂરો હમ તણી;**
**મુજ મ્હેર કરો, ચંદ્ર પ્રભુ! જગજીવન અંતરજામી,**
**ભવદુઃખ હરો, સુનિયે અરજ હમારી ત્રિભુવન સ્વામી.**

—વિનયચંદ્રજી કુંભટ ચોવીશી.

શ્રી ચન્દ્રપ્રભુ ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

ભક્તજનો પરમાત્માને 'જગત શિરોમણિ' તરીકે સંબોધન કરી જય જયકાર કરે છે. 'જગત શિરોમણિ' શબ્દમાં ઘણો જ ગૂઢાર્થ રહેલો છે. જે પ્રમાણે ૐ શબ્દના ઉચ્ચારણમાં પંચ પરમેષ્ઠિ મંત્રનું રહસ્ય સમાઈ જાય છે તે જ પ્રમાણે 'જગત શિરોમણિ' સંબોધનમાં પરમાત્માના પર્યાયવાચી બધાં નામોનો સમાવેશ થઈ જાય છે.

'જગત્' શબ્દમાં સકલ સંસારનો સમાવેશ થઇ જાય છે. સ્વર્ગ–નરક આદિનો પણ

જગત્‌માં સમાવેશ થઈ જાય છે. સાંસારિક લોકો તો, કોઇ સારી ચીજ જોઇને પ્રસન્ન થાય છે અને નિકૃષ્ટ વસ્તુ જોઇને તે પ્રત્યે ઘૃણાભાવ પ્રગટ કરે છે; પરંતુ જે લોકો જગત શિરોમણિ પરમાત્માના સાચા ભક્ત છે તેઓ સારી વસ્તુ ઉપર રાગ કે મમત્વભાવ અને ખરાબ વસ્તુ ઉપર દ્વેષભાવ રાખતા નથી; કારણ કે સ્વર્ગ તથા નરકવાળા જગત્‌ના જે શિરોમણિ પરમાત્મા છે તેમના ભક્તને જગત્‌ની સારી કે ખરાબ વસ્તુ ઉપર રાગદ્વેષ કરવાનું કોઇ કારણ નથી.

જો જગત્‌માં સ્વર્ગને સ્થાન આપવામાં આવે અને નરકને બાતલ કરી દેવામાં આવે તો શું જગત્‌ને ' જગત્ ' કહી શકાય ? સ્વર્ગ–નરક હોવાને કારણે જ જગત્‌ને 'જગત્ કે સંસાર' કહેવામાં આવે છે. પિંડ હોવાને કારણે જ બ્રહ્માંડ છે. એટલા માટે સંસારમાં ખરાબ વસ્તુ કે ખરાબ માણસ શા માટે છે એમ કહી જ કેમ શકાય ? તમે તમારા શરીર પ્રત્યે પણ જરા દ્રષ્ટિપાત કરો તો તમને જણાશે કે, શરીરમાં પણ જે અશુચિ ગણવામાં આવે છે તે મલ–મૂત્ર પણ છે, અને મલ–મૂત્ર હોવાને કારણે જ શરીરનું કામ ચાલી રહ્યું છે. જો શરીરમાં મલ–મૂત્ર રહેવા ન પામે તો કોઇ જીવિત જ રહી ન શકે. જો કે મલ–મૂત્ર જોવા માત્રથી ઘૃણાભાવ પેદા થાય છે પરંતુ શરીરની સ્થિતિ માટે અશુચિરૂપ મલ–મૂત્રની પણ આવશ્યકતા રહે છે. એટલા માટે શરીરમાં મલ–મૂત્ર શા માટે છે એવો પ્રશ્ન જ ઉપસ્થિત થઈ શકતો નથી. આજ પ્રમાણે નરક શબ્દ કર્ણકટુ કે ખરાબ લાગતો હોય, પરંતુ જ્ઞાનીજનો કહે છે કે, જગત્‌ની સ્થિતિ માટે નરકનું હોવું પણ આવશ્યક છે. જગત્‌ના શિરોમણિ પરમાત્મા છે અને પરમાત્મા રાગદ્વેષ રહિત છે, તો પછી જગજ્જીવોએ પણ રાગદ્વેષથી રહિત હોવાનો જ પ્રયત્ન કરવો જોઈએ. સંસાર પ્રત્યે સમભાવ રાખવો એ જ રાગદ્વેષથી રહિત થવાનો સરળમાર્ગ છે. જો હૃદયમાં સમભાવ રાખવામાં આવે તો જગત કે જગજ્જીવો પ્રત્યે રાગદ્વેષ પેદા થવાનું કોઈ કારણ નથી. જો કોઈ પ્રત્યે રાગદ્વેષ પેદા ન થાય પણ સમભાવ પેદા થાય તો જગત શિરોમણિ પરમાત્માના દર્શન સહજ રીતે થઈ શકે છે.

કેટલાક લોકો વિષમ દૃષ્ટિ રાખીને પણ પરમાત્માનાં દર્શન કરવા ચાહે છે અને પોતાને મહાન્ મનાવવાનો પ્રયત્ન કરે છે. પરંતુ આમ કરવું એ ગંભીર ભૂલ છે. વિષમ દૃષ્ટિ રાખવાથી પરમાત્માનાં દર્શન કદાપિ થઈ શકતાં નથી. વિષમ દૃષ્ટિને દૂર કરવા માટે જ શાસ્ત્રમાં ધર્મોપદેશ આપવામાં આવ્યો છે. શાસ્ત્રના ઉપદેશ–શ્રવણથી વિષમ દૃષ્ટિ કેવી રીતે દૂર થાય છે અને સમદૃષ્ટિ કેવી રીતે પેદા થાય છે એ વાત હવે શાસ્ત્રદ્વારા સમજાવું છું:—

## સમ્યક્ત્વ પરાક્રમ—બોલ બેતાલીસમો

આત્મા જ્યારે ઉચ્ચ સ્થિતિને પામે છે ત્યારે તે બધાં સાધનોનો ત્યાગ કરી દે છે. સાધ્ય સિદ્ધ થયા બાદ સાધનોનો ત્યાગ કરી દેવો ઠીક છે, પરંતુ જો સાધ્ય સિદ્ધ કર્યા પહેલાં જ સાધનોનો પરિત્યાગ કરી દેવામાં આવે તો મુશ્કેલી પેદા થાય છે. સાધનોનો ત્યાગ તો આખરે કરવો પડે જ છે. પરંતુ સાધ્ય સિદ્ધ કર્યા બાદ જ સાધનોનો ત્યાગ કરવામાં આવે તો લાભપ્રદ છે. એટલા માટે સાધ્યને સિદ્ધ કરી સાધનોના પ્રપંચથી બચવું જોઇએ.

સાધ્યને સિદ્ધ કરવા માટે સાધનોની આવશ્યકતા માનવામાં આવી છે, એટલા માટે

અત્રે સાધનદશા વિષે પ્રશ્ન પૂછવામાં આવે છે. સાધનદશા વિષે ગૌતમ સ્વામી મહાવીર ભગવાનને પ્રશ્ન પૂછે છે કેઃ—

## બેતાલીસમો બોલ

### (૪૨) पडिरूवेणं भंते ! जीवे किं जणयइ ?

અર્થાત્—હે ભગવાન ! સ્થવિર કલ્પીના રૂપથી જીવને શો લાભ થાય છે ? આ પ્રશ્નના ઉત્તરમાં મહાવીર ભગવાને ફરમાવ્યું છે કેઃ—

**पडिरूवयाएणं लाघवियं जणयइ लहुभूएणं जीवे अप्पमत्ते पागडलिंगे विसुद्ध समत्ते सत्त समिइ समत्ते पाण-भूय-जीव-सत्तेसु विससणिज्ज रूवे अप्पडिलेहे जिइंदिए विउलतव समिइ समन्नागए यावि भवइ ॥ ४२ ॥**

ભાવાર્થઃ—પ્રતિરૂપતા (આદર્શતા—સ્થવિર કલ્પી—ની આંતર અને બાહ્ય ઉપાધિરહિત દશા) વડે જીવ લઘુતા—નમ્રતાને પામે છે, અને તેવો લઘુશીલ જીવ અપ્રમત્તપણે પ્રશસ્ત અને પ્રકટ ચિન્હોને ધારણ કરે છે. વળી તેવો જીવ નિર્મળ, સમ્યક્ત્વી અને સમિતિ સહિત બને છે તથા સર્વ જીવોને વિશ્વાસરૂપ જિતેન્દ્રિય અને વિપુલ તપશ્ચર્યાથી યુક્ત પણ થાય છે.

ભગવાન કહે છે કે, પ્રતિરૂપતાથી અર્થાત્ સ્થવિરકલ્પીનો આદર્શ વેશ ધારણ કરવાથી જીવમાં હલ્કાપણું—લઘુતા—આવે છે. આત્મા ઉપાધિથી પોતાને શક્તિશાળી માને છે, પરંતુ જ્ઞાની કહે છે કે, ઉપાધિથી જીવ શક્તિશાળી થતો નથી પરંતુ ભારી બને છે. જ્યારે જીવાત્મા પ્રતિરૂપ અર્થાત્ સ્થવિરકલ્પીનું રૂપ ધારણ કરે છે ત્યારે તેનામાં હલ્કાપણું આવે છે અને ભારીપણું મટી જાય છે. આ જ કારણે ચક્રવર્તી રાજાએ છ ખંડના રાજ્યનું આધિપત્ય છોડી દઇ અને ધન્ના શાલિભદ્ર જેવા ઋદ્ધિમંત લોકો પણ ઋદ્ધિ-સિદ્ધિનો ત્યાગ કરી આ સાધુવેશને અપનાવતા હતા. આત્મામાં સાધુવેશ ધારણ કરવાથી લઘુતા આવવાને કારણે જ સમૃદ્ધ લોકો ઋદ્ધિસિદ્ધિનો ત્યાગ કરતા હતા.

આ સાધુવેશમાં એવું તે શું છે ? એ વાત તમે લોકો જો બરાબર સમજી શકતા ન હો તો એટલું તો અવશ્ય માનો કે, महाजनो येन गतः स पन्थाः અર્થાત્ જે માર્ગે મહાન્ પુરુષો ગયા છે તે સન્માર્ગ ઉપર આપણે પણ ચાલવું જોઈએ. સાધુવેશ ધારણ કરવાથી શો લાભ થાય છે એ વિષે એમ વિચારો કે, કોઇ માણસ અંદરથી ગમે તેવો સાધુ હોય પરંતુ જો તેણે સાધુપણાનો વેશ ધારણ કર્યો ન હોય તો શું તમે તેને સાધુ માનશો ? તમે તેવા સાધુ માણસને સાધુ માનશો નહિ તેમજ વંદન પણ કરશો નહિ. જો કે કેવળ સાધુવેશ ધારણ કરવાથી કોઇ સાધુ બની શકતો નથી. પરંતુ નિશ્ચયનું કામ નિશ્ચયમાં થાય છે અને વ્યવહારનું કામ વ્યવહારમાં થાય છે. વ્યવહારમાં લિંગનું હોવું આવશ્યક માનવામાં આવ્યું છે અને એટલા જ માટે ગૌતમ સ્વામીએ સ્થવિર કલ્પી સાધુનું લિંગ ધારણ કરવાથી આત્માને શો લાભ થાય છે એવો પ્રશ્ન ભગવાનને પૂછયો છે. આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને સાધુવેશ ધારણ કરવાથી એક લાભ તો એ બતાવ્યો કે, સાધુવેશ ધારણ કરવાથી જીવાત્મામાં લઘુતા આવે છે.

સાધુવેશમાં કેવી શક્તિ રહેલી છે એ વિષે મને પણ એક સ્વાનુભવ થએલો છે. જ્યારે મેં સાધુદીક્ષા લીધી ત્યારે શિયાળો હતો અને ઠંડી ખૂબ પડતી હતી. દીક્ષા લીધી

તે પહેલાંના દિવસે રાત્રે મને એવી ટાઢ લાગી કે ખૂબ ગોદડાં ઓઢવા છતાં પણ ઠંડી ઓછી ન થઇ, ત્યારે મારા માસીયાઇ ભાઇએ મને કહ્યું કે, કાલે તો દીક્ષા લેવાની છે અને આજે આવી કડકડતી ઠંડી લાગે છે તો પછી દીક્ષા લીધા બાદ ટાઢને કેવી રીતે સહી શકશો મેં જવાબમાં કહ્યું કે, કાલની વાત કાલે જોઈ લેશું. આજે તો મને બહુ જ ટાઢ લાગી રહી છે અને માનો કે આ ઠંડી મારી પરીક્ષા કરી રહી છે.

બીજે દિવસે મેં દીક્ષા લીધી. એ જ રાતના સમયે નદી કિનારે આવેલા એક મંદિરમાં અમે વાસ કર્યો. મંદિરનું દ્વાર નદીની સન્મુખ હતું અને ત્યાંથી સૂસવાટા કરતો પવન ફુંકાતો હતો. મારા શરીર ઉપર કેવળ એક ગાતી–પછેડી હતી અને ઓઢવા માટે એક ચાદર હતી. ઓઢવાનાં સાધનો આટલાંજ હોવા છતાં મને ઠંડી લાગી નહિ અને રાત્રે નિદ્રા પણ એવી આવી ગઇ કે, રાત્રિ પૂરી ક્યારે થઈ તેની ખબર પણ ન પડી. જો કે ટાઢ તો તે દિવસે પણ પહેલાં જેટલીજ હતી. થોડાં વસ્ત્રો પહેરવા છતાં મને ટાઢ ન લાગી તેનું કારણ વિચારતાં મારા મનમાં એવો વિચાર સ્ફુર્યો કે, કાલે હું સાધુલિંગમાં ન હતો તેથી ઘણાં ગોદડાં ઓઢવા છતાં મારી ટાઢ ઓછી ન થઈ, અને આજે હું સાધુલિંગમાં છું અને તે કારણે આટલાં થોડાં વસ્ત્રો પહેરવા છતાં મને ટાઢ ન લાગી. આ સાધુવેશનો જ પ્રતાપ છે. જ્યારે મેં દીક્ષા લીધી ત્યારે મારી ઉંમર વધારે ન હતી, છતાં મને એમ લાગતું હતું કે મારા મસ્તક ઉપરનો ભાર ઊતરી ગયો છે. જ્યારે નાની ઉંમરમાં પણ સાધુવેશ ધારણ કરવાથી લઘુતાનો અનુભવ થયો તો પછી જેઓ છ ખંડની ઋદ્ધિ–સમૃદ્ધિનો ત્યાગ કરી દીક્ષા લેતા હશે તેમને લઘુતાનો કેવો અનુભવ થતો હશે! આ પ્રમાણે સાધુવેશ ધારણ ન કરવાથી જીવ ઉપર સંસારનો ભાર રહે છે, પરંતુ સાધુવેશ ધારણ કરવાથી જીવ હલ્કો–લઘુ બની જાય છે.

સાધુવેશ ધારણ કરવાથી જીવાત્મા હલ્કો બની જાય છે એ વાતનું પ્રમાણ બતાવતાં ભગવાન કહે છે કે, જ્યારે આત્મા હલ્કો થાય છે ત્યારે તે પ્રમાદરહિત બની જાય છે. જો કે, પ્રમત્ત અવસ્થા છઠ્ઠા ગુણસ્થાન સુધી હોય છે પરંતુ અહીં જે પ્રમાદરહિત હોવાનું કહેવામાં આવ્યું છે તેનો અર્થ એ છે કે, આત્મા સાધુલિંગ ધારણ કરતાં જ મદ, વિષય, કષાય આદિ પ્રમાદથી પૃથક્ થઇ જાય છે. સાધુલિંગ ધારણ કરવાથી જીવાત્મા પ્રમાદનું સેવન કરતાં અચકાય છે, અને કદાચ પ્રમાદનું સેવન થઇ જાય તો સાધુવેશનું ધ્યાન આવતાં જ તે પ્રમાદનો ત્યાગ કરી દે છે. દાખલા તરીકે પ્રસન્નચન્દ્ર ઋષિએ સાતમા નરકમાં જવા યોગ્ય સંકલ્પો કર્યા હતાં, પરંતુ જ્યારે તેમણે પોતાના મસ્તક ઉપર હાથ મૂકયો ત્યારે હું સાધુવેશમાં છું એવું ભાન થતાં જ તેઓ મૂળ સ્થિતિએ આવી ગયા. તે રાજર્ષિ પણ આખરે સુવિહિત વેશના પ્રભાવે જ મૂળ સ્થિતિએ આવી શકયા. સાધુવેશે જ તેમને નરકમાં જતાં બચાવ્યા. આ પ્રમાણે સાધુવેશ ધારણ કરવાથી આત્મા લઘુતાને પામે છે. જો કે ભગવાને એ તો સ્પષ્ટ કહ્યું છે કે, કોઇ વ્યક્તિ જો સાધુવેશ ધારણ કરવા છતાં પણ પોતાના પરિણામને સારાં રાખે નહિ તો તેની મતિ પ્રમાણે જ ગતિ થાય છે, પરંતુ સાધુવેશ આત્માને સ્થિર કરવામાં ઘણીવાર સહાયક બને છે અને એ જ કારણે એમ કહેવામાં આવ્યું છે કે, સાધુવેશ ધારણ કરવાથી આત્મા લઘુતાને પામે છે અને લઘુતાશીલ બની જીવાત્મા અપ્રમાદી બને છે. જો કે સાધુવેશ ધારણ કરતાં જ પ્રમાદ સર્વથા છૂટી જતો નથી, પરંતુ વેશ પ્રમાદથી

મુક્ત થવાના માર્ગે લઈ જાય છે અને કોઈક સમયે તો આત્માને પતિત થતાં પણ બચાવી લે છે. સાધુવેશ તો પ્રમાદરૂપી શસ્ત્રાસ્ત્રોનાં આઘાતોથી બચવા માટે બખ્તરનું કામ કરે છે.

કેટલાક લોકો આધ્યાત્મિકતાને નામે સાધુવેશાદિની ઉપેક્ષા કરે છે પરંતુ આ તેમની ભૂલ છે. ભગવાને આપણા કલ્યાણ માટે જ સાધુવેશ ધારણ કરવાનું બતાવ્યું છે. સાધુવેશ ધારણ કરવાથી શો લાભ થાય છે ? એ વાત તો અનુભવગમ્ય છે, બુદ્ધિગમ્ય નથી, એટલા માટે ભગવાને કહ્યું છે કે, સાધુવેશ ધારણ કરવાથી જ આત્માને લઘુતાનો અનુભવ થાય છે.

કહેવાનો આશય એ છે કે, સાધુવેશ ધારણ કરવાથી જીવાત્મા દ્રવ્ય તેમજ ભાવથી હલકો બની જાય છે. દ્રવ્યથી તો તે ઉપકરણાદિના ભારથી હલકો થઈ જાય છે અને ભાવથી પ્રમાદભારથી હલકો થઈ જાય છે. શાસ્ત્રમાં સાધુ માટે જેટલાં ઉપકરણાદિ રાખવાનું વિધાન કરવામાં આવ્યું છે તેથી વિશેષ ભંડોપકરણાદિને સાધુ પોતાની પાસે રાખી શકે નહિ. અને એટલા જ માટે સાધુ દ્રવ્યથી ઉપકરણાદિના ભારથી હલકા બની જાય છે. સાધુની પાસે એવી કોઈ ચીજ ન હોવી જોઇએ, કે જેના વિષે તેઓ પૂછવાથી જવાબ આપી ન શકે. સાધુની પાસે જે કોઇ ચીજ હોય તે ચીજ સંયમમાં સહાયક અને મતલબની હોય. મતબલ વિનાની કોઇ પણ ચીજ સાધુની પાસે હોવી ન જોઇએ. જે ચીજદ્વારા ઇન્દ્રિયોના વિષયોનું પોષણ થાય અને સાધુતાનો હ્રાસ થાય એવી ચીજ સાધુ રાખી શકે નહિ. સાધુ તો સંયમને સહાયક થાય અને સાધુતાની પુષ્ટિ થાય એવી જ ચીજ રાખી શકે અને તે પણ શાસ્ત્રવિહિત પરિમાણમાં. આ પ્રમાણે સાધુ દ્રવ્યથી અનેક ઉપકરણોની ઉપાધિથી મુક્ત થઈ હલકો થઈ જાય છે અને ભાવથી ક્રોધાદિ કષાયનો ત્યાગ કરી હલકો થઇ જાય છે. સાધુલિંગને ધારણ કરનાર કોઈ વ્યક્તિ જો કદાચિત્ ક્રોધ કરવા લાગે તો શ્રાવક સાધુને એમ કહી શકે કે, મહારાજ ! આપ સાધુ છો તો તમે ક્રોધ કરો એ ઉચિત કહી ન શકાય. અમે તો ગૃહસ્થ છીએ, પરંતુ આપ તો ક્રોધાદિને જીતનાર સાધુ છો એટલા માટે તમે ક્રોધ કરો એ ઉચિત ન કહેવાય. આ પ્રમાણે શ્રાવકોના કથન માત્રથી ક્રોધ ન કરનાર સાધુ પણ કષાયથી બચી જાય છે અને સાધુવેશ હોવાને કારણે ક્રોધ, વિષય, કષાય, નિદ્રા આદિ પ્રમાદોથી બચી જાય છે. સુવિહિત સાધુવેશને કારણે જીવાત્મા પાપ તથા પ્રમાદથી બચી જાય છે અને કર્મગુરુતાના ભારથી હલકો બની જાય છે.

સાધુવેશ પ્રમાદને જિતવા માટે ધારણ કરવામાં આવે છે, પ્રમાદને વધારવા માટે નહિ. સરકાર પોતાના સીપાઇઓને શસ્ત્રો આપે છે તે વૈરી ઉપર વિજય મેળવવા આપે છે, વૈરીઓથી પરાજિત થવા માટે સરકાર સીપાઇઓને શસ્ત્ર આપતી નથી. આ જ પ્રમાણે સુવિહિત વેશ પણ પ્રમાદને જિતવા માટે પહેરવામાં આવે છે. આ સિવાય સાધુવેશ સાધુતાનું ચિહ્ન છે એટલા માટે પણ ધારણ કરવામાં આવે છે. જેમણે સાધુવેશ ધારણ કર્યો નથી તેઓ વ્યવહારમાં સાધુ કહેવાતા નથી. પ્રકટ વ્યવહારમાં તેઓ જ સાધુ કહેવાય છે કે જેમણે સાધુલિંગ ધારણ કર્યું હોય છે. ઉદાહરણ તરીકે કોઈ પોલીસનો માણસ હોય પરંતુ જો તે પોલીસનો પટ્ટો ન પહેરે તો કોઈ તેને પોલીસ માનશે નહિ તેમજ તેનો હુકમ પણ માનશે નહિ. ભલે તે પોલીસને છુપીપોલીસ માનવામાં આવે, પરંતુ પોલીસનો પટ્ટો પહેર્યા વિના તેને પ્રકટરૂપે પોલીસનો માણસ માની ન શકાય. આ જ પ્રમાણે કોઈ અંદરથી ભલે સાધુ-

તાના ગુણવાળો હોય, પરંતુ જ્યાંસુધી તે સાધુલિંગ ધારણ ન કરે ત્યાંસુધી તેને પ્રકટમાં સાધુ કહી કે માની શકાય નહિ. એટલા જ માટે શ્રી ઉત્તરાધ્યયન સૂત્રમાં એમ કહેવામાં આવ્યું છે કે:–लोगे लिंग पयोयणं–लोके लिङ्ग प्रयोजनम्। અર્થાત્–લોકોમાં લિંગનું પ્રયોજન છે. લિંગથી એક તો સુવિહિત સાધુ માનવામાં આવે છે અને બીજું લિંગથી જ્ઞાન, દર્શન તથા ચારિત્રની પણ રક્ષા થાય છે. રજોહરણ તથા મુખવસ્ત્રિકા જીવોની રક્ષા માટે જ રાખવામાં આવે છે. આ પ્રમાણે સાધુલિંગ પ્રશસ્ત છે. સાધુઓની પાસે જે કોઈ ચીજ હોય તે જ્ઞાન, દર્શન તથા ચારિત્રની રક્ષા માટે જ હોવી જોઇએ. જે ચીજ જ્ઞાન, દર્શન તથા ચારિત્રની ઘાતક હોય તેવી એક પણ ચીજ સાધુ પોતાની પાસે રાખી ન શકે તેમ પોતાની પાસે રાખવી પણ ન જોઇએ.

સાંભળ્યું છે કે, વાંકાનેરના મહારાજા સાહેબ એકવાર આપણી સમાજના નાગજી સ્વામીની પાસે આવ્યા અને તેમને પૂછ્યું કે, "મહારાજશ્રી! આપની પાસે કઇ કઇ ઉપાધિ છે?" નાગજી સ્વામીએ પોતાનાં બધાં ઉપકરણો બતાવી દીધાં. સ્વામીનાં ઉપકરણો જોઈ મહારાજા સાહેબ બહુ જ પ્રસન્ન થઇ કહેવા લાગ્યા કે સાધુની પાસે જેટલી ચીજો હોવી જોઇએ તેટલી જ ચીજો તમારી પાસે છે.

કહેવાનો આશય એ છે કે, સાધુલિંગ પ્રશસ્ત છે. એટલા માટે સાધુની પાસે ગુણ પેદા કરનારી ચીજો જ રહી શકે, અવગુણ કરનારી ચીજો સાધુની પાસે રહી શકે નહિ. સાધુની પાસે એવી જ ચીજો હોઇ શકે કે જે ચીજો બીજા કોઇને ગમે ત્યારે બતાવવામાં સાધુઓને મનમાં સંકોચ કરવો ન પડે. ઉદાહરણ તરીકે, જો કોઈ સાધુ પાસે અરીસો કે દાંતીયો હોય તો તે ચીજ બતાવવામાં સાધુને સંકોચ થાય અને તે ચીજ જોઇને લોકો પણ સાધુનો ઉપહાસ કરે. અરીસો કે દાંતીયો રાખવો એ સાધુને માટે વર્જ્ય છે. આથી વિપરીત જો સાધુની પાસે શાસ્ત્ર હોય તો શાસ્ત્ર બતાવવામાં સાધુને કોઇ પ્રકારના સંકોચમાં પડવું ન પડે. શાસ્ત્ર એ તો સાધુતાનું ચિહ્ન તેમજ ભૂષણ છે. પૂજ્યશ્રી શ્રીલાલજી મહારાજ કહેતા હતા કે, શાસ્ત્ર એ તો જૈન સાધુનો શણગાર છે.

પ્રશસ્ત લિંગ ધારણ કરવાથી આત્મામાં વિશુદ્ધતા આવે છે તથા વિશુદ્ધતા વધવા પામે છે. પ્રશસ્ત સાધુલિંગથી સમકિતાદિ ગુણની વૃદ્ધિ થાય છે તથા આ ગુણોમાં આત્મા સ્થિર થાય છે. સુવિહિત વેશ તે જ સાધુ–ધારણ કરી શકે છે કે, જેનામાં સમકિતાદિ ગુણ હોય છે. સાધુવેશથી સમકિતાદિ ગુણોની રક્ષા તથા વૃદ્ધિ થાય છે.

સ્થવિરકલ્પીનો વેશ ધારણ કરવાથી બીજો શો લાભ થાય છે એ બતાવતાં ભગવાને કહ્યું છે કે, આપત્તિકાલમાં સાધુવેશ અધ્યવસાયને નિશ્ચલ રાખે છે. આપત્તિકાલમાં વેશ અધ્યવસાયને કેવી રીતે નિશ્ચલ રાખે છે એ વાત વિષે વિચારતાં મારા સ્વાનુભવનું અત્રે સ્મરણ થઇ આવે છે:—

ઘોડનદીમાં એક શ્રાવિકા સામાયિકમાં બેઠી હતી. સામાયિકના સમયે એક વિછુએ તે સ્ત્રીને ડંખ માર્યો. વિછુએ ડંખ માર્યો છતાં તે શ્રાવિકા સામાયિક પૂર્ણ ન થઇ ત્યાંસુધી ચૂપચાપ બેસી રહી, પરંતુ સામાયિક પૂર્ણ થતાં જ તે બૂમ પાડી રોવા લાગી. લોકોએ

રોવાનું કારણ પૂછતાં તે શ્રાવિકાએ કહ્યું કે, મને વિછુએ ડંખ માર્યો છે અને ડંખની અસહ્ય પીડાને કારણે રોઈ રહી છું. આ કથન સાંભળી લોકોએ કહ્યું કે, જ્યારે વિછુએ ડંખ માર્યો ત્યારે તમે શાન્ત કેમ બેસી રહ્યા? શ્રાવિકાએ ઉત્તર આપ્યો કે, હું તે વખતે સામાયિકમાં બેઠેલી હતી એટલે સામાયિકમાં કેમ રોઇ શકું! આ પ્રમાણે તે શ્રાવિકા વિછુએ ડંખ માર્યો છતાં સામાયિકમાં મનને મજબૂત કરી બેસી રહી અને પોતાના અધ્યવસાયને દૃઢ રાખી શકી. આ પ્રમાણે વેશ આપત્તિકાલમાં અધ્યવસાયને નિશ્ચલ રાખે છે.

આજે સામાયિકને નિરુપયોગી માનવામાં આવે છે અને કેટલાક લોકો સામાયિક–ક્રિયાની વિરુદ્ધ પણ બોલે છે, પરંતુ વાસ્તવમાં સામાયિકની વિરુદ્ધ કહેનાર લોકો ભૂલ કરે છે. કોઈ આપત્તિના સમયે સામાયિકદ્વારા અધ્યવસાય નિશ્ચલ રહે છે. કેટલાક લોકોને સામાયિક–ક્રિયા સામાન્ય લાગે છે પરંતુ વાસ્તવમાં સામાયિક કેવી જીવનસાધક છે તે તો વખત આવ્યે ખબર પડે છે. જેઓ સામાયિક બરાબર નિયમિતરૂપે કરે છે તેઓ સામાયિકનો પ્રભાવ કેવો હોય છે તે જાણી શકે છે. ઉદાહરણ તરીકે ચોરો હમેશાં આવતા નથી છતાં તિજોરીને હમેશાં તાળું દેવામાં આવે છે. જ્યારે તિજોરીને હમેશાં તાળું દે છે ત્યારે જ ચોર ચોરી કરવા આવે છે છતાં ધનની રક્ષા થઇ શકે છે. આ જ પ્રમાણે વેશથી પણ આપત્તિકાલમાં અધ્યવસાયોની રક્ષા થાય છે એટલું જ નહિ પણ સાધુલિંગ પાંચેય સમિતિઓનું પાલન કરાવવામાં સમર્થ થાય છે. સાધુવેશની મહત્તા બતાવતાં ભગવાને આગળ કહ્યું છે કે, સાધુવેશને ધારણ કરનાર સાધુ, પ્રાણી, ભૂત, જીવ, સત્ત્વ આદિ બધાં પ્રાણીઓનો વિશ્વાસપાત્ર બની જાય છે. આ સાધુવેશને ધારણ કરનાર સાધુ નિષિદ્ધ ઘરમાં પણ નિઃસંકોચ થઇ જઇ શકે છે. આજે સાધુવેશધારી લોકો ઉપર જે અવિશ્વાસ પેદા થએલો જોવામાં આવે છે તેનું કારણ કોઇક બીજું હશે, પરંતુ સાધુવેશ તો વિશ્વાસ પેદા કરવામાં સાધનભૂત જ છે.

સુવિહિત સાધુવેશ ઉપાધિને અલ્પ કરવામાં સાધનભૂત બને છે અને તે કારણે અનેક પ્રકારની ઝંઝટો પણ દૂર થઇ જાય છે. વેશધારી અલ્પ ઉપાધિ જ રાખી શકે છે અને આ પ્રમાણે તે અધિક સામાન સાચવવાની ઝંઝટોથી બચી જાય છે. સાધુવેશ જીવને જિતેન્દ્રિય બનવાનો પણ મૂક સંદેશ સંભળાવે છે. આ પ્રમાણે સાધુવેશ વિપુલ તપ–સંયમ આદિ સદ્‌ગુણોની પ્રાપ્તિ કરાવે છે તથા સદ્‌ગુણોનું સંરક્ષણ કરવામાં પણ સાધક નીવડે છે.

સુવિહિત સાધુવેશદ્વારા પેદા થતાં અનેક ગુણોમાંના પ્રત્યેક ગુણ વિષે અત્રે વિચાર કરવા માટે ઘણા સમયની આવશ્યકતા રહે છે, એટલા માટે સમુચ્ચયરૂપે અત્રે એટલું જ કહેવામાં આવે છે કે, સુવિહિત સાધુવેશદ્વારા અનેક ગુણોની પ્રાપ્તિ થાય છે, અને જે લોકો સુવિહિત સાધુવેશને ધારણ કરી તેની પ્રતિષ્ઠા તેમજ રક્ષા કરે છે તેઓ પોતાનું તથા બીજાઓનું આત્મકલ્યાણ સાધી શકે છે.

વળી સ્થવિર–વેશ ધારણ કરવો એ તો પરમાત્માના દરબારમાં બેઠક પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરવા સમાન છે. દરબારમાં બેસનાર લોકોએ પણ વેશના વિષે સાવધાની રાખવી પડે છે, તો પછી શું પરમાત્માના દરબારમાં બેસવા માટે વેશની સાવધાની રાખવી ન જોઈએ? અવશ્ય રાખવી જોઇએ. સાધુવેશનો સ્વીકાર કરી પ્રત્યેક સાધુએ એ વાતનો વિચાર

કરવો જોઈએ કે, મહાન્ ચક્રવર્તી પણ પોતાની ઋદ્ધિ–સંપદાનો ત્યાગ કરી જે વેશ ધારણ કરે છે તેજ વેશ મને પણ મળેલો છે, એટલા માટે મારે આ સાધુવેશની વિરૂદ્ધ કે તેને કલંક લાગે એવું કોઇ કામ કરવું ન જોઇએ. સાધુવેશની પ્રતિષ્ઠાને સુરક્ષિત રાખવાનો ભાર અમારી ઉપર પણ છે ;અને તમારી ઉપર પણ છે. કારણ કે તમે લોકો પણ ચતુર્વિધ તીર્થમાંના એક છો. શાસ્ત્રમાં કહ્યું છે કે:—

**चउविहे संघे पण्णत्ते तंजहा समणाए, समणीए, सावगाए, साविगाए य।**

અર્થાત્–સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા એ ચતુર્વિધ સંઘ છે. એટલા માટે તમારે પણ એવું કોઈપણ કામ કરવું ન જોઇએ કે, જેને કારણે સંઘ કે શાસનની પ્રતિષ્ઠાને કલંક લાગે. તમારે તો સંઘ અને શાસનની પ્રતિષ્ઠા અને કીર્તિ વધવા પામે એવાં જ સુકાર્ય કરવાં જોઇએ.

જેમણે સાધુવેશ ધારણ કર્યો છે તેમણે એમ વિચારવું ન જોઇએ કે, હવે મારે કાંઇ કરવાનું બાકી રહ્યું નથી; પરંતુ તેમણે એમ વિચારવું જોઇએ કે, બીજા લોકો ભલે પોતાના કર્ત્તવ્યથી ભ્રષ્ટ થઈ જાય પણ હું મારા કર્ત્તવ્યને છોડી શકું નહિ.

શાસ્ત્રકારોએ જનસમાજને આ કલ્યાણનો માર્ગ બતાવ્યો છે. આ કલ્યાણના માર્ગે જઈ અનેક સાધકોએ સ્વ-પરનું કલ્યાણ સાધ્યું છે અને અનેક સાધકો કલ્યાણ સાધી રહ્યા છે. કલ્યાણના માર્ગે ચડી બધા લોકો સ્વ-પરનું આત્મકલ્યાણ કરે એ જ હૃદયગત ભાવના છે.



## વ્યાખ્યાન : સંવત ૧૯૯૪ ભાદરવા શુદ ૧૧ સોમવાર



### પ્રાર્થના

**'કાકંદી' નગરી ભલી હો, શ્રી 'સુગ્રીવ' નૃપાલ;**
**'રામા' તસુ પટરાણી હો, તસ સુત પરમ કૃપાલ.**
**શ્રી સુવાધ જિનેશ્વર વંદિયે હો. ॥ ૧ ॥**

—વિનયચંદ્રજી કુંભટકૃત ચોવીશી.

શ્રી સુવિધિનાથ ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

આત્મા અને પરમાત્મા વચ્ચે જે અંતર છે તે અંતરને દૂર કરવા માટેજ પરમાત્માની પ્રાર્થના કરવામાં આવે છે. આત્મા પોતાને ભૂલી જઈ, સંસારનાં પદાર્થોના ભ્રમમાં પડી જઇ દિનરાત સાંસારિક પદાર્થોની જ ઝંખના કર્યા કરે છે. પર પદાર્થોમાં રમણ કરવું અને સ્વ–પદાર્થને ભૂલી જવો એ જ આત્માની ભૂલ છે. આ ભૂલને ભૂલી જવા માટે આત્માએ પરમાત્માના શરણે જવું જોઇએ. પરમાત્માના શરણે જવા માટે જ પરમાત્માની પ્રાર્થના કરવામાં આવે છે.

શાસ્ત્રમાં પરમાત્માનું સ્વરૂપ ઘણા જ વિસ્તાર–પૂર્વક બતાવવામાં આવેલ છે અને સાથે સાથે પરમાત્માને પ્રાપ્ત કરવાનો માર્ગ પણ બતાવવામાં આવેલ છે. શાસ્ત્ર કહે છે કે, પરમાત્માને પ્રાપ્ત કરવા માટે બહુ દૂર જવાની જરૂર નથી. પરમાત્માને પ્રાપ્ત કરવા માટે માત્ર પોતાના અન્તઃકરણને શુદ્ધ બનાવવું આવશ્યક છે. આત્માને બીજી વસ્તુઓની સાથે જે સંબંધ છે તે સંબંધ તો દૂરનો છે, પરંતુ પરમાત્માનો સંબંધ તો ઘણો જ સમીપનો છે. તેમ છતાં આત્મા સમીપના સંબંધને ભૂલી જઇ દૂરના સંબંધને પકડી બેઠો છે એ કેવી ગંભીર ભૂલ છે ! આ દુર્લભ માનવશરીર પ્રાપ્ત કરીને પણ જો આ ભૂલ દૂર કરવામાં ન આવી તો પછી તે ભૂલ ક્યારે દૂર થઈ શકશે ? માનવ તો જાણે ઇશ્વરનો સાક્ષાત્ પ્રતિનિધિ જ છે. આ માનવ શરીર શા માટે મળ્યું છે અને આત્મા શું કરી રહ્યો છે એ વિષે વિચાર કરવામાં આવે તો આત્માની ભૂલ તરતજ જણાઈ આવે. ભક્તજન આત્માની આ ભૂલને દૂર કરવા માટે જ પરમાત્માના શરણે જઈ પ્રાર્થના કરે છે કે, ' હે પ્રભો ! મારી આ ભૂલ દૂર થાય એ જ હું ચાહું છું, બીજું કાંઈ ચાહતો નથી. ' પાપને કારણે આત્મા આ પ્રકારની જે ભૂલ કરે છે તે ભૂલ પરમાત્માની પ્રાર્થના દ્વારા દૂર થઈ જાય છે. શાસ્ત્રમાં પણ કહ્યું છે કેઃ–

**तहारूवाणं अरिहन्ताणं भगवन्ताणं नामगोयस्स समणिया महाफलं ।**

આ પ્રમાણે જ્યારે પરમાત્માના નામગોત્રનું સ્મરણ કરવા માત્રથી મહાફલ પ્રાપ્ત થાય છે, તો પરમાત્માની પ્રાર્થના કરવાથી તથા પરમાત્મ–ચિંતન કરવાથી કેટલું બધું ફલ પ્રાપ્ત થઈ શકે ? આ વાતને દૃષ્ટિમાં રાખીનેજ ભક્તજન કહે છે કે, " હે પ્રભો ! જે પાપને કારણે મારાથી ભૂલ થઇ રહી છે તે ભૂલથાપને–પાપને દૂર કરવા માટે જ હું તારી પ્રાર્થના કરી રહ્યો છું. " આ પ્રમાણે પરમાત્માના શરણે જવાથી અને તેમની પ્રાર્થના કરવાથી આત્માનું કલ્યાણ થયા વગર રહેતું નથી. પરમાત્મા અશરણના શરણ છે. શરણાગતને અવશ્ય શરણ આપે છે. પરમાત્મા કેવા છે તે વિષે કહ્યું છે કેઃ–

અષ્ટ ગુણા કરી ઓળખ્યો રે જોતિ સ્વરૂપ ભગવન્ત.

અર્થાત્–પરમાત્માએ આઠ કર્મોને નષ્ટ કરી આત્મસ્વરૂપ પ્રકટાવ્યું છે. આવા પરમાત્માના શરણે જવામાં એકાન્તરૂપે કલ્યાણ જ રહેલું છે. પરમાત્માના શરણે ગયા વિના આત્માનું કલ્યાણ થઈ શકે નહિ. ભગવદ્ભાષિત સૂત્રમાં પણ આત્માને કલ્યાણના માર્ગે જવાનો ઉપદેશ આપવામાં આવ્યો છે એટલા માટે હવે શાસ્ત્રવચનદ્વારા કલ્યાણનો માર્ગ બતાવવામાં આવે છેઃ—

## સમ્યક્ત્વ પરાક્રમ—બોલ તેંતાલીસમો

જે સાધુ, સાધુવેશને ધારણ કરી કર્તવ્યપાલનમાં તત્પર રહે છે તે આત્મકલ્યાણ સાધે છે. સાધુવેશની શોભા વાસ્તવમાં સેવામાં રહેલી છે. નીતિકારોએ સેવાને પરમ ધર્મ માનેલ છે. સેવા પણ તપોમાર્ગ છે. એટલા માટે વૈયાવૃત્ય ( સેવાભાવ ) વિષે ગૌતમસ્વામી મહાવીર ભગવાનને પ્રશ્ન પૂછે છે કેઃ–

## તેંતાલીસમો બોલ

## (४३) वैयावच्चेणं भंते ! जीवे किं जणयइ ?

અર્થાત્–હે ભગવાન ! વૈયાવૃત્ય અર્થાત્ સેવાથી જીવાત્માને શો લાભ થાય છે? આ પ્રશ્નના ઉત્તરમાં મહાવીર ભગવાને ફરમાવ્યું કેઃ—

**वैयावच्चेणं तित्थयरनामगोत्तकम्मं निबन्धइ ।४३।**

અર્થાત્–વૈયાવૃત્ય–સેવા કરનાર વ્યક્તિ તીર્થંકરનામગોત્ર કર્મ બાંધે છે.

વૈયાવચ્ચ–વૈયાવૃત્યને વ્યાવહારિક ભાષામાં સેવા કહેવામાં આવે છે. વૈયાવૃત્ય એટલે સેવા. કેટલાક લોકો સેવા કરવી એ હલકું કામ છે એમ માને છે. પરંતુ જ્ઞાની લોકો કહે છે કે, સેવાને હલકું કામ માનનાર વાસ્તવમાં પોતે જ હલકો રહે છે, અર્થાત્ તે ઉચ્ચ અવસ્થાને પ્રાપ્ત થતો નથી. સેવા એ હલકું કામ નથી, એ તો મહાન્ કામ છે. સેવા કરનારે મનમાં એમ માનવું જોઈએ કે, હું જે સેવા કરૂં છું તે પરમાત્માની જ સેવા કરૂં છું. આ પ્રમાણે માનીને જે સાધુ સ્વયંસેવકની માફક સેવા કરે છે તેમને માટે ભગવાને કહ્યું જ છે કે વૈયાવૃત્ય–સેવા કરનાર તીર્થંકરનામગોત્ર બાંધે છે. જ્યારે બીજાની સેવા કરતી વખતે હું પરમાત્માની સેવા કરૂં છું એમ માનવામાં આવે છે ત્યારે તે સેવા કોઈ અનોખી–અનુપમ જ થાય છે.

કેટલાક લોકો સેવાના નામે બહારથી સેવાનો ઢોંગ બતાવે છે અને અંદરથી સાચી સેવા કરતા નથી. આવા લોકો વિષે જ્ઞાનીજનો કહે છે કે જેઓ કૂડકપટ કરી વાસ્તવમાં સેવા કરતા નથી પરંતુ સેવા કરવાનો ઢોંગ કરે છે, તે લોકો પરમાત્માની સેવા કરતા નથી પરંતુ ગુલામીની સેવા કરે છે. સાચી સેવામાં કોઇ દિવસ કૂડકપટનો વ્યવહાર કરવામાં આવતો જ નથી. શ્રી સ્થાનાંગ સૂત્રમાં દશ પ્રકારની સેવા બતાવતાં કહ્યું છે કેઃ—

**(१) आयरिये–वैयावच्च, (२) उवज्झाय–वैयावच्च, (३) थेर–वैयावच्च, (४) तवसी–वैयावच्च, (५) सेक्ख–वैयावच्च, (६) गिलाण–वैयावच्च, (७) गण–वैयावच्च, (८) कुल–वैयावच्च, (९) संघ–वैयावच्च, (१०) साधर्मी–वैयावच्च ।**

અર્થાત્–સેવા દશ પ્રકારની છેઃ—(૧) આચાર્યની સેવા, (૨) ઉપાધ્યાયની સેવા, (૩) સ્થવિરની સેવા, (૪) તપસ્વીની સેવા, (૫) શિષ્યની સેવા, (૬) ગ્લાન–રોગીની સેવા, (૭) ગણની સેવા, (૮) કુલની સેવા, (૯) સંઘની સેવા, અને (૧૦) સહધર્મીની સેવા.

આ દશ પ્રકારની સેવા બતાવવામાં આવેલ છે. આમાંથી આચાર્યની સેવા કરવાથી શો લાભ થાય છે? એ બતાવતાં કહેવામાં આવ્યું છે કે, આચાર્યની સેવા કરવાથી પ્રતિક્ષણ અનન્ત કર્મોનો ક્ષય થાય છે અને આખરે મોક્ષ પ્રાપ્ત થાય છે. આ જ પ્રમાણે પ્રત્યેક વૈયાવૃત્ય–સેવા વિષે પ્રશ્નોત્તર કરવામાં આવેલ છે. અત્રે ગૌતમ સ્વામીએ સમુચ્ચયરૂપે વૈયાવૃત્ય–સેવાના ફલ વિષે ભગવાનને પ્રશ્ન પૂછયો છે. આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને ફરમાવ્યું છે કે, સેવા કરનાર તીર્થંકરનામગોત્ર કર્મને બાંધે છે.

**જૈનશાસ્ત્રોમાં તીર્થંકર પદથી કોઈ મોટું પદ માનવામાં કે કહેવામાં આવેલ નથી. આ પદ બીજા કોઈ પુણ્યના ફળ સ્વરૂપ મળે છે એવું આ ૭૩ બોલમાં કયાંય મારા જોવામાં આવ્યું નથી, પરંતુ વૈયાવૃત્ય-સેવાથી જ આ મહા-ફળ મળે છે એમ કહેવામાં આવ્યું છે.** ભગવાને સેવાનું ફળ આટલું બધું બતાવ્યું છે. જે સેવાનું આવું મહાફળ પ્રાપ્ત થાય છે તે સેવા કરવામાં જો કોઇ કૂડકપટનો વ્યવહાર કરે તો એ તેની કેવી મૂર્ખતા કહેવાય ! જે સેવામાં છળકપટ કરે છે તે ગુલામીની સેવા કરે છે એમ સમજવું જોઈએ. જે કોઇ પોતાની કોઈ પ્રકારની સેવાને પરમાત્માની સેવા માનીને સેવા કરે છે, તે સેવા કરવામાં છળકપટનો વ્યવહાર કરી શકે જ નહિ.

સેવા અનેક પ્રકારે થાય છે. ગ્રન્થોમાં કહ્યું છે કે, ભરતજી તથા બાહુબલજી પૂર્વ-જન્મમાં પાંચસો મુનિઓની સેવા કરતા હતા. તે મુનિઓની બહિરંગ સેવા ભરતજી કરતા હતા અને અન્તરંગ સેવા બાહુબલજી કરતા હતા. આ સેવાના પરિણામે બાહુબલજીને શારીરિક બળ મળ્યું અને ભરતજીને ઋદ્ધિ-સંપદાનું બળ મળ્યું. સેવાનું આ ફળ બહિરંગ છે. સેવા દ્વારા જે બીજું ફળ મળે છે તે ફળ તો ઘણું જ મહાન્ છે અને તેને માટે ભગવાને કહ્યું જ છે કે, વૈયાવૃત્ય-સેવા કરનાર તીર્થંકરનામગોત્ર બાંધે છે. ભગવાન ઋષભદેવને માટે પણ એમ કહેવામાં આવે છે કે, તેમણે જીવાનન્દ વૈદ્યના ભવમાં એક મુનિની ઘણી જ સેવા કરી હતી અને તે સેવાનું તેમને મહાફળ મળ્યું હતું.

શાસ્ત્રમાં જ્યારે મુનિને માટે પણ સેવા કરવાનું બતાવવામાં આવેલ છે, ત્યારે તમારે સેવાકાર્યને કેટલું બધું અપનાવવું જોઈએ તેનો વિચાર તમે પોતે જ કરી શકો છો. કેટલાક લોકોને સામાયિક-પૌષધ આદિ ધાર્મિક ક્રિયા કરવાની તો હોંશ હોય છે, પરંતુ સેવાનું કાર્ય કરવા પ્રત્યે અરુચિ હોય છે. અને જો કોઈ રોગીની સેવા કરવાનો પ્રસંગ સાંપડે છે ત્યારે તેમને મુશ્કેલી જણાય છે. રોગી ઊલ્ટી-ઝાડા પણ કપડાંમાં જ કરી દે છે અને કોઈવાર રસ્તામાં ચક્કર ખાઈ પડી પણ જાય છે. આવા રોગી માણસની સેવા કરવી કેટલી મુશ્કેલ છે! છતાં જે સેવાભાવી લોકો રોગીની સેવાને પરમાત્માની સેવા માની સેવા કરે છે તેમની ભાવના કેટલી બધી ઉચ્ચ હશે તેનો પણ ખ્યાલ આવી શકે છે.

વાસ્તવમાં આ અખિલ સંસાર સેવાને કારણે જ ટકી રહ્યો છે. આ સંસારમાં જ્યારે સેવાભાવના ઓછી થઇ જાય છે ત્યારે તો ઉત્પાત થવા લાગે છે અને જયારે સેવાભાવ-નાની વૃદ્ધિ થવા પામે છે ત્યારે આ જ સંસાર સ્વર્ગ સમાન બની જાય છે. એટલા માટે સેવાકાર્ય કરવામાં જરાપણ ઉપેક્ષા કરવી ન જોઇએ તેમજ સેવામાં છળકપટ પણ કરવું ન જોઇએ. જે વ્યક્તિ, માતાપિતા અથવા બીજા કોઇ માણસની સેવા કરવામાં કૂડ કપટનો વ્યવહાર કરવા છતાં પોતાને સેવાભાવી સેવક કહેવડાવે છે તે વાસ્તવમાં સેવક નથી પણ ઢોંગી છે. સાચો સેવક તો તે જ છે કે જે સેવા કરવામાં કૂડકપટ કરતો નથી તેમજ સેવા કરવા પ્રત્યે ઘૃણાભાવ બતાવતો નથી. સેવા કરવામાં ઘૃણાભાવ રહે તો સાચી સેવા થઈ જ ન શકે.

મુનિને માટે કેટલી સીમા સુધી સેવા કરવાનું વિધાન બતાવવામાં આવેલ છે તે બતાવવા માટે એક જૈન ઉદાહરણ આપી સમજાવવાનો પ્રયત્ન કરું છું:-

નંદિસેન નામના એક મુનિ બહુ જ સેવાભાવી હતા. તેમની સેવાની પ્રશંસા ઈન્દ્રલોકમાં પણ પહોંચી અને ઈન્દ્રે પણ દેવસભામાં નંદિસેન મુનિની સેવાની પ્રશંસા કરતાં કહ્યું કે, રાજકુમાર હોવા છતાં નંદિસેન મુનિ એવી સેવા કરે છે કે એના જેવી સેવા કરવી એ બીજાને માટે મુશ્કેલ જ છે. ઈન્દ્રનાં આ પ્રશંસાત્મક વચનો સાંભળી એક દેવે વિચાર કર્યો કે, ઈન્દ્ર મહારાજ દેવોની સામે મનુષ્યની આટલી બધી પ્રશંસા શા માટે કરે છે? મારે તે સેવાભાવી મનુષ્યની પરીક્ષા કરવી જોઈએ. નંદિસેન મુનિ આખરે મનુષ્ય છે અને મનુષ્યના નાકમાં દુર્ગન્ધ જાય છે, એટલા માટે દુર્ગન્ધદ્વારા તેમને ગભરાવી મૂકવા સ્વાભાવિક તેમજ સરળ છે. આ પ્રમાણે વિચાર કરી તે દેવે નંદિસેન મુનિની સેવાભાવનાની પરીક્ષા લેવાનો દૃઢ નિશ્ચય કર્યો.

તે દેવ એક સાધુનો સ્વાંગ ધારણ કરી નંદિસેન મુનિની જ્યાં સ્થિરતા હતી તેની પાસેના જંગલમાં સૂઈ ગયો. તે દેવે પોતાના શરીરને એવું રુગ્ણ બનાવી દીધું કે, તેના શરીરના છિદ્રોમાંથી રક્ત–પરૂ વહેતું હતું. તે રક્ત–પરૂમાંથી અસહ્ય દુર્ગન્ધ નીકળતી હતી. આ પ્રમાણે રોગી સાધુનો સ્વાંગ ધારણ કરી તે દેવે નન્દિસેન મુનિની પાસે એવા સમાચાર મોકલાવ્યા કે, પાસેના જંગલમાં એક સાધુ ખૂબ જ બીમાર પડી ગયા છે. તેની કોઈ સેવા કરનાર નથી અને એ કારણે તેઓશ્રી બહુ જ કષ્ટ ભોગવી રહ્યા છે. નન્દિસેન મુનિને આ સમાચાર મળતાં જ પોતે તે રોગી સાધુની સેવા કરવા માટે રવાના થયા. જતાં જતાં તેઓશ્રી મનમાં વિચારવા લાગ્યા કે, 'મારા એ સદ્‌ભાગ્ય છે કે, મને સાધુ–સેવા કરવાનો આવો સુઅવસર મળ્યો છે.'

આ પ્રમાણે વિચાર કરી નંદિસેન મુનિ રોગી સાધુની સેવા કરવા માટે જંગલમાં ગયા. તેઓશ્રી તે કપટી વેશધારી રોગી સાધુની તરફ જેમ જેમ આગળ જતા ગયા તેમ તેમ રોગ–પરૂની દુર્ગન્ધ પણ વધારે વધારે આવતી ગઈ. પરંતુ નંદિસેન મુનિ તે અસહ્ય દુર્ગન્ધથી ન ગભરાતાં રોગી સાધુની સમીપ પહોંચી ગયા. નંદિસેન મુનિને આવતા જોઈ તે સાધુરૂપધારી દેવ નારાજ થઈને કહેવા લાગ્યો કે, તમે આટલા બધા મોડા કેમ આવ્યા? હું કેટલું બધું દુઃખ સહી રહ્યો છું તેની તમને કાંઈ ખબર નથી? સેવાભાવી નામ ધારણ કરી, સેવા કરવાના સમયે આટલો બધો વિલંબ કરો છો? આ પ્રમાણે સાધુરૂપધારી દેવ નંદિસેન મુનિને ઉપાલંભ આપવા લાગ્યો.

જો કે તે દેવે પોતાનું શરીર ઘૃણોત્પાદક બનાવ્યું હતું અને તેના શરીરમાંથી અસહ્ય દુર્ગન્ધ પણ નીકળતી હતી, છતાં નંદિસેન મુનિ દુર્ગંધથી નહિ ગભરાતાં તે દેવની સેવા કરવા માટે તેમની પાસે ગયા. પરંતુ દેવની પાસે આવતાં દેવ તો ઉલ્ટો નારાજ થઈ મુનિને ઉપાલંભ આપવા લાગ્યો. દેવનો ઉપાલંભ સાંભળી નંદિસેન મુનિ તેમની ઉપર જરાપણ ક્રુદ્ધ ન થયા પરંતુ વિલંબ થવાને કારણે ક્ષમા માંગવા લાગ્યા અને સેવા કરવાની આજ્ઞા આપવા માટે પ્રાર્થના કરવા લાગ્યા. નંદિસેન મુનિની વાત સાંભળી દેવે કહ્યું કે, જોતા નથી મારું શરીર કેવું કૃશ, દુર્બળ અને અસ્વસ્થ બની ગયું છે! શરીરની સેવા કરવા સિવાય તમને બીજી શી આજ્ઞા આપવાની છે? દેવની આજ્ઞા સાંભળી મુનિએ મનમાં વિચાર્યું કે, 'જો હું નગરમાં દવા લેવા જઈશ તો આવાગમનમાં ઘણો વિલંબ થઈ જશે.' આ

પ્રમાણે વિચાર કરી તેમણે દેવને કહ્યું કે, આપ નગરમાં જ ચાલો તો? દેવે જવાબમાં કહ્યું કે, મારા પગમાં ચાલવાની શક્તિ હોત તો મારે તમારી સહાયતાની પણ જરૂર ન રહેત. નંદિસેન મુનિએ કહ્યું કે, મારા પગ પણ આપના જ છે ને? આપ મારા ખંભા ઉપર બેસી જાઓ. હું તમને ઉપાડીને નગરમાં લઈ જઈશ. દેવે ઉત્તર આપ્યો કે, મારા હાથમાં પણ શક્તિ નથી એટલા માટે હું તમારા ઉપર કેવી રીતે ચડી શકું? નંદિસેન મુનિએ કહ્યું કે, કાંઇ વાંધો નહિ, હું પોતે જ તમને મારા ખંભા ઉપર ઉપાડી લઈશ.

જે સાચો સેવક હોય છે તે પોતાની શક્તિને બીજાની જ માને છે અને પોતાના તન–મનને પણ બીજાની સેવા કરવા માટે સમર્પિત કરી દે છે. જો સેવાનો આ આદર્શ જનસમાજના હૃદયમાં અંકિત થઈ જાય તો આ સંસાર પણ સ્વર્ગ બની જાય.

નંદિસેન મુનિએ તે દેવને પોતાના ખંભા ઉપર ઉપાડી લીધા. તે દેવે નંદિસેન મુનિને સેવાની પ્રતિજ્ઞાથી ચલિત કરવા માટે પોતાના શરીરમાંથી દુર્ગન્ધમય રક્ત તેમજ પરૂની ધારા વહેવડાવી, પરંતુ નંદિસેન મુનિ સેવાની ભાવનાને દૃઢ કરતાં તે દેવના દુર્ગન્ધમય શરીરને નગરમાં ઉપાડીને લઈ ગયા. દેવના શરીરમાંથી નીકળતી દુર્ગન્ધને કારણે તથા તે દેવની પ્રેરણાથી પ્રેરિત થઈ નગરજનો નંદિસેન મુનિને કહેવા લાગ્યા કે, તમે આવા રોગી માણસને નગરમાં લઈ જઈ શકો નહિ. નંદિસેન મુનિએ નગરજનોને કહ્યું કે, તમારું કથન ઠીક છે પરંતુ રોગી શરીરને નિરોગી બનાવવું અને રોગી શરીરની સેવા કરવી એ પણ કર્ત્તવ્ય જ છે.*

તીર્થંકર બનવું તો બધાંયને ગમતું હશે, પરંતુ તીર્થંકરપદ પ્રાપ્ત કરવા માટે સેવા કરવી ગમે છે કે નહિ તે જુઓ. સેવાકાર્ય કેટલું બધું કઠિન હોય છે તે વિષે કહ્યું છે કેઃ—

**मौनान्मूकः प्रवचनपटुर्वातुलो जल्पको वा,**
**क्षान्त्या भिरुर्यदि न सहते प्रायशो नाभिजातः ।**
**धृष्टः पार्श्वे वसति नियतं दूरतश्च प्रगल्भः**
**सेवाधर्मः परमगहनो योगिनामप्यगम्यः ॥**

આ શ્લોકનો સાર એ છે કે, સેવાધર્મ મોટા મોટા યોગી મહાત્માઓને માટે પણ અગમ્ય હોય છે. આ વાતનું સ્પષ્ટીકરણ કરતાં કવિ કહે છે કે, જ્યારે સેવક ચૂપ રહે છે ત્યારે સ્વામી તેને મૂંગો કહે છે. સ્વામીનું આ કથન સાંભળી સેવક મનમાં વિચારે છે કે, મારાથી કોઇ અનુચિત શબ્દ બોલાઈ ન જાય એટલા માટે હું ચૂપ રહેતો હતો પરંતુ ચૂપ રહેવાથી સ્વામી મૂંગો કહે છે એટલા માટે મારે બોલવું જોઇએ. આ પ્રમાણે વિચાર કરી સેવક બોલવા લાગે છે તો સ્વામી કહે છે કે, સેવક તો બડબડ બહુ કરે છે, ચૂપ રહેતો જ નથી. આ પ્રમાણે સેવક ચૂપ રહે છે તો તેને મૂંગો કહેવામાં આવે છે અને બોલે છે તેને તો બકવાદી કહેવામાં આવે છે. જો સેવક સ્વામીની કોઇ વાત શાન્તિપૂર્વક સહી લે છે તો સ્વામી તેને ડરપોક કહે છે અને સ્વામીની વાત સાંભળી સામો જવાબ આપે છે તો સ્વામી તેને કુલહીન કહે છે. આ પ્રમાણે સેવકને સ્વામીની

* નંદિસેન મુનિના ઉદાહરણના બાકીના ભાગ માટે આગળ પાનું ૧૭૭ જુઓ.

વાત સહેતાં પણ ફટકાર મળે છે અને નહિ સહેતાં પણ ફટકાર મળે છે. જો સેવક સ્વામીની પાસે ઊભો રહે છે તો સ્વામી તેને નિર્લજ્જ કહે છે અને દૂર ઊભો રહે છે તો કામનો ચોર કહે છે. આ પ્રમાણે સ્વામીની સમીપ ઊભા રહેવાથી પણ ઉપાલંભ મળે છે અને દૂર ઊભા રહેવાથી પણ ઉપાલંભ મળે છે. આ બધી વાતોને કારણે જ એમ કહેવામાં આવ્યું છે કે, સેવાધર્મ યોગીઓને માટે પણ અગમ્ય છે. સેવાકાર્ય કરવું બહુ જ કઠિન છે. મહાન્ કાર્યનું ફળ પણ મહાન્ મળે છે. સાચી સેવા કરવાથી તીર્થંકરપદની પ્રાપ્તિ થાય છે. તીર્થંકરપદને પ્રાપ્ત કરવું એ જ સેવાનું મહાન્માં મહાન્ ફળ છે.

જે વ્યક્તિ ઉપર સેવાનો જેટલો ભાર છે તે વ્યક્તિ પોતાની શક્તિ પ્રમાણે જેટલી વધારે સેવા કરે છે તે તેના પ્રમાણમાં મોટો સેવક છે. રાજા મહારાજા પણ એક રીતે પ્રજાના સેવક જ છે. કારણ કે, તેમની ઉપર પ્રજાની સેવા કરવાનો ભાર રહેલો છે. પ્રજાની સેવા કરવી એ રાજા–મહારાજાનો ધર્મ છે. જે રાજા મહારાજા પ્રજાની સેવા કુશળતાપૂર્વક કરે છે તે પ્રજાનો મહાન્ સેવક છે. આપણે લોકો તેમની જ પ્રશંસા કરીએ છીએ કે જેઓ વધારેમાં વધારે સેવા કરે છે. જે પ્રમાણે પ્રજાની સેવા કરવી એ રાજાનું કર્ત્તવ્ય છે તે જ પ્રમાણે રાજાની સેવા કરવી એ પ્રજાનું કર્ત્તવ્ય છે. રાજ્યનાં નીતિ–નિયમોનું બરાબર પાલન કરવું એ જ રાજાની સેવા કરવા બરાબર છે. તમે લોકો જ્યારે ન્યાય–નીતિનું બરાબર પાલન કરો, પરધનને ધૂળ સમાન અને પરસ્ત્રીને માત સમાન માનો ત્યારે જ એમ કહી શકાય કે તમે રાજાની સેવા કરી રહ્યા છો. જો તમે પરધનને ધૂળ સમાન અને પરસ્ત્રીને માતા–સમાન માનવાની ન્યાય–નીતિ જીવનમાં અપનાવો તો તમે જનસમાજની તથા પોતાની સેવા પણ કરી શકશો, અને સાથે સાથે આત્મકલ્યાણ પણ સાધી શકશો. જો તમારામાં પરધનને લૂંટવાની કે પરસ્ત્રી ઉપર કુદૃષ્ટિ ફેંકવાની ભાવના ન હોય તો તમને દેવ પણ સેવાધર્મથી ચલિત કરી શકે નહિ, કારણ કે તે દશામાં તમારામાં સાચી સેવાભાવના પ્રગટી હશે. જેનામાં સાચી સેવાભાવના હોય છે તેમને જેમ નંદિસેન મુનિને દેવ વિચલિત કરી ન શક્યો તેમ દેવ વિચલિત કરી શકતા નથી.

સેવા કરવી એ પણ તપ છે. વૈયાવૃત્ય–સેવાને આભ્યંતર તપમાં ગણવામાં આવેલ છે. બાહ્ય તપ કરતાં આભ્યંતર તપદ્વારા આત્માની વિશેષ શુદ્ધિ થાય છે. મહાવીર ભગવાને તપની મહિમા ખૂબ બતાવેલ છે. તપશ્ચરણદ્વારા આત્માનું કલ્યાણ અવશ્ય થાય છે. આત્માનું કલ્યાણ કરવા માટે તપશ્ચરણ કરવું એ પણ અમોઘ સાધન છે. જે વ્યક્તિ તપોમાર્ગને અપનાવી પોતાની તથા જગતની સેવા કરે છે તે સ્વ–પરનું કલ્યાણ સાધી શકે છે. સેવા એ તો આત્મા અને પરમાત્મા વચ્ચે સંબંધ જોડનારી સાંકળ છે. આ સેવાની સાંકળદ્વારા આત્મા અને પરમાત્મા વચ્ચે સંબંધ બાંધો તો તેમાં કલ્યાણ જ રહેલું છે.

## વ્યાખ્યાનઃ સંવત્ ૧૯૯૪ ભાદરવા શુદી ૧૩ ગુરુવાર

### પ્રાર્થના

**શ્રી 'દ્રઢરથ' નૃપતિ પિતા, 'નન્દા' થારી માય;**
**રોમ રોમ પ્રભુ મો ભણી, શીતલ નામ સુહાય.**
**જય જય જિન ત્રિભુવન ધણી. ॥ ૧ ॥**

—વિનયચંદ્રજી કુંભટ ચોવીશી

શ્રી શીતલનાથ ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

આ પ્રાર્થનામાં પરમાત્માનો જય જયકાર થાઓ એમ કહેવામાં આવ્યું છે. જો હૃદયથી પરમાત્માનો જય ચાહવામાં આવે તો પછી પોતાની ઇચ્છાને છોડી દેવી જોઇએ. આત્મા અનંતકાળથી પોતાનો જય ચાહે છે અને તે માટે જ કામ-ક્રોધાદિનો આશ્રય લે છે. પણ આ પ્રયત્નથી આત્માને સફળતા મળી નથી અને તેનો જયકાર થયો નથી. એટલા માટે પોતાના જયની ઈચ્છા છોડી પરમાત્માના જયમાં જ પોતાનો વિજય રહેલો છે એમ માની પરમાત્માની પ્રાર્થના કરવી જોઈએ કે, "હે પ્રભો! મને જય મેળવતાં અનન્તકાળ ચાલ્યો ગયો, છતાં મને જય મળ્યો નહિ. ઊલટો હું કામ-ક્રોધાદિમાં ફસાઈ ગયો એટલા માટે હું મારા જયની ઇચ્છા છોડી તારો જ જય ચાહું છું. તારો જય ચાહવામાં કામ-ક્રોધાદિને જરાપણ સ્થાન નથી. પણ ત્યાં તો ક્ષમા, શાન્તિ અને નિર્લોભતાને જ સ્થાન છે. એ ક્ષમાદિ ગુણોની મને પ્રાપ્તિ થાય એટલા માટે હે પ્રભો! હું તારો જ જય ચાહું છું. હે પ્રભો! મારામાં એવી ભાવના દૃઢ થાય કે, જ્યાં હું ક્ષમા, નિર્લોભતા આદિ ગુણોને જોઉં ત્યાં તારો જ જય થઈ રહ્યો છે એમ માની પ્રસન્ન થાઉં. આવા સદ્ગુણો તરફ દ્વેષ કરવો એ તારો દ્વેષ કરવા સમાન છે અને સદ્ગુણો તરફ પ્રેમ રાખવો એ તારી સાથે પ્રેમ કરવા બરાબર છે એમ માની સદ્ગુણોને જોઈ હું દ્વેષ ન કરું, પણ સદ્ગુણો જોઈ તારો જય માનું એ વાતનું મને હમેશાં ધ્યાન રહે. આ પ્રમાણે હે પ્રભુ! તારા જયમાં જ મારો જય રહેલો છે એમ માનું તો તેમાં મારું કલ્યાણ જ છે."

ભક્તજનના આ કથન ઉપરથી કોઇ એમ કહે કે, જૈનશાસ્ત્ર ઇશ્વરને કર્ત્તા તરીકે સ્વીકારતા નથી તો પછી આ પ્રાર્થનામાં પરમાત્માને કર્ત્તા કહીને શા માટે સંબોધન કરવામાં આવ્યું છે? આ પ્રશ્નનો ઉત્તર એ છે, કે, જેમણે જૈન દૃષ્ટિનો અભ્યાસ કર્યો છે તે સારી રીતે જાણી શકે છે કે, ઈશ્વરને કર્ત્તા કહેવા એ ઠીક છે કે નહિ? જૈન સિદ્ધાન્ત અનેકાન્તવાદથી યુક્ત છે. અનેકાન્તવાદની દૃષ્ટિએ પરમાત્મા કોઇ અપેક્ષાએ કર્ત્તા પણ છે અને કોઇ અપેક્ષાએ કર્ત્તા પણ નથી. આ વાતનું પ્રમાણ એ છે કે, આપણે સામાયિક કરતી વખતે લોગસ્સના પાઠમાં બોલીએ છીએ કેઃ—

**आरुग्ग बोहिलाभं समाहिवरमुत्तमं दिंतु। चन्देसु निम्मलयरा, आइच्चेसु अहियं पयासयरा सागरवरगंभीरा सिद्धा सिद्धिं मम दिसन्तु।**

આ પાઠમાં કહેવામાં આવ્યું છે કે, હે પ્રભો! મને ઉત્તમ સમાધિ આપો! જો પરમાત્મા કાંઇ આપતા જ ન હોત તો 'હે પ્રભો! મને ઉત્તમ સમાધિ આપો!' એવી પર-

માત્મા પ્રત્યે પ્રાર્થના જ શા માટે કરવામાં આવત ? આ ઉપરથી અત્રે બીજી શંકા એ ઉપસ્થિત થાય છે કે, જો પરમાત્મા પ્રત્યે ઉત્તમ સમાધિ આપો એવી પ્રાર્થના કરવામાં આવે છે તો શું જૈનશાસ્ત્ર પરમાત્માને કર્તા તરીકે માનતા નથી એ વાત ખોટી છે?

આ કથનનો ઉત્તર એ છે કે, જે પ્રમાણે ઘડાને બનાવનાર તરીકે કુંભારને કર્તા માનવામાં આવે છે, તે જ પ્રમાણે જો પરમાત્માને કર્તા તરીકે માનવામાં આવે તો એ વાત તો બુદ્ધિ, તર્ક તથા ન્યાયથી પ્રતિકૂલ છે. પરંતુ પરમાત્મા નિમિત્તરૂપે કર્તા છે એ વાતનો સ્વીકાર કરવામાં વાંધો જણાતો નથી. કુંભાર ઘડાને બનાવે છે પરંતુ જ્યારે તેને ચાક, દંડ આદિની સહાયતા પ્રાપ્ત થાય છે ત્યારે જ તે ઘડાને બનાવી શકે છે. આ પ્રમાણે કુંભાર ઘડાનો કર્તા છે પરંતુ સાથે સાથે ચાક, દંડ આદિ પણ ઘડાના નિમિત્તરૂપે કર્તા છે. આ જ પ્રમાણે કુંભારની માફક મુખ્ય કર્તા તો આત્મા જ છે. પરંતુ જે પ્રમાણે ઘડો બનાવવામાં ચાક-દંડ આદિ નિમિત્ત કર્તા છે તે જ પ્રમાણે પરમાત્મા પણ નિમિત્ત કર્તા છે. આ વાતની સાક્ષી અનેક શાસ્ત્રો દ્વારા આપી શકાય એમ છે. જો પરમાત્મા નિમિત્તરૂપે કર્તા ન હોત તો 'હે પ્રભો! મને ઉત્તમ સમાધિ આપો' એ પ્રકારનો શાસ્ત્રમાં ઉલ્લેખ આવત નહિ. આ શાસ્ત્રોલ્લેખ ઉપરથી એ વાત સ્પષ્ટ થાય છે કે, પરમાત્મા નિમિત્તરૂપે કર્તા છે અને એ જ કારણે ભક્તજન પોતાની લઘુતાનો પરિચય આપી પરમાત્માને સંબોધીને કહે છે કે, "હે પ્રભો! તું કરૂણાનિધાન તથા દીનબન્ધુ છે એટલા માટે મારી પ્રાર્થનાનો સ્વીકાર કરી મારાં કષ્ટો દૂર કરો. હું સંસારની અગ્નિમાં બળી રહ્યો છું તો મને સંસારાગ્નિમાંથી ઉગારો. સંસારાગ્નિમાંથી બચાવવા માટે હે પ્રભો! તું જ સમર્થ છે. હે પરમાત્મા! હું અનંત અવગુણોનો ભંડાર છું, એટલા માટે મારા અવગુણો ઉપર હું વિચાર કરું છું તો મને નિરાશા થાય છે પરંતુ જ્યારે હું તારા અધમોદ્ધારકનું બિરુદ વિષે વિચાર કરું છું ત્યારે મને અનેક નિરાશાઓમાં પણ તારા તરફથી આશાનું એક કિરણ મળે છે. હે પરમાત્મા! તું અશરણનો શરણ છો, હું તારા શરણે આવેલો છું, મારું રક્ષણ કરો."

શીતલ ચંદનની પરે, જપતા નિશદિન જાપ;
વિષય કષાયની ઊપની, મેટો ભવદુઃખ તાપ.

'હે પ્રભો! જે પ્રમાણે અગ્નિના તાપથી બળતો માણસ બહાર નીકળવાની ઈચ્છા કરે છે તે જ પ્રમાણે હું પણ વિષયકષાયની આગમાંથી બહાર નીકળવા ચાહું છું.'

પરમાત્મા નિમિત્તરૂપે સંસારાગ્નિમાંથી બહાર કાઢનાર છે. પ્રત્યેક કામમાં નિમિત્તની સહાયતા હોવી આવશ્યક છે. નિમિત્તની સહાયતા વિના કોઈ કામ થઈ શકતું નથી. ઉપાદાન કે કર્તા ગમે તે હો પરંતુ કામ કરવા માટે નિમિત્ત તો હોવું જ જોઈએ. કુંભાર હોય અને માટી પણ હોય, પરંતુ ચાક કે દંડની સહાયતા વિના ઘડો બની શકે નહિ. આ જ પ્રમાણે ભક્ત કહે છે કે, "હે પ્રભો! તારા શરણે આવ્યા વિના અને તારી સહાયતા વિના હું આ સંસારાગ્નિમાંથી બહાર નીકળી શકું નહિ. એટલા માટે હું તારા શરણે આવેલ છું. તું મને સંસારાગ્નિમાંથી બહાર કાઢ."

પરમાત્માના શરણે જવાથી આત્માનો ઉદ્ધાર કેવી રીતે થાય છે એ વાત હવે શાસ્ત્ર-દ્વારા સમજાવું છું:—

## સમ્યક્ત્વ પરાક્રમ—બોલ તેંતાલીસમો (ચાલુ)

પરમાત્માના શરણે જવાનો અને આત્માનો ઉદ્ધાર કરવાનો એક માર્ગ સેવામાર્ગ પણ છે. સેવામાર્ગે ચડી આત્માનો ઉદ્ધાર કેવી રીતે થાય છે એ વાત નંદિસેન મુનિના દૃષ્ટાન્તમાંથી મળે છે. નંદિસેન મુનિએ સેવાનો જે માર્ગ લીધો હતો તે આપણા માટે આદર્શ છે. મુનિની સેવા આદર્શ હતી.

નંદિસેન મુનિ તે રોગી સાધુવેશધારી દેવને પોતાના ખંભા ઉપર ઉપાડી નગરમાં લાવ્યા. નગરજનો તે રોગી દેવના શરીરમાંથી નીકળતી દુર્ગન્ધને કારણે વિરોધ કરવા લાગ્યા અને કહેવા લાગ્યા કે, આવા રોગીને નગરમાં લઇ જઇ બીજાને રોગી બનાવી શકાય નહિ. નગરજનોનો વિરોધ જોઇ મુનિની સ્થિતિ કેવી કઢંગી બની ગઇ હશે? આ વિપરીત અવસ્થામાં મુનિના મનમાં અનેક પ્રકારનાં તર્કો વિતર્કો પેદા થાય એ સ્વાભાવિક છે. પરંતુ તેમણે કોઇ પ્રકારનાં ખોટાં તર્કવિતર્ક ન કર્યા પરંતુ સમભાવે નગરજનોનાં વચનો સાંભળતા રહ્યા. મુનિએ મનમાં વિચાર કર્યો કે, હું નગરજનોને પણ દુઃખી કરી શકું નહિ અને આ રોગી સાધુની સેવા પણ કરવી છોડી શકું નહિ. હે પ્રભો! આવી વિકટ સ્થિતિમાં હું શું કરું?

નંદિસેન મુનિ આ પ્રમાણે મનમાં વિચાર કરી રહ્યા હતા. એટલામાં સાધુવેશધારી દેવે પણ વિચાર કર્યો કે, ' આવી વિષમ પરિસ્થિતિ ઉપસ્થિત થવા છતાં પણ સેવાભાવ વિષે આ મુનિના હૃદયમાં પહેલાંના જેટલો જ દૃઢ વિશ્વાસ છે. વાસ્તવમાં આ મુનિવરની સેવાભાવના અતિ ઉચ્ચ છે. ઇન્દ્ર મહારાજે આ મુનિની સેવાની જેવી પ્રસંશા કરી હતી તેવીજ તેમની સેવા પ્રશંસાપાત્ર છે.' આ પ્રમાણે વિચાર કરી તે સાધુરૂપધારી દેવ, સાધુવેશનો ત્યાગ કરી પોતાના વાસ્તવિક રૂપમાં નીચે ઊતર્યો અને મુનિના પગે પડી કહેવા લાગ્યો કે, હે મુનિપુંગવ! આપની સેવાભાવનાની પ્રશંસા ઇન્દ્ર મહારાજે કરી હતી તેવા જ આપ સેવામૂર્ત્તિ છો. આપે સેવા–સુશ્રૂષા દ્વારા દેવોને પણ જીતી લીધા છે. સેવા કરનાર દેવોને પણ જીતી શકે છે. આ વિષે શાસ્ત્રમાં પણ કહ્યું છે કે,

**' देवा वि तं नमस्सन्ति जस्स धम्मे सया मणो '**

અર્થાત્—'જેમનુ મન ધર્મમાં સદા અનુરક્ત છે તેમને દેવો પણ નમસ્કાર કરે છે.' વૈયાવૃત્ય–સેવા કરનાર વ્યક્તિની આગળ દેવો પણ નતમસ્તક થઇ જાય છે, તો પછી સાધારણ લોકો સેવાભાવીને નમસ્કાર કરે તેમાં આશ્ચર્ય શું? સેવાભાવી વ્યક્તિએ મનમાં કોઈ પ્રકારનું છળકપટ રાખવું ન જોઇએ તેમજ સેવા કરતી વખતે કોઈ પ્રત્યે ઘૃણા–ભાવ પણ રાખવો ન જોઇએ. જેમના મનમાં વિકાર ભાવ હોતો નથી તેમની સેવા દેવો પણ કરે છે. એટલા માટે મનને પવિત્ર રાખો.

નંદિસેન મુનિના મનમાં કપટભાવ ન હતો તેમ ઘૃણાભાવ પણ ન હતો એ કારણે તેમની સેવાવૃત્તિ સફલીભૂત થઇ. કથામાં નંદિસેન મુનિના જીવન–ચરિત્ર વિષે વિશેષ ઉલ્લેખ કરવામાં આવ્યો છે પરંતુ તે બધી વાતોને વિસ્તારના ભયે અત્રે ન કહેતાં સંક્ષેપમાં એટલુંજ કહેવું ઉચિત જણાય છે કે,

**सेवाधर्मः परमगहनो योगिनामप्यगम्य ः**

અર્થાત્–સેવાધર્મ મહાત્માઓને માટે પણ અગમ્ય છે. જનસેવા કરતી વખતે મનમાં કોઇ પ્રકારનો દુર્ભાવ કે ઘૃણાભાવ લાવવો જોઇએ નહિ. જે કોઈ જનસેવા પરમાત્માની સેવા માનીને કરે છે તેમના મનમાં કોઇ પ્રકારનો દુર્ભાવ કે ઘૃણાભાવ આવી જ શકતો નથી. આ પ્રમાણે જે વ્યક્તિ નિઃસ્વાર્થભાવે જનસેવા કરે છે તે વ્યક્તિ સેવાદ્વારા મહાન્ લાભ પ્રાપ્ત કરે છે. સેવાનું ફળ બતાવતાં શાસ્ત્રમાં તો કહ્યું છે કે, સાચી સેવાદ્વારા તીર્થંકરપદની પ્રાપ્તિ થાય છે અને પરિણામે સર્વગુણસંપન્નતા જીવનમાં પ્રગટે છે. હવે સર્વગુણસંપન્નતા વિષે ગૌતમ સ્વામી મહાવીર ભગવાનને પ્રશ્ન પૂછે છે કેઃ–

## બોલ ચુમ્માલીસમો

**(૪૪) सव्वगुणसम्पन्नयाएणं भंते ! जीवे किं जणयइ ?**

અર્થાત્–હે ભગવાન ! સર્વગુણ પ્રાપ્ત કરવાથી જીવને શો લાભ થાય છે? આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને ફરમાવ્યું કેઃ–

**सव्वगुणसम्पन्नयाएणं अपुणरावत्तिं जणयइ, अपुणरावत्तिं पत्तएणं जीवे सारीराणं माणसाणं दुक्खाणं नो भागी भवइ ॥ ४४ ॥**

અર્થાત્–જ્ઞાનાદિ સર્વગુણોની પ્રાપ્તિ થવાથી સંસારમાં પુનઃ આવવું પડતું નથી અને સંસારમાં પુનરાગમન થતું ન હોવાથી તે જીવાત્મા શારીરિક અને માનસિક દુઃખોથી મુક્ત થાય છે. સર્વ ગુણોનું ભિન્ન ભિન્ન વર્ણન કરવું મુશ્કેલ છે એટલા માટે સંગ્રહનયની દૃષ્ટિએ સમુચ્ચયરૂપે સર્વગુણસંપન્નતાથી જીવને શો લાભ થાય છે એવો પ્રશ્ન અત્રે પૂછવામાં આવ્યો છે. જે પ્રમાણે કોઇ વસ્તુની વાનગી દ્વારા હજારો કે લાખો મણ ચીજનો સોદો થઈ શકે છે, તે જ પ્રમાણે સર્વગુણોને જ્ઞાન, દર્શન તથા ચારિત્ર–આ રત્નત્રયમાં સંગ્રહ કરી લેવામાં આવ્યા છે અને એમ કહેવામાં આવ્યું છે કે, જ્ઞાન, દર્શન તથા ચારિત્રમાં–રત્નત્રયમાં–બધાં ગુણોનો સમાવેશ થઈ જાય છે.

જે વસ્તુ જેવી છે તે વસ્તુને તેવી જાણવી એ જ્ઞાનગુણ છે. વસ્તુનું કેવળ જ્ઞાન કરી લેવાથી જ કામ ચાલી શકતું નથી. એટલા માટે બીજો દર્શન ગુણ કહેવામાં આવ્યો છે. જે વસ્તુ જેવી છે તે વસ્તુની તે જ પ્રમાણે શ્રદ્ધાન કરવી અર્થાત્ માનવી એ દર્શનગુણ અર્થાત્ સમકિતગુણ છે. વસ્તુનું જ્ઞાન કે શ્રદ્ધાન કરવા માત્રથી પણ કામ ચાલી શકતું નથી. એટલા માટે ત્રીજો ચારિત્ર–ગુણ કહેવામાં આવ્યો છે. જે વસ્તુને જે પ્રમાણે જાણે છે તથા માને છે તે જ પ્રમાણે વ્યવહાર કરવો એ ચારિત્રગુણ છે.

શાસ્ત્રમાં જ્ઞાન, દર્શન તથા ચારિત્રનાં પણ ભેદ બતાવવામાં આવેલ છે. જ્ઞાનગુણનાં મુખ્યત્વે પાંચ ભેદ બતાવવામાં આવેલ છે. આ ઉપરથી અત્રે કોઇ એવી શંકા કરે કે, જ્યારે કોઈ વસ્તુને જાણવાનું નામ જ્ઞાન છે તો પછી જ્ઞાનનાં ભેદ શા માટે કરવામાં આવ્યાં ? આ કથનનો ઉત્તર એ છે કે, જ્ઞાન તો વાસ્તવમાં એક જ છે, પરંતુ કર્મોનો ક્ષયોપશમ તથા ક્ષયની ભિન્નતાને કારણે જ્ઞાનનાં પણ ભેદ કરવામાં આવેલ છે. જ્ઞાનનાં મતિજ્ઞાન, શ્રુતિજ્ઞાન,

અવધિજ્ઞાન, મનઃપર્યાયજ્ઞાન અને કેવલજ્ઞાન એવાં પાંચ ભેદ છે. આ પાંચ જ્ઞાનોમાંથી પ્રથમનાં ચાર જ્ઞાન તો ક્ષાયોપશમિક છે અને અંતિમ પાંચમું જ્ઞાન ક્ષાયિક છે. આ પાંચેય પ્રકારનાં જ્ઞાનને પ્રત્યક્ષ તથા પરોક્ષ એ બે ભેદોમાં પણ વિભક્ત કરવામાં આવે છે. મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાન એ બે જ્ઞાન પરોક્ષ છે અને બાકીનાં ત્રણેય જ્ઞાન પ્રત્યક્ષ છે. આ ત્રણેય પ્રત્યક્ષ જ્ઞાનનાં પણ બે ભેદ છે. એક વિકલ પારમાર્થિક પ્રત્યક્ષ અને બીજું સકલ પારમાર્થિક પ્રત્યક્ષ. અવધિજ્ઞાન અને મનઃપર્યાય જ્ઞાન એ બન્ને વિકલ પારમાર્થિક પ્રત્યક્ષ છે અને કેવલજ્ઞાન એ સકલ પારમાર્થિક પ્રત્યક્ષ છે.

મતિજ્ઞાનને મતિપૂર્વક હોવાને કારણે મતિજ્ઞાન કહે છે અને આભિનિબોધિક જ્ઞાન પણ કહે છે. મતિજ્ઞાન ઇન્દ્રિય અને મનની સહાયતાથી પેદા થાય છે. આ જ્ઞાન એકેન્દ્રિયથી લઈ પંચેન્દ્રિય સુધી બધાંને હોય છે. આ જ્ઞાન જ્યારે મિથ્યાત્વથી યુક્ત હોય છે ત્યારે તે અજ્ઞાન અથવા મિથ્યાજ્ઞાન કહેવાય છે, અને જ્યારે સમકિતથી યુક્ત હોય છે ત્યારે તે સમ્યગ્જ્ઞાન કહેવાય છે. આ જ્ઞાન અજ્ઞાનરૂપે ત્યારે પરિણમે છે કે જ્યારે જ્ઞાનાવરણીયનો ક્ષયોપશમ થવાની સાથે મિથ્યાત્વનો ઉદય થાય છે. જ્ઞાનાવરણીયનો ઉદય થવાને કારણે આ જ્ઞાન અજ્ઞાન કહેવામાં આવતું નથી, પરંતુ મિથ્યાત્વના ઉદયને કારણે જ આ જ્ઞાનને અજ્ઞાન કહેવામાં આવે છે. કારણ કે મિથ્યા જ્ઞાનાવરણીયનો ઉદય થવાથી પદાર્થોનું જ્ઞાન તો થાય છે પરંતુ મિથ્યાત્વનો ઉદય થવાને કારણે પદાર્થોનું જ્ઞાન વિપરીત થાય છે. મિથ્યાત્વનો ઉદય થવાથી સુલટી વસ્તુ પણ ઉલટી જાણવામાં આવે છે. ઉદાહરણ તરીકે કાચ સ્વચ્છ તથા સફેદ હોવા છતાં જો તે કાચની પાછળ કોઈ બીજા રંગવાળી ચીજ હોય તો તે કાચ પણ તેવા જ રંગનો જોવામાં આવે છે. સફેદ કાચ બીજા રંગનો જોવામાં આવે એમાં કાચનો દોષ નથી, પરંતુ બીજી ચીજની ઉપાધિનો દોષ છે. આ જ પ્રમાણે જ્ઞાનાવરણીયનો ક્ષયોપશમ થવા છતાં મિથ્યાત્વનો ઉદય થવાને કારણે સુલટી વસ્તુ પણ ઉલટી ભાસે છે, અને આ કારણે તે જ્ઞાન પણ અજ્ઞાન કહેવામાં આવે છે.

શ્રુતજ્ઞાનમાં સાંભળવાની શક્તિ છે અને મતિજ્ઞાનમાં મનન કરવાની શક્તિ છે. આ ઉપરથી કોઈ એવો પ્રશ્ન પૂછી શકે કે, જેમને શ્રોતેન્દ્રિય નથી તેઓ કેવી રીતે સાંભળી શકે અને શાસ્ત્રમાં મતિજ્ઞાન તથા શ્રુતજ્ઞાન બધાંને હોય છે એમ કહ્યું છે તો આ શંકાનું શું સમાધાન છે ? આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, શાસ્ત્રમાં બે પ્રકારની ઇન્દ્રિયો કહી છે. દ્રવ્યેન્દ્રિય અને ભાવેન્દ્રિય. આ બન્ને પ્રકારની ઇન્દ્રિયો બધાં જીવોને હોય છે. સંસારમાં એવો એક પણ જીવ નથી કે જેને દ્રવ્યેન્દ્રિય અને ભાવેન્દ્રિય સર્વથા ન હોય. એટલા માટે અત્રે જે ઇન્દ્રિયજન્ય જ્ઞાન વિષે કહેવામાં આવ્યું છે તે ભાવઇન્દ્રિયજનિત જ્ઞાન સમજવું જોઇએ.

કેવલજ્ઞાન સ્થાપનારૂપ છે અને શ્રુતજ્ઞાન સાંવ્યવહારિક છે. આપણને શ્રુતજ્ઞાનથી જ લાભ થાય છે. કેવલજ્ઞાની બધુંય જોઈ–જાણી લે છે, પરંતુ તેઓ જે કાંઈ જુએ છે તે ઉપદેશમાં તો શ્રુતજ્ઞાનમાં જ પરિણત થાય છે, અને આમ થવાને કારણે જ તે કેવલજ્ઞાનીનું જોયેલું બીજાને માટે લાભકારી થઈ શકે છે. આ પ્રમાણે શેષ ચાર જ્ઞાન શ્રુતજ્ઞાનને આશ્રિત છે અને એટલા માટે આપણે શ્રુતજ્ઞાન પ્રાપ્ત કરવું જોઇએ.

અત્રે એક ચર્ચાનો પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે, જ્ઞાન તો ઉત્તરોત્તર વધતું જાય છે અને બુદ્ધિ વિકસિત થતી જાય છે એટલા માટે જ્ઞાન વધ્યા પહેલાં જે કાંઈ જોવામાં તથા જાણવામાં આવ્યું હતું તે શું ખોટું હતું? આ કથનનો ઉત્તર એ છે કે, પહેલાં હૃદય સરળ હોય અને વસ્તુને નિષ્કપટભાવે માનતા હોઈએ, અને પછી જ્ઞાનમાં વૃદ્ધિ થવા છતાં વસ્તુને સમભાવે માનવામાં આવતી હોય, અર્થાત્ જ્ઞાન વધ્યા પહેલાં પણ સમભાવ રાખવામાં આવ્યો હોય, તો તે દશામાં પહેલાં જાણવામાં આવેલું ખોટું નથી, પરંતુ તે પણ સત્ય જ છે. પહેલાં જે જાણવામાં આવ્યું હતું તે પણ જ્ઞાન જ હતું અને હવે જે જાણવામાં આવે છે તે પણ જ્ઞાન જ છે. કારણ કે સમભાવ તો તે જ છે. સમકિત એકેન્દ્રિયમાં પણ હોય છે. એટલા માટે એમ ન માનવું જોઈએ કે, હવે જ્ઞાન વધવાથી હું બીજું જાણવા લાગ્યો છું અને પહેલાં જે જાણવામાં આવ્યું હતું તે અજ્ઞાન હતું. બુદ્ધિના ક્ષયોપશમથી આજે જે વસ્તુ જે રૂપમાં જોવામાં આવે છે તે વસ્તુ બુદ્ધિનો અધિક ક્ષયોપશમ થવાથી બીજા રૂપમાં જોવામાં આવે છે; પરંતુ સમભાવ તે જ છે, એટલા માટે પહેલાંનું જોવું-જાણવું પણ જ્ઞાનમાં જ છે, અજ્ઞાન નથી. હૃદય સમ અને સત્યમય હોવાને કારણે જે કાંઈ જોવામાં આવે છે તે અજ્ઞાન નથી, પરંતુ જ્ઞાન જ છે. સમકિત અને મિથ્યાત્વ વચ્ચેનું અંતર જાણવા માટે શાસ્ત્રમાં કહેવામાં આવ્યું છે કેઃ—

**माई मिच्छादिट्ठी अमाई सम्मादिट्ठी**

અર્થાત્—કપટભાવ ન રાખવો એ જ સમભાવ છે અને કપટભાવ રાખવો એ જ મિથ્યાત્વ છે. એટલા માટે કોઈ પ્રકારનો ખોટો વિચાર મનમાં ન લાવતાં જ્ઞાનપ્રાપ્તિ કરવામાં અગ્રેસર રહેવું જોઈએ.

કહેવાનો આશય એ છે કે, શ્રુતજ્ઞાન અને મતિજ્ઞાન બન્ને પરોક્ષ છે, પરંતુ ઉપકારી શ્રુતજ્ઞાન જ છે. બધાં જ્ઞાન શ્રુતજ્ઞાનને આશ્રિત છે. આ પ્રમાણે જ્ઞાન, દર્શન તથા ચારિત્રમાં બધાં સદ્‌ગુણોનો સમાવેશ થઇ જાય છે. આત્મા જ્યારે સર્વગુણસંપન્ન બની જાય છે ત્યારે તેને માટે કાંઈપણ કરવાનું બાકી રહેતું નથી. જ્યારે આત્મા સર્વગુણોને પ્રાપ્ત થાય છે ત્યારે જીવાત્માને શો લાભ થાય છે એ વિષે ગૌતમસ્વામીએ મહાવીર ભગવાનને પ્રશ્ન પુછતાં ભગવાન કહે છે કે, જીવાત્મા સર્વગુણસંપન્ન થવાને કારણે અપુનરાવૃત્ત ગતિ અર્થાત્ મોક્ષને પામે છે. પૂર્ણતાનું ફળ પૂર્ણ જ મળે છે. કહ્યું પણ છે કેઃ—

**पूर्णाय पूर्णमादाय पूर्णमेवावशिष्यते ।**

અર્થાત્—પૂર્ણતાને પ્રાપ્ત થવાથી પૂર્ણતા જ મળે છે. અપુનરાવૃત્તિ અર્થાત્ પુનર્ભવને પ્રાપ્ત ન થવાથી પછી શારીરિક કે માનસિક કોઇ પ્રકારનાં દુઃખો પેદા થવા પામતાં જ નથી. જે અપુનરાવૃત્ત ગતિ-મોક્ષને પ્રાપ્ત કરી લે છે તે શરીર તથા મનને કારણે પેદા થનારાં દુઃખોથી મુક્ત થઈ જાય છે, કારણ કે દુઃખનું કારણ શરીર તથા મન જ છે અને અપુનરાવૃત્ત ગતિમાં શરીર તથા મન રહેવા પામતાં નથી અને એ કારણે મુક્તાત્માને શારીરિક તથા માનસિક દુઃખ પણ ત્યાં સહેવાં પડતાં નથી.

ઉપર્યુક્ત કથન ઉપરથી કોઈ એમ માની ન બેસે કે, એકેન્દ્રિય જીવને મન હોતું નથી એટલા માટે તેમને દુઃખ પેદા થતું નથી. એકેન્દ્રિય જીવને દ્રવ્ય મન ન હોય તો શું

થયું ? તેમને અધ્યવસાયરૂપ ભાવમન તો હોય જ છે, એટલા માટે મનમાં સંકલ્પને કારણે પેદા થતાં દુઃખ તેમને પણ હોય જ છે. દુઃખ મનમાં સંકલ્પને કારણે જ પેદા થાય છે.

કેટલાક લોકો કહે છે કે, અમારે અમુક પ્રકારનાં દુઃખો સહેવાં પડે છે. પરંતુ તે દુઃખો આવ્યાં ક્યાંથી ? મનમાં સંકલ્પથી જ તે દુઃખો પેદા થયાંને ? એટલા માટે મનમાં ખરાબ સંકલ્પોને સ્થાન આપવું જોઇએ નહિ. મનમાંથી ખરાબ સંકલ્પવિકલ્પોને બહાર કાઢી મનને પરમાત્માના ધ્યાનમાં પરોવવું જોઇએ. આમ કરવાથી દુઃખના સંસ્કારો જ સમૂળા નષ્ટ થઇ જશે. જ્યારે સંસ્કારો જ નષ્ટ થઇ જશે તો પછી દુઃખ ક્યાંથી પેદા થશે ? જ્યારે બીજ જ બળી જશે તો પછી વૃક્ષ કેવી રીતે પેદા થઇ શકશે ?

આ પ્રમાણે પરંપરાએ સેવાનું ફળ સર્વ દુઃખોથી મુક્તિ મળે તે જ છે. જે કોઈ બધાં દુઃખોથી મુક્ત થવા ચાહતો હશે તે જ વૈયાવૃત્ય-સેવા કરશે. સેવાધર્મનો સ્વીકાર કરવામાં શાશ્વત સુખ મળે છે. સેવાધર્મનું મહત્ત્વ સમજી તમારા જીવનને સેવામય બનાવો અને સર્વગુણોને પ્રાપ્ત કરો તો તેમાં સ્વ-પરનું કલ્યાણ જ રહેલું છે.

---

## વ્યાખ્યાન : સંવત્ ૧૯૯૪ આસો શુદી ૮ શનિવાર

### પ્રાર્થના

**મલ્લિ જિન બાલ બ્રહ્મચારી, 'કુંભ' પિતા 'પરભાવતી' મૈયા**
**તિનકી કુમારી, મલ્લિ જિન બાલ બ્રહ્મચારી ॥ ટેક ॥**

—શ્રી વિનયચંદ્રજી કુંભટ ચોવીશી

શ્રી મલ્લિનાથ ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

આ પ્રાર્થનામાં સંક્ષેપમાં ભગવાન મલ્લિનાથનું જીવન-ચરિત્ર બતાવવામાં આવ્યું છે. ભગવાન મલ્લિનાથનું આ પ્રાર્થનામાં જે સંક્ષિપ્ત જીવન-ચરિત્ર આપવામાં આવ્યું છે તે શ્રી જ્ઞાતાસૂત્રમાં આઠમા અધ્યયનમાં વિસ્તૃતરૂપે કહેવામાં આવ્યું છે. આ ચરિત્રને કોઇ જ્ઞાની ગુરુ પાસે સમજવામાં આવે તો જ બરાબર સમજમાં આવી શકે. કોઈ વિશેષ બુદ્ધિશાળી વ્યક્તિની વાત બીજી છે, પરંતુ સાધારણ માણસ જો ગુરુની સહાયતા લીધા વિના, આ ચરિત્રને સમજવા લાગે તો તે ચરિત્રના ગૂઢ અર્થ સમજી ન શકે.

ભગવાન મલ્લિનાથના જીવન-ચરિત્રનો પૂર્ણ વિચાર તો કોઇ પૂર્ણ પુરુષ જ કરી શકે. અપૂર્ણ પુરુષ તો અપૂર્ણ વિચાર જ કરી શકે. જો કે આ પ્રાર્થના વિષે હું અનેકવાર બોલી ચૂકયો છું, છતાં મને તો હમેશાં એમ જ લાગ્યા કર્યું છે કે, મેં તે વિષે અત્યારસુધી જે કાંઇ કહ્યું છે તે અપૂર્ણ જ કહ્યું છે. જ્યારે હું મારી દૃષ્ટિએ ભગવાન મલ્લિનાથનું ચરિત્ર જોઉં છું અને તેમાં અનેક વિશેષતાઓ જોઉં છું તો પછી કોઇ વિશેષ દૃષ્ટિવાળાને આ ચરિત્ર કેવું વિશેષતાયુક્ત જણાતું હશે ? આ પ્રમાણે ભગવાન મલ્લિનાથનું જીવન-ચરિત્ર ઘણું જ વિશેષતાપૂર્ણ છે અને તે ચરિત્રને પૂર્ણરૂપે કહેવાનું મારામાં સામર્થ્ય નથી. છતાં યથાશક્તિમતિ તે ચરિત્ર ઉપર થોડો પ્રકાશ પાડવાનો પ્રયત્ન કરું છું.

ભગવાન મલ્લિનાથ સ્ત્રી હતા છતાં તેમણે તીર્થંકરપદ પ્રાપ્ત કર્યું હતું. આ એક મહાન્ આદર્શ છે. કેટલાક પુરુષો અહંકારને કારણે સ્ત્રીઓને તુચ્છ સમજે છે, પરંતુ ભગવાન મલ્લિનાથનું જીવન–ચરિત્ર એવા અહંકારી પુરુષોને સચોટ બોધપાઠ આપે છે કે, પુરુષોએ અહંકાર કરવાની જરાપણ આવશ્યકતા નથી. સ્ત્રીઓ પણ પુરુષોથી બુદ્ધિ તથા જ્ઞાનમાં જરાપણ ઊતરતી નથી. સ્ત્રીઓ તીર્થંકરપદ જે મોટામાં મોટું પદ છે તેને પણ પ્રાપ્ત કરવાનું સામર્થ્ય ધરાવે છે. આ જીવન–ચરિત્રમાંથી એક મહત્ત્વની વાત એ પણ પ્રકટ થાય છે કે, જૈનશાસનની સંઘરચના કેટલી બધી વ્યવસ્થિત હતી. જૈનશાસનની સંઘરચનામાં પુરુષોના જેટલો જ સ્ત્રીઓને પણ અધિકાર આપવામાં આવ્યો છે. ભગવાને શ્રી સ્થાનાંગ સૂત્રમાં કહ્યું છે કેઃ–

**चउविहे समणसंघे पण्णत्ते तंजहा समणाए, समणीए, सावगाए, साविगाए य।**

અર્થાત્–શ્રમણસંઘ ચાર પ્રકારનો છે. સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા. આ ચારેય સંઘના પ્રતિનિધિ છે. જો કે આ સંઘરચનામાં સ્ત્રી–પુરુષનો ભેદ બતાવવામાં આવેલ છે, પરંતુ સંઘની દૃષ્ટિએ સ્ત્રી અને પુરુષ–બન્નેને સમાન અધિકાર આપવામાં આવેલ છે. જેટલો અધિકાર સંઘમાં પુરુષને છે તેટલો જ અધિકાર સંઘમાં સ્ત્રીને પણ છે. આ પ્રમાણે જૈન-શાસનની ચતુર્વિધ સંઘની રચનાનું ઘણું જ મહત્ત્વ છે. સ્ત્રીઓ પુરુષોની માફક કર્મબંધનોથી મુક્ત થઈ મોક્ષે પણ જઈ શકે છે એ વાત ભગવાન મલ્લિનાથના જીવન–ચરિત્રમાંથી મળે છે. આ વાત ઘણી જ મહત્ત્વની છે. વૈદિક સંસ્કૃતિમાં સ્ત્રીઓને આટલો બધો અધિકાર આપવામાં આવ્યો હોય એમ જણાતું નથી. પરંતુ જૈન સંસ્કૃતિમાં સ્ત્રીઓને પુરુષોની માફક મોક્ષે જવાની પણ શક્તિ છે એ વાતની પુષ્ટિ કરવામાં આવી છે. ધાર્મિક વાતોમાં સ્ત્રી તથા પુરુષમાં કોઈપણ પ્રકારનો ભેદ નથી, પરંતુ બન્નેને સમાન અધિકાર છે.

ભગવાન મલ્લિનાથના જીવન–ચરિત્રમાંથી જનસમાજને કેવો સદુપદેશ આપી સન્માર્ગ ઉપર લાવવો જોઇએ એ વાતનો પણ બોધ મળે છે. જો કે ભગવાન મલ્લિનાથ તીર્થંકર હતા છતાં તેમણે પોતાના ચરિત્રદ્વારા જનસમાજને સદ્બોધ કેવો અને કેવી રીતે આપવો એ સ્પષ્ટરૂપે બતાવ્યું છે. મકાન બનાવવા માટે લાકડાનાં બારી–બારણાં તૈયાર કરવા છતાં તેમનો ઉપયોગ કેવી રીતે અને ક્યારે કરવો એ વાતને કારીગર જ બરાબર જાણી શકે છે, આ જ પ્રમાણે ઉપદેશ આપવાની બધી સામગ્રી પ્રસ્તુત હોવા છતાં, જનસમાજને કઈ વાતનો ઉપદેશ ક્યારે આપવો એ વાત તો મહાપુરુષ જ જાણે છે.

ભગવાન મલ્લિનાથ વિષયલોલુપી છ રાજાઓને ઉપદેશ આપી સન્માર્ગ ઉપર લાવવા ચાહતા હતા. પરંતુ તેમને લાગ્યું કે, આ વિષયલોલુપી રાજાઓ કેવળ ઉપદેશથી સમજ-વાના નથી. તેમને તો સક્રિય પ્રયોગદ્વારા જ ઉપદેશ આપવાની જરૂર છે એમ લાગવાથી ભગવાને મોહનગૃહની તથા દુર્ગંધમય પુતલીની રચના કરાવી. આ પ્રકારના ઉપાયદ્વારા ભગ-વાને તે વિષયલોલુપી છ રાજાઓને સક્રિય ઉપદેશ આપી સન્માર્ગે ચડાવ્યા. આ કથનનો એ અર્થ નથી કે, જનસમાજને સદ્બોધ કેવળ દુર્ગંધમય પુતલીની રચના કરવાથી જ આપી શકાય છે. પરંતુ આ પ્રયોગદ્વારા આપણને એ જાણવાનું પ્રાપ્ત થાય છે કે, દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવને જોઇને જનસમાજને સદ્બોધ આપવો આવશ્યક છે. અને આ પ્રમાણે દ્રવ્ય,

ક્ષેત્ર, કાલ અને ભાવ જોઈને ઉપદેશ આપવામાં આવે તો જ તે ઉપદેશ સફળ નીવડે છે. દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવ જોઈને જ જે ઉપદેશક જનસમાજને ઉપદેશ આપે તો એ ઉપદેશનો પ્રભાવ જનસમાજ ઉપર પડ્યા વગર રહેતો જ નથી.

દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવ અનુસાર આપવામાં આવેલો ઉપદેશ કેવો પ્રભાવોત્પાદક, હૃદયગ્રાહી અને હિતકારી હોય છે એ વાત હવે શાસ્ત્રદ્વારા સમજાવું છું:—

## સમ્યક્ત્વ પરાક્રમ—બોલ પીસ્તાલીસમો

શાસ્ત્રમાં સર્વગુણસંપન્નતા વિષે પ્રશ્નોત્તર ચાલી રહ્યો છે. આજે 'સર્વગુણસંપન્નતા' શબ્દ જાણે સસ્તો થઈ ગયો હોય એમ જણાય છે. આજે તો ગમે તેવા સાધારણ માણુસને માટે પણ 'આપ તો સર્વગુણસંપન્ન છો' એમ કહેવામાં આવે છે, પરંતુ વાસ્તવમાં આ શબ્દની મહત્તા જોતાં ગમે તે માણુસને માટે વાપરવા યોગ્ય આ શબ્દ નથી. જે વાસ્તવમાં 'સર્વગુણસંપન્ન' બની જાય છે તે માણુસને પછી કાંઈ કરવાનું બાકી જ રહેતું નથી. જે વાસ્તવમાં સર્વગુણસંપન્ન બની જાય છે તે વીતરાગ બની જાય છે. અને એટલા જ માટે સર્વગુણસંપન્નતાનો પ્રશ્નોત્તર થયા બાદ વીતરાગતા વિષે ગૌતમ સ્વામી મહાવીર ભગવાનને પ્રશ્ન પૂછે છે.

### પીસ્તાલીસમો બોલ

**(૪૫) वीयरागयाए णं भंते ! जीवे किं जणयइ ?**

અર્થાત્—હે ભગવાન ! વીતરાગપણાથી જીવને શો લાભ થાય છે ? આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાન મહાવીરે ફરમાવ્યું કે:—

**वीयरागयाए णं नेहाणु बंधणाणि य तण्हाणु बंधणाणि य वोच्छिंदिय मणुण्णा अमणुण्णासु सद्द-फरिस-रस-रूव-गंधेसु चेव विरज्जइ ॥ ४५ ॥**

અર્થાત્—વીતરાગપણાથી જીવાત્મા સ્નેહ તેમજ તૃષ્ણાના બંધનોને છેદી નાંખે છે તથા મનોજ્ઞ અને અમનોજ્ઞ શબ્દ, રૂપ, ગંધ, રસ, સ્પર્શ ઈત્યાદિ વિષયોમાં વૈરાગ્ય પામે છે. હવે વીતરાગતાના ફળ વિષે વિશેષ વિચાર કરીએ તે પહેલાં વીતરાગતા બધી વસ્તુઓ કરતાં શ્રેષ્ઠ છે એ વાત સર્વપ્રસિદ્ધ હોવા છતાં, વીતરાગતાના ફળ વિષે શા માટે પ્રશ્ન પૂછવામાં આવ્યો એવી શંકાનું સમાધાન કરવું આવશ્યક છે. આ શંકાનું સમાધાન એ છે કે, ક્રિયાનું ફળ મળે જ છે એ બતાવવા માટે આ પ્રશ્ન પૂછવામાં આવ્યો છે. પ્રત્યેક ક્રિયા ફળવતી હોય છે. કોઈપણ ક્રિયા નિષ્ફળ જતી નથી. આ વાતને સ્પષ્ટ કરવા માટે જ જાણે આ પ્રશ્ન પૂછવામાં આવ્યો છે.

જ્યારે સર્વગુણસંપન્નતા પ્રાપ્ત થાય છે ત્યારે વીતરાગતા આવે જ છે, અને જ્યારે વીતરાગતા પ્રગટે છે ત્યારે સર્વગુણસંપન્નતા પણ હોવી જ જોઈએ. રાગદ્વેષ હોય એ અવસ્થામાં સર્વગુણસંપન્નતા પ્રાપ્ત થાય એ વાત જૈનશાસ્ત્રને માન્ય નથી. સંભવ છે કે, આ વાતને બતાવવા માટે પણ ગૌતમ સ્વામીએ ભગવાનને આ પ્રશ્ન પૂછ્યો હોય. ગૌતમ

સ્વામીના પ્રશ્નના ઉત્તરમાં ભગવાને કહ્યું કે, હે ગૌતમ ! જ્યારે જીવાત્મા રાગદ્વેષરહિત થઈ વીતરાગ ભાવમાં આવે છે ત્યારે સ્નેહ અને તૃષ્ણાના કારણે બદ્ધ થતાં કર્મબન્ધોનો વિચ્છેદ થઈ જાય છે. રાગનો તથા તૃષ્ણાનો સંપૂર્ણતઃ વિચ્છેદ વીતરાગભાવ પેદા થયા બાદ જ થઈ શકે છે. વીતરાગ બનવાનો માર્ગ રાગ તથા તૃષ્ણાનો વિચ્છેદ કરવાથી જ સરળ બને છે. તૃષ્ણા તથા સ્નેહનો જેટલો જેટલો વિચ્છેદ થતો જશે તેટલો તેટલો આત્મા ઉન્નત–અવસ્થાને પ્રાપ્ત થતો જશે, અને જ્યારે સ્નેહ અને તૃષ્ણાનો સંપૂર્ણતઃ વિચ્છેદ થઇ જશે ત્યારે આત્મા વીતરાગાવસ્થાને પ્રાપ્ત થશે.

વીતરાગતા પ્રાપ્ત થઇ છે એ વાતની ખબર કેવળ આધ્યાત્મિક–ભાવરૂપમાં જ જણાતી નથી, પરંતુ વ્યાવહારિક રૂપમાં પણ જણાય છે. જ્યારે ઇન્દ્રિયોનાં શબ્દ, રૂપ, રસ, ગંધ અને સ્પર્શ આ પાંચ વિષયોને સંપૂર્ણતઃ જીતી લેવામાં આવે ત્યારે વીતરાગતા પ્રગટી છે એમ સમજવું જોઇએ. જ્યાં સુધી કોઈ વસ્તુ મનોજ્ઞ–પસંદ કે અમનોજ્ઞ–અપસંદ જણાય છે ત્યાંસુધી સમજવું કે હજી આત્મામાં રાગદ્વેષ છે. પરંતુ જ્યારે કોઇ વસ્તુ મનોજ્ઞ કે અમનોજ્ઞ ન લાગે અર્થાત્ વિષમ ન લાગે પણ સમ લાગે ત્યારે સમજવું કે હવે આત્મામાં વીતરાગતા પ્રગટી છે.

આત્મામાં વીતરાગતા પ્રગટી છે કે નહિ એ વાતની ખાત્રી કરવા માટે શાસ્ત્રકારોએ આ ઉપાય બતાવ્યો છે. જ્યારે ઈન્દ્રિયોના વિષયો મનોજ્ઞ કે અમનોજ્ઞ જણાય ત્યારે સમજવું કે આત્મામાં વીતરાગતા હજી સુધી પ્રગટી નથી અને જ્યારે ઈન્દ્રિયનાં વિષયો મનોજ્ઞ કે અમનોજ્ઞ અર્થાત્ વિષમ ન જણાય પણ સમ જણાય તો સમજવું કે આત્મામાં વીતરાગતા પ્રગટી છે. વીતરાગતા પ્રગટી છે કે નહિ એ વાત જાણવા માટે શાસ્ત્રકારોએ આ 'થર્માંમીટર' બતાવેલ છે.

ઇંદ્રિયોનાં પાંચ વિષયોનાં સચિત્ત, અચિત્ત અને સચિત્તાચિત્ત એવાં ત્રણ ભેદ પાડવામાં આવ્યાં છે. આ ત્રણ ભેદ કહીને એમ કહેવામાં આવ્યું છે કે, શબ્દ, રૂપ, રસ આદિ વસ્તુ વિષયોમાંનો કોઈ પણ વિષય મનોજ્ઞ કે અમનોજ્ઞ ન લાગે તો આત્મામાં વીતરાગતા પ્રગટી છે એમ જાણવું જોઈએ.

અત્રે કોઈ એવો પ્રશ્ન કરે કે, શબ્દ આદિમાં સચિત્ત, અચિત્ત તથા સચિત્તાચિત્તનો ભેદ કેવા પ્રકારનો હોય છે? આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, જીવ શબ્દનો અર્થ કહેવામાં આવે તો તે શબ્દ સચિત્ત છે. અજીવ શબ્દ કહેવામાં આવે તો તે અચિત્ત શબ્દ છે અને બંશી શબ્દ કહેવામાં આવે તો તે સચિત્તાચિત્ત શબ્દ છે. આ જ પ્રમાણે રૂપ, રસ, ગંધ, સ્પર્શ આદિનાં પણ ત્રણ પ્રકારનાં ભેદ થાય છે. આ ત્રણેય પ્રકારનાં ભેદની સાથે વસ્તુ મનોજ્ઞ છે કે અમનોજ્ઞ છે એવી માન્યતાથી જે નિવૃત્ત થાય છે તે જ વીતરાગ છે.

આ સંબંધમાં કોઇ અન્ય પ્રકારનો તર્ક પણ કરી શકે છે પરંતુ આત્મહિતૈષીએ તો કોઈ પ્રકારનાં તર્કવિતર્કમાં ન પડતાં એમ માનવું જોઇએ કેઃ—

**महाजनो येन गतः स पन्थाः**

અર્થાત્—જે માર્ગે મહાપુરુષો ગયા છે તે જ માર્ગે આપણે પણ ચાલવું જોઈએ અને એ માર્ગે જવામાં જ આપણું કલ્યાણ રહેલું છે.

"મહાપુરુષોએ બતાવેલો કયો માર્ગ?" એ વિષે બાળગંગાધર તિલક તથા ભાંડારકર વચ્ચે એકવાર વાદવિવાદ થયો હતો. ભાંડારકર કહેતા હતા કે, જે માર્ગ ઉપર મહાજન-સમુદાય ચાલતો હોય તે જ મહાજનનો માર્ગ છે. આ કથનની વિરુદ્ધ તિલકનું કહેવું હતું કે, જનસમુદાયમાંના અધિકાંશ લોકો અસત્ય બોલે છે, ચોરી કરે છે અને અપ્રામાણિકતાનો વ્યવહાર કરે છે. તો શું અસત્ય બોલવું, ચોરી કરવી કે અપ્રમાણિક રહેવું એજ મહાજનોનો માર્ગ હોઇ શકે? આજ પ્રમાણે અધિકાંશ લોકો ત્યાગી કરતાં ભોગી વિશેષ હોય છે. તો શું ભોગી બનવું એ મહાજનોનો માર્ગ છે?

મહાજન કોણ છે એ વાતનો નિર્ણય કરવા માટે જો બ્રહ્માનું ચરિત્ર બ્રહ્મપુરાણમાં જોવામાં આવે તો તેમાં પણ ઘણીજ ભયંકરતા જોવામાં આવે છે. બ્રહ્મા પોતાની જ પુત્રી ઉપર મુગ્ધ થઈ ગયાનો ઉલ્લેખ મળી આવે છે. જો વિષ્ણુને માટે વિષ્ણુપુરાણ જોવામાં આવે તો તેમાં વિષ્ણુની લીલા એવી વર્ણવવામાં આવી છે કે જો તેમના લીલામાર્ગને કોઈ મહાજનનો માર્ગ માની અપનાવે તો લીલા કરનાર મનુષ્ય વધારે પતિત થઇ જશે. શિવ-ચરિત્ર ઉપર દૃષ્ટિપાત કરીએ છીએ તો શિવને શિવપુરાણમાં સ્મશાનવાસી કહ્યા છે. તો શિવના ચરિત્રનું અનુસરણ કરી શું બધા લોકો સ્મશાનવાસી બને એ શું સંભવિત છે! મહાજનનો માર્ગ તો એવો હોવો જોઇએ કે જે માર્ગ બધા લોકો સરળતાપૂર્વક અપનાવી શકે. પરંતુ અત્રે એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે, કઈ વ્યક્તિ દ્વારા નિર્દિષ્ટ માર્ગને મહાજનનો માર્ગ માનવો જોઇએ? આ પ્રશ્નનો નિશ્ચયાત્મક ઉત્તર એજ હોઇ શકે કે, જે માર્ગે ચાલ-વાથી બહુ જનસમુદાયનું સાચું કલ્યાણ થતું હોય, તે જ મહાજનનો માર્ગ છે. અસત્ય કે અન્યાયને અનેક લોકોએ ભલે અપનાવ્યાં હોય પરંતુ તે માર્ગ જનસમુદાયને માટે કલ્યાણકારી હોઈ શકે નહિ. એટલા માટે જે માર્ગે જવાથી જનતાનું કલ્યાણ થતું હોય તે જ મહા-જનનો નિર્દિષ્ટ માર્ગ છે.

આ તો તિલક તથા ભાંડારકર વચ્ચેનો વાદવિવાદ કહ્યો. પરંતુ મારી દૃષ્ટિએ અઢાર દોષરહિત વીતરાગનો માર્ગ જ મહાજનનો માર્ગ છે. અમે લોકો આવા વીતરાગ મહાપુરુષને જ મહાજન અને તેમની દ્વારા નિર્દિષ્ટ માર્ગને જ મહાજનનો માર્ગ કહી શકીએ. વીત-રાગના માર્ગે ચાલનારનું હમેશાં કલ્યાણ જ થયું છે. કદાપિ અકલ્યાણ થયું નથી.

શાસ્ત્રકારો કહે છે કે, ઇન્દ્રિયોનાં વિષયો-શબ્દ, રૂપ, રસ, ગંધ, સ્પર્શ-સારા હોય કે ખરાબ હોય, પરંતુ તે વિષયો પ્રત્યે સમભાવ રહે, વિષમભાવ ન રહે, તો સમજવું કે આત્મામાં વીતરાગભાવ આવ્યો છે. સમભાવ રાખવાનો એ અર્થ નથી કે, અમૃતને વિષ અને વિષને અમૃત માનવું કે ખાઇ જવું. પરંતુ સમભાવ રાખવાનો એ અર્થ છે કે, ભલે વિષ હોય કે અમૃત હોય પણ બન્નેય પ્રતિ સમભાવ રાખવો. સમભાવ રાખવાથી વિષ પણ અમૃત અને આગ પણ શીતલ થઈ જાય છે. સીતામાં સમભાવ હતો એટલા માટે તેને અગ્નિ પણ શીતલ બની ગઇ હતી. મીરામાં સમભાવ હતો એટલા માટે તેને માટે વિષ પણ અમૃત બની ગયું હતું. આ જ પ્રમાણે તમે પણ સમભાવ રાખો અને ભક્તજનોની માફક પરમાત્મા પ્રત્યે પ્રાર્થના કરો કેઃ—

પરુષ વચન અતિ કઠિન શ્રવણુ સુનિ, તેહિં પાવક ન દહોંગો,
વિગત માન સમ શીતલ મન પર, ગુણુ અવગુણુ ન ગહૂંગો.

ભાવાર્થ—ગમે તેવા કઠોર અને કર્ણકટુ શબ્દો સાંભળવામાં આવે, પરંતુ જો તમારામાં સમભાવ હશે તો જ્ઞાનીજનો કહે છે કે, તે કઠોર શબ્દોને પણ કર્ણપ્રિય બનાવી શકશો. એટલા માટે સમભાવ રાખો તો તેમાં કલ્યાણ જ છે.

વીતરાગ ધર્મ સમભાવ રાખવાનું કહે છે. સમભાવ દ્વારા વીતરાગભાવ પ્રગટ થાય છે એટલા માટે હૃદયમાં સમભાવ રાખી વીતરાગભાવ પ્રગટાવો તો તમે સ્વ-પરનું કલ્યાણ સાધી શકશો.

## મોરબી ચાતુર્માસ
## શાસ્ત્રીય વ્યાખ્યાનો સંપૂર્ણ.



# અમદાવાદ ચાતુર્માસ

## વ્યાખ્યાનઃ સંવત્ ૧૯૯૬ અષાડ વદ ૩ મંગળવાર

### પ્રાર્થના

**'પ્રતિષ્ઠસેન' નરેશ્વર કો સુત, 'પૃથ્વી' તુમ મહતારી;**
**સુગણ સ્નેહી સાહબ સાચો, સેવક ને સુખકારી.**
**શ્રી જિનરાજ સુપાર્શ્વ, પૂરો આશ હમારી. ॥ ૧ ॥**

—વિનયચંદ્રજી કુંભટ ચોવીશી

શ્રી સુપાર્શ્વનાથ ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

'આત્માએ પરમાત્માનો સાક્ષાત્કાર કરવો જોઇએ' એ જ આત્માના પુરુષાર્થની ચરમ સીમા છે. આને જ પરમ પુરુષાર્થ કહેવામાં આવે છે. પરમાત્માનો સાક્ષાત્કાર કરવા માટે શાસ્ત્રમાં જે ઉપાયો બતાવવામાં આવ્યાં છે, તે એક સાથે બતાવી શકાય નહિ, તેમ એક સાથે ઉપયોગમાં પણ લાવી શકાય નહિ. પરંતુ એક એવો ઉપાય છે કે જે બધાંને માટે સુલભ અને સરળ છે. તે ઉપાય પરમાત્માની પ્રાર્થના છે. અનેક ઉપાયોદ્વારા જે વસ્તુની પ્રાપ્તિ થઇ શકતી નથી તે પરમાત્માની પ્રાર્થનાદ્વારા પ્રાપ્ત થઇ શકે છે, એવું જ્ઞાનીજનોનું કથન છે. પરમાત્માને ઓળખવાનું અને તેમની સમીપ પહોંચવાનું એક અને અમોઘ સાધન પ્રાર્થના જ છે. આર્યદ્રષ્ટાઓ તથા ઋષિ-મુનિવરો આ સાધનદ્વારા જ ઇષ્ટસાધ્યને સાધી શક્યા છે. પરમાત્માના સાન્નિધ્યમાં જવા માટે પ્રાર્થનાનો માર્ગ અબોધ તેમજ સુબોધ લોકો –બધાંને માટે સરળ છે અને એટલાજ માટે શાસ્ત્રકારોએ પ્રાર્થના દ્વારા આત્મ-કલ્યાણ સાધવાનો ઉપદેશ આપ્યો છે.

પ્રાર્થના એ તો પ્રાણ સંજીવિની છે. નિર્બળ આત્મામાં પણ બળનો સંચાર કરનારી જડીબુટ્ટી છે. પ્રાર્થનામાં અમાપ બળ રહેલું છે એ વાત ઘણાને અતિશયોક્તિ ભરી લાગે છે; પરંતુ વાસ્તવમાં પ્રાર્થના કેવી બળપ્રદ છે એ વાત તો પ્રાર્થના કરનાર જ જાણી શકે છે. વિકારોને શાન્ત કરવા માટે પ્રાર્થના એક અમોઘ રામબાણ દવા છે. આ જીવનઔષધના સેવન દ્વારા જન્મ-જરા-મૃત્યુ જેવા અસાધ્ય રોગને દૂર કરો તો તેમાં આત્માનું કલ્યાણ જ રહેલું છે.

સિદ્ધાન્ત શાસ્ત્રમાં પ્રાર્થનાનો મહિમા ખૂબ જ બતાવવામાં આવેલ છે. એટલા માટે હવે પ્રાર્થનાનો વિષય સિદ્ધાન્તદ્વારા જ સમજાવવાનો પ્રયત્ન કરું છું:—

### સમ્યક્ત્વ પરાક્રમ અધ્યયન

**જામનગરના ચાતુર્માસમાં શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના ૨૯મા 'સમ્યક્ત્વ-પરાક્રમ' નામના અધ્યયન વિષે સૂત્રવિચાર કરવાનો પ્રારંભ કર્યો હતો. ત્યાં ૨૭ બોલ સુધી વિસ્તૃત વિવેચન**

થઇ શક્યું હતું. ત્યારબાદ મોરબીના ચાતુર્માસમાં આ જ સમ્યક્ત્વ–પરાક્રમ અધ્યયના બોલ ૨૮ થી વિવેચન કરવામાં આવ્યું હતું. પરંતુ સમ્યક્ત્વ–પરાક્રમનો વિષય ઘણોજ ગહન, સારગર્ભિત તેમજ તાત્ત્વિક હોવાને કારણે ૪૬ બોલ સુધી જ સૂત્રવિવેચન થઇ શક્યું અને આ પ્રમાણે તે અધ્યયન ત્યાં પણ અપૂર્ણ રહ્યું. સમ્યક્ત્વ પરાક્રમનું અધ્યયન પૂર્ણ નહિ થઇ શકવામાં કેટલેક અંશે મારી શારીરિક અસ્વસ્થતા પણ કારણભૂત છે. પરંતુ સૂત્રની ગહનતા સરળ કરવા માટે તથા સૂત્રના ગૂઢાર્થને સ્પષ્ટ કરવા માટે વિસ્તૃત વિવેચન કરવું પણ આવશ્યક હતું, આ કારણે પણ સમ્યક્ત્વ–પરાક્રમ–અધ્યયનની સમાપ્તિ થઈ શકી ન હતી. હવે આ અપૂર્ણ અધ્યયનનાં બોલો આ ચાતુર્માસમાં પૂર્ણ કરવાનો હૃદયગત વિચાર છે.

સાગર અમાપ છે. અમાપ સાગરને ગાગરદ્વારા માપવામાં આવે તો માપી શકાય નહિ છતાં ગાગરમાં સાગર સમાવી દેવાની લોકોક્તિ પ્રચલિત છે. તેજ પ્રમાણે સિદ્ધાન્ત–સાગર અમાપ–અગાધ છે. આ સિદ્ધાન્ત–સાગરને ઉત્તરાધ્યયનરૂપી ગાગરમાં ભરી દેવામાં આવેલ છે. આ ઉત્તરાધ્યયન રૂપી સૂત્ર ગાગરમાં ‘સમ્યક્ત્વ–પરાક્રમ’ અધ્યયન તો એક જલબિંદુ સમાન છે. જ્યારે એક સમ્યક્ત્વ–પરાક્રમનું પૂર્ણ વિવેચન કરવામાં પણ આપણી બુદ્ધિ કુંઠિત થઇ જાય છે તો પછી અગાધ સિદ્ધાન્ત–સાગરનો તાગ લાવવો મારા જેવા સામાન્ય બુદ્ધિવાળા માટે તો અવશ્ય મુશ્કેલ છે. અત્યારે તો જે સિદ્ધાન્ત–સાગરને ઉત્તરાધ્યયનરૂપી ગાગરમાં ભરી દેવામાં આવેલ છે તેનું જ અમૃતપાન કરાવું છું.

સમ્યક્ત્વમાં પરાક્રમ કરવો–અર્થાત્ જીવનને સિદ્ધ, બુદ્ધ તથા મુક્ત બનાવવાનો પુરુષાર્થ કરવો–એ પણ એક પ્રકારની પરમાત્માની પ્રાર્થના જ છે. આત્માને પરમાત્મામય બનાવવો એ જ પ્રાર્થનાનું ધ્યેય છે. સમ્યક્ત્વમાં પરાક્રમ કરી, અર્થાત્ જીવનશુદ્ધિ કરવાનો પુરુષાર્થ કરી જીવાત્મા પરમાત્મામય બની શકે છે. ભગવાને આ પુરુષાર્થસિદ્ધિનાં ૭૩ ઉપાયો બતાવ્યાં છે. આત્માને પરમાત્મામય બનાવવાનાં આ ૭૩ ઉપાયોને બરાબર જાણીને–સમજીને આચારમાં ઉતારવામાં આવે તો આત્માનું કલ્યાણ અવશ્ય થઈ શકે. સમ્યક્ત્વ–પરાક્રમનાં જે ૭૩ ઉપાયો બતાવવામાં આવ્યાં છે તે આત્મકલ્યાણ સાધવાનાં માર્ગો જ છે. આ કલ્યાણમાર્ગ કેવો સરળ અને સીધો છે તે વિષે અત્રે વિચાર કરવામાં આવે છે.

સંસારમાં પ્રત્યેક પ્રાણી થોડોઘણો પુરુષાર્થ તો કરે જ છે; પરંતુ અર્થ અને કામને માટે કરવામાં આવતો પુરુષાર્થ તો સંસારવર્દ્ધક હોય છે એટલા માટે તે પુરુષાર્થ સાચો કહી ન શકાય. સાચો પુરુષાર્થ તો તે જ કહી શકાય કે જે મોક્ષસાધક હોય. ધર્મ એ મોક્ષ-પ્રાપ્તિનું પરમ સાધન છે. એટલા માટે ધર્મ–પુરુષાર્થ જ ઉપાદેય છે, અને મોક્ષપ્રાપ્તિ માટે સેવવામાં આવતો પુરુષાર્થ જ પ્રશસ્ત અર્થાત્ સમ્યક્ પુરુષાર્થ છે.

જૈનધર્મનું બીજું નામ મોક્ષધર્મ કહી શકાય. કારણ કે જૈન કે જૈન ધર્મનું ચરમ ધ્યેય મોક્ષપ્રાપ્તિ જ છે. સાચા જૈનની પ્રત્યેક પ્રવૃત્તિ મોક્ષ–પ્રાપ્તિ માટે જ હોય છે. જૈન ધર્મનાં શાસ્ત્રોમાં કે સિદ્ધાન્તોમાં પણ મુખ્ય રૂપે મોક્ષ વિષે જ પ્રતિપાદન કરવામાં આવ્યું છે. મોક્ષ પ્રાપ્ત કરવા માટે અર્થાત્ કર્મબંધનોમાંથી મુક્ત થવા માટે પ્રત્યેક પ્રાણીએ સમ્યક્ત્વમાં પરાક્રમ કરવો અથવા સાચો પુરુષાર્થ કરવો અનિવાર્ય આવશ્યક છે.

ઉત્તરાધ્યયનના ૨૮ મા અધ્યયનમાં મોક્ષમાર્ગ વિષે જ વિચાર કરવામાં આવ્યો છે.

મોક્ષનો માર્ગ જાણ્યા બાદ મોક્ષ-મહેલમાં જવા માટે જીવાત્માઓએ કેવો પુરુષાર્થ કરવો જોઇએ એ વાત આ ૨૯ મા સમ્યક્ત્વ-પરાક્રમ નામના અધ્યયનમાં વિચારવામાં આવી છે.

કોઈ વસ્તુને જાણવી તથા સમજવી એ એક વાત છે અને કોઈ વસ્તુને જાણ્યા બાદ આચારમાં ઊતારવી એ બીજી વાત છે. ૨૮ મા અધ્યયનમાં મોક્ષનો માર્ગ કેવો છે એ વિષે વિચાર કરવામાં આવ્યો છે. પરંતુ મોક્ષમાં જવા માટે જીવાત્માએ શું શું કરવું જોઈએ -જીવનનો આધ્યાત્મિક ગુણવિકાસ સાધવા માટે કેવો અને કેટલો પુરુષાર્થ કરવો જોઇએ અને એ પુરુષાર્થ સિદ્ધિનું શું ફળ મળે છે એ આ ૨૯મા અધ્યયનમાં પ્રશ્નોત્તરરૂપે સ્પષ્ટ કરવામાં આવ્યું છે.

## સમ્યક્ત્વ પરાક્રમ-બોલ પિસ્તાલીસમો. વિશેષ વિચાર

રાગ અને દ્વેષ એ બન્ને કર્મનાં બીજ છે. આ કર્મબીજને સંસારનાં બીજ પણ સમજવાં જોઇએ. કારણ કે જ્યાંસુધી રાગ અને દ્વેષનાં બીજ રહે છે ત્યાંસુધી કર્મનાં અંકુરો ફુટયાં જ કરે છે, અને જેમ જેમ કર્મનાં અંકુરો ફુટતાં જાય છે તેમ તેમ સંસારવૃક્ષ ફુલતું-ફાલતું જાય છે. સંસારનાં બંધનોમાંથી મુક્ત થવા માટે સર્વ પ્રથમ રાગ દ્વેષનાં બંધનોમાંથી મુક્ત થવું આવશ્યક છે. વીતરાગ અને વીતદ્વેષ થયા વિના મોક્ષે જઈ શકાતું નથી. જીવનને રાગરહિત બનાવવા માટે શાસ્ત્રકારોએ અનેક ઉપાયો બતાવેલ છે. સમ્યક્ત્વ-પરાક્રમમાં જે ૭૩ બોલો કહેવામાં આવેલ છે તે જીવનને વીતરાગ તથા વીતદ્વેષ બનાવવાનાં ઉપાયો જ છે. કષાયનો ત્યાગ કરવાથી જીવનમાં વીતરાગતા પ્રગટે છે એ વાત શાસ્ત્રમાં સ્પષ્ટરૂપે કહેવામાં આવેલ છે. છતાં સમ્યક્ત્વ-પરાક્રમના ૪૫ બોલમાં વીતરાગતા પ્રગટ થવાથી જીવાત્માને શો લાભ થાય છે એવો પ્રશ્ન છે. આ પ્રશ્નનું નિરાકરણ કરતાં ટીકાકાર કહે છે કે, શાસ્ત્રનું એ ધ્યેય છે કે, શબ્દો વધી જાય તો કાંઈ વાંધો નહિ, પરંતુ શાસ્ત્રની વાત બધાંની સમજમાં આવી જવી જોઇએ. આ વાતને દૃષ્ટિમાં રાખવાને કારણે જ શાસ્ત્રમાં એક જ વાતને વિશેષ સ્પષ્ટ કરવા માટે બે ત્રણ વાર કહેવામાં આવેલ છે. આમ કરવાથી પુનરુક્તિનો દોષ આવે છે પરંતુ જનસમાજને લાભાર્થે કરવામાં આવતી પુનરુક્તિ દોષપાત્ર ગણાતી નથી.

વળી, કષાયનો પ્રશ્ન દ્વેષ-આશ્રિત છે અને વીતરાગતાનો પ્રશ્ન રાગ-આશ્રિત છે એ દૃષ્ટિએ વિચારતાં પુનરુક્તિ દોષ પણ આવતો નથી.

શાસ્ત્રકારોનું કથન છે કે, રાગનો ત્યાગ કરવો જેટલો મુશ્કેલ છે તેટલો દ્વેષનો ત્યાગ કરવો મુશ્કેલ નથી, અને એટલા જ માટે મુક્તાત્માને વીતરાગ કહેવામાં આવે છે, વીતદ્વેષ કહેવામાં આવતા નથી. કારણ કે દ્વેષની અપેક્ષા રાગનો ત્યાગ મુશ્કેલ છે અને રાગનો ત્યાગ ત્યારે જ થઈ શકે છે કે જ્યારે દ્વેષનો ત્યાગ કરવામાં આવે છે. સોનાનો ત્યાગ કરવો જેટલો મુશ્કેલ છે તેટલો લોઢાનો ત્યાગ કરવો મુશ્કેલ નથી. આ જ પ્રમાણે રાગનો ત્યાગ, દ્વેષના ત્યાગ કરતાં મુશ્કેલ છે. જે પ્રમાણે સમભાવ પેદા થવાથી સોનું કે લોઢું બન્ને સમાન જણાય છે, તે જ પ્રમાણે જીવનમાં સમભાવ પ્રગટ થયા બાદ રાગ અને દ્વેષ--બન્નેનો ત્યાગ કરવો મુશ્કેલ નથી. જો કે રાગથી પણ પુણ્યોપાર્જન થઈ શકે છે, પરંતુ જે આત્મા મુક્ત થવા ચાહે છે તે તો પુણ્યોપાર્જન કરવા ચાહતો નથી તેમ પાપનું પણ ઉપાર્જન કરવા ચાહતો

નથી. તે તો પુણ્ય કે પાપ બન્નેને કર્મ માની છોડવા ચાહે છે. મોક્ષાભિલાષી આત્માને તો કોઈ વસ્તુ પ્રત્યે રાગ કરવાની પણ જરૂર નથી તથા દ્વેષ કરવાની પણ જરૂર નથી. ઉદાહરણ તરીકે, જ્યારે મનુષ્ય ગૃહસ્થાવસ્થામાં હોય છે ત્યારે તો લોઢાનો ત્યાગ કરી સોનાનો સંગ્રહ ભલે કરે. પરંતુ જે સાધુ થવા ચાહે છે તેને માટે તો સોનું કે લોઢું બન્ને ત્યાજ્ય જ છે. આ જ પ્રમાણે જે મુક્ત થવા ચાહે છે તે મોક્ષાભિલાષી આત્મા તો રાગ તેમજ દ્વેષ બન્નેનો ત્યાગ કરે છે. જે પ્રમાણે સોનાનો ત્યાગ કરવો મુશ્કેલ છે અને તેથી જ સાધુ મહાત્માને કનક–કામિનીના ત્યાગી કહેવામાં આવ્યા છે, તે જ પ્રમાણે રાગનો પણ ત્યાગ કરવો મુશ્કેલ છે અને તેથી જ રાગદ્વેષનો ત્યાગ કરનારને વીતરાગ કહેવામાં આવે છે.

## સમ્યક્ત્વ પરાક્રમ–બોલ છેંતાલીસમો.

૪૫ મા બોલમાં વીતરાગતાના ફળ વિષે જે પ્રશ્ન પૂછવામાં આવ્યો છે તે પ્રશ્ન રાગને દૃષ્ટિમાં રાખીને જ કરવામાં આવ્યો છે; કારણ કે કષાયનો સંબંધ દ્વેષની સાથે છે. જ્યાંસુધી જીવનમાં વીતરાગભાવ આવતો નથી ત્યાંસુધી ઇષ્ટ ગંધ, ઇષ્ટ રસ આદિથી રાગભાવ છૂટતો નથી. આવા રાગભાવનો ત્યાગ કરવાથી જીવાત્મા ક્ષમાશીલ બની જાય છે. જ્યારે જીવનમાં વીતરાગપણું પ્રગટે છે ત્યારે તેનામાં ક્ષાન્તિ–ક્ષમાનો ગુણ પણ પ્રગટે છે. એટલા માટે ૪૬ મા બોલમાં ગૌતમસ્વામી ક્ષાન્તિ (ક્ષમા) ધારણ કરવાથી જીવાત્માને શો લાભ થાય છે એ વિષે પ્રશ્ન પૂછે છે કેઃ—

### છેંતાલીસમો બોલ.

**(૪૬) खंत्तीएणं भंते ! जीवे किं जणयइ ?**

અર્થાત્—હે ભગવાન ! ક્ષમા ધારણ કરવાથી જીવને શો લાભ થાય છે? આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને ફરમાવ્યું કેઃ—

**खंतीएणं परिसहे जिणयइ ॥ ४६ ॥**

અર્થાત્—હે ગૌતમ ! ક્ષમાદ્વારા જીવાત્મા પરિષહોને જીતે છે. ક્ષાન્તિનો અર્થ ક્ષમા થાય છે. અત્રે ગૌતમસ્વામીએ ક્ષમા ધારણ કરવાથી જીવાત્માને શો લાભ થાય છે એ વિષે ભગવાનને પ્રશ્ન પૂછ્યો છે. આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને ફરમાવ્યું કે પરિષહો ઉપર વિજય મેળવવો તેનું નામ ક્ષમા છે.

ક્ષમા ધારણ કરવી કે પરિષહોને જીતવાં એ બન્નેનો વાચ્યાર્થ ભિન્ન ભિન્ન હોવા છતાં બન્નેનો લક્ષ્યાર્થ એક જ છે. ક્ષમા એટલે સમતાપૂર્વક પરિષહો ઉપર વિજય મેળવવો, અને પરિષહોને સમાનભાવે સહન કરવાં એટલે ક્ષમા રાખવી. આ પ્રમાણે પરિષહસહન અને ક્ષમા વચ્ચે અવિનાભાવ સંબંધ કહેલો છે. આ તો ક્ષમાના સામાન્ય અર્થ વિષે વિચાર કર્યો. પરંતુ આપણે અત્રે એ વિચારવાનું છે કે, ક્ષમાને દશવિધ સાધુધર્મમાં પ્રથમ પદ શા માટે આપવામાં આવ્યું છે અને ક્ષમાને ભગવાને આટલું બધું મહત્ત્વ શા માટે આપ્યું છે?

રાગ અને દ્વેષને જીતી લેવામાં આવ્યાં છે કે નહિ એની પારાશીશી 'ક્ષમા' છે. જ્યારે જીવ રાગદ્વેષને જીતી લે છે ત્યારે જ સાધુપણું પાળવાને યોગ્ય બને છે. રાગદ્વેષને જીત્યા વિના સાધુપણાની પ્રવૃત્તિ તો જીવાત્માએ ચિર કાળ સુધી કરી હશે, પરંતુ સાધુ-

પણાની પ્રવૃત્તિ લાભદાયક ત્યારે જ સિદ્ધ થાય છે કે જ્યારે રાગદ્વેષ ઉપર વિજય મેળવવામાં આવે છે.

રાગ અને દ્વેષને ક્ષમાદ્વારા જ જીતી શકાય છે. બધાં ગુણોમાં ક્ષમાગુણ પ્રધાન છે. જ્યાંસુધી રાગદ્વેષને જીતી ક્ષમાગુણને ધારણ કરવામાં આવતો નથી, ત્યાંસુધી બીજાં કોઈ સદ્‌ગુણો આવી શકતાં નથી. ક્ષમાગુણ જીવનમાં પ્રગટયા બાદ જ બીજાં ગુણો પ્રગટ થવા પામે છે, અને એટલા જ માટે ગૌતમ સ્વામીએ ક્ષમાગુણથી જીવાત્માને શો લાભ થાય છે એ વિષે ભગવાનને પ્રશ્ન પૂછયો છે.

અત્રે એક એવી શંકા ઉપસ્થિત થાય છે કે, ગૌતમસ્વામીએ ક્ષમા વિષે શા માટે પ્રશ્ન પૂછયો ? આ શંકાનું સમાધાન એ છે કે, ફળ જાણ્યા વિના કોઈ કામમાં મૂર્ખ પણ પ્રવૃત્તિ કરતો નથી. ન્યાયનો સિદ્ધાન્ત પણ એ જ છે. જ્યારે મૂર્ખ પણ ફળ જાણ્યા વિના કોઈ કાર્યમાં પ્રવૃત્તિ કરતો નથી તો પછી કોઈ બુદ્ધિમાન તો ફળ જાણ્યા વિના કેવી રીતે પ્રવૃત્તિ કરી શકે ? આ કારણે જ ગૌતમસ્વામીએ ક્ષમાના ફળ વિષે ભગવાનને પ્રશ્ન પૂછયો હતો. ગૌતમસ્વામી ક્ષમાથી શો લાભ છે એ વાત જાણતા ન હતા અને એટલા માટે તેમણે ભગવાનને ક્ષમાના ફળ વિષે પ્રશ્ન પૂછયો હતો એમ સમજવાનું નથી. કારણ કે તેઓશ્રી જ્ઞાની હોવાથી એ વાત જાણતા હતા, છતાં તેમણે ભગવાનને એટલા માટે પ્રશ્ન પૂછયો હતો કે, આ પ્રમાણે પ્રશ્ન પૂછવાથી 'હું પણ કાંઈક જાણું છું' એવું જ્ઞાનાભિમાન ગળી જાય.

આ પ્રમાણે ગૌતમ સ્વામી પોતે જાણવા છતાં ભગવાનને આવો પ્રશ્ન પૂછી કોઈ પ્રકારનો બદલો લીધા વિના જગજીવો તરફથી વકીલાત કરતા હતા. કાંઇપણ બદલા વિના, બીજાનાં કામને પોતાનું કામ માની કરવું એ આત્મબળ વિના થઇ શકે નહિ. ગૌતમ સ્વામીમાં કેવું આત્મબળ હતું એ ઉપરની વાત પરથી પ્રકટ થાય છે. તેઓશ્રી ચાર જ્ઞાનના ધારક અને ઘોર તપસ્વી હતા, એટલા માટે તેઓશ્રી ક્ષમાના ગુણથી જીવને શો લાભ થાય છે એ વાત જાણતા ન હોય એ અસંભવિત છે. તેઓશ્રી એવી બધી વાતો જાણવા છતાં તેમણે જગતના હિત માટે જ ભગવાનને ક્ષમાના ગુણથી શો લાભ થાય છે એવો પ્રશ્ન પૂછયો. ગૌતમ સ્વામી અને મહાવીર ભગવાન વચ્ચે થએલા પ્રશ્નોત્તરને જો તમે એકાગ્રચિત્તે સાંભળશો તો તમને પણ આ પ્રશ્નોત્તર પાછળ રહેલું રહસ્ય જાણવામાં આવશે. તમે જ્યારે શાસ્ત્રની વાત અવિક્ષિપ્ત ચિત્તે સાંભળશો ત્યારેજ તમને શાસ્ત્રશ્રવણનો યથાર્થ લાભ પણ પ્રાપ્ત થઈ શકશે.

ક્ષમાગુણમાં મહાન્ શક્તિ રહેલી છે, પરંતુ આ મહાન્ શક્તિને પ્રાપ્ત કરવા માટે પાત્ર બન્યા વિના કોઈ વસ્તુને ગ્રહણ કરી શકાતી નથી. ગુણોને ધારણ કરવા માટે પાત્રતા પ્રાપ્ત કરવી જોઇએ. આત્મા ક્ષમાદ્વારા ગુણોને ગ્રહણ કરવાનો તથા ગુણોને ધારણ કરવાનો પાત્ર બને છે. એટલા જ માટે શ્રી દશવૈકાલિક સૂત્રમાં કહ્યું છે કેઃ—

**पुढवीसमा मुणी हवेज्जा ।**

અર્થાત્–હે મુનિ ! તમે પૃથ્વી જેવા બનો. મુનિઓને પૃથ્વી સમાન બનવાનું શા માટે કહેવામાં આવ્યું છે ? એટલા માટે કે, પૃથ્વી બધાંને આધાર આપે છે. સંસારમાં એવી એક પણ વસ્તુ નથી કે જે પૃથ્વીનો આધાર લીધા વિના ટકી શકતી હોય ! પૃથ્વી પ્રત્યેક વસ્તુને

આધાર આપે છે. આ જ પ્રમાણે ક્ષમા પણ દરેક નાનાં-મોટાં ગુણોને આધાર આપનારી છે. ક્ષમા વિના આત્મામાં કોઈ પણ ગુણ ટકી શકતો નથી. મોક્ષના માર્ગે જવામાં ક્ષમા પાથેયસમાન તો છે જ, પરંતુ સંસાર-વ્યવહારમાં પણ ક્ષમાની અતિ આવશ્યકતા રહે છે. જે માણસ સહનશીલ-ક્ષમાશીલ હોતો નથી તેનામાં વ્યાવહારિક ગુણો પણ ટકી શકતાં નથી. તમે અમદાવાદમાં પૈસા કમાવા આવ્યા છો અને તેથી તમારે આ કાર્યને સાધવા માટે ક્ષમાશીલ તથા સહનશીલ રહેવું જ પડે છે. જ્યારે વ્યવહારમાં પણ આ પ્રકારની ક્ષમા તથા સહનશીલતાની આવશ્યકતા રહે છે, તો પછી આધ્યાત્મિક ગુણોને ટકાવવા માટે ક્ષમાની આવશ્યકતા રહે એ સ્વાભાવિક જ છે. એટલા માટે સદ્‌ગુણોને પોતાના આત્મામાં સ્થાન આપવા માટે પ્રત્યેક આત્મહિતૈષીએ સહનશીલ તથા ક્ષમાવાન બનવું જોઇએ.

અત્યારે 'ક્ષમા' શબ્દ હાસ્યાસ્પદ બની ગયો છે. કેટલાક લોકો ક્ષમાને નિર્બલોનું શસ્ત્ર માને છે તો કેટલાક લોકો ક્ષમાને કાયરતાનું ચિહ્ન ગણે છે. પરંતુ વાસ્તવમાં ક્ષમા એ નિર્બલોનું નહિ પણ સબલોનું અમોઘ શસ્ત્ર છે, અને વીર પુરુષોનું ભૂષણ છે. કાયર પુરુષોએ પોતાની કાયરતાને કારણે ક્ષમાને લજાવી છે, પરંતુ સાચા વીરપુરુષોએ તો ક્ષમાને પોતાની મુકુટમણિ માની શોભાવી છે. ક્ષમા તો સબળોનું શસ્ત્ર છે. કાયર લોકો ક્ષમાબલનો ઉપયોગ જ કરી શકે નહિ. અને એટલા જ માટે खमा पहुस्स અર્થાત્ સમર્થ લોકો જ ક્ષમા ધારણ કરી શકે છે એમ કહેવામાં આવ્યું છે.

ક્ષમા એ આધ્યાત્મિક શબ્દ છે. ગૌતમસ્વામી જેવા પ્રશ્નકાર અને ભગવાન મહાવીર જેવા ઉત્તરદાતા હોય ત્યાં આધ્યાત્મિક વાત સિવાય બીજી વાત હોઈ શકે નહિ. આવા જગદુદ્ધારક મહાપુરુષોનાં પ્રશ્નોત્તર પણ આધ્યાત્મિક જ હોય. જે પ્રમાણે એક ભોળો બાળક સાદી ભાષામાં પ્રશ્ન પૂછે તેવી સીધી-સાદી ભાષામાં ગૌતમ સ્વામી ક્ષમાનું ફળ શું મળે છે? એવો સરળ પ્રશ્ન ભગવાનને પૂછે છે. ગૌતમ સ્વામીના આ સાદા પ્રશ્નના ઉત્તરમાં ભગવાને સરળ ભાષામાં ઉત્તર આપ્યો કે, ક્ષમા ધારણ કરવાથી પરિષહોને જીતી શકાય છે.

ભગવાને પરિષહ ઉપર વિજય મેળવવાની વાત તો કહી, પરંતુ પરિષહ એટલે શું એ આપણે સર્વપ્રથમ જાણવું જરૂરી છે. પરિષહની વ્યાખ્યા કરતાં કહેવામાં આવ્યું છે કે, परि समन्तात् सहति इति परिषहः। અર્થાત્ સમ્યક્ પ્રકારે કષ્ટોને સહન કરવાં તેનું નામ પરિષહ છે. અજ્ઞાનપૂર્વક તો ઘણા લોકો કષ્ટો સહન કરે છે, પરંતુ આ કષ્ટસહનની ગણના પરિષહમાં કરવામાં આવતી નથી. પરિષહમાં તે જ કષ્ટસહનની ગણના કરવામાં આવે છે કે, જે કષ્ટો જ્ઞાનપૂર્વક સહવામાં આવે. અને જ્ઞાનપૂર્વક કષ્ટો ત્યારે જ કહી શકાય છે કે જ્યારે ક્ષમા હોય. ક્ષમા ધારણ કર્યા વિના સમ્યક્ પ્રકારે કષ્ટસહન થઈ શકતું નથી. શ્રી. ઉત્તરાધ્યયનના બીજા અધ્યયનમાં પરિષહના બાવીસ પ્રકાર બતાવવામાં આવેલ છે અને તે વિષે સુંદર વિવેચન કરવામાં આવેલ છે. પરિષહનાં બાવીસ પ્રકાર નીચે પ્રમાણે બતાવવામાં આવેલ છેઃ-(૧) ક્ષુધાનો પરિષહ, (૨) પિપાસા (તૃષા)નો પરિષહ, (૩) ટાઢનો પરિષહ, (૪) તાપનો પરિષહ, (૫) ડાંસ-મચ્છરનો પરિષહ, (૬) અવસ્ત્રનો પરિષહ, (૭) અરતિ (અપ્રીતિ) નો પરિષહ, (૮) સ્ત્રીનો પરિષહ, (૯) ચર્યા (ગમન) પરિષહ, ૧૦ બેઠકનો પરિષહ, (૧૧) આક્રોશ વચનનો પરિષહ, (૧૨) વધનો પરિષહ, (૧૩) શય્યાનો પરિષહ,

(૧૪) યાચનાનો પરિષહ, (૧૫) અલાભનો પરિષહ, (૧૬) રોગનો પરિષહ, (૧૭) તૃણસ્પર્શનો પરિષહ, (૧૮) મેલનો પરિષહ, (૧૯) સત્કાર પુરસ્કાર (માનાપમાન)નો પરિષહ, (૨૦) પ્રજ્ઞા (બુદ્ધિ)નો પરિષહ, (૨૧) અજ્ઞાનનો પરિષહ, (૨૨) દર્શનનો પરિષહ.

ઉપર્યુક્ત પરિષહોમાં ક્ષુધાનો પરિષહ સૌથી પ્રથમ છે. ભૂખના દુઃખને સમ્યક્ પ્રકારે સહેવું તે ક્ષુત્પરિષહ છે. સંસારમાં ભૂખના દુઃખને કારણે લોકો એવી ચીજ પણ ખાઈ જાય છે કે જેને જોવા માત્રથી બીજાને ઘૃણા પેદા થાય છે. ક્ષુધાના દુઃખને ન સહી શકવાને કારણે જ લોકો પોતાના પ્રાણપ્રિય બાળકને પણ મારીને ખાય છે એવું સાંભળવામાં આવેલ છે. આ પ્રમાણે ક્ષુધાનો પરિષહ સૌથી મહાન્ છે. જે મહાન્ તપસ્વી તથા ક્ષમાશીલ હોય છે તે લોકો જ આ ક્ષુત્પરિષહને સમતાપૂર્વક સહી શકે છે. ક્ષુધા–પરિષહને જીતવા માટે શાસ્ત્રકારો ખાવાની મનાઈ કરતા નથી. જો ખાવાની મનાઈ કરે તો એનો ફલિતાર્થ તો એ નીકળે કે શાસ્ત્રકારો મરવાનું કહે છે. કારણ કે જે ભોજન કરતો જ નથી અથવા જેણે ભોજનનો સર્વથા ત્યાગ કર્યો છે તે ભૂખ્યો કેટલા દિવસ રહી શકે? કોઈ અવધિ બાદ તો તેણે ભોજનના અભાવે મરણને શરણ થવું જ પડશે. એટલા માટે શાસ્ત્રકારો 'તમે ખાવો જ નહિ' અથવા 'તમે સદાને માટે ભોજનનો ત્યાગ કરી દો' એમ કહેતા નથી. પરંતુ એમ કહે છે કે, ક્ષુધાને જીતો અને ક્ષમાદ્વારા ક્ષુધા–પરિષહ ઉપર વિજય પ્રાપ્ત કરો, હું જે કાંઈ ખાઉં છું તે આ શરીર રૂપી ગાડીને ચલાવવા માટે જ ખાઉં છું એમ માનો. જે પ્રમાણે ગાડાને ચલાવવા માટે પૈડાંના ચક્રમાં તેલ લગાવવામાં આવે છે, તે જ પ્રમાણે હું આ શરીર રૂપી ગાડીને ચલાવવા માટે શરીર–ચક્રમાં ભોજનરૂપી તેલ લગાવું છું. આ પ્રમાણે વિચાર કરી કેવળ એટલું જ પરિમિત ભોજન ખાવું જોઈએ કે જે દ્વારા આ શરીર–ચક્ર ચાલી શકે.

મુનિજનો શા માટે ખાય છે એ બતાવવા માટે શાસ્ત્રમાં એક નાનો દાખલો આપવામાં આવ્યો છે કે, જે પ્રમાણે ગૃહસ્થો પોતાના ઘર પાસેના ખાડાને સુખપૂર્વક આવાગમન થઈ શકે તે માટે પૂરી દે છે, તે જ પ્રમાણે મુનિજનો આ પેટના ખાડાને સંયમનું ગાડું ચલાવવા માટે જ પૂરે છે. આ પ્રમાણે જે મુનિવરો સંયમના નિર્વાહ માટે જ ભોજન કરે છે તે ક્ષમાદ્વારા ક્ષુત્પરિષહને સહન કરી શકે છે. મુનિઓમાં કેવી ક્ષમા હોય છે તે તો મુનિઓના આચારવિચાર ઉપરથી જ જાણી શકાય છે. જ્યારે મુનિઓ ભિક્ષાચરી કરવા માટે જાય છે ત્યારે કેટલાક લોકો કર્ણકટુ શબ્દો પણ કહે છે છતાં મુનિઓ તે કર્ણકટુ શબ્દોને ક્ષમાશીલ બનીને સમતાપૂર્વક સહી લે છે. સાચા સાધુને તો ભોજન આપનાર પ્રતિ રાગ હોતો નથી અને કટુ શબ્દ કહેનાર પ્રતિ દ્વેષ હોતો નથી. ચક્રવર્તી રાજા પણ છ ખંડ પૃથ્વીના વૈભવનો ત્યાગ કરી સાધુપણું ધારણ કરે છે અને ઘેર ઘેર ભિક્ષાચરી કરે છે, ત્યારે તે મુનિને પણ કોઈ એમ કહે કે "રાજ્ય કરતાં કરતાં ભિક્ષા માંગવાની મનમાં મરજી થઈ છે"–"સાધુપણું નકામું છે"–વગેરે; આથી વિરૂદ્ધ કોઇ સાધુવૃત્તિની પ્રશંસા કરી પગે પડે, તો શાસ્ત્ર કહે છે કે, "હે મુનિ! તમે કોઇ પ્રત્યે રાગ કે દ્વેષ ન કરો. કટુ શબ્દ કહેનાર કે નિંદા કરનાર પ્રતિ દ્વેષ કરવો નહિ અને પ્રશંસા કરનાર પ્રતિ રાગ કરવો નહિ એ જ સાધુનું લક્ષણ છે." આ પ્રમાણે નિંદા–પ્રશંસાનાં શબ્દો સાંભળવા છતાં પણ રાગદ્વેષ મનમાં ન આણવો એ ક્ષમાનો જ પ્રતાપ છે.

હવે અત્રે એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે, ક્ષમા દ્વારા પરિષહોને જીતી લેવાથી આત્માની દશા કેવી થાય છે? આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, લૌકિક વિજય પ્રાપ્ત કરવાથી જેવી પ્રસન્નતા થાય છે અને જેવો આનંદનો અનુભવ થાય છે તેવી જ પ્રસન્નતા અને તેવો જ આનંદ ક્ષમા દ્વારા પરિષહો ઉપર વિજય પ્રાપ્ત કરવાથી થાય છે. લૌકિક વિજય કરતાં આ લોકોત્તર વિજય મહાન્ છે, એટલા માટે લૌકિક વિજયના આનંદ કરતાં આ લોકોત્તર વિજયનો આનંદ અધિક હોય છે. આ વાતને સ્પષ્ટ કરવા માટે એક સામાન્ય ઉદાહરણ આપું છું. માનો કે કોઈ એક યોદ્ધો શત્રુ ઉપર વિજય પ્રાપ્ત કરી, એક મહાત્માની પાસે ગયો. તે યોદ્ધો મહાત્માને ધ્યાનારૂઢ થએલા જોઈ કહેવા લાગ્યો કે, મહાત્મન્! આપ તો કેવળ ઘરમાં જ બેસી રહી ધ્યાનમાં બેસી રહો છો અને કાંઈ પરાક્રમ કરતા નથી, પરંતુ અમે લોકો તો શત્રુઓની મધ્યમાં જઈ તેમના અસ્ત્ર-શસ્ત્રના પ્રહારો તથા આઘાતો સહીએ છીએ. અને શત્રુઓને પરાસ્ત કરી તેમની ઉપર વિજય મેળવીએ છીએ. હવે તમે જ કહો કે, આવી દશામાં સાચી રીતે મહાન કોણ કહી શકાય! અમે મોટા કે તમે મોટા!

તમો લોકોને આ પ્રશ્નનો ઉત્તર આપવાનું કહેવામાં આવે તો તમે કોને મહાન કહેશો! મહાત્માને મહાન્ કહેશો કે તે વિજયી યોદ્ધાને મહાન્ કહેશો? આ સંબંધમાં શાસ્ત્ર તો સ્પષ્ટરૂપે એમ કહે છે કેઃ—

**जो सहस्सं सहस्साणं संगामे दुज्जए जये।**
**एगं जिणिज्ज अप्पाणं एयस्स से परमो जओ॥ ઉ० ९ ॥**

અર્થાત્—દશ લાખ સુભટોને દુર્જય સંગ્રામમાં જીતવા કરતાં એક જ માત્ર આત્માને જીતવો તે ઉત્તમ છે અને એ જ સારી જીત છે. આ વાતને વિશેષ સ્પષ્ટ કરવા માટે શાસ્ત્રકાર આગળ કહે છે કેઃ—

**अप्पाणमेव जुज्झाहि, किं ते जुज्झेण बज्झओ।**
**अप्पाणमेवमप्पाणं जइत्ता सुहमेहए॥ ઉ० ९-३५॥**

અર્થાત્—આત્મા સાથે જ યુદ્ધ કરો, બહારના યુદ્ધથી શું વળવાનું છે! શુદ્ધ આત્માથી દુષ્ટ પ્રકૃતિવાળા આત્માને જીતીને સુખ મેળવી શકાય છે. દુર્જય આત્માને કેવી રીતે જીતી શકાય તે બતાવતાં શાસ્ત્રકાર કહે છે કેઃ—

**पंचिन्दियाणि कोहं, माणं मायं तहेव लोहं च।**
**दुज्जयं चेव अप्पाणं, सव्वं अप्पे जिये जियं॥ ઉ० ९-३६॥**

અર્થાત્—પાંચ ઈન્દ્રિયો, ક્રોધ, માન, માયા અને લોભ તથા દુર્જય એવા આત્માને જીતવો એ ઉત્તમ છે, કારણ કે આત્માને જીત્યો એટલે સર્વ જીતાયું.

મુમુક્ષુ આત્મા બાહ્ય યુદ્ધ કરતાં કર્મશત્રુઓને પરાસ્ત કરવા માટે આંતર યુદ્ધ જ લડવાનું પસંદ કરે છે. કારણ કે, બાહ્ય યુદ્ધોનો વિજય ક્ષણિક હોય છે અને પરિણામે પરિતાપ જ ઉપજાવે છે. શત્રુનો પોતે શત્રુ બની પોતાના બીજા અનેક શત્રુઓની વિઘ્નપરંપરા ઉત્પન્ન કરે છે. આથી તેવા બાહ્ય યુદ્ધની પરંપરા જન્મોજન્મ ચાલ્યા કરે છે અને તેથી યુદ્ધથી વિરામ મળતો જ નથી અને એ વાસનાને કારણે જ અનેક જન્મ લેવા પડે છે;

માટે બહારના શત્રુઓ જેથી ઉત્પન્ન થાય છે, તે શત્રુઓ કે જે હૃદયમાં ભરાઇ બેઠાં છે, તેને હણુવા માટે પ્રયાસ આદરવો એ જ મુમુક્ષુનું કર્તવ્ય છે.

સાચો જૈન હમેશાં જીવનસંગ્રામ ખેલ્યા કરે છે. તે કાયર બનીને ઘરમાં બેસી રહેતો નથી. તે તો હાથમાં ક્ષમારૂપી ખડ્ગ લઈ કર્મશત્રુઓ ઉપર વિજય મેળવી પોતાનું જૈનત્વ ઝળકાવે છે. જૈન બનીને પણ જો કાયર થઇને બેસી રહે, આંતર શત્રુઓને પરાસ્ત કરવાનો પ્રયત્ન ન કરે તો જૈનત્વ ઝાંખું પડે. પહેલાંના જૈનો જૈનત્વની રક્ષા ખાતર પ્રાણાર્પણ કરી દેતા હતા, પરંતુ જૈનત્વને જરાપણ ઝાંખપ આવવા દેતા ન હતા. અત્યારે કાયરતાને કારણે જૈનોનું જૈનત્વ ઝાંખું પડી ગયું છે અને જૈનત્વ ઝાંખું પડવાને કારણે જ વીરોચિત અહિંસા, ક્ષમા આદિને પણ નિર્બળતાનું રૂપ આપવામાં આવે છે. ખરી રીતે અહિંસા કે ક્ષમા એ નિર્બળોનાં શસ્ત્રો નથી પરંતુ વીર પુરુષોનાં શસ્ત્રો છે. તલવાર ગમે તેટલી તીક્ષ્ણ ધારવાળી હોય પણ જો તે કાયરના હાથમાં જાય છે તો તે તીક્ષ્ણ ધારવાળી તલવાર પણ નકામી થઇ જાય છે, અને જો તે જ તલવાર વીર પુરુષના હાથમાં જાય છે તો તે તલવારની કીંમત અંકાય છે. તે જ પ્રમાણે અહિંસા, ક્ષમાનાં શસ્ત્રો કાયરોના હાથમાં જાય તો તે નિષ્ફળ નીવડે છે અને જો તે વીર પુરુષના હાથમાં જાય તો તે અમોઘ શસ્ત્રો બની જાય છે. આ વાત અત્યારે પ્રત્યક્ષ અનુભવાય છે. જૈનો જો પોતાની પ્રતિષ્ઠા સાચવવા ચાહતા હોય તો તેમણે પોતાના જૈનત્વનો ઝળકાટ બતાવવો જોઇએ. જૈનોનું જૈનત્વ, શાસ્ત્રોના ક્ષાત્રત્વથી જરાપણ ઊતરતું નથી, ઊલટું જૈનત્વમાં અહિંસક ક્ષાત્રત્વ હોવાને કારણે વિશેષ તેજસ્વી છે. જૈન એટલે વિજેતા. સાચો વિજેતા તે જ છે કે જે કર્મશત્રુઓ સાથે હમેશાં જીવનસંગ્રામ ખેડે છે અને કામ-સૈન્યને પરાસ્ત કરી આત્મવિજય મેળવે છે. સાચા જૈનો કેવો જીવનસંગ્રામ ખેડે છે અને તેઓ ક્યાં ક્યાં શસ્ત્રો દ્વારા અહિંસક યુદ્ધ લડે છે એ બતાવતાં શાસ્ત્રકાર કહે છે કેઃ—

**सद्धं नगरं किच्चा तवसंवरमग्गलं ।**
**खन्ति निउणपागारं त्तिगुत्तं दुप्पधंसयं ॥ उ. ९–२०**

**धणुं परक्कमं किच्चा, जीवं च इरियं सया ।**
**घिइं च केयणं किच्चा, सच्चेण पलिमन्थए ॥ उ. ९–२१**

**तवनारायजुत्तेण, भित्तूण कम्मकंचुयं ।**
**मुणी विगयसंगामो, भवाओ परिमुच्चई ॥ उ० ९–२२**

અર્થાત્—શ્રદ્ધા ( સત્ય પર અડગ વિશ્વાસ ) રૂપી નગર, સંવર ( સંયમ ) રૂપી ભાગોળ, ક્ષમારૂપી સુંદર ગઢ, ત્રણ ગુપ્તિ ( મન, વચન અને કાયાનું સુનિયમન ) રૂપી દુઃપ્રધર્ષ ( દુર્જય શતઘ્ની–શસ્ત્રવિશેષ ), પુરુષાર્થરૂપી ધનુષ્ય, ઇર્યા ( વિવેકપૂર્વક ગમન ) રૂપી દોરી અને ધૈર્યરૂપી ભાથું બનાવીને સત્ય સાથે પરિમંથન ( સત્યચિંતન ) કરવું જોઇએ. કારણ કે, તપશ્ચર્યારૂપી બાણોથી યુક્ત તેવો મુનિ, કર્મરૂપી બખ્તરને ભેદી સંગ્રામમાં વિજય પામે છે અને ભવ ( સંસાર )થી મુક્ત થાય છે.

ઉપરની ગાથાઓમાં શાસ્ત્રકારોએ સત્યાગ્રહ–સંગ્રામ અહિંસક હોવા છતાં કેવો વિજય-વંત હોય છે તે બતાવ્યું છે. અત્યારે હિંસક યુદ્ધો થાય છે તેમાં લાખો–કરોડો માનવોનો સંહાર થાય છે અને યુદ્ધભૂમિ રક્તરંજિત થઈ જાય છે, છતાં કોનો જય–પરાજય થશે તે કાંઈ કહી શકાતું નથી. ભૌતિક યુદ્ધથી હિંસા થાય છે, રાગદ્વેષ વધવા પામે છે અને પરિણામે જગતમાં અશાન્તિનું સામ્રાજ્ય પ્રવર્તે છે. પરંતુ આ અહિંસક યુદ્ધદ્વારા કોઈનું એક રક્તબિંદુ પણ પડતું નથી, સુખશાન્તિ પ્રવર્તે છે, કલેશ–કંકાસ વધતો નથી અને જીવન શાન્તિપૂર્વક વ્યતીત થાય છે. આ બધો અહિંસાદેવી અને ક્ષમા માતાનો જ પ્રતાપ છે. અત્યારે દુનિયામાં જે થોડી ઘણી સુખ શાન્તિનો અનુભવ થાય છે તેનું ઘણુંખરું શ્રેય અહિંસા તથા ક્ષમાદેવીના ભાગમાં જાય છે. જો જગતમાં અહિંસા અને ક્ષમાનું અસ્તિત્વ ન રહે તો જગત્માંથી શાન્તિ અદશ્ય થઈ જાય. અત્યારે અહિંસા–ક્ષમા આદિ આધ્યાત્મિકતાને કારણે જ આત્મશાન્તિ અનુભવાય છે.

હિંસા–પ્રયોગથી કે હિંસક અસ્ત્રશસ્ત્રોથી કરવામાં આવેલો વિજય સદાને માટે સ્થાયી રહેતો નથી. પ્રેમ અને અહિંસા–દ્વારા હૃદય પરિવર્તન કરી જનસમાજના હૃદય ઉપર જે પ્રભુત્વ મેળવવામાં આવે છે તે જ સાચો અને સ્થાયી વિજય છે. नहि वेरेण वेराणि समन्तीध कदाचन। અર્થાત્ જગત્માં વૈરનો બદલો વૈરથી લેવામાં દુનિયામાંથી વૈર કદાપિ ઘટ્યું નથી ઊલટું વધ્યું જ છે. પરંતુ અવૈર–પ્રેમથી જ વૈર શાન્ત થાય છે અને પ્રેમદ્વારા જ બીજાના હૃદય ઉપર પ્રભુત્વ મેળવી શકાય છે. આ જ સાચો અને સ્થાયી વિજય છે. આવો સ્થાયી વિજય પ્રાપ્ત કરવો એજ જૈનધર્મ કે સનાતન ધર્મ છે.

લાખો સુભટોને જીતવા કરતાં એક દુર્જય આત્માને જીતવો મુશ્કેલ છે. કારણ કે વાસ્તવમાં આત્મા જ દુર્દમ છે. જે આત્માને જીતી લઇ જિતેન્દ્રિય તથા જિતાત્મા બને છે તે વંદનીય બની જાય છે. આત્મહિતૈષીઓ પોતાના આત્માને કાબુમાં રાખવાનો પ્રયત્ન કરવો જોઈએ. શાસ્ત્રમાં કહ્યું પણ છે કેઃ—

अप्पा चेव दमेयव्वो, अप्पा हु खलु दुद्दमो।
अप्पा दन्तो सुही होइ, अस्सिं लोए परत्थ य॥

અર્થાત્–આત્મા જ ખરેખર દમન કરવા યોગ્ય છે કારણકે વાસ્તવમાં આત્મા જ દુર્દમ છે; જે લોકો દુર્દમ આત્માનું દમન કરે છે તેઓ આ લોકમાં તથા પરલોકમાં પણ સુખી થાય છે.

આ પ્રમાણે શાસ્ત્રકારોએ જિતાત્મા તથા આત્મવિજયની જ પ્રશંસા કરી છે. આત્મ-વિજય કરવામાં જ બધાં વિજયોનો સમાવેશ કરી દેવામાં આવ્યો છે. આત્મવિજયી જિતાત્મા લાખો સુભટોને જીતનાર યોદ્ધા કરતાં વિશેષ વિજયી ગણાય છે. બધે ઠેકાણે જિતાત્મા જ પૂજાય છે, અને એટલા જ માટે સમ્રાટ્ કરતાં પરિવ્રાટ્ની પદવી ઊંચી ગણાય છે.

સુભટ કરતાં સાધુ અને સમ્રાટ્ કરતાં પરિવ્રાટ્ એટલા માટે પૂજનીય તથા વંદનીય છે કે, એક તો ક્ષેત્ર ઉપર વિજય મેળવે છે અને બીજો ક્ષેત્રી ઉપર વિજય મેળવે છે. ક્ષેત્ર કે શરીર ઉપર પ્રભુત્વ મેળવવું એમાં કાંઇ નવાઈ નથી પરંતુ ક્ષેત્રી અર્થાત્ આત્મા ઉપર વિજય પ્રાપ્ત કરવો એજ મહા મુશ્કેલ છે.

સુભટો ઉપર વિજય મેળવવો એ તો હજી સરળ કહી શકાય, પરંતુ કામ–ક્રોધ આદિને જીતવાં એ બહુજ મુશ્કેલ છે. કહેવાય છે કે લક્ષ્મણે રાવણને હરાવ્યો હતો પરંતુ વાસ્તવમાં રાવણ કોનાથી પરાજિત થયો હતો? રાવણ લક્ષ્મણથી નહિ પણ કામથી પરાજિત થયો હતો. રાવણે બધાં ઉપર વિજય મેળવ્યો હતો, પરંતુ કામને જીત્યો ન હતો એ કારણે જ આખરે તેનો પરાભવ થયો. આ પ્રમાણે સુભટોને જીતવા બહુ મુશ્કેલ નથી પરંતુ કામને જીતવો બહુ જ મુશ્કેલ છે. જે કામ દ્વારા રાવણ જેવો પૃથ્વીપતિ પણ પરાજિત થઈ ગયો તે કામને જીતી લેવો એ કાંઈ નાનો સૂનો વિજય નથી. વાસ્તવમાં જે મનુષ્ય કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર આદિ વિકારો ઉપર વિજય મેળવે છે તે મહાત્મા–મહાપુરુષ છે.

આપણે ક્રોધને જીત્યો છે કે નહિ એ કેવી રીતે જાણી શકાય? કેટલાક લોકો ઉપરથી તો શાન્ત તથા ક્ષમાશીલ જણાય છે, પરંતુ બહારથી શાન્ત રહેવા માત્રથી ક્રોધ જીત્યો છે એમ કહી શકાય નહિ. જ્યારે પોતાના આત્માનું સ્વરૂપ જાણવામાં આવે ત્યારે ક્રોધ કાબુમાં આવ્યો છે એમ માનવું જોઇએ. ક્રોધને જીતી લીધા બાદ આત્મા શાન્ત તથા શીતલ બની જાય છે. હવે ક્રોધને કેવી રીતે જીતી શકાય એ વાત હું મહાભારતની એક કથા દ્વારા સમજાવવાનો પ્રયત્ન કરું છું.

સો કૌરવો અને પાંચ પાંડવો એકજ સ્થાને અને એક જ આચાર્ય પાસે અભ્યાસ કરતા હતા. બધા રાજકુમારોમાં યુધિષ્ઠિર ભણવામાં મંદ ગણાતા હતા. શિક્ષક, યુધિષ્ઠિર ઉપર ઘણીવાર નારાજ પણ થતા અને ઠપકો આપતા કે, તું બધા રાજકુમારોમાં મોટો છે, ભવિષ્યમાં રાજ્યાધિકારી થવાનો છે, છતાં ભણવામાં તું દત્તચિત્ત નથી એ શું તને શોભે છે! ગુરુનો આ ઉપાલંભ યુધિષ્ઠિર નમ્રતાપૂર્વક સહી લેતા અને શિષ્ટતાપૂર્વક જવાબ આપતા કે, આપની તો મારા ઉપર કૃપા છે, પરંતુ મારી બુદ્ધિ મંદ હોવાને કારણે મને કાંઈ યાદ રહેતું નથી. ગુરુએ કહ્યું કે, તું બરાબર ભણીશ નહિ તો મને ઉપાલંભ મળશે, માટે મને ઉપાલંભમાંથી બચાવવા માટે ભણ તો સારું! યુધિષ્ઠિરે કહ્યું કે, આપ ઉપાલંભને પાત્ર નહિ બનો. કારણકે હું ભણતો નથી તેમાં આપનો દોષ નથી, મારી મંદ બુદ્ધિનો દોષ છે અને એટલા માટે હું જ ઉપાલંભને પાત્ર છું.

એક દિવસ બધા રાજકુમારોના અભ્યાસની પરીક્ષા લેવા માટે પાંડુ રાજાએ એક પરીક્ષક મોકલ્યો. જ્યારે પરીક્ષા લેવામાં આવે છે ત્યારે હોશીયાર અને ચાલાક છાત્રોને આગળ અને ઠોઠ છાત્રોને પાછળ રાખવામાં આવે છે. આ પ્રણાલિકા અનુસાર યુધિષ્ઠિર, બધાં રાજકુમારોથી મોટા તથા રાજ્યના ઉત્તરાધિકારી હોવા છતાં, ભણવામાં ઠોઠ હોવાને કારણે તેમને સૌની પાછળ રાખવામાં આવ્યા. આ ઉપરથી યુધિષ્ઠિરને ક્રોધ આવવો સ્વાભાવિક હતો, પરંતુ તેમણે ક્રોધ ન કર્યો. તેમણે વિચાર્યું કે, જ્યારે હું ભણવામાં ઠોઠ છું ત્યારે જ મને પાછળ રાખવામાં આવ્યો છે.

પરીક્ષક રાજકુમારોની પરીક્ષા લેવા આવ્યા. બધા રાજકુમારોને જોયા બાદ પરીક્ષકે શિક્ષકને કહ્યું કે, યુધિષ્ઠિર બધાં કરતાં મોટા છે છતાં તેને સૌથી પાછળ કેમ રાખવામાં

આવ્યો છે? શિક્ષકે જવાબ આપતાં કહ્યું કે, યુધિષ્ઠિર અભ્યાસ કરવામાં બહુ મંદ છે અને એટલા જ માટે તેને પાછળ રાખવામાં આવેલ છે.

પરીક્ષકે યુધિષ્ઠિરની પરીક્ષા લેતાં પૂછ્યું કે, તમે શું ભણ્યા છો? યુધિષ્ઠિરે ઉત્તર આપ્યો કે, હું હજી જોડાક્ષર શીખું છું અને વાકય બનાવવાનો અભ્યાસ કરું છું. આ સાંભળી પરીક્ષકે યુધિષ્ઠિરને કહ્યું કે, આવડા મોટા થવા છતાં અને આટલાં વર્ષો ભણવા છતાં હજી વાકય બનાવતાં આવડતું નથી? ઠીક બતાવો કે તમે શું શીખ્યા છો? યુધિષ્ઠિરે પોતાની પાટી ઉપર कोपं मा कुरु। લખીને પરીક્ષકની આગળ પાટી મૂકી અને કહ્યું કે હું આટલું શીખ્યો છું.

પહેલાં, ભારતવર્ષમાં સંસ્કૃત ભાષા પ્રચલિત હતી. અને લોકો સંસ્કૃત ભાષા શીખતા હતા. આજે તો સંસ્કૃત ભાષાનું સ્થાન અંગ્રેજી ભાષાએ લઈ લીધું છે અને સંસ્કૃત ભાષાને Dead Language મૃત ભાષા તરીકે ઓળખવામાં આવે છે. અંગ્રેજી ભાષાને સારી નોકરી મળશે એમ કેટલાક લોકો માને છે અને કેટલાક લોકો તે ભાષાને સંસ્કૃત ભાષા કરતાં સારી તથા સમૃદ્ધ પણ માને છે, પરંતુ આ તેમની માન્યતા ભ્રમ ભરેલી છે. પોતાની માતૃભાષાની બેકદર કરી બીજા દેશની ભાષાની કદર કરવી એ ભૂલ છે. તમારા હૃદયમાં તમારી માતાનું સ્થાન ઊંચું છે કે દાસીનું સ્થાન ઊંચું છે? તમારી માતાનું સ્થાન જો ઊંચું છે તો તમારી માતૃભાષાનું સ્થાન પણ તમારા હૃદયમાં ઊંચું હોવું જોઇએ. માતૃભાષા માતાના સ્થાને છે અને વિદેશી ભાષા દાસીના સ્થાને છે. દાસી ગમે તેટલી સુરૂપ કે સુઘડ હોય છતાં તે માતાનું સ્થાન કદાપિ લઇ શકે નહિ.

પ્રાચીન સમયમાં આ દેશમાં સંસ્કૃત ભાષા પ્રચલિત હતી અને એ ભાષામાં શિક્ષણ આપવામાં આવતું હતું. તે વખતે વિદેશી ભાષાનું આજના જેટલું મહત્ત્વ કે પ્રભુત્વ નહતું. એટલા માટે યુધિષ્ઠિરે સંસ્કૃત ભાષામાં कोपं मा कुरु અર્થાત્–કોપ–ક્રોધ કરવો ન જોઇએ એમ પોતાની પાટી ઉપર લખી રાખ્યું હતું.

યુધિષ્ઠિરની પાટી ઉપર આ પ્રમાણે લખેલું વાંચી પરીક્ષકે યુધિષ્ઠિરને કહ્યું કે, બસ આટલું જ આવડે છે? યુધિષ્ઠિરે જવાબ આપ્યો કે, હજી આટલું પણ બરાબર આવડતું નથી. પરીક્ષકે ક્રુદ્ધ થઇ પૂછ્યું કે, આટલું પણ હજી યાદ થયું નથી? યુધિષ્ઠિરે ઉત્તર આપ્યો કે, બહારથી તો આટલું લખાણ યાદ થઈ ગયું છે, પરંતુ અંદરથી યાદ થએલ નથી. આ સાંભળી પરીક્ષકને વધારે ક્રોધ આવ્યો અને ક્રોધમાં ને ક્રોધમાં તે યુધિષ્ઠિરને મારવા લાગ્યો. યદ્યપિ યુધિષ્ઠિર રાજપુત્ર હતા એ કારણે જો તે ધારત તો પરીક્ષકને ઉચિત દંડ અપાવી શકત. પરંતુ તેમણે ક્રોધનો જવાબ ક્રોધથી નહિ પણ શાન્તિથી આપ્યો, અર્થાત્ યુધિષ્ઠિર પહેલાંની માફક સ્વાભાવિક રીતે પ્રસન્નચિત્ત રહ્યા. યુધિષ્ઠિરને મારવા છતાં પ્રસન્નચિત્ત બેઠેલો જોઈ પરીક્ષક શિક્ષકને કહેવા લાગ્યો કે, આ કેવો છે કે તેને મારવા છતાં તે પ્રસન્નચિત્ત જણાય છે! શિક્ષકે જવાબ આપ્યો કે, યુધિષ્ઠિરની એવી જ પ્રકૃતિ છે. આવી પ્રકૃતિવાળાને ભણાવવો પણ કેવી રીતે? પરીક્ષકે યુધિષ્ઠિરને પૂછ્યું કે, તને આટલો બધો માર માર્યો અને છતાં ક્રોધ ન કર્યો એ ઉપરથી તો એમ જણાય છે કે તું પાટી ઉપર લખેલ વાક્યને કાર્યમાં ઉતારી રહ્યો છે? આ કથનના ઉત્તરમાં યુધિષ્ઠિરે જણાવ્યું કે, હજી

એ વાક્યને હું સિદ્ધ કરી શક્યો નથી. હું ઉપરથી તો ક્રોધ કરી રહ્યો નહતો પરંતુ મારા હૃદયમાં ક્રોધ પેદા થતો હતો અને મનમાં હું એવો વિચાર કરી રહ્યો હતો કે, મને આ મારનાર કોણ? મારે અર્જુન અને ભીમ જેવા બળવાન ભાઈઓ છે અને હું ભવિષ્યમાં રાજ્યાધિકારી થવાનો છું, છતાં મને આ મારનાર કોણ છે? આ પ્રમાણે મારા હૃદયમાં ક્રોધાગ્નિ પ્રગટયો હતો. એટલા માટે હું હજી कोपं मा कुरु એ વાકયને સિદ્ધ કરી શકયો નથી. આપ મને એવી આશીષ આપો કે, હું એ વાકયને સિદ્ધ કરી શકું!

યુધિષ્ઠિરનાં આ નમ્ર વચનો સાંભળી પરીક્ષક મહાશય ગળગળા થઈ કહેવા લાગ્યા કે, યુધિષ્ઠિર! ખરેખર તેં સાચી શિક્ષા ગ્રહણ કરી છે. તેં સક્રિય જ્ઞાન પ્રાપ્ત કર્યું છે. લોકો કેવળ વાકયોને કંઠસ્થ કરી નાંખે છે પણ હૃદયમાં ઊતારતા નથી. તેં તો જ્ઞાનને હૃદયમાં ઊતારી ક્રિયામાં ઊતાર્યું છે એટલા માટે તારૂં થોડું પણ સક્રિય જ્ઞાન હોવાને કારણે સાચું જ્ઞાન છે. અત્યારે જગતમાં આવા સક્રિય જ્ઞાનની જ આવશ્યકતા છે. પોપટીયા જ્ઞાનથી ઇષ્ટ સિદ્ધિ સાધી શકાતી નથી પરંતુ સક્રિયજ્ઞાન દ્વારાજ ઇષ્ટ સિદ્ધિ સાધી શકાય છે. એટલા માટે સાચું જ્ઞાન તો સક્રિય જ્ઞાન જ છે.

પરીક્ષક યુધિષ્ઠિરની સહિષ્ણુતા તથા સત્યવાદિતાથી ઘણા જ પ્રસન્ન થઈ કહેવા લાગ્યા કે, હે યુધિષ્ઠિર! તું ક્રોધને જીતનારો તથા સત્યભાષી છો એટલા માટે તું સંસારને પણ જીતી શકીશ. યુધિષ્ઠિર આવા સહનશીલ તથા સત્યભાષી હોવાને કારણે જ આગળ જતાં ધર્મરાજા તરીકે પ્રસિદ્ધ થયા.

શાસ્ત્રકારોએ ક્રોધ, માન, માયા તથા લોભને સંસારનાં મૂળીયાં તરીકે વર્ણવ્યાં છે. આ ચાર કષાયોથી જ પાપોની વૃદ્ધિ થાય છે. શાસ્ત્રમાં કહ્યું પણ છે કેઃ—

**कोहं माणं च मायं च, लोभं च पाववड्ढणं ।**
**वमे चत्तारि दोसे उ, इच्छंतो हियमप्पणो ॥ दश० ८–३७ ॥**

અર્થાત્—ક્રોધ, માન, માયા તથા લોભ એ ચાર દોષો પાપવર્ધક તથા સંસારવર્દ્ધક છે, એટલા માટે આત્માનું હિત ચાહનારે એ ચાર કષાયરૂપી દોષોનો સર્વથા ત્યાગ કરવો જોઈએ. કારણ કે,

**कोहो पीइं पणासेइ, माणो विणयनासणो ।**
**माया मित्ताणि नासेइ, लोहो सव्वविणासणो ॥ दश० ८–३८ ॥**

અર્થાત્—ક્રોધ પ્રીતિનો નાશ કરે છે, માન વિનયનો નાશ કરે છે, માયા મિત્રોની મિત્રતાનો નાશ કરે છે અને લોભ તો સર્વ વિનાશક છે. એટલા માટે,

**उवसमेण हणे कोहं, माणं मद्दवया जिणे ।**
**मायमज्जवभावेण, लोभं संतोसओ जिणे ॥ दश० ८–३९ ॥**

અર્થાત્—ઉપશમ-ક્ષમાદ્વારા ક્રોધને દૂર કરવો જોઈએ, નમ્રતા દ્વારા અભિમાનને દૂર કરવું જોઈએ. સરળતા દ્વારા માયાને જીતવી જોઈએ અને સંતોષદ્વારા લોભને જીતવો જોઈએ.

ક્રોધ, માન, માયા તથા લોભ આ ચાર કષાયો ભવચક્રમાં ભ્રમણ કરાવે છે. જો ભવચક્રમાં ભ્રમણ કરવા ચાહતા ન હોઈએ અને આત્માને શાન્તિ આપવા ચાહતા હોઇએ તો ક્ષમાદિ સાધનો દ્વારા ક્રોધાદિ કષાયોને દૂર કરવાનો પ્રયત્ન કરવો જોઇએ. ક્ષમા દ્વારા ક્રોધને કેવી રીતે જીતી શકાય છે એ વાત યુધિષ્ઠિરના જીવનમાંથી જાણવા મળે છે. યુધિષ્ઠિરની માફક कोपं मा कुर्यात् એ ધર્મશિક્ષાને તમે પણ જો હૃદયમાં ઊતારી સક્રિયરૂપ આપશો તો તમે પણ ધર્માત્મા બની આત્મકલ્યાણ સાધી શકશો.

ક્રોધાદિને જીતવાનો માર્ગ તો બતાવ્યો, પરંતુ ક્રોધાદિ પેદા થાય ત્યારે કેવી સહનશીલતા તથા ક્ષમા ધારણ કરવી જોઇએ એ વાત હવે ખંધક મુનિના ઉદાહરણદ્વારા સમજાવું છું. સહનશીલતા કેળવવા માટે ખંદક મુનિની સહનશીલતા આપણા માટે આદર્શભૂત છે. એમના આદર્શને અનુસરવામાં જ આપણું કલ્યાણ રહેલું છે.

ખંદક મુનિ ગૃહસ્થાવસ્થામાં રાજકુમાર હતા. તેઓશ્રી રાજકાજ કરવામાં કુશળ હતા. તેમના રાજ્યસંચાલનથી પ્રજા સંતુષ્ઠ તેમજ સુખી હતી. એકવાર તેમને એક વિદ્વાન મુનિનો ઉપદેશ સાંભળવાનો પ્રસંગ સાંપડયો. મુનિવરના ઉપદેશની અસર તેમના જીવન ઉપર પડી. તેમણે વિચાર કર્યો કે, હું મારી ધીરતાવીરતાનો ઉપયોગ કેવળ બીજા લોકોને માટે જ કરુ છું તે યોગ્ય નથી. મારે મારી ધીરતા–વીરતાનો ઉપયોગ મારા આત્માના કલ્યાણ માટે પણ કરવો જોઇએ. આ પ્રમાણે વિચાર કરી તેમણે માતા–પિતાને અનુરોધ કર્યો કે, હું આત્માનું શ્રેય કરવા ચાહું છું માટે મને તેમ કરવાની આજ્ઞા આપો. માતા–પિતાએ કહ્યું કે, પુત્ર! તું આત્માનું શ્રેય કરવા ચાહે છે એ સારી વાત છે, ખુશીની સાથે આત્મશ્રેય સાધ. ખંદકજીએ કહ્યું કે સંસારમાં રહીને આત્મશ્રેય સાધવું મને મુશ્કેલ જણાય છે એટલા માટે હું સંસારનો ત્યાગ કરી આત્મકલ્યાણ કરવા ચાહું છું. પુત્રનું આ કથન સાંભળી તેના માતા–પિતા દુ:ખી થઇ કહેવા લાગ્યા કે, બેટા! કાંઇ સંસારનો ત્યાગ થોડો થઈ શકે? ખંદકજીએ કહ્યું કે, જો એમજ છે તો તમે એમ કહો કે, આત્મકલ્યાણ ન સાધ, અથવા એમ કહો કે, સંસારનો ત્યાગ કરી આત્મશ્રેય સાધી શકાતું નથી. ખંદકજીનું આ કથન સાંભળી માતાપિતા ખંદકજીનો નિશ્ચય તથા તેનો સદાશય સમજી ગયા અને સંસારનો ત્યાગ કરી આત્મશ્રેય સાધવાની અનુજ્ઞા આપી અને કહ્યું કે, બેટા! તું ક્ષત્રિયપુત્ર છો એટલા માટે સિંહની માફક સંસારનો ત્યાગ કર અને સિંહની માફક સંયમનું પાલન કર. ખંદકજીએ માતાપિતાની શિક્ષા શિરોધાર્ય કરતાં કહ્યું કે, આપનું કથન બરાબર છે. આપની આજ્ઞાનુસાર હું સંયમનું પાલન કરવામાં સિંહવૃત્તિ કેળવીશ અને સંયમનું પ્રાણાન્તે પણ પાલન કરીશ.

ખંદકજીએ ઉત્સાહપૂર્વક તથા વૈરાગ્યપૂર્વક સંયમનો સ્વીકાર કર્યો. પિતાએ વિચાર્યું કે ખંદકે આજ દિવસ સુધી કોઇપણ કષ્ટ સહન કરેલ નથી એટલા માટે તેને કોઈપણ પ્રકારનો ઉપદ્રવ ન થાય તેની મારે વ્યવસ્થા કરવી જોઇએ. આ પ્રમાણે પુત્રમોહથી પ્રેરિત થઇ પિતાએ પાંચસો સૈનિકોને ખંદક મુનિને ખબર ન પડે અને તેમની બરાબર રક્ષા થતી રહે એવી રીતે ગોઠવી દીધા. તે સૈનિકો ખંદક મુનિની સાથે સાથે ગુપ્તરૂપે રહેવા લાગ્યા. ખંદક મુનિને આ રક્ષા કરનાર સૈનિકોની કાંઇ ખબર ન હતી. તેઓશ્રી તો એમ જ માનતા

હતા કે, મારી રક્ષા કરનાર બીજું કોઈ નથી, મારો આત્મા જ મારો રક્ષક છે. આ પ્રમાણે તેઓ શ્રી તો તપશ્ચરણ દ્વારા આત્મકલ્યાણ કરવા લાગ્યા, અને આત્માને ભાવિત કરતા ગ્રામાનુગ્રામ વિહરવા લાગ્યા. વિહાર કરતાં કરતાં તેઓશ્રી પોતાની સંસારાવસ્થાની બહેનના રાજ્યમાં પધાર્યા. તેમની પાછળ ગુપ્તરૂપે ચાલ્યા આવતા સૈનિકો વિચારવા લાગ્યા કે, હવે ખંદકજી પોતાની બેનના રાજ્યમાં આવ્યા છે એટલે હવે તેમને કોઇ ઉપદ્રવ થાય એવી સંભાવના નથી. આ પ્રમાણે વિચાર કરી તે સૈનિકો પોતાની ઇચ્છાનુસાર બીજાં કાર્યોમાં પ્રવૃત્ત થઇ ગયા. આ બાજુ ખંદકજી મુનિ આત્મા અને શરીરનું ભેદજ્ઞાન થવાને કારણે શરીરને તપશ્ચરણદ્વારા શોષાવી આત્માને બળવાન બનાવે છે. એકવાર તેઓશ્રી ભિક્ષાચરી કરવા માટે રાજાના મહેલ પાસેથી નીકળ્યા. તે વખતે રાજમહેલની અટારીએ બેસી રાજા–રાણી નગરનું નિરીક્ષણ કરવાની સાથે મનોવિનોદ કરી રહ્યા હતા. અકસ્માત રાણીની દૃષ્ટિ મુનિ ઉપર પડી. મુનિને જોતાં જ રાણી વિચારવા લાગી કે, આ મુનિની માફક જ મારો ભાઇ પણ ભ્રમણ કરતો હશે. આ પ્રમાણે વિચારમાં મગ્ન થવાને કારણે રાણી મનોવિનોદ તથા વાણીવિલાસને ક્ષણભર ભૂલી ગઈ. રાજાએ જોયું કે, સાધુને જોઇ રાણી મને ભૂલી ગઇ છે અને તે બીજા જ વિચારમાં પડી ગઇ છે. આ સાધુ શરીરે તો કૃશ છે પરંતુ તેનું લલાટ જોતાં તેજસ્વી જણાય છે. કદાચ આ મુંડિત સાધુ પ્રત્યે રાણી પ્રેમભાવ તો રાખતી નહિ હોય ને ! આ વિષે બીજાની સલાહ લેવી પણ અનુચિત છે, એટલા માટે આ વાત વિષે કોઇને પૂછવા કરતાં આ સાધુને જ નષ્ટ કરી નામશેષ કરી નાંખવો એજ સારૂં છે. આ પ્રમાણે રાજાએ વિચાર કરી એક નોકરને બોલાવીને આજ્ઞા આપી કે, પે'લા સાધુને વધભૂમિ ઉપર લઈ જાઓ અને તેને મારી નાંખી તેની ખાલ ઉતારી લાવો.

રાજાની આ કઠોર આજ્ઞા સાંભળી નોકર તો કાંપી ઉઠયો. નોકર મનમાં વિચારવા લાગ્યો કે, આજે મને કેવું કપરું કામ સોપવામાં આવ્યું છે ? હું ચીઠ્ઠીનો ચાકર છું એટલે મારે તો આ કામ ન છૂટકે કરવું જ પડશે. જો હું રાજાની આજ્ઞાનો અનાદર કરું તો રાજાનો હું કોપપાત્ર બનું અને કદાચ મને પણ રાજા પ્રાણદંડ આપે. આ પ્રમાણે વિચાર કરી તે નોકર ખંદક મુનિની પાસે આવ્યો અને તેને પકડવા લાગ્યો. મુનિએ પૂછ્યું કે, મને શા માટે પકડવામાં આવે છે ? નોકરે કહ્યુ કે, તમને પકડવાની મને રાજા તરફથી આજ્ઞા મળી છે માટે તમે ચૂપચાપ મારી પાછળ ચાલ્યા આવો. મુનિએ પૂછ્યું કે, કયાં જવાનું છે ? નોકરે કહ્યું કે, સ્મશાનભૂમિમાં. મુનિએ ફરી પૂછ્યું કે, શા માટે ?. નોકરે કહ્યું કે, રાજાની આજ્ઞાનુસાર સ્મશાનભૂમિમાં તમને વધસ્થાને લઈ જવામાં આવશે અને ત્યાં તમારો વધ કરી તમારા શરીરની ખાલ ઊતારી લેવામાં આવશે.

આ હૃદયવિદારક વચનો સાંભળી મુનિના હૃદયને આઘાત પહોંચે એ સ્વાભાવિક છે. પરંતુ ખંદકજી મુનિને શરીર અને આત્માનું ભેદજ્ઞાન હતું એટલા માટે તેઓશ્રી એમ વિચારવા લાગ્યા કે, આ શરીર તો નશ્વર છે અને તે કોઈ એક દિવસે અવશ્ય જીર્ણશીર્ણ થવાનું જ છે, તો આજે એ શરીર શીર્ણ થઈ જતું હોય તો તેમાં મારે દુઃખ માનવાની કશી જરૂર નથી. કારણ કે મારો આત્મા તો અજરઅમર છે. તેને નષ્ટ કોઈ કરી શકે એમ નથી. આ પ્રમાણે વિચાર કરી ખંદક મુનિ ધૈર્ય ધારણ કરી ચૂપચાપ નોકરની પાછળ

ચાલવા મંડયા. વધસ્થળ ઉપર જ્યારે તેઓ બન્ને પહોંચ્યા ત્યારે મુનિએ તે નોકરને કહ્યું કે, ભાઇ! મારા શરીરમાં રક્ત નથી અને એ કારણે શરીરની ચામડી હાડની સાથે ચીપકી ગઈ છે. માટે શરીરની ખાલ જુદી કરવા માટે તમે કોઇ સાધન સાથે લાવ્યા છો કે નહિ? જો કોઈ સાધન સાથે નહિ લાવ્યા હો તો તમને બહુ જ કષ્ટ પહોંચશે. મુનિવરનું આ માર્મિક વચન સાંભળી નોકર લજ્જિત થયો અને તે મનમાં વિચારવા લાગ્યો કે, હું કેવો પાપી છું કે મારા આ પાપી હાથે એક મહાત્માના શરીરની ખાલ ઊતારવી પડશે. તે નોકર નમ્રભાવે મુનિને કહેવા લાગ્યો કે, આપ તો મહાત્મા છો એટલા માટે આપના હૃદયમાં મારા જેવા પાપાત્મા પ્રતિ પણ કરુણા છે, પરંતુ હું અત્યારે નિરુપાય છું. મારે અનિચ્છાએ અને દુઃખિત મને પણ આપનો વધ કરવાનું મહાપાપ કરવું પડશે.

વધસ્થળ ઉપર મુનિને લઈ જઇ તે નોકરે મુનિના શરીરનો દુઃખિત મને વધ કર્યો અને શરીરની ખાલ ઊતારી લીધી. પરંતુ તે શાન્તમૂર્તિ મુનિવર જરાપણ પરમાત્માના ધ્યાનથી વિચલિત ન થયા. શરીરનાશના સમયે તેમણે પોતાના આત્માનું પરમાત્માની સાથે એવું અનુસંધાન જોડી દીધું કે, તેમને પરમાત્માનું ધ્યાન ધરતાં મરણદુઃખ ન જણાયું, તેમજ કોઈના પ્રત્યે ક્રોધભાવ કે વૈરભાવ પણ પ્રગટ ન થયો. તે વખતે તો ખંદકમુનિ સાક્ષાત્ ક્ષમામૂર્ત્તિ બની ગયા હતા. ક્ષમાશીલનો આદર્શ આથી વિશેષ ઊંચો કયો હોઈ શકે! ક્ષમાશીલ રહેવું એ તો સાધુનો ધર્મ છે. જે સમર્થ સાધુ હોય છે તે જ આવો વધ-પરિષહ સહન કરી શકે છે. ક્ષમાશૂર સાધુ કેવા હોય છે તે માટે શાસ્ત્રમાં કહ્યું છે કેઃ–

**हओ न संजले भिक्खू, मणं पि न पओसए ।**
**तितिक्खं परमं नच्चा, भिक्खू धम्मं समायरे ॥ उ० २-२५ ॥**

અર્થાત્–કોઈ પ્રાણહરણ કરે તો પણ ભિક્ષુ કોઇના ઉપર ક્રોધ ન કરે, કે મનમાં સામા માટે દ્વેષ ન રાખે, પરંતુ તિતિક્ષા (સહનશીલતા–ક્ષમા) ને ઉત્તમ જાણીને ક્ષમાશૂર સાધુ તે જ ક્ષમાધર્મને આચરે.

ખંદકજી મુનિએ દશવિધ સાધુધર્મના પ્રથમ અને પ્રધાન ક્ષમાધર્મને સર્વોત્કૃષ્ટ માની પ્રાણાર્પણ કર્યું અને જગતસમક્ષ ક્ષમાનો આદર્શ ઉપસ્થિત કરી પોતાના જીવનને ધન્ય બનાવ્યું. ખંદકજી મુનિએ પ્રાણત્યાગ કરતી વખતે એવી ઉચ્ચ ભાવના ભાવી હતી કેઃ–

ચાહત જીવ સબૈ જગજીવન, દેહ સમાન નહીં કુછ પ્યારો,
સંયમવન્ત મુનીશ્વર કો, ઉપસર્ગ હુએ તન નાશનહારો;
તો ચિન્તે હમ આતમરામ, અખંડ અબાધિત જ્ઞાન ભંડારો,
દેહ વિનાશક સો હમ તો, નહીં શુદ્ધ ચિદાનન્દ રૂપ હમારો.

ખંદક મુનિ આ પ્રકારની ઉચ્ચ ભાવના ભાવતાં કેવલજ્ઞાન પ્રાપ્ત કરી જે કામને સિદ્ધ કરવા માટે તેમણે સંસારત્યાગ કર્યો હતો તે આત્મશ્રેય સાધવાનું કાર્ય સાધી મોક્ષ પધાર્યા.

એ રીતે ખંદકમુનિ સિદ્ધ, બુદ્ધ તથા મુક્ત થઈ ગયા. પરંતુ તે નોકર મુનિના મૃત શરીરની ઉતારેલી ખાલ લઈ રાજાની સામે ઉપસ્થિત થયો. રાજાએ મુનિની ખાલ ઊતારી લાવવાની આજ્ઞા તો આપી હતી, પરંતુ મુનિના શરીરની ખાલ પોતાની નજર સામે પડેલી જોઈ

તે પણ કાંપી ઊઠયો અને કહેવા લાગ્યો કે, હાય! આ મેં કેવું કુકૃત્ય કરાવ્યું કે, મેં એક મહાત્માના શરીરની ખાલ ઊતરાવી! નોકરે પણ મહાત્માની ધીરતા, વીરતા તથા ક્ષમાની બધી વાત કહી. નોકરદ્વારા બધાં સમાચાર સાંભળી રાજા પશ્ચાત્તાપ કરવા લાગ્યો અને પરિણામે તેની આંખોમાંથી અશ્રુધારા વહેવા લાગી. જ્યારે એક મનુષ્યની ખાલ ઊતારવામાં આવી છે એ વાત રાણીના જાણવામાં આવી અને ખાલ પ્રત્યક્ષ જોવામાં આવી ત્યારે રાણી પણ રોવા લાગી.

એટલામાં મુનિના રક્તથી રંજિત મુખવસ્ત્રીકા કે કાંઇક વસ્ત્ર કોઈ સમડીએ ઉપાડી લીધેલ અને જ્યારે તેને એ ચીજમાં કાંઈ સ્વાદ ન આવ્યો ત્યારે ઉડતા ઉડતા રાજાના મહેલ ઉપર આવી તે વસ્ત્ર ત્યાં છોડીને ઉડી ગઇ. આ રક્તરંજિત વસ્ત્ર રાણીના જોવામાં આવ્યું તેથી તે વસ્ત્રને મંગાવી જોતાં જણાયું કે, એ વસ્ત્ર કોઈ મુનિનું જણાય છે. આ ઉપરથી રાણી રાજા પાસે ગઈ અને રાજાને કહેવા લાગી કે, મહારાજ! આપના રાજ્યમાં કોઇ મુનિનો ઘાત થએલો છે અને આ વસ્ત્ર તે જ મુનિનું જણાય છે. રાણીએ કહ્યું કે, તે મુનિનો એવો શો અપરાધ થયો હતો કે, આપે તેને આવો પ્રાણદંડ આપ્યો ? રાણીના પ્રશ્નના જવાબમાં રાજાએ બધી વાત અથથી લઇ ઇતિ સુધી કહી સંભળાવી. રાજાનું કથન સાંભળી રાણીને ઘણું જ દુઃખ થયું. રાણીએ કહ્યું કે, મુનિને પ્રાણદંડ આપવા પહેલાં મેં મુનિની સામે શામાટે જોયું તેની આપે તપાસ કરવી હતી, આપે આ કુકૃત્ય કરી ઘણો જ અનર્થ કર્યો છે. મુનિને જોઈ મારા મનમાં એવો વિચાર આવ્યો કે, મારો ભાઇ પણ આ મુનિની માફક ભિક્ષાચરી માટે ઘેરઘેર ભટકતો હશે! આપે મારી દૃષ્ટિમાં વિકાર જોયો પરંતુ ખરી રીતે મારામાં કે તે મુનિમાં જરાપણ વિકારભાવ ન હતો. રાજાએ આ ઉપરથી મુનિના મૃત શરીરની તપાસ કરતાં જણાયું કે, તે મુનિ રાણીના સંસારાવસ્થાના ભાઈ જ હતા. આ વાત જાણતાં રાજાને પણ ઘણો જ પશ્ચાત્તાપ થયો. રાણીએ કહ્યું કે, હવે પશ્ચાત્તાપ કરવાથી મુનિ પાછા જીવિત થઇ શકવાના નથી, એટલા માટે હવે પશ્ચાત્તાપ કરવાનું છોડી દઈ આ મુનિના માર્ગને જ અનુસરો, એમાં જ આપણું કલ્યાણ રહેલું છે. આખરે બન્નેએ મુનિનો સંયમમાર્ગ ગ્રહણ કરી આત્મકલ્યાણ કર્યું.

કહેવાનો આશય એ છે કે, મુનિમાં જે ક્ષમા હોય છે તે ક્ષમાનો પ્રભાવ બીજા ઉપર પણ પડે છે. તે રાજા કેવો કઠોરહૃદયી હતો કે, કોઈ પ્રકારનો અપરાધ ન હોવા છતાં પણ મુનિના શરીરની ખાલ ઊતારવાની આજ્ઞા આપી દીધી, પરંતુ મુનિની અનુપમ ક્ષમાનું વૃત્તાન્ત સાંભળી તે કઠોરહૃદયી રાજાના હૃદયનું પણ પરિવર્તન થઈ ગયું. આ પ્રમાણે ખંદક મુનિએ ક્ષમાનો ઉચ્ચ આદર્શ ઉપસ્થિત કરી સ્વ-પરનું કલ્યાણ સાધ્યું. જે આ પ્રકારની ક્ષમા ધારણ કરે છે તે જ વાસ્તવમાં મહાન્ છે. ક્ષમા આ લોકનું પણ બળ છે અને પર-લોકનું પણ બળ છે. સંસારમાં તે જ લોકોનું જીવન ધન્ય બની જાય છે કે જેઓ પોતે ક્ષમાશીલ બની બીજાને પણ ક્ષમાશીલ બનાવે છે. તમે પણ ક્ષમાશીલ બની આત્માનું શ્રેય સાધો તો તેમાં તમારું કલ્યાણ જ રહેલું છે.

# વ્યાખ્યાન : સંવત્ ૧૯૯૬ અષાડ વદ ૫ ગુરૂવાર

## પ્રાર્થના

જય જય જગતશિરોમણિ, હું સેવક ને તૂં ધની;
અબ તૌસું ગાઢી બણી, પ્રભુ આશા પૂરો હમ તણી.
મુઝ મ્હેર કરો, ચંદ્રપ્રભુ, જગજીવન અંતર જામી;
ભવદુઃખ હરો, સુનિએ અરજ હમારી ત્રિભુવન સ્વામી.

—વિનયચંદ્રજી કુંભટ ચોવીશી.

શ્રી ચન્દ્રપ્રભુ ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

પરમાત્માની પ્રાર્થનાનો વિષય જ એવો ગહન છે કે તે વિષે જેમ જેમ વિચાર કરવામાં આવે, તેમ તેમ તેમાં વિશેષતા જોવામાં આવે છે. પક્ષીઓ પોતાના સમસ્ત બળે આકાશમાં ઊંચે ઉડે છે પણ તે આકાશના અન્ત સુધી પહોંચી શકતાં નથી. પક્ષીઓ આકાશમાં જેમ જેમ ઊંચે ઉડે છે તેમ તેમ આકાશ તેમને અનન્ત જ જણાય છે. આકાશની અનન્તાનો અન્ત જ આવતો નથી. આ જ પ્રમાણે છદ્મસ્થ લોકો પરમાત્માની પ્રાર્થના તથા પરમાત્માસ્વરૂપ વિષે વિચારવિમર્શ કરે પણ આખરે તે તેમને અનન્ત જ જણાશે. પરમાત્માની અનંત પ્રાર્થનાનો અન્ત આણવા માટે તથા ચન્દ્રપ્રભુનાં દર્શન કરવા માટે આપણે પિંડ તથા બ્રહ્માંડનો સમન્વય કરવો જોઇએ. જો પિંડ અને બ્રહ્માંડને એક કરવામાં આવે તો ભગવાનનાં દર્શન સરળતાપૂર્વક થઇ શકે.

ભક્તજનોની દૃષ્ટિએ તો જગત પરમાત્માને લીધે જ જીવિત છે. પરમાત્માને લીધે જગત કેવી રીતે જીવિત છે એ વાત હવે સિદ્ધાંતદ્વારા સમજાવું છું. આપણે ચન્દ્રપ્રભુ ભગવાનને સિદ્ધાન્તદ્વારા જ જાણી શકીએ છીએ. તેમને જાણવાનું આપણી પાસે બીજું કોઇ સાધન નથી. આગમ રચનારાઓએ સદ્બુદ્ધિથી પ્રેરાઇને વીતરાગ તથા વીતદ્વેષ થઈ આગમની રચના કરેલ છે એવો દૃઢ વિશ્વાસ રાખીને જો આપણે આગળ વધીશું તો આપણે ભગવાન ચન્દ્રપ્રભુનાં દર્શન સરળતાપૂર્વક કરી શકશું.

વર્તમાન સમયમાં આત્મવાદનું સ્થાન બુદ્ધિવાદ લઇ રહ્યું છે. આ બુદ્ધિવાદના જમાનામાં આત્મશ્રદ્ધા કરતાં તર્કદ્વારા અધિક કામ લેવામાં આવે છે. પરંતુ જ્ઞાનીજનો કહે છે કે, આ પ્રકારના તર્કવાદથી વસ્તુનું વાસ્તવિક સ્વરૂપ જાણી શકાય નહિ. તર્કદ્વારા તો વસ્તુનાં અનેક રૂપ બની જાય છે; કારણ કે તર્કની પ્રતિષ્ઠા પણ નથી તથા તર્કનો અન્ત પણ નથી. એટલા માટે તર્કવિતર્કદ્વારા આત્માને ચંચલ તથા અસ્થિર ન બનાવતાં શ્રદ્ધાદ્વારા આત્માને શાન્ત તથા સ્થિર બનાવવો જોઇએ. જ્યાંસુધી સત્યવક્તા ન મળે ત્યાંસુધી તર્કને સ્થાન આપવું ઉચિત છે. પરંતુ સત્યવક્તા મળવા છતાં તર્કને પકડી રાખવો એમાં બુદ્ધિમત્તા નથી. ભગવાન મહાવીર અને ગણધર ગૌત્તમ સ્વામી સત્યવક્તા હતા એ વાતનો

આપણને વિશ્વાસ છે. એટલા માટે એ સત્યવક્તાના વચન ઉપર વિશ્વાસ રાખી આપણે તર્કવિતર્કની જાળમાં ન ફસાતાં આત્મશ્રદ્ધાદ્વારા આગળ વધવું જોઇએ. ગૌતમ સ્વામીએ ભગવાનને એટલા જ માટે પ્રશ્નો પૂછ્યા કે તેમના પ્રશ્નોત્તરનો લાભ બાલજીવો લઈ શકે. હવે સમ્યક્ત્વ-પરાક્રમ અધ્યયનમાં ગૌત્તમ સ્વામીએ જે પ્રશ્નો પૂછ્યા છે અને ભગવાન મહાવીરે એ પ્રશ્નોનો જે ઉત્તર આપ્યો છે તે પ્રશ્નોત્તર વિષે વિચાર કરીએઃ—

## સમ્યક્ત્વ પરાક્રમ—બોલ સુડતાલીસમો

ક્ષમાના પ્રશ્ન વિષે આગળ વિચાર કરવામાં આવ્યો છે. જે વ્યક્તિ નિર્લોભી હોય છે તે જ ક્ષમાને ધારણ કરી શકે છે. એટલા માટે હવે નિર્લોભતા અર્થાત્ मुत्ति=મુક્તિ વિષે ગૌતમ સ્વામી ભગવાન મહાવીરને પ્રશ્ન પૂછે છે કેઃ—

### બોલ સુડતાલીસમો

**(૪૭) मुत्तीएणं भंते ! जीवे किं जणयइ ?**

અર્થાત્-હે ભગવાન! મુક્તિ અર્થાત્ નિર્લોભતાથી જીવને શો લાભ થાય છે? આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને ફરમાવ્યું કેઃ—

**मुत्तीएणं अकिंचणं जणयइ । अकिंचणेय जिवे अथ्थलोलाणंपुरिसाणं अप्पथ्थणिज्जे हवइ ॥ ४७ ॥**

અર્થાત્-નિર્લોભતાથી જીવ અકિંચન-અપરિગ્રહી બને છે અને ધનલોલુપી પુરુષોનો અપ્રાર્થનીય બને છે.

ગૌતમ સ્વામીએ આ પ્રશ્ન પૂછી આપણી ઉપર ઉપકાર કર્યો છે. આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને જે કાંઇ કહ્યું છે તે વિષે આપણે શાન્તચિત્તે વિચાર કરવો જોઇએ. ભગવાનનું કથન છે કે, ક્ષમા વિના નિર્લોભતા પેદા થતી નથી અને નિર્લોભતા વિના ક્ષમા આવી શકતી નથી. આ બન્ને ગુણો એક બીજાના આધારે ટકેલાં છે. કેવળ એકલી ક્ષમા ટકી શકતી નથી. ક્ષમાગુણને સ્થિર રાખવા માટે અન્ય સદ્ગુણોની પણ આવશ્યકતા રહે છે. જે પ્રમાણે મૂળ હોવા છતાં શાખા-પ્રશાખા આદિ હોય છે તે જ પ્રમાણે ક્ષમાગુણ મૂળ હોવા છતાં અન્ય ગુણો શાખા-પ્રશાખા રૂપે હોય છે. ક્ષમાગુણ જો મૂળ છે તો નિર્લોભતા આદિ ગુણોને શાખા-પ્રશાખારૂપે સમજવા જોઇએ.

જે વ્યક્તિમાં લોભ હોય અથવા જે વ્યક્તિને કોઇ વસ્તુ પ્રત્યે મમત્વભાવ હોય, તે વ્યક્તિને તે પ્રિય વસ્તુની હાનિ કોઈ દ્વારા થાય તો હાનિ કરનાર ઉપર ક્રોધ આવે એ સ્વાભાવિક છે. પરંતુ જે વ્યક્તિ નિર્લોભી હોય છે અથવા જે વ્યક્તિ એમ માને છે કે, બધી વસ્તુઓ મારા આત્માના સંયોગથી જ છે, અને કોઇ ને કોઈ દિવસે તે વસ્તુઓ નષ્ટ થવાની જ છે, શાશ્વત સંબંધ કોઈપણ સાંસારિક વસ્તુ સાથે નથી, તેવી નિર્લોભી વ્યક્તિને કોઈ ઉપર ક્રોધ કરવાનું કારણ જ હોતું નથી. જે વ્યક્તિને કોઈ ઉપર ક્રોધ કરવાનું કારણ જ હોતું નથી, તે જ વ્યક્તિ ક્ષમા રાખી શકે છે. આ પ્રમાણે નિર્લોભતાને લીધે જ ક્ષમા ટકી શકે છે, માટે લોભને જીતી ક્ષમાશીલ બનવાનો પ્રયત્ન કરો.

નિર્લોભતાથી જીવને શો લાભ થાય છે એ પ્રશ્નના ઉત્તરમાં ભગવાન ફરમાવે છે કે, જેનામાં લોભ હોતો નથી અને જે નિર્લોભી હોય છે તે અકિંચન અર્થાત્ નિર્ધન બની જાય છે, અને એ કારણે તે નિર્લોભી વ્યક્તિ અર્થલોલુપી લોકોને માટે અપ્રાર્થનીય બને છે.

આ પ્રશ્નનો ઉત્તર સાંભળી કોઇ એમ કહી શકે કે, આ તો નિર્લોભતાનું ફળ વિપરીત આવ્યું. સંસારવ્યવહારમાં તો એમ જોવામાં આવે છે કે, ધન હોવાથી જ ધર્મ થાય છે અને ધનવાનને જ ધર્માત્મા ગણવામાં આવે છે. પણ ભગવાન તો એમ કહે છે કે, નિર્લોભતાથી તો નિર્ધનતા આવે છે. આ પ્રકારના કથન વિષે શાસ્ત્રકાર કહે છે કે, જો તમે ભગવાનના કથન ઉપર ઊંડો વિચાર કરશો તો ભગવદ્દવાણીનું રહસ્ય સમજવામાં આવી શકશે અને તમારી ભૂલ જણાયા વિના રહેશે નહિ. એ વાત તો તમે સારી રીતે જાણો જ છો કે, પદાર્થો પ્રત્યે ગમે તેટલું મમત્વ રાખવામાં આવે પરંતુ આખરે તે પદાર્થ નષ્ટ થઈ જાય છે અને મમત્વને છોડવું જ પડે છે. આ પ્રમાણે જે પદાર્થો નષ્ટ થવાનાં જ છે, તે પદાર્થોને પોતાની મેળે છોડી દેવાં–તે પદાર્થોની ઇચ્છા પણ ન કરવી–એનું જ નામ નિર્લોભતા છે. હવે તમે પોતે જ વિચાર કરો કે, જે વસ્તુ આખરે છૂટવાની જ છે અને નષ્ટભ્રષ્ટ થવાની જ છે તે નશ્વર વસ્તુ પ્રતિ મમત્વ રાખવામાં લાભ છે? કે નશ્વર વસ્તુનો સ્વેચ્છાએ ત્યાગ કરવામાં લાભ છે? તમે કહેશો કે નશ્વર વસ્તુ પ્રતિ મમત્વ ન રાખવામાં તથા નિર્લોભતા કેળવવામાં જ લાભ છે.

કોઇ વળી એમ કહે કે, નિર્લોભતાથી નિર્ધન બની જવાય કે દરિદ્રતા પ્રાપ્ત થાય એ નિર્લોભતાનું સુંદર પરિણામ ન કહેવાય. કારણ કે, દરિદ્રતા પ્રાપ્ત થવાથી અન્ન–વસ્ત્ર પણ પૂરતાં પ્રાપ્ત થતાં નથી. આવી દશામાં નિર્લોભતા સારી છે એમ શી રીતે કહી શકાય? આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાન કહે છે કે, જેનામાં નિર્લોભતા હોય છે તેવા નિર્લોભી માણસને અર્થલોભી લોકો છોડી દે છે. નિર્લોભી માણસ અર્થલોભી લોકોને માટે અપ્રાર્થનીય બની જાય છે. ધનલોભી લોકો સારી રીતે જાણે છે કે, જેમની પાસે કાંઇ નથી અથવા જેઓ નિર્લોભી હોય છે તેમની પાસેથી કાંઇ મળવાનું નથી એમ જાણીને ધનલોભી લોકો નિર્લોભીનો ત્યાગ કરી દે છે.

આ સંસારમાં ધનિક લોકોને જ પ્રાયઃ સતાવવામાં આવે છે. રાજા ઈક્ષુકારની પત્ની કમલાવતીએ પોતાના પતિને કહ્યું હતું કેઃ—

**सामिसं कुललं दिस्स बज्झमाणं निरामिसं ।**
**आमिसं सव्वं मुज्झित्ता विहरिस्सामि निरामिसा ॥**

અર્થાત્—જ્યારે કોઈ પક્ષીની પાસે માંસ હોય છે ત્યારે તો તે પક્ષી ઉપર બીજા પક્ષીઓ કે જેની પાસે માંસ નથી તેવા પક્ષીઓ તૂટી પડે છે. પે'લા પક્ષીની પાસે માંસ હોવાને કારણે જ તે પક્ષી ઉપર બીજા પક્ષીઓ તૂટી પડે છે. પરંતુ જો તે પક્ષી, પોતાની પાસે જે માંસ છે તે માંસનો ત્યાગ કરી દે તો તે પક્ષીને બીજા પક્ષીઓ પણ સતાવે નહિ.

આ જ પ્રમાણે જેઓ ધન–માલનો સ્વયં ત્યાગ કરી દે છે તેમને રાજા–ચોર વગેરે અર્થલોભી લોકો પણ સતાવતા નથી. જ્યારે કોઈ માણસને લૂંટારો મારે છે અથવા લૂંટે છે

ત્યારે એમ કહેવામાં આવે છે કે, લૂંટારો અથવા ચોર લોકોને દુઃખ આપે છે. પરંતુ વાસ્તવમાં ચોર કે લૂંટારો દુઃખ આપે છે કે ધનની મમતા દુઃખ આપે છે તેનો જરા વિચાર કરો. ધનની મમતા હોવાને કારણે જ દુઃખ પેદા થાય છે. પણ જો ધનની મમતાનો ત્યાગ કરી દેવામાં આવે તો દુઃખ પેદા થતું નથી પણ ઊલટું સુખ તથા શાન્તિ પ્રાપ્ત થાય છે.

કહેવાનો આશય એ છે કે, જે લોકોએ નિર્લોભતાનો—અકિંચનતાનો સ્વીકાર કર્યો છે તેમને અર્થલોભી લોકો પણ છોડી દે છે. નિર્લોભી માણસ જ આખરે દેવ—મનુષ્યોથી પૂજનીય બને છે અને તેઓ જ સુખશાન્તિને પ્રાપ્ત કરે છે. આથી વિરુદ્ધ જે લોકોએ ધનનો લોભ છોડ્યો નથી તે લોકો આ લોકમાં પણ હાય—વોય કરી દુઃખ પામે છે અને પરલોકમાં પણ દુઃખને પામે છે.

શાસ્ત્રમાં આ વાત જો કે સાધુઓને ઉદ્દેશીને કહેવામાં આવી છે, પરંતુ આ ઉપરથી ગૃહસ્થ લોકોએ પણ ધનના લોભથી કેટલું દુઃખ પ્રાપ્ત થાય છે એ વિષે વિચાર કરવો જોઈએ. ધન લોભ દ્વારા પ્રાપ્ત થતું નથી એ વાતતો તમે લોકો પણ જાણો જ છો. આવી દશામાં ધનની આવશ્યકતા હોવા છતાં પણ લોભ કરવાથી શો લાભ થવાનો છે ! લોભને થોભ નથી, અને જ્યાં લોભ હોય છે ત્યાં પાપનું પોષણ થાય છે. ઊંડો વિચાર કરવાથી તમને લોકોને પણ એ વાત જણાયા વિના નહિ રહે કે, દુઃખનું મૂળ કારણ ધન જ છે. કેટલાક લોકો ધનિકોને સુખી માને છે, પરંતુ ધનિકોને પૂછવું જોઇએ કે તેઓ સુખી છે કે દુઃખી ? વાસ્તવમાં ધનવાનો સુખી છે એમ માનવું એ કેવળ ભ્રમ છે. સંસારમાં પ્રાયઃ જોવામાં આવે છે કે, જેમની પાસે વધારે ધન છે તેઓ વધારે હાય—વોય કરે છે. જ્યાં જેટલું વધારે મમત્વ છે ત્યાં તેટલું વધારે દુઃખ છે. કદાચ કોઈ એમ કહે કે, અમે તો ધનિકોને સુખ માણતા જોઈએ છીએ, પરંતુ આ પ્રશ્નના ઉત્તરમાં જ્ઞાનીજનો કહે છે કે, વાસ્તવમાં ધન સુખનું કારણ નથી. વાસ્તવમાં સુખી તો તેઓ જ છે કે, જેમણે મમત્વ ઉપર વિજય મેળવી લીધો છે. જે લોકો મમત્વમાં ફસાએલા છે તેઓ આખો દિવસ હાય—વોય કરતા રહે છે. એટલા જ માટે શાસ્ત્રકારો સાંસારિક પદાર્થો પ્રત્યે મમત્વભાવ ન રાખવા વિષે ઉપદેશ આપતાં કહે છે કે, સાંસારિક પદાર્થોનો જેટલા પ્રમાણમાં ત્યાગ કરવામાં આવશે તેટલા પ્રમાણમાં અધિક આનંદ પ્રાપ્ત થશે. વસ્તુઓ તો આખરે નાશ પામવાની જ છે, પછી નાશવંત વસ્તુ ઉપર મમત્વ રાખી શા માટે દુઃખી થવું જોઈએ ? જો નાશવંત વસ્તુનો સ્વેચ્છાપૂર્વક ત્યાગ કરવામાં આવે તો દુઃખથી પણ બચી શકાશે અને આત્મ—સુખ પણ પ્રાપ્ત થઈ શકશે. જ્ઞાનીજનો પોતાનો અનુભવ પ્રગટ કરતાં કહે છે કે, સાંસારિક વસ્તુઓ આખરે કોઇ ને કોઈ દિવસે અવશ્ય નાશ પામવાની છે, એટલા માટે આ નાશવંત વસ્તુઓનો વૈરાગ્યપૂર્વક ત્યાગ કરવામાં આવે તો અપૂર્વ આનંદ પ્રાપ્ત થઇ શકશે.

અત્રે કોઇ એવો પ્રશ્ન કરે કે, કેટલાક લોકોની પાસે સોનું, રૂપું વગેરે પ્રકારનું ધન હોવા છતાં તે લોકો ત્યાગી જેવા જણાય છે, અને કેટલાક લોકોની પાસે સોનું—રૂપું વગેરે પ્રકારનું ધન નહિ હોવા છતાં તે લોકો ત્યાગી જેવા જણાતા નથી તો તેનું શું કારણ ?

આ કથનનો ઉત્તર એ છે કે, વસ્તુના મમત્વનો ત્યાગ કર્યો છે કે નહિ એ નિશ્ચયની વાત આપણે જાણી શકતા નથી, પરંતુ જે વ્યક્તિમાં મમત્વભાવ નહિ હોય તે વ્યક્તિ, પોતાની પાસે તે વસ્તુને રાખે જ શા માટે? મુખ્ય વાત તો એ છે કે, જેણે અન્તઃકરણથી મમત્વનો ત્યાગ કર્યો હશે તે તો દુઃખરહિત બનશે. પરંતુ જેણે ઉપરથી–કેવળ બાહ્ય દૃષ્ટિએ–તો ત્યાગી જેવો દેખાવ ધારણ કર્યો છે પરંતુ વાસ્તવમાં જેમનો મમત્વભાવ દૂર થયો નથી, તે ત્યાગી જેવા જણાતા હોવા છતાં પણ તેઓ દુઃખથી મુક્ત થઇ શકે નહિ. જ્યાં મમત્વ હોય છે ત્યાં દુઃખ પણ હોય જ છે. એટલા માટે સાંસારિક પદાર્થોથી જેટલા વધારે નિઃસ્પૃહ રહેવામાં આવે તેટલા પ્રમાણમાં સારું જ છે. સાંસારિક પદાર્થોથી નિઃસ્પૃહ રહેવાને કારણે સાંસારિક પદાર્થો અધિકાધિક સમીપ આવે છે, અને મમત્વ રાખવાથી જે પ્રમાણે સૂર્યની તરફ પીઠ કરી છાયાને પકડવા માટે દોડવાથી છાયા આગળ આગળ ભાગે છે. તે પ્રમાણે સાંસારિક પદાર્થો દૂર દૂર ભાગે છે. પરંતુ જો સૂર્ય તરફ મુખ તથા છાયા તરફ પીઠ કરવામાં આવે છે તો છાયા પાછળ પાછળ આવે છે. આ જ પ્રમાણે સાંસારિક પદાર્થો પ્રતિ નિઃસ્પૃહતા કેળવવામાં આવે, અને ઉદારભાવે સાંસારિક પદાર્થોનો ત્યાગ કરવાની ભાવના રાખવામાં આવે, તો સાંસારિક પદાર્થો તમારી પાછળ પાછળ આવશે. પરંતુ જો તમે પદાર્થોની પાછળ દોડશો અને પદાર્થો પ્રત્યે મમત્વભાવ રાખશો તો તે પદાર્થો દૂર દૂર ભાગશે. એટલા માટે સાંસારિક પદાર્થો પ્રત્યે મમત્વભાવ રાખવો ન જોઇએ.

સંસારમાં જનસમાજનું કલ્યાણ પણ તે જ વ્યક્તિ કરી શકે છે કે જે વ્યક્તિ મમત્વભાવનો ત્યાગ કરે છે. જે અર્થલોભી હોય છે તે તો સંસારનું અહિત કરવામાં પ્રાયઃ તત્પર રહે છે. આ ઉપરથી કોઈ એમ કહે કે, તમે તો ધનનો ત્યાગ કરવાનું કહો છો, પરંતુ આજે તો ધન વિષે એમ માનવામાં આવે છે કેઃ—

ભજ કલ્દારં ભજ કલ્દારં, કલ્દારં ભજ મૂઢમતે!

અર્થાત્—હે મૂઢમતિ! તું ધનની જ પૂજા કર. આવી અવસ્થામાં શું કરવું જોઇએ? આ કથનનો ઉત્તર એ જ છે કે, આ પ્રમાણે કહેનાર અર્થલોભી જ હોય છે. આવા અર્થલોભીને પૂછવું જોઈએ કે, ધનમાં સુખ જ છે કે દુઃખ પણ છે? આ પ્રશ્નના ઉત્તરમાં તે અર્થલોભી લોકોએ એ વાતનો પણ સ્વીકાર કરવો પડશે કે, ધનમાં દુઃખ પણ હોય છે. વાસ્તવમાં જે લોકો ધનને જ પરમાત્મા સમાન માને છે તેવા અર્થલોભી લોકોથી જ આ સંસાર દુઃખી બની રહ્યો છે. પરંતુ જેઓ ધનને ધૂળ સમાન માની ધનનો ત્યાગ કરે છે, તેવા નિર્લોભી લોકોથી જ આ સંસાર સુખી થઈ શકયો છે અથવા થઇ શકે છે.

જે લોકો અર્થલોભી નથી, પરંતુ ધનને ધૂળ સમાન માને છે તે લોકોને તો કોઈ પણ જગ્યાએ કોઈ પ્રકારનો ભય પણ રહેવા પામતો નથી. આજે ધનલોલુપીને જ ચોર આદિનો સૌથી વધારે ભય લાગે છે. પરંતુ જેમણે ધનને ધૂળ સમાન માની ધનનો ત્યાગ કર્યો છે તેવા નિર્લોભી સાધુને તો જંગલમાં પણ કોઇનો ભય લાગતો નથી. વાસ્તવમાં ધનમાં આનંદ

નથી પરંતુ ધનનો ત્યાગ કરવામાં આનંદ છે એ વાત તો પ્રત્યક્ષ પ્રમાણથી પણ સિદ્ધ થાય છે. ધનનો ત્યાગી પોતે પણ આનંદને પ્રાપ્ત કરે છે અને બીજાને પણ આનંદ આપે છે.

જો તમે સંસારનાં પદાર્થોની વાસ્તવિકતા વિષે વિચાર કરશો તો તમને જણાશે કે લોભને થોભ નથી. જેમ જેમ ધન વધવા પામે છે તેમ તેમ લોભ વધતો જ જાય છે. લોભનો અંત આવતો નથી. ઇચ્છા આકાશની સમાન અનંત છે. ધનેચ્છા વધવાની સાથે ધનનો લોભ પણ વધતો જ જાય છે. અને જેમ જેમ ધનલોભ વધતો જાય છે તેમ તેમ પાપનું પોષણ થતું જાય છે. સંસારમાં રહેલી પ્રત્યેક વસ્તુનો સ્વેચ્છાએ ત્યાગ કરવો એ જ ઉચિત છે. લોભને જીતી નિર્લોભી કેવી રીતે બનવું એ વિષે શાસ્ત્રમાં અનેક ઉપાયો બતાવવામાં આવ્યાં છે. શ્રી. ઉત્તરાધ્યયન સૂત્રમાં કપિલ મુનિનું દ્રષ્ટાન્ત આપી એ બતાવવામાં આવ્યું છે કે, કોઈ વસ્તુની પ્રાપ્તિ થવાથી લોભ કેવી રીતે વધતો જાય છે! અને પરિણામે લોભને કારણે જીવનમાં કેવી અશાન્તિ પેદા થાય છે! દુઃખ તથા અશાન્તિનું કારણ લોભ છે, અને સુખ તથા શાન્તિનું કારણ નિર્લોભ છે. એટલા માટે લોભનો ત્યાગ કરી નિર્લોભી બનો તો એમાં કલ્યાણ જ રહેલું છે.

કપિલ બ્રાહ્મણને કેવળ બે માસા સોનાની જ આવશ્યકતા હતી અને રાજાએ ઇચ્છાનુસાર જે જોઈએ તે વસ્તુ માંગવાની આજ્ઞા આપી. કપિલ બ્રાહ્મણે બગીચામાં જઈ શું માંગવું તે વિષે ખૂબ વિચાર કર્યો, પણ આખરે ખૂબ વિચારતાં વિચારતાં તેઓ એજ નિર્ણય ઉપર આવ્યા કે, " લોભને થોભ નથી. જેમ જેમ વધારે માંગવાની ઇચ્છા કરું છું તેમ તેમ લોભ વધતો જ જાય છે. વાસ્તવમાં જ્યાં લાભ છે ત્યાં લોભ પણ છે. તૃષ્ણા સર્વ વિનાશિની છે. જો તૃષ્ણાલોભનો ત્યાગ કરી દઉં તો હું નિર્ભય બની જાઉં. " પરિણામે ઊંડો વિચાર કરી કપિલ બ્રાહ્મણ એ જ નિશ્ચય ઉપર આવ્યા કે લોભ જ સર્વવિનાશક છે, માટે લોભનો જ ત્યાગ કરી દેવો એજ શ્રેયસ્કર છે. આ પ્રમાણે વિચાર કરી કપિલ બ્રાહ્મણે લોભનો ત્યાગ કર્યો, અને લોભનો સંપૂર્ણ ત્યાગ કરવા માટે સંસારનો ત્યાગ કરી મુનિપદનો સ્વીકાર કરી આત્મ-કલ્યાણ કર્યું.

ભગવાને કહ્યું છે કે, લોભ ઉપર વિજય પ્રાપ્ત કરવાથી આત્મકલ્યાણ થાય છે. એટલા માટે આત્મ હિતૈષી લોકોએ લોભને જીતી નિર્લોભી બની આત્મકલ્યાણ સાધવું જોઈએ.

જો જીવનમાં નિર્લોભતા આવશે તો અર્થલોલુપી લોકોની ધનાદિ માટે પ્રાર્થના પણ નહિ કરવી પડે. જ્યાં નિર્લોભતા હોય છે ત્યાં નિર્ભયતા પણ હોય છે. એટલા માટે જીવનને ભયરહિત બનાવવા માટે નિર્લોભતાને જીવનમાં સ્થાન આપો અને લોભને જીતો એમાં સ્વ-પરનું કલ્યાણ જ રહેલું છે.



## વ્યાખ્યાનઃ સંવત્ ૧૯૯૬ શ્રાવણ શુદી ૧૧ શુક્રવાર.

### પ્રાર્થના

'કાકંદી' નગરી ભલી હો, શ્રી 'સુગ્રીવ' નૃપાલ;
'રામા' તસુ પટરાયની હો, તસ સુત પરમ કૃપાલ,
શ્રી સુવિધ જિનેશ્વર વંદિએ હો. ॥૧॥
—વિનયચંદ્રજી કુંભટકૃત ચોવીશી.

શ્રી સુબુદ્ધિનાથ ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

પરમાત્માની પ્રાર્થના કરવી એ આપણું સાધ્ય છે. આ સાધ્યને સિદ્ધ કરવા માટે આ શરીર એક સાધન છે. મારું શરીર બરાબર સ્વસ્થ નહિ હોવાને કારણે પરમાત્માની પ્રાર્થના જેવી કરવી જોઇએ તેવી થઈ શકતી નથી. પરંતુ પરમાત્માની પ્રાર્થના કરવી એ આપણું સાધ્ય હોવાથી જીવનસાધ્યને ભૂલી જવું ન જોઈએ એમ માની આજે પરમાત્માની પ્રાર્થના કરું છું:—

પરમાત્માનું સ્વરૂપ જાણ્યા વિના પરમાત્માની પ્રાર્થના બરાબર થઇ શકતી નથી. પરમાત્માનું સ્વરૂપ કેવું છે તે જાણવા માટે આપણી સામે આગમ પ્રમાણ છે. આગમ-પ્રમાણની આગળ પ્રત્યક્ષ અને અનુમાન પ્રમાણ તુચ્છ છે. કારણ કે આપણો અનુભવ કે આપણું અનુમાન અત્યલ્પ અને બહુ જ સીમિત હોય છે, અને શાસ્ત્રમાં જે કાંઇ કહેવામાં આવ્યું છે તે પૂર્ણજ્ઞાનીઓએ પોતાના જ્ઞાનમાં જે કાંઇ પ્રત્યક્ષ જોએલું હોય તેની નોંધ છે. એટલા માટે જે પ્રમાણે સૂર્યના પ્રકાશ આગળ બધાં પ્રકાશો તુચ્છ છે તે પ્રમાણે આગમ પ્રમાણની આગળ બધાં પ્રમાણો પણ તુચ્છ છે. આ કારણે પ્રમાણભૂત આગમો ઉપર દૃઢ શ્રદ્ધા રાખવી જોઈએ.

આગમોમાં ભગવાને જે કાંઇ કહ્યું છે તે આઠ કર્મોરૂપી વિઘ્નોને દૂર કર્યા બાદ જ કહ્યું છે, એટલા માટે વધારે શ્રધ્ધેય અને માન્ય છે. આમ હોવા છતાં જ્ઞાનીજનો કહે છે કે, બીજાની દેખાદેખીથી તમે આગમને માની ન બેસો, પણ આગમ વિષે અંતરાત્માથી પૂરો વિચાર કર્યા બાદ, તેની શ્રેષ્ઠતા જાણો અને પછી તેના ઉપર શ્રદ્ધા કરો. પરંતુ આગમો વિષે તે જ અંતરાત્મા વિચાર કરી શકે છે કે જે નિર્મળ હોય છે.

ઉદાહરણ તરીકે, પાણીમાં મુખ દેખી શકાય છે, પણ તે જ પાણીમાં સ્પષ્ટ મુખ જોઇ શકાય છે કે જે પાણી સ્થિર તેમજ નિર્મળ હોય છે; પણ જે પાણી ઊકળી રહ્યું હોય અથવા જે પાણીમાં કોઈ પ્રકારનો મલિન રંગ પડી ગયો હોય તે પાણીમાં મુખ દેખી શકાતું નથી. આ જ પ્રમાણે જે અંતરાત્મા વિષયકષાયની આગથી ઊકળી રહ્યો છે અને તે કારણે જે અસ્થિર છે તે અંતરાત્મા આગમો ઉપર વિચાર કરી શકતો નથી. એટલા માટે આગમ વિષે વિચાર કરવા માટે પોતાના અંતરાત્મામાં જે વિષયકષાયનો અગ્નિ બળી રહ્યો હોય તેને શાન્ત પાડવો જોઈએ અને એ રીતે આત્માને નિર્મળ બનાવવો જોઈએ.

નિર્મળ આત્મા જ પરમાત્માનું દર્શન કરી શકે છે. જ્યાં સુધી આત્માનો સાક્ષાત્કાર થતો નથી ત્યાં સુધી પરમાત્માનો સાક્ષાત્કાર થઈ શકતો નથી. આત્માનો સાક્ષાત્કાર કરવા માટે આગમ-શાસ્ત્ર પરમ આધારભૂત છે અને તેથી પ્રમાણભૂત આગમ વિષે જ વિચાર કરવામાં આવે છે. આગમ-શાસ્ત્રને સમજવા તથા જાણવા છતાં પણ જો સાચો પુરુષાર્થ કરવામાં ન આવે તો આત્માનું કલ્યાણ થઈ શકતું નથી. એટલા માટે આત્માનું કલ્યાણ કરવા માટે અને પરમાત્માનું સ્વરૂપ સમજવા માટે સમ્યક્ત્વમાં પરાક્રમ-પુરુષાર્થ કરવો જોઈએ. સમ્યક્ત્વમાં પુરુષાર્થ કરવો એ જ વાસ્તવમાં જીવનનો પરમ પુરુષાર્થ છે, અને તેમ કરવાથી આત્માનો વિકાસ કેવી રીતે થાય છે એ હવે શાસ્ત્રદ્વારા સમજાવવામાં આવે છે :—

## સમ્યક્ત્વ પરાક્રમ—બોલ ૪૮ મો

સિદ્ધાન્ત-સાગરમાં અનેક અમૂલ્ય મોતીઓ રહેલાં છે. જે સાચો જાણકાર ઝવેરી હોય છે તેજ મોતીની પારખ કરી શકે છે અને તેની કીંમત આંકી શકે છે. મોતીની માળા પહેરી લોકો મલકાય છે, પરંતુ આ નશ્વર મોતીની માળા જીવનનું કલ્યાણ સાધી શકતી નથી. જેઓ વીરવાણી રૂપી અમૂલ્ય મોતીની માળા પોતાના ગળામાં ધારણ કરે છે તેઓ જ પોતાના જીવનનું કલ્યાણ સાધવાની સાથે સાથે પરનું પણ કલ્યાણ સાધી શકે છે. વાસ્તવમાં વીર-વાણી સંસારસાગરમાંથી તારનારી છે અને એટલા જ માટે વીરવાણીને જગદુદ્ધારિણી કહેવામાં આવે છે.

શ્રી ઉત્તરાધ્યયન સૂત્ર એ ભગવાન મહાવીરની અંતિમ વાણી છે. આ અંતિમ વાણીમાં શ્રમણનાયક મહાવીર ભગવાને આત્માનુભવનો નીચોડ તારવ્યો છે. ઉત્તરાધ્યયન સૂત્રના ૨૯ મા અધ્યયનમાં મહાવીર ભગવાન તથા ગૌતમ ગણધર સ્વામી વચ્ચે જે પ્રશ્નોત્તર થએલાં છે તેનું સંક્ષિપ્ત સારગર્ભિત તથા સુંદર સૂત્ર રૂપે નિરૂપણ કરવામાં આવેલ છે. આ અધ્યયનમાં આત્મિક ગુણનો વિકાસ કરવાનાં ૭૩ પગથિયાં બનાવવામાં આવેલ છે. આ ૭૩ બોલમાંથી ૪૫ બોલો વિષે જામનગર તથા મોરબી ચાતુર્માસમાં તથા ૪૬-૪૭ બોલ વિષે અત્રે વિસ્તારપૂર્વક વિવેચન કરવામાં આવેલ છે. ૪૭મા બોલમાં 'મૂત્તિ' અર્થાત્ નિર્લોભતાથી—ક્રોધાદિથી મુક્તિ કેવી રીતે મેળવી શકાય અને તેમ કરવાથી જીવાત્માને શો લાભ થાય છે એ વિષે અત્રે વિચાર કરવામાં આવ્યો હતો. વચમાં કેટલાંક કારણોને અંગે સૂત્રવાચનમાં અંતરાય પડયો હતો. આજે પાછું સૂત્રવાચનનો પ્રારંભ કરવામાં આવે છે.

૪૮મા બોલમાં આર્જવતા શું છે અને આર્જવગુણને ધારણ કરવાથી જીવાત્માને શો લાભ થાય છે એ વિષે ગૌતમ સ્વામી મહાવીર ભગવાનને પ્રશ્ન પૂછે છે કે:—

### અડતાલીસમો બોલ

### (૪૮) अज्जवयाए णं भंते ! जीवे किं जणयइ ?

અર્થાત્—હે ભગવાન ! આર્જવતાથી-નિષ્કપટતાથી-સરળતાથી જીવને શો લાભ થાય છે ? આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને ફરમાવ્યું કે:—

**अज्जवयाए काउज्जुययं भावुज्जुययं भासुज्जुययं अविसंवायणं जणयइ, अविसंवायणसंपन्नयाए णं जीवे धम्मस्स आराहए भवइ ॥ ४८ ॥**

અર્થાત્–આર્જવતાથી–નિષ્કપટતાથી જીવાત્મા કાયાની સરળતા, ભાવની સરળતા, ભાષાની સરળતા તથા ત્રણેય યોગની સરળતાને પામે છે અને જ્યારે આ પ્રમાણે જીવાત્મા મન, વચન તથા કાયાથી સરળ બને છે ત્યારે ધર્મનો આરાધક બને છે.

આ બોલ વિષે વિશેષ વિચાર કરીએ તે પહેલાં જીવનમાં આર્જવતા–સરળતા ક્યારે પ્રગટે છે એ વિષે વિચાર કરવો આવશ્યક છે. જીવનમાં આર્જવગુણ પ્રગટાવવા માટે ભગવાને પહેલાં કહી જ દીધું છે કે, જે વ્યક્તિ અક્રોધી હોય છે તેજ ક્ષમાગુણને ધારણ કરી શકે છે, જે ક્ષમાશીલ હોય છે તે જ નિર્લોભી બની શકે છે, અને જે નિર્લોભી હોય છે તે જ નિષ્કપટી બની શકે છે. આ પ્રમાણે જ્યાં કપટભાવ હોતો નથી ત્યાંજ આર્જવગુણ પ્રગટે છે. આ કથનાનુસાર જ્યાં નિષ્કપટતા હોય છે ત્યાં જ આર્જવતા–સરળતા સંભવી શકે. કેમકે જેનામાં લોભ આદિ હોય છે તે સરળતા રાખી શકતો નથી અને જ્યાં લોભ હોય છે ત્યાં કપટ હોય જ છે.

લોભ અને માયા વચ્ચે અવિનાભાવ સંબંધ રહેલો છે. જ્યાં લોભ હોય છે ત્યાં માયા પણ હોય જ છે અને જ્યાં માયા હોય છે ત્યાં લોભ પણ હોય જ છે. જે લોભને જીતી લે છે તે કપટને પણ જીતી લે છે અને જે કપટને જીતી લે છે તે લોભને પણ જીતી લે છે. આ પ્રમાણે નિર્લોભતા અને નિષ્કપટતા વચ્ચે પારસ્પરિક સંબંધ રહેલો છે અને એટલા જ માટે ગૌતમ સ્વામીએ નિર્લોભતાના પ્રશ્નોત્તર બાદ નિષ્કપટતા વિષે ભગવાનને પ્રશ્ન પૂછ્યો છે.

સંસારમાં પ્રાયઃ એમ કહેવામાં આવે છે કે, જે સરળ હોય છે તે વ્યવહારમાં કાચો હોય છે, એટલા માટે મનુષ્યમાં થોડીઘણી વક્રતા અવશ્ય હોવી જોઇએ. સંસારમાં આ પ્રમાણે વક્રતા રાખવાની આવશ્યકતા અનુભવાય છે. પરંતુ શાસ્ત્રકારો તો આથી વિપરીત એમ કહે છે કે, લોભથી કે વક્રતા રાખવાથી આત્માને કશો લાભ થતો નથી, પરંતુ નિર્લોભતા કે સરળતા રાખવાથી જ આત્માને ખરો લાભ પ્રાપ્ત થાય છે. ભગવાને ફરમાવ્યું છે કે, હે ગૌતમ! જે વ્યક્તિમાં આર્જવતા–સરળતા હોય છે, જેનામાં કપટ હોતું નથી, તે વ્યક્તિની કાયામાં સરળતા આવે છે, ભાવોમાં સરળતા આવે છે અને ભાષામાં પણ સરળતા આવે છે. અને જ્યારે હૃદયમાં કપટભાવ હોય છે ત્યારે કાયામાં કુટીલતા કે વક્રતા આવે છે, ભાવોમાં કપટપણું આવે છે અને ભાષામાં પણ કપટપણું આવે છે.

હૃદયમાં કપટભાવ આવવાથી શરીરમાં કેવી રીતે વક્રતા આવે છે એ વાત નાટકના ઉદાહરણથી સ્પષ્ટ જણાઇ આવે છે. નાટકમાં જે અનેક પ્રકારના પાત્રો હોય છે તે પાત્રો વાસ્તવમાં કેવા હોય છે અને નાટકમાં શરીરનું રૂપ કેવું બતાવે છે! તેમના હૃદયમાં તો મલીનતા હોય છે અને બહારથી સરળતા બતાવે છે. 'હાથીનાં દાંત દેખાડવાનાં બીજાં અને ચાવવાનાં બીજાં' એ લોકોક્તિ અનુસાર તેમના હૃદયનો વ્યવહાર અને કાયાનો વ્યવહાર જુદો જુદો હોય છે.

નાટકમાં રામ કે હરિશ્ચન્દ્રનો જે ખેલ બતાવવામાં આવે છે તે ખેલ બતાવનારમાં

રામ કે હરિશ્ચન્દ્રના જેવો ત્યાગભાવ ન હોવા છતાં, રામ કે હરિશ્ચન્દ્રનું રૂપ કપટપૂર્વક ધારણ કરી ખેલ બતાવવો એમાં કપટ નથી તો બીજું શું છે?

કહેવાનો આશય એ છે કે, હૃદયમાં કપટભાવ રાખવાથી કાયામાં પણ વક્રતા આવીજ જાય છે; પરંતુ જ્યારે હૃદયમાં સરળતા આવે છે ત્યારે કાયામાં પણ સરળતા આવી જાય છે. વળી કાયાની વક્રતા કે સરળતા ઉપરથી હૃદયની વક્રતા–સરળતા જાણી શકાય છે. જો ભાવોમાં કપટ હોય તો કાયામાં વક્રતા આવ્યા વગર ન રહે. આ જ પ્રમાણે જ્યારે કાયામાં વક્રતા હશે તો ભાવોમાં પણ વક્રતા આવ્યા વગર નહિ રહે. અર્થાત્ ભાવમાં કપટ હશે તો કાયામાં પણ વક્રતા આવશે અને કાયામાં વક્રતા હશે તો ભાવોમાં પણ વક્રતા આવશે. આ જ પ્રમાણે ભાવોમાં સરળતા હશે તો કાયામાં પણ સરળતા આવશે અને કાયામાં સરળતા હશે તો ભાવોમાં પણ સરળતા આવશે. અને જેમના ભાવોમાં તથા કાયામાં સરળતા કે વક્રતા હશે, તેમની ભાષામાં પણ તેવી સરળતા કે વક્રતા આવ્યા વગર નહિ રહે.

ભાવમાં, ભાષામાં તથા કાયામાં વક્રતા કેવી રીતે આવે છે એ વાતનું શાસ્ત્રમાં ભિન્નભિન્ન રીતે વર્ણન કરવામાં આવ્યું છે. જો કે બધામાં પ્રધાનતા તો ભાવની જ રહે છે પરંતુ ભાવની સાથે સાથે ભાષા અને કાયાનો પણ સંબંધ છે. ભાવોની પ્રધાનતા ઊંબર ઉપર મૂકેલા દીપકના જેવી છે. જે પ્રમાણે ઊંબર ઉપર દીપક રાખવાથી બહાર પણ પ્રકાશ પડે છે અને અંદર પણ પ્રકાશ પડે છે તેજ પ્રમાણે ભાવમાં સરળતા કે વક્રતા રાખવાથી ભાષા તથા કાયામાં પણ તેવી સરળતા કે વક્રતા આવે છે.

આર્જવતા અર્થાત્ સરળતાથી ભાવમાં, ભાષામાં તથા કાયામાં સરળતા આવે છે અને જ્યારે આ ત્રણેયમાં સરળતા આવે છે ત્યારે ભગવાન કહે છે કે, આત્મામાં અવિસંવાદપણું પ્રગટ થાય છે. આત્મા આ અવિસંવાદપણાથી આગામી કાળમાં ધર્મની આરાધના કરી શકે છે. વાસ્તવમાં ધર્મની આરાધના અવિસંવાદપણાથી જ થાય છે.

જે રોગી હોય છે અને જે પોતાના રોગને દૂર કરવા ચાહે છે તે જ ઔષધનું સેવન કરે છે. જે પોતાના રોગને શાન્ત કરવા ચાહતો નથી તે ઔષધનું સેવન શા માટે કરે? આ જ પ્રમાણે જો તમે તમારામાં રહેલી વક્રતાને દૂર કરવા ચાહો, તો તો ભગવાનના આ સદુપદેશને હૃદયમાં ઊતારો અને ઉપદેશને કાર્યમાં પરિણત કરવાનો પ્રયત્ન કરો. પરંતુ જો તમે વક્રતાને દૂર કરવા ચાહતા જ નથી તો એ દશામાં ઉપદેશ સાંભળવાથી શો લાભ થઇ શકે? જ્યારે બાળક–હૃદય જેવી સરળતા તમારામાં આવે ત્યારે સમજવું કે તમે ભગવાનના ધર્મને સમજી શકયા છો. જે પ્રમાણે બાળક પોતાના માતા–પિતાને કપટરહિત થઈ બધી વાતો કહી દે છે તેજ પ્રમાણે જે પોતાનો બધો વ્યવહાર નિષ્કપટપૂર્વક કરે છે તેજ ખરી રીતે ધર્મનું બરાબર આરાધન કરી શકે છે. સાચી સરળતા પ્રગટ્યા વિના ધર્મની આરાધના બરાબર થઈ શકતી નથી.

તમે લોકો અમારી પાસે માયાને જીતી સરળતા પ્રાપ્ત કરવા માટે આવો છો. એટલા માટે અમારે પણ વિચારવું જોઇએ કે, અમે બીજાઓનાં રોગ ત્યારે દૂર કરી શકીએ–બીજાની માયા ત્યારે જ દૂર કરી શકીએ–કે જ્યારે અમે પોતે નીરોગી હોઇએ; અર્થાત્

માયા રહિત થઈએ. જો અમે પોતેજ રોગી અર્થાત્ વક્ર હોઇએ તો એ દશામાં અમે બીજાઓનાં રોગ કેવી રીતે દૂર કરી શકીએ? વાસ્તવમાં સરળતા ધારણ કર્યા વિના આત્માનું કલ્યાણ પણ થઈ શકતું નથી. કોઇ બુદ્ધિબળથી કે કપટથી બીજાને કદાચિત પરાજિત કરી શકે પરંતુ તે દ્વારા આત્માનું કલ્યાણ સાધી શકે નહિ. આત્માનું કલ્યાણ તો સરળતા દ્વારા જ સાધી શકાય છે.

જે કોઇ હૃદયમાં કપટભાવ રાખે છે તે ધર્મનું આરાધન કરી શકતો નથી. ધર્મની આરાધના તો સરળ આત્મા જ કરી શકે છે અને તેજ આત્માનું કલ્યાણ સાધી શકે છે. વ્યવહારમાં પણ સરળતાની આવશ્યકતા રહે છે. સ્વામી પણ સરળ સેવકથી જ પ્રસન્ન થાય છે. જે સેવક કપટી હોય છે તેના પ્રત્યે સ્વામી પ્રેમ પ્રદર્શિત કરતા નથી. જ્યારે વ્યવહારમાં પણ આ પ્રમાણે જોવામાં આવે છે તો પછી શું ખટપટથી ભરેલો અર્થાત્ વક્ર માણસ પરમાત્માને પ્રિય બની શકે? ઠગ લોકો મનમાં એમજ સમજે છે કે, અમે પરમાત્માની આંખોમાં ધૂળ નાંખી તેમને ઠગી લઈશું પરંતુ આધ્યાત્મિકતા આગળ ઠગવિદ્યા કામમાં આવતી નથી. ઠગવિદ્યાથી પરમાત્માને ઠગી લઈશું એ માન્યતા જ ભ્રામક તેમજ આત્મ-વિઘાતક છે. એટલા માટે પરમાત્માની આરાધના કરવા માટે ભાવ, ભાષા, તથા કાયામાં સરળતા રાખવી જોઈએ.

કેટલાક લોકો વક્રતાભર્યાં કામો કરવા છતાં પણ એમ કહે છે કે, અમારાં ભાવ તો સરળ જ છે. અમે કાયાદ્વારા ગમે તેવાં ખરાબ કામો કરીએ પરંતુ અમારા ભાવોમાં કોઈ વક્રતા નથી; પરંતુ આ કથન પણ ભ્રામક તેમજ ખોટું છે. શાસ્ત્રકાર તો સ્પષ્ટરૂપે કહે છે કે, જેમના ભાવમાં સરળતા હશે તેમની ભાષામાં પણ સરળતા હશે અને કાયામાં પણ સરળતા હશે. આથી વિપરીત, જેમના કામોમાં અને જેમની ભાષામાં વક્રતા હોય છે તેમના ભાવોમાં પણ સરળતા હોઈ શકે નહિ. જે વૃક્ષ ઉપરથી લીલુંછમ જોવામાં આવે છે તેની જડ પણ મજબૂત તેમજ લીલી છે એમ કહેવામાં આવે છે; પરંતુ જે વૃક્ષ ઉપરથી સુકાઇ ગએલું જોવામાં આવે છે તેની જડ લીલી છે એમ શી રીતે કહી શકાય? આ જ પ્રમાણે જ્યારે કાયા અને ભાષામાં વક્રતા હોય છે ત્યારે ભાવમાં સરળતા છે એમ કેવી રીતે કહી શકાય? જ્યારે કાયામાં વક્રતા હોય છે ત્યારે ભાવમાં પણ વક્રતા હોય જ છે એ વાત એક ઐતિહાસિક ઉદાહરણ દ્વારા સમજાવું છું:—

અકબર બાદશાહનો પ્રધાન હિન્દુ હતો. મુસલમાનોને આ હિન્દુ પ્રધાન શલ્યની માફક હૃદયમાં ખટકતો હતો. મુસલમાન રાજ્યમાં હિન્દુ પ્રધાન ન જ હોવો જોઇએ એવી તેઓની માન્યતા હતી. અને એટલા માટે તેઓ હિન્દુ પ્રધાનને બદલે કોઇ મુસલમાનને પ્રધાન બનાવવા માટે પ્રયત્ન કરતા હતા. જ્યારે તેઓનો કોઇ પ્રયત્ન સફળ ન થયો ત્યારે તેઓએ બેગમને ભરમાવી મનઃકામનાને પાર પાડવાનું ઉચિત માન્યું. મુસલમાનોએ બેગમની પાસે જઈ કહ્યું કે, આપનો ભાઈ શેખ હુસેન દરેક રીતે યોગ્ય હોવા છતાં તેમને પ્રધાન ન બનાવતાં એક હિન્દુ કાફરને રાજ્યનો પ્રધાન બનાવવામાં આવ્યો છે તે શું ઠીક કહેવાય?

મુસલમાનની ભ્રમજાળમાં બેગમ ફસાઇ ગઈ. જ્યારે બાદશાહ રાજમહેલમાં આવ્યા

ત્યારે બેગમે સ્ત્રીચરિત્રદ્વારા બાદશાહને વચનમાં બાંધી લીધો. બાદશાહે બેગમને કહ્યું કે, તું શું ચાહે છે? જે ચાહતી હોય તે કહે, હું તે ચીજ આપવા તૈયાર છું. બેગમે જવાબમાં કહ્યું કે, તમે મારા ભાઈની ઘણીવાર પ્રશંસા કર્યા કરો છો, પરંતુ જો વાસ્તવમાં તે બુદ્ધિમાન છે તો પછી તેમને પ્રધાન ન બનાવતાં એક કાફર હિન્દુને શા માટે પ્રધાન બનાવવામાં આવ્યો છે? બાદશાહ બેગમનો આશય સમજી ગયો. બાદશાહે મનમાં વિચાર્યું કે બેગમને એ વાતની ખાત્રી કરાવી દેવી જોઇએ કે તેનો ભાઇ કેવો છે? આ પ્રમાણે વિચાર કરી બાદશાહે બેગમને કહ્યું કે, તમારૂં કહેવું બરાબર છે, મારાથી એ ભૂલ થઈ ગઇ કે, આપણા ઘરમાં જ શેખ હુસેન જેવી યોગ્ય વ્યક્તિ હોવા છતાં મેં એક હિન્દુને રાજ્યનો પ્રધાન બનાવ્યો છે! કાલે હું પ્રધાનપદ શેખહુસેનને આપવાનો પ્રબંધ કરીશ.

બાદશાહ રાજમહેલમાંથી ચાલ્યા ગયા બાદ તે ધૂર્ત્ત મુસલમાનો બેગમની પાસે આવી પૂછવા લાગ્યા કે, શું થયું? બેગમે ઉત્તર આપ્યો કે, બધું કામ પાર પડી ગયું છે. કાલે મારા ભાઈ શેખ હુસેનને પ્રધાન બનાવવામાં આવશે. આ કથન સાંભળી તે મુસલમાન પ્રસન્ન થયા અને કહેવા લાગ્યા કે, રાજ્યમાંથી હિન્દુ પ્રધાનનું એક શલ્ય તો દૂર થયું.

બીજે દિવસે બાદશાહે પ્રધાનને કહ્યું કે, તમે ઘણાં દિવસ સુધી પ્રધાનપદ ભોગવ્યું છે, તો હવે થોડા દિવસને માટે શેખ હુસેનને પ્રધાનપદ આપો. હિન્દુ વજીરે જવાબમાં કહ્યું કે, જેવી જહાંપનાહની ઇચ્છા. બાદશાહે પ્રધાનપદ શેખ હુસેનને સોંપ્યું અને હિન્દુ પ્રધાનને પૃથક્ કર્યો. બાદશાહના આ કાર્યથી મુસલમાનો પ્રસન્ન થયા, પરંતુ તેઓ એ વાતને જાણતા ન હતા કે શેખ હુસેન પ્રધાનપદને માટે યોગ્ય છે કે નહિ? બાદશાહ એ વાત સારી રીતે જાણતા હતા કે શેખ હુસેન પ્રધાનપદને શોભાવી શકે એમ નથી. તેમણે વિચાર કર્યો કે, શેખ હુસેનને મેં પ્રધાનપદ તો સોંપ્યું છે, પરંતુ આ પ્રધાન કોઈક દિવસે રાજ્યને ભયંકર હાનિ પહોંચાડશે. માટે પહેલેથી એવો ઉપાય કરવો જોઈએ કે જેથી તે પોતે જ પ્રધાનપદ છોડીને ભાગી જાય! આ પ્રમાણે વિચાર કરી બાદશાહે શેખ હુસેનને કહ્યું કે, રોમના બાદશાહની પાસે અમુક કામ છે માટે તમે ત્યાં જાઓ અને તમે એ કામને એવી રીતે કરી આવો કે જેથી મારી પ્રતિષ્ઠા વધવા પામે. શેખ હુસેને બાદશાહની આજ્ઞાને શિરોધાર્ય કરી રોમ જવાની તૈયારી કરવા માંડી.

શેખ હુસેન રોમ ગયો. પરંતુ તેણે ત્યાં એવો વ્યવહાર કર્યો કે જેથી તેનું ત્યાં અપમાન થયું. તે અપમાનિત થઈને પાછો આવ્યો. તે પોતાના મનમાં કહેવા લાગ્યો કે, હું આવી ઝંઝટમાં ક્યાંથી પડયો? હું પહેલાં તો આનંદપૂર્વક રહેતો હતો પરંતુ પ્રધાન બનવાથી તો હું વધારે મુશ્કેલીમાં પડી ગયો. શેખ હુસેન આ પ્રમાણે મનમાં તર્કવિતર્ક કરી બાદશાહની સમક્ષ આવ્યો. બાદશાહે તેમને પૂછ્યું કે, રોમ સકુશળ જઈ આવ્યા? શેખ હુસેને જવાબમાં કહ્યું કે, તમે મને ઝંઝટમાં ઠીક ફસાવ્યો. મારું ત્યાં અપમાન થયું અને તમે મને જે કામ સોંપ્યું હતું તે કામ પણ પાર ન પડયું. મારાથી તો પ્રધાનપણાનું કામ થઈ શકતું નથી. કૃપા કરી તમે આ પ્રધાનપદ પાછું લઈ લો. બાદશાહે જવાબમાં શેખ હુસેનને કહ્યું કે, તમે આ બધી વાત તમારી બેનને કહો.

બાદશાહ ચાહતો હતો કે, બેગમ આ બધી વાતોથી વાકેફ થઈ જાય અને ફરી કોઈવાર આવો પ્રપંચ ન કરે. અને આ કારણે જ બાદશાહે શેખ હુસેનને બધી વાત પોતાની બહેન પાસે જઈ કહેવાનું કહ્યું હતું. શેખ હુસેન પોતાની બેન પાસે ગયો અને કહેવા લાગ્યો કે, બેન! તમે મને આ પ્રધાનપદની લપ ક્યાંથી વળગાડી? હું પહેલાં તો આનંદપૂર્વક રહેતો હતો, પરંતુ આ પ્રધાનપદ સ્વીકાર્યા બાદ મારા દિવસો ચિંતામાં જાય છે. બેગમે કહ્યું કે, ભાઈ! તમને પ્રધાન બનાવવામાં આવ્યો તેમાં ખોટું શું થયું? પ્રધાનનો હુકમ તો બાદશાહથી પણ ઊંચો ગણવામાં આવે છે. શેખ હુસેને જવાબમાં કહ્યું કે, બેન! તમારું કહેવું બરાબર છે. પ્રધાનપદ મોટું છે એ વાત સાચી પરંતુ પ્રધાનપદને ટકાવી રાખવા માટે મારામાં યોગ્યતા તો હોવી જોઈએ? મારામાં પ્રધાનપદની યોગ્યતા નથી એટલા માટે તમે પ્રયત્ન કરી મને પ્રધાનની આ ઝંઝટમાંથી પૃથક્ કરો. બેગમે કહ્યું કે, અમુક મુલ્લાજી તથા અમુક મુસલમાનોએ તમને પ્રધાન બનાવવા માટે મને આગ્રહ કર્યો હતો. તમને પ્રધાન બનાવવા માટે તેઓએ જ મને પ્રેરિત કરી હતી, માટે તે લોકોને બોલાવી પૂછી જોઉં.

જે મુલ્લાઓ તથા મુસલમાનોએ બેગમને ભરમાવી હતી તે બધાઓને બેગમે પોતાની સમક્ષ બોલાવી પૂછ્યું કે, તમે તો મારા ભાઈને પ્રધાન બનાવવાનું કહેતા હતા, તો તેમને પ્રધાન બનાવ્યા, પણ હવે તે પ્રધાનપદે રહેવાની ના પાડે છે તો શું કરવું? તે મુસલમાનોએ જવાબ આપ્યો કે, અમે તો એ ચાહતા હતા કે, મુસલમાન રાજ્યના પ્રધાન પણ મુસલમાન જ હોવા જોઈએ અને એ કારણે અમે આપના ભાઈને પ્રધાન બનાવવાનું તમને કહ્યું હતું. હવે જો તેઓ પ્રધાનપદનું કામ કરી શકતા ન હોય તો એ વાતને જવા દો.

બાદશાહે પુનઃ હિન્દુ પ્રધાનને પ્રધાનપદ ઉપર નિયુક્ત કર્યો. બાદશાહે તે હિન્દુ પ્રધાનને કહ્યું કે, શેખ હુસેન જે કામ બગાડી આવેલ છે તે કામને તમે સુધારી આવો. બાદશાહની આજ્ઞાને શિરોધાર્ય કરી તે હિન્દુ પ્રધાન દલબલની સાથે રોમ જવા માટે રવાના થયો. રોમના બાદશાહને ખબર પડી કે, ભારતનો પ્રધાન આવ્યો છે. રોમના બાદશાહે કહ્યું કે, ભારતના પ્રધાનમાં શું વ્યક્તિત્વ છે? એક તો પહેલાં પ્રધાન આવ્યો હતો! આજે પાછો બીજો પ્રધાન આવ્યો છે તો તેને મળવું તો જોઈએ!

રોમના બાદશાહે ભારતના પ્રધાનની પરીક્ષા કરવા માટે પોતાના અગ્યાર ગુલામોને પણ પોતાના જેવો જ પહેરવેશ પહેરાવી દીધો, અને પોતે તથા તેના અગ્યાર ગુલામો એમ બારેય જણા સમાનરૂપે એવી રીતે બેસી ગયા કે બાદશાહ કોણ છે તેની કોઈને ખબર ન પડે! ભારત પ્રધાન દબદબા ભર્યો પોશાક પહેરી રોમની રાજ્યસભામાં ગયો. તે પ્રધાને રાજ્યસભામાં જઈ જે સાચો બાદશાહ હતો તેને જ તેણે સલામી ભરી. બાદશાહે પ્રધાનને પૂછ્યું કે, તમે મને બાદશાહ માનો છો તો આ બીજા લોકો કોણ છે? ભારતપ્રધાને જવાબમાં કહ્યું કે, અમારે ત્યાં ભારતમાં હોળીના અવસર ઉપર આવા અનેક બાદશાહ બનાવવામાં આવે છે. આ લોકો પણ તે પ્રકારના જ બાદશાહો છે. બાદશાહે ફરીવાર પૂછ્યું કે, એ વાત તમે કેવી રીતે જાણી કે, આ લોકો વાસ્તવમાં બાદશાહ નથી અને હું જ બાદશાહ છું. ભારત પ્રધાને જવાબ આપ્યો કે, જે વખતે હું રાજ્યસભામાં દાખલ થયો ત્યારે આ લોકો મારા દબદબાભર્યા પોશાક તરફ વક્રદષ્ટિએ જોવા લાગ્યા, પરંતુ તમે એકલા જ ગંભીર થઈને બેસી રહ્યા. આપની ગંભીરતા ઉપરથી જ હું એ જાણી શક્યો કે,

આપ જ વાસ્તવમાં બાદશાહ છો, અને બાકીના લોકો વાસ્તવમાં બાદશાહ નથી. આ સાંભળી બાદશાહ ઘણોજ પ્રસન્ન થયો અને તેની સાથે હસ્તધૂનન કરી પ્રધાનની પીઠ થાબડી યોગ્યતાનું પ્રમાણપત્ર આપ્યું. રોમના બાદશાહે ભારતી પ્રધાનને શેખ હુસેન આવ્યાની વાત કરતાં કહ્યું કે, તમારા પહેલાં જે પ્રધાન આવ્યો હતો તે તો તદ્દન અયોગ્ય હતો. ભારતીય પ્રધાને રોમના બાદશાહના મુખે શેખ હુસેનનો અવર્ણવાદ સાંભળી કહ્યું કે, જહાંપનાહ! શેખહુસેનને તો આપની પરીક્ષા કરવા માટે મોકલ્યો હતો. વાસ્તવમાં તે અયોગ્ય ન હતો. આ પ્રમાણે હિન્દી પ્રધાને પોતાની પ્રતિષ્ઠા વધારવાની સાથે શેખહુસેનની ત્યાં થએલી અપ્રતિષ્ઠાને પણ દૂર કરી.

હિન્દુ પ્રધાન રોમથી સકુશલ પાછા ફરી અકબર બાદશાહની સમક્ષ આવ્યો, અને રોમમાં વીતેલી બધી હકીકત કહી સંભળાવી. બાદશાહ આ બધી હકીકત સાંભળી ઘણોજ પ્રસન્ન થયો અને તેણે મુસલમાનોને પોતાની સમક્ષ બોલાવી કહ્યું કે, પ્રધાન હોય તો આવો જ હોવો જોઇએ. બાદશાહનું કથન સાંભળી મુસલમાનો કહેવા લાગ્યા કે હવે અમારી સમજમાં એ આવ્યું કે, આપ શ્રીમાન જે કાંઇ કરોછો તે યોગ્ય કરો છો.

આ કથા ઉપરથી સાર એ નીકળે છે કે, જ્યારે ભાવમાં સરળતા આવે છે ત્યારે કાયામાં પણ સરળતા આવે છે અને જ્યારે ભાવમાં સરળતા હોતી નથી ત્યારે કાયામાં પણ સરળતા આવતી નથી. ભાવમાં વક્રતા આવવાથી કાયામાં પણ વક્રતા આવી જાય છે. ઉપર્યુક્ત ઉદાહરણમાં આપણે જોયું કે, નકલી બાદશાહોએ પણ પોશાક તો અસલી બાદશાહ જેવો જ પહેર્યો હતો પણ તેમના ભાવ વક્ર હોવાને કારણે તેમની કાયામાં પણ વક્રતા આવી ગઇ. આથી વિરૂદ્ધ બાદશાહના ભાવમાં વક્રતા ન હતી એટલે તેમની કાયામાં પણ વક્રતા ન આવી. ભાવમાં વક્રતા છે કે સરળતા છે એ વાત તો કાયાની વક્રતા કે સરળતા ઉપરથી પણ જાણી શકાય છે. વળી ચતુર માણસ કોઇ વ્યક્તિમાં વક્રતા છે કે સરળતા એ વાત મુખાકૃતિ ઉપરથી પણ સહજ રીતે જાણી શકે છે. એટલા માટે ભાવમાં સરળતા રાખવાની સાથે સાથે કાયામાં અને ભાષામાં પણ સરળતા રાખવી આવશ્યક છે. જો કોઇ માણસ કાયામાં વક્રતા રાખીને એમ કહે કે, મારા ભાવ સરળ છે તો તે માણસનું એવું કથન ખોટું છે.

ભગવાને સરળતાનું જે ફળ બતાવ્યું છે તે દષ્ટિમાં રાખીને પ્રત્યેક કામમાં સરળતા રાખવી જોઈએ. ગૌતમ સ્વામીએ ભગવાનને સરળતા વિષે પ્રશ્ન પૂછી આત્મ-કલ્યાણ કરવાનો સરળ માર્ગ બતાવ્યો છે. સરળતા રાખવી એ આત્મ-કલ્યાણ સાધવાનો સરળ માર્ગ છે. સરળ બનો, કપટ ન રાખો, આ સીધા સાદા વાક્યમાં ઘણો ભાવાર્થ રહેલો છે. કપટભાવ રાખવાથી પરમાત્મા પ્રસન્ન થતા નથી તેમ આત્મકલ્યાણ પણ સાધી શકાતું નથી. ભગવાને તો સ્પષ્ટરૂપે કહી દીધું છે કે, જે સરળતા રાખે છે તે પોતાનું તથા બીજાનું કલ્યાણ સાધી શકે છે, અને જે કપટભાવ રાખે છે તે પોતાનું અકલ્યાણ કરવાની સાથે બીજાનું પણ અકલ્યાણ કરે છે. ધર્મની આરાધના અવિસંવાદપણાથી જ થાય છે અને અવિસંવાદપણું સરળતાદ્વારા જ પ્રાપ્ત થાય છે. કપટદ્વારા જીવનમાં અવિસંવાદપણું પ્રગટ થતું નથી. એટલા માટે કપટભાવને દૂર કરી સરળતાપૂર્વક પરમાત્માની પ્રાર્થના કરો તો જીવનમાં અવશ્ય અવિસંવાદપણું પ્રગટ કરી શકશો અને પરિણામે ધર્મનું આરાધન કરી આત્મકલ્યાણ

પણ સાધી શકશો. સરળતાપૂર્વક કરવામાં આવેલી પરમાત્માની પ્રાર્થના કેવી સાર્થક તથા સફળ નીવડે છે એ વિષે એક કવિ કહે છે કે:—

અજિત જિન તારજો રે, તારજો દીનદયાળ. અજિત૦
જે જે કારણ જેહનો રે, સામગ્રી સંયોગ;
મલતા કારજ નીપજે રે, કર્ત્તા તણો પ્રયોગ. અજિત૦
કાર્ય સિદ્ધ કરતા થઈએ રે, લે કારણ સંયોગ;
નિજ પદ અર્થી પ્રભુ મળ્યા રે, હોય નિમંતય લોગ. અજિત૦

આ પ્રાર્થનામાં ભક્તજનો કહે છે કે, હે પ્રભો ! તારા સિવાય બીજો કોઈ તારક નથી. પરંતુ અજિત જિન ભગવાન ત્યારે જ તારે છે કે જ્યારે જીવનમાં સરળતા આવે છે. જો જીવનમાં સરળતા ન હોય, પણ કપટભાવ હોય તો એ દશામાં પરમાત્મા કેવી રીતે તારી શકે ? જીવનને તારવું કે ડુબાડવું એ તો પોતાના જ હાથમાં છે. પારસ અને લોઢાની વચ્ચે એક કાગળ જેટલું પાતળું પણ અંતર રહી જાય તો પારસ એ લોઢાને સોનું કેવી રીતે બનાવી શકે ? કોઇ પ્રકારનું અંતર રહેવાને કારણે જો પારસ લોઢાને સોનું બનાવી ન શકે તો એમાં પારસનો શો દોષ ? આજ પ્રમાણે જ્યાં સુધી આત્મા અને પરમાત્માની વચ્ચે કપટનું અંતર રહે છે, ત્યાંસુધી આત્મા પરમાત્મા કેવી રીતે બની શકે ? અને અજિતનાથ ભગવાન આત્માને કેવી રીતે તારી શકે ? આપણને જ્યારે મુક્તિ પામવાના સાધન તરીકે આ માનવજીવનનો સુયોગ સાંપડયો છે, તો આ અવસ્થામાં પણ જો આપણે આત્માનું કલ્યાણ નહિ કરીએ તો પછી કયારે કલ્યાણ સાધીશું ? આપણને અનન્ત ભવો બાદ એવી સામગ્રી પ્રાપ્ત થઇ છે કે, જેને કારણે આપણે પરમાત્માની સમીપ આવી શકયા છીએ. આપણને આ માનવ-શરીર એટલા જ માટે મળ્યું છે કે, આપણે આત્મા અને પરમાત્મા વચ્ચેનું અંતર દૂર કરીએ. જે વસ્તુ જે કામ માટે ઉપયુક્ત હોય તે વસ્તુનો તે કામમાં જ ઉપયોગ કરવો એમાં જ બુદ્ધિમત્તા છે. અને જે કાર્યનું જે કારણ હોય તે કારણદ્વારા તે જ કાર્ય થઇ શકે, બીજું કાર્ય થઇ શકે નહિ. જો બીજું કાર્ય કરવાનો પ્રયત્ન કરવામાં આવે તો તે વસ્તુનો દુરુપયોગ છે. ઘડો બનાવવાનો હોય ત્યારે માટી જ લેવી પડે છે અને કપડું બનાવવાનું હોય ત્યારે સૂતર જ લેવું પડે છે. જો આ ચીજથી કોઈ બીજી વિપરીત ચીજ લેવામાં આવે અર્થાત્ કપડું બનાવવા માટે માટી અને ઘડો બનાવવા માટે સૂતર લેવામાં આવે તો કાર્યસિદ્ધિ થઇ શકતી નથી. આજ પ્રમાણે જ્યારે આત્માનું કલ્યાણ કરવાનું કાર્ય હોય ત્યારે આત્મકલ્યાણસાધક સરળતાને અપનાવવી જોઈએ, અને પુદ્ગલોથી નિસ્પૃહ રહેવું જોઇએ, તેમજ કપટભાવ રાખવો ન જોઈએ. આથી વિરૂદ્ધ જો મનમાં એવી ભાવના ઉદ્ભવે કે, હું સુંદર કેવી રીતે લાગું, હું ધનિક કેવી રીતે બનું અને આવા પ્રકારની બીજી કોઈ સાંસારિક ભાવના ભાવવામાં આવે અને આ ભાવનાની પૂર્તિ માટે કપટનો આશ્રય લેવામાં આવે તો એ દશામાં તેને પુદ્ગલાનંદી તો જરૂર કહી શકાય, પણ તેને આત્મકલ્યાણસાધક કહી ન શકાય. આવો લોલુપી જીવ સમકિત પણ પ્રાપ્ત કરી શકતો નથી તો પછી આત્માનું કલ્યાણ તો કેવી રીતે કરી શકે ? એટલા માટે જે કાર્યનું જે કારણ હોય તે કાર્યને માટે તે જ કારણને અપનાવવું જોઇએ.

આત્મ કલ્યાણ સાધવા માટે જે કારણોની આવશ્યકતા છે તે કારણો આપણને કોઈ શુભ કરણીને કારણે સદ્ભાગ્યથી પ્રાપ્ત થએલાં છે. માટે પરમાત્મા સાથે સંબંધ જોડવાનું જે સાધન આપણને પ્રાપ્ત થએલ છે તે સાધનદ્વારા આત્મકલ્યાણ સાધી લેવું જોઇએ. આત્મ-કલ્યાણનો સરળ માર્ગ સરળતા ધારણ કરો, કપટનો ત્યાગ કરો એ છે.

મોક્ષનો માર્ગ સરલાતિસરલ કરી જનસમાજને સમજાવવા માટે શાસ્ત્રકારોએ અનેક ઉદાહરણો આપ્યાં છે. એ ઉદાહરણોમાંથી એક ઉદાહરણ તમારી સમક્ષ આજે ઉપસ્થિત કરૂં છું. એ ઉદાહરણદ્વારા તમને એ વાત જણાશે કે, કપટદ્વારા પરમાત્માની સમીપ જઈ શકાતું નથી, પરંતુ સરળતાદ્વારા જ પરમાત્માનો સાક્ષાત્કાર થઈ શકે છે. આ વાતને વિશેષ સ્પષ્ટ કરવા માટે આજે સતી અંજનાની ચરિત્રકથાનો પ્રારંભ કરવામાં આવે છે. સતી અંજનાનું ચરિત્ર સરળતાનું મહત્ત્વ બતાવવા માટે જ વર્ણવવામાં આવે છેઃ—

## સતી અંજના ચરિત્ર—૧

પ્રાચીન સમયમાં આ જ ભવ્ય ભારતવર્ષમાં મહેન્દ્રપુર નામની એક નગરી હતી. ત્યાં મહેન્દ્ર નામનો રાજા રાજ્ય કરતો હતો. તેની પત્નીનું નામ મનોવેગા હતું. મહેન્દ્રને ત્યાં કેટલાંક પુત્રો થયા બાદ એક કન્યાનો જન્મ થયો. માતા-પિતાએ કન્યારત્નનો જન્મ થવાથી આનંદોત્સવ ઉજવ્યો અને તે કન્યાનું નામ અંજના રાખ્યું. અંજના વિકારભરી દૃષ્ટિવાળાઓને પણ સુધારનારી હતી. વિકૃત દૃષ્ટિવાળાઓની આંખોમાં સદાચાર રૂપી અંજન આંજનારી અંજના હતી; અર્થાત્ તે પરમાત્માનું સ્વરૂપ જાણનારી હતી, અને સાથે સાથે તે સુંદરી પણ હતી. અંજના માતા-પિતા-ભાઈ આદિ સર્વેને પ્રિય હતી. અંજના જેવી રૂપવતી હતી તેવીજ ગુણવતી પણ હતી.

સંસારમાં સોનાની સાથે સુગંધ એક સ્થાને જોવામાં આવતા નથી. જો સોનામાં સુગંધ મળે તો લોકો સુગંધ ન લેતાં સોનાને જ લે. આજ પ્રમાણે સંસારમાં ગુણ અને રૂપ એ બન્નેનું એક સ્થાને મળવું પણ મુશ્કેલ માનવામાં આવે છે. જ્યાં રૂપ હોય છે ત્યાં ગુણ ઓછાં જોવામાં આવે છે અને જ્યાં ગુણ હોય છે ત્યાં રૂપ ઓછું જોવામાં આવે છે. પરંતુ અંજનામાં રૂપની સાથે ગુણ પણ હતાં અને આ પ્રમાણે અંજનાએ સોનામાં સુગંધ એ કહેવત ચરિતાર્થ કરી હતી.

મહેન્દ્ર રાજા અંજનાને જોઇને પ્રસન્ન થતો અને મનમાં વિચારતો કે આ કન્યા મારા કુલની પ્રતિષ્ઠા વધારશે. અંજનાને સુયોગ્ય બનાવવા માટે મહેન્દ્ર રાજાએ શિક્ષાદિ આપવાનો ઉચિત પ્રબંધ કર્યો.

શું આજના માત-પિતાઓ પોતાની કન્યાને કન્યોચિત શિક્ષા આપવા તરફ ધ્યાન આપે છે? આજે કન્યા પ્રતિ લાડ-પ્યાર બતાવવામાં આવે છે પરંતુ કન્યોચિત શિક્ષા અપાવવા તરફ બહુ જ ઓછું ધ્યાન આપવામાં આવે છે.

અંજના ભણીગણી હોશિયાર બની. કુમારાવસ્થામાં અંજનાએ વિદ્યાનું ઉપાર્જન કર્યું. હવે તે વિવાહયોગ્ય થઈ. કન્યાને વિવાહયોગ્ય થએલી જોઇ માતાપિતાને કન્યાનો વિવાહ કરાવી આપવા વિષે ચિન્તા થાય એ સ્વાભાવિક છે. રાજા મહેન્દ્રે પણ અંજનાને

વિવાહયોગ્ય થએલી જોઇ વિચાર કર્યો કે, " જો કે અંજનાને યોગ્ય જ વર પ્રાપ્ત થશે પરંતુ આ વિષે મારે પ્રજાની પણ સમ્મતિ લેવી જોઇએ અને પ્રજાને પણ એ વાતની જાણ કરી દેવી જોઇએ કે, કન્યાનો વિવાહ કયારે કરવો ઉચિત છે ? તથા કન્યાનો વિવાહ કેવા વર સાથે કરવો જોઇએ ? હું બાળલગ્નનો વિરોધી છું, એટલા માટે પ્રજાની સમક્ષ મારી કન્યાનું જ આદર્શ ઉદાહરણ મૂકી એ વાત મારે સ્પષ્ટરૂપે સમજાવી દેવી જોઇએ કે બાળલગ્નનો હું વિરોધ કરૂં છું, અને સાથે સાથે કન્યાને પ્રજાની સમક્ષ બોલાવીને એ મારે બતાવી દેવું જોઈએ કે, હવે કન્યા વિવાહયોગ્ય થઈ છે. વળી કન્યા કેવા વરને આપવી જોઈએ તેની સમ્મતિ પણ પ્રજા પાસેથી મારે લઈ લેવી જોઇએ.

રાજા મહેન્દ્રે આ પ્રમાણે વિચાર કરી રાણીને કહ્યું કે, કાલે કન્યાને તૈયાર કરી રાજસભામાં મોકલશો. રાજા મહેન્દ્રનું આ કામ ઉચિત હતું કે અનુચિત ? શું તેણે પોતાની કન્યાનો વિવાહ કરવા માટે પણ પ્રજાની સમ્મતિ લેવી જોઇતી હતી ? જે માણસ પોતાની કન્યાના વિવાહ માટે પણ પ્રજા પાસેથી સમ્મતિ લે છે તે બીજાં કામો માટે પ્રજાની સમ્મતિ લે એ સ્વાભાવિક છે. પરંતુ આજે તો રાજાઓ એમ સમજે છે કે, અમે પ્રજાનું શોષણ કરનારા છીએ. અમારે કોઇ કામ કરવા માટે પ્રજાની સમ્મતિ લેવાની શી આવશ્યકતા છે ? તેઓ એમ વિચાર કરતા નથી કે, અમે આજે તો પ્રજાનું શોષણ કરીએ છીએ પરંતુ જ્યારે શોષણ કરવા માટે કાંઇ બાકી નહિ રહે ત્યારે અમે શું કરશું ? સતી અંજનાના આ ચરિત્ર ઉપરથી એ પણ બોધ મળે છે કે, રાજા અને પ્રજા વચ્ચે કેવો સંબંધ હોવો જોઇએ !

હવે અંજના રાજસભામાં કેવી રીતે જાય છે અને ત્યાં શું થાય છે તે વિષે હવે પછી યથાવસરે વિચાર કરવામાં આવશે.

## વ્યાખ્યાનઃ સંવત્ ૧૯૯૬ શ્રાવણ શુદ ૧૨ શનિવાર

### પ્રાર્થના

**શ્રી અભિનન્દન દુઃખનિકંદન, વંદન પૂજન જોગજી;**
**આશા પૂરો ચિંતા ચૂરો, આપો સુખ આરોગજી.**
**'સંબર' રાય 'સિદ્ધારથા' રાણી, તેહનો આતમજાતજી;**
**પ્રાણ પિયારો સાહબ સાચો, તુંહી માત ને તાતજી. શ્રી૦ ॥ ૧ ॥**

—વિનયચંદ્રજી કુંભટકૃત ચોવીસી.

શ્રી અભિનંદનનાથ ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

આ પ્રાર્થનામાં દુઃખમાંથી મુક્ત થવાનો માર્ગ બતાવવામાં આવ્યો છે. સંસારમાં બધાં જીવોને દુઃખનો ભય રહે છે. જે દુઃખનો હમેશાં ભય રહ્યા કરે છે તે દુઃખને નષ્ટ કરવા

કોણ ચાહતું નથી ? સ્વર્ગ, મર્ત્ય તથા પાતાલના બધાં જીવો પોતાનું દુઃખ દૂર કરવા ચાહે છે. શાસ્ત્રમાં પણ કહ્યું છે કે, सव्वे जीवा वि इच्छंति जीविउं न मरिज्जिउं-અર્થાત્ સંસારનાં બધાં જીવો જીવિત રહેવા ચાહે છે, કોઇ મરવા ચાહતું નથી.

જે દુઃખોથી બધા જીવો મુક્ત થવા ચાહે છે તે દુઃખ પ્રધાનતઃ ત્રણ પ્રકારનાં છે. કાયિક દુઃખ, વાચિક દુઃખ તથા માનસિક દુઃખ. આ ત્રિવિધ તાપથી બધા જીવો સંતપ્ત છે. બીજા ગ્રન્થોમાં આ ત્રિવિધ દુઃખને આધિભૌતિક, આધિદૈવિક તથા આધ્યાત્મિક દુઃખ તરીકે પણ વર્ણવવામાં આવેલ છે. આ ત્રણ પ્રકારના દુઃખથી પ્રત્યેક જીવ મુક્ત થવા ચાહે છે. પરંતુ આ દુઃખમાંથી મુક્ત થવાનો ઉપાય શો છે ? ભક્તજનો ઉપાય બતાવતાં કહે છે કે, ભગવાનની વંદનાપૂજા કરવાથી બધાં દુઃખો મટી જાય છે અને સમસ્ત ચિંતામાંથી મુક્ત થઈ સુખશાન્તિ પ્રાપ્ત થાય છે. પરંતુ ભગવાનને વંદન-પૂજન કેવી રીતે કરવું એ વિષે મતભિન્નતા છે. કેટલાક લોકો કહે છે કે, ભગવાનને ફુલ આદિ ચડાવી વંદના-પૂજના કરવી જોઇએ, ત્યારે આથી વિપરીત કેટલાક લોકો એમ કહે છે કે, ફુલ આદિના અર્ઘ્યદ્વારા ભગવાનની સાચી પૂજા થઇ શકે નહિ. અને તેથી ફુલ આદિનું અર્ઘ્ય ચડાવી ભગવાનની પૂજા કરી દુઃખમુક્ત થવાની આશા રાખવી એ વાત ભૂલભરેલી છે. આ વિષે કહેવામાં પણ આવ્યું છે કેઃ—

પુષ્પ પાખડી જ્યાં દુઃભાય, ત્યાં નહિ જિનવરની આજ્ઞા ય.

અર્થાત્—જ્યાં એક ફુલની પાંખડી પણ દુઃભાય ત્યાં ભગવાનની આજ્ઞા નથી. આ પ્રમાણે ભગવાનની પૂજા ફુલ આદિના અર્ઘ્યદ્વારા નહિ, પણ દયાભાવથી જ ભગવાનની સાચી પૂજા થઇ શકે છે. બધાં પ્રાણીઓ પ્રત્યે દયા રાખવી એ જ ભગવાનની સાચી પૂજા છે. કોઈપણ નાના-મોટા પ્રાણીને કષ્ટ આપવું એ ભગવાનની પૂજા નથી.

સંસારસ્થિત દરેક પ્રાણી જીવિત જ રહેવા ચાહે છે. મરવા કોઈ ચાહતું નથી. કોઈ કવિએ આ વિષે કહ્યું પણ છે કેઃ—

"ચાહત જીવ સબૈ જગજીવન, દેહ સમાન નહીં કુછ પ્યારો;
સંયમવન્ત મુનીશ્વર કો, ઉપસર્ગ હુએ તન નાશનહારો.
તો ચિન્તે હમ આતમરામ, અખંડ અબાધિત જ્ઞાન ભંડારો;
દેહ વિનાશક સો હમ તો નહીં, શુદ્ધ ચિદાનંદ રૂપ હમારો."

આ પ્રમાણે સંયમી સાધુપુરુષો સિવાય મૃત્યુથી બધા લોકો ડરે છે. જે કોઈ જીવન ધારણ કરે છે તે એક દિવસે મરવાનું તો છે જ. મોત ન આવે એમ સૌ કોઈ ચાહે છે છતાં મોત અનિવાર્યરૂપે આવે જ છે. જો મૃત્યુની ઇચ્છા કરવામાં આવતી નથી તો મૃત્યુ શા માટે આવે છે ? અને મૃત્યુનું દુઃખ સૌથી વધારે દુઃખદ શા માટે જણાય છે ? એ વાતનો જો ઊંડો વિચાર કરવામાં આવે તો જણાશે કે, મૃત્યુનું દુઃખ પોતાની ભૂલને કારણે જ સહેવું પડે છે. આત્મા તો અમર છે. આત્મા કોઈ દિવસ મરતો નથી. જીવાસ્તિકાયનું સ્વરૂપ બતાવતાં કહેવામાં આવ્યું છે કે, જીવ દ્રવ્યથી અરૂપી છે, ક્ષેત્રથી અસંખ્ય પ્રદેશી છે અને કાળથી આદિ અન્ત રહિત છે. જીવની આદિ પણ નથી તેમ તેનો અંત પણ નથી. જેની આદિ હોય છે તેનો અંત પણ હોય છે. પરંતુ જીવની તો આદિ જ નથી એટલા માટે

તેનો અંત પણ કેવી રીતે હોઇ શકે? આમ હોવા છતાં જીવાત્માને જન્મ-મરણનું દુ:ખ ભોગવવું પડે છે તેનું કારણ પોતાની ભ્રાન્તિ તેમજ અજ્ઞાનતા જ છે. જીવ જન્મે છે તથા મરે છે એવી પોતાની ભ્રાન્તિ જો દૂર કરવામાં આવે તો જન્મ-મરણનું દુ:ખ જ પેદા ન થાય. આત્મા તો અજર-અમર છે. આત્મા કેવળ પોતાની પર્યાય બદલે છે. પર્યાય બદલવાથી કાંઈ દ્રવ્ય બદલી જતું નથી. આવું સાચું જ્ઞાન જો આત્માને પ્રગટે તો એ દશામાં આત્માને મૃત્યુનું દુ:ખ પેદા ન થાય. આત્મામાં ભ્રાન્તિ હોવાને કારણે જ આત્મા દુ:ખ પામી રહ્યો છે. આ ભ્રાન્તિને દૂર કરવા માટે જો આત્મા ભગવાન અભિનંદનને વંદન તથા પૂજન કરે તો એ દશામાં આત્મા દુ:ખમુક્ત થઈ શકે.

પોતાનાં દુ:ખો દૂર કરવા માટે, ભગવાન અભિનંદનની પૂજા કરવા પહેલાં, આપણે એ વાતનો સર્વપ્રથમ નિર્ણય કરી લેવો જોઇએ કે, આપણે પરમાત્માદ્વારા કયાં દુ:ખોને દૂર કરવા ચાહિએ છીએ? પ્રત્યેક વ્યક્તિ પોતે જે દુ:ખ દૂર કરી ન શકે તે દુ:ખ બીજાઓ દ્વારા દૂર કરાવવાનો પ્રયત્ન કરે છે. જે દુ:ખ તમે પોતે દૂર કરી શકતા નથી તે દુ:ખ દૂર કરવા માટે તમે સરકારના શરણે જાઓ છો, પરંતુ જે દુ:ખ તમે પોતે દૂર કરી શકો છો તે દુ:ખ દૂર કરવા માટે તમે સરકારના શરણે જતા નથી. આ જ પ્રમાણે જે દુ:ખ તમે દૂર કરી ન શકો તે જ દુ:ખને દૂર કરવા માટે તમારે પરમાત્માના શરણે જવું જોઈએ અને પરમાત્માનું વંદન-પૂજન કરવું જોઈએ. આપણને સંસારમાં જન્મવા-મરવાનું જે દુ:ખ ભોગવવું પડે છે તે દુ:ખ એવું છે કે તે દુ:ખને આપણે દૂર કરી શકતા નથી અને એટલા જ માટે જન્મ-મરણના દુ:ખને પરમાત્માના શરણે જઈ દૂર કરવું જોઇએ. આથી વિપરીત જો પરમાત્માના શરણે સંસારની કોઈ વસ્તુ પ્રાપ્ત કરવા માટે ગયા, તો જન્મ-મરણનું દુ:ખ દૂર થવાને બદલે ઊલટું વધવા પામે છે. સંસારમાં એક એકથી ચડિયાતી વસ્તુઓ છે. વસ્તુની પ્રાપ્તિ થવાથી જન્મ-મરણનું દુ:ખ પણ મટતું નથી અને તૃષ્ણા પણ શાન્ત થતી નથી. સાંસારિક વસ્તુની તૃષ્ણાથી ઊલટું વિશેષ દુ:ખ વધવા પામે છે. એટલા માટે પરમાત્માના શરણે સાંસારિક વસ્તુની પ્રાપ્તિ માટે નહિ પણ આત્મામાં જે ભ્રાન્તિ રહેલી છે અને જે ભ્રાન્તિને કારણે જન્મ-મરણનું દુ:ખ પેદા થવા પામ્યું છે તે ભ્રાન્તિને દૂર કરવા માટે જ જવું જોઈએ.

દુ:ખનું મૂળ કારણ અજ્ઞાન છે. અજ્ઞાનને કારણે જ આત્મા ભવભ્રમણ કર્યા કરે છે. સંસાર સાગરમાં ગોથાં ખાતાં જીવોને માટે ધર્મ એ નૌકા સમાન છે. ધર્મનૌકા દ્વારા આત્મા સંસારસાગરને કેવી રીતે પાર કરી શકે છે એ વાત હવે શાસ્ત્રદ્વારા સમજાવું છું:-

## સમ્યક્ત્વ પરાક્રમ-બોલ ૪૯ મો

શાસ્ત્રકારોએ સંસાર-સાગરને પાર કરવા માટે ધર્મનૌકામાં બેસવાનું જગજ્જીવોને આહ્‌વાન કર્યું છે. ધર્મનો અર્થ જ ધારણ કરનાર છે અર્થાત્ પતિતોનો ઉદ્ધાર કરે, ડૂબતાઓને તારે તેનું જ નામ ધર્મ છે. આ ધર્મ દશ પ્રકારનો છે. ક્ષમા આદિ ધર્મના દશ પ્રકાર છે. ક્ષમા રાખવી, નિર્લોભતા રાખવી, સરળતા રાખવી આદિ આત્મોન્નતિનાં માર્ગો છે. ક્ષમા,

નિર્લોભતા, સરળતા આદિ ગુણોને ધારણ કરવાથી આત્માને શો લાભ થાય છે એ વિષે આગળ વિચાર કરવામાં આવેલ છે. જે આત્મા વિનમ્ર હોય છે તે જ વાસ્તવમાં સરળ બની શકે છે. એટલા માટે હવે માર્દવતા અર્થાત્ વિનમ્રતા ગુણ વિષે અત્રે વિચાર કરવામાં આવે છે. માર્દવતા શું છે? અને તે દ્વારા જીવાત્માને શો લાભ થાય છે? એ વિષે ગૌતમ-સ્વામી મહાવીર ભગવાનને પ્રશ્ન પૂછે છે કે:—

## બોલ ઓગણુપચાસમો

**(૪૯) मद्दवयाए णं भंते ! जीवे किं जणयइ ?**

અર્થાત્—હે ભગવાન ! મૃદુતા ( નિરભિમાનતા—નમ્રતા )થી જીવાત્માને શો લાભ થાય છે? આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને ફરમાવ્યું કે:—

**मद्दवयाए अणुस्सियत्तं जणयइ, अणुस्सियत्तेण जीवे मिउमद्दवसंपन्ने अट्ठमयट्ठाणाइं निट्ठावेइ ॥ ४९ ॥**

અર્થાત્—મૃદતાથી જીવાત્મા અભિમાનરહિત થાય છે અને નિરભિમાની બનવાને કારણે કોમળ મૃદુતાને પ્રાપ્ત કરી આઠ પ્રકારના મદરૂપ શત્રુનો સંહાર કરી શકે છે.

માર્દવતા અર્થાત્ વિનમ્રતા બધાં ગુણોની આધારભૂમિકા છે. આધાર વિના આધેય ટકી શકતું નથી. જે પ્રમાણે વૃક્ષ આદિને માટે પૃથ્વી આધારભૂત છે અર્થાત્ પૃથ્વીના આધાર વિના વૃક્ષ આદિ સ્થિર રહી શકે નહિ તેજ પ્રમાણે બધાં ગુણોની આધારભૂમિકા માર્દવતા અર્થાત્ વિનયશીલતા છે. વિનયશીલતા વિના કોઈ પણ ગુણ ટકી શકતાં નથી. અને એટલા જ માટે આર્જવતા બાદ માર્દવતાનો પ્રશ્ન કરી એ બતાવવામાં આવ્યું છે કે, આર્જવતા ગુણની સાથે સાથે માર્દવતા ગુણને પણ પ્રાપ્ત કરવો જોઇએ.

માર્દવતા ગુણને ધારણ કરવો એ તો લાભદાયક છે જ, પરંતુ માર્દવતાને ધારણ કરવાથી જીવાત્માને શો લાભ થાય છે એ વિષે વિચાર કરવો આવશ્યક છે.

દ્રવ્ય અને ભાવથી નમ્રતા ધારણ કરવી તેનું નામ માર્દવતા અર્થાત વિનયશીલતા—નિરભિમાનતા છે. શરીર આદિ દ્રવ્યમાં પણ નમ્રતા હોવી જોઇએ અને ભાવમાં પણ નમ્રતા હોવી જોઈએ. જ્યાં નમનભાવ હોય છે ત્યાં જ બધાં ગુણો ટકી શકે છે. જેમનામાં નમ્રતા હોય છે તે જ વિનયશીલ વ્યક્તિ બીજાં ગુણોને પણ પ્રાપ્ત કરી શકે છે. કહેવત પણ છે કે, જે નમે છે તે પરમાત્માને ગમે છે. મિષ્ટ ફળ પણ તે જ વૃક્ષમાં આવે છે કે જે વૃક્ષમાં નમ્રતા હોય છે. આથી વિરુદ્ધ જે વૃક્ષમાં નમ્રતા હોતી નથી તે વૃક્ષનાં ફળ પણ મિષ્ટ તેમજ સારાં હોતાં નથી. આમ્રવૃક્ષ કેરીઓ આવવાને કારણે નીચે નમી જાય છે અને એટલા જ કારણે આંબાની કેરીઓ મીઠી હોય છે; પરંતુ એરંડાનું વૃક્ષ અક્કડ ઊભું રહે છે એટલા માટે તેનાં ફળ પણ તેવાંજ આવે છે. તમને પણ નમનભાવ પસંદ છે. અનમ્રતા તમને પણ પસંદ નથી. આંબાની મીઠી કેરીઓ તો તમે આનંદપૂર્વક ખાઈ જશો, પરંતુ જો તમને એરંડાનું ફળ કોઈ ખાવા આપે તો શું તમે એરંડાનાં ફળ ખાશો ખરા! જ્યાં કોમળતા હોય છે ત્યાં જ નમનભાવ હોય છે, અને જ્યાં નમનભાવ હોય છે ત્યાં વિનય પણ હોય છે. વિનયભાવ બધાં ગુણોને પોતાની તરફ ખેંચી લાવે છે. સદ્ગુણોને પોતાની તરફ ખેંચી આણવાની આકર્ષણ શક્તિ વિનયભાવમાં રહેલી છે.

જે વ્યક્તિમાં વિનય ભાવ છે તે વ્યક્તિ વિષે ભગવાન કહે છે કે, વિનયશીલ વ્યક્તિમાં આઠ પ્રકારનાં મદોમાંથી એક પણ મદ રહેવા પામતો નથી.

મદનાં આઠ સ્થાનો છે. જાતિમદ, કુળમદ, બળમદ, રૂપમદ, તપમદ, જ્ઞાનમદ, લાભમદ અને ઐશ્વર્યમદ. આ આઠ પ્રકારનાં મદોનો વિનયશીલ વ્યક્તિ જ ત્યાગ કરી શકે છે; કારણ કે જીવનમાં નમ્રતા આવ્યા વિના મદોનો ત્યાગ કરવો શક્ય નથી.

સંસારમાં પ્રાયઃ જોવામાં આવે છે કે, લોકો સામાન્ય વાતમાં પણ અભિમાન કરવા લાગી જાય છે. લોકો નવાં બૂટ પહેરી એવું અભિમાન કરવા લાગી જાય છે માનો તેઓ અભિમાનથી ફુલ્યા સમાતા નથી. વળી નવાં બૂટ પહેરવાની સાથે સુંદર નવાં કપડાં પહેર્યા હોય ત્યારે તો તેમના અભિમાનની સીમા રહેતી નથી. આવી દશામાં જે ઉચ્ચ જાતિ તથા ઉચ્ચ કુળમાં પેદા થયો હોય અને વધારામાં ધનસત્તા, વૈભવ તથા પ્રભુતા પ્રાપ્ત થયેલ હોય તો પછી તેના અભિમાનની વાત જ શી પૂછવી ? પણ કોઇનું અભિમાન ટકી શકતું નથી. અભિમાન સદા સર્વદા હાનિ જ કરે છે. જ્યારે રાજા રાવણનું અભિમાન પણ ન રહ્યું તો પછી સામાન્ય માણસનું અભિમાન ટકી ન શકે તો તેમાં આશ્ચર્ય શું છે ? અભિમાન અર્થાત્ મદ એકાન્ત રૂપે હાનિપ્રદ છે અને એટલા જ માટે અભિમાનને મદ તરીકે ઓળખવવામાં આવે છે. મદ્ય અને દૂધમાં કેટલું બધું અંતર છે? સરકારે મદ અથવા મદ્યનો તો નિષેધ કર્યો છે પરંતુ દૂધનો ક્યાંય પણ નિષેધ કરવામાં આવ્યો હોય એવું સાંભળવામાં આવ્યું છે ? મદ્યથી હાનિ થાય છે અને દૂધથી લાભ થાય છે. તમે લોકો શરાબને જ મદ્ય માનો છો પરંતુ ગ્રન્થકારોએ મદની વ્યાખ્યા કરતાં કહ્યું છે કે :—

**बुद्धिं लुम्पति यद् द्रव्यं मदकारी तदुच्यते ।**

અર્થાત્ – જે પદાર્થના સેવનથી બુદ્ધિ વિકૃત થાય છે તે બધાં પદાર્થો મદકારી છે. અભિમાન કરવું એ પણ એક પ્રકારનો મદ છે કારણ કે અભિમાનથી પણ બુદ્ધિ વિકૃત થાય છે.

લોકોને જાતિ તથા કુલ વગેરેનો પણ મદ પેદા થાય છે. પણ શાસ્ત્રકાર કહે છે કે જાતિ, કુળ વગેરેનો અહંકાર પણ એક પ્રકારનો મદ જ કહેવાય છે. સુજ્ઞપુરુષોનું કથન છે કે, જેઓ જાતિસંપન્ન કે કુળસંપન્ન હોય તેમણે તો નમ્ર તથા નિરભિમાની રહેવું જોઇએ. જે ઉચ્ચ જાતિવંત કે ઉચ્ચ કુલીન હશે તે તો વિનમ્ર જ રહેશે, અભિમાન નહિ કરે. આથી વિપરીત જે વ્યક્તિને જાતિ કે કુળને માટે અભિમાન હોય તેને માટે એમ સમજવું જોઈએ કે, તેની જાતિ કે કુળમાં કાંઇક અંતર હશે ! ગૌતમ સ્વામી માટે શાસ્ત્રમાં એમ કહેવામાં આવ્યું છે કે તેઓ જાતિસંપન્ન તથા કુળસંપન્ન હતા. માતૃવંશને જાતિ તથા પિતૃવંશને કુળ કહેવામાં આવે છે. જાતિ કે કુળ ઉચ્ચ હોવું એ તો પુણ્યનું કારણ છે, તો પછી જાતિ કે કુળને કારણે અભિમાન શા માટે કરવું જોઇએ ? જાતિમદ, કુળમદ અથવા કોઈ પણ પ્રકારનો મદ કરવો એ એક પ્રકારનું અભિમાન જ છે અને અભિમાન કરવું એ પાપનું મૂળ કારણ છે. કવિ તુલસીદાસજીએ પણ 'પાપ મૂળ અભિમાન' એમ કહી અભિમાનને ત્યાજ્ય ગણાવેલ છે.

કહેવાનો આશય એ છે કે, જીવનમાં માર્દવગુણ પ્રગટ થવાથી જાતિ કે કુળ આદિનું પણ અભિમાન રહેવા પામતું નથી. આત્મામાં કોમળતા આવવાથી અનેક ગુણો પ્રગટ થાય

છે. આત્મામાં એક કોમળતા તો સ્વભાવતઃ પેદા થાય છે અને બીજી કોમળતા પ્રયત્ન દ્વારા પેદા થાય છે. જો પ્રયત્ન દ્વારા આત્મામાં કોમળતા પ્રગટ થતી ન હોત તો પછી શાસ્ત્રકારો આત્માને દયા દ્વારા કોમળ બનાવવાનો ઉપદેશ શા માટે આપત ? માર્દવ ગુણ પ્રયત્ન દ્વારા પણ પ્રગટ થઈ શકે છે અને એટલા જ માટે ગૌતમ સ્વામીએ ભગવાનને પ્રશ્ન પૂછયો છે કે, માર્દવ ગુણ પ્રગટાવવાથી જીવાત્માને શો લાભ થાય છે ? આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને ફરમાવ્યું કે, માર્દવ ગુણ પ્રગટાવવાથી દરેક પ્રકારના અહંકારનો નાશ થાય છે, અર્થાત્ આઠ પ્રકારનાં મદમાંથી કોઈ પણ મદ રહેવા પામતો નથી.

જે વ્યક્તિમાં અહંકાર કે અભિમાન હોય છે તે વ્યક્તિ બીજાને હલકા ગણે છે; પણ વાસ્તવમાં કોણ મોટા છે અને કોણ નાના છે એ વિષે પૂજ્યશ્રી ઉદયસાગરજી મહારાજ એક ઉદાહરણ આપ્યા કરતા હતા કે, જોધપુરમાં જે નાનો પહાડ છે અને તે પહાડ ઉપર જે કિલ્લો છે, તે કિલ્લા ઉપર ચડીને જ્યારે કોઈ માણસ નીચે રહેલા માણસને જુએ ત્યારે તેને નીચે રહેલો માણસ નાનો જણાય છે. એજ પ્રમાણે નીચે રહેલા માણસને પણ કિલ્લા ઉપર રહેલો માણસ નાનો જણાય છે. આજ પ્રમાણે જે બીજાને નાનો કે હલકો સમજે છે તે પોતે પણ બીજા દ્વારા નાનો કે હલકો છે. જે વ્યક્તિ બીજાને સમાન બનાવવા ચાહે છે, અને પોતાને પણ બીજા સમાન માને એમ ચાહે છે, તે વ્યક્તિએ બીજાની સાથે સમાન-ભૂમિ ઉપર જ ઊભા રહેવું પડશે. કહેવાનો આશય એ છે કે, જે માણસ અહંકાર ઉપર આરૂઢ થયેલો છે અને અહંકારવશ બીજાને હલકો માને છે, તે વ્યક્તિને પણ બીજાઓ દ્વારા હલકો માનવામાં આવે છે. વાસ્તવમાં મહાન તો તે જ છે કે જે નમ્રતાયુક્તછે.

શ્રી કૃષ્ણે એક વૃદ્ધ પુરુષની ઇંટો ઉપાડી હતી એટલે શું તેઓ નાના થઈ ગયા હતા ? શું ઇંટો ઉપાડતી વખતે તેઓશ્રીએ એવું અભિમાન કર્યું હતું કે ક્યાં હું દ્વારકાધીશ ! અને ક્યાં તે વૃદ્ધ ભિખારી ! તેમણે એવું અભિમાન ન કર્યું તો તેઓ મહાન્ કહેવાયા કે નાના ? ધર્મરુચિ મુનિએ કીડીઓની દયા માટે પોતાના શરીરનો પણ ત્યાગ કરી નાખ્યો. તેમણે વિચાર્યું કે, આ કીડીઓ આ વિષમય શાક ખાઈને મરી જાય એના કરતાં હું જ આ વિષમય શાકનો આહાર કરી પ્રાણ–સમર્પણ કરી દઉં તો શું ખોટું છે ? તેમણે વિષમય શાકનો આહાર કરતી વખતે ક્યાં હું પંચેન્દ્રિય માનવી અને ક્યાં આ શુદ્ર કીડીઓ ! એવો નાના મોટાનો ભેદ ન આણ્યો. જો તેમણે તે વખતે નાના મોટાનો ભેદ આગળ કરી અભિમાન કર્યું હોત, તો શું તેઓ જગત સમક્ષ જ્વલંત જીવદયાનો અનુપમ આદર્શ ઉપસ્થિત કરી શકત ? આ પ્રમાણે સાચી જીવદયા તેઓ જ કરી શકે છે કે જેમનામાં સાચો માર્દવ ગુણ હોય છે, અર્થાત્ કોમળતા કે વિનમ્રભાવ હોય છે. જેમનામાં કોમળભાવ કે નમ્રભાવ હોતો નથી તેઓ સર્વ પ્રથમ તો કોઈ પ્રાણી પ્રત્યે દયાભાવ બતાવી શકતા નથી, અને કદાચ દયાભાવ બતાવે છે તો કેવળ દેખાવ પૂરતી બનાવટી દયા બતાવે છે. સાચી ભાવ દયા તો તે વ્યક્તિ જ કરી શકે છે કે જેમનામાં સાચી માર્દવતા હોય છે. તમે લોકો પણ સાચી દયા કરવા માટે અહંકારને જીતો અને બધાં જીવો મારા જ જેવા છે એમ માનો. બીજા જીવોનું હિત કરવાથી પોતાનું હિત થાય છે અને બીજા જીવોનું અહિત કરવાથી પોતાનું પણ અહિત થાય છે

એવી જો તમારામાં દૃઢ ભાવના હશે તો તમે પણ સાચી દયા કરી શકશો. અહંકાર કે અભિમાનને જીતી જો તમારા આત્માને સરળ તથા નમ્ર બનાવશો તો તમે તમારા આત્માનું કલ્યાણ કરવાની સાથે બીજાનું પણ કલ્યાણ કરી શકશો. આત્માને સરળ તથા નમ્ર બનાવવાથી સ્વ-પરનું કેવી રીતે કલ્યાણ થાય છે એ વાત હવે સતી અંજનાના ચરિત્ર ઉપરથી સમજાવવાનો પ્રયત્ન કરું છું :—

## સતી અંજના ચરિત્ર—૨.

સતી અંજનાની ચરિત્રકથામાંથી પણ અહંકાર—અભિમાનને જીતવાની જ શિક્ષા મળે છે.

આજે તો કોઈ સારા કામમાં બીજાની હિતસલાહ લેવી એ પણ હલકું કામ માનવામાં આવે છે, પરંતુ પ્રાચીન સમયમાં લોકો બીજાની સલાહ—સૂચના પ્રમાણે કાર્યારંભ કરવામાં જ પોતાનું હિત સમજતા હતા. રાજા મહેન્દ્રે અંજનાનો વિવાહ કરવા વિષે બીજાની સલાહ લીધી ન હોત તો તેમનું કાર્ય કાંઈ અટકી શકે એમ ન હતું. પરંતુ તેમણે વિચાર્યું કે, જે માર્ગે હું ચાલીશ તે જ માર્ગે પ્રજા ચાલશે એટલા માટે પ્રજા સમક્ષ કોઈ ઉચ્ચ આદર્શ ઉપસ્થિત કરવો એ એક રાજા તરીકે મારું કર્તવ્ય છે. સર્વ પ્રથમ હું જ પ્રજાની સમક્ષ એવો આદર્શ ઉપસ્થિત કરું કે, કન્યાનું લગ્ન ક્યારે કરવું જોઈએ ? અને પ્રજાની દ્રષ્ટિએ અંજના વિવાહયોગ્ય થઈ છે કે નહિ ? એ બાબત પોતાની કન્યા બધાને બતાવી જાણી લેવું.

આજે બાળવિવાહની પ્રથા બહુ પ્રચલિત છે. આ બાજુ તો બાલવિવાહની પ્રથા ઓછી થઇ ગઇ છે, પરંતુ બીકાનેર ( મારવાડ ) બાજુ એ પ્રથા બહુ જ પ્રચલિત છે. માતા—પિતા એમ વિચારતા હશે કે, પુત્ર પુત્રી અમારાં જ છે તો અમે ઇચ્છીએ ત્યારે અમારાં સંતાનોનો વિવાહ કરી નાંખવાનો અમને અધિકાર છે. વિવાહ કરવા ન કરવા વિષે બીજા કોઇની સલાહ લેવાની શી આવસ્યકતા છે ? આ પ્રમાણે પોતાની પ્રજાની ઉન્નતિ વિષે વિચાર—વિનિમય કરવાની ભાવના બદલી ગઇ છે અને તેનું સ્થાન અભિમાને લઇ લીધું છે. માતાપિતાઓ ધનાંધ, સત્તાંધ કે પ્રેમાંધ બની પોતાનાં સંતાનોનાં બાળલગ્ન કરી અભિમાન કરે છે, પરંતુ આ બાળલગ્નથી પોતાનાં સંતાનોનું ભાવિ જીવન કેવું દુઃખદાયક નીવડે છે તે કહેવું મુશ્કેલ છે.

રાજા મહેન્દ્રની આજ્ઞાનુસાર અંજના રાજસભામાં ગઇ. રાજસભામાં રાજા, પ્રધાન તથા પ્રજાજનો પણ ઉપસ્થિત હતા. રાજા મહેન્દ્રે પોતાની કન્યાને આ પ્રમાણે રાજસભામાં બોલાવી એ શું ઉચિત હતું ? તમે તો રાજા મહેન્દ્રના આ કાર્યને અનુચિત સમજતા હશો પરંતુ વાસ્તવમાં રાજાનું આ કાર્ય અનુચિત નહિ પણ ઉચિત જ હતું. પોતાની કન્યા હોય તો પણ તેના લગ્ન સંબંધ વિષે બીજાની હિત સલાહ લેવી તે યોગ્ય જ છે. જો આ કાર્ય ઉચિત ન હોત, તો શું તે સભામાં બીજા કોઇ ચતુર માણસ ન હતા કે જેઓ રાજાને એમ કહી શકત કે, “ મહારાજા ! તમારી કન્યાના લગ્નસંબંધ વિષે અમારી સલાહ લેવાની શી આવસ્યકતા છે ? આ તો તમારા ઘરનું જ કામ છે એટલા માટે સગાઈ—સંબંધ

વિષે તમે ઘર મેળેજ વિચાર કરી શકો છો." પરંતુ વાસ્તવમાં બીજાની હિતસલાહ લેવાની પદ્ધતિ સારી હતી એટલા માટે કોઇએ પણ આથી વિરુદ્ધ કાંઈ કહ્યું નહિ. વળી, આ પદ્ધતિ ખરાબ છે એમ તમે પણ કહી ન શકો. તમે આ પદ્ધતિને સારી તો કહેશો પરંતુ શું તમે આ પદ્ધતિને અપનાવી છે? તમારામાં એવી ભાવના હોવી જોઇએ કે, જે સારું હોય તેને પોતાનું માની અપનાવવું જોઇએ અને જે મારું છે તે જ સારું છે એવી ભાવના રાખવી ન જોઈએ. તમારું કલ્યાણ તેમાં જ રહેલું છે કે, જે સારું હોય તેને જ અપનાવો. શાસ્ત્ર કહે છે કે, આત્મા પોતાનું કલ્યાણ પોતે જ કરી શકે છે. જો આત્મા સત્ય વસ્તુને અપનાવે તો જ પોતે પોતાનું કલ્યાણ કરી શકે છે. આ ઉપરથી કોઇ એમ કહે કે, આ વાત સારી છે કે નહિ? એ વાત અમે કેવી રીતે જાણી શકીએ? આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, જે વસ્તુને તમે સારી સમજી રહ્યા છો તે સત્ય વસ્તુને નિષ્કપટ ભાવે તમે અપનાવો તો તેમાં કલ્યાણ રહેલું છે. પરંતુ સારી વાત હોવા છતાં તેના વિષે જો તમારા હૃદયમાં કપટભાવ હોય તો તે સત્ય વાત પણ તમારા માટે ખોટી જ છે. કહેવાનો આશય એ છે કે, જે વસ્તુ પ્રત્યે તમારું હૃદય સરળ છે તે વસ્તુ તમારા માટે સત્યરૂપ જ છે.

જે વાત સારી હોય છે તે વાતને પ્રગટ કરવામાં કોઇ પ્રકારનો ભય રહેતો નથી. ખોટી વાત કહેવામાં કે બતાવવામાં જ ભય રહે છે. જો તમારું સોનું સાચું હશે તો તે સોનું તમે હરકોઈને બતાવવા તૈયાર રહેશો, પરંતુ જો સોનું નકલી હશે તો તે સોનું બતાવવામાં તમને ભય તથા સંકોચ થશે. રાજા મહેન્દ્રે પણ વિચાર કર્યો કે, જ્યારે મારી કન્યા વિવાહયોગ્ય થઈ ગઇ છે તો બીજાને બતાવવામાં શો વાંધો છે? મને કઇ વાતનો ભય છે? વળી મારે એવો દુરાગ્રહ રાખવો પણ ઠીક નથી કે મારી કન્યા છે એટલા માટે તેના વિવાહનો વિચાર હું જ કરું! મને તો એ જ ઠીક લાગે છે કે, હું આ વિષે સભાજનોની ઉચિત સમ્મતિ લઉં. આ પ્રમાણે વિચાર કરી રાજાએ બધા સભાજનોને પોતાની કન્યાનો વિવાહ કોની સાથે કરવો ઠીક છે એ વિષે પ્રશ્ન પૂછ્યો. રાજાએ મનમાં એવો દૃઢ નિર્ણય કર્યો હતો કે, જો બધા સભાજનોની દૃષ્ટિએ આ કન્યા કોઇ ગરીબને આપવી યોગ્ય જણાય તથા કન્યા પણ એ વાતનો સ્વીકાર કરે તો એ દશામાં કોઇ ગરીબ મુરતીયાને પણ કન્યા દેવામાં કાંઈ વાંધો નથી.

રાજા મહેન્દ્રનું કથન સાંભળી સભાજનો પ્રસન્ન થયા. સભાજનો મનમાં કહેવા લાગ્યા કે, જ્યારે રાજા પોતાની કન્યા વિષે અમારી સલાહ લે છે તો એ અવસ્થામાં અમારે પણ અમારા કર્તવ્ય વિષે વિચાર કરવો જોઇએ. જ્યારે રાજા અમારા વચનની કદર કરે છે તો અમારે પણ રાજાની સલાહ માનવી જોઇએ.

'યથા રાજા તથા પ્રજા' એવી એક કહેવત છે, પરંતુ આ કહેવતની સાથે સાથે બીજી પણ કહેવત છે કે, જેવી પ્રજા હોય છે તેવો જ રાજા પણ હોય છે. આ લોકોક્તિ પ્રમાણે રાજા અને પ્રજા વચ્ચેનો સંબંધ ઘનિષ્ટ છે.

રાજા મહેન્દ્રે ઉપસ્થિત સભાજનોને કન્યાને યોગ્ય વરની પસંદગી કરવા વિષે પ્રશ્ન

પૂછ્યો. ઉપસ્થિત સભાજનોએ પ્રધાનને સંબોધીને કહ્યું કે, તમે બધા કરતાં વધારે બુદ્ધિમાન તેમજ અનુભવી છો એટલા માટે તમે જ રાજકન્યાને યોગ્ય વર બતાવો. પ્રધાને જવાબમાં કહ્યું કે, રાજા રાવણ મોટો રાજા છે અને બળવાન પણ છે. જો રાજકુમારીનો વિવાહ રાજા રાવણની સાથે કરવામાં આવે તો એ અવસ્થામાં આપણું બળ પણ અનેકગણું વધી જશે, કારણ કે રાજા રાવણ આપણો જમાઇ બનશે તો તેનું રાજ્યબળ પણ આપણા રાજ્યબળમાં જ વૃદ્ધિ કરશે; એટલા માટે મારી તો એવી સલાહ છે કે, રાજકુમારીનો વિવાહ રાજા રાવણની સાથે કરવામાં આવે એ જ યોગ્ય છે.

પ્રધાનના આ કથનના ઉત્તરમાં બીજા સભાસદે કહ્યું કે તમે તમારું કે રાજ્યનું જ ભલું જુઓ છો? કે રાજકન્યાનું પણ ભલું જુઓ છો? રાજા રાવણ કેવો અહંકારી અને ઉન્મત્ત છે તે તો તમે બધા સારી રીતે જાણો છો. રાવણ અહંકાર તથા અભિમાનથી મત્ત બની કોઇને જરાપણ ગણકારતો તો નથી. આવા અભિમાની પુરુષમાં ગુણનો વાસ કયાંથી સંભવે? એવા અહંકારી રાવણને કન્યા આપવી એ તો વિષવેલને વધારવા સમાન છે. વિષવેલમાં હમેશાં વિષફળ જ આવે છે. આજ પ્રમાણે અભિમાન રૂપી વેલનું ફળ કટુ આવે છે. રાજા રાવણ અહંકારી તથા અભિમાની હોવાની સાથે ઉંમરમાં પણ મોટો છે એટલા માટે તેની સાથે રાજકુમારીનો વિવાહસંબંધ જોડવો યોગ્ય નથી. આ સિવાય રાવણને એક પત્ની પણ છે. એક પત્ની ઉપર પોતાની કન્યા આપવી એ તો સર્વથા અનુચિત છે.

એક સ્ત્રી હોય ત્યારે પોતાની કન્યા ન આપવી એવું એક સદસ્યનું કથન શું યુક્તિ-સંગત નથી? આજે તો આ વાત કડવી લાગે છે. પરંતુ એ સમય હવે બહુ દૂર નથી કે જ્યારે આજની બહુવિવાહની જે પદ્ધતિ પ્રચલિત થએલ છે તેમાં પરિવર્તન થયા વગર નહિ રહે. કાયદાદ્વારા પરિવર્તન થાય તેની અપેક્ષાએ પોતાની મેળે જ સમજીને પદ્ધતિમાં પરિવર્તન કરવામાં આવે એજ યોગ્ય છે.

સભાજનોમાંથી બીજા સભ્યે પે'લા સભ્યના પ્રસ્તાવને અનુમોદન આપતાં કહ્યું કે, વાસ્તવમાં રાજા રાવણની સાથે રાજકન્યાનો વિવાહ કરવો ઠીક નથી. રાવણ કરતાં તેના પુત્ર મેઘનાદની સાથે કન્યાનો વિવાહ કરવો ઠીક રહેશે. બીજા સભ્યના કથનના ઉત્તરમાં ત્રીજા સભ્યે કહ્યું કે, જ્યારે રાજા રાવણ સારો નથી તો પછી તેનો પુત્ર સારો કયાંથી હોઈ શકે? 'વડ તેવા ટેટા અને બાપ તેવા બેટા' એ લોકોક્તિ પ્રસિદ્ધ જ છે. જ્યારે બાપ અહંકારી છે ત્યારે તેનો પુત્ર પણ અહંકારી હોય એ સ્વાભાવિક છે. અને એટલા માટે મેઘનાદની સાથે પણ રાજકન્યાનો વિવાહ–સંબંધ જોડવો મને ઠીક લાગતો નથી. એના કરતાં વિદ્યુત્પર્વની સાથે વિવાહ–સંબંધ જોડવો મને ઠીક લાગે છે, કારણ કે વિદ્યુત્પર્વ ત્યાગી અને સદાચારી છે.

ચોથા સદસ્યે કહ્યું કે, વિદ્યુત્પર્વ અલ્પજીવી છે. તે અઢાર વર્ષની અવસ્થામાં તો સંયમ ધારણ કરશે અને ૨૬ વર્ષની અવસ્થામાં મોક્ષને પ્રાપ્ત કરશે એવી ભવિષ્યવાણી છે. આવી અવસ્થામાં તેમની સાથે પણ વિવાહ કરવો ઉચિત કેમ કહી શકાય?

સભાસદો વચ્ચે આ પ્રમાણે વિચાર-વિનિમય થતો રહ્યો. રાજાએ સભાસદોને કહ્યું કે આ પ્રકારની વાતચીતથી આ પ્રશ્નનો ઉકેલ કેવી રીતે આવશે? રાજાના પ્રશ્નના ઉત્તરમાં પ્રજાજનોએ કહ્યું કે, અમે આ વિષયમાં પરસ્પર વિચાર-વિનિમય કરી તમને નિશ્ચિત ઉત્તર આપીશું.

રાજકુમારીનો વિવાહ-સંબંધ કોની સાથે નિશ્ચિત કરવો એ વિષે પ્રજાજનો પરસ્પર વિચાર-વિનિમય કરવા લાગ્યા. એક પ્રજાજને કહ્યું કે, રાજા પ્રહ્‌લાદનો પુત્ર પવનજી રાજકુમારી માટે દરેક રીતે યોગ્ય વર છે. તે હજુ સુધી અવિવાહિત છે અને સદાચારી પણ છે. તે દરેક રીતે નિષ્કલંક છે. એટલા માટે તેમની સાથે રાજકુમારીનો વિવાહ કરવો ઠીક રહેશે. આ કથનનું બીજા પ્રજાજનોએ પણ સમર્થન કર્યું. બધા પ્રજાજનો આ નિશ્ચિત ઉત્તર લઈ રાજા પાસે ગયા. રાજાને પણ આ સમ્મતિ પસંદ આવી. પ્રજાજનોએ રાજાને કહ્યું કે, આપણે તો આ વિચાર કર્યો છે પરંતુ આ વિષે રાજકુમારીની પણ શી ઇચ્છા છે? તે જાણી લેવું જોઈએ!

આ પ્રમાણે વિચાર કરી રાજાએ અંજનાને પૂછ્યું કે, તારો વિવાહ પવનજીની સાથે કરવાનો અમે વિચાર કર્યો છે. આ સંબંધમાં તારી શી ઇચ્છા છે? પિતાનો આ પ્રશ્ન સાંભળી અંજના શરમાઈ ગઈ અને સભામાંથી ઉઠી ઘેર ચાલી ગઈ.

શું કન્યાના વિવાહ-સંબંધ વિષે કન્યાને જ આ પ્રમાણે પૂછવું ઉચિત છે? આજે તો પોતાના મનની ઇચ્છા પ્રમાણે કન્યાનો વિવાહ કરી દેવામાં આવે છે. એટલે કન્યાને વિવાહ-સંબંધ વિષે પ્રશ્ન પૂછવાની વાત જ પેદા થતી નથી. જો કન્યા મોટી તથા સમજણી હોય તો તેને વિવાહ-સંબંધી પ્રશ્ન પણ પૂછી શકાય, પરંતુ જ્યારે બાળપણમાં જ કન્યાનો વિવાહ કરી દેવામાં આવતો હોય ત્યારે કન્યાને વિવાહ-સંબંધી પ્રશ્ન પૂછવાની વાત જ ક્યાં પેદા થાય છે? કારણ કે જે કન્યા અજ્ઞાન છે, અર્થાત્ વિવાહ કોને કહેવાય એ જાણતી પણ નથી તે કન્યા પોતાના વિવાહ વિષે સમ્મતિ પણ શું આપી શકે? પ્રાચીન સમયમાં બાલપણમાં વિવાહ કરવામાં આવતો નહિ, પરંતુ सरिसा वया सरिसा तया આદિ શાસ્ત્રપાઠ અનુસાર, કન્યા તથા વર દરેક પ્રકારે સમાન જોવામાં આવતા ત્યારે કન્યા તથા વરની સ્વીકૃતિ લઈ વિવાહ-સંબંધ કરવામાં આવતો હતો.

પિતાનો પ્રશ્ન સાંભળી અંજના શરમાઈ ગઈ અને રાજસભામાંથી ઊઠીને ચાલી ગઈ. તે શરમને કારણે હા પણ ન કહી શકી તેમજ ના પણ ન કહી શકી. પ્રજાજનોએ રાજાને કહ્યું કે, રાજકુમારીએ લજ્જાને કારણે વિવાહ-સંબંધી કાંઈ કહ્યું નહિ, પણ તેમણે વિવાહ-સંબંધ જોડવા વિષે નિષેધ પણ કર્યો નથી. એ ઉપરથી એ જ જણાય છે કે, રાજકુમારીને પણ પવનજીની સાથે વિવાહ કરવો સ્વીકાર છે. અંજનાએ વિવાહ-સંબંધ વિષે કાંઇ વિરોધ કે નિષેધ નહિ કરવાને કારણે રાજા મહેન્દ્રે પણ એમજ માન્યું કે, અંજના પવનકુમાર સાથે વિવાહ કરવા ચાહે છે, અને એટલા માટે તેમણે પવનકુમારની સાથે અંજનાની સગાઈ કરવાની સાથે જ વિવાહ કરી દેવાનો નિર્ણય કર્યો. તેમણે સગાઈ કરવાના ઉપલક્ષ્યમાં કાંઈ બાહ્ય આડંબર કર્યો નહિ પણ રાજા પ્રહ્‌લાદની પાસે એક આમંત્રણપત્ર મોકલ્યો કે,

અમે અમારી કન્યા અંજનાનો વિવાહ તમારા ચિરંજીવી પવનકુમાર સાથે કરવાનો નિશ્ચય કર્યો છે. એટલા માટે અમુક દિવસે તમે પણ પવનકુમારને લઈને માનસરોવર ઉપર આવી જશો અને અમે પણ તે નિશ્ચિત સમયે ત્યાં પહોંચી જઈશું.

રાજા મહેન્દ્ર દ્વારા રાજા પ્રહ્લાદની પાસે આમંત્રણપત્ર મોકલવામાં આવ્યો. તે પત્રદ્વારા મહેન્દ્રરાજા પોતાની કન્યા અંજનાનો વિવાહ પોતાના પુત્ર પવનકુમાર સાથે કરાવવા ચાહે છે એ શુભ–સમાચાર જાણી રાજા પ્રહલાદ ઘણો પ્રસન્ન થયો. અંજના ઘણી સારી કન્યા છે અને તે કુળનું ગૌરવ વધારશે એમ સૌ લોકો અંજનાની પ્રશંસા કરવા લાગ્યા.

પવનકુમારને પણ ખબર પડી કે, મારો વિવાહ અંજના સાથે થવાનો નિશ્ચય થયો છે. તેમણે પણ લોકોદ્વારા અંજનાની પ્રશંસા સાંભળી. કથામાં તો પવનકુમારે અંજનાને જોવાનો વિચાર શા માટે કર્યો એ વાત બીજા સ્વરૂપમાં કહેવામાં આવી છે પરંતુ પવનકુમાર જેવા મહાપુરુષ સ્ત્રી પ્રત્યે આ પ્રમાણે આકર્ષિત થાય એ વાત સંભવિત નથી. એટલા માટે એમજ કહેવું ઉચિત જણાય છે કે, પવનકુમારે અંજના વિષે પ્રશંસા સાંભળી એવો વિચાર કર્યો કે, જેમની આટલી બધી પ્રશંસા કરવામાં આવે છે તે અંજનાને એકવાર જોવી જોઈએ કે વાસ્તવમાં તે કેવી છે! પહેલાં પતિ પત્નીને અને પત્ની પતિને એ વિચારને દૃષ્ટિસમક્ષ રાખી વિવાહ કર્યા પહેલાં જોઈ લેતા હતા કે, જેમની સાથે મારો વિવાહ કરવામાં આવે છે તેમની સાથે મારો જીવનવ્યવહાર બરાબર ચાલી શકશે કે નહિ? આ પ્રકારના વિચારને દૃષ્ટિસમક્ષ રાખી પવનકુમારે પણ અંજનાને જોવાનો વિચાર કર્યો અને પોતાનો વિચાર પોતાના મિત્ર પ્રહસ્તની આગળ વ્યકત પણ કર્યો. પવનકુમારનો વિચાર જાણી પ્રહસ્તે કહ્યું કે, કન્યાને જોવાનો તારો વિચાર છે તો આપણે જોઈ આવશું.

પવનકુમાર વિદ્યાધર હતા. વિદ્યાધરોની પાસે વિમાન હોય છે. આજે તો ભૌતિક વિજ્ઞાનથી વિમાનો ચાલે છે એ કારણે લોકોને વિમાનની વાત ઉપર વિશ્વાસ બેસે છે. પરંતુ પહેલાં જ્યારે વિમાન વિષે વાત કરવામાં આવતી હતી ત્યારે આશ્ચર્ય પ્રગટ કરવામાં આવતું હતું. લોકોને ભૌતિક વિજ્ઞાન ઉપર જેટલો વિશ્વાસ છે તેટલો વિશ્વાસ આધ્યાત્મિકતા ઉપર પ્રગટ થતો નથી એ દુઃખદ બીના છે.

એક દિવસ પવનકુમાર પોતાના મિત્ર પ્રહસ્તની સાથે વિમાનમાં બેસી મહેન્દ્રપુર આવ્યા પરંતુ અંજનાને કેવી રીતે જોવી એ પ્રશ્ન તેમની સમક્ષ ઉપસ્થિત થયો. અંજનાને ઘેર જવું તો તેમને અનુચિત લાગ્યું. પ્રહસ્તે પવનકુમારને કહ્યું કે, તમે ધૈર્ય રાખો. જો તમારું મન સ્વચ્છ હશે તો તમારી મનઃકામના પણ પૂર્ણ થઈ જશે.

અંજનાના વિવાહની વાત મહેન્દ્રપુરમાં પણ ફેલાઈ ગઈ હતી. તેની સખીઓ અંજનાની સાથે બાગમાં બેસી આ વિષેજ ચર્ચા કરી રહી હતી. પ્રહસ્તે પવનકુમારને કન્યાઓ તરફ અંગુલિનિર્દેશ કરીને કહ્યું કે, પવનકુમાર! જુઓ તે કન્યાઓમાં જે તારાઓમાં ચંદ્રમા જેવી જણાય છે તે જ અંજના છે. પવનકુમાર અંજનાને જોઈ પ્રસન્ન થયા. હવે આગળ શું થાય છે તે વિષે હવે પછી યથાવસરે વિચાર કરવામાં આવશે.



## વ્યાખ્યાન : સંવત્ ૧૯૯૬ શ્રાવણ શુદિ ૧૩ રવિવાર

### પ્રાર્થના

સુમતિ જીણેસર સાહિબાજી, 'મેઘરથ' નૃપનો નંદ;
'સુમંગલા' માતા તણો, તનય સદા સુખકંદ.

પ્રભુ ત્રિભુવનતિલોજી. ॥૧॥

—વિનયચંદ્રજી કુંભટ ચોવીશી.

શ્રી સુમતિનાથ ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

આ પ્રાર્થનામાં આત્માને પ્રેરક ઉપદેશ આપવામાં આવ્યો છે. મધદરિયામાં વાયુના ઝપાટાથી ગોથાં ખાતી નૌકાની જેવી ડામાડોલ સ્થિતિ હોય છે તેવી જ સ્થિતિ સંસારસાગરમાં શંકા, કુતર્ક આદિ વાયુરૂપી ઝપાટાથી અસ્થિર બનેલા આત્માની છે. જો નાવિક મનને સ્થિર રાખી નૌકાનું સુકાન બરાબર સંભાળે તો નૌકાને સુખરૂપ સાગરને પાર લઇ જઇ શકે છે; પરંતુ જો નાવિક નૌકાની ડગમગતી સ્થિતિ જોઈ બેબાકળો બની જાય, અને મનને એકાગ્ર રાખી ન શકે અને નૌકાનું સુકાન બરાબર ન સંભાળે તો નૌકા સાગરમાં ડૂબી જાય એવો ભય રહે છે. શાસ્ત્રમાં પણ કહ્યું છે કેઃ—

**जा उ अस्साविणी नावा, न सा पारस्स गामिणी ।**
**जा उ निस्साविणी नावा, सा उ पारस्स गामिणी ॥ उ० २३-७१**

અર્થાત્—જો નૌકામાં છિદ્ર પડી જાય તો સામે પાર જઈ શકાય નહિ. છિદ્ર વિનાની નૌકા જ સામે પાર જઈ શકે છે.

આ જ પ્રમાણે આ પ્રાર્થનામાં ભક્તકવિ આત્માને સંબોધીને કહે છે કે, 'હે! આત્મા! ચિત્તને એકાગ્ર કરી તારી જીવનનૌકાનું સંચાલન કર, નહિ તો કોઇ ખડક સાથે નૌકા અથડાઈ જવાથી તારી જીવનનૌકામાં છિદ્ર પડી જશે અને પરિણામે સંસારસાગરમાં તારી નૌકા ડૂબી જશે. હે આત્મા! તારી જીવનનૌકાનો નાવિક તું જ છે, તારી જીવનનૌકાનું સૂકાન પણ તારા જ હાથમાં છે. તું મધદરિયામાં તારી જીવનનૌકાને ચલાવી રહ્યો છે. આ અપાર સાગરને તારે પાર કરવાનો છે. માટે તારા ચિત્તને એકાગ્ર રાખી જીવનનૌકાનું બરાબર સંચાલન કર, કે જેથી તું સુખપૂર્વક સાગરને પાર કરી શકે.' સંસારસાગરને પાર કેવી રીતે કરી શકાય એ વિષે શાસ્ત્રકાર પણ કહે છે કેઃ—

**सरीरमाहु नावत्ति, जीवो वुच्चइ नाविओ ।**
**संसारो अण्णवो वुत्तो, जं तरन्ति महेसिनो ॥ उ० २३-७३**

અર્થાત્—આ શરીર નૌકા છે અને આત્મા નૌકાનું સંચાલન કરનાર નાવિક છે. સંસારસાગરને તે જ મહર્ષિ પાર કરી શકે છે કે જેઓ જિતેન્દ્રિય તથા મનસ્વી હોય છે. આ સંસારસાગરમાં શંકા, કુતર્ક આદિ વાવાઝોડાના ઝપાટાથી ગોથાં ખાતી જીવનનૌકાને પાર લઇ જવી બહુ જ મુશ્કેલ છે. જો નાવિક પોતાના મનને સ્થિર રાખી જીવનનૌકાનું બરાબર સંચાલન કરે તો ધીરે ધીરે જીવનનૌકાને સાગરની સામે પાર પણ લઇ જઈ શકાય છે. કહેવાનો આશય એ છે કે, જીવનનૌકાને સાગર પાર લઇ જવી કે ડૂબાડી દેવી એ આત્માના હાથમાં જ છે. જો આત્મા મનરૂપી સુકાનને બરાબર સંભાળે તો જીવનનૌકાને સુખપૂર્વક સામે પાર લઈ જઇ શકે છે. ચિત્તને એકાગ્ર રાખવાથી આત્માની જીવનનૌકા ડગમગતી નથી. શાસ્ત્રકારો આત્માને સંબોધીને વારંવાર કહે છે કે, તમારા ચિત્તને એકાગ્ર રાખો. ચિત્તને એકાગ્ર રાખશો તો આત્મા પણ સ્થિર બનશે. આત્મા સ્થિર બનવાથી જીવનનૌકા પણ સુખપૂર્વક પાર જઈ શકશે.

આ ઉપરથી કોઈ એમ કહે કે, અમને ચિત્તને એકાગ્ર કરવાનું કહેવામાં તો આવે છે પરંતુ ચિત્તને એકાગ્ર કેવી રીતે બનાવવું એવો કોઇ આધાર અમારી સામે હોય તો અમે તે પ્રમાણે ચિત્તને પરમાત્મામાં એકાગ્ર કરી શકીએ! આ કથનના ઉત્તરમાં ભક્તજનો કહે છે કે, પ્રકૃતિમાં એવાં અનેક ઉદાહરણો જોવામાં આવે છે કે જેને જોવાથી તમે તમારા ચિત્તને પરમાત્મામાં એકાગ્ર કરી શકો છો. તમે અજ્ઞાનપૂર્વક તો અનેકવાર ચિત્તને એકાગ્ર કરેલ હશે, પરંતુ જો જ્ઞાનપૂર્વક એકવાર પણ ચિત્તને એકાગ્ર કરો તો આત્માનું કલ્યાણ સાધવામાં વાર ન લાગે.

ભક્તજનો કહે છે કે, હે સંસારના મનુષ્યો! જરા આંખ ખોલી જુઓ કે, કુદરતનાં સામાન્ય જીવો કેવી નિષ્ઠાપૂર્વક પોતાનું કામ કરે છે અને તમારામાં વિવેકજ્ઞાન હોવા છતાં કેવું કામ કરો છો? ચાર ઇન્દ્રિયવાળો ભ્રમર પુષ્પની ગંધ પ્રતિ એવી પ્રીતિ રાખે છે કે તે પછી દુર્ગંધ તરફ આકૃષ્ટ પણ થતો નથી. આ જ પ્રમાણે આપણે આપણા મનને પણ પરમાત્માની ભક્તિમાં એકનિષ્ઠાપૂર્વક એકાગ્ર કરવું જોઇએ. પરમાત્માની ભક્તિમાં મનને પ્રવૃત્ત કરવા છતાં મનને અહીંતહીં ભટકવા દેવું એ વાત પરમાત્મા પ્રત્યે એકનિષ્ઠા પ્રીતિ છે એમ સૂચવતી નથી. ભ્રમર પુષ્પની સુગંધ પ્રત્યે એકનિષ્ઠા પ્રીતિ રાખે છે અને એટલા જ માટે કોઇ તેને સુગંધ લેવા જતો અટકાવવા માટે લાખ પ્રયત્નો કરે તો પણ તે દુર્ગંધ તરફ જતો નથી. ભ્રમરની સુગંધ પ્રતિ જેવી પ્રીતિ હોય છે તેવી એકનિષ્ઠાપૂર્વક પરમાત્મા પ્રત્યે પ્રીતિ જ્યારે આપણું મન પણ કરવા લાગે ત્યારે સમજવું કે, આપણા મનમાં પરમાત્મા પ્રતિ સાચી ભક્તિભાવના પેદા થઈ છે.

આજે આપણું મન, માખીની માફક ભાવ-અશુચિ તરફ જવા લાગ્યું છે. માખીનો એવો સ્વભાવ છે કે, તે મિષ્ટાન્ન ઉપર પણ બેસે છે અને અશુચિ ઉપર પણ બેસે છે. મિષ્ટાન્ન ઉપર બેસીને ન જાણે એવી ધૂન આવે છે કે તે મિષ્ટાન્ન ઉપરથી ઉડીને અશુચિ ઉપર જઇ બેસે છે. આજ પ્રમાણે આપણું મન પણ માખી જેવું બની રહ્યું છે કે, થોડી વાર તો પરમાત્માનું ભજન કરવામાં પ્રવૃત્ત રહે છે અને પાછું વિષયવાસના તરફ દોડ્યું

જાય છે. આ પદ્ધતિ આત્માને માટે હાનિપ્રદ છે. આ પદ્ધતિનો પરિત્યાગ કરી મનને પરમાત્મામાં એવું એકાગ્ર કરવું જોઈએ કે જેથી તે પાછું ખરાબ કામોમાં પ્રવૃત્ત ન થાય. જે કામ લૌકિક દૃષ્ટિએ કે શાસ્ત્રીય દૃષ્ટિએ ખરાબ માનવામાં આવ્યું છે તે ખરાબ કામરૂપી અશુચિ તરફ મનને જવા ન દેતાં પરમાત્માની ભક્તિમાં પરોવવું જોઇએ. આત્મા એકનિષ્ઠા પ્રીતિ દ્વારા પરમાત્માનો સાક્ષાત્કાર કરી શકે છે. આત્મા પોતાના મનને પરમાત્માની ભક્તિમાં પરોવે નહિ તો આત્મા સાંસારિક અશુચિને છોડવા ચાહતો નથી એમ કહી શકાય. જાગ્રતાત્મા તો પરમાત્માનો સાક્ષાત્કાર કરવાનો જ પ્રયત્ન કરે છે. સુષુપ્તાત્મા જ સાંસારિક પ્રવૃત્તિઓમાં રચ્યો પચ્યો રહે છે. જાગૃતાત્મા મનને વશીભૂત કરી મનને પરમાત્માની ભક્તિમાં પરોવી આત્મકલ્યાણ સાધે છે, અને સુષુપ્તાત્મા ઈંદ્રિયો અને મનને વશીભૂત થઇ પરમાત્માને ભૂલી જઈ ઈંદ્રિયો તથા મનનો ગુલામ બને છે; અને જે ઇંદ્રિયોનો ગુલામ બને છે તે પરાધીન આત્મા પોતાનું કે બીજાનું કલ્યાણ સાધી શકતો નથી. જાગૃતાત્મા અને સુષુપ્તાત્મા—સ્વાધીન આત્મા અને પરાધીન આત્મામાં આ જ મોટું અંતર છે. જે જાગ્રતાત્મા હોય છે તે તો પોતાના મનને પરમાત્માની પ્રાર્થના કરવામાં પરોવે છે પરંતુ સુષુપ્તાત્મા સાંસારિક વસ્તુઓમાં આસક્ત રહે છે.

જે કામ દ્વારા આત્માની શુદ્ધિ થાય તે સારૂં કામ છે અને જે કામદ્વારા આત્મા અશુદ્ધ બને તે ખરાબ કામ છે. કયા કામ દ્વારા આત્માની શુદ્ધિ થાય છે એ વાત શાસ્ત્રદ્વારા જાણીને જો પ્રવૃત્તિ કરવામાં આવે તો એ દશામાં આત્માનું કલ્યાણ સહજ રીતે થઇ શકે છે. તમે જો સત્પ્રવૃત્તિ કરવાનો દૃઢ નિશ્ચય કરી લેશો તો પછી કુદરતને જે કરવાનું હશે તે તો કરશે જ. વરસાદ વરસવાથી જમીનનું કામ જમીન કરશે, બીજનું કામ બીજ કરશે અને ખેડુતનું કામ ખેડુત કરશે. આ પ્રમાણે બધાનો પરસ્પર સહકાર પ્રાપ્ત થશે ત્યારે જ અન્નની ઉત્પત્તિ થશે. જો બધાંનો સહકાર પ્રાપ્ત ન થાય તો અન્નોત્પત્તિ કેવી રીતે થઇ શકે? અન્નોત્પત્તિનો લાભ ખેડુતને ત્યારે જ મળી શકે છે કે જ્યારે ખેતીનું કામ ખેડુત કરે છે. આજ પ્રમાણે આપણે આપણું કામ સંપન્ન કરશું તો કુદરત પણ પોતાનું કામ સંપન્ન કરશે જ. એટલા માટે તમે તમારા હૃદયમાં એવો દૃઢ નિશ્ચય કરો કે, જે કામ દ્વારા આત્મા અશુદ્ધ બને છે એવાં કામ કરવામાં મનને કદાપિ પ્રવૃત્ત નહિ કરીએ, પરંતુ જે કામ દ્વારા આત્મા શુદ્ધ બને છે એવાં કામોમાં જ મનને પ્રવૃત્ત કરશું.

કેવાં કામોમાં મનને પ્રવૃત્ત કરવાથી આત્મા શુદ્ધ, બુદ્ધ તથા મુક્ત બને છે એ વાત હવે શાસ્ત્રદ્વારા સમજાવવાનો પ્રયત્ન કરૂં છું:—

## સમ્યક્ત્વ પરાક્રમ—બોલ ૫૦ મો.

ક્ષમા, નિરભિમાનતા, આર્જવતા, વિનયશીલતા આદિ ગુણોદ્વારા આત્મા સરળ તથા શાન્ત બને છે. આત્માને કર્મમેલથી શુદ્ધ કરવા માટે ઉપરનાં ગુણો ધારણ કરવાં આવશ્યક છે. ક્ષમાદિ ગુણોને ધારણ કરવાથી આત્માની શુદ્ધિ કેવી રીતે થાય છે એ વિષે આગળ વિચાર કરવામાં આવેલ છે. હવે અંતઃકરણની શુદ્ધિ કેવી રીતે થાય છે અને તેથી જીવાત્માને શો લાભ થાય છે એ વિષે ગૌતમ સ્વામી મહાવીર ભગવાનને પ્રશ્ન પૂછે છે કે:—

## પચાસમો બોલ

## (૫૦) भावसच्चेणं भंते ! जीवे किं जणयइ ?

અર્થાત્-ભાવ સત્યથી (શુદ્ધ અંતઃકરણથી) જીવાત્માને શો લાભ થાય છે? આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાન મહાવીરે ફરમાવ્યું કેઃ-

**भावसच्चेण भावविसोहिं जणयइ, भावसोहीए वट्टमाणे जीवे अरहन्तपन्नत्तस्स धम्मस्स आराहणयाए अब्भुट्ठेइ, अरहन्तपन्नत्तस्स धम्मस्स आराहणयाए अब्भुट्ठित्ता परलोगधम्मस्स आराहए भवइ ॥ ५० ॥**

અર્થાત્-ભાવસત્યથી હૃદયવિશુદ્ધિ ઉત્પન્ન થાય છે અને વિશુદ્ધ અન્તઃકરણવાળો જીવાત્મા જ અર્હન્ત પ્રભુના બતાવેલા ધર્મની આરાધના કરી શકે છે અને તે ધર્મની આરાધનામાં ઉદ્યમી થઇ પરલોકમાં પણ ધર્મનો આરાધક બને છે.

ભાવસત્ય વિષે વિશેષ વિચાર કરીએ તે પહેલાં ભાવસત્ય એટલે શું ? એ વિષે વિચાર કરવો આવશ્યક છે. સત્યના ચાર ભેદ છે. એક સત્ય તો કેવળ ઉપરછલું જ હોય છે. આ ઉપરછલું સત્ય વાસ્તવમાં સત્ય હોતું નથી, અર્થાત્ આ પહેલું સત્ય એવું છે કે જે ઉપરથી તો સત્યરૂપ જણાય છે પણ અંદરથી સત્યરૂપ હોતું નથી. બીજું સત્ય એવા પ્રકારનું હોય છે કે જે બહારથી પણ સત્યરૂપ હોય છે અને અંદરથી પણ સત્યરૂપ હોય છે. ત્રીજું સત્ય એવા પ્રકારનું હોય છે કે જે અંદરથી તો સત્યરૂપ હોય છે પણ બહારથી સત્યરૂપ હોતું નથી. અને ચોથું સત્ય એવા પ્રકારનું હોય છે કે જે અંદરથી પણ સત્યરૂપ હોતું નથી અને બહારથી પણ સત્યરૂપ હોતું નથી, છતાં તેને સત્ય કહેવામાં આવે છે. સત્યના આ ચાર ભાંગા અર્થાત્ પ્રકાર છે. શ્રી સ્થાનાંગ સૂત્રમાં આ વિષે ઉદાહરણ આપી સમજાવવામાં આવ્યું છે કે, એક ઘડો એવો હોય છે કે જેની અંદર વિષ હોય છે, પણ તેનું ઢાંકણું અમૃતમય હોય છે. બીજો ઘડો એવો હોય છે કે જેની અંદર પણ વિષ હોય છે અને તેનું ઢાંકણું પણ વિષમય હોય છે. ત્રીજો ઘડો એવો હોય છે કે જેની અંદર અમૃત ભરેલું હોય છે, પરંતુ તેનું ઢાંકણું વિષમય હોય છે. અને ચોથો ઘડો એવો હોય છે કે જેની અંદર પણ અમૃત હોય છે અને તેનું ઢાંકણું પણ અમૃતમય હોય છે. આ ઉદાહરણ પ્રમાણે સત્યના પણ ચાર પ્રકાર છે.

ભાવસત્ય વિના આત્મા, અર્હત પ્રરૂપિત ધર્મની આરાધના કરી શકતો નથી. શ્રી ઉપનિષત્‌માં પણ કહ્યું છે કે, જે ઉપાસના વિદ્યાપૂર્વક કરવામાં આવે છે તે જ સાચી ઉપાસના છે. અને જે ઉપાસના અજ્ઞાનપૂર્વક કરવામાં આવે છે તે સાચી ઉપાસના નથી. ઉપનિષત્‌કાર જેને વિદ્યા કહે છે તેને આપણે સમ્યગ્જ્ઞાન, દર્શન તથા ચારિત્ર કહી શકીએ. ઉપનિષત્‌કારનું કથન છે કે, જ્યાંસુધી વિદ્યાપૂર્વક ઉપાસના કરવામાં આવતી નથી ત્યાંસુધી મોક્ષ પ્રાપ્ત થઇ શકતો નથી. જૈનશાસ્ત્રમાં પણ કહ્યું છે કેઃ-

**नाणं च दंसणं चेव चरित्तं च तवो तहा ।**
**एस मग्गो त्ति पंन्नत्तो जिणेहिं वरदंसिहिं ॥ उ० २८-२**

અર્થાત્-જિનેશ્વર ભગવાને સમ્યગ્જ્ઞાન, દર્શન, ચારિત્ર તથા તપને જ મોક્ષનો માર્ગ બતાવ્યો છે. અર્થાત્ સમ્યગ્જ્ઞાન, દર્શન, ચારિત્ર તથા તપ એ જ મોક્ષનાં ચાર માર્ગો છે.

મોક્ષમાર્ગનો ક્રમ બતાવતાં કહેવામાં આવ્યું છે કે, જેમને સમ્યગ્જ્ઞાન પ્રાપ્ત થાય છે તેને જ સમ્યગ્દર્શન પ્રાપ્ત થાય છે અને જેમને સમ્યગ્દર્શન પ્રાપ્ત થાય છે તેને જ સમ્યક્ચારિત્ર પણ પ્રાપ્ત થાય છે. અજ્ઞાનીને સમ્યગ્દર્શનની પ્રાપ્તિ થતી નથી અને જેને સમ્યગ્દર્શનની પ્રાપ્તિ થઇ નથી તેને મોક્ષ કેવી રીતે પ્રાપ્ત થઇ શકે ? કારણ કે સમ્યગ્દર્શન વિના સમ્યક્ ચારિત્ર પ્રાપ્ત થઇ શકતું નથી. આ સંબંધમાં શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના ૨૮ મા અધ્યયનમાં કહ્યું છે કે:–

**नादंसणिस्स नाणं नाणेण विणा न हुन्ति चरणगुणा ।**
**अगुणिस्स नत्थि मोक्खो नत्थि अमोक्खस्स निव्वाणं ॥ उ० २८–३०**

અર્થાત્–જે અજ્ઞાની હોય છે તેને સમ્યગ્દર્શનની પ્રાપ્તિ થતી નથી, જેને સમ્યગ્દર્શનની પ્રાપ્તિ થએલ નથી, તેને સમ્યક્ચારિત્ર પ્રાપ્ત થઇ શકતું નથી, જેને સમ્યક્ચારિત્ર પ્રાપ્ત થયું નથી તેને મોક્ષ મળી શકતો નથી, અને જેને મોક્ષ પ્રાપ્ત થયો નથી તે નિર્વાણને પ્રાપ્ત થઇ શકતો નથી.

આ કથન ઉપરથી અત્રે એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે, પહેલાં સમ્યગ્જ્ઞાન પેદા થાય છે કે સમ્યગ્દર્શન ? આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, નિશ્ચયમાં તો સમ્યગ્જ્ઞાન અને સમ્યગ્દર્શનની પ્રાપ્તિ એક સાથે જ થાય છે, પણ વ્યવહારમાં બોલવાના ક્રમથી સમ્યગ્જ્ઞાન પહેલાં બોલવામાં આવે છે અને સમ્યગ્દર્શન બાદમાં બોલવામાં આવે છે. વાસ્તવમાં બન્ને સાથે જ પેદા થાય છે. ઉદાહરણ તરીકે સૂર્યોદય થવાથી પહેલાં પ્રકાશ નીકળે છે કે તાપ ? આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, જો કે પ્રકાશ અને તાપ બન્ને એક સાથે જ સૂર્યમાંથી નીકળે છે, કારણ કે જે કિરણોમાંથી પ્રકાશ નીકળે છે તે જ કિરણોમાંથી તાપ નીકળે છે, છતાં બોલવામાં પહેલાં પ્રકાશ અને પછી તાપ નીકળે છે, એમ કહેવામાં આવે છે. આ જ પ્રમાણે જ્યારે જ્ઞાનાવરણીય કર્મનો ક્ષયોપશમ થાય છે અને મિથ્યાત્વ મોહનીય કર્મનો ઉદય થાય છે ત્યારે મિથ્યાજ્ઞાન પેદા થાય છે, પરંતુ જ્યારે જ્ઞાનાવરણીયના ક્ષયોપશમની સાથે જ મિથ્યાત્વ મોહનીયનો પણ ક્ષયોપશમ થાય છે ત્યારે સમ્યગ્જ્ઞાન અને સમ્યગ્દર્શન સાથે જ પ્રાપ્ત થાય છે. માત્ર બોલવાના ક્રમમાં પહેલાં સમ્યગ્જ્ઞાન બોલવામાં આવે છે અને પછી સમ્યગ્દર્શન બોલવામાં આવે છે. આ પ્રકારનું સમ્યગ્જ્ઞાન, સમ્યગ્દર્શન તથા સમ્યક્ચારિત્ર પ્રાપ્ત થવાથી જ મોક્ષની પ્રાપ્તિ થાય છે.

અત્રે કોઇ એવો પ્રશ્ન કરે કે, સમ્યક્ચારિત્ર તો સંયમ ધારણ કરવાથી જ પ્રાપ્ત થઇ શકે છે. પરંતુ સમ્યગ્જ્ઞાન, સમ્યગ્દર્શન અને સમ્યક્ચારિત્રને ભિન્ન ભિન્ન કહેવામાં આવેલ છે. આવી દશામાં જેમણે સંયમ ધારણ કર્યો નથી તેમને સમ્યગ્જ્ઞાન તથા સમ્યગ્દર્શન પ્રાપ્ત થવા છતાં મોક્ષ કેવી રીતે પ્રાપ્ત થઈ શકે ? આ કથનનો એ ઉત્તર છે કે, સમ્યગ્જ્ઞાન અને સમ્યગ્દર્શન જેમનામાં હોય છે તે વ્યવહારમાં ભલે સંયમ ધારણ કરી શકયા ન હોય, અર્થાત્ ચારિત્ર ધારણ કરી શકયા ન હોય, તો પણ તેમનામાં ભાવથી તો સમ્યક્ચારિત્રનો પણ અંશ હોય જ છે. વ્યવહારમાં સંયમ ધારણ ન કરવા છતાં પણ જેમનો આત્મા નિજગુણમાં રમણ કરે છે તેમનામાં ભાવચારિત્ર હોય જ છે.

સંયમની જ માફક સત્ય પણ એક વ્યાવહારિક અને બીજું પારમાર્થિક એમ બે પ્રકારનું હોય છે. પારમાર્થિક સત્યને જ ભાવ–સત્ય કહેવામાં આવેલ છે. અને ભાવસત્ય હોય તો જ ભાવશુદ્ધિ થઇ શકે છે. પારમાર્થિક સત્ય કોને કહેવું એ વાતને સમજાવવા માટે શ્રી આચારાંગ સૂત્રમાં કહ્યું છે કેઃ–

**समयं ति मण्णमाणे समया वा असमया वा समया होइ त्ति उव्विहाए।**

અર્થાત્–જેને તું સત્ય માને છે અર્થાત્ જેને વિષે તારા હૃદયમાં કોઈ પ્રકારનો સંદેહ નથી તે તારા માટે સત્યરૂપ જ છે. આ પ્રકારના ભાવસત્યને અર્થાત્ પારમાર્થિક સત્યને જ્યારે અપનાવવામાં આવે છે ત્યારે જ આત્માનું કલ્યાણ થઈ શકે છે. ભાવસત્યને અપનાવ્યા વિના નવ પૂર્વનું જ્ઞાન જેમને પ્રાપ્ત થએલું હોય તેવા જ્ઞાનીજનો પણ પોતાનું આત્મકલ્યાણ સાધ્યા વિનાના રહી જાય છે. આવા જ્ઞાનીજનોના ઉપદેશથી ધર્મોન્મુખ થએલ લોકો તો મોક્ષ પ્રાપ્ત કરી પણ લે છે, પરંતુ તે જ્ઞાનીઓ ભાવસત્ય ન અપનાવવાને કારણે તેવાને તેવા રહી જાય છે. આ ઉપરથી ભાવસત્યનું કેટલું બધું મહત્વ છે તે જાણી શકાય એમ છે.

ભાવસત્યને અપનાવવાથી જીવાત્માને શો લાભ થાય છે? એ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને ફરમાવ્યું છે કે, ભાવસત્યદ્વારા ભાવની વિશુદ્ધિ થાય છે અર્થાત્ ચિત્તશુદ્ધિ થાય છે. ભાવ-વિશુદ્ધિ અર્થાત્ ચિત્તશુદ્ધિ દ્વારા જીવાત્મા અર્હન્તપ્રરૂપિત ધર્મની આરાધના કરી શકે છે. જે સર્વજ્ઞ તથા સર્વદર્શી છે તે અર્હન્ત ભગવાન છે. આ અર્હન્ત ભગવાન દ્વારા જે ધર્મ પ્રરૂપવામાં આવે છે તે અર્હન્ત પ્રરૂપિત ધર્મ કહેવામાં આવે છે. જ્યારે ભાવસત્યદ્વારા ભાવની વિશુદ્ધિ થાય છે ત્યારે જ અર્હન્તપ્રરૂપિત ધર્મની આરાધના થઈ શકે છે. ધર્મની આરાધનાનો માર્ગ ચિત્તની શુદ્ધિ જ છે. શ્રાવક–શ્રાવિકા જે ધર્મકાર્ય કરે છે તે ધર્મકાર્ય પણ તેઓ ચિત્તની શુદ્ધિ કરવા માટે જ કરે છે. એટલા માટે ધર્મની આરાધના કરવા માટે ચિત્તની શુદ્ધિ કરવી આવશ્યક છે.

જે વાતને આપણે જોઈ કે જાણી શકતા ન હોઈએ તે વાતને ભગવાન તો જાણે જ છે. જો કપટપૂર્વક સત્ય બોલવામાં આવે તો ભગવાનની દૃષ્ટિએ તે કપટપૂર્વક સત્ય પણ અસત્ય જ છે, અને કપટરહિત સરળ ભાવે બોલવામાં આવેલું અસત્ય પણ સરળ આત્માની દૃષ્ટિએ સત્ય જ છે.

કહેવાનો આશય એ છે કે, ભાવસત્યને જો જીવનમાં અપનાવવામાં આવે તો જ ચિત્તની વિશુદ્ધિ થાય છે. અને ચિત્તની વિશુદ્ધિ થાય તો જ અર્હન્તપ્રરૂપિત ધર્મની આરાધના થઇ શકે છે. ધર્મની આરાધના કરવાથી કોઈપણ સમયે કષ્ટ પેદા થતું નથી. જો કદાચિત કોઇ કષ્ટ પેદા થયું હોય તો તે કષ્ટ ધર્મની આરાધના કરવાને કારણે પેદા થયું છે એમ કહી શકાય નહિ, પરંતુ તે કષ્ટ કોઇ બીજા કારણેજ પેદા થયું હશે એમ કહી શકાય. સાકર કોઈ દિવસ કડવી હોતી જ નથી પરંતુ કોઈ કારણવશાત્ સાકર કડવી લાગતી હોય તો તે કડવાશ કોઇ બીજા કારણે સાકરમાં આવી હશે એમ જ કહી શકાય. આ જ પ્રમાણે ધર્મની આરાધના કરવાથી કદાપિ કષ્ટ પેદા થતું નથી. ભગવાન સ્પષ્ટરૂપે કહે છે કે, જેમનામાં ભાવસત્ય હોય છે તેમના ભાવોમાં વિશુદ્ધિ આવે છે, અને જેમનામાં ભાવશુદ્ધિ હોય છે તેઓ જ ધર્મની આરાધના બરાબર કરી શકે છે. આ જ પ્રમાણે જે વ્યક્તિ ધર્મની બરાબર આરાધના કરે છે તેજ વ્યક્તિ પરલોકની પણ આરાધના કરે છે.

આ વિષય અતિ ગંભીર છે. આ ગંભીર વિષયને સ્પષ્ટરૂપે સમજાવવા માટે પહેલાંનો થોડો અનુભવ હોવો આવશ્યક છે એટલા માટે આ શાસ્ત્રીય વિષયને અત્રે જ અધૂરો છોડી ચરિત્રકથા દ્વારા ધર્મની આરાધના કરવા માટે અંતઃકરણની કેવી વિશુદ્ધિ કરવી પડે છે તે સમજાવવાનો પ્રયત્ન કરૂં છું.

## સતી અંજના ચરિત્ર—૩

મહેન્દ્ર રાજાએ અંજનાનો વિવાહ-સંબંધ પવનકુમાર સાથે જોડવાનો નિશ્ચય કરી પવનકુમારના પિતા પ્રહ્‌લાદ રાજાની પાસે આમંત્રણપત્ર મોકલ્યો કે, તમે પવનકુમારને લઈ માનસ સરોવર ઉપર આવો અને અમે પણ કન્યાને લઈ તે સ્થળે આવીએ છીએ. તે સ્થાને બન્નેના લગ્ન કરી દેવામાં આવશે.

આજે તમે લોકો પૈસાની તો કીંમત સમજો છો પરંતુ સમયની કીંમત સમજતા નથી. એક પૈસો ખોવાઇ જાય તો તેને શોધવામાં આખા દિવસનો સમય લગાવી દેશો પરંતુ એટલો વિચાર નહિ કરો કે, એક પૈસાની વધારે કીંમત છે કે તે પૈસાને શોધવામાં લગાવવામાં આવેલો સમય વધારે કીંમતી છે ? આ પ્રમાણે તમે લોકો સમયની કીંમત સમજતા નથી અને એ કારણે તમારાં વ્યાવહારિક તથા ધાર્મિક કાર્યો અપૂર્ણ રહ્યા કરે છે.

રાજા મહેન્દ્ર અને રાજા પ્રહ્‌લાદ બન્ને સાધારણ રાજા ન હતા. તેમના પુત્ર-પુત્રીનો પહેલો જ વિવાહ થઇ રહ્યો હતો છતાં તેમણે વિવાહનું કામ ત્રણ જ દિવસમાં પતાવી દીધું. આજે વિવાહના નામે કેટલો બધો સમય નષ્ટ કરવામાં આવે છે તેનો વિચાર કરો. વિવાહ માટે મહિનાઓનો તમારો અને તમારા સગાં-સંબંધીઓનો સમય નષ્ટ કરવામાં આવે છે. આ બધું સમયની કીંમત ન સમજવાને કારણે જ બને છે. પહેલાનાં લોકો સમયની કીંમત સમજતા હતા અને તે કારણે જ રાજાઓ પણ કેવળ ત્રણ દિવસમાં જ વિવાહાદિનું કામ પતાવી લેતા હતા. વિવાહમાં જે સમય નષ્ટ કરવામાં આવે છે તે સમયને બચાવીને જો ધર્મારાધનમાં સદુપયોગ કરવામાં આવે તો શું વિવાહ આદિ કાર્ય અટકી જશે ? શું થોડા સમયમાં વિવાહ થઇ ન શકે ? જો થોડા સમયમાં વિવાહ સંપન્ન થઈ શકે એમ છે તો પછી વિવાહમાં સમયને નષ્ટ કરી દેવો એ શું ઉચિત છે ?

ગૃહસ્થો યદિ ધારે તો ડગલે ને પગલે ધર્મારાધન કરી શકે છે પણ લોકોએ તો એમ માની લીધું છે કે, જ્યાંસુધી ઉપાશ્રય કે ધર્મસ્થાનકમાં હોઈએ ત્યાંસુધી જ ધર્મ થઇ શકે છે, પછી તો પાપ જ કરવાનું હોય છે. આ ખોટી માન્યતાને કારણે કેટલી બધી હાનિ થઇ રહી છે એ કહી શકાય એમ નથી. તમે લોકો એમ સમજો છો કે ધર્મ કેવળ ઉપાશ્રયમાં જ થઈ શકે છે, તો શું દુકાને બેસવાથી શ્રાવક અશ્રાવક થઈ જાય છે ? જો નહિ, તો શું ત્યાં ધર્મનું પાલન થઇ શકતું નથી ? અહિંસા, સત્ય આદિ શ્રાવકનાં જે સ્થૂલ વ્રત છે તે વ્રતનું પાલન તો વ્યવહારમાં જ થઈ શકે છે. આવી અવસ્થામાં ધર્મ કેવળ ઉપાશ્રયમાં જ થઈ શકે છે એ માન્યતા કેટલી બધી ભ્રાન્તિમૂલક છે ?

પવનકુમાર પોતાના મિત્ર પ્રહસ્તની સાથે વિમાનમાં બેસી અંજનાને જોવા માટે મહેન્દ્રપુર આવ્યા છે એ વાત કાલે કહી દેવામાં આવી છે. અંજના પોતાની સખીઓ સાથે

બગીચામાં બેઠેલી છે અને વિવાહ સંબંધી વાતચીત કરી રહી છે ત્યાં પવનકુમાર તથા પ્રહસ્ત છુપાઈને બેસી ગયા અને અંજના તથા તેની સખીઓ વચ્ચે થતી વાતચીતને સાંભળવા લાગ્યા.

તે વખતે અંજનાની એક સખી કે જેનું નામ વસન્તમાલા હતું તે અંજનાને કહી રહી હતી કે, સખી ! તમારો વિવાહ પવનકુમારની સાથે થઈ રહ્યો છે તે ઘણા જ આનંદની વાત છે. પવનકુમાર યુવક છે, સુંદર છે તથા તમારી માફક ધર્માભિમાની પણ છે. આવો સુંદર પતિ મળવો એ સૌભાગ્યની વાત છે. વસન્તમાલાએ આ પ્રમાણે પવનકુમારની પ્રશંસા કરી. પવનકુમારની પ્રશંસા સાંભળી અંજનાએ મુખથી કાંઈ કહ્યું નહિ પણ તે હસી પડી. અંજનાને હસતી જોઈ તેની સખીઓ સમજી ગઈ કે, અંજના પવનકુમારની સાથે વિવાહ કરવામાં પ્રસન્ન છે.

વસન્તમાલાનું કથન પૂરું થયા બાદ બીજી સખી કહેવા લાગી કે, સખી અંજના ! હવે તમારે પતિવ્રત ધર્મનું પાલન કરવું પડશે. પતિવ્રત ધર્મનો પ્રારંભ સગાઈ થવાની સાથે જ થઈ જાય છે. તમારી સગાઈ થઇ ચૂકી છે એટલા માટે હવે તમારા માટે પવન-કુમાર સિવાય બાકીના બધા પુરુષો પિતા અથવા ભાઈ સમાન છે.

પતિવ્રત ધર્મનું ઘણું જ મહત્ત્વ છે. જે સ્ત્રીઓ પૂર્ણ બ્રહ્મચર્યનું પાલન કરી શકે નહિ તેઓ પતિવ્રત ધર્મનું પાલન કરીને પણ આત્મહિત સાધી શકે છે. સીતા પૂર્ણ બ્રહ્મચર્યનું પાલન કરતી ન હતી પણ તે પતિવ્રત ધર્મનું પાલન કરતી હતી. જે પ્રમાણે સ્ત્રીઓને માટે પતિવ્રત છે, તેજ પ્રમાણે પુરુષો માટે પણ પત્નીવ્રત છે. તમે જો પૂર્ણ બ્રહ્મચર્યનું પાલન કરી શકો નહિ તો પતિવ્રત તથા પત્નીવ્રતનું તો અવશ્ય પાલન કરો.

અંજના તથા તેની સખીઓ બગીચામાં આનંદપૂર્વક વાર્તાલાપ કરી રહી હતી. પ્રત્યેક વાતમાં બે પક્ષ પડી જાય છે. આ કથનાનુસાર અંજનાના વિવાહ–સંબંધમાં પણ તેની સખીઓ વચ્ચે બે પક્ષ પડી ગયા. બીજા પક્ષમાં મિશ્રકેશી નામની સખી હતી. તેણીએ કહ્યું કે, "અમારી સખી અંજનાનો વિવાહ વિદ્યુત્પર્વની સાથે ન થતાં પવનકુમારની સાથે થઇ રહ્યો છે એ વાતને તો હું દુર્ભાગ્યપૂર્ણ સમજું છું. વિદ્યુત્પર્વ કેવા મહાપુરુષ છે. તેમની બરાબરી પવનકુમાર કદાપિ કરી શકે નહિ. જે પ્રમાણે સાગર અને જલબિંદુમાં અંતર છે તેવું જ અંતર વિદ્યુત્પર્વ અને પવનકુમાર વચ્ચે છે."

મિશ્રકેશીના આ કથનના ઉત્તરમાં ત્રીજી સખીએ કહ્યું કે, વિદ્યુત્પર્વ ગમે તેવા હોય પણ તે અલ્પાયુષી છે. વિદ્યુત્પર્વ વિષે એવી ભવિષ્યવાણી સાંભળવામાં આવે છે કે, તેઓ અઢાર વર્ષની અવસ્થામાં જ દીક્ષા ગ્રહણ કરશે અને ૨૬ વર્ષની અવસ્થામાં જ મોક્ષે જશે. આવા અલ્પાયુષીની સાથે વિવાહ કરવાથી સખી અંજનાને વૈધવ્ય જ ભોગવવું પડશે. ચોથી સખીએ આ વાતનો પ્રતિવાદ કરતાં કહ્યું કે, જેમણે મોક્ષ પ્રાપ્ત કર્યો છે એવા મોક્ષગામી પતિની વિધવા થવું શું ખરાબ છે ? મોક્ષગામી મહાપુરૂષની પત્ની બની થોડા દિવસ સૌભાગ્યવતી રહેવું અને અધિક દિવસ વૈધવ્ય ભોગવવું સારું જ છે. ચંદનના લાકડાનો એક ટૂકડો પણ સારો હોય છે પરંતુ તે ચંદનના લાકડાના એક ટૂકડાની સમાનતા બીજા

વૃક્ષનાં એક ગાડી લાકડાંથી પણ કરી શકાતી નથી. આ જ પ્રમાણે ભલે અલ્પાયુષી હોય પણ જો તે મોક્ષગામી છે તો એવા મહાપુરુષની થોડા દિવસની પણ સેવા સારી જ છે.

અંજના પોતાની સખીઓની વાતો ચૂપચાપ સાંભળી રહી હતી. તેણીએ કોઇની પણ વાતમાં રસ કે ભાગ લીધો નહિ. અંજનાને ચૂપ બેસેલી જોઈ પવનકુમાર મનમાં તેના ઉપર ક્રુદ્ધ થઇ ગયા. તેઓ પોતાના મનમાં કહેવા લાગ્યા કે, આ સ્ત્રી કેવી છે કે જે પર પુરુષની પ્રશંસા અને જેમની સાથે પોતાનો વિવાહ થવાનો છે તેની નિંદા સાંભળી ચૂપ બેસી રહી છે. જે સ્ત્રી પોતાના પતિની પણ નિંદા સાંભળીને બેસી રહે છે તે સ્ત્રી શા કામની? આ પ્રમાણે પવનકુમાર ક્રુદ્ધ થઇ અંજનાને તથા નિંદા કરનાર સખીને તલવારનો પ્રહાર કરવા તત્પર થઈ ગયા.

આ પ્રમાણે ક્રુદ્ધ થઇ પવનકુમાર મ્યાનમાંથી તલવાર ખેંચી અંજના તથા તેની સખીને મારી નાંખવા માટે જવા લાગ્યા, પરંતુ તેમના મિત્ર પ્રહસ્તે તેમને કહ્યું કે, તમે ક્યાં જઇ રહ્યા છો? જરા ઉભા રહો અને વિચાર કરો. પવનકુમારે જવાબમાં કહ્યું કે, જોતા નથી કે મારી કેવી નિંદા કરવામાં આવે છે છતાં અંજના મારી નિંદા અને પર-પુરુષની પ્રશંસા ચૂપચાપ સાંભળી રહી છે. મારી નિંદા કરનાર સ્ત્રીને તથા અંજનાને દંડ આપ્યા વગર રહીશ નહિ. પ્રહસ્તે કહ્યું કે, જરા શાન્ત થાઓ! આટલા બધા ઊતાવળા ન થાઓ! પહેલી વાત તો એ છે કે, સ્ત્રી અવધ્ય છે એટલે કોઈ સ્ત્રીએ ગમે તેટલો અપરાધ કર્યો હોય છતાં તેને મારવી જોઇએ નહિ, કારણ કે સ્ત્રી અબળા કહેવાય છે. બીજી વાત એ છે કે, અંજના નિર્દોષ છે. મિશ્રકેશીના કથનનું અંજનાએ સમર્થન કર્યું નથી. વળી અંજનાની સખી તો કેવળ બોલી છે, જ્યારે તમે તો વીર પુરુષ થઇને એક અબળા સ્ત્રી ઉપર તલવારનો પ્રહાર કરવા તૈયાર થયા છો એ શું ઉચિત છે? જરા શાન્તિથી વિચાર કરો અને આ પ્રમાણે ઉચ્છંખલ બની જવું એ તમને છાજતું નથી.

સાચો મિત્ર તે જ છે કે જે ખરાબ કામ કરતાં અટકાવે છે. જે ખરાબ માર્ગે લઇ જાય તે મિત્ર નહિ પણ શત્રુ જ છે. પ્રહસ્ત પવનકુમારનો સાચો શુભચિંતક મિત્ર હતો. તેણે પવનકુમારને સમજાવીને શાન્ત કર્યા અને બન્ને જણા પાછા વિમાનમાં બેસી સ્વસ્થાને આવ્યા.

પવનકુમાર મનમાં એમ વિચારતા હતા કે, જે સ્ત્રી મારી તો નિંદા અને પર પુરુષની પ્રશંસા સાંભળી ચૂપ બેસી રહે છે તે સ્ત્રી શા કામની? આવી સ્ત્રી સાથે વિવાહ કરવાથી શો લાભ થવાનો છે? આ તો 'પ્રથમ ગ્રાસે મક્ષિકાપાત' જેવી વાત થઈ.

પવનકુમારે પોતાના હૃદયગત વિચારો પોતાના મિત્ર પ્રહસ્તની સામે પ્રગટ કર્યા. પ્રહસ્તે કહ્યું કે, ભાઇ! આ પ્રમાણે વિચાર કરવાથી તો પ્રત્યેક સ્ત્રીમાં છિદ્રો જોવામાં આવશે. જો તમે આવી સાધારણ વાતોથી જ રુષ્ટ થતા હો તો એ દશામાં તો તમારા માટે એ જ યોગ્ય છે કે તમે સંયમ ધારણ કરો. પવનકુમારે જવાબમાં કહ્યું કે, મારાથી સંયમ તો ધારણ કરી શકાય એમ નથી. પ્રહસ્તે કહ્યું કે, જો તમારાથી સંયમ ધારણ કરી શકાય એમ નથી તો પછી તમે અંજનાની સાથે વિવાહ કરો એ જ યોગ્ય છે. તમે બીજી કોઇ સ્ત્રી સાથે વિવાહ કરો એ ઠીક નથી; કારણ કે તમારી સ્વીકૃતિ લીધા બાદ જ તમારા પિતાશ્રીએ અંજનાની સાથે વિવાહ

કરવાની સ્વીકૃતિ આપેલ છે. માતા-પિતાએ જે વચન આપેલ છે તે વચનનું પરિપૂર્ણ પાલન કરવું એ તમારું કર્તવ્ય છે.

આ પ્રમાણે પ્રહસ્તના સમજાવવાથી પવનકુમારે અંજના સાથે વિવાહ કરવાની હા પાડી; પરંતુ તેમના મનમાં એવી ભાવના તો પેદા થઇ કે, વિવાહ બાદ અંજના મારી થઇ જશે, ત્યારે હું તેનો બદલો લીધા વિના નહિ રહું.

પવનકુમારના મનમાં આવો કપટભાવ રહેવાને કારણે કેટલી હાનિ થઈ અને સરળ-ભાવ આવવાને કારણે કેટલો લાભ થયો એ વિષે હવે પછી યથાવસરે વિચાર કરવામાં આવશે.



## વ્યાખ્યાનઃ સંવત્ ૧૯૯૬ શ્રાવણ વદ ૧ બુધવાર



### પ્રાર્થના

**પદ્મ પ્રભુ પાવન નામ તિહારો, પતિત ઉધારનહારો;**
**જદપિ ધીવર ભીલ કસાઇ, અતિ પાપિષ્ટ જમારો;**
**તદપિ જીવહિંસા તજ પ્રભુ ભજ, પાવૈ ભવનિધિ પારો. પદ્મ૦ ૧**

—વિનયચંદ્રજી કુંભટ ચોવીશી

શ્રી પદ્મપ્રભુ ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

આ પ્રાર્થનાની કડીઓમાં ભગવાનના નામ-સંકીર્તનનો મહિમા બતાવવામાં આવેલ છે. પરમાત્માના નામ-સંકીર્તનનો મહિમા અનન્ત, અગમ્ય અને અપાર છે, અને આપણા જેવા બાળ જીવો માટે પરમાત્માનું નામ-સંકીર્તન આધારભૂત છે. પરમાત્માનું નામ-સંકીર્તન કરવામાં અનેક લાભો રહેલાં છે પરંતુ તે લાભ શ્રદ્ધા વિના પ્રાપ્ત થઇ શકતાં નથી. જે વાત બુદ્ધિદ્વારા સમજવામાં આવતી નથી તે વાત શ્રદ્ધાદ્વારા જ સમજી શકાય છે. પરમાત્માના નામનો મહિમા પણ શ્રદ્ધાગમ્ય છે, કારણ કે તે બુદ્ધિમાં ઊતરી શકતો નથી.

અત્રે કોઇ એમ કહી શકે કે, કોઇ પ્રકારના આધાર વિના શ્રદ્ધા કેવી રીતે રાખી શકાય ? પરમાત્માના નામ ઉપર શ્રદ્ધા રાખવા માટે કોઇ આધાર તો હોવો જોઇએ ! આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, જે મહાત્માઓએ પરમાત્માના નામનો મહિમા બતાવેલ છે તેમણે જો પરમાત્માના નામમાં કોઈ પ્રકારની વિશેષતા જોઇ ન હોય તો તે મહાત્માઓ પરમાત્માના નામ-સંકીર્તનનો આટલો બધો મહિમા બતાવત નહિ. મહાત્માઓએ પણ પરમાત્માના નામનો આધાર લીધો છે, એટલા માટે આપણે પણ પરમાત્માના નામ ઉપર શ્રદ્ધા રાખવીજ જોઇએ. કારણ કે કહ્યું પણ છે કે, महाजनो येन गतः स पन्थाः અર્થાત્ મહાપુરુષો જે માર્ગે ગયા છે તે માર્ગ ઉપર ચાલવામાં અકલ્યાણ નહિ પણ કલ્યાણ જ થાય છે. જે જે મહાપુરુષો

થઇ ગયા છે તે બધાંએએ પરમાત્માના નામ-સંકીર્ત્તનનો આધાર લીધો છે. ગણધરોએ પણ શાસ્ત્રમાં પરમાત્માનું નામ-સંકીર્ત્તન કર્યું છે.

પરમાત્માના નામ-સંકીર્ત્તનનો સાક્ષાત્કાર તો કોઇ મહાત્માએ જ કરી શકે છે, પરંતુ તેમનું અનુકરણ તો બધા લોકો કરી શકે છે. રેલ્વે, સ્ટીમર આદિનો આવિષ્કાર કરનારા તો થોડા જ હોય છે અને રેલ્વે આદિને બનાવનારા પણ ઓછા જ હોય છે, પરંતુ તેમનો લાભ ઘણા લોકો લે છે. રેલ્વે તથા સ્ટીમર આદિનો લાભ જે લોકો લે છે તે લોકો શું રેલ્વે આદિને બનાવી શકે છે? બધા લોકો રેલ્વે આદિને બનાવી તો શકતા નથી. આજ પ્રમાણે પરમાત્માના નામનો સાક્ષાત્કાર કરનારા અનુભવીઓ તો વિરલ જ હોય છે. પરંતુ પરમાત્માના નામનો લાભ તો બધા લોકો લઇ શકે છે. અત્રે એક વાત ખાસ ધ્યાનમાં લેવા જેવી છે કે, પરમાત્માના નામ-સંકીર્ત્તનનો લાભ ત્યારે જ પ્રાપ્ત થઇ શકે છે કે જ્યારે નામ-સંકીર્ત્તનનો જીવનમાં અનુભવ કરવામાં આવે. ગાય જ્યાંસુધી ચાવેલા ઘાસને વાગોળી પચાવતી નથી ત્યાંસુધી તેનો રસ પેદા થઇ શકતો નથી, તેજ પ્રમાણે જ્યાંસુધી પરમાત્માના નામ-સંકીર્ત્તનને જીવનમાં સક્રિયરૂપ આપવામાં આવતું નથી ત્યાંસુધી તે દ્વારા યથેષ્ટ લાભ પ્રાપ્ત થઈ શકતો નથી.

પરમાત્માનું નામ સંકીર્ત્તન એ તો જીવનની જડીબુટ્ટી છે. આ જડીબુટ્ટીના સેવનથી ગમે તેવો પાપાત્મા પણ પાવન-પવિત્ર બની જાય છે. પાપાત્માને પણ પવિત્રાત્મા બનાવવાની આ જડીબુટ્ટી છે. અનુભવી લોકો પરમાત્માના નામ સંકીર્ત્તનનું માહાત્મ્ય બતાવતાં કહે છે કે, જે પ્રમાણે ઘાસની મોટી ગંજીને અગ્નિની એક સામાન્ય ચિનગારી પણ બાળીને ભસ્મીભૂત કરી નાંખે છે, તે જ પ્રમાણે પાપના પહાડને પણ પરમાત્માનું સામાન્ય નામ-સંકીર્ત્તન પણ છિન્નભિન્ન કરી નાંખે છે.

કહેવાનો આશય એ છે કે, પરમાત્માના નામ-સંકીર્ત્તનનું ઘણું જ મહત્ત્વ છે, પરંતુ આ વિષય શ્રદ્ધાગમ્ય છે; એટલા માટે મહાત્માઓએ જે અગણિત મહિમા બતાવેલ છે તે ઉપર આપણે પણ શ્રદ્ધા રાખવી જ જોઇએ. વ્યવહારમાં પણ શ્રદ્ધા રાખ્યા વિના કામ ચાલી શકતું નથી. કોહીનૂર હીરાને તમે જોયો નથી, પરંતુ કેવળ તે બહુ કીંમતી હીરો છે એવું તમે સાંભળ્યું છે, છતાં તમે કેવળ શ્રદ્ધાથી તેને કીંમતી હીરો માનો છો. તો પછી જે મહાત્માઓ પરમાત્માના નામ સંકીર્ત્તનનો મહિમા બતાવે છે તેમના વચન ઉપર પણ શા માટે શ્રદ્ધા રાખવી ન જોઇએ? વાસ્તવમાં નિસ્પૃહી મહાત્માઓ શ્રદ્ધાભાજન છે, એટલા માટે મહાત્માઓના કથન ઉપર શ્રદ્ધા રાખી જે લોકો પરમાત્માના નામસંકીર્ત્તનનો આશ્રય લે છે તે લોકોના આત્માનું કલ્યાણ થયા વિના રહેતું નથી. તમે લોકો જે પ્રમાણે ભૌતિક વૈજ્ઞાનિકોના કથન ઉપર વિશ્વાસ કરો છો, તે જ પ્રમાણે આધ્યાત્મિક વૈજ્ઞાનિક મહાત્માઓના કથન ઉપર પણ વિશ્વાસ રાખો.

મહાપુરુષોએ પરમાત્માના નામસંકીર્ત્તનના મહિમા વિષે જે કાંઈ કહ્યું છે તે ઉપર અશ્રદ્ધા રાખવાનું કોઇ પણ કારણ નથી. આપણે વિચાર કરશું તો આપણને માલુમ પડશે કે, વાસ્તવમાં નામનું કેવું મહત્ત્વ છે? વ્યવહારમાં પણ નામ વિના કામ ચાલી શકતું નથી. કોઇ વકીલનો કોર્ટમાં કેસ ચાલતો હોય પણ જો તે વકીલ પોતાના અસીલનું કે પ્રતિવાદીનું નામ બતાવી ન શકે તો શું તે કેસ ચાલી શકે ખરો? આ પ્રમાણે વ્યવહારમાં પણ નામનું

ઘણું કામ પડે છે. એ વાત અત્રે ભૂલવી ન જોઇએ કે, વ્યવહારમાં નામની સાથે સાથે બીજાં કામો પણ કરવાં પડે છે; આજ પ્રમાણે પરમાત્માનું નામસંકીર્ત્તન કરવાની સાથે સાથે આત્મ કલ્યાણ સાધવા માટે હિતકારી કાર્યો પણ કરવાં પડે છે.

અત્રે કોઇ એવો પ્રશ્ન કરે કે, પરમાત્માનું નામસંકીર્ત્તન કરવું એ તો ઠીક છે પરંતુ લોકો ભિન્નભિન્ન પરમાત્માને માને છે એટલા માટે કયા પરમાત્માનું નામસંકીર્ત્તન કરવું જોઇએ ? આ પ્રશ્નનો ઉચિત ઉત્તર એક કવિએ આ પ્રમાણે આપ્યો છે કેઃ—

રામ કહો રહમાન કહો, કોઈ કાન્હ કહો મહાદેવ રી.
પારસનાથ કહો કોઇ બ્રહ્મા, સકલ વિશ્વ ત્વમેવ રી;
નિજપદ રમે રામ સો કહિયે, રહમ કરે રહમાન રી,
કરસે કર્મ કાન્હ સો કહિયે, મહાદેવ નિર્વાણ રી.
પરસે સ્વરૂપ પાર્શ્વ સો કહિયે, બ્રહ્મ ચિન્હે સો બ્રહ્મા રી.

આ કવિતામાં કવિ કહે છે કે, નામમાં ભેદ છે પરંતુ કામ તો બધાનાં એક જ સરખાં છે. આ ઉપરથી કોઈ એમ પૂછી શકે કે, એ કેમ બની શકે કે 'નામમાં તો ભેદ હોય અને કામ બધાનાં એક સરખાં જ હોય ! અમારી સમજમાં તો આ વાતમાં આકાશ–પાતાળ જેટલું અંતર જણાય છે ! હિન્દુનું મુખ જો પૂર્વમાં રહે છે તો મુસલમાનનું મુખ પશ્ચિમમાં રહે છે. આવી દશામાં એમ કેવી રીતે માની શકાય કે કેવળ નામમાં જ ભેદ છે, કામમાં ભેદ નથી.' આ પ્રકારની દલીલના ઉત્તરમાં કવિ કહે છે કે, આ પ્રકારનો ભેદ અપૂર્ણને જ જણાય છે. પૂર્ણ વ્યક્તિને આમાં કશો ભેદ જણાતો નથી. કારણ કે રામ તે કહેવાય છે કે જે પોતાના રૂપમાં રમણ કરે છે. રામની વ્યાખ્યા કરતાં કહેવામાં આવ્યું છે કે, रमन्ति योगिनां इति रामः અર્થાત્ જે યોગીઓમાં રમણ કરે છે તે રામ છે. અને જે બધા ઉપર રહમ–દયા કરે છે તે રહેમાન છે. દયા કરવી કે પોતાના પદમાં રમણ કરવું એ બન્ને એક જ વાત છે. આમાં કેવળ નામનો જ ભેદ છે, કામનો કશો ભેદ નથી. છતાં અપૂર્ણ લોકો નામના ભેદમાં પડીને પરસ્પર કલેશ કંકાસ કરવા લાગે છે. કવિ સ્પષ્ટરૂપે કહે છે કે, નામમાં ગમે તેટલો ભેદ હોય પણ કામમાં કોઈ પ્રકારનો ભેદ નથી. કામને જોઈ નામ લેવામાં આવે તો પછી ભલે કોઇનું પણ નામ લેવામાં આવે, અને કોઇના નામનું પણ સંકીર્ત્તન કરવામાં આવે, તો તે એક જ વાત છે.

'ભાજન ભેદ કહાવે નાના એક મૃત્તિકા રૂપ રી;
તે સે યે સબ ભેદે કલ્પના એક ચિદાનંદ સ્વરૂપ રી.'

અર્થાત્—જે પ્રમાણે ભાજનમાંના નામમાં તો ભેદ છે, પરંતુ માટીની દૃષ્ટિએ તો બધાં પાત્રો એક જ સરખાં છે; તે જ પ્રમાણે નામની દૃષ્ટિએ ભલે ભેદ જણાતો હોય પરંતુ કામની દૃષ્ટિએ જોવામાં આવે તો તેમાં કોઈ પ્રકારનો ભેદ જાણવામાં આવશે નહિ. જ્યાં ભાવની વિશુદ્ધિ હોય છે ત્યાં કોઈ પ્રકારનો ભેદભાવ પણ રહેવા પામતો નથી. જે કોઈ મનુષ્ય પોતાના ભાવની વિશુદ્ધિ કર્યા બાદ પરમાત્માના નામનું સંકીર્ત્તન કરે છે તે મનુષ્ય સ્વપરનું કલ્યાણ અવશ્ય સાધી શકે છે. ભાવ વિશુદ્ધિ કેટલી બધી આત્મસાધક તથા લાભપ્રદ છે એ વાત હવે શાસ્ત્રદ્વારા સમજાવું છું:—

## સમ્યક્ત્વ પરાક્રમ—બોલ ૫૦ મો ચાલુ

શાસ્ત્રમાં ભાવસત્ય વિષે પ્રશ્ન ચાલી રહ્યો છે. ભગવાને કહ્યું છે કે, ભાવસત્યદ્વારા ભાવની વિશુદ્ધિ થાય છે, અર્થાત્ ચિત્તની શુદ્ધિ થાય છે. ચિત્તની શુદ્ધિ થયા બાદ વસ્તુનું યથાર્થ સ્વરૂપ જોવામાં આવે છે. શાસ્ત્રોમાં અરિહન્ત ભગવાને જે કાંઈ કહ્યું છે તે પૂર્ણપણે ત્યારે જ સમજવામાં આવે છે કે જ્યારે હૃદયના ભાવ શુદ્ધ બને છે. મેં જે કોઇ ગ્રન્થ કે શાસ્ત્ર જોયાં તથા જાણ્યાં છે તે બધામાં ચિત્તને શુદ્ધ કરવાની વાત પ્રધાનરૂપે કહેવામાં આવી છે. બધાં શાસ્ત્રકારોએ તથા નીતિકારોએ ચિત્ત–શુદ્ધિને પ્રધાનતા આપી છે એમ મારા જાણવામાં આવ્યું છે. ભગવાન મહાવીરે તેર બોલનો અભિગ્રહ કર્યો હતો. ભગવાનનો અભિગ્રહ શો છે ? એ વાત સાધારણ લોકો જાણી શકયા ન હતા, પરંતુ ભગવાનનું ચિત્ત શુદ્ધ હતું એટલા માટે મહાવીર ભગવાન, ચંદનબાલાની આંખમાં આંસુઓ ન જોવાને કારણે અને આ પ્રમાણે પોતાના અભિગ્રહની પૂર્તિમાં એક બોલની ઉણપ હોવાને કારણે ચંદન-બાલાના દ્વાર ઉપર જઈ પાછા ફર્યા હતા. સીતાજીનું ચિત્ત શુદ્ધ હતું એટલા જ માટે તેણે કષ્ટોને સહવાનું તો સહર્ષ સ્વીકાર્યું, પરંતુ રામ સિવાય બીજા કોઈને પતિરૂપે સ્વીકાર્યા નહિ. જો સીતાજીનું ચિત્ત શુદ્ધ ન હોત તો આ પ્રમાણે કષ્ટોને સહેવા તૈયાર ન થાત. આ પ્રમાણે ભાવશુદ્ધિ, ચિત્તશુદ્ધિ કે આત્મશુદ્ધિને બધાંએ મહત્ત્વ આપેલ છે. આત્મશુદ્ધિનું કેટલું બધું મહત્ત્વ છે એ વાત કેશીગૌતમના સંવાદમાં સ્પષ્ટરૂપે બતાવવામાં આવેલ છે. કેશીકુમાર સ્વામી આત્માની સ્થિતિ બતાવતાં ગૌતમસ્વામીને પૂછે છે કે:—

**अणेगाणं सहस्साणं मज्झे चिट्ठसि गोयमा ! ।**
**ते य ते अहिगच्छन्ति कहं ते निज्जिया तुमे ॥ उ० २३-३५**

અર્થાત્—હે ગૌતમ ! હજારો વૈરીની વચ્ચે તમે વસી રહ્યા છો, વળી તે તમારી સામે ઝઝૂમી રહ્યા છે, છતાં તે બધાંને તમે શી રીતે જીતી શકો છો ?

કેશી સ્વામીના આ પ્રશ્નના ઉત્તરમાં ગૌતમ સ્વામીએ જણાવ્યું કે:—

**एगे जिए जिया पंच पंच जिए जिया दश ।**
**दशहा उ जिणित्ताणं सव्वसत्तू जिणामिहं ॥ उ० २३-३६**

અર્થાત્—હું માત્ર એક (આત્મા)ને જીતવા સતત પ્રયત્ન કરું છું, કારણ કે તે એકને જીતવાથી પાંચ અને પાંચને જીતવાથી દશ અને દશને જીતવાથી સર્વ શત્રુઓ સ્વયં જીતાઇ જાય છે.

ગૌતમ સ્વામીનો આ ઉત્તર સાંભળી કેશી સ્વામીએ પુનઃ પૂછ્યું કે, હે ગૌતમ! તમે શત્રુ કોને કહો છો અને એકને જીતવાથી પાંચ અને પાંચને જીતી લેવાથી દશ તથા દશને જીતી લેવાથી બધા શત્રુઓ જીતાઈ જાય છે આ બધું કોના વિષે કહો છો ? કેશીકુમારના આ પ્રશ્નના ઉત્તરમાં ગૌતમસ્વામીએ કહ્યું કે:—

**एगप्पा अजिए सत्तू कसाया इन्दियाणि य ।**
**ते जिणित्ता जहानायं विहरामि अहं मुणी ॥ उ० २३-३८**

અર્થાત્—હે મુનિ! એક (મનની દુષ્ટ પ્રવૃત્તિને વશ થએલો) જીવાત્મા જો ન જીતાય તો તે શત્રુ છે, (આત્માને ન જીતવાથી કષાયો ઉત્પન્ન થાય છે) અને એ શત્રુના પ્રતાપે ચાર કષાયો પણ શત્રુ છે અને પાંચે ઇન્દ્રિયો પણ શત્રુ છે. એમ આખી શત્રુની પરંપરાને જૈનશાસનના ન્યાય પ્રમાણે જીતીને શાન્તિપૂર્વક હું વિહાર કર્યા કરું છું.

ક્રોધ, માન, માયા અને લોભ એ ચાર કષાયો કહેવાય છે. તેના તરતમ ભાવે સોળ ભેદો છે. દુષ્ટ મન એ પણ શત્રુ છે. પાંચ ઇન્દ્રિયોનો અસદ્વેગ થવાથી એ પણ શત્રુઓ જેવું કાર્ય કરે છે. પરંતુ બધાનું મૂળ એક માત્ર દુરાત્મા જ છે. તેથી દુરાત્માને જીતી લેવાથી બધાને સરળતાથી જીતી શકાય છે. જૈનશાસ્ત્રોનો ન્યાય એ છે કે, બહારનાં યુદ્ધ કરવા કરતાં આત્મયુદ્ધ કરવું તે ઉત્તમ છે. અને ક્ષમા, દયા, તપશ્ચર્યા અને ત્યાગ એ તેમને હણવાનાં શસ્ત્રો છે. આ શસ્ત્રોદ્વારા જ કર્મશત્રુ હણાઇ જાય છે.

ગૌતમ સ્વામીએ જે કાંઈ કહ્યું છે તે જ અનાથી મુનિએ × પણ શ્રેણિક રાજાને કહ્યું હતું. અનાથી મુનિએ શ્રેણિક રાજાને કહ્યું હતું કે, સુખ કે દુઃખ, નરક કે સ્વર્ગ, મિત્ર કે શત્રુ આ આત્મા જ છે, બીજો કોઈ નથી. આપણો આત્મા જો શુદ્ધ હોય તો બધી વસ્તુઓ શુદ્ધ સ્વરૂપમાં જોઇ શકાશે, અને જો આત્મા અશુદ્ધ હશે તો બધી વસ્તુઓનું યથાર્થ સ્વરૂપ જાણવામાં કે જોવામાં નહિ આવે. કૂટશાલ્મલી વૃક્ષ, વૈતરણી નદી અથવા કામધેનુ ગાય કે નન્દનવન અર્થાત્ સમુચ્ચયરૂપે બધાં સુખ કે બધાં દુઃખ અથવા સ્વર્ગ કે નરક આપણો આત્મા જ છે. આ વાતને બરાબર જાણવાને કારણે જ જ્ઞાનીજનો સુખના સમયમાં ફુલાઈ જતા નથી અને દુઃખના સમયમાં ગભરાઇ જતા નથી. પરંતુ સમભાવ જ રાખે છે. જ્ઞાનીજનો કહે છે કે, જ્યારે નરક કે કૂટશાલ્મલી વૃક્ષનાં દુઃખ આપણા આત્મામાંથી જ પેદા થાય છે એવી અવસ્થામાં તેને આપણે ખરાબ કેવી રીતે કહી શકીએ? જો આપણે આપણા આત્માને જીતી લઈએ તો એ દુઃખો આપણી પાસે આવીજ કેમ શકે? એક આત્માને બરાબર રીતે જીતી લેવાથી બધાં દુઃખો જીતી લેવાય છે અને જ્યારે આત્માને જીતી શકાતો નથી ત્યારે દુઃખો આવી પડે એ સ્વાભાવિક છે. દુઃખોને દૂર કરવા માટે આત્માને જીતી લેવો આવશ્યક છે.

સૂર્ય અને દીપક બન્ને પ્રકાશ આપે છે. સૂર્ય તો સ્વતંત્રરૂપે પ્રકાશ આપે છે પરંતુ દીપક તો તેલ પૂરીએ ત્યારે જ પ્રકાશ આપી શકે છે. જો દીપકમાં તેલ પૂરવામાં ન આવે તો દીપક બુઝાઇ જાય. જ્ઞાનીજનો કહે છે કે, અમારો આત્મા સૂર્યથી પણ વધારે સ્વતંત્ર છે. જ્યાંસુધી આ આત્મા પરતંત્ર છે ત્યાંસુધી જ તેને દુઃખ છે. જો તે પરતંત્ર ન બને તો તેને કોઈ પણ પ્રકારનું દુઃખ પેદા થાય એવો સંભવ નથી.

ગૌતમ સ્વામીનું કથન સાંભળી કેશીસ્વામીએ કહ્યું કે, તમે પ્રશ્નોનો જે ઉત્તર આપ્યો છે તે બરાબર છે. મારો કહેવાનો આશય પણ એ જ હતો. તમે ખરેખર જિનાત્મા છો. તમે ક્રોધ, માન, માયા તથા લોભ આ ચતુર્વિધ કષાયને જીતી લઇને આત્મા ઉપર વિજય

× જુઓ : ઉત્તરાધ્યયન સૂત્રનું "મહાનિર્ગ્રન્થીય" નામનું ૨૦ મું અધ્યયન. વિસ્તૃત વર્ણન માટે જુઓ જવાહિર વ્યાખ્યાન સંગ્રહ—રાજકોટ ચાતુર્માસ.

મેળવ્યો છે. દ્રવ્યાત્મા, કષાયાત્મા, યોગાત્મા, ઉપયોગાત્મા, જ્ઞાનાત્મા, દર્શનાત્મા, ચારિત્રાત્મા અને વીર્યાત્મા. આ આઠ પ્રકારના આત્મામાંથી કેવળ એક કષાયાત્માને જીતી લેવાથી તમે આત્મ-વિજય પ્રાપ્ત કર્યો છે. વાસ્તવમાં કષાય એ જ સંસાર છે કારણ કે સંસારને વધારનારાં એ ચાર કષાયો જ છે. જે કોઈ વ્યક્તિ આ ચાર કષાયોને જીતી લે છે તે વ્યક્તિ આત્મા ઉપર વિજય પ્રાપ્ત કરી સંસારનો ઉચ્છેદ કરી શકે છે.

સાંભળવામાં આવે છે કે, યુરોપમાં યુદ્ધની તૈયારીઓ ચાલે છે. પાશ્ચાત્ય લોકો યુદ્ધની તૈયારી કરી રહ્યા છે, તો તમે પણ ક્રોધ, માન, માયા તથા લોભ એ આંતરશત્રુઓ સાથે યુદ્ધ કરવાની તૈયારી કરી છે કે નહિ? બાહ્ય યુદ્ધ કરવા કરતાં આંતર યુદ્ધ કરવું ઉચિત છે. બાહ્ય યુદ્ધ કરવામાં માનવહિંસા, રક્તપાત તથા જન-ધનની હાનિ તો થાય છે, પરંતુ સાથેસાથે બીજાને લૂંટવાની, પદદલિત કરવાની મલિન મનોવૃત્તિ-વૈરવૃત્તિ-પણ હૃદયમાં પેદા થાય છે. વૈરવૃત્તિ વધવા પામશે તેમ તેમ સંસારમાં અશાન્તિનું સામ્રાજ્ય વધતું જશે અને પરિણામે સંસારમાંથી સુખ અને શાન્તિ અદૃશ્ય થશે. આથી વિપરીત જો વૈરવૃત્તિનો ત્યાગ કરી ક્રોધ, માન, માયા તથા લોભ (જેને કારણે સંસારમાં વિધ્વંસકારી વિપ્લવ જાગે છે) —આ ચાર કષાયોને જીતવા માટે કષાયાત્મા સાથે દયા ક્ષમા, આદિ અહિંસાત્મક શસ્ત્રો દ્વારા આંતરયુદ્ધ ખેડવામાં આવે તો બીજાને લૂંટવાની, પદદલિત કરવાની જે મલિન મનોવૃત્તિ-વૈરવૃત્તિ છે તેના ઉપર વિજય મેળવી શકાશે, અને વૈર ઉપર વિજય પ્રાપ્ત કરવાના પરિણામે આત્મશાન્તિ થવાની સાથે સાથે વિશ્વમાં પણ શાન્તિ સ્થાપિત થઈ શકશે. વિશ્વમાં સુખ-શાન્તિ સ્થાપિત કરવા માટે દયા, ક્ષમા આદિ અહિંસાત્મક સાધનો દ્વારા કષાયાત્માને જીતવો એજ એક અમોઘ માર્ગ છે. આજે शठं प्रति शाठ्यं અર્થાત્ વૈરનો બદલો વૈરથી લેવામાં આવે છે પરંતુ આ પ્રકારનો વૈરયુક્ત વ્યવહાર કરવાથી સંસારમાં કોઇ દિવસ શાન્તિ સ્થાપિત થઇ શકી નથી અને થઈ પણ શકે નહિ. કારણ કે શાન્તિને સ્થાપિત કરવાનો આ સાચો માર્ગ નથી. શાન્તિ સ્થાપવાનો સાચો અને અમોઘ માર્ગ તો शठं प्रत्यपि सत्यम् અર્થાત્ વૈરનો બદલો પણ ક્ષમાથી આપવાનો છે. વિશ્વશાન્તિ ત્યારે જ સ્થાપિત થઇ શકે કે જ્યારે થપાડનો બદલો પણ ક્ષમાથી આપવામાં આવે. શાસ્ત્રકારો તો આ વાત ઘણા વર્ષોથી પોકારી પોકારીને કહ્યા કરે છે, પરંતુ હવે તો ગાંધીજી જેવા રાજનીતિજ્ઞ પણ એજ કહે છે. વાસ્તવમાં શાન્તિ ત્યારેજ મળી શકે કે જ્યારે બીજાને શાન્તિ આપવામાં આવે. બીજાને અશાન્ત કરી પોતે શાન્તિ ચાહે તો એ દશામાં શાન્તિ કદાપિ મળી શકે નહિ. અશાન્તિ વધારવાથી શાન્તિ નહિ પણ અશાન્તિ જ વધવા પામે છે.

૧૯૧૪માં બ્રિટિશ અને જર્મન લોકો વચ્ચે મહાયુદ્ધ થયું હતું. કહેવામાં આવે છે કે, એ યુદ્ધમાં અંગ્રેજોએ જર્મનોને પરાજિત કર્યા હતા અને શાન્તિ સ્થાપિત કરી હતી; પરંતુ વાસ્તવમાં તે શાન્તિ ભારેલા અગ્નિ જેવી કેવી ઉત્પાત કરનારી હતી તે આજે પ્રત્યક્ષ જોવામાં તથા સાંભળવામાં આવે છે. આ ઉપરથી એટલો સાર અવશ્ય નીકળે છે કે શસ્ત્રબળથી કોઇને થોડા સમય માટે ભલે પરાજિત કરી લેવામાં આવે, પરંતુ તેથી કાંઇ સ્થાયી શાન્તિ સ્થાપિત થઈ શકતી નથી. જ્યાંસુધી વૈરવૃત્તિનો હૃદયમાં વિનાશ થતો નથી ત્યાંસુધી અશાન્તિ પણ મટી શકતી નથી. અશાન્તિને દૂર કરવી આવશ્યક

છે. બીજાને શાન્તિ આપવાથી જ શાન્તિ પેદા થઇ શકે છે. વૈરનો બદલો વૈરથી લેવામાં વૈર શમતું નથી પણ વધે જ છે. વૈરવૃત્તિ ઉપર વિજય મેળવવા માટે તથા વિશ્વમાં સ્થાયી શાન્તિ સ્થાપિત કરવા માટે કષાયાત્માને જીતવો અનિવાર્ય આવશ્યક છે. જો આત્મા મૈત્રીપૂર્ણ આચાર તથા વિવેકપૂર્ણ વિચાર દ્વારા કષાયને જીતવાનો પ્રયત્ન કરે તો કષાયને જીતી પણ શકે છે અને વિશ્વમાં શાન્તિ પણ સ્થાપિત કરી શકે છે.

અત્રે કોઇ એવો પ્રશ્ન કરે કે, આપણે કષાયોને જીતી લીધાં છે એ કેવી રીતે ખબર પડે? આ પ્રશ્નનો સામાન્ય રીતે ઉત્તર એજ આપી શકાય કે આપણા વ્યવહાર ઉપરથી જ આપણે કષાય ઉપર વિજય મેળવ્યો છે કે નહિ એ વાતની ખબર પડી શકે છે.

આચાર અને વિચારનું એકીકરણ હોય તો જ ઇષ્ટકાર્ય સિદ્ધ થઇ શકે છે. નિશ્ચય તથા વ્યવહારમાં આચાર તથા વિચાર એક હોવા જોઇએ. મહાપુરુષોની માનસિક, વાચસિક કે કાયિક પ્રવૃત્તિ એક જ પ્રકારની હોય છે. मनस्येकं वचस्येकं कार्ये चैकं महात्मानाम्–અર્થાત્ મહાત્માઓના મનમાં, વાણીમાં તથા કાર્યોમાં એક સરખી જ પ્રવૃત્તિ હોય છે.

જે વ્યક્તિએ ક્રોધ, માન, માયા તથા લોભ આ ચાર કષાયોને જીતી લીધાં હોય છે તે વ્યક્તિનો વ્યવહાર પણ સરળ બની જાય છે. નિશ્ચયમાં જે કષાય–વિજયી હોય છે તે વ્યવહારમાં પણ કષાયજિત જણાય છે. ગૌતમ સ્વામીના વ્યવહાર ઉપરથી જ કેશીશ્રમણે તેમને જિતાત્મા તથા કષાયવિજયી કહ્યા હતા. જો ગૌતમ સ્વામીનો નિશ્ચય વ્યવહારમાં ન ઉતર્યો હોત તો કેશી સ્વામી તેમને જિતાત્મા તરીકે કેવી રીતે ઓળખી શકત? ગૌતમ સ્વામીના વ્યવહારે જ એ બતાવી આપ્યું કે તેમનામાં ક્રોધ, માન, માયા તથા લોભ નથી. જે નિશ્ચયમાં હોય છે તે જ વ્યવહારમાં પણ આવે છે. વ્યવહાર ઉપરથી નિશ્ચય પણ જાણી શકાય છે. કોઈ વૃક્ષ ઉપરથી જ્યારે લીલુંછમ જોવામાં આવે છે ત્યારે તેની જડ પણ લીલી હશે એમ અનુમાન કરી શકાય છે. આ જ પ્રમાણે વ્યવહાર ઉપરથી નિશ્ચયનું પણ અનુમાન કરી શકાય છે. વળી નિશ્ચયની સાથે સાથે વ્યવહારની પણ આવશ્યકતા રહે છે. કેવળ નિશ્ચયને કે કેવળ વ્યવહારને જ પકડી બેસી રહેવાથી કામ ચાલી શકે નહિ. પરંતુ જ્યારે નિશ્ચય તથા વ્યવહાર બન્ને હોય ત્યારે જ ઇષ્ટકાર્ય સિદ્ધ થઈ શકે છે. વરસાદ વરસે પણ જો બીજ કે અંકુર ન હોય તો શું ઊગી શકે? આ જ પ્રમાણે બીજ કે અંકુર હોય પણ વરસાદ ન વરસે તો પણ બીજ કે અંકુર કેવી રીતે ઉગી શકે? વરસાદ વરસે અને બીજ પણ હોય તો જ ઉગી શકે છે. આ જ પ્રમાણે નિશ્ચય અને વ્યવહાર બન્ને હોય તો જ કામ ચાલી શકે, કેવળ એકથી કામ ચાલી શકે નહિ.

સંસારમાં અનેક મત–મતાન્તરો છે. આ મતમતાન્તરોની વિપુલતાને કારણે લોકોની બુદ્ધિ ચક્કરમાં પડી ગઇ છે; પરંતુ આપણે તો તેજ ઠીક માનવું જોઇએ કે જે કેશી સ્વામી તથા ગૌતમ સ્વામીએ કહેલ છે. આપણને તો તેજ વાત માન્ય હોવી જોઇએ કે જે વીતરાગ પ્રભુ સર્વજ્ઞ તીર્થંકરદેવે બતાવેલ છે. જો કોઈ વાત આપણી બુદ્ધિમાં સમજવામાં ન આવે તો પણ આપણા હૃદયમાં એ વાતનો દૃઢ વિશ્વાસ હોવો જોઇએ કે:—

**तमेव सच्चं निस्संकियं जं जिणेहिं पवेइयं–एवं सद्दहमाणा, एवं पत्तयमाणा, एवं रोयेमाणा देवाणुप्पियाणं आणाए आराहियं भवइ? हंता गोयमा! भवइ।**

અર્થાત્-કદાચિત્ કોઈ વાત આપણી બુદ્ધિમાં ઊતરતી ન હોય તોપણ એ વાતનો વિશ્વાસ આપણા હૃદયમાં દૃઢ હોવો જોઈએ કે, વીતરાગ જિન ભગવાને જે કાંઈ કહ્યું છે તે સત્ય છે. તેના સંબંધમાં મને કોઇ પ્રકારનો સંદેહ નથી. હું તેમના કથન ઉપર શ્રદ્ધા, પ્રતીતિ, રુચિ રાખું છું. ગૌતમ સ્વામીએ ભગવાનને પૂછ્યું કે, જે આ પ્રમાણે કહીને આપના વચન ઉપર શ્રદ્ધા રાખે છે તે આરાધક છે? ગૌતમ સ્વામીના પ્રશ્નના ઉત્તરમાં ભગવાને ફરમાવ્યું કે, હા, ગૌતમ! તે જીવાત્મા આરાધક છે. આ પ્રમાણે તીર્થંકર દેવે જે કાંઇ કહ્યું છે તે આપણી બુદ્ધિમાં ન ઉતરે તોપણ તેમના કથન ઉપર શ્રદ્ધા રાખવી જોઈએ. શ્રદ્ધા તો આત્માને પ્રકાશિત કરનારી જ્વલંત દીપિકા છે. આત્માને તેજસ્વી બનાવનારી જ્યોતિર્મયી દીવી છે.

કહેવાનો આશય એ છે કે, ચિત્તની શુદ્ધિ અથવા ભાવવિશુદ્ધિનું મહત્ત્વ કેશી મહારાજ તથા ગૌતમ સ્વામીએ પણ બતાવેલ છે. એટલા માટે ભાવસત્યદ્વારા ચિત્તને શુદ્ધ કરવાનો પ્રયત્ન કરવો જોઇએ. આ સંસારમાં સંયોગો તો અનેક પ્રકારનાં પ્રાપ્ત થાય છે પરંતુ તે સંયોગોને કારણે પોતાના ભાવોમાં અશુદ્ધિ આવવા દેવી ન જોઇએ. વિષમ સંયોગો જીવનમાં ઉપસ્થિત થાય તોપણ ચિત્તને અંજના સતીની માફક શુદ્ધ રાખવાનો પ્રયત્ન કરવો જોઇએ. અંજના સતીએ જીવનમાં વિષમ પરિસ્થિતિ ઉપસ્થિત થવા છતાં પોતાના ચિત્તને કેવી રીતે સમભાવયુક્ત તથા શુદ્ધ રાખ્યું તે વાત હવે અંજના સતીની ચરિત્ર-કથા ઉપરથી સમજાવું છું. સતી અંજનાનું જીવનચરિત્ર આપણા માટે આદર્શભૂત છે એટલા માટે આપણું જીવન પણ આદર્શ કેવી રીતે બને તે વાત આ ચરિત્રકથામાંથી લેવાની તથા આચરણમાં ઉતારવાની ખાસ જરૂર છે.

## સતી અંજના ચરિત્ર-૪

જે વ્યક્તિ, માથે આવી પડેલી વિપત્તિઓને પણ પોતાની સંપત્તિ બનાવી લે છે, તેજ વ્યક્તિ, આત્મોદ્ધાર કરવાની સાથે જગત સમક્ષ એક ઉચ્ચ આદર્શ ઉપસ્થિત કરી જાય છે. કીડીના જેવું જીવતર જીવનારા સંસારમાં અનેક લોકો જોવામાં આવે છે, પરંતુ તેમનું જ જીવન ઉચ્ચ, આદર્શ તથા સફળ ગણવામાં આવે છે કે જેમનું જીવન બીજાઓને માટે અનુકરણીય બને છે. આપણે જેમના જીવનની ચરિત્રકથા કે યશોગાથા કરીએ છીએ તેમનું જીવન પણ આપણા માટે આદર્શ તેમજ અનુકરણીય છે. જેમના જીવન-પ્રસંગોમાંથી આત્મવિકાસનાં તત્ત્વો પ્રગટે છે તે જીવન-પ્રસંગ કહેવો તેમજ સાંભળવો લાભપ્રદ જ છે. સતી અંજનાનું જીવન-ચરિત્ર પણ આત્મવિકાસનાં તત્ત્વોથી ઓતપ્રોત છે, એટલા માટે અંજના સતીના જીવન-ચરિત્રને એકાગ્રચિત્તે સાંભળશો અને તેમના ચરિત્રાંશને થોડેઘણે અંશે જીવનમાં ઉતારશો તો તમને આત્મલાભ થયા વિના નહિ રહે.

અંજના સતી કેટલી બધી ધૈર્યવતી હતી એ વાત તેમની જીવન ઘટનામાંથી જાણવા મળે છે.

મિશ્રકેશીદ્વારા કરવામાં આવેલી વિદ્યુત્પર્વની પ્રશંસા સાંભળી અંજના એ વિચારથી ચૂપ બેસી રહી હતી કે, મહાપુરુષોની પ્રશંસામાં વિઘ્નબાધા ઉપસ્થિત કરવી ન જોઈએ. અંજનાને એ વાતની ખબર ન હતી કે તેના મૌનનું કેવું ખરાબ પરિણામ આવશે!

મિશ્રકેશીદ્વારા કરવામાં આવેલી વિદ્યુત્પર્વની પ્રશંસા સાંભળી મૌન રહેવાને કારણે જ પવનકુમાર અંજના ઉપર ક્રુદ્ધ થયા હતા અને ક્રોધાવેશમાં બન્નેને મારવા માટે પણ ઉદ્યત થયા હતા; પણ પ્રહસ્તે પવનકુમારને સમજાવી શાન્ત કર્યા. પવનકુમારે તો મનમાં ત્યાંસુધી નિશ્ચય કરી લીધો હતો કે, પરપુરુષની પ્રશંસા સાંભળી ચૂપચાપ બેસી રહેનાર સ્ત્રી સાથે વિવાહ કરવાથી શો લાભ ? આ પ્રમાણે પવનકુમારે અંજના સાથે વિવાહ કરવાનો વિચાર પણ માંડી વાળ્યો હતો પણ આખરે પ્રહસ્તે પવનકુમારને બહુ જ સમજાવ્યા ત્યારે વિવાહ કરવા માટે સમ્મત થયા, પરંતુ તેમના મનમાં અંજના પ્રતિ વૈરભાવ હતો અને તે વૈરનો બદલો લેવા માટે જ વિવાહ કરવા તૈયાર થયા હતા. તેમણે વિચાર્યું કે, જો હું અંજનાની સાથે વિવાહ કરી લઇશ તો મિત્રની વાત પણ સચવાશે, માતા-પિતાની આજ્ઞાનું પણ પાલન થશે અને હું અંજના પ્રતિ વૈરનો બદલો લઈ શકીશ. જો કે પવનકુમારની આ આ ભાવના સારી ન હતી પરંતુ વિવાહ કર્યા બાદ તેમનામાં જે દૃઢતા રહી તે દૃઢતાને કારણે તેમનો આ દુર્ભાવ ગૌણ થઈ ગયો.

પવનકુમારના લગ્નની તૈયારી થવા લાગી. રાજા પ્રહ્‌લાદે પવનકુમારને વરરાજા બનાવ્યા અને પવનકુમારને લઈને માનસરોવર ઉપર ગયા. આ બાજુ મહેન્દ્ર રાજા પણ અંજનાને લઇ સરોવર ઉપર આવી પહોંચ્યા. ત્યાં પવનકુમારની સાથે અંજનાનો વિવાહ-સંસ્કાર સાનંદ સંપન્ન થયો. પવનકુમારે વિવાહ તો કર્યો પણ વિવાહ કરતી વખતે લોકોમાં જે આનંદ તથા જે પ્રસન્નતા જોવામાં આવે છે તેવો આનંદ તથા તેવી પ્રસન્નતા પવનકુમારના મુખ ઉપર જોવામાં આવતાં ન હતાં.

રાજા મહેન્દ્રે પ્રેમપૂર્વક પવનકુમારની સાથે અંજનાનો વિવાહ કરાવ્યો અને પોતાની શક્તિ પ્રમાણે પહેરામણી પણ આપી. રાજા પ્રહલાદ પોતાના પુત્ર તથા પુત્રવધૂને લઈ ઘેર આવ્યા. રાજા પ્રહ્‌લાદ તથા તેમની પત્ની કેતુમતિ, પુત્રવધૂ અંજનાને જોઈ ઘણા જ પ્રસન્ન થયા. અંજના પણ ઘેર સાનંદ પહોંચ્યા બાદ સાસુ-સસરાના પગે પણ પડી.

અંજના પ્રતિ બધા પ્રસન્ન હતા પરંતુ પવનકુમારના મનમાં અંજના પ્રતિ વૈર હોવાને કારણે તેઓ અંજના ઉપર અપ્રસન્ન રહ્યા કરતા હતા. રાજા પ્રહ્‌લાદે અંજનાને રહેવા માટે એક ઊંચો મહેલ બનાવી દીધો. પવનકુમારને આ ન ગમ્યું. તેઓ મનમાં એમ વિચારતા હતા કે, પિતાજીએ આના માટે આવો સુંદર મહેલ શામાટે બનાવી દીધો ! આ પ્રમાણે વિચાર કરવાની સાથે તેમણે એમ પણ વિચાર્યું કે, પિતાજીને એ વાતની શી ખબર કે, મને આ પત્ની પસંદ નથી અથવા મારા હૃદયમાં તેના પ્રત્યે વૈર છે. એટલા માટે તેઓશ્રી અંજનાને આદર આપે એ સ્વાભાવિક છે, પરંતુ હું અંજના પ્રતિ પ્રેમભાવ પ્રકટ કરી શકું એમ નથી. મેં તો અંજનાનો ત્યાગ જ કર્યો છે.

પવનકુમાર અંજનાનું મુખ પણ જોતા ન હતા છતાં અંજના ધૈર્ય ધારણ કરતી હતી. તે પોતાના મનમાં એમ વિચારતી કે મેં એવો શો અપરાધ કર્યો છે કે, પતિદેવ મારા ઉપર આટલા બધા રુષ્ટ રહે છે ? મેં આ જન્મમાં તો કોઇ એવું પાપ કર્યું નથી પરંતુ પહેલાના જન્મમાં મેં એવું કોઈ પાપકર્મ અવશ્ય કર્યું હશે કે જેનું આજે મારે ફળ ભોગવવું પડે છે. કરેલાં કર્મોને ભોગવ્યા સિવાય છૂટકો નથી.

શ્રી ઊત્તરાધ્યયન સૂત્રમાં કહ્યું છે કે, कडाण कम्माण न मोक्ख अत्थि અર્થાત્ કરેલાં કર્મોને ભાગવ્યા સિવાય છૂટકો નથી. આજ પ્રમાણે શ્રી ભગવતીસૂત્રમાં પણ કહેવામાં આવ્યું છે કે—

**भगवं! सकड़ा कम्म वेदन्ति परकड़ा? गोयमा! सकड़ा कम्म वेदन्ति नो परकड़ा!**

અર્થાત્—ગૌતમસ્વામીએ પૂછ્યું કે, હે ભગવન્! સ્વકૃત કર્મો ભોગવવાં પડે છે કે પરકૃત? આ પ્રશ્નના જવાબમાં ભગવાને ફરમાવ્યું કે, હે ગૌતમ! પોતાનાં કરેલાં જ કર્મો ભોગવવાં પડે છે, બીજાનાં કરેલાં કર્મો ભોગવવાં પડતાં નથી.

આ પ્રમાણે અંજના 'મેં પૂર્વ જન્મમાં કોઈ અપરાધ કરેલ છે અને એ કર્મના ફળસ્વરૂપ મારા પતિદેવ મારા પ્રત્યે અપ્રસન્ન રહે છે' એમ વિચાર કરી ધૈર્ય ધારણ કરતી હતી. અંજના નિશ્ચયમાં તો આ પ્રમાણે વિચાર કરી ધૈર્ય ધારણ કરવાનો પ્રયત્ન કરતી હતી પરંતુ વ્યાવહારિક દૃષ્ટિએ વિચાર કરતાં તેને કોઈ કોઈવાર ઉદાસીનતા પણ આવી જતી હતી.

એક દિવસ અંજના વિચારમગ્ન થઇ ઉદાસીન બેઠી હતી. ત્યારે તેની સખી વસન્તમાલા તેની પાસે આવીને કહેવા લાગી કે, સખી! તું આટલી બધી ઉદાસ કેમ રહે છે? તેં એવો કોઇ અપરાધ કર્યો નથી છતાં રાજકુમાર તમારા ઉપર આટલા બધા અપ્રસન્ન શા માટે રહે છે? આ તો પુરુષોનો દેખીતો અન્યાય જ કહેવાય! રાજકુમાર તમારા પ્રત્યે જે અન્યાય કરી રહ્યા છે તેનું ફળ તેમના પોતાના માટે પણ સારું નહિ આવે પરંતુ ખરાબ જ આવશે.

સખીના આ કથનના ઉત્તરમાં અંજના કહેતી કે, 'બેન! તમે આમ ન બોલો. પતિનું જરાપણ અનિષ્ટ થાય એવો હું વિચાર પણ કરી શકું નહિ; કારણ કે તેમનું અનિષ્ટ ચાહવામાં મારું જ અનિષ્ટ રહેલું છે. મેં પૂર્વજન્મમાં કોઈ અપરાધ કર્યો હશે ત્યારે જ પતિદેવ મારા પ્રત્યે અપ્રસન્ન રહે છે. મારે મારાં કરેલાં કર્મો ભોગવવાં જ જોઇએ. જો હું પવિત્ર છું તો મારે પવિત્ર જ રહેવું જોઇએ. કોઈપણ કારણે મારા હૃદયમાં અપવિત્રતાનો પ્રવેશ થવા ન દેવો જોઇએ. કંચનને તપાવવામાં કે ટીપવામાં આવે છે તો પણ કંચન તો કંચન જ રહે છે. શેરડીને પીલવામાં આવે છે છતાં તે મીઠાશ જ આપે છે, કડવાશ આપતી નથી. આ જ પ્રમાણે મારા ઉપર ગમે તેટલી વિપત્તિઓ પડે છતાં મારે પતિનું અનિષ્ટ ચાહવું ન જોઈએ. પરંતુ આથી વિપરીત મારે તો પતિદેવની કુશળકામના જ કરવી જોઈએ અને પવિત્ર રહેવું જોઇએ. જો હું કષ્ટોથી ગભરાઈ જઈ પતિનું અનિષ્ટ ચાહું તો હું હજી કષાયોથી યુક્ત છું એમ કહી શકાય. મારે પતિ ઉપર સ્વપ્નમાં પણ ક્રોધ કરવો ન જોઇએ. આ ભવમાં તો મારા પતિદેવ તેઓ જ છે, બીજા કોઇ નથી. મેં મારો આ ભવ તો તેમને જ સમર્પિત કરી દીધો છે. એ કારણે હું તેમનું સ્વપ્નમાં પણ અનિષ્ટ ઇચ્છી શકું નહિ.

આ પ્રમાણે અંજના આવા સદ્વિચારોદ્વારા પતિદેવની કુશળ–કામના પ્રગટ કરતી હતી અને પોતાની ઉદાસીનતા પણ દૂર કરતી હતી. અંજનાના મહેલમાં એક બારી હતી. આ

બારી વાટે તે પ્રતિદિન પોતાના પતિદેવ પવનકુમારનાં દર્શન કરી લેતી હતી. એક વખત પવનકુમારે અંજનાને દર્શન કરતી જોઈ. બારી વાટે અંજનાને દર્શન કરતી જોઇ પવનકુમારે કહ્યું કે, આ સ્ત્રી તો મારો પીછો જ છોડતી નથી. આ પ્રમાણે કહી તેમણે તે બારી બંધ કરાવી દીધી.

અંજનાને હવે ક્રોધ પેદા થાય એવું કારણ મળ્યું હતું, પરંતુ અંજનાએ બારી બંધ કરાવી દીધી છતાં જરાપણ ક્રોધ ન કર્યો. તે તો મનમાં એમજ વિચારતી હતી કે, આ તો મારી પરીક્ષા થઇ રહી છે. મારે ધૈર્યપૂર્વક આ પરીક્ષામાંથી ઉત્તીર્ણ થવું જોઇએ.

વસન્તમાલા રાજકુમારની આ અન્યાયવૃતિ જોઈ અંજનાની પાસે આવી કહેવા લાગી કે, સખી ! તું તો ધર્મને નામે રાજકુમારનાં અપરાધોને ક્ષમ્ય ગણે છે અને તેમની મંગલ-કામના ચાહે છે. પરંતુ રાજકુમારના અન્યાયની હવે અવધિ આવી ગઇ છે. તેમણે મહેલની ખડકી પણ બંધ કરાવી દીધી. શું આ કાર્ય તેમણે ઉચિત કર્યું છે ? અંજનાએ શાન્તિપૂર્વક વસન્તમાલાને કહ્યું કે, સખી ! તેમણે જે કર્યું છે તે ઠીક જ કર્યું છે. જો મારા હૃદયમાં પતિ પ્રત્યે સાચો પ્રેમભાવ છે તો પછી બારી વાટે તેમના દર્શન કરવાની શી આવશ્યકતા છે ? તેઓ તો મારા હૃદયમાં બિરાજિત જ છે. હું મારા હૃદયમાં બિરાજેલા હૃદયદેવનાં દર્શન અહીં બેઠાં જ કરી લઇશ. બારી બંધ કરી દેવાથી હું પતિની સમીપ વધારે ગઇ છું એટલા માટે બારી બંધ કરી દીધી એ એકરીતે સારું જ થયું છે.

આ પ્રમાણે અંજના પતિદ્વારા પરિત્યક્તા થવા છતાં ધૈર્યપૂર્વક વિપત્તિને પણ સંપત્તિ માની રહી છે. જે વ્યક્તિ વિપત્તિ કે સંપત્તિમાં પોતાના મનને શાંત રાખે છે તે અવશ્ય કલ્યાણને પામે છે એટલા માટે તમે પણ સતી અંજનાની માફક વિપત્તિને પણ સંપત્તિ માનો અને ચિત્તને શુદ્ધ તથા શાન્ત રાખો તો તેમાં તમારું કલ્યાણ જ રહેલું છે.



## વ્યાખ્યાન: સંવત્ ૧૯૯૬ શ્રાવણ વદ ૨ ગુરૂવાર.

### પ્રાર્થના

**'પ્રતિષ્ઠસેન' નરેશ્વર કો સુત, 'પૃથ્વી' તુમ મહતારી;**
**સુગણ સનેહી સાહબ સાચો, સેવક ને સુખકારી.**
**શ્રી જિનરાજ સુપાસ પૂરો આશ હમારી. ॥ ટેર૦ ॥ શ્રી૦ ૧ ॥**

—વિનયચંદ્રજી કુંભટકૃત ચોવીશી.

શ્રી સુપાર્શ્વનાથ ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

આ પ્રાર્થનામાં કહેવામાં આવ્યું છે કે, હે પ્રભો ! મારી આશાની પૂર્તિ કરનાર તમે જ છો. એટલા માટે મારી આશા પૂરી કરો એવી હું તમને પ્રાર્થના કરું છું.

સંસારમાં અનેક પ્રકારની આશાઓ છે અને પ્રત્યેક વ્યક્તિની આશાઓ પણ ભિન્ન ભિન્ન છે. કોઇ આશા તૃષ્ણામાં ફસાવનારી હોય છે અને કોઈ આશા તૃષ્ણાના ફંદામાંથી

મુક્ત કરાવનારી હોય છે. આ બન્ને પ્રકારની આશાઓમાં ઘણું જ અંતર રહેલું છે. એક માણુસ તો બંધનમાં પડવાની આશા પૂરી કરાવવા ચાહે છે અને બીજો માણુસ બંધનમાંથી મુક્ત થવાની આશા પૂરી કરાવવા ચાહે છે. આ પ્રમાણે પરમાત્મા પાસે આશાની પૂર્તિ બે પ્રકારે કરાવવામાં આવે છે. આપણે પરમાત્મા પાસે કઇ આશાની પૂર્તિ કરાવવા ચાહીએ છીએ અને કઇ આશાની પૂર્તિ કરાવવા માટે પ્રાર્થના કરીએ છીએ તે વિષે અત્રે વિચાર કરવાનો છે.

પ્રત્યેક વ્યક્તિની આશાઓ ભિન્નભિન્ન હોય છે, પરંતુ એક આશા એવી છે કે જે આશાને બધા લોકો પૂરી કરાવવા ચાહે છે. સંસારમાં જીવન-સંબંધી આશા તો બધા લોકો પૂરી કરાવવા પ્રયત્ન કરે છે, પરંતુ શાસ્ત્રકારો કહે છે કે, પરમાત્મા પાસે મૃત્યુ સંબંધી આશાની પૂર્તિ કરાવો. જીવન વિકૃત છે પરંતુ મૃત્યુ પ્રકૃત છે. જો દૂધ હોય તો તેનું દહીં થાય તો એમાં કાંઈ આશ્ચર્ય નથી. આજ પ્રમાણે જો જીવન છે તો તેની સાથે મૃત્યુ પણ જોડાએલું છે. જીવન-સંબંધી આશા તો ઘણા લોકો કરે છે અને જીવનનો સુધાર પણ કરે છે પરંતુ જ્ઞાનીજનો કહે છે કે, કેવળ જીવનનો સુધાર કરવામાંજ રહી ન જાઓ, પરંતુ મૃત્યુને સુધારવાનો પણ ઉપાય કરો. તમારૂં મૃત્યુ સુધરી જાય એવી પરમાત્મા પ્રત્યે પ્રાર્થના કરો.

અત્રે કોઇ એવો પ્રશ્ન કરે કે, મૃત્યુને સુધારવાની વાત તો મૃત્યુ સમીપ આવશે ત્યારે જોવાઈ જશે! મૃત્યુને સુધારવાનો પ્રયત્ન અત્યારથી કરવાની શી જરૂર છે? આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, જ્યારે મૃત્યુ સમીપ આવશે ત્યારે શું મૃત્યુને સુધારવાનો પ્રયત્ન થઇ શકશે? શું તે વખતે પરમાત્માની પ્રાર્થના કરવાનો અવસર પ્રાપ્ત થઇ શકશે? જ્યારે આગ લાગી હોય તે વખતે જો કોઇ વ્યક્તિ કુવો ખોદવા લાગે તો તે કુવો ક્યારે ખોદી શકશે અને આગ ક્યારે બુઝી શકશે? આગ લાગી હોય ત્યારે કુવો ખોદવાથી શો લાભ? આ જ પ્રમાણે જ્યારે મૃત્યુ સમીપ આવશે, વાત પિત્ત કફ આદિ વિકારોથી કંઠ ઘેરાઈ જશે, શરીર ઠંડુ પડી જશે અને સાંધાઓ તૂટવા લાગશે ત્યારે શું મરણને સુધારવા માટે પ્રયત્ન થઈ શકશે? શું ત્યારે પરમાત્માને એવી પ્રાર્થના કરી શકાશે કે મારૂં મૃત્યુ સુધરી જાય એવી મારી આશાને પૂરી કરો! આ પ્રશ્નનો નિશ્ચિત ઉત્તર એ જ છે કે, મૃત્યુ સમયે પરમાત્માની પ્રાર્થના બરાબર થઇ શકતી નથી, એટલા માટે મૃત્યુ સુધરે એ માટે અત્યારથી પ્રયત્ન કરો અને પરમાત્માની એ આશાની પૂર્તિ કરાવવા માટે પ્રાર્થના કરતા રહો કે, હે પ્રભો! મારું મરણ સુધરી જાય. આ પ્રમાણે નિરંતર અભ્યાસ કરતા રહેવાથી મરણ સુધરી જાય એવો સંભવ છે. જીવનને સુખી બનાવવાનો પ્રયત્ન તો બધા લોકો કરે છે. રાજા કે રંક બધા લોકો જીવનને સુખી બનાવવા માટે શક્ય બધા પ્રયત્નો કરે જ છે, પરંતુ જ્ઞાનીજનો કહે છે કે કેવળ જીવનને સુખી બનાવવાના પ્રયત્નમાં પોતાની શક્તિ ન ખર્ચતાં મરણ સુધારવાનો પણ સક્રિય પ્રયત્ન કરો. મૃત્યુનો સુધાર કરવા માટે પહેલેથીજ અભ્યાસ કરવો આવશ્યક છે. કહેવત છે કે મૃત્યુ સમયે જેવી મતિ હોય છે તેવીજ ગતિ થાય છે. મૃત્યુ સમયે ઉચ્ચ ભાવ રાખવા બહુજ કઠીન છે. કેટલાક લોકો મરણાસન્ન હોય છે અર્થાત્ મૃત્યુશય્યા ઉપર પડેલા હોય છે ત્યારે માંગલિક સંભળાવવા માટે સાધુ મહારાજશ્રીને લઇ

જાય છે. પરંતુ મૃત્યુશય્યા ઉપર પડેલા બીમારના ભાવો માંગલિક વચન સાંભળવાનાં છે કે નહિ એ કોણ જાણે? કારણ કે મૃત્યુ સમયે ઉચ્ચ ભાવો રાખવાં મુશ્કેલ છે. એટલા માટે મૃત્યુ સુધારવા માટે પરમાત્માની પ્રાર્થના કરો અને મૃત્યુ કેવી રીતે સુધરે એ કલા શીખો. મરણતો નિશ્ચિત આવવાનું જ છે એટલા માટે મરણ સમયે ઉચ્ચ ભાવ રહે અને મૃત્યુ શાન્તિપૂર્વક થાય એવો અભ્યાસ કરવો જોઇએ અને 'મારું મૃત્યુ સુધરે' એ આશાની પૂર્તિ કરાવવા **માટે પરમાત્મા**ની નિરંતર પ્રાર્થના કરો. મૃત્યુ કેવી રીતે સુધરે અને મૃત્યુને સુધારવા માટે સર્વપ્રથમ કેવો અભ્યાસ કરવો જોઈએ એ વાત હવે શાસ્ત્રદ્વારા સમજાવું છું:-

## સમ્યક્ત્વ પરાક્રમ–બોલ ૫૦ મો (ચાલુ)

શાસ્ત્રમાં ભાવ–સત્ય વિષે વિચાર ચાલી રહ્યો છે. ભગવાને ભાવ–સત્યનું ફળ બતાવતાં ફરમાવ્યું છે કે, ભાવ–સત્યથી હૃદયની વિશુદ્ધિ થાય છે. ભાવવિશુદ્ધિથી કરણ તથા યોગની પણ વિશુદ્ધિ થાય છે. આ પ્રમાણે વિશુદ્ધ અન્તઃકરણવાળો જીવાત્મા અર્હત્પ્રરૂપિત ધર્મની આરાધના કરી શકે છે અને જે અર્હત્પ્રરૂપિત ધર્મની આરાધના કરે છે તેજ પરલોકમાં ધર્મની પણ આરાધના કરે છે.

ભગવાને જે ઉત્તર આપ્યો છે તે ઉપરથી એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે, અર્હત્–ધર્મની આરાધના અને પરલોક ધર્મની આરાધના એ બન્ને શું ભિન્ન છે? આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, એ બન્નેને અત્રે ભિન્ન કહીને લક્ષણદ્વારા બન્નેનો સંબંધ બતાવવામાં આવેલ છે. આ લક્ષણદ્વારા એ સ્પષ્ટ કરવામાં આવ્યું છે કે, અર્હત્ધર્મની આરાધના તેજ કરી શકે છે કે જે આસ્તિક હોય છે. આસ્તિક તેજ છે કે જે અર્હત્ધર્મની આરાધના કરે છે. જે આસ્તિક નથી પરંતુ જે નાસ્તિક છે તે અર્હત્ધર્મની આરાધના કરી શકતો નથી.

ભગવાન મહાવીરના યુગમાં પણ અનેક નાસ્તિક મતો હતાં અને આજે તો તે મતનું પ્રાબલ્ય વિશેષ વધવા પામ્યું છે. આજના ભૌતિક વૈજ્ઞાનિકો પણ કહે છે કે, પાંચ ભૂતોના સંમેલનથી જીવન પેદા થાય છે અને એ પાંચે ભૂતો વિખરાઈ જવાથી મૃત્યુ થાય છે. પરલોકમાં કોઇ આત્મા જતો કે આવતો નથી. આત્મા જ્યાંસુધી રહે છે ત્યાંસુધી જીવન છે અને તેના જવાથી જ મૃત્યુ છે. ભૃગુ પુરોહિતના પુત્રો દેવભદ્ર તથા યશોભદ્ર જ્યારે સંયમ ધારણ કરી રહ્યા હતા ત્યારે તેમના પિતા ભૃગુ પુરોહિતે કહ્યું હતું કે:—

**जहा य अग्गी अरणी असन्तो खीरे घयं तेल्लमहा तिलेसु।**
**एमेव ताया सरीरंसि सत्ता संमुच्छई नासइ नावचिट्ठे ॥ उ० १४-१८ ॥**

અર્થાત્—જેમ અરણિમાં અગ્નિ, દૂધમાં ઘી, અને તલમાં તેલ પ્રત્યક્ષ ન દેખાવા છતાં સંયોગબળથી ઉત્પન્ન થાય છે તેજ પ્રમાણે હે બાળકો! પંચભૂતાત્મક શરીરમાંથી જ જીવાત્મા ઉત્પન્ન થાય છે અને શરીરના નાશની સાથે જ જીવ નષ્ટ થાય છે. શરીર નાશ પામ્યા પછી ચેતન રહેતો જ નથી. (તો પછી ધર્મ શા માટે? અને સંયમ શા માટે?)

ચાર્વાક મતનું એ કથન છે કે, પંચ મહાભૂતથી જ કોઇ શક્તિ ઉત્પન્ન થાય છે અને તે શરીરની સાથે જ ક્ષીણ થાય છે. પરંતુ વાસ્તવિક રીતે ચેતન શક્તિનો ક્ષય કદી

થઇ શકે જ નહિ. અરણીમાં અગ્નિ, દૂધમાં ઘી તથા તલમાં તેલ પ્રત્યક્ષ ન દેખાવા છતાં તે અવ્યક્તરીતે અવશ્ય રહેલ જ છે, તે જ પ્રમાણે શરીર ધારણ કરતી વખતે કર્મથી સંડાવાએલું ચેતનતત્ત્વ રહેલું જ છે અને શરીર ક્ષીણ થયે ( કર્માનુસાર ) બીજા શરીરમાં યોજાય છે. પિતાના આ કથનના ઉત્તરમાં પુત્રોએ કહ્યું કેઃ—

**नो इन्द्रियगेज्झ अमुत्तभावा अमुत्तभावा वि य होइ निच्चो।**
**अज्झत्थहेउं निययस्स बंधो संसारहेउं च वयन्ति बन्धं ॥ उ० १४–१९ ॥**

અર્થાત્–હે પિતાજી ! આત્મા અમૂર્ત હોવાથી ઇંદ્રિયોદ્વારા ગ્રહણ કરી ( જોઈ કે સ્પર્શી ) શકાતો નથી. વળી ખરેખર અમૂર્ત હોવાથીજ તે નિત્ય ગણાય છે. આત્મા નિત્ય હોવા છતાં જીવાત્મામાં રહેલા અજ્ઞાનાદિ દોષોએ કરીને તે બંધાય છે. આ બંધન એજ સંસાર-પરિભ્રમણનું કારણ છે એમ મહાપુરુષો કહે છે.

જેટલા અમૂર્ત દ્રવ્યો છે તે બધાં નિત્ય હોય છે. જેમકે આકાશ અમૂર્ત છે તો તે નિત્ય જ છે; પરંતુ આકાશ દ્રવ્ય અખંડ નિત્ય છે અને જીવાત્મા ( કર્મથી બંધાએલો જીવ ) પરિણામી નિત્ય છે, અને તેથીજ કર્મવશાત્ તે નાના મોટા આકારમાં પરિણમી ઉચ્ચનીચ ગતિમાં ગમન કરે છે.

આત્મા અમૂર્ત હોવાથી ઇન્દ્રિયગ્રાહ્ય નથી. ઇન્દ્રિયો એક એક વિષયનેજ ગ્રહણ કરે છે. જે વિષય જે ઇન્દ્રિયદ્વારા ગ્રહણ કરી શકાય છે તે વિષયને બીજી ઇન્દ્રિય ગ્રહણ કરી શકતી નથી. સાંભળવાનું કામ કાન અને જોવાનું કામ આંખ જ કરી શકે છે. જો કોઇ વ્યક્તિ સાંભળવા માટે કાન બંધ કરી દે અને આંખ ઉઘાડી રાખે અથવા જોવા વખતે આંખ બંધ કરી કાન ખુલ્લા રાખે તો જોઇ પણ ન શકાય તથા સાંભળી પણ ન શકાય, કારણકે ઇન્દ્રિયો પોતપોતાનાં વિષયોને જ ગ્રહણ કરી શકે છે. પરંતુ આત્મા બધાનાં વિષયોને ગ્રહણ કરે છે અને આત્મા હોવાને કારણેજ ઇન્દ્રિયો પોતપોતાનાં વિષયો ગ્રહણ કરી શકે છે. જો આત્મા શરીરમાંથી નીકળી જાય તો ઇન્દ્રિયો શરીરમાં રહેવા છતાં પણ પોતપોતાના વિષયોને ગ્રહણ કરી શકે નહિ. મૃત વ્યક્તિની ઇન્દ્રિયો મૃત શરીરમાં હોવા છતાં પણ આત્મા ન રહેવાને કારણે કામ કરી શકતી નથી. આ ઉપરથી એ વાત સિદ્ધ થાય છે કે, આત્મા હોય તોજ ઇન્દ્રિયો વિષયોને ગ્રહણ કરી શકે છે. અન્યથા નહિ. આ પ્રમાણે આત્મા સૂક્ષ્મ હોવા છતાં ઇન્દ્રિયોનો સ્વામી છે.

પ્રત્યેક કામ આત્મા હોય તો જ થઇ શકે છે. રાજા પણ જ્યાંસુધી શરીરમાં આત્મા હોય છે ત્યાંસુધીજ દંડ આપી શકે છે. આત્મા નીકળ્યા બાદ શરીરને રાજા પણ દંડ આપતો નથી. આત્માવિહીન શરીરને કાં તો બાળી નાંખવામાં આવે છે અથવા જમીનમાં દાટી દેવામાં આવે છે.

પુરોહિતના પુત્રો કહે છે કે, આત્મા સ્થૂલ આંખોથી જોઇ શકાતો નથી તેમજ બીજી ઇન્દ્રિયોથી ગ્રહણ પણ કરી શકાતો નથી. તે આત્મા અમૂર્ત્ત છે. અમૂર્ત્ત આત્મા મૂર્ત્ત ઇન્દ્રિયોદ્વારા કેવીરીતે દેખી શકાય ? આત્મા ઇન્દ્રિયગ્રાહ્ય ન હોવા છતાં આત્માનું અસ્તિત્વ માનવું પડે છે. આત્માને માન્યા વિના કામ ચાલી શકતું નથી, પરંતુ અનેક અણસમજુ લોકો નાસ્તિકોની કલ્પિત વાતોમાં એટલા માટે ફસાઇ જાય છે કે, આત્માને ન માનવાથી

દાન ધર્મ તપ-શીલ આદિ કાંઇ કરવું પડતું નથી અને જીવન વિષયાનંદમાં પસાર થાય છે. આ પ્રમાણે વિષયાનંદમાં લોલુપ બની લોકો નાસ્તિકતાનો સ્વીકાર કરે છે. પરંતુ જે મહાત્માઓએ વિષયસુખ તથા સંસાર સંપદાનો ત્યાગ કર્યો છે તેમના કથન ઉપર અવિશ્વાસ કરી આત્માને ન માનવો, અને જેઓ વિષયસુખના દાસ બનેલા છે તેમના કથન ઉપર વિશ્વાસ રાખી વિષયલોલુપી બની જીવનને નષ્ટ ભ્રષ્ટ કરવું એ ક્યાં સુધી ઉચિત છે? એ વાતનો તમે ઊંડો વિચાર કરો.

દેવભદ્ર તથા યશોભદ્ર તેના પિતા ભૃગુપુરોહિતને કહે છે કે, હે પિતાજી! આપ આત્મતત્ત્વને ભૂલી જવાને કારણે જ એમ કહો છો કે આત્મા અને શરીર ભિન્નભિન્ન નથી પરંતુ દૂધ તથા ઘી આદિની માફક શરીરમાં જ જીવનશક્તિ છે એમ કહો છો, પરંતુ વાસ્તવમાં આત્મા અને શરીર, તલવાર અને મ્યાન જેમ જુદા જુદા છે તેજ પ્રમાણે જુદા જુદા છે. તલવાર તથા મ્યાન બન્ને જુદા જુદા હોવા છતાં મ્યાનમાં તલવાર રહે છે તેજ પ્રમાણે આત્મા અને શરીર વાસ્તવમાં ભિન્ન ભિન્ન હોવા છતાં આત્મા શરીરમાં રહે છે. આત્મા અમૂર્ત્ત તથા અવિનાશી છે. શરીર મૂર્ત્ત તથા વિનાશી છે. આત્મા તો અજર અમર છે પણ શરીર તો જીર્ણ શીર્ણ થનારું છે.

આ ઉપરથી કદાચ કોઇ એવો પ્રશ્ન કરે કે, આત્મા અમૂર્ત્ત તથા અવિનાશી છે તો મૂર્ત્ત તથા જીર્ણ શીર્ણ થનારા શરીર સાથે તેનો સંબંધ કેવીરીતે થયો? આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, મિથ્યાત્વ આદિ કારણોને લીધે જ આત્મા જન્મ મરણ કરે છે. આત્માનો જેવો જેવો અધ્યવસાય હોય છે તે પ્રમાણે તેને જન્મ મરણ કરવાં પડે છે.

કેટલાક લોકો કહે છે કે, પરમાત્માજ આત્માને જન્માવે છે તથા મારે છે, પરંતુ આ કથન વિષે ઊંડો વિચાર કરતાં કોઇપણ રીતે તે ઠીક તેમજ યુક્તિસંગત જણાતું નથી. ગીતામાં પણ આ વિષે સ્પષ્ટ કહ્યું છે કે :—

**न कर्त्तृत्वं न कर्माणि लोकस्य सृजति प्रभुः।**
**न कर्मफलसंयोगं, स्वभावस्तु प्रवर्त्तते ॥**

અર્થાત્—પરમાત્મા કર્ત્તા નથી, કર્મ કરાવતા નથી, લોકનું સર્જન કરતા નથી તથા કોઇને દંડ પણ આપતા નથી. આ બધું તો સ્વભાવથી જ થાય છે. જે પ્રમાણે મોઢામાં મરચું નાંખવાથી સ્વભાવતઃ તીખાશ જણાય છે અને મોઢામાં સાકર નાંખવાથી સ્વભાવતઃ મીઠાશ જણાય છે તે જ પ્રમાણે કર્મનું ફળ પણ સ્વભાવતઃ મળે છે. પરમાત્મા, કર્મનું ફળ આપવાના કે જન્મ-મરણ કરાવવાના ઝઘડામાં પડતા જ નથી. આમ હોવા છતાં કેટલાક લોકો, પરમાત્મા, કાળ આદિ ઉપર બધી જવાબદારી ઢોળી અમે શું કરીએ? કાળ જ એવો આવી ગયો છે અથવા પરમાત્માએ જ એમ કર્યું આ પ્રમાણે કહે છે. પરંતુ આ પ્રમાણે પરમાત્મા કે કાળ આદિ ઉપર ભાર મૂકવો એ અજ્ઞાન છે.

શાસ્ત્ર કહે છે કે, તમે જ કર્મના કર્ત્તા તથા તમે જ કર્મના ભોક્તા છો. તમે જ તમારો સુધાર કે કુધાર કરી શકો છો. કાળ-સ્વભાવ આદિની સહાયતા તમારા કાર્યમાં અવશ્ય મળે છે, પરંતુ કર્મના કર્ત્તા તો તમે પોતે જ છો. તમે પુરુષાર્થ કરશો તો તમારા

કાર્યમાં કાળ આદિની સહાયતા પણ તમને મળી જશે. કહેવત પણ છે કે, 'હિંમતે મર્દા તો મદદે ખુદા.' આ કહેવતનો ભાવાર્થ એ છે કે, તમે હિંમત રાખશો તો તમને બીજાની સહાયતા પણ મળી જશે. પણ જો તમે પુરુષાર્થ કે પ્રયત્ન નહિ કરો તો તમને બીજાની મદદ પણ મળી શકશે નહિ. એટલા માટે પોતાની જવાબદારી બીજા ઉપર ન ઢોળતાં પોતાનું કામ પોતે જ કરવું જોઇએ.

પુત્રોનું યુક્તિસંગત કથન સાંભળી ભૃગુ પુરોહિત સમજી ગયા. ભૃગુ પુરોહિતે તથા તેમની પત્નીએ દેવભદ્ર તથા યશોભદ્રને સંયમ ગ્રહણ કરવાની સહર્ષ અનુમતિ આપી, એટલું જ નહિ પણ પોતે પણ સંયમ ગ્રહણ કરી આત્મકલ્યાણ સાધ્યું. શાસ્ત્રકારોએ આ ઘટનાને શાસ્ત્રમાં સુરક્ષિત રાખી છે. તો આ ઘટના ઉપરથી સાર ગ્રહણ કરી તમે પણ આત્મસુધાર કરી આત્મકલ્યાણ સાધો.

કહેવાનું તાત્પર્ય એ છે કે, જે આસ્તિક હોય છે તે જ અર્હત્પ્રરૂપિત ધર્મની આરાધના કરી શકે છે અને જે અર્હત્પ્રરૂપિત ધર્મની આરાધના કરે છે તે જ વાસ્તવમાં આસ્તિક છે. અર્હત્ધર્મની આરાધના કરનારો પરલોકમાં પણ ધર્મની આરાધના કરી શકે છે. આ પ્રમાણે મહાવીર ભગવાને ભાવસત્યને જ ધર્મની આરાધના કરવાનું મૂળ કારણ બતાવ્યું છે. એટલા માટે ધર્મની આરાધના કરવા માટે ભાવ સત્યને જીવનમાં સ્થાન આપો અને હૃદયની શુદ્ધિ કરો તો તેમાં કલ્યાણ જ છે. ભાવવિશુદ્ધિને જીવનમાં સ્થાન આપી સતી અંજનાએ આત્મકલ્યાણ કેવી રીતે સાધ્યું હતું એ વાત હવે સતી અંજનાની ચરિત્રકથા ઉપરથી સમજાવું છું:—

## સતી અંજના ચરિત્ર–૫

પવનકુમારે અંજનાનો પરિત્યાગ કર્યો હતો એ કારણે પવનકુમારને નિંદાપાત્ર કહી શકાય, પરંતુ અંજનાનો તિરસ્કાર કરવાની સાથે સાથે તેમણે જે બીજું પ્રશંસનીય કાર્ય કર્યું હતું એ કારણે તેઓ પ્રશંસાને પાત્ર પણ હતા. આપણે કેવળ દોષદર્શન જ ન કરવું જોઇએ, પરંતુ ગુણદર્શન પણ કરવું જોઈએ.

પવનકુમાર રાજપુત્ર હતા. તેમને બીજી કન્યા મળી શકતી હતી. અને તેઓ અંજનાથી અપ્રસન્ન રહેતા હતા એટલા માટે બીજી કન્યાની સાથે તેઓ વિવાહ પણ કરી શકતા હતા. પરંતુ તેમણે બીજો વિવાહ ન કર્યો. તેમના મિત્રોએ તેમને બીજો વિવાહ કરવા માટે પ્રેરિત પણ કર્યા હશે પરંતુ તેમણે એવા આશયનો ઉત્તર આપ્યો હશે કે, જ્યારે હું એક સ્ત્રીનું ચરિત્ર જોઈ ચૂકયો છું તો પછી બીજો વિવાહ કરી બીજી સ્ત્રીનું પણ જીવન આની માફક નષ્ટ કરવાનો મને શો અધિકાર છે? હું બીજી કોઈ સ્ત્રીને સંકટગ્રસ્ત બનાવું એના કરતાં હું પોતે જ શુદ્ધ શા માટે ન બનું?

આજે કેટલાક પુરુષો 'અમે પુરુષ છીએ અને તે સ્ત્રી છે' એ અભિમાનને કારણે સ્ત્રીઓ ઉપર અન્યાય–અત્યાચાર કરે છે. પરંતુ જૈન ધર્મ કહે છે કે સ્ત્રી કે પુરુષ બન્નેને સમાનાધિકાર છે. કોઇને કોઈનો અધિકાર છીનવી લેવાનો અધિકાર નથી.

પવનકુમાર અંજના પ્રતિ રુષ્ટ તો હતા, પરંતુ તેમણે ક્રોધાવેશમાં આવી જઇ બીજો વિવાહ ન કર્યો પણ બ્રહ્મચર્યનું પાલન કર્યું. આ કેવો ઉચ્ચ આદર્શ છે! આજે તો પુરુષો એમ કહેવા તૈયાર થઈ જાય છે કે, અમે તો પુરુષો છીએ એટલા માટે અમને એ અધિકાર

પ્રાપ્ત છે કે, અમે ગમે તેટલીવાર વિવાહ કરી શકીએ. આ પ્રમાણે કહી અનેક લોકો કેવળ સ્ત્રીને જ પવિત્ર રાખવા ચાહે છે. પરંતુ જેઓ પોતે જ પવિત્ર નથી તેઓ બીજાને પવિત્ર રાખવાના અધિકારી કેવી રીતે હોઇ શકે? હું તમને સદાચારનું પાલન કરવાનો ઉપદેશ આપું છું. પરંતુ જો મારો પોતાનો જ સંયમ બરાબર ઠીક ન હોય તો આ દશામાં તમે મને શું કહેશો? એ જ કે, મહારાજ! પહેલાં તમારું આચરણ તો જુઓ! આ જ પ્રમાણે જે પોતે જ પવિત્ર નથી તે બીજાને પવિત્ર કેવી રીતે રાખી શકે! આનો અર્થ એ નથી કે, તમે લોકો અમારા સંયમ ઉપર ધ્યાન ન આપો. તમે લોકો અમારા સંયમ ઉપર બરાબર ધ્યાન આપતા રહો. પરંતુ સાથે સાથે તમે પોતે પણ પવિત્રતાનું અનુકરણ તથા પાલન કરો. તમારે પણ તમારા ગૃહસ્થધર્મનું બરાબર પાલન કરવું જોઇએ. સાધુએ શ્રાવક ઉપર અને શ્રાવકે સાધુ ઉપર ધ્યાન રાખવું જોઇએ. આ પ્રમાણે કરવાથી બન્નેના ધર્મનું પાલન બરાબર થઈ શકશે. પરંતુ આનો અર્થ કોઈ એવો ન કાઢે કે, જો કોઇ પોતાનો ધર્મ પાળતો ન હોય તો બીજાએ પણ ધર્મનું પાલન ન કરવું. બીજો કોઈ ધર્મનું પાલન કરે કે ન કરે પરંતુ આપણે તો આપણા ધર્મનું પાલન કરવું જ જોઇએ.

પ્રત્યેક મનુષ્યે કેવળ પોતાનો જ સ્વાર્થ જોવો ન જોઇએ પરંતુ પરમાર્થ પણ જોવો જોઇએ. પવનકુમાર એવો વિચાર કરી શકતા હતા કે હું પુરુષ છું અને તેમાંય રાજપુત્ર છું. અંજના તો પોતાનાં કર્મોને ભોગવે છે, પણ હું સ્ત્રી–સુખથી શા માટે વંચિત રહું? બીજો વિવાહ શા માટે ન કરું? પરંતુ પવનકુમારે આવો સ્વાર્થી વિચાર ન કરતાં બ્રહ્મચર્યનું જ શુદ્ધ રીતે પાલન કર્યું.

લોકો જે વાત પોતાના માટે જુએ છે તે વાત બીજાને માટે જોતા નથી. આ કારણે ઘણો અન્યાય થાય છે. આજે પુરુષોમાં એવી પદ્ધતિ પ્રચલિત થએલી જોવામાં આવે છે કે, તેઓ પોતાનો સ્વાર્થ જુએ છે; પરંતુ જે કામ પોતાને પસંદ નથી તે કામ પોતાની સ્ત્રીને કેમ પસંદ પડતું હશે તેનો જરાપણ વિચાર કરતા નથી. આ વિષે ગુલિસ્તાંમાં એક કથા કહેવામાં આવી છે. તેમાં કહ્યું છે કે, એક અમીરની સ્ત્રી મરી ગઈ. અમીરના મિત્રોએ અમીરને કહ્યું કે, તમારી પાસે અખૂટ ધન–સંપત્તિ છે એટલા માટે તમે બીજો વિવાહ કરો. અમીરે જવાબમાં કહ્યું કે, મને વૃદ્ધા સ્ત્રી પસંદ નથી. મિત્રોએ કહ્યું કે, તમે વૃદ્ધ સ્ત્રી સાથે વિવાહ કરો એમ તમને કોણ કહે છે? તમે નવયુવતી સાથે વિવાહ કરો. તમને તો અનેક નવયુવતી મળી શકે એમ છે. અમીરે ઉત્તર આપ્યો કે, તમે લોકો મારા કથનનો આશય સમજી શકયા નથી. મારો કહેવાનો આશય એ છે કે, જ્યારે મને વૃદ્ધ સ્ત્રી પસંદ નથી, તો પછી મારા જેવા વૃદ્ધ માણસને નવયુવતી કેવી રીતે પસંદ કરે? હું મારો જ સ્વાર્થ જોઉં અને બીજાના હિતાહિતનો પણ વિચાર ન કરું એ ઉચિત કેમ કહેવાય?

શું તમને અમીરની વાત યુક્તિસંગત જણાય છે? જો અમીરની વાત ઉચિત જણાતી હોય તો તમારે એવાં કામોમાં તો જરાપણ ભાગ લેવો ન જોઇએ, કે જ્યાં વૃદ્ધપુરુષની સાથે તરુણ સ્ત્રીનો વિવાહ કરવામાં આવતો હોય! વૃદ્ધવિવાહમાં ભાગ લેવાથી તમે પાપના ભાગીદાર બનો છો, પણ તેમાં સહકાર ન આપવાથી તમે તે પાપકાર્યમાંથી તમારા આત્માને બચાવી શકો છો.

પવનકુમારના મિત્રો જ્યારે બીજો વિવાહ કરવા માટે આગ્રહ કરતા ત્યારે પવનકુમાર એ આશયનો ઉત્તર આપતા કે, જ્યારે પોતાની સ્ત્રીની સન્મુખ બીજા પુરુષની પ્રશંસા સાંભળી મૌન રહેવું અને કાંઈ ન બોલવું–એ વાતને પણ હું સહી શકતો નથી, તો પછી હું કોઈ બીજી સ્ત્રીની સાથે વિવાહ કરું એ અંજના કેવી રીતે સહી શકે? આવી દશામાં મારા માટે એ ઉચિત્ કેમ કહી શકાય કે હું બીજી સ્ત્રીની સાથે વિવાહ કરું! પવનકુમારજીની આ દઢતાથી તથા બીજો વિવાહ ન કરવાથી અંજના પણ પ્રસન્ન રહેતી. અંજના મનમાં વિચારતી હતી કે રાજકુમાર મારાથી રુષ્ટ રહે છે, પરંતુ શીલનું પાલન કરવામાં તેઓ દઢ છે. દિવસમાં તો આ પ્રમાણે વિચાર કરી તે સાંત્વન લેતી અને રાત્રીના સમયે મારાથી શો અપરાધ થયો છે કે જેથી પતિદેવ મારા પ્રત્યે રુષ્ટ રહે છે તે વિષે આલોચના કરતી, અને પૂર્વ જન્મમાં કરેલા પાપકર્મને કારણે જ મારે આજે કટુફળ ભોગવવું પડે છે એમ માની સત્કાર્ય તથા સદ્વિચાર કરવામાં તે પ્રવૃત્ત થતી. કોઈ વાર તેની સખી વસંતમાલા પવનકુમારની અપ્રસન્નતાના સંબંધમાં કાંઈ કહેતી અથવા પવનકુમારની નિંદા કરતી તો અંજના સખીને કટુવચન બોલતાં અટકાવતી અને કહેતી કે, સખી! પતિની નિંદા ન કરો. તેઓ ભલે મારાથી રુષ્ટ રહેતા હોય પણ આખરે તેઓ મારા પતિદેવ છે. મારું આ જીવન તેમની જ સેવામાં સમર્પિત કરેલું છે. તું કહે છે કે, આવું દુઃખી જીવન વ્યતીત કરવા કરતાં તો પિતાને ત્યાં અવિવાહિત રહેવું એ સારું હતું. તારું આ કથન પણ ભ્રમપૂર્ણ છે. કારણ કે પિતાને ત્યાંથી અહીં આવવાની ભાવના પણ મેં જ કરી હતી. પિતાએ જબરદસ્તીથી મને ઘર બહાર તો કાઢી નથી. જ્યારે મેં વિવાહ કરવાની સંમતિ આપી હતી ત્યારે જ મારો વિવાહ કરવામાં આવ્યો હતો. પિતાશ્રીએ પણ મારું જીવન પવિત્ર તથા સુખી થાય એ દૃષ્ટિએ જ મારો વિવાહ કર્યો હતો. હવે અહીં મારે પતિથી પરિત્યકતા થઈ રહેવું પડે છે એમાં કોઇનો શો અપરાધ છે? મને તો મારા પાપકર્મનો જ અપરાધ જણાય છે. પતિ રુષ્ટ હોવાને કારણે જ મારે બ્રહ્મચર્યનું પાલન કરવું પડે છે, પરંતુ તે મહાસતીઓ કેવી પવિત્ર તથા સુશીલ હતી કે જેઓ સ્વેચ્છાપૂર્વક જ બ્રહ્મચર્યનું પાલન કરવામાં પોતાના જીવનને ધન્ય માનતી હતી.

**ब्राह्मी चंदनबालिका भगवती राजीमती द्रौपदी**
**कौशल्या च मृगावती च सुलसा सीता सुभद्रा शिवा ।**
**कुन्ती शीलवती नलस्य दयिता चूला प्रभावत्यपि**
**पद्मावत्यपि सुन्दरी दिनमुखे कुर्वन्तु वो मंगलम् ॥**

આ મહાસતીઓએ બ્રહ્મચર્યનું સ્વેચ્છાપૂર્વક વિશુદ્ધ રીતે પાલન કર્યું હતું એટલા જ માટે તેમનું પ્રાતઃકાલમાં સ્મરણ કરવામાં આવે છે.

અંજનાએ વસંતમાલાને સમજાવતાં કહ્યું કે, બેન! પતિદેવ મારાથી રુષ્ટ છે અને એ કારણે મારું જીવન દુઃખી છે એ વાત સાચી છે. પરંતુ પતિ રુષ્ટ હોવાને કારણે મારે બ્રહ્મચર્યનું પાલન કરવું પડે છે એ શું ખરાબ છે? પતિ જો ચાહે તો બીજી સ્ત્રીની સાથે વિવાહ કરી શકે છે પરંતુ જે પ્રમાણે ભગવાન નેમિનાથે રાજીમતીનો ત્યાગ કરી બીજી સ્ત્રીની

સાથે વિવાહ ન કર્યો, તેજ પ્રમાણે મારા પતિએ પણ કોઈ બીજી સ્ત્રી સાથે વિવાર કર્યો નથી. તો પછી હું પણ રાજીમતીની માફક બ્રહ્મચર્યનું પાલન શા માટે ન કરૂં ?

અંજના આ પ્રમાણે પોતાની સખીને સમજાવી શાન્ત કરતી, અને પોતે બ્રહ્મચર્યનું બરાબર પાલન કરતી અને પરમાત્માનું ધ્યાન કરવામાં જીવન વ્યતીત કરતી. જો અંજના ચાહત તો પોતાના પિતાને ત્યાં જઈ શકતી હતી. પરંતુ તેણે તેમ ન કરતાં એક બે વર્ષ નહિ પણ બાવીશ વર્ષ સુધી બ્રહ્મચર્યનું યથાવત્ પાલન કરતી રહી. તેની સખીઓ તેને કહેતી કે, તમારી ઉચ્ચ ભાવના જોતાં તમારું આ દુઃખ અધિક સમય સુધી ચાલશે નહિ, તમારા દુઃખનો અન્ત થોડા વખતમાં આવી જશે. સખીઓના આ કથનના ઉત્તરમાં અંજના કહેતી કે, સખી ! તમારાં આ વચનો ધૈર્ય આપતા રહો એજ મારી ઇચ્છા છે.

દુઃખ તો બધાં લોકો ઉપર પડે છે પરંતુ જેઓ દુઃખના સમયે ધૈર્ય ધારણ કરી રાખે છે તેમના દુઃખનો અન્ત જલ્દી આવી જાય છે. દુઃખના સમયે ધૈર્ય ધારણ કરવાથી અંજનાને શો લાભ થયો એ વિષે હવે પછી આગળ વિચાર કરવામાં આવશે.



## વ્યાખ્યાનઃ સંવત્ ૧૯૯૬ શ્રાવણ વદી ૫ શનિવાર

### પ્રાર્થના

**જય જય જગત શિરોમણિ, હું સેવક ને તૂં ધણી;**
**અબ તૌસું ગાઢી બણી, પ્રભુ આશા પૂરો હમ તણી.**
**મુઝ મ્હેર કરો ચંદ્ર પ્રભુ, જગજીવન અંતર જામી;**
**ભવ દુઃખ હરો સુનિએ અરજ હમારી ત્રિભુવન સ્વામી. મુઝ૦ ॥ ૧ ॥**

—વિનયચંદ્રજી કુંભટકૃત ચોવીસી.

શ્રી ચન્દ્રપ્રભુ ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

આ પ્રાર્થનામાં જે ભાવ કહેવામાં આવ્યાં છે તે ભાવોનું પૂર્ણરૂપે વર્ણન તો કોઈ મહાન્ યોગીશ્વર જ કરી શકે, છતાં હું મારી શક્તિ તેમજ બુદ્ધિ અનુસાર તે વિષે સંક્ષેપમાં કહું છું.

ભગવાન ચન્દ્રપ્રભુની પ્રાર્થના કરવી એ સંકીર્ણતામાંથી નીકળી વિશાળતાને અપનાવવા સમાન છે. પોતાનામાં જે સંકીર્ણતા તથા તુચ્છતા છે તેમાંથી બહાર નીકળી વિશાળતામાં પગ મૂકવો એજ પરમાત્માની પ્રાર્થના છે. તમે કદાચ એમ કહો કે, પ્રાર્થના કરવા માત્રથી

સંકીર્ણતામાંથી વિશાળતામાં કેવી રીતે આવી શકાય ? આ પ્રશ્નના ઉત્તર રૂપે આ પ્રાર્થનામાં જ કહેવામાં આવ્યું છે કે:-" જય જય જગત શિરોમણિ " અર્થાત્—હે જગત શિરોમણિ ભગવાન ! તારો જય જયકાર થાઓ. પરમાત્માનો જગત શિરોમણિ તરીકે સ્વીકાર કરી તેમની પ્રાર્થના કરવી એ જ સંકીર્ણતાને છોડી વિશાળતામાં પ્રવેશ કરવા સમાન છે. અત્રે એક વાત ખાસ ધ્યાનમાં લેવાની છે કે, આ પ્રાર્થના ઉપરછલી નહિ પણ હૃદયથી કરેલી હોવી જોઇએ. જો આપણે હૃદયથી પરમાત્માને જગત શિરોમણિ તરીકે સ્વીકાર્યા હશે તો એ દશામાં આપણામાં સંકીર્ણતા રહી જ શકે નહિ.

જે વ્યક્તિ પરમાત્માને જગતશિરોમણિ માને છે તેનામાં કેવી વિશાળતા હોય છે અને જે તેમ માનતો નથી તેનામાં કેવી સંકીર્ણતા હોય છે એ વાતનો નિર્ણય કરવા માટે એક નાસ્તિક અને એક આસ્તિકના જીવનની સંકીર્ણતા તથા વિશાળતાનું માપ કાઢો. માનો કે, તમને જંગલમાં બે માણસો મળ્યા. આ બન્નેમાં એક માણસ આસ્તિક છે અને બીજો નાસ્તિક છે. આસ્તિક માણસ મનમાં એમ વિચારે છે કે, કોઇ વટેમાર્ગુને કષ્ટ આપવું જોઇએ નહિ, ભલે કોઇ કષ્ટ આપતાં જોતું નથી પરંતુ સર્વજ્ઞ પરમાત્મા તો બધું જુએ છે. ત્યારે નાસ્તિક માણસના હૃદયમાં તો બીજાને લૂંટવાની જ ભાવના હોય છે. આ રીતે આસ્તિકના હૃદયમાં દયાભાવના હોવાને કારણે વિશાળતા હોય છે અને નાસ્તિકના હૃદયમાં ક્રૂરતા હોવાને કારણે સંકીર્ણતા હોય છે. આ પ્રમાણે પરમાત્માને જગતશિરોમણિ માનનાર અને નહિ માનનાર વચ્ચે ઘણું અંતર હોય છે.

જે વ્યક્તિ પરમાત્માને જગતશિરોમણિ માને છે તેના હૃદયમાં કોઈ પ્રકારનો ભય રહેતો નથી. સાચા ભક્તના હૃદયમાં નિર્બલતા હોતી નથી. જ્યાં નિર્બલતા હોય છે ત્યાં નિર્ભયતા આવતી નથી. આજે તો લોકો પોતાની મેળે ભય પેદા કરે છે. આ પ્રમાણે ભયભીત થવાનું પ્રધાન કારણ એ છે કે પોતે જ પોતાને નિર્બલ માને છે. મેં એક પુસ્તકમાં વાંચ્યું હતું કે, ઘેટું પોતાને નિર્બલ માને છે અને પોતાને નિર્બલ માનવાને કારણે જ બીજા લોકો પણ તેને નિર્બલ માને છે. આ પ્રકારની પોતાની માનેલી નિર્બળતાને કારણે જ અનેક લોકો ઘેટાંને પોતાનું ભક્ષ્ય સમજે છે. સિંહ આદિ હિંસક પશુ તો ઘેટાંને પોતાનું ભક્ષ્ય માને જ છે પરંતુ અનેક મનુષ્યો પણ તેને નિર્બલ માની પોતાનું ભક્ષ્ય માને છે તથા દેવીને તેનું બલિદાન પણ ચડાવે છે.

દેવીને માતા કહેવામાં આવે છે. તે દેવી બલિદાન ચડાવનાર ભકતોની માતા છે. તો શું તે ઘેટાંની માતા નથી ? જો દેવીને જગન્માતા અથવા જગદંબા કહેવામાં આવતી હોય તો જગતમાં ઘેટાંનો પણ સમાવેશ થઈ જાય છે; તો શું તે જગન્માતા પોતાના પુત્રતુલ્ય ઘેટાંનો પણ ભોગ લે છે ? અને તેને પણ ખાઈ જાય છે ? વાસ્તવમાં વાત એમ છે કે, ઘેટું એક નિર્બલ પ્રાણી છે એટલા માટે તેની નિર્બલતાનો ગેરલાભ લઇ લોકો દેવી આગળ તેનો ભોગ ધરે છે. જે લોકો આવા નિર્બલ મૂક પ્રાણીની નિર્બળતાનો અનુચિત લાભ લઈ દેવીને ભોગ ધરે છે તેઓ તે દેવીને બલિદાન ચડાવવામાં પોતાનું ભલું માનતા હશે, પરંતુ તમે લોકો તો અહિંસાવાદી હોવાથી જે દેવી-માતા આગળ પશુવધ કરવામાં આવે છે તે માતાના મંદિરમાં તો જતા નથી ને ?

કેટલાક લોકો કહેવા માટે તો એમ કહે છે કે અમને દયા માતા સારી લાગે છે, પરંતુ લોકવ્યવહારને કારણે માતાના મંદિરમાં જઇએ છીએ ! અહિંસાવાદી હોવા છતાં જ્યાં પશુવધ કરવામાં આવે છે તે માતાના મંદિરમાં જવાની જે ભાવના હૃદયમાં રહે છે તેનું પ્રધાન કારણ એજ છે કે, હજી તમે પરમાત્માને સાચા હૃદયથી જગત શિરોમણિ તરીકે સ્વીકાર્યા નથી. તમે કેવળ જગતશિરોમણિ પરમાત્માની ઉપરછલી જ પ્રાર્થના કરો છો. આવી દશામાં આત્માનું કલ્યાણ કેવી રીતે થઇ શકે ? કહ્યું પણ છે કેઃ–' જ્યા લગી આત્મા તત્ત્વ ચિન્યું નહિ ત્યાંલગી સાધના સર્વ ઝુઠી. ' જે લોકો પરમાત્માને જગતશિરોમણિ માને છે તે લોકો પણ જ્યારે, જ્યાં ઘેટાં–બકરાં આદિનું બલિદાન આપવામાં આવે છે તે દેવ-દેવતાના મંદિરમાં દર્શનાર્થે જાય છે, ત્યારે એમ કહેવું જોઈએ કે એવા લોકોમાં હજી પરમાત્મા પ્રત્યે સાચી શ્રદ્ધા જ પેદા થઈ નથી. કેટલાક અહિંસાવાદી લોકો કલકત્તામાં કાલી માતાના મંદિરમાં કે જ્યાં બલિદાનના કારણે રકતનો પ્રવાહ ચાલવા લાગે છે ત્યાં દર્શનાર્થે જાય છે ત્યારે એવા લોકોને માટે એમ જ કહેવું જોઇએ કે, એ લોકોના હૃદયમાં પરમાત્મા જગતશિરોમણિ છે એવી સાચી શ્રદ્ધા જ પ્રગટી નથી. સાચી ધર્મશ્રદ્ધા તો કામદેવ શ્રાવક તથા અરણકમાં પ્રગટી હતી. કામદેવ તથા અરણકમાં એવી દૃઢ શ્રદ્ધા હતી કે, દેવ પણ તેમને ધર્મશ્રદ્ધાથી વિચલિત કરી શકયા નહિ. પરંતુ આજના લોકોમાં શ્રદ્ધા કેવી ઢીલી છે કે દયામાતા અમને પ્રાણપ્રિય છે એમ કહેવા છતાં પણ જે દેવ–દેવીઓને પશુઓનું બલિદાન ચડાવવામાં આવે છે તેમની આગળ મસ્તક નમાવે છે ! જો કોઈ આ વિષે કાંઇ કહે છે તો તેઓ નિઃસંકોચભાવે ઉત્તર આપે છે કે, સંસારમાં રહીએ છીએ એટલા માટે અમુક દેવ–દેવીને ન માનીએ તો સંસાર–વ્યવહારનાં કામ કેવી રીતે ચાલી શકે ? પરંતુ શાસ્ત્રકારોએ શાસ્ત્રમાં શ્રાવકો કેવા હોવા જોઈએ એ બતાવતાં કહ્યું છે કે, सावया असाहिज्जा देवा–શ્રાવકો દેવોની પણ સહાયતા ચાહતા નથી. સાચા શ્રાવકો દેવની પણ સહાયતા એટલા માટે ચાહતા નથી કે તેમને પોતે કરેલાં પુણ્ય–પાપ ઉપર વિશ્વાસ હોય છે. તેઓ સારી રીતે એ વાત જાણે છે કે, સુખ કે દુઃખ અથવા સારું કે ખરાબ જે કાંઇ અમને મળશે તે અમારાં પુણ્ય–પાપની કરણી પ્રમાણે મળશે. અમારી પુણ્ય-કરણી વિના દેવ પણ અમને કાંઈ આપી શકે નહિ; તોપછી અમે તેમની સહાયતા શા માટે ચાહિએ ? દેવ–દેવીની સહાયતા ચાહવી અથવા તેમની પાસે કાંઈ માંગણી કરવી એ તો પોતાનાં પુણ્ય–પાપ ઉપર અવિશ્વાસ રાખવા સમાન છે.

કોઈ શેઠના પુત્રને તેનો મુનીમ કાંઈ રૂપિયા–પૈસા આપે છે ત્યારે તે પુત્ર જ્યાંસુધી બાળક હોય છે ત્યાંસુધી તો એમજ માને છે કે મુનીમજીની મારી ઉપર બહુજ કૃપા છે એટલા માટે મને રૂપિયા–પૈસા આપે છે. પરંતુ જ્યારે તે શ્રેષ્ઠિપુત્ર મોટો થાય છે ત્યારે તે સમજી જાય છે કે મુનીમજીએ મને પોતાના ઘરમાંથી શું આપ્યું છે ? મને અત્યારસુધી જે કાંઇ આપ્યું છે તે મારી પોતાની તિજોરીમાંથી જ આપ્યું છે; તોપછી હું મુનીમજીનો ઉપકાર શા માટે માનું ? આ જ પ્રમાણે જે લોકો બાળજીવો છે તેઓ તો એમ માને છે કે અમને જે કાંઇ સંપત્તિ પ્રાપ્ત થએલ છે તે દેવ-દેવીની કૃપાથીજ પ્રાપ્ત થએલ છે. પરંતુ જે લોકો સમજદાર છે અને જેમને પુણ્ય–પાપ ઉપર વિશ્વાસ છે તેઓ તો એમજ માને છે કે, દેવ–દેવી અમને શું આપે છે ? જે કાંઇ અમને પ્રાપ્ત થએલું છે તે તો અમારા

પુણ્યના પ્રતાપે જ મળ્યું છે. તમે લોકો પણ આ જ પ્રમાણે તમારાં પુણ્ય–પાપ ઉપર વિશ્વાસ કેમ રાખતા નથી ? જો તમે તમારાં પુણ્ય-પાપ ઉપર વિશ્વાસ રાખો તો તમારે તે દેવ–દેવીના શરણે પણ જવું નહિ પડે.

કહેવાનો આશય એ છે કે, આત્માને કોઇપણ દુઃખ આપી શકતું નથી. આત્મા પોતાને નિર્બલ માની બેઠો છે એ કારણે જ તે દુઃખનો ભાગી બની રહ્યો છે. વાસ્તવમાં નિર્બલતા જ દુઃખની જનની છે. જો આત્મા પોતાની નિર્બલતાને તિલાંજલિ આપી દે અને પોતા વિષે એમ માને કે, હું પણ પરમાત્મા જેવોજ સર્વશક્તિમાન છું તો એ દશામાં આત્મા દુઃખનો ભાગી બની જ ન શકે; પરંતુ જ્યાંસુધી આત્મા પોતાને ઘેટાંની માફક નિર્બળ માને છે ત્યાંસુધી તેનું દુઃખ કેવી રીતે દૂર થઈ શકે ? આત્મા પોતાને નિર્બળ માની રહ્યો છે એ કારણેજ તેણે દેવ-દેવીના શરણે જવું પડે છે અને તેમની પાસે સહાયતાની માંગણી કરવી પડે છે. જો આત્માને પોતાનાં પુણ્ય–પાપ ઉપર દૃઢ શ્રદ્ધા પેદા થાય, પરમાત્માને અંતઃકરણથી જગતશિરોમણિ માનવા લાગે તથા પોતાને પરમાત્માના જેવો સર્વશક્તિમાન માને તો આત્મા અવશ્ય દુઃખમુક્ત થઈ સુખનો ભાગી બની શકે. હવે આત્મા કેવી રીતે દુઃખમુક્ત થઇ શકે એ વાત શાસ્ત્રદ્વારા સમજાવું છું:—

## સમ્યક્ત્વ પરાક્રમ—બોલ ૫૧ મો

શાસ્ત્રમાં ભાવસત્ય વિષે વિચાર કરવામાં આવ્યો છે. ભાવસત્યથી શો લાભ થાય છે ? આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને ફરમાવ્યું કે, ભાવસત્યથી જીવાત્મા ભાવવિશુદ્ધિને પામે છે અને ભાવવિશુદ્ધિ કરવાથી કરણ તથા યોગની પણ વિશુદ્ધિ થાય છે. હવે કરણવિશુદ્ધિ શું છે અને તે દ્વારા જીવાત્માને શો લાભ થાય છે એ વિષે ગૌતમ સ્વામીએ મહાવીર ભગવાનને પૂછ્યું કે:–

### એકાવનમો બોલ

**(५१) करणसच्चेणं भंते ! जीवे किं जणयइ ?**

અર્થાત્—હે ભગવન્ ! કરણસત્યથી જીવાત્માને શો લાભ થાય છે ? આ પ્રશ્નના ઉત્તરમાં મહાવીર ભગવાને ફરમાવ્યું કે:—

**करणसच्चेणं करणसत्तिं जणयइ । करणसच्चे वट्टमाणे जीवे जहा वाई तहा कारी यावि भवइ ॥ ५१ ॥**

અર્થાત્—હે ગૌતમ ! કરણ સત્ય ( સત્ય પ્રવૃત્તિ કરવા ) થી સત્ય ક્રિયાની શક્તિ પેદા થાય છે અને સત્યપ્રવૃત્તિમાં રહેલો જીવાત્મા જેવું બોલે છે તેવું જ કામ કરે છે.

કરણ સત્યથી અર્થાત્ સત્ય પ્રવૃત્તિ કરવાથી હવે જીવાત્માને શો લાભ થાય છે તે વિષે વિચાર કરીએ તે પહેલાં કરણ એટલે શું એ વિષે વિચાર કરવો આવશ્યક જણાય છે.

કરણનો સામાન્ય અર્થ સાધન થાય છે. કર્તા જે સાધનની સહાયતા દ્વારા ક્રિયા કરે છે તે સાધનનું નામ કરણ છે. જેમકે કુંભાર ચાકની સહાયતા વડે ઘડો બનાવે છે એટલા માટે ચાક કરણ છે. આ રીતે ઇન્દ્રિયો પણ કરણ છે. કર્તા આ ઇન્દ્રિયો દ્વારા જેવું ચાહે તેવું કામ લઈ શકે છે. કર્તા આત્મા ઇન્દ્રિયોનો સંસારની વૃદ્ધિ કરવામાં પણ ઉપયોગ કરી શકે છે અને સંસારથી મુક્ત થવામાં પણ તેનો ઉપયોગ કરી શકે છે.

આજે તો સામાન્ય કલમ માટે પણ પરતંત્ર થઇ રહ્યા છીએ. પ્રાચીન સમયમાં બરુની કલમ બનાવવામાં આવતી હતી પરંતુ હવે તો હોલ્ડર અને ફાઉન્ટન પેનનો પ્રચાર વધી ગયો છે. લોકો સગવડભર્યાં સાધનો વધવાથી સુખી થયા છીએ એમ માને છે, પણ વાસ્તવમાં આ સાધનો દ્વારા સુખ નહિ પણ પરતંત્રતા જ વધવા પામી છે અને ખર્ચ પણ વધવા પામ્યું છે. પહેલાં બરુની કલમનો ઉપયોગ કરવામાં કેટલું ઓછું ખર્ચ થતું હતું ? હું જ્યારે સંસારાવસ્થામાં હતો ત્યારે બજારમાંથી કેટલાંક બરુ ખરીદી લાવ્યો હતો. તે બરુ હું જ્યાં સુધી સંસારાવસ્થામાં રહ્યો ત્યાં સુધી તો તે કામમાં આવ્યા જ, પરંતુ દીક્ષા લીધા બાદ પણ તે બરુઓ બચી શકયાં હતાં જે પાછળથી બીજાનાં કામમાં આવ્યાં હશે! આ પ્રમાણે પ્રાચીન સમયમાં થોડા ખર્ચમાં કામ ચાલી શકતું હતું અને પરતંત્રતા પણ ભોગવવી પડતી નહિ.

જે પ્રમાણે લખવા માટે કલમ કરણ છે તે જ પ્રમાણે કલમ બનાવવા માટે ચપ્પુ પણ કરણ છે. તમે લોકો મુંબઇ જાઓ છો. જે સાધન દ્વારા તમે મુંબઈ જાઓ છો તે સાધન રેલ્વે હોય, મોટર હોય, કે એરોપ્લેન હોય તે કરણ છે. આ જ પ્રમાણે આત્માને માટે ઇન્દ્રિયો કરણ છે. આત્મા ચાહે તો ઇન્દ્રિયો દ્વારા સંસારવૃદ્ધિનાં કામ પણ કરાવી શકે છે અને ચાહે તો સંસારથી મુક્ત થવાનાં કામ પણ કરાવી શકે છે.

ભગવાન કહે છે કે, કરણસત્યથી કરણમાં સત્યતા આવે છે અને જ્યારે કરણમાં સત્યતા આવી જાય છે ત્યારે જીવાત્મા જેવું કહે છે તેવું જ કરી બતાવે છે. જો કદાચ તેનાથી કોઈ કામ થઈ શકતું નથી તો તે સ્પષ્ટરૂપે કહી દે છે. જે પ્રમાણે આનંદાદિ શ્રાવકોએ ભગવાનને એમ કહ્યું હતું કે અમારામાં સંયમ લેવાની શક્તિ નથી; પરંતુ અમે જે વાતનો સ્વીકાર કરશું તે વાતનું સંપૂર્ણ રીતે પાલન કરશું.

જો કરણમાં સત્યતા હશે તો કામ પણ બરાબર સિદ્ધ થશે. જો ચાકુ સારું હશે તો કલમ પણ સારી બની શકશે. પરંતુ જો ચાકુ ખરાબ હશે તો એ દશામાં તે ખરાબ ચાકુ દ્વારા કલમની અણી બરાબર નીકળી શકશે નહિ. આ જ પ્રમાણે જે વ્યક્તિમાં કરણ સત્ય હશે તે વ્યક્તિ જેવું બોલશે તેવું જ કરી બતાવશે. કરણમાં સત્યતા આવવાને કારણે કાર્યમાં પણ સરળતા આવ્યા વગર રહેતી નથી. કરણમાં સત્યતા આવ્યા બાદ-હાથીના દાંત બતાવવાનાં જુદાં અને ખાવાનાં જુદાં એ લોકોક્તિ અનુસાર-કહેવું બીજું અને કરવું બીજું એવી ભિન્નતા રહેવા પામશે નહિ. પરંતુ પછી તો જેવો ઉચ્ચાર હશે તેવો જ આચાર હશે અર્થાત્ વાણી અને વ્યવહારમાં ભિન્નતા રહેવા પામશે નહિ.

આજના લોકો પ્રાયઃ ઉચ્ચાર પ્રમાણે આચાર કરતા નથી અર્થાત્ બોલવા પ્રમાણે કાર્ય કરતા નથી. તેઓ જાણે એમ વિચારે છે કે, ઉચ્ચાર બાદ આચારની શી આવશ્યકતા છે? પરંતુ શાસ્ત્ર કહે છે કે, વાણી પ્રમાણે વ્યવહાર ન કરવાનું કારણ કરણસત્યનો અભાવ જ છે. જે વ્યક્તિમાં કરણસત્ય હશે તેજ વ્યક્તિ ઉચ્ચારને આચારમાં અવશ્ય ઉતારશે. જે વ્યક્તિ જેવું બોલે છે તેવું આચરણ કરે છે તે વ્યક્તિ જ આ લોકમાં પ્રશંસાને પાત્ર બને છે. અરબ દેશ માટે એમ કહેવામાં આવે છે કે, ત્યાંના લોકો બહુ ઓછું ખોટું બોલે છે. તે લોકોને માટે આ પ્રશંસાત્મક કહેવાય, પરંતુ ભારતવાસીઓ કેવું બોલે છે તેનો વિચાર કરો. શું ભારતીયો ખોટું તો બોલતા નથીને ? જો એમ કહેવામાં આવે કે ભારતમાં ખોટું બોલ્યા વિના કામ ચાલી શકતું નથી, માટે ખોટું બોલવું પડે છે, તો આ

પ્રશ્નનો પ્રત્યુત્તર એ છે કે, વાસ્તવમાં સત્ય બોલ્યા વિના કામ ચાલી શકતું નથી. ઉદાહરણ તરીકે કોઈ માણસને ખૂબ ભૂખ લાગી છે પણ તે ખોટું બોલીને એમ કહે કે મને ભૂખ લાગી નથી તો શું તેની ભૂખનું દુઃખ દૂર થઈ શકશે અને તેનું કામ ચાલી શકશે ? આ ઉપરથી કદાચ તમે એમ કહો કે, ત્યાં તો ખોટું બોલવું ચાલી શકે નહિ. તો પછી આનો અર્થ એમ થયો કે, ભોળા લોકોને ઠગવા માટે ખોટું બોલ્યા વિના કામ ચાલી શકતું નથી. લોકો એમ સમજી બેઠા છે કે, અમે ખોટું બોલી બીજાને ગમે તે રીતે ઠગીએ તો પણ અમને કોણ જુએ છે ? પણ શાસ્ત્રકાર ફરમાવે છે કે, બીજા કોઈ જુએ કે ન જુએ પણ તમારો પોતાનો આત્મા તથા પરમાત્મા તમારું કૃત્ય તો જુએ જ છે. જો તમે પરમાત્માને તથા તમારા પોતાના આત્માને પ્રસન્ન કરવા ચાહો તો, જેવું તમે બોલો છો તેજ પ્રમાણે તમારે આચરણ કરવું જોઇએ. બોલવું કાંઈ અને કરવું કાંઈ એ પદ્ધતિને અંગીકાર કરવાથી તમારા આત્માને સંતોષ થતો નથી તેમ પરમાત્મા પણ પ્રસન્ન થતા નથી. કહેવામાં અને કરવામાં ભિન્નતા રાખવાથી જીવનનો વ્યવહાર બરાબર ચાલતો નથી અને એટલા જ માટે કોઇએ કહ્યું છે કેઃ—'આ કરવું જોઇએ–આ ન કરવું જોઈએ' એમ તો બીજાને કહેવામાં આવે છે, પરંતુ કહેવા પ્રમાણે તું પોતે પણ આચરણ કરતો નથી, તે ક્યાંસુધી ઉચિત કહી શકાય ? કહેવું કાંઇ અને કરવું કાંઈ એવી ભેદનીતિ રાખવી એ તો સર્વથા અનુચિત જ છે.

જ્યારે ગૃહસ્થોને માટે પણ કહેવું કાંઇ અને કરવું કાંઇ એવી ભેદનીતિ રાખવી અનુચિત ગણાય છે તો પછી સાધુઓને માટે તો તે અનુચિત તેમજ વર્જ્ય હોય એ સ્વાભાવિક જ છે. આમ હોવા છતાં આજે કેટલાક સાધુઓ પણ બોલવામાં તથા આચરણમાં ભિન્નતા રાખે છે. પરંતુ આ પ્રમાણે અનુચિત વ્યવહાર રાખવાથી પરમાત્મા પ્રસન્ન થઇ શકતા નથી. પરમાત્માને પ્રસન્ન કરવા માટે તો ઉચ્ચારને આચરણમાં ઉતારવાની અતિ આવશ્યકતા રહે છે. સતી અંજનાએ ઉચ્ચાર અને આચારની એકતા સાધી કેવી રીતે પરમાત્માને પ્રસન્ન કર્યા હતા તે વાત હવે ચરિત્રકથા ઉપરથી સમજાવું છુંઃ—

## સતી અંજના ચરિત્ર–૬

પવનકુમાર તથા અંજના બંને બ્રહ્મચર્યનું પાલન કરી રહ્યા હતા. પવનકુમાર ચાહત તો વિવાહ કરી શકતા હતા. પરંતુ તેમણે વિવાહ ન કર્યો. આ જ પ્રમાણે અંજના પણ સંસાર વ્યવહારની આશાએ પવનકુમારને પરણી હતી પરંતુ તેને સંસાર–સુખથી વંચિત રહેવું પડયું છતાં તે દુઃખ પામી નહિ. તે મનમાં એમ જ વિચારતી હતી કે, મારે જે કાંઇ દુઃખ ભોગવવું પડે છે તે મારાં કરેલાં કર્મોને કારણે જ ભોગવવું પડે છે તો પછી હાય–વોય કરી કર્મોને શા માટે ભોગવવાં ?

કર્મનો કાયદો એવો અટલ છે કે તેમાં જરાપણ ફેરફાર થઇ શકતો નથી. કર્મનો એવો નિયમ છે કે, જે કર્મો કરવામાં આવ્યાં છે તે કર્મોને પ્રદેશ અથવા વિપાકથી ભોગવવાં જ પડે છે. શાસ્ત્રમાં કહ્યું છે કેઃ—

**कडाण कम्माण न मोक्ख अत्थि ।**

અર્થાત્—કરેલાં કર્મોને ભોગવ્યાં સિવાય છૂટકો નથી. આ પ્રમાણે જ્યારે કરેલાં કર્મોને ભોગવવાં જ પડે છે તો હાય–વોય કરતાં શા માટે ભોગવવાં ? દુઃખના સમયે આર્ત્તધ્યાન

કરવાથી શો લાભ ? વિજળીના ગ્લોબમાં જે પ્રકાશ આવે છે તે પાવરહાઉસમાંથી આવે છે. જો પાવરહાઉસમાંથી પ્રકાશ આવતો ન હોય તો ગ્લોબમાં પ્રકાશ કયાંથી આવે ! આ જ પ્રમાણે જે કાંઈ દુઃખ કે સુખ આવે છે તે પોતાનાં કરેલાં કર્મોને કારણે જ આવે છે. જેઓ અજ્ઞાની છે તેઓ તો સુખ આવવાથી પ્રસન્ન થાય છે અને દુઃખ પડવાથી દુઃખી થાય છે; પરંતુ જેઓ જ્ઞાની હોય છે તેઓ સુખ કે દુઃખમાં સમાન રહે છે. તેઓ એમજ વિચારે છે કે, આ સુખ કે દુઃખ મારાં કર્મરૂપી પાવરહાઉસમાંથી જ આવેલ છે. આ પ્રમાણે વિચાર કરવાને કારણે જ જ્ઞાનીજનો સુખના સમયે ફુલાતા નથી અને દુઃખના સમયે ગભરાતા નથી.

અંજના પણ આ પ્રમાણે કર્મફળ વિષે વિચાર કરી ધૈર્યપૂર્વક પતિના વિયોગને સહી રહી હતી. તેમનું ધૈર્ય તથા તેમની ઉચ્ચ ભાવના જોઇ તેની સખીઓ તેને કહ્યા કરતી કે, સખી! તમારાં આ દુઃખનાં દિવસો હવે વધારે વખત નહિ રહે! અંજના, સખીના કથનનાં ઉત્તરમાં જણાવતી કે, તમે આવી ઉચ્ચ ભાવના દ્વારા મને ધૈર્ય આપતા રહો એજ હું ચાહું છું.

અંજનાએ આ પ્રમાણે બાવીસ વર્ષ વ્યતીત કર્યાં. આ વર્ષોમાં તેને મનમાં દુર્ભાવના પેદા ન થઈ તેમ પવનકુમાર પ્રતિ ક્રોધ પણ ન આવ્યો. તમે કદાચ કહેશો કે, અંજનાએ બાવીસ વર્ષ સુધી દુઃખ સહન કેવી રીતે કર્યું હશે ? આ પ્રમાણે આજે તમને બાવીસ વર્ષ સુધી દુઃખ ભોગવવાનો સમય બહુ જ જણાય છે. પરંતુ નરકમાં કેટલો સમય દુઃખ ભોગવ્યું છે તે શું ભૂલી ગયા ? જ્યારે સાગરોપમ વર્ષો સુધી દુઃખ ભોગવ્યાં છે તો પછી થોડાં વર્ષો દુઃખ ભોગવવામાં શું થઈ ગયું ? આ પ્રમાણે વિચાર કરી જ્ઞાનીજનો દુઃખ આવ્યાથી ધૈર્ય ધારણ કરે છે અને ગભરાતા નથી. અંજના વિચારશિલા હતી એટલા માટે તેણે બાવીસ વર્ષો સુધી દુઃખો ધૈર્યપૂર્વક સહન કર્યાં. હવે તેનાં દુઃખનો અન્ત આવેલો જણાતો હતો. પરંતુ કોઈ કામનું નિમિત્ત કારણ પણ હોય છે એ કથનાનુસાર દુઃખનો અન્ત આણવામાં પણ નિમિત્ત કારણ હોવું જોઈએ. આ કથનાનુસાર અંજનાને પણ એક એવું નિમિત્ત કારણ પ્રાપ્ત થયું કે જેને કારણે અંજનાનું દુઃખ દૂર થઈ શકયું.

એક દિવસ રાજા રાવણના મનમાં એવો વિચાર આવ્યો કે, બધા રાજા તો મને નમે છે પરંતુ વરુણ રાજા મને શા માટે નમતો નથી ? જ્યાંસુધી વરુણ રાજા મને નમે નહિ ત્યાંસુધી હું સર્વોપરિ રાજા કેવી રીતે કહેવાઉં ? આ પ્રમાણે વિચાર કરી રાવણે વરુણની પાસે દૂત મોકલીને કહેવડાવ્યું કે, કાંતો તમે રાજા રાવણને નમન કરો અથવા યુદ્ધ કરવા તૈયાર રહો. દૂતનું કથન સાંભળી વરુણે ઉત્તર આપ્યો કે, રાવણ રાક્ષસ છે અને હું દૈવી પ્રકૃતિનો છું, એટલા માટે હું રાજા રાવણને નમી શકું નહિ. વરુણે આ પ્રમાણે દૂતને કહી વિદાય કર્યો પણ તેણે પોતાના પુત્રોને બોલાવીને કહ્યું કે, રાવણ રાક્ષસ તો છે તોપણ તે પરાક્રમી અને બલવાન રાજા છે, એટલા માટે આપણે શું કરવું જોઇએ ? પુત્રોએ વરુણને કહ્યું કે, પિતાજી! આપ એની ચિન્તા ન કરો. અમે રાવણને સમજાવવાનો પ્રયત્ન કરીશું.

પુત્રો રાવણને સમજાવવા માટે ગયા. રાવણની પાસે જઈ તેમણે કહ્યું કે, આપ વરુણને શા માટે બોલાવો છો ? રાવણે ઉત્તર આપ્યો કે, હું મહારાજા છું. બધા રાજાઓ

મને નમન કરે છે પણ વરુણ નમન કરતો નથી. તેને નમન કરવા માટે જ બોલાવ્યો હતો. પુત્રોએ જવાબ આપ્યો કે, વરુણ પણ મોટા રાજા છે, તમારે બધાની સાથે એક સરખો વ્યવહાર કરવો ન જોઇએ. આ સાંભળી રાવણે કહ્યું કે, તે મોટા રાજા કેવી રીતે ? તે તો મારા સારથી જેવો છે. હું તેને થોડા જ સમયમાં પરાજિત કરી શકું એમ છું. પુત્રોએ કહ્યું કે, તમે વરુણને સામાન્ય ગણો છો પરંતુ જો એક બાજુ વરુણ પોતાના હાથમાં શસ્ત્રો લે અને બીજી બાજુ તમે પણ હાથમાં શસ્ત્ર ધારણ કરી લડો તો એમાં તમારી શી મોટાઈ ? આ સાંભળી રાવણે ગર્વપૂર્વક કહ્યું કે, વરુણની શક્તિ મારી સામે શી વીશાતમાં છે ? તેને હું સહજ પરાજિત કરી શકું એમ છું, અને હું પ્રતિજ્ઞા કરૂં છું કે, હું તેની સામે શસ્ત્ર ઉપાડીશ નહિ, એટલું જ નહિ પણ જો તેણે શસ્ત્રો ધારણ કર્યાં હશે તો પણ હું તેની સાથે શસ્ત્ર રહિત જ લડીશ.

વરુણપુત્રો પિતાની પાસે આવી કહેવા લાગ્યા કે, પિતાજી ! રાવણ માનતો નથી એટલા માટે આપ યુદ્ધ કરવા માટે તૈયાર રહો. અમે તેમને શસ્ત્રરહિત લડવા માટે વચન-બદ્ધ કરી લીધો છે એટલા માટે તે શસ્ત્રરહિત થઇને જ તમારી સાથે લડશે.

રાવણે ખરદૂષણ નામના સેનાપતિને વરુણ સાથે યુદ્ધ કરવા મોકલ્યો. ખરદૂષણ રાવણનો બનેવી હતો. વરૂણના પુત્રોએ ખરદૂષણ સાથે યુદ્ધ કર્યું. ખરદૂષણ રાવણના વચનને કારણે નિઃશસ્ત્ર હતો એટલા માટે વરુણના પુત્રોએ તેને પરાજિત કરી બાંધી લીધો. આ સમાચાર રાવણને પ્રાપ્ત થતાં તે વિચારવા લાગ્યો કે, હવે શું કરવું જોઇએ ? મારી પાસે કોણ આવ્યું હતું કે જેણે મને યુદ્ધમાં નિઃશસ્ત્ર લડવા માટે વચનબદ્ધ કરી લીધો. હવે વરુણને કેવી રીતે જીતવો ? મેં યુદ્ધમાં નિઃશસ્ત્ર લડવાનું વચન આપી ભારે ભૂલ કરી છે.

રાવણ ચિંતામાં પડી ગયો. રાવણને ચિંતાતુર બેઠેલો જોઇ એક પ્રધાને કહ્યું કે, નિઃશસ્ત્ર રહેવાની આપે જે પ્રતિજ્ઞા કરી છે તે પ્રતિજ્ઞા તમારા માટે અને તમારા ભાઇઓ સુધીજ સીમિત હોવી જોઇએ. તમારા આધીન રાજાઓએ કાંઈ એવી પ્રતિજ્ઞા કરેલ નથી. એટલા માટે તમે તમારા કોઇ ચતુર સામંતને વરુણની સાથે યુદ્ધ કરવા માટે સશસ્ત્ર સેના સાથે મોકલો. તમારી પાસે પ્રહ્લાદ જેવા બહાદુર સામંત છે તો પછી તમારે ચિન્તા કરવાની શી જરૂર છે ?

રાજા રાવણને આ વાત પસંદ આવી. રાવણે તુરત પ્રહ્લાદ રાજાની પાસે એક પત્ર મોકલી કહેવડાવ્યું કે, વરુણને જીતવા માટે તમારી આવશ્યકતા છે એટલા માટે તમે તૈયાર થઈ વરુણની સાથે યુદ્ધ કરવા જાઓ. પત્ર વાંચી પ્રહ્લાદ રાજાએ વિચાર કર્યો કે, અત્યારે સ્વામી ઉપર સંકટ આવી પડયું છે એટલા માટે આ સંકટના સમયે સ્વામીની સેવા કરવી જોઇએ. આ પ્રમાણે વિચાર કરી તેઓ યુદ્ધમાં જવાની તૈયારી કરવા લાગ્યા. પવન કુમારે પિતાજીને યુદ્ધની તૈયારી કરતાં જોઈ પોતાના મિત્રને પૂછયું કે પિતાજી કયાં જવાની તૈયારી કરી રહ્યા છે ? મિત્રે બધાં સમાચાર પવનકુમારને કહ્યા. પવનકુમારે કહ્યું કે, વરુણની સાથે લડવાનું કામ જ્યારે આપણું પોતાનું કામ નથી તો પછી પિતાજી નિષ્કારણ યુદ્ધ કરવા શા માટે જાય છે ? મિત્રે જવાબમાં કહ્યું કે, સ્વામી-સેવકનો સંબંધ એવો જ હોય છે એટલા માટે પિતાજીએ-સ્વામીનું સંકટ દૂર કરવા માટે યુદ્ધ કરવા જવું જ પડશે. પવનકુમારે કહ્યું કે, મિત્ર ! જ્યારે સ્વામી-સેવકનો સંબંધ આવો હોય છે તો પછી પિતા-પુત્રનો પણ સંબંધ

તેવો હોવો જોઈએ ને ? પિતા-પુત્રનો સંબંધ પવિત્ર સંબંધ છે. આ સંબંધની દૃષ્ટિએ પણ પિતાને બદલે મારે યુદ્ધમાં જવું એ મારું કર્તવ્ય છે.

પવનકુમારે મિત્રને કહ્યું કે, જ્યારે હું બળવાન તથા યોગ્ય છું તો પછી પિતાજી તો યુદ્ધમાં જાય અને હું અહીં બેસી રહું એ કેમ બની શકે ? મિત્રને આ પ્રમાણે કહી પવનકુમાર પોતાના પિતા પ્રહ્લાદની પાસે ગયા અને તેમને કહ્યું કે, પિતાજી ! તમે ક્યાં જવાની તૈયારી કરી રહ્યા છો ? રાજા પ્રહ્લાદે બધા સમાચાર કહી સંભળાવ્યા કે, હું રાવણ તરફથી વરુણની સાથે યુદ્ધ કરવા માટે જઈ રહ્યો છું. પવનકુમારે કહ્યું કે, મારા હોવા છતાં તમે યુદ્ધમાં જાઓ એ ઠીક ન કહેવાય. તમે યુદ્ધમાં ન જાઓ, તમારા વતી હું યુદ્ધમાં જઈશ. રાજા પ્રહ્લાદે પવનકુમારને કહ્યું કે, બેટા ! યુદ્ધ કરવું એ કાંઈ સરળ કામ નથી. વરુણ રાજા તથા તેની સેના પણ યુદ્ધકુશળ છે અને એટલા જ માટે તેની સાથે યુદ્ધ કરવા માટે રાવણે મને આજ્ઞા આપી છે. આવી અવસ્થામાં વરુણની સાથે યુદ્ધ કરવા માટે તને કેવી રીતે મોકલી શકું ? પવનકુમારે કહ્યું કે, પિતાજી ! શું હું આજ્ઞાંકિત પુત્ર નથી કે તમે મને આ પ્રમાણે યુદ્ધમાં જવાની ના કહી રહ્યા છો ? શું તમે મને કાયર સમજો છો ? જો વાસ્તવમાં તમે મને કાયર માનતા ન હો તો પછી યુદ્ધમાં શા માટે જવાની મને આજ્ઞા આપતા નથી ? જ્યારે રાજા રાવણ તમને પોતાની તરફથી યુદ્ધ કરવા માટે મોકલી રહ્યો છે તો પછી તમારા તરફથી હું યુદ્ધમાં જાઉં તો તેમાં શું ખોટું છે ? શું હું તમારો પુત્ર નથી કે તમારા તરફથી પણ હું યુદ્ધ કરવા માટે જઈ શકું નહિ ? રાજા પ્રહ્લાદે પવનકુમારને કહ્યું કે, બેટા ! હું એ કેવી રીતે કહી શકું કે તું મારો પુત્ર નથી ! તું મારો પ્રિય પુત્ર છો પરંતુ જે કામ મારે કરવાનું છે તે કામ કરવા માટે તને કેવી રીતે મોકલી શકું ? તને હજી યુદ્ધવિષયક વિશેષ અનુભવ પણ નથી. પિતાના કથનના ઉત્તરમાં પવનકુમારે કહ્યું કે, શું આ કામ મારાથી થઇ નહિ શકે ? શું હું એટલો બધો કાયર છું ? હું કાયર છું કે વીર એ જાણવા માટે પણ તમે મને યુદ્ધમાં જવા દો. જો હું વરુણ રાજાને પરાજિત કરી આવીશ તો એ દશામાં તમારી પણ પ્રશંસા થશે અને મને પણ આત્મ-સંતોષ થશે, માટે મને યુદ્ધ કરવા જવાની આજ્ઞા આપો.

રાજા પ્રહ્લાદે પવનકુમારની વાત સાંભળી વિચાર કર્યો કે, પવનકુમાર ઠીક કહી રહ્યો છે કે, વાસ્તવમાં તેણે જો વરુણને પરાજિત કર્યો તો મારી પ્રશંસા તથા પ્રતિષ્ઠા વધશે અને પવનકુમારને યુદ્ધનો અનુભવ મળવાની સાથે આત્મ-સંતોષ પણ થશે. આ પ્રમાણે વિચાર કરી પ્રહ્લાદે પવનકુમારને યુદ્ધમાં જવાની રજા આપી.

ચીન દેશ વિષે એવું સાંભળવામાં આવે છે કે, ત્યાં પુત્ર કોઇ સારું કામ કરે છે તો તે પુત્રના પિતાનું સન્માન કરવામાં આવે છે અને પદક પણ તેને આપવામાં આવે છે. આ પદ્ધતિ અનેક દૃષ્ટિએ યોગ્ય છે. જે લોકોને પદપ્રતિષ્ઠાની આવશ્યકતા હશે તેઓ પોતાના સંતાનોને યોગ્ય બનાવશે જ. માતા-પિતા જેવાં જ સંતાનો બને છે. વીર પિતાનો પુત્ર વીર બને છે અને કાયરનો પુત્ર કાયર બને છે.

યુદ્ધમાં જવાની પિતાની આજ્ઞા મેળવી પવનકુમાર વરુણ રાજાની સાથે યુદ્ધ કરવા જાય છે એ વાત આખા નગરમાં વાયુવેગે ફેલાઈ ગઈ. આ વાત અંજનાના સાંભળવામાં પણ આવી. હવે આગળ શું થાય છે તે વિષે હવે પછી વિચાર કરવામાં આવશે.

## વ્યાખ્યાનઃ સંવત્ ૧૯૯૬ ભાદરવા શુદ ૩ શનિવાર

### પ્રાર્થના

**શ્રી ' દઢરથ ' નૃપતિ પિતા, ' નન્દા ' થારી માંય;**
**રોમ રોમ પ્રભુ મો ભણી, શીતલ નામ સુહાય. જય૦ ૧**

—વિનયચંદ્રજી કુંભટ ચોવીશી

શ્રી શીતલનાથ ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

પૂર્ણ પરમાત્માની પ્રાર્થના, પૂર્ણ બનવા માટે જ કરવામાં આવે છે. આત્મામાં અપૂર્ણતા હોવાને કારણે જ આત્મા સંસારમાં પરિભ્રમણ કરી રહ્યો છે અને જન્મ–મરણનું દુઃખ ભોગવી રહ્યો છે. જ્યાંસુધી આત્મા અપૂર્ણતાને દૂર કરે નહિ અને પૂર્ણતાને પ્રાપ્ત કરે નહિ, ત્યાંસુધી આત્મા દુઃખમુક્ત થઈ સુખ શાન્તિને પામી શકે નહિ. આત્માએ પોતાની અપૂર્ણતાને દૂર કરવા માટે પૂર્ણ પરમાત્માની સહાયતા લેવી જોઈએ. જે સહાયતા આપી શકે છે તેની જ સહાયતા લેવી યોગ્ય છે. ભક્તજનો કહે છે કે, અમે સંસારમાં અનેક લોકોના સંસર્ગમાં આવ્યા પરંતુ વીતરાગ ભગવાન સિવાય અમને કોઇ એવા સમર્થ જણાયા નહિ કે જેઓ અમને સાચી સહાયતા આપી અમારા આત્માની અપૂર્ણતા દૂર કરી શકે! સંસારમાં બીજા બધા તો અપૂર્ણ છે. અપૂર્ણ વ્યક્તિ અમારી અપૂર્ણતા કેવી રીતે દૂર કરી શકે? પૂર્ણ પરમાત્મા જ અપૂર્ણતાને દૂર કરવા સમર્થ છે. વાસ્તવમાં વીતરાગ ભગવાન જ પૂર્ણ પરમાત્મા છે અને એટલાજ માટે અમે તેમના શરણે જઇ એવી પ્રાર્થના કરીએ છીએ કેઃ– હે! પ્રભો! તુંજ ત્રિભુવન સ્વામી છો! તારો સદા જયજયકાર થાઓ! તારા જયકારમાં જ જગતનો જયકાર રહેલો છે. હે પ્રભો! તું અશરણનો શરણ હોવાથી હું તારા શરણે આવેલ છું. શરણાગતની હવે રક્ષા કરો એ જ હૃદયગત પ્રાર્થના છે.

કોઇના શરણે જઇએ ત્યારે શરણદાતાને થોડી ભેટ પણ ધરવી જોઇએ. આને માટે ભક્ત કહે છે કે, હું પરમાત્માને કઈ ચીજની ભેટ ધરું? મારી પાસે એવી કોઇ વસ્તુ નથી કે જેને પરમાત્માના ચરણે ધરી શકું! સંસારમાં જે કાંઈ છે તે તો બધું તેમનું જ છે. તેઓ તો ત્રિભુવનનાથ છે. એવી દશામાં હું તેમની જ ચીજ તેમને કેવી રીતે ભેટસ્વરૂપ આપી શકું?

ભક્તજન કહે છે કે, જો કે સંસારની બધી વસ્તુઓના સ્વામી ભગવાનજ છે પરંતુ હું મોહને વશીભૂત થઇ સંસારની ચીજોને પોતાની કહું છું અને ભગવાનને ત્રિભુવન-નાથ પણ કહું છું. રાજાને રાજ્યના સ્વામી માનીને એમ પણ કહેવું કે, રાજ્યમાં જે કાંઇ છે તેના સ્વામી રાજા છે અને પછી એમ પણ કહેવું કે, અમુક ચીજ મારી છે. આ વાત ઉચિત કેવી રીતે કહી શકાય? આ જ પ્રમાણે હું પરમાત્માને ત્રિભુવનનાથ પણ કહું છું અને સંસારની ચીજને પોતાની પણ માનું છું. આ પદ્ધતિ બરાબર ન હોવાથી આ પદ્ધ-તિને હું બદલી નાંખું એજ પરમાત્મા પાસે હું માંગું છું. જો હું સંસારનાં પદાર્થોને પોતાના માનવાનું છોડી દઉં તો પછી હું પૂર્ણ જ થઇ જાઉં, અને એ દશામાં મને કોઈ પ્રકારનું

દુઃખ પણ ન રહે; પરંતુ આ પ્રમાણે કરવામાં હું પોતે અશક્ત છું અને એટલાજ માટે પરમાત્માના શરણે જઈ તેમની સહાયતા માંગું છું.

પ્રત્યેક આત્માએ દુઃખમુક્ત થવા માટે પરમાત્માની પ્રાર્થના કરવી જોઇએ, પરંતુ આળસ-પ્રમાદને વશ થવાને કારણે આત્મા પરમાત્માની આ પ્રમાણે પ્રાર્થના કરી શકતો નથી. પરમાત્માની પ્રાર્થના કરવી એ તો આત્માનો અભ્યાસ હોવો જોઈએ. આત્માનું કલ્યાણ પણ એમાંજ રહેલું છે. જે પ્રમાણે ભોજન હમેશાં કરવું આવશ્યક માનવામાં આવે છે તે જ પ્રમાણે અન્તઃકરણથી પરમાત્માની પ્રાર્થના કરવી પણ આવશ્યક માનવી જોઇએ. પરમાત્માના શરણે જવાથી કોઇ પ્રકારની વિઘ્ન-બાધા પણ ઉપસ્થિત થતી નથી. વળી, પરમાત્માના શરણે ગયા વિના આત્માનું કોઇ કાર્ય પણ થઇ શકતું નથી. આત્માની જીવન-દોરી પરમાત્માના હાથમાં સોંપાએલી છે. જો આત્મા પરમાત્માના પગલે ચાલે તો સ્વકલ્યાણ સાથે પરકલ્યાણ સાધી શકે છે.

આત્માનું કલ્યાણ કરવાની સાથે પ્રત્યેક કામ પોતાની શક્તિ પ્રમાણે જ કરવું જોઈએ. કોઇ ઉત્કૃષ્ટ કામ કરવાની પોતાની શક્તિ ન હોય તો ઉત્કૃષ્ટ કામને ઉત્કૃષ્ટ માની પોતાની શક્તિ પ્રમાણે કામ કરવું જોઇએ. જેમકે આનંદ શ્રાવકે ભગવાન મહાવીરને કહ્યું હતું કે, હે પ્રભો! તે લોકો ધન્યવાદને પાત્ર છે કે જેઓ તમારી પાસે સંયમનો સ્વીકાર કરી આત્માનું કલ્યાણ કરે છે, પરંતુ મારામાં સંયમ લેવાની શક્તિ ન હોવાને કારણે હું તેનો સ્વીકાર કરી શકતો નથી. એટલા માટે તમે મને શ્રાવક-ધર્મનો સ્વીકાર કરાવો. આ પ્રમાણે આનંદે સંયમની પ્રશંસા કરી સંયમની ઉત્કૃષ્ટતાનો સ્વીકાર કર્યો, પરંતુ પોતાની અશક્તિને કારણે પોતે સંયમ અંગીકાર ન કર્યો. આ જ પ્રમાણે તમે પણ જો પોતામાં આત્મકલ્યાણનાં બીજાં કામો કરવાની શક્તિ નથી એમ કહી અને પોતાની અશક્તિ પ્રદર્શિત કરી આત્મ-કલ્યાણનાં બીજાં સાધનોની ઉત્કૃષ્ટતાનો સ્વીકાર કરવાની સાથે પરમાત્માના શરણે જાઓ તો એ દશામાં પરમાત્માના શરણે જવામાં કોઇ પ્રકારની મુશ્કેલી પણ જણાશે નહિ અને આત્માનું કલ્યાણ પણ થશે.

અત્રે કોઈ મને એવો પ્રશ્ન પૂછી શકે કે, તમે તો સાધુ છો એટલા માટે તમને પરમાત્માના શરણે જવામાં કોઇ પ્રકારની મુશ્કેલી જણાતી નથી. પરંતુ અમે ગૃહસ્થ છીએ એટલા માટે અમે પરમાત્માના શરણે કેવી રીતે જઇ શકીએ? કારણ કે અમારે સાંસારિક અનેક કામો કરવાં પડે છે! આ પ્રમાણે કહેનાર લોકોને મારે કેવળ એટલું જ કહેવાનું છે કે, અનેક કામો કરવાનાં હોવા છતાં તમે પરમાત્માના શરણે જઈ શકો છો અને એ દશામાં તમારાં કામોમાં કોઈ પ્રકારની મુશ્કેલી પણ આવશે નહિ, પણ ઊલ્ટી સુગમતા થશે. ઉદાહરણ તરીકે માનો કે, કોઈ ધનવાનને પરમાત્માના શરણે જવાનું કહેવામાં આવે છે તો તે એમ કહે છે કે, આજકાલનો જમાનો બહુ જ ખરાબ થઇ ગયો છે, વેપાર-રોજગાર પણ બંધ થઈ ગયાં છે અને પાસે જે કાંઇ છે તેને સાચવવું પણ મુશ્કેલ થઈ પડયું છે. બીજી બાજુ ગરીબોને એમ કહેવામાં આવે છે કે, તમે પરમાત્માના શરણે જાઓ તો તેઓ એમ કહે છે કે, અમારે તો ખાવાનાં પણ સાંસાં છે તો અમે પેટની પૂર્તિ કરવા માટે પ્રયત્ન કરીએ કે પરમાત્માના શરણે જઇએ? આ પ્રમાણે ગરીબ કે ધનિક-બન્ને પ્રકારના લોકોને

પરમાત્માના શરણે જવું મુશ્કેલ જણાય છે. પરંતુ જ્ઞાનીજનો કહે છે કે, ધનની રક્ષા માટે અથવા ધન ન હોવાના કારણે રોદણાં શા માટે રુવો છો ? શું રોદણાં રોવાથી ધનની રક્ષા કે ધનની પ્રાપ્તિ થઈ જશે ? જો વાસ્તવમાં તમને ધનની રક્ષા કરવાનું કે ધનને પ્રાપ્ત કરવાનું સાચું દુઃખ છે તો તમે પરમાત્માના શરણે શા માટે જતા નથી ? તમે જરા એટલો તો વિચાર કરો કે, ધન દ્વારા આત્માનું કલ્યાણ તો થઇ શકવાનું નથી. જો ધનદ્વારા આત્માનું કલ્યાણ થઇ શકતું જ હોત તો ચક્રવર્તી તથા ધનિક લોકો ધનનો ત્યાગ કરી સંયમ શા માટે ધારણ કરત ? શાસ્ત્રકારોએ તો સ્પષ્ટ શબ્દોમાં કહ્યું છે કે, वित्तेण ताणं न लमे पमत्ते, इमम्मि लोए अहवा परत्था । અર્થાત્ ધન દ્વારા આત્માનું આ લોકમાં કે પરલોકમાં રક્ષણ કે કલ્યાણ થઈ શકતું નથી.

જ્યારે રોદણાં રોવાથી ધન પણ પ્રાપ્ત થઇ શકતું નથી અને ધનની રક્ષા પણ થઇ શકતી નથી તો પછી પરમાત્માના શરણે જઇ આત્માનું કલ્યાણ શા માટે સાધતા નથી ? પરમાત્માના શરણે જવાથી પ્રાપ્ત થનારું ધન આવતું અટકી નહિ જાય, અને કદાચિત ધનની પ્રાપ્તિ ન થાય તો છેવટે આત્માનું કલ્યાણ તો થશે જ. આ જ પ્રમાણે જ્ઞાનીજનો ગરીબ જનને સંબોધીને પણ કહે છે કે, તમને ભોજનનું જે દુઃખ છે તે દુઃખ રોવાથી કે ભોજનનું ધ્યાન કરતાં રહેવાથી મટી શકશે નહિ, તો પછી આત્માનું કલ્યાણ કરવાનો પ્રયત્ન પણ શા માટે કરતો નથી ? જો તને ભોજનનું દુઃખ જ છે તો તું પરમાત્માના શરણે જઇ તે દુઃખને દૂર કરવાનો શા માટે પ્રયત્ન કરતો નથી ? જો તને કોઈ પ્રકારનો રોગ પેદા થયો છે તો પરમાત્માનાં શરણરૂપી હૉસ્પીટલ તો બધાં માટે ખુલ્લું જ છે. તું એ હૉસ્પીટલમાં શા માટે દાખલ થઇ જતો નથી ? આધ્યાત્મિક રોગનું નિદાન એ હૉસ્પીટલમાં સારી રીતે થશે અને ત્યાં તું નીરોગી પણ થઈ જશે.

કહેવાનો આશય એ છે કે, ભલે કોઈ ધનવાન હોય કે ગરીબ હોય, બધાંએ પરમાત્માના શરણે જવું જોઇએ. પરમાત્માના શરણે જવાથી તેમને કોઈ પણ પ્રકારની વિઘ્ન–બાધામાં પણ પડવું નહિ પડે. આ ઉપરથી કોઇ એમ પણ કહે કે, તો પછી સામાયિક–પ્રતિક્રમણ–પૌષધ વગેરેને કરવાની શી આવશ્યકતા છે ? આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, મારો કહેવાનો આશય એ નથી કે સામાયિક–પૌષધ આદિ કરવાં ન જોઇએ. સામાયિક–પ્રતિક્રમણ–પૌષધ વગેરે ધર્મક્રિયા પણ ચિત્તને સ્વચ્છ કરવાનું સાધન છે અને પરમાત્માનું શરણ સ્વીકારવું એ પણ ચિત્તશુદ્ધિનું કારણ છે. જે પ્રમાણે કોઈ પણ લોકમાં જાઓ–ભલે ઊંચ લોકમાં જાઓ, નીચ લોકમાં જાઓ, અધોલોકમાં જાઓ કે તિર્યક્ લોકમાં જાઓ–કર્મો તો બધે ઠેકાણે ભોગવવાં પડે જ છે. તે જ પ્રમાણે ગમે તેવી પરિસ્થિતિમાં હો છતાં તમે પરમાત્માના શરણે જઈ શકો છો. પરમાત્માના નામને અનુરૂપ કામ કરતી વખતે તેમને યાદ કરવા–પરમાત્માનું વિસ્મરણ ન થવું એ જ પરમાત્માના શરણે જવા સમાન છે. આ પ્રમાણે પરમાત્માના શરણે જવાથી આત્માનું કલ્યાણ જ થાય છે, અકલ્યાણ થવાની કોઈ સંભાવના નથી. હવે આત્માનું કલ્યાણ કેવી રીતે કરવું તેનાં કેટલાંક માર્ગો બતાવું છું. સમ્યક્ત્વ–પરાક્રમમાં આત્મોન્નતિનાં માર્ગો જ બતાવવામાં આવેલ છે. અત્યારસુધી આત્મકલ્યાણ સાધવાનાં ૫૧ સાધનો બતાવી દેવામાં આવ્યાં છે. આજે આત્મકલ્યાણના બાવનમા સાધન વિષે વિચાર કરવાનો છે.

## સમ્યક્ત્વ પરાક્રમ–બોલ ૫૨ મો.

કરણુ સત્ય અર્થાત્ સત્ય પ્રવૃત્તિથી જીવાત્માને શો લાભ થાય છે એ વિષે આગળ વિચાર કરવામાં આવ્યો છે. હવે સત્યયોગ અર્થાત્ મન, વચન તથા કાયાના સત્ય વ્યાપારથી જીવાત્માને શો લાભ થાય છે એ વિષે ગૌતમસ્વામીએ મહાવીર ભગવાનને પૂછ્યું કેઃ—

### બાવનમો બોલ

**(૫૨) जोगसच्चेणं भंते ! जीवे किं जणयइ ?**

અર્થાત્—હે ભગવાન! યોગસત્યથી જીવાત્માને શો લાભ થાય છે? આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને ફરમાવ્યું કેઃ—

**जोगसच्चेणं जोगे विसोहेइ ॥ ५२ ॥**

અર્થાત્—હે ગૌતમ ! યોગસત્યથી યોગોની વિશુદ્ધિ થાય છે. યોગનો અર્થ મન, વચન તથા કાયાનો વ્યાપાર થાય છે. મન, વચન તથા કાયાના યોગનાં ૧૫ ભેદ છે. યોગના ત્રણ પ્રકાર છે. મનોયોગ, વચનયોગ અને કાયાયોગ. આ ત્રણ પ્રકારના યોગના પંદર ભેદ થાય છે. મનોયોગના ચાર ભેદ, વચનયોગના ચાર ભેદ અને કાયાયોગના સાત ભેદ છે. વચન તથા કાયાની સાથે મન રહે છે, પરંતુ કોઇ વાર મન સત્યમાં પ્રવૃત્ત રહે છે તો કોઈ વાર મન અસત્યમાં પ્રવૃત્ત રહે છે. અસત્યમાં તો મન પ્રવૃત્ત થાય છે, પરંતુ યોગને સત્ય મનમાં જ પ્રવૃત્ત કરવાં જોઇએ. સત્ય મનમાં યોગને પ્રવૃત્ત કરવાથી જીવાત્માને શો લાભ થાય છે એ બતાવવા માટે જ ગૌતમસ્વામીએ ભગવાનને પ્રશ્ન પૂછયો છે અને ભગવાને એ પ્રશ્નનો ઉત્તર આપ્યો છે કે સત્યયોગથી યોગની વિશુદ્ધિ થાય છે. સત્ય મનમાં યોગને પ્રવૃત્ત કરવો એ જ યોગ સત્ય છે અને આ યોગ સત્યથી યોગની વિશુદ્ધિ થાય છે.

યોગનો અર્થ જોડવું પણ થાય છે. મન, વચન તથા કાયાને કોઇની સાથે જોડવાં એનું નામ પણ યોગ છે. મન, વચન તથા કાયાને જેની સાથે જોડવામાં આવે છે તેને જ યોગ કહેવામાં આવે છે. જે પ્રમાણે પાણીમાં કોઇ પણ ચીજ ઢોળવામાં આવે તો તે પાણી તે વસ્તુનો રંગ લઇ લેશે તે જ પ્રમાણે જો યોગને સત્યમાં પ્રવૃત્ત કરવામાં આવે તો સત્યયોગ કહેવાશે અને યોગને અસત્યમાં પ્રવૃત્ત કરવામાં આવે તો અસત્ય યોગ કહેવામાં આવશે. આ જ પ્રમાણે સત્ય તથા અસત્ય બન્નેમાં યોગને મિશ્રિત કરવામાં આવશે તો મિશ્ર યોગ કહેવાશે.

કહેવાનો આશય એ છે કે, યોગને સત્યમાં પ્રવૃત્ત કરવો જોઇએ. પરંતુ પ્રશ્ન તો એ ઉપસ્થિત થાય છે કે, સત્ય કોને કહેવું ? આ પ્રશ્નનો ઉત્તર આપવો જરા મુશ્કેલ છે. કારણ કે સત્યની પૂર્ણ વ્યાખ્યા તો જેમણે સત્યને પોતાના જીવનમાં તાણાવાણાની માફક વણી લીધું હોય તે મહાપુરુષો જ કરી શકે છે. જે મહાપુરુષોએ સત્યને જીવનમાં સાંગોપાંગ સંપૂર્ણ રીતે ઉતારી લીધું છે તેઓમાં અને ઇશ્વરમાં પછી કાંઈ ભેદ રહેતો નથી. કારણ કે શાસ્ત્રમાં કહ્યું છે કે, સત્ય એ જ ભગવાન છે અર્થાત્ ભગવત્પ્રાપ્તિનો સાચો માર્ગ સત્ય જ છે.

સત્યની પૂર્ણ વ્યાખ્યા કરવી એ જો કે આપણા માટે અવશ્ય મુશ્કેલ છે, તો પણ પ્રત્યેક મનુષ્ય પોતાના પુરુષાર્થદ્વારા સર્વથા નહિ તો થોડા અંશે પણ પોતાના ધ્યેયને

અવશ્ય પહોંચી શકે છે. આ કથનાનુસાર પોતાની શક્તિ પ્રમાણે અત્રે સત્ય શું છે ? એ વિષે દિગ્દર્શન કરાવવાનો પ્રયત્ન કરવામાં આવે છે.

સામાન્ય રીતે પ્રત્યેક મનુષ્યને સત્ય શું છે ? એ વિષે જાણવાની ઈચ્છા રહે છે પણ સત્યને તે લોકો જ બરાબર જાણી શકે છે કે જેમને સત્ય હૃદયથી પ્રિય હોય. જેઓ સત્યના ઉપાસક છે અથવા સત્યોપાસક બનવા ચાહે છે, તેઓ સત્યની આગળ ત્રિલોકની ઋદ્ધિને જ નહિ પરંતુ પોતાના પ્રાણ સુદ્ધાંને પણ તુચ્છ સમજે છે. કિન્તુ જે લોકો કોઈ સંપ્રદાય, ધર્મ કે મતની પાછળ ઉન્મત્ત બની જાય છે અને સ્વાર્થને વશ થઈ સત્યાસત્યનો વિવેક કરવો ભૂલી જાય છે, તેઓ સત્યનું સ્વરૂપ સમજી શકતા નથી. તેમ સત્યને જીવનમાં ઉતારી પણ શકતા નથી. જીવનને નીતિમય, પ્રમાણિક, ધાર્મિક અને ઉન્નત બનાવવા સર્વપ્રથમ સત્યમય બનાવવું આવશ્યક છે. એટલા માટે અત્રે સત્ય વિષે થોડો વિશેષ વિચાર કરવાની જરૂર જણાય છે.

જે નિત્ય છે, અવિનાશી છે અને વિકારોથી રહિત છે તે 'સત્ય' કહેવાય છે. અવિનાશીપણાને પ્રકટ કરવા માટે જે વ્યવહાર કરવામાં આવે છે તે સત્ય છે. શ્રી. સ્થાનાંગ સૂત્રના ચોથા સ્થાનમાં સત્યની વ્યાખ્યા કરતાં કહ્યું છે કેઃ—

**चउव्विहे सच्चे पण्णत्ते तंजहा–**
**काउज्जुयया, भासुज्जुयया, भावु–**
**ज्जुयया, अविसंवायणा जोगे ॥**

અર્થાત્—કાયાની સરળતા, ભાષાની સરળતા, ભાવની સરળતા અને મન વચન અને કાયા એ ત્રણેય યોગની સરળતાનું નામ 'સત્ય' છે.

જે વિચાર, વાણી અને કાર્યપ્રણાલીમાં ત્રિકાલમાં પણ ફેરફાર ન થાય, જેને પોતાનો આત્મા નિષ્પક્ષભાવે જીવનમાં અપનાવે, જે સંપૂર્ણરીતે હૃદયમાં સ્થિત થઈ જવાથી ભય, ગ્લાનિ, અહંકાર, મોહ, દંભ, ઈર્ષા, દ્વેષ, ક્રોધ, લોભ વગેરે કુત્સિત ભાવ નાશ પામે તથા જે ભૂતકાળમાં હતું, વર્ત્તમાનમાં છે અને ભવિષ્યમાં હશે અથવા જેના હોવાથી આત્માને સાચી શાન્તિ પ્રાપ્ત થાય તેનું નામ 'સત્ય' છે.

યોગદર્શનના સાધન-પાદના ત્રીજા સૂત્રના ભાષ્યમાં વેદવ્યાસજીએ પણ સત્યની વ્યાખ્યા કરતાં કહ્યું છે કેઃ—

**सत्यं यथार्थे वाङ्मनसे यथादृष्टं**
**यथानुमितं यथाश्रुतं तथा वाङ्मनश्चेति ।**
**परत्र स्वबोधसंक्रान्तये वागुक्ता सा यदि न**
**वंचिता भ्रान्ता वा प्रतिपत्तिवन्ध्या वा भवेदिति ॥**

ભાવાર્થઃ—મનોયોગપૂર્વક વાણીની યથાર્થતા હોવી એનું નામ સત્ય છે. અર્થાત્ જેવું જોવામાં, સમજવામાં તથા સાંભળવામાં આવ્યું હોય તેવું જ બીજાને જોવામાં, સમજવામાં તથા સાંભળવામાં આવે તે સત્ય કહેવાય છે; પણ જો વાક્ચાતુર્યથી કે અસાવધાનીથી તે જ શબ્દો દ્વારા બીજાને ભ્રમણા પેદા થાય તો તે સત્ય કહી ન શકાય. સંક્ષેપમાં વાસ્તવિક વિચાર, વાણી તથા કાર્ય સત્ય કહેવાય છે. મહાભારતમાં પણ કહ્યું છે કેઃ—

**अविकारितमं सत्यं सर्ववर्णेषु भारत।**

અર્થાત્—બધાં વર્ણોમાં હમેશાં વિકારરહિત રહેનારનું નામ સત્ય છે.

સત્યની મૂર્ત્તિ કોઇ પાષાણુની બનેલી હોતી નથી તેમ તેનું કોઈ નિયત સ્થાન પણ હોતું નથી. આ દેહમાં રહેલા જીવની માફક સત્ય બધી જગ્યાએ વ્યાપ્ત છે. કોઇ વસ્તુ કે કોઈ સ્થાન એવું નથી કે જ્યાં સત્ય ન હોય! જે વસ્તુમાં સત્ય નથી તે વસ્તુ જ કોઈ કામની રહેતી નથી. જેમકે, સૂર્યમાં સત્ય વસ્તુ 'પ્રકાશ' છે. જો સૂર્યમાંથી પ્રકાશ નીકળી જાય તો તેને કોઈ સૂર્ય કહે નહિ. દૂધમાં સત્ય વસ્તુ 'ઘી' છે. જો દૂધમાંથી ઘી નીકળી જાય તો તેને કોઈ દૂધ કહે નહિ. કહેવાનો આશય એ છે કે, સત્ય તે સ્વાભાવિક અને વાસ્તવિક વસ્તુનું નામ છે કે જેના હોવાથી કોઇ વસ્તુ વિચાર, વાણી કે કાર્ય વગેરેનાં નામ, રૂપ તથા ગુણમાં પરિવર્તન થઈ ન શકે. સત્ય અપરિવર્તનશીલ અને સ્વાભાવિક છે.

સત્ય એક વ્યાપક અને સાર્વભૌમ સિદ્ધાન્ત છે. સંસારમાં અનેક મતમતાન્તરો પ્રચલિત છે અને તેનાં સિદ્ધાન્તો પણ જુદાં જુદાં છે. કેટલાંક મતોનાં બાહ્ય સિદ્ધાન્તોમાં તો એટલી બધી ભિન્નતા હોય છે કે, એક મતાનુયાયી બીજા મતાનુયાયીને મળી પણ શકતો નથી, એટલું જ નહિ પણ આ સિદ્ધાન્તોને પકડી રાખીને પ્રાયઃ પરસ્પર મહાયુદ્ધ મચાવી દે છે. આમ હોવા છતાં પણ બધા મતાવલંબીઓ જો ગંભીરતાપૂર્વક નિષ્પક્ષદૃષ્ટિએ વિચાર કરે તો તેમને માલુમ પડશે કે, ધર્મનો પાયો સત્ય જ છે અને તે સત્ય બધાનું એક છે. આ સત્યનું જો સાચું સ્વરૂપ સમજવામાં આવે તો જે લોકો પરસ્પર ધર્મને નામે દ્વેષ રાખી કલેશ–કંકાસ કરે છે, તે લોકો પણ દ્વેષ–કંકાસનો ત્યાગ કરી એક બીજાને ભાઇની માફક ગળે વળગી પ્રેમપૂર્વક ભેટવા તૈયાર થઇ જાય છે.

સત્યનું પૂજન પ્રત્યેક મનુષ્ય કરી શકે છે. સત્યનું પૂજન કરવામાં જાતિ વિશેષ કે ધર્મ વિશેષનું કાંઇ પણ બંધન નથી. એટલું જ નહિ પણ જે કોઇ–પછી તે ગમે તે જાતિનો હોય કે ગમે તે ધર્મનો હોય–સત્યનું આચરણ કરે છે તે સાચો ધર્માત્મા બની જાય છે. સત્ય પૂજાની સામગ્રી માટે સાધારણ રીતે તો એક કોડી પણ ખરચવી પડતી નથી, પરંતુ કોઇ કોઈ વાર સત્યપૂજા માટે એટલો બધો આત્મભોગ આપવો પડે છે કે તેની બરાબરી સંસારની કોઇ વસ્તુ કરી શકતી નથી. આ ઉપરથી કોઈ એમ પૂછી શકે કે, સત્યનું પૂજન કેવી રીતે કરવું જોઇએ ? તો આ પ્રશ્નનો નિશ્ચિત ઉત્તર એજ આપી શકાય કે, सत्यं चर। અર્થાત સત્યનું આચરણ કરો. મન, વચન અને કાયાથી સત્યનું આચરણ કરવું એજ સત્યની સાચી પૂજા છે.

સત્યનું પૂર્ણ સ્વરૂપ તો કેવળી ભગવાન જ જાણે છે. આપણે અપૂર્ણ પૂર્ણ સત્યનું વર્ણન કેવી રીતે કરી શકીએ ? કેવળી ભગવાન જેટલું જુએ છે તેટલું કહી શકતા નથી, કારણ કે યોગ તો સમયાનુસાર જ પ્રવર્તે છે. એટલા માટે તેઓ જેટલું જુએ છે તેટલાનું વર્ણન કેવી રીતે કરી શકે ? આપણે પણ જેટલું જોઇએ છીએ તેટલું વર્ણવી કે કહી શકતા નથી, તો જેઓ સમસ્ત સંસારને જ્ઞાનદ્વારા હાથની રેખાની માફક જુએ છે તેઓ બધાંને કેવી રીતે કહી શકે? આ પ્રમાણે પૂર્ણ સત્ય તો અવર્ણનીય–અકથનીય છે. પૂર્ણ સત્યની પરિસીમાએ પહોંચવાથી મન અને વાણી પણ તેમાં જ મળી જાય છે. આ પ્રમાણે પૂર્ણ

સત્ય તો અનિર્વચનીય છે. અત્રે જે સત્યને માટે કહેવામાં આવ્યું છે તે વ્યાવહારિક સત્ય છે. અર્થાત્ જે વાસ્તવિકતાથી તો અવિરુદ્ધ છે અને જેના સંબંધમાં કોઈ પણ પ્રકારનું કપટ આચરવામાં આવ્યું નથી તે વ્યાવહારિક સત્ય છે. આ સત્યની સાથે યોગનો સંબંધ જોડવો તે યોગ સત્ય છે. આ યોગ સત્યથી જીવાત્માને શો લાભ થાય છે એ પ્રશ્ન ગૌતમ સ્વામીએ મહાવીર ભગવાનને પૂછ્યો છે. આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને ફરમાવ્યું કે, યોગ સત્યથી યોગની વિશુદ્ધિ થાય છે.

યોગસત્ય અને યોગ અસત્યમાં શું અંતર છે એ વાત એક વ્યાવહારિક ઉદાહરણ આપી સમજાવું છું:–માનો કે, એક શેઠની પાસે એક માણસ ઉધ્ધીના દશ રૂપિયા લેવા આવ્યો. શેઠની પાસે તીજોરીમાં રૂપિયા છે પરંતુ શેઠ તે માણસને રૂપિયા આપવા ચાહતો નથી તેમ તેને માઠું લગાડવા પણ ચાહતો નથી. એટલા માટે તે શેઠે પેલા માણસને કહ્યું કે, હું તમને રૂપિયા તો આપત, પરંતુ અત્યારે સીલકમાં રૂપિયા ન હોવાને કારણે રૂપિયા આપી શકવા માટે લાચાર છું. આ પ્રમાણે કહેનાર શેઠે યોગ અસત્યમાં પ્રવર્તાવ્યો કે નહિ? તે શેઠ ખોટું બોલ્યો છતાં તે માણસને શેઠના કથન ઉપર વિશ્વાસ પેદા થયો નહિ. તે માણસે મનમાં એમજ વિચાર્યું હશે કે, આ શેઠ તો ખોટું બોલે છે. તેમની પાસે દશ રૂપિયા ન હોય એ કેવી રીતે માની શકાય? તે શેઠ તો મનમાં એમ વિચારતો હશે કે, મારી તિજોરીમાં રૂપિયા છે કે નહિ એ કોણ જુએ છે? પણ તે શેઠ એટલું વિચારતો નથી કે, બીજા કોઇ જુએ કે નહિ પણ મારું મન તો જાણે છે કે તિજોરીમાં રૂપિયા છે, છતાં હું ખોટું બોલ્યો અને મેં રૂપિયા ન આપવાનું કપટ કર્યું. આ પ્રમાણે અસત્યમાં યોગને પ્રવૃત્ત કરવો એ અસત્યયોગ છે. જો શેઠ તે માણસને એમ કહી દેત કે, મારી પાસે રૂપિયા તો છે, પરંતુ હમણાં રૂપિયા હું તમને આપી શકું એમ નથી. આ પ્રમાણે કહેવાથી સત્યની રક્ષા થાત અને આવા સત્યમાં યોગને પ્રવૃત્ત કરવો એ યોગસત્ય છે. આ જ પ્રમાણે જો શેઠ એમ કહેત કે હું દશ રૂપિયા તો નહિ આપું પણ પાંચ રૂપિયા આપીશ, તો આ પણ સત્યયોગજ કહેવાત. પરંતુ જો તેણે એમ કહ્યું હોત કે મારી પાસે દસ રૂપિયા તો નથી પણ પાંચજ રૂપિયા છે તે તમે લઈ જાઓ, તો આ કથન એક રીતે અસત્યજ છે, પરંતુ તેને મિશ્ર કહી શકાય. કારણ કે ઉપરના કથનમાં સત્ય અને અસત્યનું મિશ્રણ છે. આવા મિશ્રમાં યોગને પ્રવર્તિત કરવો તે મિશ્રયોગ કહેવાય છે.

ચોથો વ્યવહાર યોગ છે. વસ્તુ ન હોવા છતાં વિકલ્પથી વસ્તુને માનવામાં આવે અથવા એક વસ્તુનો આરોપ બીજી વસ્તુમાં કરીને બોલવામાં આવે તે વ્યવહાર કહેવાય છે. જેમકે ખાટલો અવાજ કરે છે. વાસ્તવમાં ખાટલો અવાજ કરતો નથી પરંતુ ખાટલા ઉપર બેસનાર માણસ અવાજ કરે છે, છતાં વ્યવહારમાં ખાટલો અવાજ કરે છે એમ કહેવામાં આવે છે. કોઇ એમ કહે કે 'ગામ ભાગ્યું.' આ કથનમાં ગામ ભાગ્યું એમ કહેવામાં આવ્યું છે પરંતુ ગામમાં રહેનાર લોકો ભાગે છે એમ વ્યવહારમાં કહેવામાં આવે છે. વસ્તુના સત્–અસત્નો નિર્ણય ન કરી, વ્યવહારમાં જે કાંઇ કહેવામાં આવે છે, તે કપટરહિત મનથી તે પ્રમાણે જ કહેવું એ વ્યવહાર છે અને આવા વ્યવહારમાં યોગને પ્રવૃત્ત કરવો તે વ્યવહાર યોગ કહેવાય છે.

વચનયોગ અને કાયયોગનાં પણ આ જ પ્રમાણે જુદાં જુદાં ભેદો છે. સત્ય, અસત્ય, મિશ્ર અને વ્યવહાર. એ ચારેયમાંથી જે યોગને જેની સાથે જોડવામાં આવશે તે યોગ તેવો કહેવામાં આવશે. ભગવાને સત્યમાં યોગને જોડવાનું ફળ એ બતાવ્યું છે કે, યોગસત્યથી યોગની વિશુદ્ધિ થાય છે અર્થાત્ આત્મા કલેશ કર્મના વિપાકથી રહિત થાય છે.

જે પ્રમાણે ઝાડુ દ્વારા ઘરનો કચરો સાફ કરવામાં આવે છે, તે જ પ્રમાણે આત્મામાં મન, વચન તથા કાયાની અસત્પ્રવૃત્તિ રૂપી જે કચરો ભરાએલો છે તે કચરો આ યોગ-સત્યરૂપી ઝાડુથી સાફ કરવામાં આવે છે. કોઇ વિશિષ્ટ વ્યક્તિને ઘેર પધારવાનું આમંત્રણ ત્યારે જ આપવામાં આવે છે કે જ્યારે પોતાનું ઘર પહેલેથી બરાબર સાફ કરવામાં આવ્યું હોય. જો ઘર બરાબર સાફ ન હોય તો મહાન્ વ્યક્તિને ઘેર પધારવાનું આમંત્રણ આપવામાં આવતું નથી. આ જ પ્રમાણે જો આપણા આત્મમંદિરમાં પરમાત્મ–દેવને પધરાવવા હોય, તો આપણે આત્મ–મંદિરમાંથી અસત્યયોગની પ્રવૃત્તિરૂપી કચરો ભરાઈ ગયો છે તે કચરાને બહાર કાઢી નાંખવો જોઇએ એ આવશ્યક છે.

કેટલાક લોકો કહે છે કે, અમારું મન સામાયિકમાં ચોંટતું નથી, પરંતુ જ્યાં સુધી મન અસત્ય યોગમાં પ્રવર્તે છે ત્યાં સુધી સામાયિકમાં મન કયાંથી ચોંટી શકે? સામાયિકમાં મનને એકાગ્ર કરવું હોય તો મનને સત્યયોગમાં પ્રવર્તિત કરવું જોઇએ. જ્યારે મન સત્ય-યોગમાં પ્રવૃત્ત થશે ત્યારે સામાયિકમાં મન સ્થિર થયા વિના રહેશે નહિ.

જો તમારો મન, વચન તથા કાયાનો વ્યાપાર સત્યયોગમાં પ્રવર્તશે તો તમારા યોગની વિશુદ્ધિ અવશ્ય થશે અને જ્યારે યોગની વિશુદ્ધિ થશે ત્યારે તમારે કોઇ પ્રકારનું સંકટ પણ સહેવું નહિ પડે તથા બીજાના શરણે પણ જવું નહિ પડે. જે લોકો યોગને સત્યમાં પ્રવર્તાવે છે તે લોકોનું સંકટ પણ મટી જાય છે એ બતાવવા માટે હવે સતી અંજનાની ચરિત્રકથા કહેવામાં આવે છે.

## સતી અંજના ચરિત્ર—૭

પવનકુમાર રાવણ તરફથી વરુણની સાથે યુદ્ધ કરવા માટે જવાની તૈયારી કરવા લાગ્યા. આ વાત આખા નગરમાં વાયુવેગે ફેલાઈ ગઈ. આ સમાચાર વસંતમાલાના સાંભળવામાં પણ આવ્યા. વસંતમાલાને આ સમાચારની ખબર પડતાં જ તે અંજના પાસે દોડતી આવી અને કહેવા લાગી કે, બેન! તમે સાંભળ્યું ને કે, રાજકુમાર પિતાને બદલે પોતે વરુણની સાથે યુદ્ધ કરવા માટે જઈ રહ્યા છે. યુદ્ધ કરવું એ સરળ કામ નથી અને નિષ્કારણ પોતાની ઉપર યુદ્ધનો ભાર લઇ લેવો એમાં પણ બુદ્ધિમત્તા નથી. પિતાજી યુદ્ધમાં જતા હતા તો તેમને જવા દેવા હતા પણ રાજકુમારે તો તેમને યુદ્ધમાં જતાં અટકાવી પોતે યુદ્ધમાં જવાનું માથે લીધું છે. હું તો આ કામને ઠીક સમજતી નથી. વસંતમાલાનાં આ કથનના ઉત્તરમાં અંજના ધારત તો એમ કહી શકતી હતી કે, રાજકુમાર વાસ્તવમાં બુદ્ધિહીન છે. પરંતુ અંજનાએ પતિ વિષે જરાપણ નિંદાત્મક ન કહેતાં એમ જ કહ્યું કે, રાજકુમાર જે કાંઇ કરે છે તે ક્ષાત્રધર્મને યોગ્ય જ કરે છે. પિતાને બદલે પુત્ર યુદ્ધમાં જાય એ ઉચિત જ છે. રાજકુમાર મારાથી રુષ્ટ છે એટલા માટે હું તેમના ઉચિત કાર્યને અનુચિત કહી શકું

નહિ. મારી દૃષ્ટિએ તો રાજકુમારે પિતાનો ભાર પોતાની ઉપર લીધો એ ઠીક જ કર્યું છે. પિતાનો ભાર હલકો કરવો એ તો પુત્રનું કર્ત્તવ્ય જ છે. રાજકુમાર તો કર્ત્તવ્યનું પાલન કરવા માટે જ યુદ્ધમાં જઈ રહ્યા છે.

અંજનાના આ કથનના ઉત્તરમાં વસંતમાલાએ કહ્યું કે, તેઓ કર્ત્તવ્યનું પાલન કરવાનું જાણે છે જ ક્યાં? જો તેઓ કર્ત્તવ્યનું પાલન કરવાનું જાણતા હોત તો તમારા પ્રત્યે તેમનું જે કર્ત્તવ્ય છે તેનું પાલન કેમ નથી કરતા? અંજનાએ જવાબમાં કહ્યું કે, સખી! તું ભૂલ કરી રહી છે. જે પિતા પ્રત્યે પોતાના કર્ત્તવ્યનું પાલન કરે છે, તે પત્ની પ્રત્યેનું પોતાના કર્ત્તવ્યનું પાલન પણ કરી શકશે. જે પિતા પ્રત્યે પોતાના કર્ત્તવ્યની ઉપેક્ષા કરે તે પત્ની પ્રત્યેનું પોતાનું કર્ત્તવ્ય કેવી રીતે પાળી શકે?

વર્ત્તમાન સમયમાં સામાજિક દશા કેવી છે તેનો વિચાર કરો. આજે પત્નીને માટે પિતાની અવગણના કરવામાં આવે છે. અને પત્ની એમ રાજી થાય છે કે પતિ મારા માટે પિતાની પણ અવગણના કરે છે. પણ આવા પતિ તથા આવી પત્ની આખરે દુઃખના જ ભાગી બને છે.

અંજનાનું કથન સાંભળી વસંતમાલાએ કહ્યું કે, જો તમારી દૃષ્ટિએ રાજકુમાર યુદ્ધમાં જાય છે એ ઠીક છે, તો પછી મારે એ વિષે વધારે કાંઈ કહેવાની જરૂર નથી. પરંતુ સખી! એક વાત પ્રત્યે તમારું ધ્યાન ખેંચું છું. તે એ છે કે, યુદ્ધ કરવું એ કાંઈ બાળકોનો ખેલ નથી. એ તો જીવન-મરણની રમત છે. યુદ્ધમાં જવાને કારણે રાજકુમારનો પુનઃ મેળાપ થાય કે ન પણ થાય. એટલા માટે મિલન માટે રાજકુમારના નામે તમે એક પત્ર લખો એવી મારી નમ્ર વિનંતી છે. વસંતમાલાના કથનના જવાબમાં અંજનાએ કહ્યું કે, સખી! રાજકુમારને પત્ર લખવાની શી જરૂર છે? હજી ન જાણે રાજકુમાર મારાથી શા કારણે રુષ્ટ રહે છે? રુષ્ટ રહેવાનું કારણ કદાચ મારું પાપ પણ હોઇ શકે! જ્યારે મારું પાપકર્મ દૂર થઇ જશે ત્યારે રાજકુમાર કોઈ પણ પ્રકારનો પ્રયત્ન કર્યા વિના જ મને સેવાનો અવસર આપશે. આ સિવાય રાજકુમાર મારા હૃદયમંદિરમાં બીરાજેલા છે એટલા માટે તેમનું સાક્ષાત્ મિલન થાય કે ન થાય તો પણ કાંઈ વાંધો નથી.

વસંતમાલાએ કહ્યું કે, બેન! તમારું કહેવું તો ઠીક છે, પરંતુ રાજકુમારને પત્ર લખી મોકલવામાં શો વાંધો છે? તમે તમારાં જે વિચારો અમારી સામે પ્રકટ કર્યાં કરો છો તે જ વિચારો પત્રમાં લખી નાંખો.

સખીએ આ પ્રમાણે રાજકુમારને પત્ર લખવાનો અત્યાગ્રહ કર્યો. સખીના અત્યાગ્રહને માન આપી અંજનાએ પવનકુમારના નામે એક પત્ર લખ્યો. એ પત્રમાં અંજનાએ લખ્યું કે, તમે પિતા ઉપર આવેલો ભાર માથે લઇ યુદ્ધ કરવા માટે જઇ રહ્યા છો એ સમાચાર જાણી પ્રસન્નતા થઇ છે. તમે તમારા કર્ત્તવ્યનું પાલન કરવા માટે જઈ રહ્યા છો એ વાત મારા માટે ગૌરવાસ્પદ છે. હું તમને શતશઃ પ્રણામ કરું છું અને મને ભૂલી ન જશો એવી પ્રાર્થના કરું છું.

અંજનાએ આ પ્રમાણે સરળ ભાવથી પત્ર લખી વસંતમાલાને આપ્યો. વસંતમાલા તે પત્ર લઇ પવનકુમારની પાસે ગઈ ત્યારે પવનકુમાર યુદ્ધની તૈયારી કરી રહ્યા હતા. વસંતમાલાએ અંજનાનો પત્ર પવનકુમારના હાથમાં સોંપ્યો. પવનકુમારે પત્ર હાથમાં લેતાં વસંતમાલાને કહ્યું કે, હું અત્યારે કામમાં વળગેલો છું તેવા વખતે તું કોનો પત્ર લાવી છો ? આ પ્રમાણે કહી પવનકુમારે પત્રને ખોલીને વાંચવાનો પ્રયત્ન કર્યો, પરંતુ અંજનાનું નામ જોયું કે તરત જ પત્રને ફાડીને ફેંકી દીધો અને વસંતમાલાને ક્રોધાવેશમાં કહ્યું કે, તારો પત્ર પાછો લઈ જા. હું જેનું નામ પણ સાંભળવા ચાહતો નથી તેનો પત્ર અત્યારે વાંચી શકું ? અંજનાના પત્રની દશા જોઇ અને પવનકુમારનું કથન સાંભળી વસંતમાલા રોતી રોતી અંજનાની પાસે આવી. તે દાસી તો હતી એટલા માટે તેણે પવનકુમારની વિરુદ્ધ અંજનાને ખૂબ કહ્યું. પરંતુ અંજના તો ધૈર્યપૂર્વક કઠોર શબ્દ સાંભળતી રહી. તેણે કેવળ એટલું જ કહ્યું કે, રાજકુમારે પત્ર ફાડી નાંખ્યો તો એમાં શું થયું ? વાસ્તવમાં જ્યારે તેઓ મારા હૃદયમાં વસેલા જ છે તો પછી મારે પત્ર લખવાની જરૂર જ ન હતી, છતાં તારા આગ્રહને વશ થઇને જ મેં પત્ર લખી આપ્યો હતો. એ વાત તો સ્પષ્ટરૂપે જણાઇ આવી કે, રાજકુમાર સત્યપ્રિય છે. રાજકુમારે હૃદયમાં કપટભાવ ન રાખતાં પોતાની સત્યપ્રિયતાનો પરિચય આપ્યો એ જ મારા માટે આનંદની વાત છે. અંજનાનું આ કથન સાંભળી વસંતમાલાએ ટોણો માર્યો કે, જે વાસ્તવમાં સત્યપ્રિય હોય છે તે શું આ પ્રમાણે બીજાને કષ્ટ આપી શકે ? અંજનાએ આ કથનનો એજ જવાબ આપ્યો કે, એ તો મારી પરીક્ષા થઇ રહી છે. જે પ્રમાણે મેઘ ચાતકની પરીક્ષા કરવા માટે ગરજે છે તે જ પ્રમાણે રાજકુમાર પણ મારી પરીક્ષા કરી રહ્યા છે. આ પરીક્ષાના સમયે ગભરાઇ જઈ મારે દુઃખ માનવાની કાંઇ જરૂર નથી. મારા પતિદેવ સત્યપ્રિય છે એ વાત જ મારા માટે સંતોષપ્રદ છે. મેં મારા હૃદયનાં ભાવ પત્રમાં પ્રકટ કર્યાં હતાં અને રાજકુમારે પત્રને ફાડી નાંખી પોતાના હૃદયનાં ભાવ પ્રકટ કરી દીધાં. આ ઉપરથી મારે દુઃખ માનવાની જરા પણ જરૂર નથી. જ્યારે ચાતક પક્ષી પણ પોતાની પરીક્ષા થતી વખતે દુઃખ માનતું નથી તો પછી હું શા માટે દુઃખ માનું ?

આ પ્રમાણે અંજના વસંતમાલાને સમજાવી શાન્ત કરી રહી છે એટલામાં તો પવનકુમારના યુદ્ધ-પ્રસ્થાનને ઘોષિત કરતું રણશીંગું વાગ્યું. પવનકુમાર યુદ્ધ માટે પ્રસ્થાન કરી રહ્યા છે એ સમાચારની જાણ થતાં અંજનાએ વસંતમાલાને કહ્યું કે, પતિદેવ યુદ્ધ માટે પ્રસ્થાન કરી રહ્યા છે એટલા માટે અત્યારે તેમનાં દર્શન પણ કરી લેવાં જોઈએ અને તેમને શુભ શુકન પણ બતાવવાં જોઇએ ! આ સાંભળી વસંતમાલાએ પત્ર ફાડી નાંખ્યાની વાત આગળ કરી પતિના દર્શનાર્થે જવા માટે વિરોધ કર્યો, પરંતુ અંજનાએ તો દર્શનાર્થે જવાની તથા શુભ શુકન બતાવવાની વાત પકડી રાખી.

અંજના સુંદર વસ્ત્રોને પરિધાન કરી તથા હાથમાં દહીંનો વાટકો લઇ જે જગ્યાએથી પવનકુમાર નીકળવાના હતા તે જગ્યાએ જઇ ઊભી રહી. પવનકુમારે જોયું કે, કોઈ સ્ત્રી શુભ શુકન બતાવવા માટે ઊભી છે, પરંતુ જ્યારે તેઓ નજદીક આવ્યા અને તેમણે અંજ-

નાને જોઇ ત્યારે તેમને બહુ ક્રોધ આવ્યો અને ક્રોધાવેશમાં લાત મારી અંજનાના હાથમાંથી દહીંનો વાટકો નીચે પાડી નાખ્યો. આ પ્રમાણે પવનકુમારે અંજનાનો તિરસ્કાર કરી આગળ પ્રસ્થાન કર્યું.

અંજના તિરસ્કૃત થઈ પોતાના મહેલમાં આવી અને વસંતમાલાને કહ્યું કે બેન! મારાં પાપકર્મોનો ઉદય આવ્યો છે એટલા માટે કોઈપણ રીતે હું મારા પતિને સંતુષ્ટ કરી શકતી નથી. હવે તો મારા માટે અનશન વ્રત ધારણ કરવું એજ ઉચિત છે. આવાં પાપકર્મોથી મુક્ત થવાનો ઉપાય અનશન વ્રત ધારણ કરવા સિવાય બીજો કોઇ મને જણાતો નથી. એટલા માટે હું અવશ્ય અનશન વ્રત ધારણ કરી મારા આત્માની શુદ્ધિ કરવા ચાહું છું.

આ પ્રમાણે અંજના વસંતમાલાને કહી રહી છે. આ બાજુ પવનકુમારે પણ યુદ્ધમાં જવા માટે પ્રસ્થાન કરી દીધું છે. હવે બન્નેનો કેવો યોગ મળે છે અને અંજનાના દુઃખનો અંત કેવી રીતે આવે છે એ વિષે હવે પછી આગળ વિચાર કરવામાં આવશે.



## વ્યાખ્યાન : સંવત્ ૧૯૯૬ ભાદરવા શુદિ ૧૩ મંગળવાર



### પ્રાર્થના

**પ્રણમૂં વાસુપૂજ્ય જિનનાયક, સદા સહાયક તૂ મેરો;**
**વિષમ વાટ ઘાટ ભય થાનક, પરમ શ્રેય સરણો તેરો. પ્રણમૂં૦ ૧**

—વિનયચંદ્રજી કુંભટ ચોવીશી.

શ્રી વાસુપૂજ્ય ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

જે વ્યક્તિના હૃદયમાં એવો દૃઢ વિશ્વાસ હોય છે કે, પરમાત્મા સદા સહાયક છે તે જ વ્યક્તિ આ પ્રમાણે પ્રાર્થના કરી શકે છે. જેમને પરમાત્મા સદા સહાયક હોય છે તેમને પછી કોઈ પ્રકારનો ભય રહેવા પામતો નથી. રાજા કોઈ પ્રજાજનને એમ કહે કે, હું તારો સહાયક થાઉં છું અને તારી સાથે મારો એક માણસ રાખું છું તો શું તે પ્રજાજનને કોઇ પ્રકારનો ભય રહે ખરો ? રાજાની આવી સહાયતા મળ્યા બાદ તે પ્રજાજનને ચોરાદિનો ભય રહેવા પામતો નથી. આ જ પ્રમાણે જેમના સદાસહાયક સાક્ષાત્ પરમાત્મા છે તેમને પછી કોઈ પ્રકારનો ભય રહેવા ન પામે એ સ્વાભાવિક છે. પરમાત્માના શરણે જવાથી અને પરમાત્માને સદાસહાયક માનવાથી દરેક પ્રકારના ભય નષ્ટ થઇ જાય છે, પરંતુ એ પ્રકારનો હૃદયમાં દૃઢ વિશ્વાસ હોવો અત્યાવશ્યક છે. સાચી રીતે વિશુદ્ધભાવે પરમાત્માનું સ્વરૂપ જાણીને જે એકવાર પણ પરમાત્માને વંદન—નમસ્કાર કરે છે તેને પરમાત્મા સદા સહાયતા કરે છે અને પછી તેને કોઇ પ્રકારનો ભય રહેતો નથી.

## સમ્યક્ત્વ પરાક્રમ–બોલ ૫૩ મો

પરમાત્માને બરાબર ઓળખી વિશુદ્ધભાવે વંદન–નમસ્કાર કરી પોતાના સદાસહાયક બનાવવામાં પણ અનેક વિઘ્ન–બાધાઓ ઉપસ્થિત થાય છે. આ વિઘ્ન–બાધાઓને દૂર કરવા માટે અને તેમનાથી બચવા માટે જ સાધુપણું ગ્રહણ કરવામાં આવે છે. જોકે સાધુજનો વિઘ્ન–બાધાઓને જીતવા માટે જ સાંસારિક વસ્તુનો ત્યાગ કરી સંયમનો સ્વીકાર કરે છે, છતાં મન, વચન તથા કાયા સાધુતાની સીમાથી બહાર નીકળી જાય છે. અને તેથી મન, વચન તથા કાયા સાધુતાની સીમાથી બહાર નીકળી ન જાય પરંતુ સાધુતાની સીમામાં જ રહે એટલા જ માટે મનગુપ્તિ, વચનગુપ્તિ તથા કાયગુપ્તિનું વિધાન ભગવાને કર્યું છે. મનની ગુપ્તિ અર્થાત્ મનને કાબુમાં રાખવાથી, જીવાત્માને શો લાભ થાય છે ? એ જાણવા માટે ગૌતમસ્વામીએ મહાવીર ભગવાનને પૂછયું કેઃ—

### બોલ ત્રેપનમો.

**(५३) मणगुत्तयाए णं भंते! जीवे किं जणयइ ?**

અર્થાત્—હે ભગવાન! મનગુપ્તિથી જીવાત્માને શો લાભ થાય છે? એ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને ફરમાવ્યું કેઃ—

**मणगुत्तयाए जीवे एगग्गं जणयइ, एगग्गचित्ते णं जीवे मणगुत्ते संजमाराहए भवइ ॥ ५३ ॥**

અર્થાત્—હે ગૌતમ ! મનગુપ્તિ ( મનના સંયમ )થી જીવાત્માને એકાગ્રતા ( માનસિક લબ્ધિ ) ઉત્પન્ન થાય છે અને એકાગ્ર ચિત્તવાળો જીવાત્મા સંયમનો આરાધક બને છે.

આ પ્રશ્ન પહેલાં યોગસત્ય વિષે પ્રશ્નોત્તર કરવામાં આવેલ છે. યોગસત્ય ત્યારે જ રાખી શકાય છે કે જ્યારે મન, વચન તથા કાયાની ગુપ્તિ અર્થાત્ રક્ષા કરવામાં આવે. એટલા માટે યોગસત્ય બાદ ત્રણ ગુપ્તિ વિષે પ્રશ્ન પૂછવામાં આવ્યો છે.

માનવ–શરીરમાં મનની પ્રધાનતા છે. મનની જો ગુપ્તિ અર્થાત્ રક્ષા કરવામાં આવે તો વચનગુપ્તિ તથા કાયગુપ્તિ પણ સરળતાપૂર્વક થઇ શકે છે. મન, માનવશરીરનું પ્રધાન અંગ હોવાથી તેની રક્ષા કરવી અતિ આવશ્યક છે. મન બહુ ચંચલ હોય છે એટલા માટે મનની ચંચલતા રોકવા વિષે શાસ્ત્રોમાં તથા ગ્રન્થોમાં ખૂબ ઊહાપોહ કરવામાં આવેલ છે. ગીતામાં પણ મનની ચંચલતા વિષે કહેવામાં આવ્યું છે કેઃ—

**चंचलं हि मनः कृष्ण! प्रमादि बलवद्दृढम् ।**
**तस्याहं निग्रहं मन्ये, वायोरिव सुदुष्करम् ॥**

અર્થાત્—હે કૃષ્ણ ! મન બહુ જ ચંચલ છે. તે પ્રમથન સ્વભાવવાળું છે, દૃઢ છે અને

બળવાન છે. મારી સમજમાં તો મનને વશ કરવું એ વાયુને વશ કરવા સમાન પણ બહુ જ દુષ્કર છે.

આ પ્રમાણે મનની ચંચલતા દૂર કરવાના સંબંધમાં અર્જુનને પણ શંકા થઇ હતી. બીજા ભકતો પણ કહે છે કે, હે પ્રભો! મારૂં મન એવું છે કે જે કામો કરવામાં હાનિ સહેવી પડે છે તે કામોમાં વારંવાર પ્રવૃત્ત થાય છે. આવા મનને વશમાં કેવી રીતે કરી શકાય?

આ પ્રમાણે મનને વશ કરવું મુશ્કેલ માનવામાં આવે છે. પરંતુ જ્ઞાનીજનો કહે છે કે આ કાર્યને જેટલું મુશ્કેલ માનવામાં આવે છે તેટલું બધું મુશ્કેલ નથી. જોકે મન ચંચલ તો અવશ્ય છે છતાં તેને વશ ન કરી શકાય એવું પણ નથી. જો વાસ્તવમાં મનને વશમાં કરી શકાય એમ ન હોત તો શાસ્ત્રકારો મનને વશમાં કરવાનો ઉપદેશ જ શા માટે આપત? જે કામ ખરેખર અશક્ય છે તે કામ કરવા માટે ઉપદેશ જ કોણ આપત? તલમાંથી તેલ કાઢવાનો ઉપદેશ આપવો તે તો સ્વાભાવિક અને ઉચિત છે, પરંતુ રેતીમાંથી તેલ કાઢવાનો ઉપદેશ તો કોઈ નહિ આપે. કારણ કે રેતીમાંથી તેલ કાઢવું એ તો અશક્ય છે. મનને વશમાં તો કરી શકાય છે પરંતુ તે માટે સક્રિય પ્રયત્ન કરવાની આવશ્યકતા રહે છે, અને એટલા જ માટે મનને વશ કરવાનો પ્રયત્ન કરો, પુરૂષાર્થ કરો, એવો ઉપદેશ આપવામાં આવે છે. જે પ્રયત્નો દ્વારા મનને વશમાં કરી શકાય છે તે પ્રયત્નો દ્વારા મનને વશમાં કરી અનેક લોકો મોક્ષમાં ગયા છે, જાય છે અને જશે.

મન, વચન તથા કાયાને વશ કરવા માટે જ શાસ્ત્રકારોએ ત્રણ ગુપ્તિનું વિધાન કરેલ છે. ત્રણ ગુપ્તિ અને પાંચ સમિતિ એ તો સાધુતાનાં પ્રાણ છે. બીજા શબ્દોમાં કહીએ તો એ આઠેય પ્રવચન માતા છે.

ગુપ્તિનો અર્થ રક્ષા કરવી એવો થાય છે. મન, વચન તથા કાયાને વશમાં રાખવાં–તેની રક્ષા કરવી એ ગુપ્તિ છે. મન, વચન તથા કાયાને વશમાં રાખવાનો અર્થ એ નથી કે, મન, વચન તથા કાયાને નષ્ટ કરી દેવાં. પરંતુ તેનો અર્થ એ જ છે કે જે પ્રમાણે ઘોડાને લગામ આદિ દ્વારા વશમાં રાખવામાં આવે છે તે જ પ્રમાણે મન, વચન તથા કાયાને વશમાં રાખવાં એનું નામ ગુપ્તિ છે.

જે પ્રમાણે કેળવાયેલો ઘોડો માલિકને નિર્દિષ્ટ સ્થાને પહોંચાડવામાં સહાયક બને છે તેજ પ્રમાણે મન, વચન તથા કાયા આત્મસિદ્ધિ સાધવામાં સહાયક બને તો તે ગુપ્તિ થઇ છે એમ કહી શકાય. નિર્દિષ્ટ સ્થાને પહોંચ્યા બાદ જે પ્રમાણે ઘોડા ઉપરથી ઉતરી જવામાં આવે છે, તેજ પ્રમાણે આત્મસિદ્ધિ સિદ્ધ થયા બાદ ઇન્દ્રિયોની સહાયતા લેવાનો પણ ત્યાગ કરવામાં આવે છે; પરંતુ જ્યાંસુધી આત્માના ઉદ્દેશની સિદ્ધિ ન થાય ત્યાંસુધી ઇન્દ્રિયો પાસેથી વિવેકપૂર્વક કામ લેવું પડે છે. મન, વચન તથા કાયા પાસેથી વિવેકપૂર્વક કામ લેવું એનું જ નામ ગુપ્તિ છે. મન વચન તથા કાયાને નષ્ટ કરી દેવાં એનું નામ ગુપ્તિ નથી. એ તો આત્મહત્યા છે. એટલા માટે મન, વચન તથા કાયાને નિવૃત્તિમાં પ્રવૃત્ત કરવા એ જ ગુપ્તિ છે. કોઇપણ વસ્તુથી નિવૃત્ત થવા માટે પ્રવૃત્તિ હોવી પણ આવશ્યક છે. પ્રવૃત્તિ વિના નિવૃત્તિ થઇ શકતી નથી અને નિવૃત્તિ વિના પ્રવૃત્તિ થઇ શકતી નથી. એટલા માટે

મન, વચન તથા કાયાને નિવૃત્ત કરવા માટે સર્વ પ્રથમ તેમને આર્ત્તધ્યાનમાંથી બહાર કાઢી ધર્મધ્યાનમાં પ્રવૃત્ત કરવાં જોઈએ. જો આ પ્રમાણે ન કરતાં ઇન્દ્રિયોને એકદમ નિવૃત્તિમય બનાવવામાં આવે તો તેનું પરિણામ સુંદર આવતું નથી. આ કારણે સર્વપ્રથમ ઇન્દ્રિયોને આર્ત્તધ્યાનમાંથી બહાર કાઢી ધર્મ-ધ્યાનમાં પ્રવૃત્ત કરવી જોઈએ.

અત્રે પ્રસંગોપાત્ત આર્ત્તધ્યાન વિષે વિચાર કરવો પણ આવશ્યક છે. દુઃખપૂર્ણ ધ્યાનને આર્ત્તધ્યાન કહેવામાં આવ્યું છે. શાસ્ત્રમાં પણ કહ્યું છે કેઃ-

**अट्टज्झाणे चउविहे चउपडियारे पण्णत्ते तंजहा ।**

અર્થાત્-આર્ત્તધ્યાન ચાર પ્રકારનું છે. એ ચાર પ્રકારનું આર્ત્તધ્યાન કેવું હોય છે અને તેનું શું સ્વરૂપ છે તે નીચેની કવિતામાં સ્પષ્ટરૂપે સમજાવવામાં આવેલ છેઃ-

ઇષ્ટવિયોગ વિકલતા ભારી, અરિ અનિષ્ટ સંયોગ દુઃખારિ;
તનકી વ્યાધિ મનહિ મન ઝુરે, અગ્ર સોચ કરિ વંછિત પૂરે.
યે આરત કે ચારોં પાયે, મહા મોહ રસ સે લિપટાય.

અર્થાત્—કોઈ ઇષ્ટ વસ્તુનો વિયોગ થવાથી વિહ્વલ થવું એ પહેલું આર્ત્તધ્યાન છે. શાસ્ત્ર કહે છે કે, જે વસ્તુનો વિયોગ થવાથી તું દુઃખ પામે છે તે વસ્તુ જો વાસ્તવમાં તારી જ હોત તો તે વસ્તુનો વિયોગ જ કેમ થાત? જે વસ્તુ નષ્ટ થઇ ગઇ છે તે વાસ્તવમાં તારી નથી, છતાં તું તે વસ્તુનો વિયોગ થવાથી દુઃખ પામે છે એનું પ્રધાન કારણ તારો મિથ્યા મોહ છે.

અનિષ્ટ વસ્તુનો સંયોગ થવાથી વિહ્વલ-વિકલ થવું એ બીજું આર્ત્તધ્યાન છે. વ્યાધિ પેદા થવાથી દુઃખ પામવું એ ત્રીજું આર્ત્તધ્યાન છે. અને ભવિષ્ય સંબંધી ચિંતા કરી દુઃખી થવું એ ચોથું આર્ત્તધ્યાન છે. આ ચોથા પ્રકારનું આર્ત્તધ્યાન કેવું હોય છે તે બતાવતાં શાસ્ત્રમાં કહ્યું છે કેઃ-

**इमं च अत्थि इमं च नत्थि इमं च मे किच्चं इमं अकिच्चं ।**
**तं एवमेवं लालप्पमाणं हरा हरंति त्ति कहं पमाए ? ॥ उ० १४-१५**

અર્થાત્-આ મારું છે અને આ મારું નથી. આ મેં કર્યું અને આ નથી કર્યું. આ પ્રમાણે બડબડતા પ્રાણીને રાત્રિ અને દિવસોરૂપી ચોરો ( આયુષ્યને ) ચોરી રહ્યા છે માટે શા સારૂ પ્રમાદ કરવો? આ પ્રમાણે ભવિષ્યના વિચારથી જે દુઃખ પેદા થાય છે તે આર્ત્તધ્યાનનો ચોથો પ્રકાર છે.

કોઇપણ સામાન્ય વસ્તુને કારણે કેવી રીતે પ્રપંચ વધવા પામે છે એ વિષે એક ઘટના સાંભળી છે કે, કોઈ એક માણુસ લીલામમાંથી એક પલંગ ખરીદી લાવ્યો. આ પલંગ કારીગરીના અદ્દભુત નમુનારૂપ હતો અને તેથી આ એક પલંગને કારણે તેના ઘરમાં સાઠ હજારનો બીજો સામાન ખરીદવામાં આવ્યો. આ વાત અતિશયોક્તિવાળી જણાય છે પરંતુ એક ચીજ ઘરમાં વસાવતા કેવો પ્રપંચ અને કેટલો ખર્ચ કરવામાં આવ્યો એ વાત

આ ઘટનામાંથી તારવી શકાય છે. તમે એક સુંદર બટન ખરીદો તો એ સુંદર બટન પ્રમાણે સુંદર સીલાઈવાળાં ધોયેલાં વસ્ત્રો પહેરવાની પણ આવશ્યકતા જણાશે. જ્યારે સુંદર વસ્ત્રોથી તમે સુસજ્જિત થયા હશો તો એ દશામાં છત્રી, સુંદર બુટ વગેરેની પણ આવશ્યકતા જણાશે. હવે વિચાર કરો કે, એક સામાન્ય બટનના કારણે કેટલો બધો ખર્ચ કરવો પડયો ? આ જ પ્રમાણે તમે લોકો બારીક કપડાં પહેરી એમ વિચારો છો કે અમને કપડું સસ્તું મળ્યું છે પરંતુ એ બારીક કપડાની પાછળ કેટલો બધો ખર્ચ કરવો પડે છે, અને પરિણામે આર્ત્તધ્યાનમાં કેવીરીતે પડવું પડે છે તેનો વિચાર કરશો તો તમને ખબર પડશે. જો જીવનમાં સંયમ અને સાદાઈ રાખવામાં આવે તો જ આર્ત્તધ્યાનમાંથી બચી શકાય.

કહેવાનું તાત્પર્ય એ છે કે, મોહને કારણે આ પ્રમાણે ચાર પ્રકારનું આર્ત્તધ્યાન કરવામાં આવે છે. આ પ્રકારના આર્ત્તધ્યાનને ધર્મધ્યાન કે શુકલધ્યાન દ્વારા જ જીતી શકાય. શુકલધ્યાન તે આત્મ–વિકાસની ઉચ્ચ શ્રેણી છે. અને તેથી જો ધર્મધ્યાન કરવામાં આવે તો આર્ત્તધ્યાનથી બચી શકાય અને પછી ધીરે ધીરે શુકલધ્યાનની અવસ્થાએ પણ પહોંચી શકાય.

ધર્મધ્યાન કોને કહેવામાં આવે છે અને ધર્મધ્યાનથી આર્ત્તધ્યાન કેવીરીતે દૂર થઈ શકે છે તે વિષે કહ્યું છે કે:–

કેવલભાષિત વાણી માને, કર્મ નાશકા ઉદ્યમ ઠાને,
પૂરવકર્મ ઉદય પહચાને, પુરુષાકાર લોક થિતિ જાને,
ધર્મધ્યાન કે ચારોં પાયે, જે સમઝે તે મારગ આયે.

જો ઇષ્ટવિયોગને કારણે આર્ત્તધ્યાન થાય તો કેવલિભાષિત વાણી ઉપર વિશ્વાસ કરી ધર્મધ્યાનમાં પ્રવૃત્તિ કરવી જોઇએ. અને અનિષ્ટસંયોગને કારણે આર્ત્તધ્યાન થાય તો કર્મોને નષ્ટ કરવાનો પ્રયત્ન કરવો જોઇએ. શાસ્ત્રકાર કહે છે કે આર્ત્તધ્યાનના સમયે ધર્મધ્યાન કરવાથી કઠિન બંધ પણ શિથિલ થઇ જાય છે. શરીરમાં વ્યાધિ હોય તો પૂર્વકર્મને યાદ કરી એવો વિચાર કરવો જોઇએ કે, એ વ્યાધિને મેં જ પેદા કરેલ છે તો પછી હું શા માટે દુઃખ માનું ? જ્યારે મેં કોઇની વસ્તુ ઉધાર લીધી છે તો ઉધાર લીધેલી વસ્તુ મારે પાછી સોંપવી જોઈએ.

ગાંધીજી જ્યારે આફ્રીકામાં હતા ત્યારે તેમને ઇસાઇ બનાવવા માટે એક બાઇએ ઘણો જ પ્રયત્ન કર્યો હતો. જ્યારે તેના બધા પ્રયત્નો નિષ્ફળ ગયા ત્યારે તેણે ગાંધીજીને કહ્યું કે, આપણે પાપી તો છીએ જ અને આપણાથી પાપ તો થતાં જ રહે છે. હવે જો આપણે એ પાપનાં ફળને ભોગવવા લાગીએ તો તેનો પાર જ ન આવે; એટલા માટે આપણે ઈશુના શરણે જઇએ. જે લોકો ઇશુના શરણે જાય છે તેમનાં પાપનું ફળ ઈશુ ભોગવે છે અને શરણાગત લોકો પાપનાં ફળ ભોગવવાથી બચી જાય છે. આ કથનના ઉત્તરમાં ગાંધીજીએ કહ્યું કે, આ કઇ જાતનો ધર્મ કહેવાય ? પાપથી તો ડરવું નહિ અને પાપનાં ફળથી બચવા માટે ઈશુના શરણે જવું. આ તો સર્વથા અનુચિત છે. જ્યારે આપણે પાપ કર્યું છે તો પાપનું ફળ પણ આપણે ભોગવવું જ જોઇએ.

આ જ પ્રમાણે રોગ-વ્યાધિ આવે ત્યારે એમ વિચારવું જોઇએ કે, મારાં કરેલાં કર્મો મારે ભોગવવાં જ જોઇએ. એમાં મારે દુઃખનો અનુભવ કરવો ન જોઇએ. આ પ્રમાણે વિચાર કરી વેદનાના સમયે દુઃખ ન માનવાથી અર્થાત્ આર્ત્તધ્યાન ન કરવાથી અને તેને બદલે ધર્મધ્યાન કરવાથી કર્મબન્ધ પણ ઢીલાં થઈ જાય છે.

આ લોકને પુરુષાકાર માની લોકસ્થિતિ વિષે વિચાર કરવો એ પણ ધર્મધ્યાનનો ચોથો પ્રકાર છે. સ્વર્ગ કે નરક આ શરીરમાં જ છે. શરીરમાં નીચે નરક, મધ્યમાં મનુષ્યલોક અને ઉપરમાં સ્વર્ગ છે. નવગ્રૈવેયક માટે એમ કહેવામાં આવે છે કે, આપણી ગરદન જ નવગ્રૈવેયક છે. આ પ્રમાણે આ શરીરને ચૌદ રાજુલોકનો નકશો માનીને લોકસ્થિતિ વિષે વિચાર કરવામાં આવે તો મન ધર્મધ્યાનમાં પ્રવૃત્ત થાય છે.

કહેવાનો આશય એ છે કે, ધર્મધ્યાનની સહાયતાથી આર્ત્તધ્યાનથી બચી શકાય છે અને મનને એકાગ્ર કરી શકાય છે. ધર્મધ્યાન કરવું અને આર્ત્તધ્યાનથી બચતા રહેવું એ પણ મનગુપ્તિ કરવાનું સાધન છે. મનગુપ્તિ કોને કહેવી એના માટે કહ્યું છે કેઃ-

**विमुक्तकल्पनाजालं समत्वेषु प्रतिष्ठितम् ।**
**आत्मारामं मनस्तज्ज्ञैर्मनो गुप्तिः सदाहृता ॥**

અર્થાત્-કલ્પનાની જાળમાંથી બહાર નીકળી સમભાવમાં સ્થિર થવું, આર્ત્તધ્યાન તથા રૌદ્રધ્યાનમાંથી નીકળી ધર્મધ્યાન તથા શુકલધ્યાનમાં પ્રવૃત્ત થવું અને મનને આત્માના વિચારમાં જ તન્મય કરી દેવું એનું નામ મનગુપ્તિ છે. જ્યારે મન આત્મામાં જ રમણ કરે છે, બીજે કયાંય જતું નથી ત્યારે જ પૂર્ણ મનગુપ્તિ થઇ શકે છે.

સાધારણ રીતે તો સમિતિ અને ગુપ્તિનો માર્ગ સાધુઓ માટે છે, પરંતુ આ માર્ગને સમજીને જો તમે લોકો પણ મનને એકાગ્ર કરવાનો પ્રયત્ન કરો તો તમારા આત્માને પણ ઘણો લાભ થઈ શકે એમ છે. આર્ત્તધ્યાન તથા રૌદ્રધ્યાનમાંથી નિવૃત્ત થવું એનું નામ જ ગુપ્તિ છે. આ પ્રકારની ગુપ્તિનું પાલન ગૃહસ્થ પણ કરી શકે છે. મન-ગુપ્તિનું પાલન કરવાથી દુઃખ પણ સુખમાં કેવી રીતે પરિણત થઇ શકે છે એ વાત હવે સતી અંજનાની ચરિત્ર-કથા ઉપરથી સમજાવું છુંઃ-

## સતી અંજના ચરિત્ર—૮

પતિદ્વારા તિરસ્કૃત થઇ અંજના ઘેર આવી. રાજકુમારનો આ દુર્વ્યવહાર જોઇ વસંતમાલા અંજનાને કહેવા લાગી કે, સખી ! યુદ્ધમાં જતી વખતે શત્રુની સાથે પણ સદ્વ્યવહાર કરવામાં આવે છે પરંતુ રાજકુમારે તો તમે શુભ શુકન બતાવવા ગયા તે વખતે પણ તમારું અપમાન કર્યું ! તેમણે તમારું કે શુભ શુકનનું અપમાન નથી કર્યું પણ માનો કે તેમણે પોતાનું જ અપશુકન કર્યું છે !

વસંતમાલાનું કથન સાંભળી અંજના એમ કહી શકતી હતી કે, વાસ્તવમાં તારું કહેવું ઠીક છે, કેમકે જેમણે મારું અપમાન કર્યું છે તેમનું ભલું કેવી રીતે થઇ શકે? પરંતુ અંજનાએ આ પ્રમાણે કાંઇ ન કહેતાં વસંતમાલાને એમ જ કહ્યું કે, સખી! આ પ્રમાણે પતિના અહિતની વાત કહે નહિ. હું તો તેમનું સદાસર્વદા હિત જ ચાહું છું. તેમણે જે અપમાન કર્યું છે તે મારું નહિ પણ કર્મનું અપમાન કર્યું છે. કર્મનો અંત, ધૈર્ય ધારણ કરવાથી જ થઇ શકે છે. બીજાનું અહિત ચાહવાથી કર્મનો નાશ થઇ શકતો નથી. એટલા માટે હું તો હૃદયથી એજ ચાહું છું કે, પતિનો વિજય થાય, તેમનું શુભ થાય અને મેં જે શુકન બતાવ્યું છે તે સફળ થાય.

અંજનાનું આ કથન સાંભળી વસંતમાલાએ કહ્યું કે, જેમણે તમારું ભયંકર અપમાન કર્યું છે તેમનું પણ કલ્યાણ ચાહવાથી શો લાભ? અંજનાએ જવાબમાં કહ્યું કે, બીજાનું કલ્યાણ ચાહવામાં ભલે તને કોઇ લાભ જણાતો ન હોય પણ મારી દૃષ્ટિએ તો તેમાં અનેક લાભો રહેલાં છે. મારા ધર્મ–ગુરુએ મને શીખવ્યું છે કે, અપમાનજનક સ્થિતિ સહેવા છતાં પણ બીજાનું ભલું કરવામાં નુકશાન નહિ પણ લાભ જ રહેલ છે. આપણો આત્મા કામ–ક્રોધ આદિના ઉદય ભાવમાં કોઇપણ સ્થિતિને કારણે ન જાય તો એ દશામાં આત્માને લાભ જ છે. પતિદેવ સ્થૂલ યુદ્ધ કરવા માટે ગયા છે તો મારા માટે એજ ઉચિત છે કે, હું અહીં સૂક્ષ્મ યુદ્ધ કરું, અર્થાત્ કામ–ક્રોધ આદિ આત્મ શત્રુઓની સાથે યુદ્ધ ખેડું.

અંજનાનું આ કથન સાંભળી વસંતમાલાએ કહ્યું કે, સખી! તું તો કોઇ અનોખી જ વાત સંભળાવે છે? અંજનાએ જવાબમાં કહ્યું કે, એ પણ સારું થયું કે, અશુભમાંથી પણ તારા માટે શુભ નીકળ્યું અને જે વાત તું જાણતી નહતી તે વાત પણ તું જાણી શકી.

આ પ્રમાણે અંજના અહીં વસંતમાલાને પતિનું હિત ચાહવા વિષે યુક્તિપૂર્વક સમજાવે છે. ત્યારે પવનકુમાર માનસરોવર ઉપર પોતાનો પડાવ નાંખી પોતાના તંબુમાં શયન કરી રહ્યા છે. પવનકુમાર રાત્રિના સમયે સુઇ ગયા હતા ત્યારે એક ચક્રવાકીનો કરુણ વિલાપ સાંભળી તેમની નિદ્રા ઊડી ગઈ. તેમણે આંખ ખોલીને જોયું તો તેમને જણાયું કે, ચક્રવાકને કોઇએ કષ્ટ આપ્યું છે એ કારણે જ ચક્રવાકી આટલો બધો કરુણ વિલાપ કરી રહી છે. ચક્રવાકીનો કરુણ વિલાપ સાંભળી પવનકુમાર વિચારવા લાગ્યા કે, હું તો સ્ત્રી જાતિને નિષ્ઠુર જ સમજતો હતો; પરંતુ જ્યારે પક્ષીઓની સ્ત્રી જાતિમાં પણ પુરુષ પ્રતિ આવો જ્વલંત પ્રેમ છે, તો પછી વિવેકશીલ માનવ–સમાજની સ્ત્રી જાતિમાં પુરુષો પ્રતિ પ્રેમભાવ ન હોય એ કેમ સંભવી શકે? અત્યારે મારે આ વિષે મિત્ર સાથે વિચાર–વિનિમય કરવો જોઇએ!

આ પ્રમાણે વિચાર કરી પવનકુમારે પોતાના મિત્ર પ્રહસ્તને બોલાવ્યો. પ્રહસ્તના આવ્યા બાદ પવનકુમારે તેમને કહ્યું કે, ભાઇ! મને અત્યારે ઊંઘ આવતી નથી. હૃદયમાં આજે ન જાણે કેવા કેવા વિચારોનું મંથન થઈ રહ્યું છે! પ્રહસ્તે જવાબમાં કહ્યું કે, તમે અનુચિત કામ કર્યું છે એટલા માટે તમને ઊંઘ આવી પણ કેમ શકે? પવનકુમારે પૂછ્યું કે, એવું મેં શું અનુચિત કામ કર્યું છે કે જેને કારણે મને ઊંઘ ન આવે? પ્રહસ્તે જવાબ

આપ્યો કે, તે સતી તમને શુભ શુકન બતાવવા માટે આવી હતી, પરંતુ તમે તેનો નિષ્કારણ તિરસ્કાર કર્યો એ શું કાંઈ સારૂં કામ કહેવાય ? મને તો તમારું એ કાર્ય તેજ સમયે ખરાબ લાગ્યું હતું પણ હું એ વિષે કહું કોને ? આજે કહેવાનો અવસર પ્રાપ્ત થયો છે એટલા માટે એ વાત કહી દઉં છું. પ્રહસ્તના આ કથનના ઉત્તરમાં પવનકુમારે કહ્યું કે, સ્ત્રીઓ કેવી ક્રૂર હોય છે એ શું તમે જાણતા નથી ? પ્રહસ્તે કહ્યું કે, પુરુષો પણ ક્રૂર હોય છે. તમારા જેવા સમજદાર લોકો પણ પોતાના પુરુષાર્થનો કેવો દુરુપયોગ કરે છે ? અંજના તમારા પ્રત્યે કેવો પ્રેમ રાખે છે ? તેનો તમારા ઉપર પ્રેમ ભાવ હોવાને કારણેજ તે તમારા ઘેર પડી રહી છે અને કષ્ટોને સહી રહી છે ! નહિ તો શું તે પોતાના પિતાને ઘેર જઇ શકતી નથી ? તમે તેના પ્રત્યે સદ્‌ભાવ બતાવતા નથી, છતાં તે તમારા ઉપર પ્રેમ ભાવ રાખે છે અને એ પ્રેમ ભાવને વ્યક્ત કરવા માટે જ તે શુભ શુકન બતાવવા આવી હતી, છતાં તમે તેનો તિરસ્કાર કર્યો એ શું ક્રૂરતા નથી ? પ્રહસ્તનું આ કથન સાંભળી પવનકુમારે કહ્યું કે, તારું કહેવું ઠીક છે, પરંતુ જે વખતે મિશ્રકેશી અંજનાની સમક્ષ પરપુરુષની પ્રશંસા કરી રહી હતી અને અંજના પર પુરુષની પ્રશંસા ચૂપચાપ સાંભળી રહી હતી તે વખતે તું પણ મારી સાથેજ હતો. પવનકુમારની આ વાત સાંભળી પ્રહસ્તે કહ્યું કે, બસ આટલી સામાન્ય વાતને કારણેજ તમે અંજના ઉપર રુષ્ટ થએલા છો ? અંજના ધર્મને જાણનારી છે. તેણે જ્યારે વિદ્યુત્પર્વ વિષે એવું સાંભળ્યું હતું કે, વિદ્યુત્પર્વ અઢાર વર્ષની આયુમાં દીક્ષા ધારણ કરી, છવીશ વરસની આયુમાં મોક્ષ પધારી જશે, તો એ દશામાં તેમની પ્રશંસાની વિરુદ્ધ કાંઇ કેમ બોલી શકે ? પરંતુ જો તેના હૃદયમાં કોઈ પ્રકારનો દુર્ભાવ હોત તો શું તે આટલાં બધાં કષ્ટો સહેવા છતાં પણ તમારા ઘેર રહી શકે ખરી ? તે પોતાના પિતાને ત્યાં ચાલી ન જાત ? આ સિવાય આપણા ઘેર આવેલી વ્યક્તિનું સન્માન કરવું જોઇએ કે અપમાન કરવું જોઇએ ? જો સન્માન કરવું જોઇએ, તો આપણે ત્યાં જેમની પ્રશંસા થઈ રહી છે તેમની નિંદા કરવી એ તેનું સન્માન કર્યું કહેવાય કે અપમાન ? તમારી વાતો ઉપરથી તો એમ જણાય છે કે તમને અંજના વિષે કેવળ ભ્રમ પેદા થએલ છે. વાસ્તવમાં અંજના તો સતી છે. એ સતીના હૃદયમાં તો તમારા પ્રત્યે અપાર પ્રેમ છે.

પ્રહસ્તની યુક્તિપૂર્ણ વાત સાંભળી પવનકુમાર વિચારમાં પડી ગયા. તેમના વિચાર-ક્ષેત્રની થોડી વિશુદ્ધિ થઇજ હતી. પણ પ્રહસ્તની વાત સાંભળી તેમના હૃદયની વિશેષ શુદ્ધિ થઈ અને પરિણામે હૃદયની કઠોરતા સરળતામાં બદલવા પામી. ચક્રવાકીની ઘટના વિષે તેઓ સરળભાવે વિચારવા લાગ્યા કે, ચક્રવાકીને ચક્રવાક કાંઇ આપતો નથી, છતાં ચક્રવાકીના હૃદયમાં ચક્રવાક પ્રતિ પ્રેમ ભાવ હોવાને કારણે જ ચક્રવાકના દુઃખે તે ચક્રવાકી પણ દુઃખી થઇ રહી છે અને કરુણ વિલાપ કરી રહી છે ! આ જ પ્રમાણે જો અંજનાના હૃદયમાં મારા પ્રતિ પ્રેમ છે તો તે પણ કેવી દુઃખી થતી હશે ? હજી સુધી તો તે ભાવિ સુખની આશાએ જીવિત રહી અને દુઃખ પૂર્ણ દિવસો જેમ તેમ કરી વ્યતીત કરતી રહી છે. પરંતુ જ્યારે મેં તેનો તિરસ્કાર કરી દીધો છે ત્યારે તે કઈ આશાએ જીવિત રહી હશે ? આવી અવસ્થામાં મારે હવે શું કરવું જોઇએ ? હવે જો હું પાછો ફરી અંજનાની પાસે

જાઉં તો પિતા તથા બીજા લોકો મારી નિંદા કરશે અને કહેશે કે, જે સ્ત્રીના મોહમાં પડેલો છે તે યુદ્ધમાં જઈ વિજય કેવી રીતે પ્રાપ્ત કરી શકશે? અને જો હું અંજનાની પાસે જતો નથી તો દુઃખપૂર્ણ જીવનથી કંટાળીને અંજના પોતાના જીવનનો ત્યાગ કરી દે એવો મને ભય રહે છે. આવી વિકટ પરિસ્થિતિમાં મારે શું કરવું જોઈએ?

પવનકુમારે પોતાના હૃદયની બધી વાત પ્રહસ્તને કરી દાધી. પ્રહસ્તે બધી હકીકત સાંભળ્યા બાદ પવનકુમારને કહ્યું કે, તમે તે વિષે જરા પણ ચિંતા ન કરો. વાસ્તવમાં આપણી સામે અત્યારે મુખ્ય બે કામ છે. આ બે કામોમાંથી એક કામનો ત્યાગ કરવો એ જ ઠીક છે. કારણ કેઃ–

**परिच्छेदो हि पाण्डित्यं यदापन्ना विपत्तयः ।**
**अपरिच्छेद कर्तृणां विपत्तिः पदे पदे ॥  हितोपदेश.**

અર્થાત્–બે કામમાંથી એક કામનો ત્યાગ કરવો એમાંજ બુદ્ધિમત્તા છે. જે આ પ્રમાણે કરતો નથી તેને ડગલે ને પગલે સંકટનો સામનો કરવો પડે છે. એટલા માટે તમે મને અંજના પાસે કેવી રીતે જવું એ વિષેનો નિર્ણય કરવાનો ભાર મારા ઉપર મૂકી દો.

પવનકુમારે પ્રહસ્તને કહ્યું કે, ઠીક હું તારી ઉપર એ વાતનો નિર્ણય કરવાનો ભાર મૂકું છું. હવે અત્યારે આપણે શું કરવું જોઈએ એ કહે. પ્રહસ્તે કહ્યું કે, આપણે રાતોરાત ત્યાં જઈને પાછા આવતા રહીશું. ત્યાં જવાની કોઈને ખબર પણ નહિ પડે અને તમારા મિલનથી અંજનાને સંતોષ પ્રાપ્ત પણ થઈ જશે. પવનકુમારે કહ્યું કે, આપણે રાતોરાત ત્યાં જઈને પાછા કેવી રીતે આવી શકશું? પ્રહસ્તે ઉત્તર આપ્યો કે, આપણે વિદ્યા જાણીએ છીએ અને આપણી પાસે વિમાનનું સાધન પણ છે. વિમાનનું સાધન કે ઊંચે ઉડવાની વિદ્યા બીજાનો સંહાર કરવા માટે નથી પરંતુ મુશ્કેલીના સમયે તેનો સદુપયોગ કરવા માટે છે.

આજે લોકો વિમાન અથવા એરોપ્લેન જોઈ આશ્ચર્ય પામે છે. પ્રાચીન સમયમાં પણ વિમાનો હતાં એ વાત આ કથા ઉપરથી સ્પષ્ટ જણાય છે. જો પહેલાં વિમાન ન હોત તો તેનો ઉલ્લેખ કથામાં કેવી રીતે કરવામાં આવત? આજે જે વિમાનો જોવામાં આવે છે તે તો હમણાં નીકળ્યાં છે, પરંતુ કથામાં તો વિમાનની વાત ઘણા વખત પહેલાં કહેવામાં આવી છે. આ પ્રમાણે પવનકુમારે તથા પ્રહસ્તે વિમાન દ્વારા અંજનાની પાસે જવાનો નિર્ણય કર્યો. હવે પવનકુમાર અંજનાની પાસે કેવી રીતે જાય છે અને પછી શું થાય છે તે વિષે હવે પછી આગળ વિચાર કરવામાં આવશે.



## વ્યાખ્યાન: સંવત્ ૧૯૯૬ ભાદરવા શુદ ૧૪ બુધવાર.

### પ્રાર્થના

વિમલ જિણેસર સેવિએ, થારી બુદ્ધિ નિર્મલ હો જાય રે,
જીવા ! વિષય-વિકાર વિસારને, તૂ મોહની કર્મ ખપાય રે;
જીવા ! વિમલ જિણેસર સેવિએ.

—વિનયચંદ્રજી કુંભટકૃત ચોવીશી.

શ્રી વિમલનાથ ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

આ પ્રાર્થનામાં જીવાત્માને સંબોધીને કહેવામાં આવ્યું છે કે, હે જીવ ! તું ભગવાન વિમલનાથને વંદન કર. વિમલનાથ ભગવાનને વંદન કરવાથી તારી બુદ્ધિ નિર્મલ થઇ જશે. તારી બુદ્ધિ નિર્મલ થયા બાદ તું સત્યાસત્યનો વિવેક કરી શકીશ અને ફલતઃ તું દુઃખમુક્ત પણ થઇ શકીશ. બુદ્ધિ નિર્મળ ન હોવાને કારણે ચિત્તમાં અનેક પ્રકારનાં સંકલ્પ-વિકલ્પો પેદા થાય છે. ચિત્તમાં સંકલ્પ-વિકલ્પો પેદા થવાને કારણે આત્મા કેવી વિકટ પરિસ્થિતિમાં પડી જાય છે એ વાત આ પ્રાર્થનામાં પણ બતાવવામાં આવેલ છે. શાસ્ત્રમાં કહ્યું છે કે, આ આત્મા એકેન્દ્રિય આદિ યોનિઓમાં અનંત અને અસંખ્ય કાળ સુધી રહીને આવ્યો છે અને ક્રમશઃ મહામુશ્કેલીએ આ મહાદુર્લભ મનુષ્ય-જન્મને પામી શકયો છે. આત્માએ આ પ્રકારના અનેક દુર્લભ મનુષ્યજન્મને પણ આળસ, પ્રમાદ આદિમાં વ્યર્થ જ ગુમાવી દીધાં છે. આત્માએ ભગવાનને વંદન કરી ચિત્તનાં સંકલ્પ-વિકલ્પને દૂર કરવાનો તે મનુષ્ય-જન્મમાં પ્રયત્ન ન કર્યો અને તે કારણે જ નરકનાં દુઃખ અને સ્વર્ગના સુખનો ઉપભોગ કરતાં સંસારચક્રમાં પરિભ્રમણ કરી રહ્યો છે. જ્ઞાનીજનો આત્માને સદ્બોધ આપતાં કહે છે કે, હે આત્મા ! તું આ મનુષ્ય-જન્મને પામી પરમાત્માની અધિક સમીપ આવ્યો છે એટલા માટે પરમાત્માને વંદન કરી બુદ્ધિને નિર્મલ કર અને એ રીતે જન્મ-મરણનાં દુઃખથી મુક્ત થઇ મનુષ્ય-જન્મને સાર્થક કર.

કહેવાની ખાતર તો અનેક લોકો કહે છે કે, અમે પરમાત્માને વંદન કરીએ છીએ, પરંતુ પરમાત્માને સાચી રીતિએ વંદન કરવામાં આવે તો જ બુદ્ધિની મલિનતા દૂર થઇ શકે છે. જેમકે કોઇ એમ કહે કે મેં કપડાંને સાબુથી ધોયાં છે પરંતુ તે કપડાં સાફ થઇ શકયાં નથી. આ પ્રમાણે કહેનારને એમજ કહી શકાય કે તમે કપડાંને સાબુથી બરાબર ધોયાં નહિ હોય, જો બરાબર સાબુ દઇને કપડાંને ધોયાં હોય તો કપડાની મલિનતા અવશ્ય દૂર થવીજ જોઇએ. આજ પ્રમાણે કોઈ એમ કહે કે, અમે પરમાત્માને હમેશાં વંદન કરીએ છીએ તોપણ અમારી બુદ્ધિ નિર્મલ થઈ નહિ, તો આ પ્રમાણે કહેનારને એમજ કહેવું જોઇએ કે, તમે પરમાત્માને હૃદયપૂર્વક વંદન કર્યું નહિ હોય. જો તમે પરમાત્માને સાચા હૃદયથી વંદન કર્યું હોય તો તમારી બુદ્ધિ નિર્મળ અવશ્ય થવી જ જોઇએ.

અત્રે એક પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે, પરમાત્માને કેવી-રીતે વંદન કરવું જોઇએ કે જેથી ચિત્તની ચંચલતા કે બુદ્ધિની મલિનતા દૂર થઇ શકે ? આ પ્રશ્નનો ઉકેલ આણવા માટેજ શાસ્ત્ર વિષે વિચાર કરવામાં આવે છે. શાસ્ત્રમાં ચિત્તની ચંચલતા તથા બુદ્ધિની મલિનતા દૂર કરવા માટે અનેક ઉપાયો બતાવવામાં આવેલ છે. ગુપ્તિનું પાલન કરવાથી મન, વચન અને કાયાની ચંચલતા દૂર થાય છે અને મન, વચન તથા કાયામાં એકાગ્રતા આવે છે એ વિષે કાલે વિસ્તારપૂર્વક કહેવામાં આવ્યું છે. આજે વચનગુપ્તિ શું છે અને તેના પાલનથી જીવાત્માને શો લાભ થાય છે એ વિષે વિચાર કરવાનો છે.

## સમ્યક્ત્વ પરાક્રમ—બોલ ૫૪ મો

મનગુપ્તિ, વચનગુપ્તિ અને કાયાગુપ્તિનો પારસ્પરિક ઘનિષ્ટ સંબંધ હોવાથી અત્રે સમુચ્ચયરૂપે ગુપ્તિ વિષે વિચાર કરવામાં આવ્યો છે. માનવ-શરીરમાં મનની પ્રધાનતા હોવાથી સર્વપ્રથમ મનની ગુપ્તિ કરવી અત્યાવશ્યક છે. જ્યાંસુધી મનગુપ્તિ કરવામાં આવતી નથી ત્યાંસુધી વચનગુપ્તિ કે કાયાગુપ્તિ થઈ શકતી નથી.

હવે વચનની ગુપ્તિ અર્થાત્ વચનને કાબુમાં રાખવાથી જીવાત્માને શો લાભ થાય છે એ જાણવા માટે ગૌતમ સ્વામીએ મહાવીર ભગવાનને પુછ્યું કેઃ—

### બોલ ચોપનમો.

**(५४) वयगुत्तयाए णं भंते ! जीवे किं जणयइ ?**

અર્થાત્—હે ભગવાન ! વચનગુપ્તિથી જીવાત્માને શો લાભ થાય છે ? આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને ફરમાવ્યું કેઃ—

**वयगुत्तयाए निव्वियारत्तं जणयइ, निव्वियारे णं जीवे वइगुत्ते अज्झप्पजोग-साहणजुत्ते यावि भवइ ॥ ५४ ॥**

અર્થાત્—હે ગૌતમ ! વચનગુપ્તિ ( વચનના સંયમ )થી જીવાત્મા વિકારરહિત થાય છે અને નિર્વિકાર જીવ આધ્યાત્મિક યોગનાં સાધનોથી યુક્ત થઈ વિચરે છે.

અત્રે કોઈ એવો પ્રશ્ન કરે કે, જ્યારે મનને ગુપ્ત કરવામાં આવે છે તો પછી વચનને ગોપવાની શી જરૂર છે ? આ પ્રશ્નનો સંપૂર્ણ ઉત્તર તો કોઈ યોગી મહાત્મા જ આપી શકે છતાં હું મારી બુદ્ધિ-શક્તિ પ્રમાણે તે પ્રશ્નનો ઉત્તર આપવાનો પ્રયત્ન કરું છું:-

તળાવમાં જે પ્રમાણે પાણીની આવશ્યકતા રહે છે તે પ્રમાણે પાણીની રક્ષા કરવા માટે પાળ બાંધવાની પણ આવશ્યકતા રહે છે. પાણી વિના પાળ બાંધવી શા કામની અને પાળ બાંધ્યા વિના પાણી તળાવમાં ટકી પણ કેવી રીતે શકે ? તળાવને પાળ બાંધી હોય તો પાણી પણ ટકી શકે અને તળાવમાં પાણી હોય તો તેને ટકાવવા માટે પાળ પણ બાંધવી જોઈએ. આ જ પ્રમાણે મનગુપ્તિની સાથે વચનગુપ્તિ હોવી પણ આવશ્યક છે.

વચનગુપ્તિનો સાધારણ અર્થ વચનને કાબુમાં રાખવું એ થાય છે. વચનને એકદમ કાબુમાં રાખવું મુશ્કેલ છે. એટલા માટે સર્વપ્રથમ અશુભ વચનને બોલવાં ઓછાં કરી શુભ

વચન બોલવાનો પ્રયત્ન કરવો જોઈએ. આ પ્રમાણે કરવાથી વચનગુપ્તિનું સંપૂર્ણરીતે પાલન થઈ શકશે. શ્રી ઉત્તરાધ્યયન સૂત્રમાં વચનગુપ્તિનાં ચાર ભેદ બતાવવામાં આવ્યાં છે. તેમાં કહ્યું છે કેઃ—

**सच्चा तहेव मोसा य सच्चा-मोसा तहेव य।**
**चउत्थी असच्च-मोसा य वयगुत्ती चउव्विहा॥**

અર્થાત્—વચનગુપ્તિ ચાર પ્રકારની છે. એક તો સત્ય વચનગુપ્તિ, બીજી અસત્ય વચનગુપ્તિ, ત્રીજી સત્ય—અસત્ય વચનગુપ્તિ અને ચોથી વ્યવહાર વચનગુપ્તિ. જે વ્યક્તિ આ ચાર પ્રકારે વચનની ગુપ્તિ રાખે છે તે વ્યક્તિને માટે ભગવાને કહ્યું છે કે, વચનગુપ્તિ રાખવાને કારણે તે વ્યક્તિ નિર્વિકાર—અવસ્થાને પામે છે.

આત્માનું નિજ—સ્વરૂપમાં રમણ કરવું એજ નિર્વિકારપણું છે અને પરવસ્તુમાં રમણ કરવું એ વિકારપણું છે. પર વસ્તુ ગમે તેવી હોય પણ તેમાં રમણ કરવું એ આત્માનો વિકાર જ છે. પાણીમાં સાકર નાંખવામાં આવે કે મીઠું નાંખવામાં આવે પણ પરવસ્તુનો સંયોગ થવાને કારણે તે પાણી વિકૃતજ માનવામાં આવે છે. પાણીની પ્રકૃતિ તો ત્યારે જ કહેવાય કે જ્યારે પાણી પોતાના જ સ્વરૂપમાં રહે. આ જ પ્રમાણે આત્મામાં નિર્વિકારપણું ત્યારે જ આવી શકે છે કે જ્યારે આત્મા વચનગુપ્તિનું પૂરેપૂરૂં પાલન કરે. બોલવાને કારણે આત્માએ પોતાના પ્રકૃત સ્વભાવથી નીચે આવવું જ પડે છે. પરંતુ જ્યારે આત્માદ્વારા મૌન અવસ્થામાં રહી શકાતું જ ન હોય, તો એ અવસ્થામાં અસત્ય વચન ન બોલતાં સત્ય વચન બોલવું એજ આત્માને માટે યોગ્ય છે. અર્થાત્ આત્માએ અશુભ વચન ન બોલતાં શુભ વચન બોલવાં એજ લાભપ્રદ છે. જો કે, સત્યવચન બોલવું એ શુભ છે પરંતુ આત્માની નિજદશાની દૃષ્ટિએ તો તે સત્ય વચન પણ જે પ્રમાણે સાકર મેળવવાથી પાણી વિકૃત માનવામાં આવે છે તે પ્રમાણે વિકૃત જ માનવામાં આવે છે. આમ છતાં જે પ્રમાણે મીઠું મેળવવાની અપેક્ષાએ પાણીમાં સાકર મેળવવી શુભ માનવામાં આવે છે, તેજ પ્રમાણે જ્યાં સુધી વચનગુપ્તિનું સંપૂર્ણપણે પાલન કરી શકાતું નથી, ત્યાંસુધી વચનને અસત્ય, મિશ્ર તથા અશુભમાં પ્રવૃત નહિ કરતાં, શુભમાં અર્થાત્ સત્યમાં જ પ્રવૃત્ત કરવું જોઈએ. આ પ્રમાણે સત્યવચનનો વ્યવહાર કરવાથી પણ આત્મામાં નિર્વિકારપણું આવી શકે છે. વિકારરહિત પાણી કેવું ગુણકારી હોય છે એ વાત દાક્તર લોકો સારી રીતે જાણે છે. આ જ પ્રમાણે જ્યારે આત્મા નિર્વિકારી બને છે ત્યારે આત્મામાં કેવી વિશેષતા હોય છે એ બતાવવા માટે ભગવાને કહ્યું છે કે, જ્યારે આત્મા નિર્વિકારી બને છે ત્યારે આત્મા નિજસ્વરૂપમાં જ રમણ કરે છે.

ભગવાનના આ કથનમાંથી એક એ સૂચના પણ મળે છે કે, વચનગુપ્તિનું પાલન કરી આત્માએ નિજસ્વરૂપમાં રમણ કરવાનો પ્રયત્ન કરવો જોઈએ. જ્યાંસુધી આત્મસ્વરૂપરમણતા પ્રગટતી નથી ત્યાંસુધી વચનગુપ્તિનું પાલન સાર્થક થતું નથી. સાધારણ રીતે તો બગલો માછલાંને પકડવાને માટે ચૂપચાપ રહે છે, પરંતુ તેની વચનગુપ્તિની પાછળ સ્વાર્થવૃત્તિ અથવા પરવસ્તુને અપનાવવાની વૃત્તિ હોવાને કારણે તે વચનગુપ્તિ નિરર્થક નીવડે છે. એટલા માટે જો વચનગુપ્તિ આત્મસ્વરૂપરમણતામાં સહાયક ન થાય તો તે વચનગુપ્તિ સાર્થક થઈ શકતી નથી. વચનગુપ્તિ વિના નિર્વિકારપણું આવી શકતું નથી અને નિર્વિકારપણું પ્રગટયા

વિના નિજસ્વરૂપ સાધી શકાતું નથી, એટલા માટે વચનગુપ્તિ આવશ્યક છે. પરંતુ એ વચનગુપ્તિ નિજ–સ્વરૂપ સાધવા માટે જ હોવી જોઇએ, સ્વાર્થપૂર્તિ માટે હોવી ન જોઈએ.

વચનગુપ્તિનું જેટલું વધારે પાલન થઈ શકે તેટલું સારૂં જ છે. આજે ઘેરઘેર ક્લેશ કંકાસ થતો જોવામાં આવે છે તેનું પ્રધાન કારણ વચન ઉપર અંકુશ ન હોવો એ પણ છે. જો જીભ ઉપર અંકુશ રાખવામાં આવે તો ઘણોખરો ક્લેશ-કંકાસ શાન્ત થઈ જાય. આજે ક્ષાત્રત્વ ન રહેવાને કારણે તલવાર ચલાવવાનું તો લોકો ભૂલી ગયા છે, પરંતુ વચન–બાણનો પ્રહાર કરવા લાગ્યા છે. પરંતુ વચનબાણ તલવારથી પણ તીક્ષ્ણ હોવાને કારણે વધારે આઘાત પહોંચાડે છે. કોણિકની રાણી પદ્માએ કઠોર વચનદ્વારા કોણિકને એવો ઉત્તેજિત કર્યો હતો, કે જેના કારણે મહાયુદ્ધ મંડાયું હતું અને એ મહાયુદ્ધમાં એક કરોડ એંસી લાખ મનુષ્યોનો ઘાણ વળી ગયો હતો. લોકો તલવારને તો સંભાળીને રાખે છે પરંતુ જીભને લોકો સંભાળીને વશમાં રાખતા નથી. અને આ કારણેજ ક્લેશકંકાસ થાય છે. જીભ કેવી છે અને તેની શા માટે અને કેવી રીતે સંભાળ રાખવી જોઇએ એને માટે એક લોક-કવિએ કહ્યું છે કેઃ–

જીભ જોગ અરુ ભોગ જીભ હી રોગ બઢાવે,
જીભ્યા સે યશ હોય, જીભ સે આદર પાવે;
જીભ નરક લે જાય, જીભ વૈકુંઠ પઠાવે,
જીભ કરે ફજીત, જીભ સે જૂતા ખાવે
અદલ તરાજૂ જીભ હૈ, ગુણ અવગુણ દોઉ તૌલિયે
વૈતાલ કહે વિક્રમ સુનો, જીભ સમ્હાલ કર બોલિયે;

આ પ્રમાણે જીભનાં ટેરવાં ઉપર ગુણ અને અવગુણ બન્ને વસેલાં છે. જો આપણે ગુણને ગ્રહણ કરવા ચાહિએ છીએ તો આપણે જીભદ્વારા સત્ય, પ્રિય અને પથ્ય બોલવું જોઈએ. આપણે એવું એક પણ કડવું વચન બોલવું ન જોઈએ કે જેથી બીજાને પણ દુઃખ થાય અને ભવિષ્યમાં આપણે પણ પશ્ચાત્તાપ કરવો પડે. જો જીભનો સદુપયોગ કરતાં આવડતું ન હોય તો એ દશામાં મૌન સાધવું શ્રેયસ્કર છે. કહ્યું પણ છે કે, **मौनं सर्वार्थ-साधनम्** અર્થાત્– વાસ્તવમાં મૌન સર્વાર્થસાધક છે. પણ જ્યારે કાંઇ બોલવું જ હોય તો પૂર્વાપર વિચાર કરી સત્ય, પ્રિય અને પથ્ય જ બોલવું જોઈએ. યોગસૂત્રમાં કહ્યું છે કે, જે સત્ય વચન બોલે છે તેના વચનમાં સિદ્ધિ વસે છે અર્થાત્ સત્યભાષીને પ્રત્યેક કાર્યમાં સિદ્ધિ મળે છે. શ્રી પ્રશ્ન વ્યાકરણ સૂત્રમાં પણ કહ્યું છે કે, સત્યના પ્રભાવથી આગ પણ શીતળ થઇ જાય છે અને તલવાર પણ ફુલની માળા બની જાય છે. આ પ્રમાણે સત્ય વચનમાં સિદ્ધિ રહેલી છે. જે જીભદ્વારા સિદ્ધિપ્રદ સત્ય વચન બોલી શકાય છે તે જીભને ખરાબ કામોમાં પ્રવૃત્ત કરવી એ સર્વથા અનુચિત છે. જે વ્યક્તિ સત્ય વચન બોલે છે તે કોઇવાર વચનગુપ્તિનું પૂર્ણતઃ પાલન કરવા નિર્વિકાર બની શકે છે અને આધ્યાત્મ–યોગ સાધી શકે છે. કોઇ વ્યક્તિ મુખેથી તો અવિવેકપૂર્ણ વચન કાઢતો રહે અને આધ્યાત્મ–યોગ સાધવાની વાત કરે તો તે બકવાદી વ્યક્તિ આધ્યાત્મયોગ કેવી રીતે સાધી શકે? આધ્યાત્મ–યોગ

સાધવા માટે વચન ઉપર કાબુ રાખવાનો પ્રયત્ન કરો. ગૃહસ્થ લોકોને વચન ઉપર કાબુ ન રહે એવા અનેક પ્રસંગો પ્રાપ્ત થાય છે એટલા માટે તમારે વચનને કાબુમાં રાખવાનો વધારેમાં વધારે અભ્યાસ કરવો જોઇએ.

માનો કે, તમને એવો એક મંત્ર બતાવવામાં આવે કે જે મંત્રદ્વારા તમારાં બધાં કામ સિદ્ધ થાય તો આ મંત્ર શીખવાની કોણ ઉત્સુકતા નહિ બતાવે ? એવા લોકો બહુજ ઓછા નીકળશે કે જેઓ એ સિદ્ધિમન્ત્રને શીખવા તૈયાર ન હોય ! હવે તમને એમ કહેવામાં આવે છે કે, તમે વચન ઉપર કાબુ કરો અને વચનને અશુભમાંથી બહાર કાઢી સત્યરૂપી શુભમાં સ્થિર કરો તો તમને અવશ્ય સિદ્ધિ પ્રાપ્ત થશે-પરંતુ તમને આ કામ કરવું મુશ્કેલ જણાય છે. વાસ્તવમાં વચનસિદ્ધિ પ્રાપ્ત કરવા માટે વચનગુપ્તિ કરવાની અતિ આવશ્યકતા છે. જો તમે વચનની ગુપ્તિ કરશો તો વચનસિદ્ધિ તમને પ્રાપ્ત થયા વગર રહેશે નહિ. જો તમે લોકો વચનને સત્યમાં સ્થિર કરો તો બધી સિદ્ધિઓ તમને ગોતતી આવશે. વચનગુપ્તિ રાખવી એ સાધુ કે ગૃહસ્થ બધાંને માટે ઉપયોગી તેમજ કલ્યાણકારી છે. બીજા કોઈ વચનગુપ્તિ કરે કે નહિ પણ તમે તો તમારું કર્ત્તવ્ય સમજી વચનગુપ્તિનું પાલન કરો તો તેમાં કલ્યાણ જ રહેલું છે. જે વ્યક્તિ પોતાના કર્તવ્યપાલનમાં દૃઢ રહે છે તે આત્મ-કલ્યાણ અવશ્ય સાધી શકે છે. સંકટના સમયે પણ પોતાના કર્ત્તવ્યનું પાલન કરવું એ જ કલ્યાણનો માર્ગ છે. આ વાતને વિશેષ સ્પષ્ટ કરવા માટે સતી અંજના ચરિત્ર કથાદ્વારા સમજાવવાનો પ્રયત્ન કરું છું:—

## સતી અંજના ચરિત્ર-૯

પવનકુમારનું હૃદય ચક્રવાકીનો કરુણ વિલાપ સાંભળી પલટી ગયું. કોઈ હૃદયને સ્પર્શે છે ત્યારે હૃદયમાં પરિવર્તન થયા વગર રહેતું નથી. ચક્રવાકીનો કરુણ વિલાપ પવનકુમારનું હૃદય-પરિવર્તન કરવામાં નિમિત્તભૂત બન્યો. પવનકુમાર ચક્રવાકીનો કરુણ અવાજ સાંભળી વિચાર કરવા લાગ્યા કે, આ જ માનસરોવર ઉપર મારો વિવાહ-સંસ્કાર થયો હતો અને આજે ઘણા વર્ષો બાદ આજ સરોવર ઉપર આ ચક્રવાકી જાણે મને કોઇ મૂક-સંદેશ સંભળાવતી હોય એમ મને લાગે છે. આ પ્રમાણે વિચાર કરી તેમણે પ્રહસ્તની સાથે વિચાર વિનિમય કરી અંજનાના મહેલમાં પ્રહસ્તની સાથે જવાનો નિશ્ચય કર્યો.

પવનકુમારે અંજના પાસે જવાનો નિશ્ચય કર્યો એમાં ચક્રવાકી મુખ્ય નિમિત્તભૂત હતી. આ પ્રમાણે તે ચક્રવાકીરૂપે કોઇ અદૃશ્ય શક્તિ જ અંજના માટે કાંઇ બોલી રહી હતી. અદૃશ્ય શક્તિ કેવી રીતે કામ કરે છે એ પ્રત્યક્ષ જોવામાં તો આવતું નથી પરંતુ અદૃશ્ય શક્તિ અદૃશ્ય રહીને પોતાનું કામ કર્યે જ જાય છે. અદૃશ્ય શક્તિ કેવી રીતે કામ કરે છે એ બતાવવા માટે અત્રે પ્રસંગોપાત્ત એક ઘટના કહી સંભળાવું છું:-

એક મજુર હતો. મજુરોની સ્થિતિ બહુ કઢંગી હોય છે. જો તેઓ મજુરી કરે તો તેઓએ ભૂખ્યા રહેવું પડે છે. વર્ષાઋતુમાં તો મજુરોની સ્થિતિ વધારે ખરાબ બની જાય છે. કારણ કે વર્ષાઋતુમાં તેમને મજુરી બરાબર મળતી નથી. એક દિવસે ખૂબ વરસાદ વરસ્યો જેથી તે મજુરને આખા દિવસમાં કાંઇપણ મજુરી મળી નહિ. કાલે શું થશે ! એ

વિષે તે ચિંતા કરી રહ્યો હતો એટલામાં એક શેઠ તેના ઘેર આવ્યો. તે શેઠે કહ્યું કે, આ બે હજાર રૂપિયાની થેલી તું અમુક ગામમાં અમુક જણને પહોંચાડી આવ તો તને મજુરીના આઠ આના આપવામાં આવશે. મજુરે રૂપિયાની થેલી લઇ બીજે ગામે જવાનું કબુલ કર્યું.

તે જ મજુરના ઘરની પાસે એક મકરાણી પઠાણ રહેતો હતો. તેણે વિચાર્યું કે, આ મજુર રૂપિયાની થેલી લઇ બીજે ગામ જઇ રહ્યો છે. આજે રૂપિયા લૂંટવાનો ઠીક અવસર મળ્યો છે. રસ્તામાં આ મજુરને મારી નાંખી તેની પાસેથી રૂપિયાની થેલી છીનવી લેવી સરળ છે. આ પ્રમાણે વિચાર કરી તે પઠાણે મજુરને કહ્યું કે, મારે પણ અમુક ગામ જવું છે. મજુરે કહ્યું કે, એક કરતાં બે ભલા. મને પણ તમારો સાથ મળ્યો એ સારું થયું.

પઠાણે પોતાની બંદૂક લીધી. તેણે મનમાં નિશ્ચય કર્યો હતો કે, આ જ બંદૂકથી મજુરને મારી નાંખીશ અને તેની પાસેથી રૂપિયા ઝૂંટવી લઈશ. મજુરને પઠાણની બદદાનતની ખબર ન હતી. બન્ને જણા રસ્તો કાપી રહ્યા છે. એટલામાં વાદળાં પાછાં ચડી આવ્યાં અને મૂસળધાર વરસાદ વરસવા લાગ્યો અને બન્નેનાં કપડાં ભીંજાઈ ગયાં. બન્ને એક ઘટાદાર વૃક્ષ નીચે ઊભા રહ્યા. વરસાદને વરસતો જોઈ મજુર કહેવા લાગ્યો કે, લોકો પરમાત્મા–પરમાત્મા પોકારે છે પરંતુ પરમાત્મા ક્યાં છે ? જો ખરેખર કોઈ પરમાત્મા હોત તો અમારા જેવા ગરીબો ઉપર અવશ્ય દયા કરત. જુઓ ! વરસાદને કારણે મારાં બધાં કપડાં ભીનાં થઇ ગયાં. મારી પાસે બીજાં પહેરવા માટે કપડાં પણ નથી. મજુરનું આ કથન સાંભળી પઠાણે કહ્યું કે, તારી ઉપર ખુદાની મહેરબાની થઈ છે એટલા જ માટે આટલો વરસાદ વરસ્યો છે એમ તું માન. મજુરે કહ્યું કે વરસાદ વરસ્યો એમાં ખુદાએ મારા ઉપર શું મહેરબાની કરી ? પઠાણે કહ્યું કે, જો ! હું આ બંદૂક લઇને એટલા માટે આવ્યો હતો કે, રસ્તામાં તને આ બંદુક વડે મારી નાંખું અને તારી પાસેથી રૂપિયાની થેલી છીનવી લઉં; પરંતુ કુદરતને તારું મૃત્યુ થાય એ મંજુર ન હતું એટલા માટે ખૂબ વરસાદ વરસ્યો અને મારી બંદૂકનો દારૂ ભીનો થઇ ગયો અને બંદૂક નકામી થઇ ગઇ. આ પ્રમાણે તું કુદરતની કૃપાથી બચી ગયો. જો વરસાદ વરસ્યો ન હોત તો હું તને મારી નાંખત અને તારી પાસેથી રૂપિયાની થેલી ઝૂંટવી લેત. હવે તું ચાહે તો મારી પાસેથી વૈરનો બદલો લઇ શકે છે પરંતુ જે સાચી વાત હતી તે મેં સ્પષ્ટ રૂપે કહી દીધી છે.

મજુર પઠાણની વાત સાંભળી પ્રસન્ન થયો અને પોતે બચી શકયો તે માટે પરમાત્માનો ઉપકાર માનવા લાગ્યો. તે મનમાં કહેવા લાગ્યો કે, વાસ્તવમાં હું બહારથીજ જોતો હતો પણ અંદરમાં કુદરતની કરામત કેવી છે તે કોણ જાણે ? વાસ્તવમાં દુઃખનું કારણ અજ્ઞાન જ છે. તારામાં અજ્ઞાન હોવાને કારણેજ તું વરસાદ અને પરમાત્માને ગાળો ભાંડતો હતો.

કહેવાનો આશય એ છે કે, લોકો તાત્કાલિક કષ્ટથી ગભરાઈ જઈ ધૈર્યને ગુમાવી બેસે છે, પરંતુ એ કષ્ટની પાછળ અદશ્ય શક્તિ શું કામ કરી રહી છે તેનો વિચાર કરતા નથી. જ્ઞાની જનો કહે છે કે તમે અદશ્ય શક્તિ ઉપર વિશ્વાસ રાખો. જે પ્રમાણે સાકર મીઠી હોય છે, કડવી હોતી નથી, એ વાત ઉપર તમને જેમ અટલ વિશ્વાસ છે તેજ પ્રમાણે જ્ઞાનીજનોના કથન ઉપર પણ અટલ વિશ્વાસ રાખો. કેટલાક મનુષ્યો, સાધારણ

લોકોના કથન ઉપર તો વિશ્વાસ રાખે છે, પરંતુ જેઓ 'પ્રાણુ જાય પણુ પ્રણુ ન જાય' એવી પ્રતિજ્ઞાવાળા જે મહાત્માઓ હોય છે તેમની ઉપર વિશ્વાસ રાખતા નથી. આ તેમની ગંભીર ભૂલ છે. મહાત્માઓએ બતાવેલો માર્ગ હમેશાં કલ્યાણકારી હોય છે એટલા માટે તેમના માર્ગે જવામાં અવિશ્વાસ રાખો નહિ. પૂજ્યશ્રી શ્રીલાલજી મહારાજ કહેતા હતા કે, એક માણસે મને કહ્યું કે, "મહારાજ! જૈનીઓની અહિંસાએ ભારત દેશની બહુ હાનિ કરેલ છે. આ કહેવાતી અહિંસાએ દેશને કાયર બનાવી દીધેલ છે." તે માણસનું કથન સાંભળી પૂજ્યશ્રીએ કહ્યું કે તમે અહિંસા અને સત્યનો અભ્યાસ જ કર્યો જણાતો નથી અને એ કારણે જ આ પ્રમાણે કહી રહ્યા છો. જે અહિંસા અને સત્યાદિનું પાલન કરે છે તે વીર જ હશે, કાયર નહિ હોય. કારણ કે વીરાત્માજ અહિંસાદિનું પરિપૂર્ણ પાલન કરી શકે છે, કાયર લોકો અહિંસાદિનુ પરિપૂર્ણ પાલન કરી શકતા નથી અને એટલા જ માટે અહિંસા ધર્મને વીરનો ધર્મ કહેવામાં આવ્યો છે. જેમણે અહિંસા અને સત્યનો અભ્યાસ કર્યો છે અને જેમને અહિંસા–સત્ય ઉપર દૃઢ વિશ્વાસ પેદા થએલ છે તેઓ પોતાના દેહ ઉપર પણ મમત્વ રાખતા નથી. તમે પણ આ પ્રકારની વીરતા ધારણ કરો અને તમે સ્વીકારેલા ધર્મ ઉપર વિશ્વાસ રાખો તો તેમાં કલ્યાણ જ રહેલું છે.

અંજના સતીના હૃદયમાં ધર્મપ્રત્યે દૃઢ વિશ્વાસ હોવાને કારણે જ અદૃશ્ય શક્તિ અંજનાને કષ્ટના સમયે ધૈર્ય આપતી હતી. બાવીશ વર્ષ સુધી બ્રહ્મચર્યનું પરિપૂર્ણ પાલન કરવાની શક્તિ પણ ધર્મ પ્રત્યે દૃઢ વિશ્વાસ હોવાને કારણે જ સતીના જીવનમાં પેદા થઇ હતી. દુનિયામાં ધર્મની શક્તિ અપૂર્વ અને અજેય છે. ધર્મની શક્તિમાં અપૂર્વ આકર્ષણ શક્તિ પણ હોય છે. પવનકુમારને અંજના પ્રતિ આકર્ષિત કરવામાં પણ ધર્મની અદૃશ્ય શક્તિ જ કામ કરી રહી હતી.

અંતે પવનકુમારે પ્રહસ્તની સાથે વિમાનમાં બેસી અંજનાના મહેલમાં જવાનો નિર્ણય કર્યો.

આજે વિદ્યા કે વિમાનનો ઉપયોગ બીજાનો નાશ કરવા માટે કરવામાં આવે છે. કહેવામાં આવે છે કે, અમુક દેશની પાસે અમુક સંખ્યામાં વિમાનો છે. પરંતુ શા માટે? બીજાને નષ્ટ–ભ્રષ્ટ કરવા માટે જ ને? આ પ્રમાણે આજની વિદ્યા કે આજનાં વિમાનો અહંકારને વધારવા માટે કે બીજાને કષ્ટ આપવા માટે જ ઉપયોગમાં આવે છે.

પવનકુમાર તથા પ્રહસ્ત વિમાનમાં બેસી અંજનાના મહેલ ઉપર આવ્યા. પ્રહસ્તે પવન કુમારને કહ્યું કે જરા ઉભા રહો અને અહીં શી વાતો થાય છે તે ચૂપકીથી સાંભળો. સ્ત્રીઓનાં ભાવ તેમની એકાન્તની વાતચીત ઉપરથી જ જાણી શકાય છે. તમે મારા કથન ઉપર વિશ્વાસ ન રાખો પરંતુ અહીંની વાતચીત સાંભળી અંજનાનાં ભાવ જાણી લો અને પછી જો તે અપનાવવાને યોગ્ય હોય તો તેને તમે અપનાવો અને અપનાવવા યોગ્ય ન હોય તો તેને ન અપનાવો. તમે પોતે જ વાતની તપાસ કરી લો. વિશ્વાસ કર્યા બાદ જે પ્રેમ થાય છે તે પ્રેમ સ્થાયી રહે છે.

પવનકુમારને પ્રહસ્તનું કહેવું ઉચિત જણાયું. તેઓ દરવાજાની પાસે ઉભા રહી અંજના અને વસંતમાલા વચ્ચે થતી વાતચીત એકાગ્રચિત્તે સાંભળવા લાગ્યા.

વસંતમાલા અંજનાને કહી રહી હતી કે, સખી! રાજકુમારે તમારૂં કેવું ભયંકર અપમાન કર્યું? આવા હિચકારા પતિની પાસેથી બીજી કઈ આશા હવે રાખી શકાય? વસંતમાલાના આ કથનના ઉત્તરમાં અંજનાએ કહ્યું કે, સખી! મારે પતિના કાર્ય ઉપર ધ્યાન આપવું ન જોઇએ પરંતુ ધર્મનું પાલન કરવામાં જ ધ્યાન આપવું જોઇએ. મારા ગુરુએ મને ધર્મનું સ્વરૂપ એવું બતાવ્યું છે કે:—

**न इह लोगट्ठयाए तवमाइट्ठिज्जा, न परलोगट्ठयाए तवमाइट्ठिज्जा, न कित्ती वन्नेसिं लोगट्ठयाए तवयाइट्ठिज्जा नत्थट्ठयाए तवमाइट्ठिज्जा निज्जरट्ठयाए तवमाइट्ठिज्जा।**

અર્થાત્—કોઇ પ્રકારની આશાએ તપ કરવું ન જોઈએ પરંતુ નિષ્કામ ભાવે કેવળ નિર્જરા કરવા માટે જ તપશ્ચરણ કરવું જોઇએ. ગુરુદેવની આ શિક્ષા અનુસાર મારે નિષ્કામ ભાવે પોતાના ધર્મનું પાલન કરવું જોઇએ.

વસંતમાલાએ પૂછયું કે, સખી! તમે ધર્મનું પાલન કેવી રીતે કરશો? અંજનાએ જવાબ આપ્યો કે:—

સત્યવ્રત ધાર મન મોહ તે નિવાર કર, ગિરિકી ગુહામેં તન તપતે તપાવેંગે;
દયા દિલ લાવેંગે જીવ ન સતાવેંગે, રીત ન દબાવેંગે ન કાયા કલપાવેંગે.
માણિક કી જોતિ ઇશ જોતિમેં જુટાવેંગે, ઔર આનંદ બઢાયેંગે અનંત સુખ પાયેંગે;
દુનિયામેં ફેર કભી આવેંગે ન જાવેંગે, કર્મકો ખપાવેંગે અમર પદ પાવેંગે.

આ એક કવિની કવિતા છે. આ કવિતામાં જે કલ્પના કરવામાં આવી છે તે કલ્પના માનો કે અંજનાનાં ભાવોને જ વ્યકત કરતી હોય એમ લાગે છે.

અંજના વસંતમાલાને કહે છે કે, હે સખી! મારા ગુરુએ મને કહ્યું છે કે, જો આત્માને શુદ્ધ રાખશો તો એ દશામાં દુઃખ પણ સુખમાં પરિણત થઇ જશે અને પછી કોઇ પ્રકારનું કષ્ટ રહેવા નહિ પામે. એટલા માટે હું તો ગુરુની આજ્ઞાનુસાર આત્માને શુદ્ધ કરવાનો પ્રયત્ન કરીશ. આત્માને શુદ્ધ કરવા માટે સર્વ પ્રથમ હું સત્ય વ્રતનો સ્વીકાર કરીશ. મારા માટે તો પતિવ્રત ધર્મનો સ્વીકાર કરવો એ જ સત્યવ્રતનો સ્વીકાર કરવા બરાબર છે.

પુરુષો, સ્ત્રીઓ પાસે પતિવ્રત ધર્મનું પાલન કરાવવા ચાહે છે પરંતુ શું તેઓએ સ્વયં પત્નીવ્રતનું પાલન કરવું ન જોઇએ? પતિવ્રત પત્ની માટે અને પત્નીવ્રત પતિ માટે કલ્યાણકારી છે. પતિવ્રતનું મહાત્મ્ય કેવું છે એ બતાવવા માટે અનેક ઉદાહરણો મળે છે. સીતાને માટે અગ્નિ પણ પતિવ્રતને કારણે શીતલ થઈ ગઈ હતી. તેમણે પતિવ્રત ધર્મનું પાલન કરવા માટે કેટલાં બધાં કષ્ટો સહન કર્યાં હતાં! જો તે ચાહત તો રામ અને કૌશલ્યાના આગ્રહને માન આપી ઘેર રહી શકતી હતી અને કષ્ટોથી બચી શકતી હતી. પરંતુ તેમણે પતિવ્રત ધર્મનું પાલન કરવા માટે કષ્ટોને જ સહેવાનું સહર્ષ સ્વીકાર્યું. સ્ત્રીઓની માફક પુરુષોએ પણ એક પત્નીવ્રતનું પાલન કરવું જોઇએ. સ્ત્રીઓને માટે જેમ પતિવ્રત ધર્મ છે તેજ પ્રમાણે પુરુષો માટે પત્નીવ્રત પણ ધર્મ છે.

અંજનાએ વસંતસેનાને કહ્યું કે, બેન! પતિએ મારું અપમાન કર્યું છે એટલા માટે મારે પણ મારા મનમાં દુર્ભાવ લાવવો જોઇએ એ ઠીક નથી. અપમાનનો બદલો અપમાનથી લેવો ન જોઇએ પણ પ્રેમથી લેવો જોઇએ. બીજાના હૃદયને જીતવાનો

આ જ સરળ માર્ગ છે. એટલા માટે હે સખી! હું તો અપમાનનો બદલો પ્રેમથી લઈશ. પ્રેમ જ બીજાના હૃદયને જીતવાનું સબળ સાધન છે એટલા માટે હું તો પ્રેમ દ્વારા જ પતિદેવના હૃદયને જીતવાનો પ્રયત્ન કરીશ. પતિપ્રેમને જીવનમાં મૂર્તસ્વરૂપ આપવા માટે હું હવે અધિકરૂપે સત્યનું પાલન કરીશ, મોહ-વાસનાને દૂર કરી જંગલમાં પર્વતની ગુફામાં જઈ અહિંસાપૂર્વક તપનું આચરણ કરીશ અને એ પ્રમાણે કર્મોને નષ્ટ કરીશ. પતિદેવે રુષ્ટ થઇને મને આ પ્રમાણે જીવન-સુધાર કરવાનો અવકાશ આપ્યો છે એટલા માટે સાચો ઉપકાર તેમનો જ છે.

અંજનાનું આ બધું કથન સાંભળી પવનકુમાર ઘણા પ્રસન્ન થયા અને કહેવા લાગ્યા કે, આની ભાવના કેવી વિશુદ્ધ અને દૃઢ છે? પ્રહસ્તે પવનકુમારને કહ્યું કે, હવે તો અંજનાની હૃદયવિશુદ્ધિની ખાત્રી થઇને?

પ્રહસ્તે અવાજ કરી કહ્યું કે, દ્વાર ખોલો. પુરુષનો અવાજ સાંભળી અંજનાએ જોરથી કહ્યું કે, એ કોણ દુષ્ટ છે કે અત્યારે રાત્રિના સમયે આવ્યો છે અને દરવાજો ખોલવાનું કહે છે? રાજકુમારની અનુપસ્થિતિમાં અમને અસહાય માનીને કોઇ આવ્યો હોય એમ જણાય છે; પણ અમે અસહાય કે અબળા નથી. સવાર થતાં જ શ્વસુરને કહી સાન ઠેકાણે લાવીશ. અંજનાએ આ પ્રમાણે અપ્રિય અને કર્ણકટુ શબ્દો કહ્યાં પરંતુ આ શબ્દો પવનકુમારને પ્રિય લાગ્યાં.

પ્રહસ્તે ધીરેથી કહ્યું કે, તમે કાંઇ સંદેહ ન કરો. અમે કોઇ બીજા નથી. એ તો પવનકુમાર અને હું તેમનો મિત્ર પ્રહસ્ત છું. આ સાંભળી અંજનાએ કહ્યું કે, ખાત્રી કર્યા વિના હું દ્વાર ખોલી શકું નહિ. આ પ્રમાણે કહીને અંજનાએ નાની બારી વાટે જોયું તો પતિદેવને જોયા. પતિદેવના દર્શન કરવાથી તે ઘણી ખુશ થઇ. હવે અંજના કેવી રીતે દ્વાર ખોલે છે એ વિષે હવે પછી આગળ વિચાર કરવામાં આવશે.

## વ્યાખ્યાન: સંવત્ ૧૯૯૬ ભાદરવા શુદ ૧૫ ગુરૂવાર

### પ્રાર્થના

**અનંત જિનેસર નિત નમો, અદ્દભુત જ્યોતિ અલેખ;**
**ના કહિયે ના દેખિએ, જાકે રૂપ ન રેખ. ॥ અનંત૦ ॥ ૧ ॥**

—વિનયચંદ્ર કુંભટ ચોવીશી.

શ્રી અનંતનાથ ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

જે વ્યક્તિ અનંતનાથ ભગવાનનું સ્વરૂપ જાણી તેમનું શરણ સ્વીકારે છે તે વ્યક્તિ પોતાના આત્માનું કલ્યાણ અવશ્ય સાધી શકે છે. જો કે અનન્તનાથ એ ચૌદમા તીર્થંકરનું નામ છે. પરંતુ એક દૃષ્ટિએ જોતાં બધાંય તીર્થંકરો અનન્ત છે. જેમનો અન્ત નથી તે

અનન્ત કહેવાય છે. ભગવાનનો અન્ત કેવી રીતે નથી એ વિષે આ પ્રાર્થનામાં જ કહ્યું છે કેઃ-

મન બુદ્ધિ વાણી તો ભણી, પહુંચે નહીં લિગાર;
સાખી લોકાલોક કો, નિર્વિકલ્પ નિર્વિકાર.

અર્થાત્—મન, વાણી તથા બુદ્ધિ પણ જેના અન્તને પામી શકતાં નથી એવા પરમાત્મા છે. મન, બુદ્ધિ તથા વાણીથી પરમાત્મા અગમ્ય તેમજ અગોચર છે. જે વસ્તુ મન, બુદ્ધિ તથા વાણીદ્વારા સમજવામાં આવતી નથી તે વસ્તુ શ્રદ્ધાદ્વારા જ જાણી શકાય છે. એટલા માટે પરમાત્મા ઉપર વિશ્વાસ રાખી તેમના શરણે જાઓ. પરમાત્મા મંગલકારી છે, અને જો તમે મંગલ ચાહતા હો તો મંગલકારી પરમાત્માના શરણે જાઓ.

જે લોકો મંગલ અને શાન્તિ ચાહે છે તે લોકોએ અમંગલ અને અશાન્તિના સ્થાનનો પરિત્યાગ કરી મંગલ અને શાન્તિના સ્થાને જવું જોઇએ. કોઈ મકાનમાં આગ લાગી હોય તો એ આગથી બચવા માટે જ્યાં અગ્નિ ન હોય તેવા સ્થાને જવું જોઈએ. ભક્તજનો પણ આ સંસારને અગ્નિથી આક્રાન્ત માને છે અને કહે છે કેઃ—

" **अलित्ते णं भंते लोए पलित्ते णं भंते लोए।** " ज्ञाता.

અર્થાત્—આ સંસારમાં રાગ અને દ્વેષરૂપી આગ લાગેલી છે. આ આગથી બચવા માટે વીતરાગ પરમાત્માના શરણે જવું જોઈએ. પરમાત્માના શરણે જવામાં કોઈ પ્રકારનો કર પણ આપવો પડતો નથી, કેવળ તેમને વંદન કરવા માત્રથી જ તેમનું શરણ મળી શકે છે. ભક્તજનો આગળ કહે છે કે, આ પ્રકારના ઉત્કૃષ્ટ શાન્તિપ્રદ અને મંગલપ્રદ પરમાત્માના શરણે ન જતાં, જે લોકો દિનરાત રાગદ્વેષની આગથી બળતા સંસારમાં રહેવાનું તથા સંસારનાં ક્ષણિક સુખોપભોગમાં રચ્યાપચ્યા રહેવાનું પસંદ કરે છે તે લોકોને સાચી શાન્તિ કેવી રીતે મળી શકે? શાન્તિ તથા મંગલની પ્રાપ્તિ તો પરમાત્માના શરણે જવાથી જ થઈ શકે છે. આપણે પ્રાતઃકાલમાં પ્રાયઃ એ જ મંગલકામના કરીએ છીએ કેઃ—

**चत्तारि मंगलं । अरिहन्ता मंगलं । सिद्धा मंगलं ।**
**साहू मंगलं । केवलिपण्णत्तो धम्मो मंगलं ।**

અર્થાત્—ચાર મંગલ રૂપ છે. અરિહંત ભગવાન મંગલરૂપ છે, સિદ્ધ ભગવાન મંગલરૂપ છે, આચાર્ય-ઉપાધ્યાય-સાધુ-સાધ્વી મંગલરૂપ છે અને કેવલિ કથિત ધર્મ મંગલરૂપ છે.

આપણને આ ચાર ઉત્તમ મંગલ પ્રાપ્ત થએલ છે. આમ છતાં જો કોઈ અમંગલમાં રહે, તો બીજો કોઈ તેમાં શું કરી શકે? નિરંજન-નિરાકાર પરમાત્મા તો ઉત્તમ મંગલ સ્વરૂપ જ છે, એ વાતને બધા લોકો સ્વીકારે છે. સંસ્કૃતમાં એક કવિએ પરમાત્માને કલ્યાણ મંદિર રૂપે વર્ણવી કહ્યું છે કેઃ—

**कल्याणमंदिरमुदारमवद्यभेदी**

અર્થાત્—પાપને નાશ કરવા માટે ભગવાનના ચરણકમલ અભેદ્ય કલ્યાણમંદિર રૂપ છે. કલ્યાણમંદિર અર્થાત્ મંગલનું ઘર. આ મંગલગૃહ પણ અતિ ઉદાર છે. તે ઘરમાં

જરાપણ સંકુચિતતા નથી. પરમાત્માના ચરણુ રૂપી મંદિરમાં પાપાત્મા પણુ શરણુ લઈ શકે છે, અને પવિત્રાત્મા પણુ શરણુ લઈ શકે છે. ગમે તેવો પાપાત્મા પણુ જો તે પરમાત્માના શરણે જાય તો પરમાત્મા તેનો ત્યાગ કરી દેતા નથી. જે સાચા મનથી પરમાત્માના શરણે જાય છે તેનો પરમાત્મા ત્યાગ કરતા નથી, પરંતુ જે વ્યક્તિ ઢોંગ કરી પરમાત્માના શરણે જાય છે તેને પરમાત્મા પોતાના શરણુમાં રાખતા નથી. પરમાત્માની આગળ જરાપણુ ઢોંગ ચાલી શકતો નથી. એટલા માટે વિશુદ્ધ ભાવે પરમાત્માના શરણે જવું જોઇએ.

જ્યારે ભગવાનનાં ચરણુ પણુ મંગલપ્રદ છે, તો ભગવાનનું શરીર કેવું મંગલપ્રદ હશે ! પરંતુ પરમાત્માનાં ચરણુ કે તેમનું શરીર સ્થૂલ નથી પરંતુ સૂક્ષ્માતિસૂક્ષ્મ છે. સૂક્ષ્મ વસ્તુને પ્રાપ્ત કરવામાં મુશ્કેલી પડતી નથી. જે પવન તમને ઘેર શ્વાસ આપતો હતો તે જ પવન અહીં પણુ શ્વાસ આપે છે અને એ શ્વાસ લેવામાં કોઇ પ્રકારની મુશ્કેલી પણુ પડતી નથી. જ્યારે પવનની પ્રાપ્તિમાં પણુ મુશ્કેલી પડતી નથી તો પછી જે પરમાત્મા પવનથી પણુ સૂક્ષ્મ છે તેમને પ્રાપ્ત કરવામાં મુશ્કેલી કેવી રીતે હોઈ શકે ? સૂક્ષ્માતિસૂક્ષ્મ પરમાત્માનું શરણુ સરળતાપૂર્વક જ સ્વીકારી શકાય છે. પરંતુ પરમાત્માનું શરણુ નિષ્કપટભાવે સ્વીકારવું જોઇએ. જે વ્યક્તિ, મનમાં જરાપણુ કપટભાવ રાખ્યાવિના પરમાત્માના શરણે જાય છે તેનું અમંગલ થતું નથી પણુ મંગલ–કલ્યાણુ જ થાય છે.

યુરોપમાં જે યુદ્ધ થઈ રહ્યું છે તે યુદ્ધને કારણે અનેક લોકોના હૃદયમાં ભય પેદા થવા પામ્યો છે. પરંતુ જેઓ પરમાત્માના સાચા ભક્ત છે તેમને કોઈ પ્રકારનો ભય રહેતો નથી. ભક્તો એ વાત સારી રીતે જાણે છે કે સંસારમાં કલેશ–કંકાસ ચાલ્યા જ કરે છે. અને તેથી જો આપણે કલેશ–કંકાસથી દૂર રહેવા ચાહતા હોઇએ તો સંસારથી નિર્લેપ રહી પરમાત્માના શરણે જવું જોઈએ. ભકતો ઉપર ગમે તેવાં સંકટો પડે છતાં તેઓ ભય પામતા નથી. શેઠ સુદર્શન ઉપર અર્જુનમાલીએ મારવા માટે મુદગર ઉપાડયું હતું પણ શું સુદર્શન તેનાથી ડરી ગયા હતા ? તેઓ મનમાં વિચારતા હતા કે, આત્મા અને શરીર અત્યારે એકમેક થઇ રહ્યા છે પણુ તેથી શું થયું ? વાસ્તવમાં તો તે બન્ને ભિન્ન ભિન્ન છે. જો આ અર્જુનમાલી મારા આત્માને તથા શરીરને ભિન્ન ભિન્ન કરી નાંખે તો એથી મારી શી હાનિ થવાની છે ? હું તો અજર અમર છું અને આ શરીર તો નાશવાન છે. તો પછી મારા શરીરને મારવા માટે આ માલી તૈયાર થયો છે તો તેમાં મારે ભય પામવાની કે દુઃખ માનવાની શી જરૂર છે ? આ વિચારને કારણે જ સુદર્શન ભય પામ્યા ન હતા. તમે પણુ આ ઉદાહરણુને દૃષ્ટિ સમક્ષ રાખી તમારા આત્માને ભયભીત બનાવો નહિ, પણુ એમ વિચારો કે, જ્યારે હું પરમાત્માના શરણે ગયો છું તો પછી મારે કોઇનો પણુ ભય રાખવાની જરૂર નથી.

જ્ઞાનીજનો કોઈપણુ સમયે ગભરાતા નથી તેમ ભય પણુ પામતા નથી. તેઓ તો એમ જ વિચારે છે કે, न जाने संसारे अमृतमयं किं विषमयं ? અર્થાત્ આ સંસાર કેવો છે ? અમૃતમય છે કે વિષમય છે તેની કાંઈ ખબર પડતી નથી. સંસારને એકસરખો કોઈ બનાવી શકયું નથી. યુદ્ધથી કોઈ ભય પામે છે તો કોઇ પ્રસન્ન પણુ થાય છે. સંસારનો એવો રીવાજ જ

છે. એટલા માટે તમારા હૃદયમાં કોઇ પ્રકારના ભયને સ્થાન ન આપતાં એમ વિચારો કે, જગતમાં જેને દુઃખ કહેવામાં આવે છે તે દુઃખ તો પરમાત્મા તરફ જવાની વિશેષ પ્રેરણા કરે છે. જો આ સંસારમાં દુઃખ જ ન હોય તો મુનિ–મહાત્માઓ સંસારનો ત્યાગ કરી સંયમનો સ્વીકાર શા માટે કરત? દ્વારકાનો નાશ થઈ જશે એ સમાચાર સાંભળી કેટલા બધા લોકોએ ભગવાન અરિષ્ટનેમીની પાસે સંયમ ધારણ કર્યો હતો. તે સમયે શ્રી કૃષ્ણે પણ એવી ઘોષણા કરાવી હતી કે, આ દ્વારકાનો નાશ થઈ જશે એટલા માટે જેમને સંયમ લેવો હોય તેમને મારી આજ્ઞા છે. આ પ્રમાણે દુઃખ કે સંકટ પરમાત્માના શરણે જવાની પ્રેરણા કરે છે. આમ હોવા છતાં જો કોઈ પરમાત્માના શરણે ન જતાં પોતાની મેળે સંકલ્પ–વિકલ્પથી પોતાનાં દુઃખમાં વૃદ્ધિ કરે તો તેમાં બીજો કોઈ શું કરે? જે લોકો ધર્મનું સ્વરૂપ જાણે છે તેઓ તો આવી વિકટ સ્થિતિમાં પરમાત્માના શરણે જવામાં જ પોતાનું કલ્યાણ માને છે. ધર્મને જાણવાનું ફળ પણ એ જ છે.

કહેવાનો આશય એ છે કે, જે પરમાત્મા સૂક્ષ્મ તથા સમીપ છે તેમનું શરણ સ્વીકારો. જે સૂક્ષ્મ હોય છે તે સમીપ જ હોય છે. આમ છતાં લોકો પરમાત્માને દૂર માને છે એ તેમની ભૂલ છે. જે પ્રમાણે મૂર્ખ માણસ અરીસામાં જોવામાં આવતા પોતાના મુખને તો સમીપ માને છે, પણ જેનું પ્રતિબિંબ અરીસામાં પડે છે તે વાસ્તવિક મુખને દૂર માને છે, તે જ પ્રમાણે લોકો પરમાત્મા અત્યંત સમીપ હોવા છતાં તેને દૂર માને છે. લોકો અરીસામાં મુખદર્શન કરે છે. પણ વાસ્તવમાં મુખદર્શન કરવાથી લાભ થતો નથી. જો હૃદયનું દર્શન કરવામાં આવે તો આત્માને લાભ થાય. મુખદર્શન કરવા કરતાં હૃદયનું દર્શન કરવું એ જ યોગ્ય છે. શાસ્ત્રમાં સાધુઓ માટે સ્પષ્ટ કહ્યું છે કે, અરીસામાં મુખ ન જુઓ પરંતુ તમારા આત્માને જુઓ. ભક્તજનો પણ આત્મદર્શન કરવા માટે જ કહે છે કે:—

મુખડા ક્યા દેખે દર્પણમેં, તેરે દયા ધર્મ નહીં મનમેં.
પગિયા બાંધે પેચ સવાંરે કુલે ગોરે તનમેં
ધન જોબન ડૂંગર કા પાની ઢલક જાય એક છણ મેં; મુખડા૦

ભક્તજનો કહે છે કે, દર્પણ તો કેવળ મુખ ઉપરનો જ વિકાર બતાવી શકે છે પરંતુ તમારા હૃદયને જુઓ કે તેમાં વિકાર છે કે દયા? જેમના હૃદયમાં દયા હશે તેમનો વ્યવહાર પણ દયાપૂર્ણ હશે. માતાના હૃદયમાં બાળક પ્રતિ દયા હોય છે એટલા માટે જો તેના બાળકને કોઇ મારવા લાગે તો શું તે ચૂપચાપ જોતી રહેશે? નહિ. આજ પ્રમાણે જેમના હૃદયમાં દયા-ભાવના હશે તેઓ દુઃખીઓનાં દુઃખ જોઈ ચૂપચાપ બેસી રહેશે નહિ. સાચો દયાધર્મી તો બીજાનાં દુઃખ દૂર કરવામાં જ તત્પર રહેશે. મેઘકુમારે હાથીના ભવમાં કેવી દયા કરી હતી? તેણે દાવા-નળથી બચવા માટે પોતે બનાવેલ મંડલમાં વિરોધી જીવોને પણ આવવા દીધા હતા. તે મનમાં ધારત તો પોતાના મંડલમાંથી જીવોને બહાર કાઢી શકતો હતો પરંતુ તેના હૃદયમાં દયાભાવના હોવાને કારણે તેણે એ જ વિચાર્યું કે, જે પ્રાણીઓ દુઃખના કારણે શરણે આવ્યા છે તે શરણાગત જીવોને હું કેવી રીતે બહાર કાઢી શકું? આ કારણે તેણે પોતે તો કષ્ટ સહન કર્યું પરંતુ મંડલમાં આવેલા જીવોને કોઇ પ્રકારનું કષ્ટ આપ્યું નહિ તેમ તેમની ઉપર ક્રોધ પણ કર્યો નહિ. તમે લોકોએ શાસ્ત્રમાં મેઘકુમારનો

અધિકાર ઘણીવાર સાંભળ્યો હશે પરંતુ ધર્મોપદેશ સાંભળવા છતાં પણ જો તમારા હૃદયમાં દયા ભાવના ન પ્રગટે તો એ દશામાં તમે દયાધર્મી છો અથવા તમે ધર્મોપદેશ સાંભળ્યો છે એમ કહી શકાય? તે હાથીએ પણ પોતાની શક્તિનો ઉપયોગ દયામાં કર્યો તો શું તમે વિવેકશીલ મનુષ્ય થઇને કેવળ મોજમઝામાં જ તમારી શક્તિનો ઉપયોગ કરશો? એક વાતને તમે હૃદયમાં કોતરી રાખશો કે, સંસારની બધી વસ્તુઓ નાશવંત છે કેવળ એક આત્મા જ અવિનાશી છે. એટલા માટે નાશવંત વસ્તુને માટે અવિનાશી આત્માને ભૂલી ન જાઓ. દયા એ આત્માનો ધર્મ છે અને તમે દયાધર્મી છો એટલા માટે તમારા હૃદયમાં દયા ભાવના વિશેષ રૂપે હોવી જોઇએ.

આજે સમાજમાં કેટલા સહધર્મીઓ દુઃખી છે તેનો તમે વિચાર કર્યો છે? એ દુઃખી સહધર્મીઓને આશ્રય આપવો એ તમારું કર્તવ્ય છે. ધર્મ રક્ષાની દૃષ્ટિએ સહધર્મીઓને સહકાર આપવો આવશ્યક છે. જે ધર્મમાં લોકોને રોટી-બેટીનો આશ્રય મળતો નથી તે ધર્મ વધારે સમય સુધી ટકી શકતો નથી. પરંતુ તમે લોકોએ તો કેવળ રુઢિ પકડી રાખી છે. જો તમે આખા સમાજને એકદમ સુધારી ન શકો તો સર્વ પ્રથમ તમે તો સુધરવાનો પ્રયત્ન કરો. જો વ્યક્તિ સુધરશે તો કોઈ દિવસે સમાજ પણ અવશ્ય સુધરશે. એટલા માટે કલ્યાણના માર્ગે પ્રસ્થાન કરવા સર્વ પ્રથમ તમારા આત્માને સુધારો. અને આત્મસુધાર કરવા માટે હૃદયમાં દયાને સ્થાન આપો. દયા એ તો આત્મસુધાર કરવાની ચાવી છે. હવે દયા બે પ્રકારની છે, અહિંસારૂપ દયા અને સંયમરૂપ દયા. જો કે એક દૃષ્ટિએ જોતાં અહિંસા અને સંયમ એક સમાન છે. પરંતુ તેમાં થોડી ભિન્નતા છે. હિંસાનો ત્યાગ કરવો તે અહિંસા છે અને જીવોની રક્ષા કરવી એ સંયમ છે. આ પ્રમાણે અહિંસા અને સંયમરૂપ દયાને તમે જીવનમાં સ્થાન આપો અને જે પ્રમાણે તમે દ્રવ્યહિંસાનો ત્યાગ કર્યો છે તેજ પ્રમાણે ભાવ હિંસાનો પણ ત્યાગ કરો તો તેમાં કલ્યાણ જ છે. હવે આત્મ-કલ્યાણ કેવી રીતે સાધી શકાય એ વાત સતી અંજનાની ચરિત્ર કથા દ્વારા સમજાવું છું:—

## સતી અંજના ચરિત્ર—૧૯

અંજનાને જ્યારે પાકી ખાત્રી થઇ કે, દરવાજાને ખખડાવનાર પવનકુમાર તથા તેમના મિત્ર પ્રહસ્ત જ છે ત્યારે તેણે દ્વાર ખોલ્યું. પવનકુમાર અંદર આવ્યા. અંજનાએ તેમને વંદન કરી કહ્યું કે, આજે આપે મારા ઉપર ઘણી કૃપા કરી છે. મારા જેવી દુર્ભાગી અને તમારા જેવા દયાળુ બીજું કોણ હશે? હું ઘણી અપરાધિની છું. મારો અપરાધ માફ કરો.

અંજનાએ તો અપરાધ કર્યો નહતો. ખરી રીતે પવનકુમારે જ અપરાધ કર્યો હતો. છતાં અંજના પોતાનો અપરાધ માની રહી છે! મનુષ્યોદ્વારા પ્રાયઃ એવી ભૂલ થાય છે કે તેઓ બીજાનો અપરાધ માને છે, પણ પોતાનો અપરાધ તેને બદલે જો માનવામાં આવે તો કોઇ પ્રકારનો ઝગડો જ રહેવા ન પામે અને ઝગડાને કારણે કોર્ટમાં પણ જવું ન પડે.

અંજના પોતાનો અપરાધ માની પવનકુમાર પાસે ક્ષમા માંગવા લાગી. પવનકુમાર અંજનાની આ નમ્રતા જોઇ ઘણા જ પ્રસન્ન થયા અને કહેવા લાગ્યા કે, અપરાધ મારો છે કે તમારો? અંજનાએ જવાબ આપ્યો કે, મારી માતાએ મને પોતાનો જ અપરાધ

માનવાની શિક્ષા આપેલ છે. મારી માતાએ મને પતિદેવની સેવા કરવાનો આજ મંત્ર શીખવ્યો છે.

આજના લોકો બીજાને વશમાં રાખવા માટે મંત્ર–જંત્ર શીખવા માટે તૈયાર રહે છે, પણ પોતે બીજાના વશમાં રહી બીજાને પોતાના વશમાં કરવાનો મંત્ર શીખતા નથી. જો આપણે બીજાને વશમાં કરવા ચાહતા હોઇએ તો એનો સરળ ઉપાય એજ છે કે, આપણે પોતે બીજાના વશમાં રહેતાં શીખીએ.

અંજના કહે છે કે, મારી માતાએ પતિને વશ કરવાની બીજી એ શિક્ષા આપી છેઃ–

**सानुकूल्यस्य संकल्पः प्रातिकूल्यस्य वर्जनम् ।**
**रक्षिष्यतीति विश्वासो गोप्तृत्वं वरणं तथा**
**आत्मनिक्षेपः कार्पण्यं षड्विधाः शरणागताः ॥**

આનો અર્થ એ છે કે, જો તું પતિના શરણે રહેવા ચાહે છે અને પતિને વશમાં રાખવા ચાહે છે તો તારે છ વાતોને જીવનમાં સ્થાન આપવું જોઇએ. સર્વ પ્રથમ તો પતિને જે અનુકૂલ હોય તે કરવાનો સંકલ્પ કરવો અને બીજાની પ્રતિ જે પ્રતિકૂલ હોય તેનો ત્યાગ કરવો, પતિને આત્મ સમર્પણ કરવું, પતિની રક્ષા કરવી, અને પતિની સમક્ષ દીનતા રાખવી. આ છ વાતોનું પાલન કરવાથી પતિને જ નહિ પણ પરમાત્માને પણ વશ કરી શકાય છે એમ મારી માતાએ મને કહ્યું છે.

ભક્તજનો પરમાત્માને કેવી રીતે વશ કરવા અને તેમના શરણે કેવી રીતે રહેવું એને માટે પતિવ્રતા સ્ત્રીનું જ ઉદાહરણ આપ્યા કરે છે. એટલા માટે સ્ત્રીઓએ આ ઉપાયોદ્વારા પોતાના પતિના શરણે જવું જોઇએ અથવા તેમને પોતાના વશમાં કરવા જોઈએ. વિવાહના સમયે પતિ–પત્ની એવો સંકલ્પ કરે છે કે પતિને માટે બધી સ્ત્રીઓ માતા બહેન સમાન છે અને પત્ની માટે બધા પુરુષો ભાઈ અથવા પિતા સમાન છે. આ પ્રકારનો આજે પણ સંકલ્પ કરવામાં આવે છે, પરંતુ તે સંકલ્પનું બરાબર પાલન થતું હોય એમ જોવામાં આવતું નથી. આજે તો પવિત્ર સંકલ્પ કરવો એ કેવળ રૂઢિ થઇ ગઇ છે.

અંજના કહે છે કે, તમે જ્યારે મને દર્શન દેતા ન હતા ત્યારે પણ હું એમજ વિચારતી હતી કે, જે પ્રમાણે મેં સંકલ્પ કર્યો છે તેજ પ્રમાણે તમે પણ સંકલ્પ કર્યો છે. વિવાહના સમયે કરવામાં આવેલા પવિત્ર સંકલ્પનું બરાબર પાલન કરવું એ પતિ–પત્ની–બન્નેનું કર્તવ્ય છે. મારું એ સાધારણ કર્તવ્ય છે કે જે તમને અનુકૂલ હોય તે કામ કરવું અને તમને જે અનુકૂલ ન હોય તે કામ ન કરવું. તમે જો મને પીયર જવાનું કહ્યું હોત તો તો હું પીયર જઇ શકતી હતી પરંતુ જ્યારે તમે ત્યાં જવા વિષે કાંઈ કહ્યું નહિ એવી અવસ્થામાં હું પીયર કેવી રીતે જઇ શકું ? જે બારી વાટે હું તમારા દર્શન કર્યા કરતી તે બારી પણ તમે બંધ કરાવી દીધી હતી ત્યારે પણ હું એમજ વિચારતી હતી કે, જ્યારે મારા પતિદેવ મારા હૃદય–મંદિરમાં જ બીરાજે છે તો પછી મારે તેમના દર્શન કરવાની શી જરૂર છે? તમે જે કાંઇ કર્યું છે તે ઠીક જ કર્યું છે. હું તો મનમાં એજ વિચારું છું કે, જે પાવન અર્થાત્ પવિત્ર કરે તેજ સાચા પતિ છે. મને એ વાતનો વિશ્વાસ છે કે, મારી રક્ષા તમેજ કરશો. તમે મારા શરીરનો ભલે તિરસ્કાર કરો પણ તમે મારા ધર્મની તો રક્ષા કરશો જ. હું

આજ દિવસ સુધી આજ વિશ્વાસના આધારે જીવિત રહી છું અને એજ વિશ્વાસ રાખવાને કારણે આજે મને આપના દર્શન કરવાનું સૌભાગ્ય પ્રાપ્ત થયું છે.

અંજનાએ સંકટના સમયે પણ પોતાના ધર્મની રક્ષા કરી તો આખરે તેની પણ રક્ષા થઇ. જેઓ ધર્મની રક્ષા કરે છે, તેમની ધર્મ રક્ષા કરે છે. કહ્યું પણ છે કે, **धर्म एव हतो हन्ति, धर्मो रक्षति रक्षितः !** અર્થાત્—જે ધર્મનો નાશ કરે છે, ધર્મ તેનો નાશ કરે છે અને ધર્મની જે રક્ષા કરે છે, ધર્મ તેની રક્ષા કરે છે. આ પ્રમાણે ધર્મ ઉપર વિશ્વાસ રાખી ધર્મનું બરાબર પાલન કરવામાં આવે તો અવશ્ય કલ્યાણ થાય છે. ધર્મ એ તો કલ્યાણ-મંદિરનું પહેલું પગથિયું છે.

અંજનાએ આગળ કહ્યું કે, મારી માતાએ મને નમ્ર રહેવાનો પણ મંત્ર શીખવ્યો છે. બીજાના હૃદયને જીતવાની ચાવી નમ્રતા છે. પતિની આગળ નમ્ર રહેવું અને બીજાની સામે કઠોર રહેવું એ સ્ત્રી ધર્મ છે. હું તમારી આગળ કેવી નમ્ર છું અને બીજાની સામે કેવી કઠોર છું એ વાત તો તમે પ્રત્યક્ષ જોઇ શકયા છો. આ પ્રમાણે હું વ્યવહાર કરી રહી છું.

અંજનાની માતાએ પતિને વશ કરવાના તથા તેમના શરણે જવાના જે ઉપાયો બતાવ્યાં છે તેજ ઉપાયો પરમાત્માને વશ કરવાના તથા તેમના શરણે જવાના પણ છે. જો તમે પરમાત્માના શરણે જવા ચાહતા હો તો આ ઉપાયો ઉપર ધ્યાન આપો અને જે કામ તમને પોતાને અનુકૂળ નથી પણ પ્રતિકૂળ છે તે કામ તમે બીજાને માટે કરો નહિ. તમને પોતાને હિંસા, અસત્ય, ચોરી આદિ પ્રિય લાગતાં નથી એટલા માટે બીજાની સાથે પણ એનો વ્યવહાર કરો નહિ. આ સિવાય જેમના શરણે આપણે જવા ચાહિએ છીએ તેમના પ્રત્યે વિનમ્ર રહેવું જોઇએ. પ્રત્યેક મનુષ્યે બહુ કઠોર તેમજ બહુ નમ્ર રહેવું ન જોઈએ પણ બીકાનેરી સાકરની માફક રહેવું જોઇએ. બીકાનેરી સાકરને જો મોઢામાં રાખવામાં આવે તો તે ઓગળી જઇ મીઠાશ આપે છે પણ જો તેનો બીજાને મારવામાં ઉપયોગ કરવામાં આવે તો તે પત્થરની માફક સખ્ત આઘાત પહોંચાડે છે. આજ પ્રમાણે જે ધર્મ પ્રતિ નમ્રતા અને પાપ પ્રતિ કઠોરતાનો વ્યવહાર કરે છે તેજ ધર્મનું બરાબર પાલન કરી શકે છે અને પાપથી બચી શકે છે. પૂજ્યશ્રી શ્રીલાલજી મહારાજ કહેતા હતા કે ધર્મ અને ધન બન્નેય રહે તો તો વાત જુદી છે, પરંતુ કદાચ ધર્મ અને ધન બન્નેમાંથી કોઇ એકનો ત્યાગ કરવાનો વખત આવે તો, ત્યારે ધનના ભોગે પણ ધર્મની રક્ષા કરવી જોઇએ. પરંતુ લોકો ધનને માટે ધર્મનો ત્યાગ કરી દે છે. આનું પરિણામ એ આવે છે કે, ધન પણ જાય છે અને ધર્મ પણ જાય છે.

અંજનાનું કથન સાંભળી પવનકુમાર તેમની પ્રશંસા કરતાં કહેવા લાગ્યા કે, પ્રિયે ! તારી ધર્મદ્રઢતા ખરેખર પ્રશંસનીય તેમજ આદરણીય છે. આ પ્રકારની ધર્મદ્રઢતા તારી માફક મારી પણ પરમાત્મા પ્રત્યે થાય તો મારું પણ કલ્યાણ થઇ જાય અને તારું પણ કલ્યાણ થઇ જાય ! હું અત્યાર સુધી તને બરાબર ઓળખી શકયો નહતો પરંતુ ચકવાકીની પ્રેરણાથી આજે હું તને આખરે ઓળખી શકયો છું એ મારા માટે અત્યાનંદનો વિષય છે.

આ પ્રમાણે પતિ-પત્ની વચ્ચે સામાન્ય વાર્તાલાપ થયો. બાદ બન્ને ખૂબ આનંદ-પૂર્વક પરસ્પર મળ્યા અને લાંબી રાત સુધી એકાન્તમાં રહ્યા. જ્યારે થોડી રાત બાકી રહી અને રાત્રિ પૂરી થવાનો તથા સવાર થવાનો સમય જાણી પ્રહસ્તે પવનકુમારને કહ્યું કે, મિત્ર! ચાલો, સવાર થવા આવ્યું છે અને રાત્રિ થોડી જ બાકી રહી છે. આપણે આપણું ધ્યેય ભૂલી જવું ન જોઇએ. મિત્રનું કથન સાંભળી પવનકુમાર જવા માટે તૈયાર થયા ત્યારે અંજનાએ હાથ જોડી પતિદેવને કહ્યું કે, નાથ ! આજના સમાગમના ફળ સ્વરૂપ જો મારા પેટમાં ગર્ભ રહી ગયો હોય અને સંતાનનો જન્મ થાય તો એ સંતાન આપનું જ છે એની સાક્ષી કોણ આપશે ? આ વિષયની સાક્ષી આપ્યા વિના આપ ચાલ્યા જાઓ તો મારે અને એ સંતાનને કષ્ટમાં પડવું પડે એવો સંભવ રહે છે. એટલા માટે આપે અત્રે પધારવાની કૃપા કરી છે તેજ પ્રમાણે આ વિષયની સાક્ષી આપવાની કૃપા કરો.

અંજનાના આ કથનના ઉત્તરમાં પવનકુમારે કહ્યું કે તમારું કહેવું બરાબર છે, પરંતુ જો હું અત્રે આવવાની હકીકત બહાર પાડું તો લોકો મારી નિંદા કરે એવો ભય રહે છે. અને જો હું કાંઇ સાક્ષી આપતો નથી તો તારે સંકટમાં પડવું પડે તેમ છે. આવી અવસ્થામાં મારી નિંદા ન થાય અને તારે સંકટમાં પડવું ન પડે એટલા માટે હું મારી આ વીંટી સાક્ષીરૂપે આપું છું. આવશ્યકતા પડે તો મારી આ વીંટીને સાક્ષીરૂપે બતાવજે.

ભાવિવશાત્ અંજનાએ પણ પવનકુમારના કથનનો સ્વીકાર કરી સાક્ષીરૂપે વીંટી લઇ લીધી. વીંટી આપ્યા બાદ પવનકુમાર તો અંજનાની વિદાય લઈ પ્રહસ્તની સાથે રાતોરાત વિમાનમાં બેસી પોતાના મુકામ ઉપર આવી ગયા.

અંજના ગર્ભવતી થઇ. અંજના ગર્ભવતી છે એ જાણી લોકો પરસ્પર વાતો કરવા લાગ્યા કે, રાજકુમારે તો અંજનાનો ત્યાગ કર્યો છે તો પછી અંજના ગર્ભવતી કેવીરીતે થઇ? વળી રાજકુમાર તો યુદ્ધમાં ગયા છે એટલા માટે નિશ્ચિતરૂપે તેણે દુરાચાર સેવ્યો હશે. આ જનપ્રવાદ અંજનાની સાસુ કેતુમતિના કાને પણ સાંભળવામાં આવ્યો. કેતુમતિએ પહેલાં તો કહ્યું કે, મારી વહુ એવી નથી, એ તો બહુ જ સુશીલા છે. પરંતુ જ્યારે બીજી સ્ત્રીઓએ ખાત્રીપૂર્વક કહ્યું કે, વાસ્તવમાં અંજના ગર્ભવતી છે ત્યારે કેતુમતિએ કહ્યું કે, હું હમણાંજ વહુને બોલાવું છું અને તેને બધી વાત પૂછું છું.

કેતુમતિએ અંજનાને બોલાવવા માટે એક દાસી મોકલી. સાસુએ પોતાને બોલાવી છે એ સમાચાર સાંભળી અંજના પ્રથમ તો પ્રસન્ન થઈ કે, સાસુએ આજે પોતાને બોલાવી છે એ મારા માટે સદ્દભાગ્યનો વિષય છે, પણ સાથે સાથે તેને એ પણ વિચાર આવ્યો કે, આજે સાસુએ પોતાને અચાનક જ બોલાવેલ છે તેથી બોલાવવામાં કોઈ વિશેષ કારણ હોવું જોઇએ ! અંજના વિચારશીલ તેમજ ધૈર્યવતી હતી એટલા માટે તેણે વિચાર્યું કે, હું સાચી છું તો મારે ભય શા માટે પામવો જોઇએ ? સત્યને કોઈ દિવસ આંચ આવતી નથી. એટલા માટે મારે સાસુની પાસે જવામાં કોઇ પ્રકારનો ભય કે સંકોચ રાખવો જોઇએ નહિ. આ પ્રમાણે ધૈર્ય ધારણ કરી અંજના સાસુની પાસે ગઇ અને તેમને પગે લાગી નીચે બેસી ગઇ. અંજનાને જોતાં જ કેતુમતિએ જાણી લીધું કે અંજના ગર્ભવતી છે. કેતુમતિએ ક્રોધપૂર્વક અંજનાને કહ્યું કે, વહુ તમે આ કાળુંકામ શું કર્યું ? મારો પુત્ર

તમારું મુખ પણ જોતો નથી તો પછી તમે ગર્ભવતી કેવીરીતે થયા? તમે કાળું કર્મ કરી કુળને કલંકિત કર્યું છે. હું તો અત્યાર સુધી એમજ સમજતી હતી કે, મારા પુત્રનો બધો દોષ છે કે તેણે આવી સરળ વહુનો પણ ત્યાગ કર્યો છે, પરંતુ હવે મને ખબર પડી ગઇ કે તમારાં લક્ષણ પણ કેવાં છે?

સાસુનું કથન સાંભળી અંજના સમજી ગઇ કે, સાસુને આજે મારી ઉપર સંદેહ પેદા થયો છે. અંજનાએ સાસુને સંદેહ દૂર કરવા માટે કહ્યું કે, તમે મને માફ કરો અને મારી ઉપર વિશ્વાસ રાખો. તમે જે ક્રોધ કરી રહ્યા છો તે અસ્થાને છે, કારણ કે મારા પેટમાં જે ગર્ભ છે તે બીજા કોઇનો નહિ પણ તમારા પુત્રનો જ છે. તમારા પુત્ર વિદ્યાના બળથી રાતના સમયે ઘેર આવ્યા હતા. એને માટે આ મારી દાસી સાક્ષીભૂત છે અને તમારા પુત્રે મને આપેલી વીંટીપણ સાક્ષીભૂત છે. આમ છતાં પણ જો તમારો સંદેહ દૂર થતો ન હોય તો તમારા પુત્રને આવવા દો અને આવે ત્યારે તેમને પૂછીને તમારો સંદેહ દૂર કરશો.

અંજનાનું કથન સાંભળી કેતુમતિએ કહ્યું કે, આ દાસી તો તારી જ છે એટલા માટે તે તારો પક્ષ ખેંચે એ સ્વાભાવિક છે અને મારા પુત્રની આ વીંટી તો તમને કદાચ મળી ગઇ હશે. આવી અવસ્થામાં ખરી સાક્ષીના અભાવે તમારા ઉપર વિશ્વાસ કરી શકાય નહિ. તમે દુરાચારનું સેવન કર્યું હોય એમ મને જણાય છે. આખા નગરમાં આ વિષે ચર્ચા ચાલી રહી છે. આવી દશામાં તમને રાજકુમાર ઘેર આવે ત્યાં સુધી રાખી કેમ શકાય? વળી કુળને કલંકિત કરનારી સ્ત્રીને ઘરમાં રાખીને કુળને શું વધારે ખરાબ કરવું છે?

આ પ્રમાણે કેતુમતિ અંજના ઉપર ખૂબ ક્રુદ્ધ થઇ. અંજનાએ વિચાર્યું કે, હવે સાસુના સન્દેહને દૂર કરવો તે મારાથી શક્ય નથી એટલા માટે તેમને અત્યારે વધારે કાંઇ કહેવું વ્યર્થ છે. આ પ્રમાણે વિચાર કરી અંજના ચૂપ થઇ ગઇ. અંજનાને ચૂપ થએલી જોઈ કેતુમતિને વધારે સંદેહ પેદા થયો કે, આ ગર્ભ મારા પુત્રનો નથી. અંજના ખોટું બોલી પોતાનું પાપ છુપાવે છે. કેતુમતિએ ક્રુદ્ધ થઇ અંજનાને ઘર બહાર નીકળી જવાનું કહી પોતે રાજા પ્રહલાદની પાસે ગઈ. સ્ત્રીઓના બહેકાવાથી આવેશમાં આવી જઈ પુરુષો કેવા અન્યાયો કરી નાંખે છે એનાં અનેક ઉદાહરણો ઇતિહાસના પાને નોંધાએલાં છે.

કેતુમતિએ રાજા પ્રહ્લાદને અંજના સંબંધી બધી હકીકત સંભળાવીને કહ્યું કે, વહુએ નિષ્કલંક કુળને કલંકિત કર્યું છે. આવી કુલટા વહુને ઘરમાં રાખવાથી કુળને કલંક પણ લાગે છે અને જનતામાં દુરાચારનો પ્રચાર થાય છે એટલા માટે તેને ઘરમાંથી કાઢી મૂકવી એજ યોગ્ય છે. આ પ્રમાણે કેતુમતિએ રાજા પ્રહ્લાદનાં કાન ભંભેર્યાં. રાજા પ્રહ્લાદને માટે ઉચિત તો એજ હતું કે, તે સત્યાસત્યનો નિષ્પક્ષ દૃષ્ટિએ નિર્ણય કરે, પરંતુ તેમણે એમ ન કરતાં કેતુમતિને કહ્યું કે, જો ખરેખર આમ જ છે તો આપણે શું કરવું જોઇએ? કેતુમતિએ જવાબ આપ્યો કે, અત્યારે તો અંજનાને આપણા ઘરમાંથી કાઢી મૂકી તેના પિતાને ઘેર મોકલી દેવી એજ યોગ્ય છે. અંજનાની સાથે કોઇ ચાલાક માણસને મોકલવો કે જે અંજનાને એવા સ્થાને મૂકી આવે કે જ્યાં અંજના પોતાની મેળે એકલી પિયર જઇ શકે. આ પ્રમાણે કરવાથી આપણા કુળને કલંક પણ નહિ લાગે અને રાજ્યમાં દુરાચાર ફેલાવા પણ નહિ પામે.

કેતુમતિના આ કથનને પ્રહ્‌લાદ રાજાએ માન્ય રાખ્યું. રાજા પ્રહ્‌લાદે એક વિશ્વાસુ અને ચતુર માણસને બોલાવીને તથા બધી હકીકત કહી સંભળાવીને કહ્યું કે, તમે અંજનાને રથમાં બેસાડી એવી જગ્યાએ મૂકી આવો કે જ્યાંથી તે પોતાની મેળે પિતાને ઘેર સરળતાપૂર્વક જઈ શકે.

અંજનાના ગર્ભ વિષે રાજા પ્રહ્‌લાદ જેવા ન્યાયી રાજાએ પણ સત્યાસત્યનો નિર્ણય ન કર્યો. એનું કારણ એ જ જણાય છે કે, અંજનાનાં કર્મો બાકી હોવાને કારણે જ આમ બન્યું હશે એવું અનુમાન થાય છે. કેવાં કર્મો કરવામાં આવ્યાં છે અને તે કર્મો કેવી રીતે ઉદયમાં આવીને કેવું ફળ આપે છે એ વાતને કેવલજ્ઞાન પેદા થયા વિના જાણી શકાતું નથી. આપણને તો કેવલજ્ઞાન થયું નથી એટલા માટે આપણે તો જે વાત કેવલજ્ઞાની કહી ગયા છે તે વાત ઉપર જ વિશ્વાસ રાખવો જોઈએ. વડના બીજમાં પ્રત્યક્ષરૂપે વટવૃક્ષ જોવામાં આવતું નથી, છતાં એ બીજમાં વટવૃક્ષ રહેલું છે એ વાત તો માનવી જ પડે છે. કારણ કે જો બીજમાં વૃક્ષ ન હોય તો પછી બહાર જે વૃક્ષ જોવામાં આવે છે તે વૃક્ષ ક્યાંથી પેદા થયું ? આ જ પ્રમાણે આપણે પણ કેવલજ્ઞાનીની વાત ઉપર વિશ્વાસ રાખવો જ જોઈએ.

રાજા પ્રહ્‌લાદે મોકલેલો માણસ અંજના પાસે આવ્યો. તે માણસે અંજનાને કહ્યું કે, રથ તૈયાર છે માટે તેમાં બેસી જાઓ. બહાર ફરવા જવા માટે રાણીએ રથ મોકલાવ્યો છે. અંજના સમજી ગઈ કે ક્યાં જવાનું છે. તેણે વસંતમાલાને બોલાવીને કહ્યું કે, મારા પ્રત્યે જે સંદેહ પેદા થયો છે તેનું જ આ પરિણામ છે. વસંતમાલાએ કહ્યું કે, સખી ! આ તો મહા અનર્થ થઈ રહ્યો છે. તમે મને આજ્ઞા આપો તો હું મહારાજા તથા મહારાણીના સંદેહને દૂર કરવાનો પ્રયત્ન કરું, પણ અંજનાએ વસંતમાલાને એ જ સલાહ આપી કે, આ સમયે કોઈપણ પ્રયત્ન સફળ થઈ શકે એમ નથી. અત્યારે તો મારે સાસુ-સસરાની આજ્ઞાનું પાલન કરવું એ જ કર્ત્તવ્ય છે. હવે અંજના કર્ત્તવ્યનું પાલન કેવી રીતે કરે છે અને સંકટના સમયમાં પણ તે ધીરતાનો કેવો પરિચય આપે છે એ વિષે હવે પછી વિચાર કરવામાં આવશે.

---

## વ્યાખ્યાન : સંવત ૧૯૯૬ ભાદરવા વદ ૨ શનિવાર

---

### પ્રાર્થના

**'વિશ્વસેન' નૃપ 'અચલા' પટરાનીજી, તસુ સુત કુલ-સિણગાર હો, સુભાગી**
**જન્મતાં શાંતિ કરી નિજ દેશમેં, મૃગી માર નિવાર હો, સુભાગી;**
**શાન્તિ જિનેશ્વર સાહબ સોલમા ૧**

શ્રી શાન્તિનાથ ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

ભગવાન શાન્તિનાથ શાન્તિદાતા છે એ આ પ્રાર્થનામાં કહેવામાં આવ્યું છે. ભગવાન શાન્તિનાથ વિશ્વને શાન્તિ આપનારા કેવી રીતે બની શક્યા એ વિષે શ્રી ઉત્તરાધ્યયન સૂત્રમાં કહેવામાં આવ્યું છે કે—

**चइत्ता भारहं वासं चक्कवट्टी महिड्ढिओ।**
**सान्ति सन्तिकरे लोए पत्तो गइमणुत्तरं ॥ उ० १८.**

ભગવાન શાન્તિનાથ છ ખંડના સ્વામી હતા. તેમની પાસે ચૌદ રત્ન તથા નવ નિધાન પણ હતાં. છતાં તેઓ જગતને શાન્તિ આપનારા તો ત્યારે જ બની શકયા કે, જ્યારે તેમણે એ બધાંનો ત્યાગ કર્યો. પૂર્વભવમાં જ્યારે ભગવાન શાન્તિનાથ મેઘરથ રાજા હતા ત્યારે પણ તેમણે કેવો અપૂર્વ ત્યાગ કર્યો હતો ! એક રાજા, કબુતર જેવાં સામાન્ય પક્ષીની રક્ષા માટે પોતાનો પ્રાણ આપવા તૈયાર થઇ જાય એ કેવો ઉચ્ચ આદર્શ છે ! તેમણે આ અપૂર્વ આદર્શને ઉપસ્થિત કરવા માટે કેટલું બધું કષ્ટ સહન કર્યું હશે ! આ પ્રકારનું કષ્ટ બધા લોકો સહન કરી શકે નહિ, તેમ છતાં તેમના આ કાર્યને આદર્શ માની તેમને વંદન તો બધા લોકો કરી શકે છે, અને આવા ભગવાનના શરણે પણ બધા લોકો જઇ શકે છે. પરંતુ તેમના શરણે જવા માટે ત્યાગ કરવો આવશ્યક છે. તમારામાં જેટલા પ્રમાણમાં ત્યાગભાવ હશે તેટલા પ્રમાણમાં તમે પરમેશ્વરની સમીપ પહોંચી શકશો, એટલા માટે જીવનમાં ત્યાગ-ભાવને સ્થાન આપી પરમાત્મા શાન્તિનાથના શરણે જાઓ તો તેમાં તમારૂં કલ્યાણ જ રહેલું છે.

## સમ્યક્ત્વ પરાક્રમ–બોલ ૫૫ મો.

શાસ્ત્રમાં જે વાત ચાલી રહી છે તે પણ ત્યાગદ્વારા ભગવાન શાન્તિનાથના શરણે જવાની જ વાત ચાલી રહી છે. અત્યારે મનગુપ્તિ, વચનગુપ્તિ અને કાયગુપ્તિ વિષે વાત ચાલી રહી છે. શાસ્ત્રમાં કહ્યું છે કે, પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિમાં સમસ્ત દ્વાદશાંગી વાણીનો સમાવેશ થઇ જાય છે અને એટલા જ માટે તેને પ્રવચન–માતા પણ કહેવામાં આવે છે. પ્રવચન–માતાનો પૂર્ણ રીતે ગુણાનુવાદ કરવો એ કાંઇ સરળ કામ નથી, છતાં પ્રત્યેક વ્યકિત પોતાની માતાનો ગુણાનુવાદ તથા ભકિતપ્રદર્શન પોતાની શકિત અનુસાર કરે જ છે, તે જ પ્રમાણે હું પણ યથાશકિત-મતિ પ્રવચન–માતાનો ગુણાનુવાદ કરવા તત્પર થયો છું.

ગૌતમ સ્વામીએ મનગુપ્તિ, વચનગુપ્તિ તથા કાયગુપ્તિ કરવાથી જીવાત્માને શો લાભ થાય છે એ પ્રશ્ન પૂછયો છે. આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાન મહાવીરે મનગુપ્તિ તથા વચન-ગુપ્તિથી શો લાભ થાય છે એ વિષે જે કાંઇ કહ્યું છે તે વિષે આગળ વિવેચન કરવામાં આવ્યું છે. આજે તો કાયગુપ્તિથી જીવાત્માને શો લાભ થાય છે એ વિષે વિચાર કરવાનો છે.

### બોલ પંચાવનમો.

**(५५) कायगुत्तयाए णं भंते ! जीवे किं जणयइ ?**

અર્થાત્—કાયગુપ્તિથી જીવાત્માને શો લાભ થાય છે? આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને ફરમાવ્યું કેઃ—

**कायगुत्तयाए संवरं जणयइ, संवरेणं कायगुत्ते पुणो पावासवनिरोहं करेइ ॥५५॥**

અર્થાત્—કાયગુપ્તિ ( કાયાના સંયમ )થી સંવર ( પાપોનો અટકાવ ) થાય છે અને પછી તે સંવરદ્વારા જીવાત્મા પાપના પ્રવાહનો નિરોધ કરી શકે છે.

કાયગુપ્તિના પાલનથી જીવાત્માને શો લાભ થાય છે એ વિષે વિચાર કરીએ તે પહેલાં મન તથા વચનની સાથે કાયા પણ રહે છે તો પછી કાયા વિષે પૃથક્ પ્રશ્ન શા માટે કરવામાં આવ્યો એ વિષે સમાધાન કરવું આવશ્યક છે. આ પ્રશ્નનું સમાધાન એ છે

કે, જે પ્રમાણે કાયા મનની સાથે છે તે જ પ્રમાણે કાયા મનથી પૃથક્ પણ છે. કોઈ પણ આખા શરીરનું વર્ણન કરવામાં આવે તો તો શરીરનાં બધાં અંગો તેમાં આવી જાય છે પરંતુ જ્યારે શરીરના પ્રત્યેક અંગનું ભિન્નભિન્ન વર્ણન કરવામાં આવે ત્યારે તો પ્રત્યેક અંગને ભિન્નભિન્ન માનીને જ વર્ણન કરવાનું હોય છે.

ગૌતમ સ્વામીના પ્રશ્નના ઉત્તરમાં ભગવાને કહ્યું કે, હે ગાતમ ! કાયાગુપ્તિથી જીવને સંવરનો લાભ થાય છે અને સંવર થવાને કારણે આવતાં પાપકર્મનો નિરોધ કરવામાં જીવાત્મા સમર્થ થાય છે.

સાધારણ રીતે કાયગુપ્તિનો અર્થ કાયાની રક્ષા કરવી અર્થાત્ કાયાને નિશ્ચલ કરી દેવી અથવા કાયાનું મમત્વ છોડી દેવું એવો થાય છે. કાયગુપ્તિનો આ અર્થ છે. પરંતુ અપ્રશસ્ત-માંથી કાયાને બહાર કાઢી તેને પ્રશસ્તમાં પ્રવૃત્ત કરવી એ પણ કાયગુપ્તિ જ છે. પ્રશસ્ત અને અપ્રશસ્તની વ્યાખ્યા મનઃકલ્પિત કરવી ન જોઇએ પણ શાસ્ત્રમાં તેની જે વ્યાખ્યા કરવામાં આવી છે તેનો જ સ્વીકાર કરવો જોઈએ. જો પ્રત્યેક વ્યક્તિ પ્રશસ્ત-અપ્રશસ્તની મનઃ કલ્પિત વ્યાખ્યા કરવા મંડી પડે તો એ દશામાં પ્રશસ્ત અને અપ્રશસ્તનાં અનેક રૂપ થઇ જવાનો સંભવ રહે છે એટલા માટે પ્રશસ્ત અને અપ્રશ-સ્તની શાસ્ત્રસમ્મત વ્યાખ્યાનો જ સ્વીકાર કરવો જોઇએ.

શાસ્ત્ર કહે છે કે, કાયગુપ્તિ બે પ્રકારની હોય છે. એક તો સામાન્ય અને બીજી વિશેષ. અપ્રશસ્તમાંથી કાઢી પ્રશસ્તમાં કાયાને સ્થિર કરવી એ સામાન્ય કાયગુપ્તિ છે. અને કાયગુપ્તિનાં નિયમોનું વિશેષરૂપે પાલન કરવું એ વિશેષ કાયગુપ્તિ છે. કાયગુપ્તિનું પાલન કરનારે શયન, આસન તથા વસ્તુ-સ્થાપન આદિ શાસ્ત્રસમ્મત રીતિએ જ કરવું જોઇએ. સાધુના શયન વિષે શાસ્ત્રમાં કહેવામાં આવ્યું છે કે, સાધુ માટે કાયગુપ્તિનું પાલન કરવું આવશ્યક છે એટલા માટે વિના કારણે સાધુએ નિદ્રા લેવી ન જોઇએ. જે સાધુ નિદ્રાશીલ રહે છે તે કાયગુપ્તિનું પાલન કરી શકતા નથી. જો નિદ્રા લીધા વિના કામ ચાલી શકતું ન હોય તો જે ગીતાર્થ સાધુ હોય તેમણે એક પ્રહર અને જે અગીતાર્થ સાધુ હોય તેમણે બે પ્રહરથી વધારે સમય નિદ્રા લેવી ન જોઇએ. નિદ્રા લેવાના આ વિધાનમાં પણ અપવાદ છે. આ અપવાદનું સેવન કરવામાં ન આવે એ સારું જ છે. પરંતુ જો અપ-વાદનું સેવન કર્યા વિના કામ ન ચાલે તો એ દશામાં પણ શાસ્ત્રવિધિ પ્રમાણે જ નિદ્રા લઈ શકાય. વસ્તુને લેવા-મૂકવામાં તથા મલમૂત્રનો ત્યાગ કરવા આદિ સંબંધમાં પણ શાસ્ત્રવિહિત નિયમોનું પાલન કરવું જોઇએ. આજ પ્રમાણે કાયગુપ્તિ કરનાર સાધુએ બેસવા આદિમાં પણ કુચેષ્ટા કરવી ન જોઇએ પરંતુ શાન્ત તથા ગંભીર થઇને બેસવું જોઇએ. સાધુની બેસવાની તથા ગમનાગમનની રીતિ ઉપરથી સાધુની પરીક્ષા થાય છે. ઉત્તરાધ્યયન સૂત્રમાં કહ્યું છે કે, શ્રેણિક રાજાએ અનાથી મુનિને શાન્ત તથા ગંભીર ભાવે બેઠેલા જોવા માત્રથી જ જાણી લીધું હતું કે તેઓ મુનિ છે. આ જ પ્રમાણે મૃગાપુત્રે પણ મુનિની ચાલ-વાની રીતિ જોવા માત્રથી જ તે મુનિ છે એમ જાણી લીધું હતું. કહેવાનો ભાવાર્થ એટલો જ છે કે, સાધુનું ઉઠવું-બેસવું વગેરે શાસ્ત્રાનુકૂલ જ હોવું જોઇએ.

સાધુઓને માટે શાસ્ત્રમાં વિશેષરૂપે કાયોત્સર્ગ કરવાનું જ કહેવામાં આવ્યું છે. કાયોત્સર્ગ તો તમે લોકો પણ 'झाणेणं मोणेणं अप्पाणं वोसिरामि' આદિ પાઠ બોલી કરો છો. પરંતુ કાયોત્સર્ગ કેવળ બોલવા માત્રથી થતો નથી. કાયોત્સર્ગ કરવો સરળ નથી. કાયોત્સર્ગ એટલે કાયાનો ત્યાગ કરવો. કાયા ઉપર જરાપણ મમત્વ ન રાખવું. ગમે તેવાં ઉપસર્ગ આવે તો પણ કાયાને ડગવા ન દેવી એજ સાચો કાયોત્સર્ગ છે. દાખલા તરીકે ગજસુકુમાર મુનિના મસ્તક ઉપર, કોઇ પ્રકારનો અપરાધ કર્યો ન હોવા છતાં સોમલ બ્રાહ્મણે ધગધગતી અગ્નિ મૂકી હતી છતાં ગજસુકુમાર જરાપણ વિચલિત ન થતાં કાયોત્સર્ગમાં જ સ્થિર રહ્યા હતા. આજે તો જે કાયોત્સર્ગ કરવામાં આવે છે તેમાં જો કોઈ મચ્છર કરડી જાય તોપણ સ્થિર રહી શકાતું નથી. કાયોત્સર્ગ કરવો જરૂર મુશ્કેલ છે. પરંતુ જો કાયોત્સર્ગ કરવાનો અભ્યાસ કરવામાં આવે તો તે સરળ પણ છે. કાયોત્સર્ગ કરવામાં આજના કેટલાક લોકો કેવા સહનશીલ રહે છે એના માટે સાંભળેલી એક ઘટના કહી સંભળાવું છું:—

એક ગરીબ શ્રાવક હતો. તેણે વિચાર્યું કે મારી દાનત સાફ છે પણ મને કોઇ ઉધાર આપતું નથી. આવી દશામાં કામ ચલાવવા માટે કોઈ ઉપાય કરવો જોઇએ. પાડોશમાં રહેતા શેઠ ધર્મિષ્ઠ છે. જ્યારે તેઓ સામાયિક કરવા બેસે ત્યારે તેમણે ગળામાં પહેરેલો કંઠો ઉતારી લેવો એવો નિશ્ચય કરી, જ્યારે શેઠ સામાયિકમાં બેઠા હતા તે વખતે તે શ્રાવક શેઠની પાસે ગયો અને તેમને કહ્યું કે, શેઠ! તમે સામાયિક લીધેલ છે, આ સંસારમાં બધી ચીજો કરતાં સામાયિક ચડીયાતી છે એટલા માટે તમે તમારી સામાયિકમાં સ્થિર રહેજો, વિચલિત ન થશો. આ પ્રમાણે કહી તે શ્રાવકે શેઠના ગળામાંથી કંઠો કાઢી લીધો. અહીં શેઠ પણ સામાયિકમાં સ્થિર જ બેસી રહ્યા. તેઓ કાંઇ પણ બોલ્યા નહિ તેમજ પોતાના ચિત્તને પણ વિચલિત થવા દીધું નહિ.

સામાયિક પાળી શેઠ ઘેર આવ્યા. શેઠને મુનિમ વગેરે લોકોએ પૂછયું કે, આજે તમારો કંઠો ગળામાં જોવામાં કેમ આવતો નથી? શેઠે વિચાર્યું કે, જો હું સાચેસાચું કહી દઇશ તો તે ગરીબ શ્રાવકને લોકો હેરાન કરશે. આ પ્રમાણે વિચાર કરી શેઠે જવાબ આપ્યો કે, ક્યાંક તે કંઠો પડી ગયો હશે! તેની તમને આટલી બધી શી ચિન્તા થાય છે? એ સંબંધમાં તમારે કોઇએ કશી ચિન્તા કરવાની જરૂર નથી. જ્યારે આ શરીર જ મારું નથી તો પછી કંઠો મારો કેવી રીતે હોઇ શકે?

જે શ્રાવક કંઠો લઇ ગયો હતો તેમની દાનત સાફ હતી. અને પછી જ્યારે તેનું કામ પૂરું થઇ ગયું ત્યારે તે શ્રાવક કંઠો પાછો આપવા માટે શેઠ પાસે આવ્યો. શેઠે કહ્યું કે, કંઠો મારો નથી, જ્યારે આ શરીર પણ મારું નથી તો પછી કંઠો મારો કેવી રીતે હોઈ શકે? તે શ્રાવકે જવાબ આપ્યો કે, આ કંઠો તમારો નથી તો મારો પણ નથી; તો પછી હું એ કંઠો મારે ત્યાં કેવીરીતે રાખી શકું? આ પ્રમાણે કહી તે શ્રાવક શેઠની પાસે કંઠો મૂકી ચાલ્યો ગયો.

કહેવાનો ભાવાર્થ એ છે કે, ઉપસર્ગનો, આઘાત પડવા છતાં પણ જો કાયા વિચલિત ન થાય તો જ સાચો કાયોત્સર્ગ કર્યો છે એમ કહી શકાય. તમારે પણ કાયોત્સર્ગમાં દઢ રહેવું જોઇએ અને એમ માનવું જોઈએ કે, જ્યારે અમારા પ્રભુએ તો હમેશાંને માટે

કાયોત્સર્ગ કર્યો છે તો પછી હું થોડી વારના કાયોત્સર્ગમાં સ્થિર શા માટે ન રહું? આ પ્રમાણે કાયોત્સર્ગ કરવો એ પણ કાયગુપ્તિ છે. કાયોત્સર્ગમાં કાયાનું મમત્વ છોડી દેવું જોઇએ. કાયા ઉપરથી મમત્વ ઊતારવાનો થોડો થોડો અભ્યાસ કરવામાં આવશે તો પણ કલ્યાણ થશે. જ્યારે એકવાર કરવામાં આવતો નમસ્કાર પણ કલ્યાણકારી હોય છે તો પછી હમેશાં કરવામાં આવતો આવો કાયોત્સર્ગ લાભકારી કેમ નહિ થાય? પણ કાયોત્સર્ગ લાભપ્રદ ત્યારે જ થઇ શકે કે જ્યારે શરીરના મમત્વનો ત્યાગ કરીને કાયોત્સર્ગ કરવામાં આવે! જે વ્યક્તિ લક્ષ્ય ચૂકીને તીર ચલાવે છે તેનું તીર વ્યર્થ જાય છે. જે તીર લક્ષ્યપૂર્વક ચલાવવામાં આવે છે તે જ તીર યથેષ્ટ કામ સાધી શકે છે. એટલા માટે કાયોત્સર્ગ કરવાનું લક્ષ્ય સામે રાખીને કાયોત્સર્ગ કરવામાં આવશે તો જરૂર આત્મકલ્યાણ થશે.

## સતી અંજના ચરિત્ર–૧૦

જ્ઞાનનો ઉપયોગ સંકટના સમયે કરવામાં આવે તોજ જ્ઞાન સાર્થક થઈ શકે. સંકટના સમયે પણ જો વિવેક રાખવામાં ન આવે તો તે જ્ઞાન શા કામનું? વિવેકશૂન્ય જ્ઞાન કાર્યસાધક નીવડતું નથી, એટલા જ માટે જ્ઞાનને સક્રિય બનાવવા માટે વિવેક કેળવવાની આવશ્યકતા બતાવવામાં આવે છે. સતી અંજના સંકટના સમયે પણ વિવેકજ્ઞાનનો ઉપયોગ કરી કેવી સહિષ્ણુતા રાખે છે તે અત્રે જોવાનું છે.

અંજનાની દાસી વસંતમાલા, કેતુમતિનો કોપ અને રાજાનો નગર બહાર જવાનો આદેશ વગેરે હકીકત સાંભળી રુદન કરવા લાગી. વસંતમાલાને રોતી જોઈ અંજનાએ તેને ધૈર્ય આપતાં કહ્યું કે, સખી! તું શા માટે રુવે છે? દુઃખ તો મારી ઉપર પડયું છે છતાં હું રોતી નથી અને તું રુવે છે એ શું ઠીક કહેવાય? વસંતમાલાએ જવાબમાં કહ્યું કે, હું ખરી વાત જાણું છું છતાં તારી ઉપર કલંક આવી રહ્યું છે એટલાજ માટે મને દુઃખ થઈ રહ્યું છે. અંજનાએ કહ્યું કે કર્મની ગતિ ગહન છે, જે થવાનું હોય છે તે થાય છે, પણ જે વાત સત્ય હોય છે તે વાત કોઇ દિવસે અવશ્ય પ્રગટ થશે. સત્ય વાત છુપી રહી શકતી નથી. સંકટ પણ સત્યનું પાલન કરવામાંજ સહેવું પડે છે. જ્યારે રાજકુમાર આવ્યા હતા તે રાત્રિએ તું પ્રસન્ન થઇ હતી તોપછી આજે તું શા માટે દુઃખ પામે છે? પ્રત્યેક સ્થિતિમાં સમભાવ રાખતાં શીખવું જોઇએ. સુખના સમયમાં ફુલાઈ જવું નહિ અને દુઃખના સમયે ગભરાઇ જવું નહિ, પરંતુ સુખદુઃખમાં સમભાવ રાખવો જોઇએ. એટલા માટે હે સખી! તું મારા વિષે જરાપણ ચિન્તા કે દુઃખ કર નહિ.

જાણે પીયરથી કોઈ બોલાવવા આવ્યું હોય તે પ્રમાણે અંજના વસંતમાલાની સાથે રથમાં બેસી ગઈ. વસંતમાલા તો તે સમયે પણ દુઃખી જણાતી હતી પણ અંજના તો પ્રસન્નવદના જણાતી હતી. તે વખતે અંજનામાં દૈવીબળ આવ્યું હોય અને પ્રસન્ન લાગતી હોય તેમ જણાતું હતું.

આ શરીરમાં આસુરી અને દૈવીબળ વચ્ચે હમેશાં યુદ્ધ થતું જ રહે છે. આ યુદ્ધમાં જો દૈવી પ્રકૃતિનો વિજય થાય છે તો તેજ સાચો વિજય છે. જો દૈવી પ્રકૃતિ દબાઇ જાય અને આસુરી પ્રકૃતિ પ્રગટ થાય તો એ દશામાં આત્મ-હાનિ જ થાય છે. અંજનાએ કષ્ટસહન કરવાનું

કબુલ કર્યું, પણ દૈવી પ્રકૃતિનો ત્યાગ કરી આસુરી પ્રકૃતિના શરણે જવાનું કબુલ ન કર્યું. સામાન્ય મનુષ્યના હૃદયમાં આવા સંકટના સમયે અનેક સંકલ્પ-વિકલ્પ પેદા થાય એ સ્વાભાવિક છે, પરંતુ અંજનાએ પોતાના હૃદયમાં સંકલ્પ-વિકલ્પને જરાપણ સ્થાન આપ્યું નહિ. તે તો હૃદયમાં એજ વિચારતી હતી કે, જે કાંઈ મારે દુઃખ ભોગવવું પડે છે તે દુઃખ મેં પોતેજ પેદા કરેલ છે. શાસ્ત્રકાર પણ કહે છે કે, કરેલાં કર્મોને ભોગવ્યાં વિના છૂટકો નથી, આવી દશામાં મારે કરેલાં કર્મોના ફળરૂપે દુઃખ ભોગવવું પડતું હોય તો પછી એમાં બીજાનો શો દોષ?

પોતાનાં જ કરેલાં કર્મો ભોગવવાં પડે છે એ જૈનધર્મનો મૌલિક સિદ્ધાન્ત છે. સુખ કે દુઃખ જે ભોગવવામાં આવે છે તે પોતાનાં જ કરેલાં કર્મોનું ફળ છે. ગીતામાં પણ કહ્યું છે કેઃ-પરમાત્મા કોઈની પાસે કર્મ કરાવતા નથી તેમજ કર્મનું ફળ પણ તેઓ આપતા નથી. આ ઉપરથી કોઈ એવો પ્રશ્ન પૂછી શકે કે, જ્યારે પરમાત્મા કર્મનું ફળ આપતા નથી તો પછી કર્મનું ફળ કોણ આપે છે? આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, સાકર કે મરચાંને મોઢામાં નાંખવાથી મીઠાશ કે તીખાશ કોણ આપે છે? જે પ્રમાણે સાકરમાંથી મીઠાશ અને મરચાંમાંથી તીખાશ સ્વભાવથી જ નીકળે છે તેજ પ્રમાણે કર્મનું ફળ પણ કર્મના સ્વભાવથી જ મળે છે. આ કથનાનુસાર કર્મનો કર્તા પણ આત્મા છે અને કર્મનો ભોક્તા પણ આત્મા છે. આ સિદ્ધાન્તની વાત ઉપર દૃઢ શ્રદ્ધા રાખવાથી આત્માને શાન્તિનો જ અનુભવ થાય છે. જે વ્યક્તિ, કર્મના આ સિદ્ધાન્ત ઉપર દૃઢ શ્રદ્ધા રાખે છે તે વ્યક્તિને ગમે તેવી સ્થિતિમાં પણ દુઃખ પેદા થતું નથી.

રથ ચાલતો ચાલતો નિર્જન જંગલમાં આવી પહોંચ્યો. અંજનાએ સારથિને કહ્યું કે, તમે પણ મારી સાથે ક્યાં સુધી કષ્ટ સહન કરતા રહેશો? તમે શું કરવા ચાહો છો તે સ્પષ્ટ કહો? સારથિએ રાજાની બધી હકીક્ત કહી અને કહ્યું કે, મને રાજાએ એવી આજ્ઞા આપી છે કે, હું તમને મહેન્દ્રપુરના માર્ગ ઉપર છોડી દઉં. અંજનાએ કહ્યું કે, અહીંથી મહેન્દ્રપુર નજદીક જ છે અને આ તરફના માર્ગને હું જાણું પણ છું, એટલા માટે હવે તમે વધારે કષ્ટ ન લો. તે માણસે હાથ જોડીને દુઃખી હૃદયે અંજનાને કહ્યું કે, મારે કર્ત્તવ્યવશાત્ આવું ઘોર કૃત્ય કરવું પડયું છે, આ ઘોર કૃત્ય કરતાં મને દુઃખ થાય છે. આ પ્રમાણે કહી તે માણસ રોવા લાગ્યો. અંજનાએ તે માણસને સાન્ત્વન આપતાં કહ્યું કે, તમે શા માટે રુવો છો? મારા દુઃખને કારણે જ રુવો છો ને? પણ જ્યારે હું પોતે જ દુઃખ માની રહી નથી તો પછી તમે શા માટે દુઃખ માની રહ્યા છો? તમે તો આજ્ઞાનું પાલન કર્યું છે, એટલા માટે તમારે પ્રસન્ન થવું જોઈએ અને મહારાજા પાસે જઈને કહેવું જોઈએ કે, મેં તમારી આજ્ઞાનું બરાબર પાલન કર્યું છે.

અંજનાએ આ પ્રમાણે તે માણસને ધૈર્ય આપી વિદાય કર્યો. પછી તેણે વસંતમાલાને કહ્યું કે, તું મારી સાથે શા માટે કષ્ટ સહન કરે છે? જો તારી ઈચ્છા હોય તો તું પણ જા. વસંતમાલાએ કહ્યું કે, અત્યાર સુધી તો હું તમારી સાથે રહી છું અને હવે કષ્ટના સમયે તમને હું કેવી રીતે છોડી શકું?

પૂજ્યશ્રી શ્રીલાલજી મહારાજે એકવાર વ્યાખ્યાન આપતાં કહ્યું હતું કે, એકવાર વનમાં દાવાનળ લાગવાને કારણે એક વૃક્ષ બળવા માંડયું. તે જ વૃક્ષ ઉપર એક પક્ષીએ માળો બાંધ્યો હતો. જ્યારે તે વૃક્ષ બળવા લાગ્યું ત્યારે તે વૃક્ષે પક્ષીને કહ્યું કે, મારે તો પાંખ નથી એટલા માટે હું બળી રહ્યો છું પણ તને તો પાંખ છે તો પછી તું શા માટે મારી સાથે બળી રહ્યું છે ?

હવ લાગ્યો તરુવર જલે, પંખી માલા માંય;
હું તો જલું રે પંખિયા પાંખ વિના, તૂં કયોં નહીં ઉડ જાય.
પાન બિગાડયા ફળ ચખ્યા, રમ્યો તો હંડી ડાલ;
તૂ તો જલે મુઝે દેખતાં, મ્હારે જીવણો કિતરો કાલ.

અર્થાત્—પક્ષીએ વૃક્ષને ઉત્તર આપ્યો કે, મેં તારાં પાન બગાડયાં, તારાં મીઠાં ફળ ચાખ્યાં અને તારી ડાળીઓ ઉપર કૂદકાં માર્યાં. આજે તું મારા દેખતાં બળી રહ્યો છે તો હું તને આવી વિકટ સ્થિતિમાં છોડીને કેટલાં દિવસ જીવિત રહી શકીશ ? જો હું તને છોડીને ઉડી જાઉં તો મારા જીવનને ધિક્કાર છે એટલા માટે જે તારી ગતિ થશે તે જ મારી ગતિ થશે.

વસંતમાલાએ પણ અંજનાને કહ્યું કે, અત્યાર સુધી તો તમારી સાથે રહી ખાધું–પીધું તથા આનંદ કર્યો છે તો હવે આવા સંકટના સમયે હું તમને છોડીને કેવી રીતે જઇ શકું ? મારાથી એ બની શકશે નહિ. વસંતમાલાનું આ કથન સાંભળી અંજના સમજી ગઈ કે, આ મને કોઇ પણ રીતે છોડશે નહિ. તેના હૃદયમાં મારા પ્રતિ સ્નેહ છે અને તે મારી સાથે આવવા ખુશી છે તો ભલે આવે.

રાત્રિ થતાં બન્નેએ જંગલમાં જ રાત્રિ પસાર કરી. અંજનાએ પરમાત્માનું સ્મરણ કરવામાં અને પરમાત્માનો ઉપકાર માનવામાં જ રાત્રિ પસાર કરી.

પ્રાતઃકાલ થતાં વસંતમાલાએ અંજનાને કહ્યું કે, સખી ! આ મહેન્દ્રપુર જવાનો માર્ગ છે, માટે ચાલો આ માર્ગે આપણે મહેન્દ્રપુર જઇએ. મહેન્દ્રપુરમાં પિતા તો આપણને આશ્રય આપશે જ. અંજનાએ કહ્યું કે, સખી ! તમે પિતાને ત્યાં આશ્રય મળવાની આશા રાખો છો, પરંતુ મને સાસુ–સસરાએ ઘર બહાર કાઢેલ હોવાથી માત–પિતાને ત્યાં આશ્રય મળે એમ મને લાગતું નથી. વસંતમાલાએ જવાબમાં કહ્યું કે, તમારું કથન અમુક દ્રષ્ટિએ ઠીક તો જણાય છે, પરંતુ પિતા આશ્રય આપશે એવો મને વિશ્વાસ છે. છતાં કદાચ જો તેઓ પણ આશ્રય નહિ આપે તો કોઇ બીજું તો આશ્રય આપશે જ.

આ પ્રમાણે વાર્તાલાપ કરતાં અંજના તથા વસંતમાલા મહેન્દ્રપુર પહોંચ્યા. નગરમાં પ્રવેશ કરતાં જ તેમણે પોતાનો પરિચય દ્વારપાલને આપ્યો. દ્વારપાલે રાજા પાસે જઈ અંજનાના આગમનની ખબર આપી. અંજનાના આગમનના સમાચાર સાંભળી રાજા પ્રસન્ન થયો. હવે આગળ શું થાય છે તે વિષે હવે પછી વિચાર કરવામાં આવશે.

## વ્યાખ્યાનઃ સંવત્ ૧૯૯૬ ભાદરવા વદ ૩ રવિવાર

### પ્રાર્થના

**કુન્થુ જિનરાજ તૂં એસો, નહિ કોઈ દેવ તો જેસો,**
**ત્રિલોકીનાથ તૂ કહીએ, હમારી બાંહ દઢ ગહીએ. કુંથુ૦ ૧**

—વિનયચંદ્રજી કુંભટ ચોવીશી

શ્રી કુન્થુનાથ ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

પરમાત્માની પ્રાર્થના તો આપણે બધાએ કરી છે, પરંતુ અધિકારી દ્વારા કરવામાં આવતી પ્રાર્થનામાં અને અનધિકારી દ્વારા કરવામાં આવતી પ્રાર્થનામાં ઘણું જ અંતર છે. આપણે પરમાત્માની પ્રાર્થનાના અધિકારી ત્યારે જ બની શકીએ કે જ્યારે આપણે પરમાત્માને જ સર્વોત્કૃષ્ટ માની આપણા હૃદયમાં ઉચ્ચ સ્થાન આપીએ.

ઊંડી નદીમાં કોઈ ડૂબી જતા માણસને, કોઇ વ્યક્તિ વસ્ત્રાભૂષણ કે ધન આદિ આપવા લાગે તો તે વ્યક્તિ એવી ચીજોને લેવાનું પસંદ કરે નહિ, પણ તે તો હૃદયથી ' મને કોઈ નદીમાં ડૂબી જતાં બચાવે ' એ જ ચાહશે. આ જ પ્રમાણે જેમને આ સંસાર, સમુદ્રસમાન જણાય છે અને તેમાં પોતે ડૂબી રહ્યો છે એમ લાગે છે, તથા પોતે સંસારસાગરમાંથી બહાર નીકળવા ચાહે છે, તે લોકો જ પરમાત્માની પ્રાર્થના કરવાના અધિકારી છે. અને આ પ્રમાણે અધિકારી બન્યા બાદ પરમાત્માની પ્રાર્થના કરવામાં આવે તો જ પરમાત્માની પ્રાર્થનાનું મહત્ત્વ જાણી શકાય છે.

## સમ્યક્ત્વ પરાક્રમ—બોલ ૫૬ મો

હવે આ જ વાત શાસ્ત્રદ્વારા સમજાવું છું. શાસ્ત્રાધિકારમાં મનગુપ્તિ, વચનગુપ્તિ તથા કાયગુપ્તિ વિષે આગળ કહી દેવામાં આવ્યું છે. હવે ગુપ્તિની રક્ષા માટે મનને સત્યમાર્ગમાં (સમાધિમાં) સ્થાપિત કરવાની આવશ્યકતા રહે છે, હવે એટલા માટે મનને સમાધિમાં સ્થાપિત કરવાથી જીવાત્માને શો લાભ થાય છે એ વિષે ગૌતમ સ્વામી મહાવીર ભગવાનને પ્રશ્ન પૂછે છે કેઃ—

### છપ્પનમો બોલ.

**(૫૬) मणसमाहारणयाए णं भंते ! जीवे किं जणयइ ?**

અર્થાત્—હે ભગવાન ! મનને સમાધિમાં સ્થાપિત કરવાથી જીવાત્માને શો લાભ થાય છે ? આ પ્રશ્નના ઉત્તરમાં મહાવીર ભગવાને ફરમાવ્યું કેઃ—

**मणसमाहारणयाए एगग्गं जणयइ, एगग्गं जणइत्ता नाणपज्जवे जणयइ, नाणपज्जवे जणइत्ता सम्मत्त विसोहेइ मिच्छत्तं य निज्जरेइ ॥ ५६ ॥**

અર્થાત્—મનને સમાધિમાં સ્થાપિત કરવાથી એકાગ્રતા પેદા થાય છે અને એકાગ્રતાને પેદા કરી તે જીવાત્મા જ્ઞાનની પર્યાયો (શક્તિઓ) ને ઉત્પન્ન કરે છે અને જ્ઞાનની પર્યાયોને ઉત્પન્ન કરી સમ્યક્ત્વની શુદ્ધિ કરે છે અને મિથ્યાત્વને દૂર કરે છે.

મનનો નિરોધ કરવા વિષે વાત કરવી તો સરલ છે, પરંતુ મનનો નિરોધ કરવો એટલો સરળ નથી. જ્યાંસુધી મનનો નિરોધ કરવામાં આવતો નથી અર્થાત્ મનને સમાધિસ્થ કરવામાં આવતું નથી ત્યાંસુધી મનની એકાગ્રતા થઈ શકતી નથી. જ્યારે મનમાં એકાગ્રતા આવે ત્યારે જ સમજવું કે મન સમાધિસ્થ થયું છે, અર્થાત્ મનનો નિરોધ થયો છે. મનને બહિર્મુખી ન રહેવા દેતાં અન્તર્મુખી બનાવવું અને આત્મસમાધિમાં સંલગ્ન કરવું એનું નામ જ મનનું સમધારણ છે. જ્યારે મનની આવી સમાધિ થાય છે ત્યારે મનમાં એકાગ્રતા આવે છે અર્થાત્ મન એકાગ્ર બને છે, અને અજ્ઞાન–શક્તિ નષ્ટ થઈ જ્ઞાનની પર્યાયો (શક્તિઓ) પેદા થાય છે. અને જ્યારે જ્ઞાનપર્યાય–જ્ઞાનશક્તિ પ્રગટ થાય છે ત્યારે સમ્યક્ત્વની વિશુદ્ધિ અને મિથ્યાત્વનો નાશ થાય છે.

સંક્ષેપમાં મનની સમાધિથી એકાગ્રતા પેદા થાય છે, એકાગ્રતાથી જ્ઞાનશક્તિ પેદા થાય છે. અને જ્ઞાનશક્તિથી મિથ્યાત્વનો નાશ અને સમ્યક્ત્વની વિશુદ્ધિ થાય છે.

આ પ્રમાણે ભગવાન મહાવીરે મનની સમાધિનું જે ફળ બતાવ્યું છે તેને દૃષ્ટિમાં રાખીને મનનો નિરોધ કરવાનો પ્રયત્ન કરવો જોઇએ, અને મન કોઇ ખરાબ કામમાં પ્રવૃત્ત ન થાય તેની બરાબર સંભાળ રાખવી જોઇએ.

જે પ્રમાણે માતા–પિતા પોતાનાં સંતાનને ઘરેણાં પહેરાવે છે, ત્યારે ઘરેણાં કોઇ લઈ ન જાય, અથવા ઘરેણાંને લોભે કોઈ પોતાનાં સંતાનને ખરાબ રસ્તે લઇ ન જાય અથવા મારી ન નાંખે તેની બરાબર ખબર રાખે છે, તેજ પ્રમાણે મન પણ ખરાબ સંગતિમાં પડી ન જાય તેની બરાબર સાવચેતી રાખવી જોઇએ. જ્યારે મન ખરાબ કામોમાં પ્રવૃત્ત થવા લાગે ત્યારે મનને ત્યાં જતું અટકાવી સત્કર્મોમાં પ્રવૃત્ત કરવું એ જ મનને નિરોધ કરવાનો પ્રારંભ છે. આ પ્રમાણે જ્યારે મનનો નિરોધ થશે ત્યારે મન એકાગ્ર થશે અને જ્યારે મન એકાગ્ર થશે ત્યારે જીવનમાં જ્ઞાનશક્તિ પણ પ્રગટ થશે. જ્ઞાન કાંઇ બહારથી આવતું નથી. જ્ઞાન તો આત્મામાં જ રહેલું છે પરંતુ મન એકાગ્ર ન હોવાને કારણે જ્ઞાન ઉપર આવરણ આવી જાય છે. જો મનની એકાગ્રતા કરવામાં આવે તો જ્ઞાનનું આવરણ હટી જાય છે અને જ્ઞાન પ્રગટ થઈ જાય છે. જે પ્રમાણે સૂર્ય ઉપર આવેલાં વાદળો હટી જવાને કારણે સૂર્ય પ્રગટ થાય છે તેજ પ્રમાણે જ્ઞાનાવરણ દૂર થવાને કારણે મનની એકાગ્રતાદ્વારા જ્ઞાનશક્તિ પ્રગટ થાય છે. અને જ્યારે જ્ઞાનશક્તિ પ્રગટ થાય છે ત્યારે મિથ્યાત્વનો નાશ થાય છે અને સમ્યક્ત્વની વિશુદ્ધિ થાય છે.

વસ્તુને વિપરીત જાણવી, સમજવી કે માનવી એ મિથ્યાત્વ છે. જીવને અજીવ, અજીવને જીવ, ધર્મને અધર્મ, અધર્મને ધર્મ આદિને માનવાં એ મિથ્યાત્વ છે. મિથ્યાત્વ અજ્ઞાનને કારણે જ પેદા થાય છે. અજ્ઞાનને કારણે જ ભ્રમ પેદા થાય છે અને એ ભ્રમનું નિવારણ જ્ઞાનદ્વારા જ થઈ શકે છે. જ્ઞાન મનની એકાગ્રતાથી પેદા થાય છે અને મનની એકાગ્રતા મનની સમાધિથી પેદા થાય છે. એટલા માટે મનને ખરાબ કામોમાં જતાં અટકાવવા માટે સાવધાન રહેવું જોઇએ. મનની સમાધિ મોક્ષપ્રાપ્તિનું કારણ છે. મનોયોગ મોક્ષપ્રાપ્તિ માટે સહજયોગ છે અને આ સહજયોગથી આત્માનું કલ્યાણ કરી શકાય છે. રથનેમિમાં પહેલાં કેવું અજ્ઞાન હતું! તે રથનેમિ પોતાના ભાઈ–નેમિનાથ ભગવાન–દ્વારા

તજાએલી રાજીમતિને પોતાની પત્ની બનાવવા માટે તૈયાર થઈ ગયા હતા, પરંતુ રાજીમતિએ સદુપદેશદ્વારા તેમનું અજ્ઞાન દૂર કર્યું ત્યારે તેઓ સંયમમાં પ્રવૃત્ત થઇ ગયા; કારણ કે તેમણે જ્ઞાનદ્વારા વસ્તુનું સ્વરૂપ સમજી લીધું હતું. આ પ્રમાણે જ્યારે વસ્તુનું સ્વરૂપ સમજી લેવામાં આવે છે ત્યારે કોઈ પ્રકારનો ભ્રમ રહેવા પામતો નથી. ભ્રમ તો અજ્ઞાનના કારણે જ પેદા થાય છે. વસ્તુ પ્રત્યે જે મોહબુદ્ધિ રહે છે તે મોહબુદ્ધિ પણ જ્ઞાન ન હોવાને કારણે જ રહે છે. પરંતુ જ્ઞાન પેદા થતાં જ વસ્તુ પ્રત્યે જે મોહબુદ્ધિ હોય છે તે પણ નષ્ટ થઇ જાય છે. મોહબુદ્ધિ નષ્ટ થયા બાદ પુદ્‌ગલ અને ચૈતન્યનો વિવેક પેદા થાય છે. વિવેકજ્ઞાન પેદા થવાથી પુદ્‌ગલ જડ છે, ચલ છે, અને જગતનો એઠવાડ છે, અને ચૈતન્ય–આત્મા તો અનંત શક્તિવાળો છે એવું આત્મભાન પેદા થાય છે. આ પ્રમાણે વિવેકજ્ઞાન પેદા થવાથી સાંસારિક પદાર્થોનું વાસ્તવિક સ્વરૂપ સમજવામાં આવે છે. વસ્તુનું વાસ્તવિક સ્વરૂપ, મિથ્યાત્વનો નાશ તથા સમ્યક્‌ત્વની વિશુદ્ધિ કર્યા વિના સમજાતું નથી. આ પ્રમાણે આત્મકલ્યાણ કરવા માટે મનને સમાધિસ્થ કરવાની અતિ આવશ્યકતા છે. કારણ કે મનને સત્ય માર્ગ ઉપર સ્થાપિત કર્યા વગર એકાગ્રતા આવતી નથી, જ્ઞાનશક્તિ પેદા થતી નથી અને જ્ઞાનશકિત પેદા ન થવાને કારણે મિથ્યાત્વનો નાશ તથા સમ્યક્‌ત્વની વિશુદ્ધિ થતી નથી અને પરિણામે આત્માનું કલ્યાણ પણ થઇ શકતું નથી. સંક્ષેપમાં આત્મકલ્યાણ કરવા માટે મનનો નિરોધ કરવો અત્યાવશ્યક છે.

મનનો નિરોધ કરવો મુશ્કેલ છે, પરંતુ ભગવાન કહે છે કે, અભ્યાસ કરવાથી મનનો નિરોધ પણ કરી શકાય છે. આત્માનું કલ્યાણ મનને સમાધિસ્થ કરવાથી થઇ શકે છે એટલા માટે મનને સત્યમાર્ગ ઉપર સ્થાપિત કરો તો તેમાં કલ્યાણ જ છે.

આપણા બધાનું ધ્યેય આત્માને સુખી બનાવવાનું જ છે; પરંતુ આ ધ્યેયની પૂર્ત્તિ કેવી રીતે થાય એનો પૂર્વાપર વિચાર કરો. શાસ્ત્રમાં આત્માને સુખી બનાવવાનાં જે ઉપાયો બતાવવામાં આવ્યા છે તે ઉપાયોને અપનાવો અને આત્મકલ્યાણ સાધો. આત્મ-કલ્યાણ જ આત્મ–સુખની ચાવી છે. એકાન્તિક અને આત્યંતિક સુખ પ્રાપ્ત કરવામાં આવે તો જ આત્મા સુખી થઇ શકે છે અને એવું નિરાબાધ સુખ તો શાસ્ત્રમાં બતાવવામાં આવેલી રીતિ પ્રમાણે મનને સમાધિસ્થ કરવામાં આવે તો જ પ્રાપ્ત થઇ શકે છે. એટલા માટે જો તમે મનને સત્યમાર્ગ ઉપર સ્થાપિત કરી અર્થાત્ સમાધિસ્થ કરી–આત્મ–કલ્યાણ સાધવાનો પ્રયત્ન કરો તો નિરાબાધ આત્મ–સુખ અવશ્ય પ્રાપ્ત કરી શકશો.

## સતી અંજના ચરિત્ર—૧૧

હવે આ જ વાત ચરિત્રકથા દ્વારા સમજાવું છું. અંજનાને આત્મા ઉપર વિશ્વાસ હતો એ કારણે તેનો બધાંની સાથેનો સંબંધ તૂટી ગયો તો પણ તે દુઃખી થઈ નહિ. અંજના ઉપર જે કલંક ચઢ્યું હતું તે કલંકથી જાણે તેના ઉપર દુઃખનો પહાડ પડ્યો હતો. પ્રતિષ્ઠિત માણસ માટે અપકીર્ત્તિ જ મરણ છે. એટલું જ નહિ પણ તેમને અપકીર્ત્તિ મરણથી પણ વધારે દુઃખદાયક જણાય છે. આ જ કારણે કેટલાક લોકો અપકીર્ત્તિથી બચવા માટે આત્મહત્યા પણ કરી નાંખે છે. જો કે આ માર્ગ ગ્રહણ કરવો ખરાબ છે પરંતુ જે અપ-કીર્ત્તિથી બચવા માટે મરણને શરણ થાય છે તેઓ મરણની અપેક્ષાએ અપકીર્ત્તિના દુઃખને મહાન્ માને છે.

અંજનાની પણ અપકીર્તિ થઈ હતી. અપકીર્તિને કારણે તેના ઉપર દુઃખનો પહાડ પડ્યો હતો છતાં પણ તે ગભરાઈ નહિ તેનું કારણ એ જ હતું કે તેને પોતાના આત્મા ઉપર વિશ્વાસ હતો. પોતાની ઉપર કલંક ચડાવવા માટે તેણે કોઈને પણ દોષ દીધો નહિ. તે તો એમ જ વિચારતી હતી કે, આ બધો અપરાધ મારા આત્માનો જ છે. જ્યારે આત્મા પોતાના અપરાધનું ફળ ભોગવી લેશે ત્યારે હું સાચી પતિવ્રતા છું એ સ્પષ્ટરૂપે પ્રકટ થઈ જશે. અત્યારે તો મારા આત્માને મારે શાન્ત તથા દાન્ત રાખવો જોઈએ એમાં જ મારું આત્મ-કલ્યાણ રહેલું છે.

અંજનાનું દુઃખદર્દ જોઈ વસંતમાલા પણ ગભરાઈ ગઈ હતી પણ અંજનાએ તેને પણ ધૈર્ય આપી કહ્યું કે, સખી! મેં જે કાંઈ પૂર્વે કર્મ કર્યાં છે તે તો મારે ભોગવવાં જ પડશે. કર્મ ભોગવતી વખતે દુઃખ માનવું વ્યર્થ છે. હું પાપથી ડરું છું પણ પાપના ફળથી ડરતી નથી.

વસંતમાલાને સાથે લઈ અંજના મહેન્દ્રપુર નગરના દરવાજે આવી. તેણે દ્વારપાલને પોતાનો પરિચય આપી કહ્યું કે, તમે પિતા પાસે જઈને મારા આગમનની ખબર આપો. અંજનાને ઓળખ્યા બાદ દ્વારપાલ કહેવા લાગ્યો કે, આપ રાજકુમારી થઈને આવી દશામાં કેવી રીતે આવ્યા? અંજનાએ જવાબમાં કહ્યું કે, અત્યારે મારી ઉપર સંકટ આવી પડ્યું છે. મારા ઉપર બીજા પુરુષદ્વારા ગર્ભ ધારણ કરવાનું કલંક ચડાવવામાં આવ્યું છે, અને મારા સાસુ-સસરાએ પોતાના આશ્રયથી મને બહાર કાઢી મૂકી છે વગેરે બધી હકીકત કહી સંભળાવી. અને વિશેષમાં કહ્યું કે, એટલા માટે હું પિતાનો આશ્રય લેવા આવી છું. તમે પિતા પાસે જઈ મારા આગમનની ખબર આપો.

દ્વારપાલે રાજા પાસે જઈ કહ્યું કે, રાજકુમારી આવી છે. આ સમાચાર સાંભળી રાજા પ્રસન્ન થયો અને કહ્યું કે, અંજના આવી છે એ ઘણી જ પ્રસન્નતાની વાત છે. તમે જલ્દી જાઓ, નગરને સજાવો અને તેને આદરપૂર્વક રાજમહેલમાં લઈ આવો. દ્વારપાલે કહ્યું કે, મહારાજ! આપનું કહેવું તો ઠીક છે પરંતુ રાજકુમારી અત્યારે એવી સ્થિતિમાં આવી નથી કે તેમને આ પ્રમાણે આદરપૂર્વક નગરમાં લાવી શકાય. અત્યારે તે સુંદર સ્વાગતને યોગ્ય નથી. સાચું-ખોટું તો પરમાત્મા જાણે પરંતુ તેના ઉપર તેના સાસુ-સસરાએ પર-પુરુષદ્વારા ગર્ભ ધારણ કરવાનું કલંક ચડાવી તેને પોતાને ત્યાંથી બહાર કાઢી મૂકી છે. આ દુઃખદ સમાચાર સાંભળી રાજા મહેન્દ્રને ઘણું જ દુઃખ થયું. રાજાએ દુઃખપૂર્ણ શબ્દોમાં કહ્યું કે, વાસ્તવમાં મારા જમાઈ તો અંજના પ્રત્યે રુષ્ટ રહ્યા છે અને એ રોષ હોવાને કારણે મેં ઉત્સાહપૂર્વક મોકલેલી ચીજ પણ તેમણે રાખી ન હતી. આવી અવસ્થામાં અંજના અનાચારનો આશ્રય લઈ ગર્ભવતી થાય એ અવશ્ય કલંકની વાત છે. મારી પુત્રી થઈને પણ તેણે શીલ અને બ્રહ્મચર્યની મર્યાદાની રક્ષા ન કરતાં કુકૃત્ય કરી અહીં આવી છે એ ખરેખર દુઃખનો વિષય છે. કલંકિત પુત્રીને હું આશ્રય કેવી રીતે આપી શકું? એટલા માટે દ્વારપાલ! તમે અંજનાને દુઃખ સાથે સ્પષ્ટ કહી દો કે, કલંકિત દશામાં તમને અહીં રાખી શકાય એમ નથી. માટે તમારે જ્યાં જવું હોય ત્યાં જઈ શકો છો. રાજ્યની સીમામાં તમને ક્યાંય આશ્રયસ્થાન મળી શકે એમ નથી.

રાજા મહેન્દ્રની આવી કડક આજ્ઞા સાંભળી પ્રધાને કહ્યું કે, મહારાજા! આપ આજ્ઞા આપવામાં જરા ઉતાવળ કરો છો. આપ આજ્ઞા આપ્યા પહેલાં સત્યાસત્યનો નિર્ણય કરો. સત્યાસત્યનો નિર્ણય કર્યા વિના ઉતાવળમાં આવી કડક આજ્ઞા આપવી તે સર્વથા અનુચિત છે. મારા નમ્ર મત પ્રમાણે તો તમે અંજના પાસે જઇ બધી હકીકત જાણી લો અને પછી પવનકુમારને આ વિષે પુછાવીને આ વાતની ખાત્રી કરો. બધી હકીકતની તપાસ કર્યા બાદ જો તમને અંજનાનો અપરાધ જણાય તો પછી તમને ઉચિત લાગે તેમ કરશો.

પ્રધાનનું કથન ઉચિત હતું, પરંતુ કર્મની લીલા વિચિત્ર હોવાને કારણે રાજા મહેન્દ્રે પ્રધાનની વાત માની નહિ. રાજાએ પ્રધાનને કહ્યું કે, તમારું કથન ઠીક હોવા છતાં પણ જો આ સમયે કલંકિત પુત્રીને આપણે ત્યાં આશ્રય આપું તો મારા કુળને પણ કલંક લાગે અને પ્રજા ઉપર પણ તેનો ખરાબ પ્રભાવ પડે. પ્રજાને એમ કહેવાનો અવસર મળે કે, રાજા બીજાને તો સદાચારનો ઉપદેશ આપે છે અને દુરાચારીને દંડ આપે છે, પણ પોતાની કન્યાએ દુરાચાર કરવા છતાં તેને ઘરમાં રાખે છે અથવા રાજ્યમાં રહેવા દે છે. પ્રજાનું આવું કથન પણ હું સાંભળવા ચાહતો નથી. એટલા માટે મેં જે કાંઈ કહ્યું છે તે જ ઠીક જણાય છે.

રાજા મહેન્દ્રે પ્રધાનને કહ્યું કે, હવે આ કન્યા મારી પણ નથી પણ તે તેના સાસુ–સસરાની છે. જ્યારે તેની સાસુએ જ તેને બહાર કાઢી મૂકી છે તો પછી હું તેને કેવી રીતે રાખી શકું? પ્રધાને જવાબ આપ્યો કે, અંજનાની સાસુનો સ્વભાવ ખરાબ છે. જો તેનો સ્વભાવ ખરાબ ન હોત તો તેમણે પવનકુમાર આવતાં સુધી ધૈર્ય ધારણ કર્યું હોત! પણ તેમણે પવનકુમારની રાહ ન જોતાં અંજનાને બહાર કાઢી મૂકવાનું અનુચિત કામ કર્યું છે એટલે શું તે પ્રમાણે તમારે પણ કરવું ઉચિત છે? મને તો હજીપણ એ જ ઠીક લાગે છે કે, પવનકુમાર આવે ત્યાંસુધી અંજનાને જો તમે રાજમહેલમાં રાખી ન શકો તો બીજાને ઘેર રાખો. પણ જ્યાંસુધી સત્યાસત્યનો નિર્ણય ન થાય ત્યાંસુધી તેને બિલ્કુલ આશ્રયહીન કરી દેવી એ કોઈ પણ દૃષ્ટિએ ઠીક નથી. રાજાએ પ્રધાનને ઉત્તર આપતાં કહ્યું કે, તમે ક્ષત્રિયોની પદ્ધતિ જાણતા નથી એ કારણે જ તમે આમ કહી રહ્યા છો. જ્યારે હું પુત્રીને પણ આશ્રય નહિ આપું ત્યારે પ્રજા એમ જ કહેશે કે, રાજાને પુત્ર કે પુત્રી પ્રિય નથી, પરંતુ ધર્મ પ્રિય છે. ધર્મની રક્ષા માટે રાજા, પોતાના પ્રિયજનોનો પણ ત્યાગ કરી શકે છે. આ દૃષ્ટિએ પુત્રી અંજનાને આપણા રાજ્યમાં આશ્રય આપવામાં ન આવે એ જ મને યોગ્ય જણાય છે.

રાજા મહેન્દ્રનો નિર્ણય એક દૃષ્ટિએ તો ક્રૂરતાપૂર્ણ છે પરંતુ બીજી દૃષ્ટિએ ઉચિત પણ છે. રાજા મહેન્દ્રને પોતાની પુત્રી પ્રિય તો હતી જ પરંતુ તેમણે પ્રજામાં દુરાચાર સેવવાની ભાવના પેદા ન થાય એટલા માટે પુત્રીને પોતાને ત્યાં આશ્રય ન આપ્યો. ધર્મની રક્ષા કરવા માટે આમ કરવું આવશ્યક પણ માનવામાં આવે છે. દૃઢતા હોય તો જ ધર્મનું પાલન થઈ શકે છે. એટલા માટે ધર્મનું પાલન કરવામાં તમે પણ દૃઢતા રાખો.

રાજાનું કથન સાંભળી પ્રધાને વિચાર્યું કે, રાજાને હવે વધારે કહેવું વ્યર્થ છે. આ પ્રમાણે વિચાર કરી પ્રધાને રાજાને કાંઇ ન કહેતાં દ્વારપાલને કહ્યું કે, તમે અંજના પાસે

જઈ કહી દો કે, અત્રે તમારા માતા-પિતા કે ભાઇ-બ્હેન વગેરે કોઇ નથી. તમારા માટે તો આખું કુટુંબ અને રાજ્ય હવે વેરાન સમાન છે.

દ્વારપાલે અંજના પાસે જઈ બધી વાત કહી. દ્વારપાલે રાજા અને પ્રધાન વચ્ચે થએલી વાતચીત પણ કહી. દ્વારપાલનું નિરાશાજનક કથન સાંભળી વસંતમાલા રોતી રોતી અંજનાને કહેવા લાગી કે, સખી ! હવે આપણે ક્યાં જઇશું ? સાસરે આશ્રય ન મળે ત્યારે પીયરનો આશ્રય લેવામાં આવે છે, પણ જ્યારે પીયરમાં પણ આશ્રય ન મળે ત્યારે બીજે ક્યાં આશ્રય મળી શકે ?

અંજનાએ વસંતમાલાને શાન્ત કરતાં કહ્યું કે, મેં અહીં આશ્રય મેળવવા માટે ત્હારા કહેવાથી એક પ્રયોગ કર્યો હતો. જો કે આ પ્રયોગ સફળ થયો નહિ, પરંતુ મને પણ અહીં આશ્રય મળશે એવો વિશ્વાસ ન હતો. પિતાના મનમાં મારા પ્રત્યે પ્રેમભાવ છે છતાં તેમને પોતાની પરિસ્થિતિનો વિચાર કરવો જ પડે છે અને એટલા જ માટે તેમણે પરિસ્થિતિને વશ થઇ આ પ્રમાણે કહેવડાવ્યું છે. જો તું ચાહે તો પિતાને ત્યાં રહી શકે છે. તને તો આશ્રય અવશ્ય મળી શકશે. હવે તો હું જ્યાં મારો આત્મા જવાનું કહેશે ત્યાં જઇશ. વસંતમાલાએ પૂછ્યું કે, તમારો આત્મા ક્યાં જવા ધારે છે ? અંજનાએ જવાબ આપ્યો કે, બધાએ તો મારો તિરસ્કાર કર્યો છે પરંતુ જંગલ મારો તિરસ્કાર કરતું નથી, પણ મારા પ્રત્યે સ્નેહ પ્રગટ કરે છે એટલા માટે હું ત્યાં જંગલમાં જઇશ.

વનમાં રહેવાનું કેટલું મહત્ત્વ છે એ બતાવવા માટે એટલું જ કહેવું પર્યાપ્ત થશે કે, અનેક લોકો રાજપાટનો પણ ત્યાગ કરી વનમાં જવાનું પસંદ કરે છે. આ ઉપરથી એ વાત સ્પષ્ટ જણાય છે કે, વનમાં જેવી શાન્તિ મળે છે તેવી શાન્તિ બીજી જગ્યાએ મળતી નથી. જંગલમાં મંગલની ભાવના રાખવાથી કોઇ પ્રકારનું દુઃખ જણાતું નથી. આજે તો જંગલમાં પરતંત્રતાનો પગપેસારો થયો છે, અને જંગલમાં ગાય જેવા મનુષ્યોપયોગી પ્રાણીઓને પણ ઘાસ ચરવાની છૂટ આપવામાં આવતી નથી. પ્રાચીન સમયમાં જંગલ બધાને માટે ખુલ્લું હતું. ત્યાં કોઇ પ્રકારનો પ્રતિબંધ ન હતો. જે લોકો સ્વતંત્ર જીવન વ્યતીત કરવા ચાહતા હતા તેઓ જંગલમાં ફળ-ફુલ ખાઈને પોતાનો જીવન-નિર્વાહ કરી લેતા હતા. પરંતુ હવે તો ફોરેસ્ટ ટેકસ forest tax નાંખવામાં આવ્યો છે અને આ રીતે જંગલની મંગલતામાં વિઘ્નબાધા ઉપસ્થિત કરવામાં આવી છે.

વસંતમાલાએ અંજનાને આશ્ચર્યચકિત થઈને કહ્યું કે, શું તમે વનમાં રહેવાને યોગ્ય છો ? શું તમે વન્ય ફળ-ફુલ ખાઇને જીવનનો નિર્વાહ ચલાવી શકશો ? શું તમે જંગલમાં ભૂમિ ઉપર શયન કરી શકશો ? તથા જંગલનાં કષ્ટો સહન કરી શકશો ?

અંજનાએ ઊંડો વિચાર કરી જવાબ આપ્યો કે, હું એ બધાં કષ્ટો સહેવા તૈયાર રહીશ. જો હું હવે જંગલમાં ન જાઉં તો ક્યાં જાઉં ? વસંતમાલાએ કહ્યું કે, ચાલો આપણે પિતાની પાસે જઇ, તેમને બધી હકીકત કહી એકવાર આશ્રય આપવાની પ્રાર્થના કરીએ ! અંજનાએ ઉત્તર આપ્યો કે, સખી ! મારાથી એ બની શકશે નહિ. જ્યારે પિતાએ એકવાર

ઉત્તર આપીને કહી દીધું કે ' મારા રાજ્યની સીમામાં ન રહે ' તો પછી હું તેમને રાજ્યમાં રહેવા દેવાની પ્રાર્થના કેવી રીતે કરી શકું ? કહ્યું પણ છે કેઃ—

' આવ નહીં આદર નહીં નહીં નૈનનમેં નેહ;
તુલસી તહાં ન જાઇએ કંચન વરસે મેહ.
આવ જહૉં આદર જહૉં જહા નૈનનમેં નેહ;
તુલસી તહૉં તો જાઈએ પત્થર વરસે મેહ. '

જ્યારે પિતાએ મારો આદર કર્યો નથી એટલું જ નહિ પણ મને રાજ્ય બહાર નીકળી જવાની આજ્ઞા આપી છે, એવી અવસ્થામાં હું તેમને આશ્રય આપવા માટે ફરીવાર પ્રાર્થના કરવા જાઉં એ કેમ બની શકે ? હું જંગલમાં બધાં કષ્ટોને સહન કરી લઈશ પરંતુ પિતા પાસે પ્રાર્થના કરવા તો નહિ જાઉં. હે સખી ! જો તું હવે જવા ધારે તો ખુશીથી જઈ શકે છે અને હું પણ તને આગ્રહપૂર્વક કહું છું કે, તારે મારી સાથે કષ્ટ ભોગવવાની આવશ્યકતા નથી. હું તો હવે જંગલમાં જ જઈશ. સાસરે તથા પીયર બન્ને જગ્યાએ હું નિષ્કલંક હોવા છતાં મારા ઉપર કલંક ચડાવવામાં આવ્યું છે, અને મને આશ્રયહીન બનાવી દીધી છે. પરંતુ જંગલ તો મારા જેવી કલંકિતને પણ પ્રસન્નતાપૂર્વક આદર આપે છે, એટલા માટે હું તો વનનો જ આશ્રય લઇશ. જો મારા પેટમાં ગર્ભ ન હોત તો હું મારી ઇચ્છાનુસાર કાર્ય કરવા સમર્થ થાત. પરંતુ મારા પેટમાં ગર્ભ છે અને ગર્ભની રક્ષા કરવી એ આવશ્યક છે, એટલા માટે હું બીજો વિચાર ન કરતાં વનમાં જ જવાનો વિચાર રાખું છું.

માતાને માટે ગર્ભની રક્ષા કરવી આવશ્યક છે. માતાએ ગર્ભની રક્ષા કરવા માટે કેવી સાવધાની રાખવી જોઇએ એ જ્ઞાતાસૂત્રમાં બતાવવામાં આવ્યું છે. તેનો સાર માત્ર એટલો જ છે કે, જે રીતે ગર્ભની રક્ષા થાય અને ગર્ભને શાન્તિ મળે તે રીતે માતાએ વર્ત્તવું જોઈએ. આજે કેટલીક સ્ત્રીઓ ગર્ભવતી હોવા છતાં તપ કરવા માંડે છે. આ ઠીક નથી. કારણ કે જો તેમણે તપ જ કરવું છે તો પછી બ્રહ્મચર્યનું પાલન કરવું જોઈએ, કે જેથી ગર્ભ જ રહેવા ન પામે. અને જો બ્રહ્મચર્યનું પાલન કરી શકતી ન હોય તો પછી ગર્ભ રહ્યા બાદ એવું કામ કરવું ન જોઈએ કે જેથી ગર્ભની હત્યા થવાનો સંભવ રહે.

અંજનાના કથનના ઉત્તરમાં વસંતમાલાએ કહ્યું કે, હું તમને છોડીને ક્યાં જઇ શકું ? અંજનાને લાગ્યું કે વસંતમાલા પોતાને છોડીને પિતાને ત્યાં જશે નહિ. એટલે તેણે કહ્યું કે, તારી ઇચ્છા જ મારી સાથે આવવાની છે તો તું આવી શકે છે. હું તો વનમાં આત્માની જ્યોતિ જગાવીશ.

અંજના અને વસંતમાલા વનમાં જાય છે. હવે આગળ શું થાય છે તે વિષે હવે પછી વિચાર કરવામાં આવશે.



## વ્યાખ્યાનઃ સંવત્ ૧૯૯૬ ભાદરવા વદ ૫ મંગળવાર.

### પ્રાર્થના

**અરહનાથ અવિનાશી, શિવ સુખ લીધો;**
**વિમલ વિજ્ઞાન વિલાસી, સાહબ સીધો. ॥ ૧ ॥**

—વિનયચંદ્રજી કુંભટકૃત ચોવીશી.

શ્રી અરહનાથ ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

આ આખું જગત પ્રભુમય છે અને પરમાત્મા ત્રિભુવનનાથ છે. આત્મા અને પરમાત્મામાં સામ્ય છે અને આ જગત આત્માની શક્તિથી જ ચાલે છે; એટલા માટે આ ચરાચર જગત પ્રભુમય છે એમ કહી શકાય. જડ પદાર્થ પણ પ્રભુમય જ છે, કારણ કે જડપદાર્થમાં જે પરિવર્ત્તન જોવામાં આવે છે તે આત્માની શક્તિને કારણે જ જોવામાં આવે છે. આત્મા નાના–મોટા દરેક જીવમાં છે અને આત્માની શક્તિથી જ જડ પણ કામ કરે છે. વળી अप्पा सो परमप्पा અર્થાત્ આત્મા એ જ પરમાત્મા છે એ દૃષ્ટિએ જોતાં આ સચરાચર જગત પ્રભુમય જ જોવામાં આવે છે. જડ વસ્તુમાં પણ આત્માની શક્તિને કારણે કેવી રીતે પરિવર્તન થાય છે એના માટે તમારા શરીરને જ જુઓ. તમારા પગમાં બચપણમાં જે હાડકું નાનું હતું તે જ હાડકું મોટું થતાં કેવડું થઇ ગયું? હાડકું જડ છે પરંતુ આત્માની શક્તિથી તે વધી ગયું. આ જ પ્રમાણે આત્માની શક્તિનો સુયોગ પ્રાપ્ત થતાં જડ પદાર્થો પણ વધવા પામે છે. મેવાડમાં નિમ્બાહડા ગામની પાસે પત્થરની ખાણ છે. જે જગ્યાએથી પત્થર ખોદવામાં આવે છે ત્યાં મોટો ખાડો થઇ જાય છે, પરંતુ થોડા કાલ બાદ તે ખાડો પાછો પૂરાઇ જાય છે. આ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે જે પ્રમાણે શરીરમાંનું હાડકું આત્મશક્તિને કારણે વધે છે તે જ પ્રમાણે પત્થર પણ વધવા પામે છે.

એટલે એ સિદ્ધાન્ત ફલિત થાય છે કે, મહાવીર ભગવાને પૃથ્વીકાય આદિ ષટ્કાયમાં જીવત્વ બતાવેલ છે તે પ્રત્યક્ષસિદ્ધ છે. પૃથ્વીકાયની માફક અગ્નિ, વનસ્પતિ આદિમાં પણ જીવનશક્તિ છે. પ્રસિદ્ધ વિજ્ઞાનાચાર્ય સ્વ. જગદીશચન્દ્ર બોસે વનસ્પતિમાં કેવી ચેતનાશક્તિ હોય છે તે વૈજ્ઞાનિક સાધનોદ્વારા સિદ્ધ કરી જગતને આશ્ચર્યમુગ્ધ કર્યું હતું. પરંતુ ભગવાન મહાવીરે તો આજથી લગભગ ૨૫૦૦ વર્ષ પહેલાં જ આધ્યાત્મિક ધર્મશોધ કરી આત્મસિદ્ધિની સાથે સર્વજ્ઞત્વની પણ સિદ્ધિ કરી હતી. કર્મવાદ, સ્યાદ્વાદ, આત્મવાદ, અહિંસાવાદ આદિ મૌલિક સિદ્ધાન્તો ભગવાન મહાવીરની આધ્યાત્મિક ધર્મ-શોધમાંથી ફલિત થયાં છે. જડતત્ત્વ તથા ચેતનતત્ત્વનું ભગવાન મહાવીરે આધ્યાત્મિક વિજ્ઞાનદ્વારા જેટલું અન્વેષણ તથા પૃથક્કરણ કર્યું છે, તેટલું અન્વેષણ તથા પૃથક્કરણ બીજા કોઇ તત્વવેત્તાએ કદાચ જ કર્યું હશે. જૈન ધર્મમાં જે ગહનતા, વિશાળતા તથા મૌલિકતા જોવામાં આવે છે તે તીર્થંકર દેવની ધર્મશોધને કારણે જ છે.

કહેવાનો આશય એ છે કે, આત્મામાં અપાર અને અપૂર્વ શક્તિ રહેલી છે. આ આત્મશક્તિના સહકાર વિના જડ કે ચૈતન્ય તત્ત્વનું કામ ચાલી શકતું નથી. જડ પદાર્થ પોતે કાંઈ કરી શકતો નથી પરંતુ ચૈતન્ય આત્મ-શક્તિદ્વારા ઇચ્છિત કાર્ય કરી શકે છે. જડને કદાચ સ્થિર પણ કરવામાં આવે તો પણ ચૈતન્ય આત્મા પોતાનું કામ કરતો જ રહે છે. જેમકે, જ્યારે ઑપરેશન કરતી વખતે કલોરાફૉર્મ સુંઘાડવામાં આવે છે ત્યારે શરીર તો નિશ્ચેષ્ટ બની જાય છે પણ આત્મા તે વખતે પણ શરીરમાં કામ કરતો જ રહે છે. આ પ્રમાણે જડ પદાર્થ પણ ચૈતન્ય આત્માની શક્તિથી જ કામ કરે છે અને આ રીતે સમસ્ત સંસાર પ્રભુમય છે એમ સિદ્ધ થાય છે.

ચૈતન્ય-શક્તિ જ્યાંસુધી શરીરમાં રહે છે ત્યાંસુધી શરીર ઉષ્ણ રહે છે. શરીરમાં ચેતનાશક્તિ છે તેથી ગરમીના દિવસોમાં બહારથી ઠંડુ અને ઠંડીના દિવસોમાં ગરમ રહે છે. પૃથ્વી-પાણી આદિમાં પણ આ લક્ષણ જોવામાં આવે છે. આ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે, પૃથ્વી-પાણી આદિમાં પણ જીવત્વ છે. ઉદાહરણ તરીકે ગરમીના દિવસોમાં ભૂગૃહ (ભોંયરા)માં શયન કરવામાં આવે તો ઠંડક અનુભવાય છે અને ઠંડીના દિવસોમાં ત્યાં શયન કરવામાં આવે તો ગરમી અનુભવાય છે. આ જ પ્રમાણે શરદીનાં દિવસોમાં ઊંડા કુવાના પાણીમાંથી બાફ નીકળે છે. એ ઉપરથી સિદ્ધ થાય છે કે, પૃથ્વી-પાણી આદિમાં પણ જીવત્વ છે અને આવી વાતો ઉપરથી ષટ્કાયના જીવોની સત્તા સિદ્ધ થાય છે. જો તમે જગજ્જીવોને બરાબર જાણો તથા સમજો તો એ દશામાં પરમાત્માને પણ જાણી શકશો અને પરમાત્મા ત્રિભુવનનાથ છે એ પણ જાણી શકશો. જગતનાં જીવોનું સ્વરૂપ જાણી પરમાત્મા ત્રિભુવનનાથની પ્રાર્થના કરશો તો તમે સંસારના પ્રપંચોથી પણ બચી શકશો અને આત્મ કલ્યાણ પણ સાધી શકશો. હવે આ જ વાત શાસ્ત્રદ્વારા સમજાવું છું.

## સમ્યક્ત્વ પરાક્રમ-બોલ સત્તાવનમો

મનને સત્ય માર્ગમાં સ્થાપવાથી અર્થાત્ મનને સમાધિસ્થ કરવાથી જીવાત્માને શો લાભ થાય છે એ વિષે કાલે કહી દેવામાં આવ્યું છે. હવે ગૌતમ સ્વામી વચનને સત્ય માર્ગમાં સ્થાપવાથી જીવાત્માને શો લાભ થાય છે? એ વિષે ભગવાનને પ્રશ્ન પૂછે છે કેઃ-

### સત્તાવનમો બોલ.

**(૫૭) वयसमाहारणयाए णं भंते! जीवे किं जणयइ ?**

અર્થાત્—હે ભગવાન! વચનનું સમધારણ કરવાથી અર્થાત્ વચનને સત્યમાર્ગમાં સ્થાપવાથી જીવાત્માને શો લાભ થાય છે? આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને ફરમાવ્યું કેઃ—

**वयसमाहारणयाए वयसाहारणदंसणपज्जवे विसोहेइ, वयसाहारणदंसणपज्जवे विसोहित्ता सुलहबोहियत्तं निव्वत्तेइ, दुल्लहबोहियत्तं निज्जरेइ ॥ ५७ ॥**

અર્થાત્—વચનને સત્યમાર્ગમાં સ્થાપવાથી જીવાત્મા દર્શનપર્યાય સમ્યક્ત્વ-પર્યાયને નિર્મળ કરે છે અને સમ્યક્ત્વની વિશુદ્ધિ કરવાથી સુલભ બોધિત્વને પામે છે અને દુર્લભ બોધિત્વથી નિવૃત્ત થાય છે.

વચનને ખરાબ કામોમાંથી નિવૃત્ત કરી, સારાં કામોમાં પ્રવૃત્ત કરવું એ જ વચન નિરોધનો પ્રારંભ છે. આ પ્રમાણે વચનનો નિરોધ કરવાથી આત્મામાં ઘણી શકિત આવે છે. વચનનો દુરુપયોગ ન કરતાં પરમાત્માનાં ગુણગાન કરવામાં વચનનો સદુપયોગ કરવામાં આવે તો સ્વાધ્યાય થાય છે અને સ્વાધ્યાયથી આત્માની શકિત વધે છે.

આ ઉપરથી કોઇ એવો પ્રશ્ન કરે કે, સ્વાધ્યાય તો પાંચ પ્રકારનો બતાવવામાં આવ્યો છે તેમાં પરમાત્માના ગુણગાનને સ્વાધ્યાયમાં ગણવામાં આવેલ નથી તો પછી પરમાત્માના ગુણગાનને સ્વાધ્યાય કેવી રીતે કહી શકાય ? આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, સ્વાધ્યાય બે પ્રકારે થાય છે; એક ભાવથી અને બીજો અર્થથી. પરમાત્માનાં ગુણગાન કરનાર ભાવથી તો સ્વાધ્યાય જ કરે.છે. પરમાત્માનાં ગુણગાન કરવામાં વચનનો સદુપયોગ કરવો, અથવા શાસ્ત્રમાં નવકારમન્ત્રનો મહિમા બહુ બતાવવામાં આવેલ છે એટલા માટે નવકાર મન્ત્રનો જાપ કરવામાં વચનનો સદુપયોગ કરવો, એ ભાવ-સ્વાધ્યાય જ છે. નવકારમંત્રમાં.મનને લગાવીને વચન દ્વારા નવકારમંત્રનો જાપ કરવો એ સ્વાધ્યાયજ છે. આ પ્રમાણે સ્વાધ્યાય કરવાથી આત્માને ઘણો લાભ થાય છે.

જે વચનનો સદુપયોગ કરવાથી આત્માને લાભ જ પહોંચી શકે છે, તે વચનનો દુરુપયોગ કરી આત્માનું અહિત કરવું તે કયાં સુધી ઉચિત છે ? શાસ્ત્રમાં તો વચનનું મહત્ત્વ બતાવવામાં આવ્યું છે, પરંતુ ઉપનિષત્‌માં પણ વચનનું મહત્ત્વ બતાવતાં કહેવામાં આવ્યું છે કે, વાણીની શક્તિને નષ્ટ કરવામાં ન આવે તો આત્માને ઘણો જ લાભ પ્રાપ્ત થઇ શકે છે.

આ જ ઓગણત્રીશમા અધ્યયનના ચૌદમા બોલમાં× ગૌતમ સ્વામીએ ભગવાનને પ્રશ્ન પૂછ્યો છે કે, સ્તવસ્તુતિમંગળ કરવાથી જીવાત્માને શો લાભ થાય છે ? એ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને કહ્યું કે, સ્તવસ્તુતિમંગળથી જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપ બોધિલાભને જીવાત્મા પામે છે. આ પ્રમાણે વચનનું સમધારણ કરવાથી અર્થાત્ વચનનો ખરાબ કામોમાં દુરુપયોગ ન કરતાં સારાં કામોમાં સદુપયોગ કરવાથી સમ્યક્ત્વની વિશુદ્ધિ થાય છે. સમ્યક્ત્વ અને દર્શન એ બન્ને પર્યાયવાચી શબ્દ છે. જો કાયાથી સારાં કામો થઇ ન શકે તોપણ જો વચનને સારાં કામોમાં પ્રયુક્ત કરવામાં આવે તોપણ લાભ થઈ શકે છે.

વચનદ્વારા મનુષ્યના સ્વભાવની પરીક્ષા થાય છે. કોઇની વાણી ઉપરથી જ તેના હૃદયનાં ભાવ કેવાં છે તેનું અનુમાન કરી શકાય છે. જ્યારે સાધારણ માણસ પણ વાણી ઉપરથી મનનાં ભાવ જાણી લે છે તો પછી શું પરમાત્મા વાણી ઉપરથી હૃદયના ભાવ જાણતા નહિ હોય ? પરમાત્મા તો સર્વજ્ઞ હોવાથી બધી વાત હસ્તકમલવત્ જાણે છે. એટલા માટે મન તથા વચનને બીજાં ખરાબ કામોમાં પ્રવૃત્ત ન કરતાં પરમાત્માનાં ગુણગાન કરવામાં જ પ્રવૃત્ત કરો તો તમારી દૃષ્ટિ પણ શુદ્ધ થશે અને તમારું આચરણ પણ શુદ્ધ થશે. મન તથા વચનનો પરમાત્માનાં ગુણગાન કરવામાં જ ઉપયોગ કરવાનો નિશ્ચય કરવાથી આત્માનું હિત કેવી રીતે થાય છે એ વિષે તમને એક સાંભળેલું દૃષ્ટાન્ત આપી સમજાવું છું:—

સાંભળ્યું છે કે, શ્રીપતિ નામના એક કવિએ એવો નિશ્ચય કર્યો હતો કે, હું પરમાત્મા સિવાય બીજા કોઈનાં ગુણગાન નહિ કરું. તે કવિ અકબર બાદશાહના દરબારમાં રહેતો

× જુઓ જવાહિર વ્યાખ્યાન સંગ્રહ—પુસ્તક બીજું—પાનું ૩૮૧

હતો. કેટલાક લોકોને શ્રીપતિ કવિની આ પ્રતિજ્ઞાની ખબર પડી. કવિ પ્રતિજ્ઞામાં કેવા દૃઢ છે એ વાતની પરીક્ષા કરવા માટે તે લોકોએ કવિની પ્રતિજ્ઞાની વાત બાદશાહને કહી. બાદશાહે જવાબ આપ્યો કે, હું યથાવસરે કવિની પ્રતિજ્ઞાની પરીક્ષા કરી જોઇશ.

એક દિવસ કવિ રાજ દરબારમાં બેઠા હતા. ત્યારે બાદશાહે કવિને કહ્યું કે, કવિરાજ! આજે એક સમસ્યાની પૂર્તિ કરો. શ્રીપતિ કવિએ જવાબ આપ્યો કે, સમસ્યાની પૂર્તિ કરવી એ તો મારું કામ છે. આપ સમસ્યા આપો. બાદશાહે કહ્યું કે,

" કરો મિલ આશ અકબ્બરકી "

આ સમસ્યાની પૂર્તિ કરો. સમસ્યા સાંભળી શ્રીપતિ કવિ સમજી ગયા કે, આજે તો જાણે મારી પ્રતિજ્ઞાની પરીક્ષા થઈ રહી છે. પણ કાંઈ વાંધો નહિ. જો હું સાચો કવિ હોઉં તો સમસ્યાની પૂર્તિ પણ કરું અને પ્રતિજ્ઞાનું પાલન પણ કરું. આ પ્રમાણે વિચાર કરી કવિએ સમસ્યાની નીચે પ્રમાણે પૂર્તિ કરી કેઃ—

હરિ કો યશ છાંડિ ઔરન કો ભજે, જીભ્યા જો ફૂટો ઉસ લબ્બર કી,
અબ કી દુનિયા ગુનિયા કો રટે, સિર બાંધત પોટ અટબ્બર કીઃ
શ્રીપતિ એક ગોપાલ ભજે, નહીં માનત શંક કોઉ જબ્બર કી,
જીસકો હરિ કી પરતીતિ નહીં, 'કરો મિલ આશ અકબ્બર કી.'

અર્થાત્–શ્રીપતિ કહે છે કે, જે વ્યકિત પરમાત્માનું ભજન કરવામાં પોતાની જીભનો સદુપયોગ ન કરતાં લોભ–લાલચથી અથવા બીજા કોઇ કારણથી બીજાનાં ખોટાં ગુણગાન કરવામાં જીભનો દુરુપયોગ કરે છે, તે વ્યકિત ખરેખર બીજાની ખોટી પ્રશંસા કરી પોતાના મસ્તક ઉપર પાપનો ભારો બાંધે છે. શ્રીપતિ કવિ કહે છે કે, હું તો કેવળ ગોપાલનું જ ભજન કરી શકું છું અને તેમના જ ગુણગાન કરી શકું છું, પરંતુ જે લોકોને પરમાત્મા ઉપર વિશ્વાસ ન હોય તે લોકો ભલે અકબરની આશા કરે, પણ હું તો ગોપાલ સિવાય બીજા કોઇ પાસે આશા કરું નહિ.

શ્રીપતિનું કવિત સાંભળી બાદશાહ પ્રસન્ન થયો. લોકો સમજી ગયા કે શ્રીપતિ પોતાના નિશ્ચયમાં પાકો છે. બાદશાહે કબુલ કર્યું કે, પરમાત્મા સિવાય બીજું કોઇ મોટું નથી.

આ ઘટના બની છે કે નહિ એ વિષે આપણે સંબંધ નથી. આપણે તો આ ઘટના ઉપરથી એ જ સાર લેવાનો છે કે, જ્યારે જીભનો ઉપયોગ પરમાત્માનું ભજન કરવામાં કરી શકાય છે તો પછી બીજાં સાંસારિક કામોમાં તેનો શા માટે દુરુપયોગ કરવામાં આવે? પરમાત્માને છોડીને બીજાં કામોમાં જીભનો ઉપયોગ કરવો એ તો કવિના કથનાનુસાર એક પ્રકારની ધૃષ્ટતા છે. પરમાત્મા ત્રિભુવનનાથ છે એટલા માટે તેમનાં જ ગુણગાન કરવાં જોઇએ. પરમાત્મા ત્રણેય ભુવનના નાથ છે, અર્થાત્ ત્રિલોકમાં રહેતા બધા જીવોના નાથ છે. એટલા માટે જગતમાં રહેતાં કોઈ પણ પ્રાણી, ભૂત, જીવ તથા સત્ત્વ આદિની આસાતના ન કરવી એ જ પરમાત્માની પ્રાર્થના છે. જેનામાં જે ગુણ નથી તેનામાં તે ગુણનો આરોપ કરવો એ પણ આસાતના છે, અને જેનામાં જે ગુણ છે તેના તે ગુણનો લોપ કરવો એ પણ આસાતના છે. જેનામાં જે ગુણ છે તેના યથાર્થ ગુણનું વર્ણન કરવું અને પોતાનામાં એમ કરવાની શકિત ન હોય તો એમ કહેવું કે, "જિન ભગવાને જે કાંઈ કહ્યું

છે તે નિઃશંક છે, સત્ય છે." આ પ્રમાણે કહીને આત્માને પરમાત્માના ગુણગાન કરવામાં પ્રેરિત કરો તો તમારું કલ્યાણ તમારા હાથમાં જ છે. ભગવાને વચનનિરોધનાં અનેક લાભો બતાવ્યાં છે. જે વ્યક્તિને ભગવાનના વચન ઉપર વિશ્વાસ છે તે વ્યક્તિ પરમાત્માના ગુણગાન કરવામાં જ વચનનો સદુપયોગ કરશે. જે વ્યક્તિ આ પ્રમાણે વચનનો સદુપયોગ તથા નિરોધ કરે છે તે વ્યક્તિ પોતાના આત્માનું કલ્યાણ અવશ્ય સાધી શકે છે. હવે અંજના સતી વચનનો નિરોધ કરી આત્મકલ્યાણ કેવી રીતે સાધે છે તે ચરિત્ર કથા ઉપરથી સમજાવું છું:—

## સતી અંજના ચરિત્ર—૧૩

આખા મહેન્દ્રપુર નગરમાં એ ખબર વિદ્યુત્‌વેગે ફેલાઇ ગઈ કે, અંજના રાજકુમારી પીયર આવી હતી પણ રાજાએ તેને એવી આજ્ઞા આપી દીધી કે, તે મારા રાજ્યમાં પણ રહી શકે નહિ. રાજાએ પ્રજામાં સદાચાર વિરુદ્ધ કોઇ ભાવના પેદા ન થાય એ વિચારથી પોતાની પ્રિય પુત્રીને પણ પોતાના ઘરમાં ન રાખી. આ સમાચાર સાંભળી પ્રજાજનો કહેવા લાગ્યા કે, રાજાને રાજકુમારી અંજના કેવી પ્રિય હતી પરંતુ રાજાએ સત્યાસત્યનો નિર્ણય કર્યા વિના અંજનાના પતિ આવે ત્યાંસુધી પણ તેને પોતાના રાજ્યમાં રહેવા દીધી નહિ. આપણે બધા પ્રજાજનો રાજાને આ સંબધમાં વિચાર કરવા કહીએ. પરંતુ આપણે રાજા પાસે જઇએ ત્યાંસુધીમાં અંજના ન જાણે કયાં ચાલી જશે. એટલા માટે સર્વપ્રથમ તેની પાસે જઈ તેને રોકીએ અને પછી તેમને અહીં રહેવા માટે આગ્રહ કરીએ.

આ પ્રમાણે વિચાર કરી નગરના પ્રતિષ્ઠિત પ્રજાજનો અંજના પાસે ગયા. અંજનાની આકૃતિ ઉપરથી તેમને એમ લાગ્યું કે, અંજના તો નિર્દોષ છે. પ્રજાજનોએ અંજનાને કહ્યું કે, તમે કયાં જઈ રહ્યા છો ? અંજનાએ ઉત્તર આપ્યો કે, પિતાએ જ્યાં જવાનું મને કહ્યું છે, હું ત્યાં જ જઈ રહી છું. પ્રજાજનોએ કહ્યું કે, રાજાએ આપને જે આજ્ઞા આપી છે તે તમને દોષી સમજીને આપી છે, પણ તમે તો નિર્દોષ જણાઓ છો. એટલા માટે તમે બીજે કયાંય ન જતાં, અત્રે જ રહો. અંજનાએ કહ્યું કે, મારા માટે પિતાની આજ્ઞાનું પાલન કરવું આવશ્યક છે એટલા માટે હવે હું આ રાજ્યમાં રહી શકું નહિ. મારા માટે તો તે જ સારું છે કે, હું બને ત્યાંસુધી વહેલી તકે અહીંથી ચાલી જાઉં અને રાજ્યની સીમાની બહાર નીકળી જાઉં. આ સાંભળી પ્રજાજનોએ કહ્યું કે, આપનું આ કોમલ શરીર શું વનમાં રહેવાને યોગ્ય છે ? તમે વનમાં કષ્ટ કેવી રીતે સહન કરી શકશો ? અંજનાએ જવાબ આપ્યો કે, તમે લોકો જે શરીરને કોમલ માની રહ્યા છો તે શરીરે અનેક કષ્ટો સહ્યાં છે. સાસરે તો મારી સાથે કોઇ બોલતું પણ ન હતું. જ્યારે મેં આવાં અનેક કષ્ટો સહન કર્યા છે તો પછી વનમાં કષ્ટ શા માટે સહી શકીશ નહિ ? લોકોએ કહ્યું કે, સાસરે પણ તમારે આવાં કષ્ટો સહેવાં પડતાં હતાં એ વાત તો અમને આજે જ જાણવામાં આવી. જે થયું તે થયું, હવે તમે અહીં જ રહો. પવનકુમાર તમને શોધતાં અત્રે આવશે ત્યારે સત્ય વાત પ્રગટ થઈ જ જશે. અંજનાએ જવાબ આપતાં કહ્યું કે, હું તમારું કથન માનું કે પિતાની આજ્ઞા માનું ! તમારા લોકોનો મારા પ્રત્યે જે સ્નેહ—સદ્‌ભાવ છે તેની હું પ્રશંસા કરું છું પણ હું હવે અહીં રહી શકું એમ નથી. અહીં રહેવાથી પિતાની આજ્ઞાનું ઉલ્લંઘન પણ

થાય છે અને રાજા તથા પ્રજામાં વિગ્રહ પણ થાય છે. હું મારા સ્વાર્થને કારણે રાજા તથા પ્રજા વચ્ચે વિગ્રહ થવા દઉં નહિ. હું રહું એ તો ધર્મથી પતિત થવા સમાન છે, એટલા માટે હું તો વનમાં જ જવાનો વિચાર રાખું છું. જ્યારે પતિ આવશે અને સત્ય હકીકત પ્રગટ થશે ત્યારે શું કરવું તે જોવાઇ જશે.

અંજનાનું કથન સાંભળી પ્રજાજનો કહેવા લાગ્યા કે, જો અંજનાએ અપરાધ કર્યો હોત તો તેમના મુખમાંથી આવાં દૃઢતાભર્યાં શબ્દો નીકળી શકત નહિ. આ ઉપરથી અંજના નિર્દોષ હોય એમ જણાય છે. આ જગતમાં પરિષહ પણ નિર્દોષ આત્મા જ સહન કરે છે. અંજના સતી પરિષહ સહેવા જાય છે તો તેમને જવા દેવા જોઇએ. તેમના કાર્યમાં આપણે વિઘ્નકર્ત્તા થવું ન જોઇએ.

આ પ્રમાણે વિચાર કરી પ્રજાજનો ક્ષમા માંગી પાછા ફર્યા. અને અંજના તથા વસન્તમાલાએ વન તરફ પ્રસ્થાન કર્યું. પાછા ફરતા પ્રજાજનોમાંથી કોઇ પ્રજાજન એમ કહેતા હતા કે, રાજાએ સત્યાસત્યનો નિર્ણય કર્યા વિના જ રાજકુમારીને કષ્ટ આપ્યું છે, તો કોઇ પ્રજાજન એમ પણ કહેતા હતા કે, રાજાને પોતાની પુત્રી પ્રિય તો હશે, પરંતુ જ્યારે રાજાએ આવી કડક આજ્ઞા આપી છે તો પુત્રીનો કોઇ અપરાધ હશે ત્યારે જ આવી આજ્ઞા આપી હશે. આ પ્રમાણે બન્ને પ્રકારના લોકો હતા. પણ આ ઉપરથી આપણે કેવા બનવું જોઇએ ? શાસ્ત્રમાં શ્રાવક માટે બીજા વ્રતમાં सहसाभक्खाणे નામનો અતિચાર બતાવતાં કહેવામાં આવ્યું છે કે, શ્રાવકોએ જાણ્યા વિના કોઇની ઉપર દોષારોપણ કરવું ન જોઇએ. પૂર્વાપર વાત જાણ્યા વિના કોઇના ઉપર દોષારોપણ કરવાથી सहसाभक्खाणे નામનો અતિચાર લાગે છે. આપણે તો આપણા સત્ય વ્રતનો જ વિચાર કરવો જોઇએ. સાચા શ્રાવકો તો સાધુદર્શન, વ્યાખ્યાન શ્રવણ કરવાની સાથે સાથે પોતાના વ્રતોનું બરાબર પાલન કરે છે. સાચા શ્રમણોપાસકો તો સાધુઓને આદર્શ માની પોતાનો વ્યવહાર પણ આદર્શ પ્રમાણે બનાવવાની ચેષ્ટા કરે છે.

અંજના વસંતમાલાની સાથે જંગલમાં પહોંચી. જંગલમાં પહોંચ્યા બાદ વસંતમાલાએ કહ્યું કે, હવે આપણે ક્યાં જઇશું ? અંજનાએ કહ્યું કે, સખી ! હવે આપણે આ જ વનમાં નિવાસ કરીશું. આ વનમાં નિવાસ કરી આપણે અત્રે શું કરશું તેનો પણ વિચાર કરી રાખ્યો છે. વનમાં આપણે નીચેના કાર્યક્રમ પ્રમાણે કાર્ય કરવાનું છેઃ—

સખી હમ આત્મસ્વરૂપ હી ધ્યાવેંગી.

માત પિતા ભાઇકો દોષ નહીં દેવેંગી, હમ અપને હી સ્વરૂપમેં આપકો વિચારેંગી;
તત્ત્વકી ગુફામેં બૈઠ મોહકી ભ્રમણા મેટ, સત્યવ્રતસે તી પ્રેમ દયા દિલ લાવેંગી.
જીવ ન સતાવેંગી સ્તેય હટાવેંગી, બ્રહ્મચર્ય વ્રત ધાર મમતા કો મારેંગી;
પ્રભુસે તી પ્રીતિ જોડ જગતસે તાતા તોડ, આનંદ બઢાવેંગી પરમસુખ પાવેંગી;
દુનિયા દુરંગી જાન ઈસમેં ન ધ્યાન, મનકી ભ્રમણા ત્યાગ આત્મા કો તારેંગી.

અંજના કહે છે કે, હે સખી ! વનમાં રહેવું તે લોકોને ગમતું નથી કે જે લોકો પાસે વનમાં કરવા યોગ્ય કાર્યક્રમ હોતો નથી. મારી પાસે તો વનમાં કરવા યોગ્ય કાર્યક્રમ છે.

સંસાર તો મારો તિરસ્કાર કરે છે પણ વન મારો આદર-સત્કાર કરે છે. સંસારના અજ્ઞાન ઉપર વિચાર કરતાં મને હસવું આવે છે. લોકો તો મને કલંકિત માને છે પણ આ વન મને કલંકિત માનતું નથી એટલા માટે હું વનના જ આશ્રયે રહી આત્માનું ચિંતન-મનન કરીશ. વનમાં રહેવાનો મને મહામુશ્કેલીએ આ સુઅવસર પ્રાપ્ત થએલ છે, એટલા માટે મારા માટે તો આ દુઃખનો સમય પણ આનંદદાયક છે. પ્રત્યેક સમયે જો દુઃખ માનવામાં આવે તો બધો સમય દુઃખમય બની જાય છે અને સુખ માનવામાં આવે તો બધો સમય સુખમય બની જાય છે. સુખ કે દુઃખનો કર્ત્તા આ આત્મા જ છે. જો આત્મા દુઃખને સુખ માને તો દુઃખ પણ સુખમાં પરિણત થઈ જાય છે. જે લોકો સુખ કે દુઃખનો કર્ત્તા બીજો કોઈ છે એમ માને છે તે લોકોની આ માન્યતાનું કારણ તેમની કુબુદ્ધિ જ છે. મારામાં એવી કુબુદ્ધિ નથી એટલા માટે હું દુઃખના સમયને પણ આનંદનો સમય માનું છું, અને સાથે સાથે હું એ પણ ચાહું છું કે, પદાર્થોનું પૃથક્કરણ કરતાં કરતાં આત્મતત્ત્વને જાણી લઉં. આ મારા આત્માનો જ દોષ છે કે, હું પતિ, સાસુ, સસરા તથા માતા-પિતાને અપ્રિય લાગી. હવે હું આ વનમાં રહી આત્માના એ દોષને દૂર કરવાનો પ્રયત્ન કરીશ. હું તત્ત્વની ગુફામાં બેસીને મોહનો ભ્રમ દૂર કરીશ અને આત્મ-સ્વરૂપનું ધ્યાન ધરીશ. માતા-પિતા વગેરે કુટુંબીજનોએ મને આત્મ-સ્વરૂપ વિષે ચિંતન કરવાનો સુઅવસર આપ્યો છે તે માટે હું તેમનો મહાન્ ઉપકાર માનું છું. હું તત્ત્વવિચાર કરીને બધાં જીવો ઉપર દયાભાવના કેળવીશ, અને કોઈપણ જીવને સતાવીશ નહિ. સત્ય વ્રતનું પણ પાલન કરીશ. કારણ કે અહિંસા અને સત્યદ્વારા જ આત્માનું કલ્યાણ થઈ શકે છે એટલા માટે હું એ બે વ્રતોનું પરિપૂર્ણ પાલન કરવાની સાથે અસ્તેયવ્રત, બ્રહ્મચર્યવ્રત તથા સંતોષવ્રતનું પણ પાલન કરીશ. આ પ્રમાણે અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય તથા સંતોષ આ પાંચ વ્રતોદ્વારા હું આત્માનું કલ્યાણ સાધવાનો પ્રયત્ન કરીશ.

અંજનાનું કથન સાંભળી વસંતમાલાએ કહ્યું કે, આ વ્રતોનું પાલન તો મહેન્દ્રપુરમાં રહીને પણ કરી શકતા હતા. આ વ્રત-પાલન કરવા માટે આ ઘોર જંગલમાં શા માટે આવ્યા ? અંજનાએ જવાબ આપ્યો કે, સખી ! મહેન્દ્રપુરમાં રહેવાથી પિતાની આજ્ઞાનું પાલન ન થાત તથા રાજા અને પ્રજા વચ્ચે વિગ્રહ પણ થાત. પરંતુ વનમાં આવવાથી પિતાની આજ્ઞાનું પાલન થશે, રાજા તથા પ્રજા વચ્ચે વિગ્રહ નહિ થાય, આત્મ-ચિંતન થશે અને ગર્ભની રક્ષા પણ થશે.

આ પ્રમાણે અંજનાએ વસંતમાલાને સમજાવી વનમાં આગળ પ્રસ્થાન કર્યું. શરીર-ધર્મને કારણે ભૂખ લાગે એ સ્વાભાવિક છે. વસંતમાલાએ અંજનાને કહ્યું કે, આપણે રાજ્યની સીમા બહાર નીકળી ગયા છીએ અને વનમાં બહુ ચાલવાથી ભૂખ પણ લાગી છે માટે ક્ષુધાને શાન્ત કરવી જોઇએ. અંજનાએ કહ્યું કે, આપણને ભૂખ લાગી છે તો વન-દેવીએ આપણા માટે ભૂખને શાન્ત કરવાની સામગ્રી પણ તૈયાર રાખી છે. આ પ્રમાણે કહી બન્નેએ વનમાંથી ફળ-ફૂલ ખાઈ ક્ષુધાને શાન્ત કરી અને પાણી પીને આગળ પ્રસ્થાન કર્યું.

અંજના તથા વસંતમાલા ધીરે ધીરે વનમાં આગળ જઈ રહી છે ત્યાં તેમણે એક વૃક્ષ નીચે ધ્યાનમાં આરુઢ થએલા એક મહાત્માને જોયા. મહાત્માના દર્શન થવાથી અંજના

ઘણી પ્રસન્ન થઈ અને કહેવા લાગી કે, મારાં એ સદ્‌ભાગ્ય છે કે, મને વનમાં પણ મહાત્માનાં દર્શન થયાં. મહાત્માઓ પણ વનનો જ આશ્રય લે છે, કારણ કે નગરમાં તો અનેક પ્રકારની ઝંઝટો હોય છે પણ વનમાં કોઈ પ્રકારની ઝંઝટ હોતી નથી. અંજનાએ વસંતમાલાને કહ્યું કે, સખી ! જો આપણે વનમાં આવ્યા ન હોત તો આ તેજસ્વી મહાત્માના આપણને દર્શન થાત નહિ. હવે તે મહાત્માની સાથે શી વાત થાય છે તે વિષે હવે પછી આગળ વિચાર કરવામાં આવશે.

## વ્યાખ્યાનઃ સંવત્ ૧૯૯૬ ભાદરવા વદ ૮ શુક્રવાર

### પ્રાર્થના

**શ્રી મુનિસુવ્રત સાહબા, દીનદયાલ દેવાં તણા દેવ કે;**
**તરણતારણ પ્રભુ તુમ ભણી, ઉજ્જવલ ચિત્ત સમરું નિત્યમેવ કે. શ્રી ॥ ૧ ॥**

—વિનયચંદ્ર કુંભટ ચોવીશી.

શ્રી મુનિસુવ્રત ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

આ પ્રાર્થનામાં એવો ભાવ બતાવવામાં આવ્યો છે કે, જ્યારે આત્મા પરમાત્માનું સ્વરૂપ જાણી લે છે ત્યારે તે વિકારોને તથા સાંસારિક સુખોપભોગને તુચ્છ ગણે છે અને આત્મતત્ત્વને મહાન્ માને છે. સંસારમાં પ્રાયઃ એવું જોવામાં આવે છે કે, જે વસ્તુ તુચ્છ હોય છે તે વસ્તુનો સંગ્રહ કરવામાં આવતો નથી પરંતુ તેનો ત્યાગ કરવામાં આવે છે. આજ પ્રમાણે આત્મા, પરમાત્મ-સ્વરૂપ જાણ્યા બાદ તુચ્છ વિકારોનો ત્યાગ કરવામાં ઢીલ કરતો નથી.

જે પ્રમાણે રોગી માણુસ પોતાના દુઃખદાયક રોગથી કંટાળી જઈ કુશળ ડૉકટર પાસે રોગનું નિદાન કરાવવા માટે જાય છે અને ડૉકટરને રોગ કેવી રીતે પેદા થયો અને રોગથી હવે તે મુક્ત થવા ચાહે છે વગેરે હકીકત સ્પષ્ટરૂપે કહેવામાં સંકોચ કરતો નથી, બરાબર તે જ પ્રમાણે આત્મા પણ જન્મ-જરા-મરણ તથા આધિ, વ્યાધિ અને ઉપાધિથી કંટાળી જઈ અધમોદ્ધારક પરમાત્મા પાસે આધ્યાત્મિક રોગનું નિદાન કરાવવા માટે જાય છે અને તેમને જ પોતાના સાચા હિતૈષી વૈદ્યરાજ માની પોતાનાં વિકારોને સ્પષ્ટરૂપે કહેવામાં જરાપણ સંકોચ કરતો નથી. પરમાત્મા સમક્ષ પોતાની સ્થિતિ સ્પષ્ટ કરતાં આત્મા કહે છે કે, "હે પ્રભો ! મારામાં એટલા બધાં વિકારો છે કે હું પોતે તેને જાણી શકતો નથી, પરંતુ તમે તો સર્વજ્ઞ છો એટલા માટે તમે બધુંય જાણો છો. હું તો રોગી છું અને તમે વૈદ્યરાજ છો. મારામાં જે રોગ છે તે રોગને નાબૂદ કરવા માટે હું તમારા શરણે આવ્યો છું. જો હું મારા વિકારો વિષે વિચાર કરું તો હું તમારા શરણે પણ આવી શકું એવી સ્થિતિમાં નથી પરંતુ તમે તો અધમોદ્ધારક તથા જન્મ-જરા-મરણ આદિ દુઃખને દૂર કરનારા છો એટલા જ માટે હું તમારા શરણે આવ્યો છું. હવે તમે શરણાગતની રક્ષા કરો એજ મારી નમ્ર પ્રાર્થના છે. મારી જીવનદોરી તમારા હાથમાં સોંપું છું." આ પ્રમાણે આત્મા પરમા-

ત્માની પ્રાર્થના કરે છે પરંતુ જ્યાંસુધી આ પ્રાર્થના બહિર્મુખી હોય છે ત્યાંસુધી તે પ્રાર્થના સફળ થઈ શકતી નથી. પ્રાર્થના જો અન્તર્મુખી હોય તો સાર્થક થઈ શકે છે. એટલા માટે પ્રાર્થનાને અન્તર્મુખી બનાવવા માટે શું કરવું જોઈએ એ વાત હવે શાસ્ત્રદ્વારા સમજાવું છું:-

પ્રાર્થનાને અન્તર્મુખી બનાવવા માટે સર્વપ્રથમ જીવનની વિશુદ્ધિ કરવાની આવશ્યકતા રહે છે. જ્ઞાન, દર્શન તથા ચારિત્રની ગંગોત્રીમાં સ્નાન કરવામાં આવે તો જ જીવનની શુદ્ધિ થઈ શકે છે. લોકો પોતાનાં પાપનો નાશ કરવા માટે તથા જીવનને શુદ્ધ તથા પવિત્ર બનાવવા માટે અનેક પ્રકારનો આરંભ-સમારંભ કરી ત્રિવેણીમાં સ્નાન કરવા જાય છે અને સ્નાન કરી પોતાને નિષ્પાપ થએલા માને છે. પરંતુ જ્ઞાનીજનો કહે છે કે, આ પ્રમાણે ત્રિવેણીમાં બાહ્ય સ્નાન કરવાથી નિષ્પાપ તથા પવિત્ર થઈ શકાતું નથી. જીવનને સારી રીતે નિષ્પાપ તથા પવિત્ર બનાવવા માટે જ્ઞાન, દર્શન તથા ચારિત્રરૂપી ત્રિવેણીમાં આંતર્-સ્નાન કરવામાં આવે તો જ જીવનનો કર્મમેલ દૂર થાય છે અને જીવન નિષ્પાપ તથા પવિત્ર બને છે. પ્રાતઃકાલ તથા સાયંકાલ બાહ્ય સ્નાન કરવામાત્રથી કાંઈ જીવન શુદ્ધ તથા પવિત્ર થઈ શકતું નથી, અને તેથી જ જીવનશુદ્ધિ કરવા માટે જ્ઞાન, દર્શન તથા ચારિત્રની ત્રિવેણીમાં સ્નાન કરી પવિત્ર થવાનો ઉપદેશ આપે છે.

શાસ્ત્રમાં જીવનને શુદ્ધ, બુદ્ધ તથા મુક્ત બનાવવાનો જ મુખ્યરૂપે ઉપદેશ આપવામાં આવ્યો છે. જ્ઞાન, દર્શન તથા ચારિત્ર આ રત્નત્રય પણ જીવનને શુદ્ધ, બુદ્ધ તથા મુક્ત બનાવવા માટે સાધનભૂત છે. આ રત્નત્રયને મોક્ષનું સાધન કહેવામાં આવેલ છે. જીવનને પવિત્ર તથા વિશુદ્ધ બનાવવું એટલે જીવન જેને આધારે ટકી રહેલું છે તે મન, વચન તથા કાયાને શુદ્ધ તથા પવિત્ર બનાવવાં. એટલા માટે જીવનને પવિત્ર બનાવવા માટે સર્વપ્રથમ મનોનિગ્રહ, વચનનિગ્રહ તથા કાયાનો નિગ્રહ કરવાની જરૂર રહે છે. મનોનિગ્રહ કરવાથી એકાગ્રતા પેદા થાય છે અને પરિણામે જ્ઞાનશક્તિ પ્રગટ થાય છે. વચનનિગ્રહ કરવાથી બોધિ અર્થાત્ દર્શન-સમ્યક્ત્વની પ્રાપ્તિ થાય છે અને કાયાનો નિગ્રહ કરવાથી ચારિત્રની પ્રાપ્તિ થાય છે.

## સમ્યક્ત્વ પરાક્રમ-બોલ ૫૮ મો.

શાસ્ત્રમાં મનઃસમાધિ તથા વચનસમાધિ કરવાથી જીવાત્માને જ્ઞાનવિશુદ્ધિ તથા દર્શનવિશુદ્ધિનો લાભ પ્રાપ્ત થાય છે એ વિષે આગળ વિસ્તૃત વિવેચન કરવામાં આવેલ છે. હવે કાયસમાધિ અર્થાત્ કાયાનો નિરોધ કરવાથી જીવાત્માને શો લાભ થાય છે એ વિષે ગૌતમસ્વામી ભગવાનને પૂછે છે કેઃ—

### બોલ અઠાવનમો.

**(૫૮) कायसमाहारणयाए णं भंते ! जीवे किं जणयइ ?**

અર્થાત્-હે ભગવાન! કાયાને સંયમમાં સ્થાપવાથી જીવાત્માને શો લાભ થાય છે?

આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને ફરમાવ્યું કેઃ—

**कायसमाहारणयाए चरित्तपज्जवे विसोहेइ चरित्तपज्जवे विसोहित्ता अह-**

**क्खायचरित्तं विसोहेइ, अहक्खायचरित्तं विसोहेत्ता चत्तारि केवलि कम्मांसे खवेइ, तओ पच्छा सिज्झइ, बुज्झइ, मुच्चइ, परिनिव्वायइ सव्वदुक्खाणमन्तं करेइ ॥ ५८ ॥**

અર્થાત્–હે ગૌતમ! કાયાને સત્યભાવે સંયમમાં સ્થાપવાથી અર્થાત્ તેનો નિરોધ કરવાથી જીવાત્મા ચારિત્રનાં પર્યાયોને નિર્મળ કરે છે અને ચારિત્રનાં પર્યાયોને નિર્મળ કરીને અનુક્રમે યથાખ્યાત ચારિત્રની સાધના કરે છે. યથાખ્યાત ચારિત્રની વિશુદ્ધિ કરીને ચાર કેવળી–કર્માંશોને ખપાવે છે અને ત્યારબાદ તે જીવાત્મા સિદ્ધ, બુદ્ધ, મુક્ત તથા શાન્ત થઇને સર્વ દુઃખોનો અન્ત કરે છે.

કાયાનો નિરોધ કરવાથી સર્વપ્રથમ તો ચારિત્રપર્યાયની વિશુદ્ધિ થાય છે, અર્થાત્ ક્ષાયોપશમિક ચારિત્ર કે જે ઉદયભાવને કારણે મલિન થઈ ગએલું હોય છે તેની વિશુદ્ધિ થાય છે. ઉદયભાવની વૃદ્ધિને કારણે ક્ષાયોપશમિક ભાવ દબાઈ જાય છે અને જેમ જેમ ઉદયભાવ ઘટતો જાય છે તેમ તેમ ક્ષાયોપશમિક ભાવ વધતો જાય છે. આ પ્રમાણે જે ઉદયભાવને કારણે ક્ષાયોપશમિક ભાવને દબાવે છે તે ઉદયભાવ કાયાનો નિરોધ કરવાથી ઓછો થાય છે અને પરિણામે ક્ષાયોપશમિક ભાવની શુદ્ધિ થાય છે, અને જીવાત્મા યથાખ્યાત ચારિત્રને પામે છે.

યથાખ્યાત ચારિત્ર કાંઈ બહારથી આવતું નથી પરંતુ તે તો આત્મ-સ્વભાવમાં જ રહેલું છે. જે પ્રમાણે સૂર્ય ઉપર વાદળાં આવી જવાને કારણે સૂર્ય ઢંકાએલો કે મલિન જોવામાં આવે છે તે જ પ્રમાણે કર્મના પ્રભાવથી તે યથાખ્યાત ચારિત્ર પણ ઢંકાએલું કે મલિન રહે છે. પરંતુ જ્યારે કાયાનો નિરોધ કરવામાં આવે છે ત્યારે મોહકર્મને કારણે યથાખ્યાત ચારિત્ર ઉપર રહેલું આવરણ દૂર થઈ જાય છે અને યથાખ્યાત ચારિત્ર પ્રકટ થાય છે. મહાવીર ભગવાન કહે છે કે, યથાખ્યાત ચારિત્ર પ્રકટ થવાથી નામ, ગોત્ર, વેદનીય અને આયુષ્ય એ ચાર કર્મો જે કેવલીમાં શેષ રહે છે તે ચારેય કર્મો નષ્ટ થઈ જાય છે. આ ચાર કર્મો અઘાતી કર્મો કહેવાય છે કારણ કે આ ચારેય કર્મો આત્માનાં ગુણોનો ઘાત કરતા નથી પરંતુ મોક્ષે જવામાં માત્ર બાધા ઉપસ્થિત કરે છે. આ ચારેય કર્મોનો નાશ થવાથી આત્મા સિદ્ધ, બુદ્ધ, મુક્ત થાય છે અને પરિનિર્વાણને પામે છે.

કાયાનો નિરોધ કરવાથી જીવાત્માને શો લાભ થાય છે? એ વિષે ઉપર સામાન્ય વિચાર કરવામાં આવ્યો છે. કાયાનો નિરોધ કરવા વિષે વિશેષ વિચાર કરીએ તે પહેલાં મન અને વચનનો નિરોધ કરવા છતાં કાયાનો નિરોધ કરવાની શી જરૂર છે? તથા કાયા તો સ્થૂલ છે અને ચારિત્રપર્યાય સૂક્ષ્મ છે એ અવસ્થામાં સ્થૂલ કાયાદ્વારા સૂક્ષ્મ ચારિત્રનો નિરોધ કરવાથી કેવી રીતે વિશુદ્ધિ થઇ શકે? એ વિષે અત્રે સર્વપ્રથમ વિચાર કરવો આવશ્યક છે? આ પ્રશ્નનો ઉત્તર આપવામાં ભગવાન મહાવીર અને ગૌતમ સ્વામી વચ્ચે શ્રી ભગવતી સૂત્રમાં જે પ્રશ્નોત્તર થયો છે તે અત્રે આપવો વિશેષરૂપે સહાયભૂત થશે. ગૌતમ સ્વામીએ ભગવાનને પૂછ્યું કે आया भंते काया वा अन्ने भन्ते काया? અર્થાત્ હે ભગવાન! આત્મા અને કાયા એક છે કે ભિન્નભિન્ન છે? આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને ફરમાવ્યું કેઃ—गोयमा! आया वि

**काया अन्ने वि काया ।**—અર્થાત્ શરીર અને આત્મા એક પણ છે અને તે બન્ને ભિન્નભિન્ન પણ છે. જે પ્રમાણે દૂધ અને ઘી એક પણ છે અને જુદાં જુદાં પણ છે તે જ પ્રમાણે આત્મા અને કાયા એક પણ છે અને ભિન્ન ભિન્ન પણ છે. જો દૂધ અને ઘી એક જ હોય તો તો દૂધમાંથી ઘી નીકળી જ કેમ શકે ? અને જો બન્ને ભિન્ન જ ન હોય તો દૂધમાંથી ઘી કેવી રીતે નીકળી શકે ? આ જ પ્રમાણે આત્મા અને શરીર એક પણ છે અને ભિન્ન ભિન્ન પણ છે. કાયાના નામે આ પ્રશ્ન આત્મા વિષે જ કરવામાં આવ્યો છે એટલા માટે કાયાના સંબંધમાં કરવામાં આવેલો આ જુદો પ્રશ્ન અસ્થાને તેમજ અનુચિત નથી.

કેટલાક લોકો કાયાને આત્માથી સર્વથા ભિન્ન માને છે અને કેટલાક લોકો બન્નેને સર્વથા એક જ માને છે. પરંતુ વાસ્તવમાં બન્ને વાતોને એકાન્તરૂપે માનવી ઠીક નથી. કારણ કે આત્મા અને શરીર અમુક દૃષ્ટિએ એક પણ છે અને ભિન્ન પણ છે. જો કે આત્મા અને શરીર પરસ્પર એક પણ છે પરંતુ બન્નેમાં ભિન્ન થવાની શક્તિ હોવાને કારણે ભિન્ન પણ છે.

અત્રે કોઈ એવો પ્રશ્ન કરી શકે કે જ્યારે આત્મા અને શરીર બન્ને અમુક દૃષ્ટિએ એક છે તો પછી એ બન્નેનો (આત્મા અને શરીરનો) સંયોગ કયારથી થયો છે ? આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, આ બન્નેનો સંયોગ અનાદિથી છે. આ કથન ઉપરથી કોઇ પાછી એવી શંકા કરે કે, જ્યારે આત્મા અને શરીરનો સંયોગ-સંબંધ અનાદિથી છે તો પછી અનાદિનો સંયોગ-સંબંધ કેવી રીતે છૂટી શકે ? આ શંકાનું સમાધાન એ છે કે, એ બન્નેનો સંયોગ-સંબંધ અનાદિનો હોવા છતાં પણ એ સંયોગ તૂટી શકે છે. જેમકે ધાતુ અને પાષાણનો સંયોગ-સંબંધ તથા ઘી અને દૂધનો સંયોગ-સંબંધ કયારનો છે ? પહેલાં કોણ હતું અને પછી કોણ થયું ? આ પ્રશ્નનો ઉત્તર એજ આપી શકાય કે, એ બન્નેનો સંયોગ-સંબંધ એક જ સાથે થયો છે છતાં આ સંયોગ-સંબંધને ભિન્ન કરી શકાય છે. આજ પ્રમાણે જે કર્મને કારણે આત્મા અને શરીરનો સંયોગ થયો છે તે કર્મનો અને આત્માનો સંબંધ પણ અનાદિથી છે. એવું કદાપિ બની શકે નહિ કે, આત્મા કોઈવાર કર્મરહિત થયો હતો અને પાછો કર્મમાં પ્રવૃત્ત થઇ ગયો. જો આ પ્રમાણે આત્મા કર્મરહિત થયા બાદ કર્મમાં પાછો પ્રવૃત્ત થાય છે એમ માનવામાં આવે તો, સિદ્ધ ભગવાન કે જેઓ કર્મોથી મુક્ત થઇ સિદ્ધ થયા છે તેઓને પણ કર્મમાં પાછા પ્રવૃત્ત થવું પડે એ દોષ આવે છે. વાસ્તવમાં આત્મા અને કર્મનો સંયોગ-સંબંધ અનાદિનો હોવા છતાં, જે પ્રમાણે દૂધ અને ઘી તથા ધાતુ અને પાષાણ એક હોવા છતાં પણ પૃથક્ થઇ શકે છે, તે જ પ્રમાણે આત્મા અને કર્મનો અનાદિ સંબંધ હોવા છતાં પણ આ સંબંધ તૂટી શકે છે. આત્મા અને કર્મનો બંધ છે, અને બંધ છે એજ કારણે તેનો મોક્ષ થાય છે; અર્થાત્ આત્મા અને કર્મનો સંબંધ તૂટી જાય છે. સાંખ્યમતનું કથન છે કે, આત્મા બંધરહિત અર્થાત્ સિદ્ધ-બુદ્ધ-મુક્ત છે. તેમના મત પ્રમાણે આત્માને કર્મનો બંધ થતો જ નથી. પરંતુ જો આ પ્રમાણે આત્માનો કોઈ સાથે બંધ થાય છે એમ માનવામાં ન આવે તો એ દશામાં આત્માનો મોક્ષ પણ થઇ શકે નહિ. કારણ કે જ્યારે બંધ જ ન હોય તો તેનો

મોક્ષ કેવી રીતે થઇ શકે ? બંધ છે તો જ મોક્ષ પણ છે. જો બંધ ન હોય અર્થાત્ આત્મા બંધરહિત માનવામાં આવે તો એ દશામાં મોક્ષતત્વ પણ રહી શકે નહિ.

કહેવાનો આશય એ છે કે, આત્મા અને કર્મનો સંયોગ અનાદિનો હોવા છતાં પણ તે સંયોગ-સંબંધ તૂટી શકે છે. આત્મા કર્મના સંયોગથી પૃથક્ થઈ શકે છે. આત્મા અને કર્મનો જે અનાદિનો સંયોગ છે તે પ્રવાહરૂપે છે. જે પ્રમાણે નદીનું પાણી જોઈને એમ કહેવામાં આવે છે કે, આ પાણી તે જ છે કે જે કાલે હતું. પરંતુ વાસ્તવમાં જે પાણી કાલે હતું તે તો વહી ગયું છે, છતાં પ્રવાહરૂપે પાણી વહેતું હોવાને કારણે એમ જ જણાય છે કે આજે જે પાણી છે તે જ પાણી કાલે હતું. આ જ પ્રમાણે કર્મ પણ પ્રવાહરૂપે આવ્યા કરે છે અને એટલા જ માટે તેનો આત્માની સાથે અનાદિ-સંબંધ છે. પરંતુ વાસ્તવમાં કર્મો સદા-સર્વદા એક સરખાં રહેતાં નથી, પણ જે પ્રમાણે નદીનું પાણી બદલ્યા કરે છે તે જ પ્રમાણે કર્મો પણ બદલતાં જાય છે. કર્મો પ્રવાહરૂપે આત્મામાં આવ્યા જ કરે છે એટલા જ માટે આત્મા સાથે કર્મનો સંબંધ અનાદિનો છે એમ માનવામાં આવે છે. પરંતુ વાસ્તવમાં આત્મા અને કર્મનો જે બંધ છે તે અનાદિનો નથી, પણ કર્મપ્રવાહ ચાલુ હોવાને કારણે કર્મ અને આત્માનો સંયોગ અનાદિનો છે એમ કહેવામાં આવે છે.

આ વાત જાણીને આત્માને શરીરથી પૃથક્ કરવો જોઈએ. કાયાને વિષમતામાંથી બહાર કાઢી સમાનતામાં પ્રવર્તિત કરવી એ જ કાયાનું સમાધારણ છે.

મન, વચન તથા કાયાના સંબંધમાં ભિન્નભિન્ન રીતિએ તથા આ જ ક્રમ પ્રમાણે પ્રશ્ન કરવાનું કારણ એ પણ હોઈ શકે કે, કેવલી ભગવાન પહેલાં મનોયોગને રુંધે છે, પછી વચનયોગને રુંધે છે, અને ત્યારબાદ કાયયોગને રુંધીને સિદ્ધ-બુદ્ધ તથા મુક્ત થઇ પરિનિર્વાણને પામે છે. એટલા માટે આપણે પણ કાયાનો નિરોધ કરવાનો પ્રયત્ન કરવો જોઈએ. કાયાનો નિરોધ કરવાથી આપણે પણ સિદ્ધ થઇ શકીએ છીએ. કહ્યું પણ છે કેઃ—

" સિદ્ધા જૈસા જીવ હૈ, જીવ સોઇ સિદ્ધ હોય;
કર્મ મૈલકા અન્તરા, બૂઝે વિરલા કોય.
જીવ કર્મ ભિન્ન ભિન્ન કરો, મનુષ્ય જન્મકો પાય;
જીવાતમ વૈરાગ્યસે, ધીરજ ધર્મ લગાય."

જીવ અને શિવમાં અર્થાત્ સિદ્ધમાં કેવળ કર્મનું જ અંતર છે. જીવ કર્મ સહિત છે અને સિદ્ધ કર્મરહિત છે. સિદ્ધ પહેલેથી કાંઇ કર્મરહિત હોતા નથી પરંતુ જીવમાંથી જ શિવ થયા છે. જે જીવ કર્મરહિત થઇ જાય છે તે જ જીવ સિદ્ધ થાય છે. એટલા માટે જીવાત્માએ કર્મથી મુકત થઇ સિદ્ધ બનવાનો પ્રયત્ન કરવો જોઇએ. આ દુર્લભ મનુષ્યજન્મ સિદ્ધત્વ પ્રાપ્ત કરવા માટે જ મળેલ છે. મનુષ્યજન્મ એ તો મોક્ષનું દ્વાર છે. આ મોક્ષ-મંદિરમાં ગયા બાદ ત્યાંથી પાછું ફરવાનું હોતું નથી. ત્યાં તો અનંત આનંદમાં રમણ કરવાનું હોય છે. મોક્ષમાં જવા માટે તત્ત્વનો વિચાર કરી ધર્મની સહાયતા વડે કર્મમુક્ત થવાનો જીવાત્માએ પ્રયત્ન કરવો જોઇએ. જીવાત્મા કર્મથી મુક્ત થવાનો માર્ગ જાણી શકે

એટલા જ માટે કાય સમાધારણનો પ્રશ્ન છણવામાં આવ્યો છે. શાસ્ત્રમાં સિદ્ધ, બુદ્ધ તથા મુક્ત કરવાનો જે માર્ગ બતાવવામાં આવ્યો છે તે માર્ગે જો જીવાત્મા પ્રસ્થાન કરે તો તે અવશ્ય આત્માનું કલ્યાણ સાધી શકે છે. હવે મોક્ષ માર્ગ ઉપર પ્રસ્થાન કરવા માટે જીવાત્માએ સાથે શાનું ભાથું લઈ જવું જોઈએ એ વાત સતી અંજનાની ચરિત્ર કથા દ્વારા સમજાવું છું:—

## સતી અંજના ચરિત્ર-૧૩

ધર્મના પ્રતાપે અંજનાને માટે જંગલ પણ મંગલરૂપ થઇ ગયું. અંજનાએ વસંતમાલાને કહ્યું કે, સખી! જો પિતાની આપણા ઉપર કૃપા થઇ ન હોત અને તેમણે આપણા માટે વનમાં આવવાનો માર્ગ સરળ કરી દીધો ન હોત તો આપણને આ મહાત્માનાં દર્શન કેવીરીતે થઈ શકત? અંજનાનું આ કથન સાંભળી વસંતમાલાએ જવાબ આપ્યો કે, પિતાએ આપણને જંગલમાં મોકલીને આપણી ઉપર શી કૃપા કરી? તેમણે તો આપણા ઉપર કૃપાને બદલે અવકૃપા જ કરી છે. જો વાસ્તવમાં પિતાએ આપણા ઉપર કૃપા કરી હોત તો આપણે જંગલમાં આવવું ન પડત અને ખાવા પીવાનું તથા રહેવાનું કષ્ટ પણ ભોગવવું ન પડત!

વસંતમાલાના આ કથનના જવાબમાં અંજનાએ કહ્યું કે, સખી! તમે વગર વિચાર્યે બોલો છે. તમારું કથન ભૂલ ભરેલું છે. પિતાની કૃપા હોત તો નગરમાં ખાવા-પીવા આદિની સગવડતા મળત, પણ અહીં જંગલમાં આ નિષ્પરિગ્રહી મહાત્મા પાસેથી આપણને શું મળવાનું છે? આ તારી માન્યતા જ ભૂલ ભરેલી છે. આપણને જે કાંઇ મળે છે તે જો સારું છે તો એ દશામાં આપણે એમજ માનવું જોઈએ કે આ મહાત્માના પ્રતાપથીજ આપણને તે પ્રાપ્ત થએલ છે. જે વસ્તુને આપણે સારી માનીએ છીએ તે વસ્તુ ધર્મના પ્રતાપથીજ પ્રાપ્ત થાય છે. ધર્મતત્ત્વ સમજાવનાર તથા ધર્મ તરફ દોરી જનાર આ મહાત્મા જ છે. ઇહલૌકિક તેમજ પરલૌકિક સુખની ચાવી આ મહાત્માઓના હાથમાં જ છે. આ મહાત્માઓની સેવા કરવાથી બધાં સુખો પ્રાપ્ત થાય છે.

અંજના મુનિના શરણે ગઇ અને મુનિને વંદન-નમન કરતી વસંતમાલાને કહેવા લાગી કે, આ મુનિનાં દર્શન આપણને સદ્‌ભાગ્યથી જ થઈ શકયા છે! આ મુનિ કેવી રીતે પદ્માસને બેસી, નાસિકા ઉપર દૃષ્ટિને સ્થિર કરી તથા મન, વચન અને કાયાને એકાગ્ર કરીને શાન્ત ભાવે બેઠા છે! આ મુનિ મહાત્મા તો સાક્ષાત્ શાન્તિમૂર્ત્તિ સમા છે. શાસ્ત્રમાં કહ્યા છે તેવા જ આ મુનિ મહાત્મા દશવિધ યતિધર્મથી યુક્ત જણાય છે. મુનિ મહાત્માની દયાપૂર્ણ કરુણા આગળ વૈરભાવ ટકી જ શકે નહિ. બકરી કે સિંહ જેવા ભક્ષ્ય-ભક્ષક મનાતા વિરોધી સ્વભાવવાળા પ્રાણીઓ પણ આવા સરળ-શાન્ત-સ્વભાવી મુનિ-મહાત્માની આગળ નિર્વૈર બની જાય એ તદ્દન સ્વાભાવિક જ છે. આ પ્રમાણે વિચાર દર્શાવી અંજના અને વસંતમાલા બન્ને મુનિ મહાત્મા પાસે જઇ ચૂપચાપ નીચે બેસી ગયા. એટલામાં મહાત્માએ પણ ધ્યાન પૂરું કર્યું. પછી અંજનાને કહ્યું કે, તું રાજા મહેન્દ્રની પુત્રી જંગલમાં આવી છો? અંજનાએ આશ્ચર્યપૂર્વક જવાબ આપ્યો કે, હા મહારાજ!

મને આપના દર્શન કરવાનો સુયોગ મળવાનો હતો એટલા માટે મને અહીં આવવાનો અવસર પ્રાપ્ત થયો છે. મારા હૃદયમાં એક વાત તમને પૂછવાની ઈચ્છા થઈ રહી છે. જો કે, હું એ વાત બરાબર જાણું છું કે, મારે મારાં જ કરેલાં કર્મો ભોગવવાં પડે છે પરંતુ હું તમારી પાસે એ જાણવા ચાહું છું કે, મેં પૂર્વજન્મમાં એવું શું ખરાબ પાપકર્મ કરેલ છે કે જેને કારણે મારા સાસુ-સસરા, માતા–પિતા, ભાઇ–બ્હેન વગેરેને હું અપ્રિય લાગું છું અને પતિને માટે પણ ઘણા સમય સુધી અપ્રિય રહી ? મહારાજ ! કૃપા કરીને મારા પ્રશ્નનો ખુલાસાવાર જવાબ આપો તો મને અને મારી સખીને પણ સંતોષ થાય.

દુઃખને પોતાનું જ કરેલું માનવાથી મનને સંતોષ પેદા થાય છે. આપણે ઘણીવાર કહીએ છીએ કે:—

"ઈમ સમકિત મન થિર કરો, પાલો નિરતિચાર;
મનુષ્ય–જન્મ છે દોયલો, મમતા જગત મઝાર.
બિન કીધા લાગે નહીં, કીધા કર્મ જો હોય;
કર્મ કમાયા આપણા, તેહથી સુખદુઃખ હોય."

જ્ઞાનીજનોએ દુઃખમાં પણ મનને સ્થિર રાખવાનો ઉપાય બતાવ્યો છે કે, ભલે સુખ મળે કે દુઃખ મળે પણ એ બન્નેને પોતાનાં કરેલાં કર્મોનું જ ફળ માનો. આ પ્રમાણે માનવાથી મન શાન્ત અને સ્થિર થશે. અંજનાએ પણ સુખ દુઃખને કર્મનું ફળ માની સમભાવ કેળવ્યો હતો એટલા જ માટે તેનું મન શાન્ત અને સ્થિર હતું.

અંજનાના પ્રશ્નના ઉત્તરમાં મહાત્માજીએ કહ્યું કે, કર્મની લીલા વિચિત્ર છે. જે પ્રમાણે એક નાનકડા બીજમાંથી મહાન્ વટવૃક્ષ પેદા થઈ જાય છે તેજ પ્રમાણે કર્મની પણ વિચિત્ર લીલા છે. હું તારા કર્મ વિષે સંપૂર્ણ વાત તો કહેતો નથી પણ થોડી વાત કહું છું જે સાંભળવાથી તું કર્મની લીલા કેવી વિચિત્ર હોય છે તે જાણી શકીશ.

મહાત્માએ અંજનાની કર્મકથા કહેતાં કહ્યું કે, હે અંજના ! તું પૂર્વભવમાં એક રાજાની રાણી હતી. તારે એક શોકય હતી. તેને એક પુત્ર પેદા થયો હતો. જો કે શોકયના પુત્રને પોતાનો માની તારે પ્રસન્નતા માનવી જોઇતી હતી, પરંતુ તારા મનમાં એવી ઈર્ષ્યા પેદા થઈ કે, શોકયને તો પુત્ર છે અને મારે પુત્ર શા માટે નહિ ?

ઇર્ષ્યા કરવાનો સ્વભાવ કેવળ સ્ત્રીઓમાં જ નહિ પણ પુરુષોમાં પણ જોવામાં આવે છે. બીજાની સુખ–સમૃદ્ધિ જોઈ પુરુષો ઈર્ષ્યા કરે છે, એટલું જ નહિ પણ ઇર્ષ્યાને કારણે જે સુખ પોતાને પ્રાપ્ત થએલ છે તેજ સુખ જો બીજાને પણ પ્રાપ્ત થાય તો એ દશામાં પોતાને પ્રાપ્ત થએલું સુખ પણ તેમને સુખ જણાતું નથી. જે સુખ બીજાને પ્રાપ્ત થએલું ન હોય તે જ સુખ તેમને સુખ જણાય છે. ઉદાહરણ તરીકે, સૂર્ય રાજા કે રંક બધાયને પ્રકાશ આપે છે–પ્રકાશ આપવામાં સૂર્ય ભેદભાવ ગણતો નથી. એટલા માટે સૂર્યનો પ્રકાશ પામવા છતાં જેવી પ્રસન્નતા ઘરમાં બે ચાર વીજળીનાં દીવા પ્રગટાવવાથી થાય છે તેવી પ્રસન્નતા તેમને થતી નથી. આ પ્રમાણે બીજાનામાં સુખ જોઇ લોકોને ઇર્ષ્યા થાય છે. આ

પ્રકારની ઇર્ષ્યામાંથી નીકળી સમભાવ કેળવવો જોઇએ. સાધુપણું પણ ઈર્ષ્યાને હૃદયમાંથી દૂર કરી સમભાવ કેળવવા માટે જ લેવામાં આવે છે.

મહાત્માજી કર્મકથા કરતાં અંજનાને કહે છે કે, શોકયની ઈર્ષ્યા કરવાને કારણે તેં પ્રાપ્ત સાધનોની સહાયતા વડે શોકયના પુત્રને છુપાવી દીધો. પુત્રવિયોગના દુઃખથી દુઃખિત થઈ તારી શોકય વિલાપ કરવા લાગી. તેનો વિલાપ તેં સાંભળ્યો પણ તે વિલાપની અસર તારા હૃદય ઉપર કાંઈ પડી નહિ. જેમના હૃદયમાં ઈર્ષ્યાભાવ હોય છે તેમનું હૃદય પણ કઠોર બનતું જાય છે. ઈર્ષ્યાપૂર્ણ હૃદય બીજાનું રુદન સાંભળીને વધારે પ્રસન્ન થાય છે. આ કથનાનુસાર તું પણ શોકયનો વિલાપ સાંભળી પ્રસન્ન થતી હતી. તારી મુખમુદ્રા પ્રસન્ન જોઈ તારી શોકયે અનુમાન કર્યું કે, પુત્રને છુપાવી દેવામાં તારો પણ હાથ જણાય છે. એટલા માટે તેણે તારી પાસે આવીને કહ્યું કે, મારા પુત્રને છુપાવવામાં તમે ષડ્યંત્ર રચ્યું લાગે છે! કારણ કે મારો પુત્ર ગૂમ થઇ જવાથી તમારી મુખ-આકૃતિ ઉપર વધારે પ્રસન્નતા જણાય છે. શોકયના આ કથનના જવાબમાં તેં કહ્યું કે, શું હું આવું કામ કરી શકું? શું તમારો પુત્ર એ મારો પુત્ર નથી? શોકયે કહ્યું કે, ખરી રીતે તો મારો પુત્ર તે તમારો જ પુત્ર છે, પણ પુત્રવિયોગનું જે દુઃખ મને થાય છે તેટલું દુઃખ તમને થતું હોય એમ તમારી મુખાકૃતિ ઉપર પ્રસન્નતા જોતાં જણાતું નથી. આ ઉપરથી પુત્રને તમેજ છુપાવ્યો હોય એવો મને તમારા ઉપર સંદેહ આવે છે. તેં કહ્યું કે, તમે મારા ઉપર પુત્રને છુપાવવાનો ખોટો આરોપ મૂકો છો.

ઇર્ષ્યા કરવાથી જીવનમાં અસત્ય આવ્યા વગર રહેતું નથી. એક પાપ કરવાની સાથે બીજાં પણ અનેક પાપ કરવામાં આવે છે. આ કથનાનુસાર અંજનાએ પુત્રને છુપાવવાનું તો ખરાબ કામ કર્યું, પણ પૂછવા છતાં પણ ખોટું બોલી પુત્રને છુપાવી રાખવાનું બીજું પાપ કર્યું. આ પ્રમાણે એક પાપથી બીજાં પાપોની પરંપરા ચાલે છે.

પુત્રવિયોગને કારણે શોકય દિવસ-રાત વિલાપ કરવા લાગી. આ વિલાપ સાંભળી પાડોશમાં રહેતી એક સ્ત્રીને મનમાં દયા આવી. તે પાડોશી સ્ત્રીએ તેને બહુ જ સમજાવી અને કહ્યું કે, તમે આ શું કરો છો? તે બીચારી કેવો વિલાપ કરે છે! તમારે પુત્રને આવી રીતે છુપાવી રાખવો તે ઠીક ન કહેવાય! આ પ્રમાણે પાડોશી સ્ત્રીના સમજાવવાથી તું સમજી ગઇ અને બાવીશ ઘડી સુધી પુત્રને છુપાવી રાખ્યા બાદ તેં પુત્રને બતાવ્યો. પૂર્વભવમાં આ પાપ કરવાના પરિણામે જ તું આ ભવમાં તે પૂર્વકૃત પાપ કર્મના ફળરૂપે દુઃખ ભોગવી રહી છો!

પોતે કરેલાં પાપકર્મોનું ફળ પોતાએ જ ભોગવવું પડે છે એ વાત બતાવવા માટે જ આ કથા કહેવામાં આવે છે. આ વાતને દૃષ્ટિમાં રાખી જે વ્યકિત સુખદુઃખમાં સમભાવ રાખે છે તે જ વ્યક્તિ દુઃખમુકત થઇ આત્મ કલ્યાણ સાધી શકે છે.



## વ્યાખ્યાન : સંવત ૧૯૯૬ ભાદરવા વદ ૯ શનિવાર

### પ્રાર્થના

**'વિજયસેન' નૃપ 'વિપ્રા' રાણી, નમિનાથ જિન જાયો;**
**ચૌસઠ ઈન્દ્ર કિયો ઉત્સવ, સુર-નર આનંદ પાયો રેઃ**
**સુજ્ઞાની જીવા, ભજલે રે જિન ઈકવીસવાઁ. ॥ સુ૦ ॥ ૧ ॥**

—વિનયચંદ્રજી કુંભટ ચોવીશી.

શ્રી નેમિનાથ ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

આ પ્રાર્થનામાં જ્ઞાનીજનોને સંબોધન કરીને કહેવામાં આવ્યું છે કે, હે! 'જ્ઞાનીજનો! તમે તમારા જ્ઞાનનો સદુપયોગ પરમાત્માનો સાક્ષાત્કાર કરવામાં કરો.' જે જ્ઞાનદ્વારા આત્મા અને પરમાત્માનો સાક્ષાત્કાર થાય તે જ સાચું જ્ઞાન છે. જો જ્ઞાનદ્વારા સંસારવર્દ્ધક ભોગ-ઉપભોગનાં સાધનો એકત્રિત કરવામાં આવે અને અસત્યને પણ સત્યરૂપે સિદ્ધ કરવામાં આવે તો તે જ્ઞાનનો સદુપયોગ નહિ પણ દુરુપયોગ કર્યો કહેવાય. જો જ્ઞાન આત્મહિત સાધનારું તથા પરમાત્મ-પ્રકાશને ફેલાવનારું હોય તો જ 'न हि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते' અર્થાત્ 'જ્ઞાન જેવી દુનિયામાં કોઈ પવિત્ર વસ્તુ નથી.' એ કથન સાર્થક કહેવાય! હે જ્ઞાનીજનો! તમને પવિત્રાત્મા પરમાત્માનો સાક્ષાત્કાર કરવા માટે જ્ઞાન જેવું પવિત્ર સાધન પ્રાપ્ત થએલ છે તો જ્ઞાન-સાધનદ્વારા પરમાત્મ-સ્વરૂપને ઓળખો તો તેમાં કલ્યાણ જ રહેલું છે.

જ્ઞાનદ્વારા વાદ-વિવાદ કે ખંડન-મંડન ન કરતાં તત્ત્વનો વિચાર કરવામાં જ જ્ઞાનનો સદુપયોગ કરવો જોઈએ. જ્ઞાનદ્વારા તત્ત્વનો વિચાર કરી પરમાત્મ-સ્વરૂપ ઓળખવામાં આવે તો જ તે સાચું જ્ઞાન કહી શકાય. શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના ૨૮ મા અધ્યયનમાં તત્ત્વ વિષે વિચાર કરતાં કહેવામાં આવ્યું છે કેઃ—

**जीवाऽजीवा य बन्धो य पुण्णं पावासवो तहा ।**
**संवरो निज्जरा य मोक्खो सन्तेए तहिया नव ॥ २८-१४**

આ ગાથામાં જીવ, અજીવ, બંધ, પુણ્ય, પાપ, આશ્રવ, સંવર, નિર્જરા અને મોક્ષ આ નવ તત્ત્વોનું વર્ણન કરવામાં આવ્યું છે. સામાન્ય રીતે તો જીવ અને અજીવ એ બે જ તત્ત્વો છે; પરંતુ આ બે જ તત્ત્વો કહેવાથી બધી તાત્ત્વિક વાતો સરળતાપૂર્વક સમજમાં આવી શકે નહિ. એટલા માટે આ બે તત્ત્વોની સાથે સંબંધ ધરાવતી બીજી વાતો પણ તત્ત્વરૂપે બતાવવામાં આવી છે. જીવમાં કોઈ ઉચ્ચ હોય છે અને કોઈ નીચ હોય છે. આ ઉચ્ચતા તથા નીચતાનું કોઈ કારણ પણ અવશ્ય હોવું જોઈએ. આ કારણને બતાવવા માટે પુણ્ય અને પાપ એ બે તત્ત્વો બતાવવામાં આવેલ છે. પુણ્યથી જીવ ઉચ્ચ બને છે અને પાપથી જીવ નીચ બને છે. શુભાશુભ સ્થિતિનું અંતર પુણ્ય અને પાપદ્વારા જ જાણી શકાય

છે. એક રાજા અને બીજો રંક છે એનું કારણ ક્રમશઃ પુણ્ય અને પાપ જ છે. એકને રાજા અને બીજાને રંક થવાનું જે કારણ છે તે કારણ જ પુણ્ય કે પાપ કહેવામાં આવે છે.

જ્યારે પુણ્ય અને પાપ છે તો તેનો બંધ પણ હોવો જ જોઇએ. જેવો કર્મનો બંધ થાય છે તેનું તેવું જ ફળ મળે છે. પાપકર્મનો બંધ કરવામાં આવેલો હોય છે તો પાપનું ફળ મળે છે અને પુણ્ય કર્મનો બંધ કરવામાં આવેલો હોય છે તો પુણ્યનું ફળ મળે છે.

જ્યારે પાપ છે તો પાપ આવવાનું અથવા બંધ થવાનું કારણ પણ હોવું જ જોઇએ. પાપકર્મ આવવાનો માર્ગ આશ્રવ છે. જ્યારે પાપ આવવાનો માર્ગ છે તો પાપને રોકવાનો ઉપાય પણ હોવો જ જોઇએ. પાપને રોકવાના માર્ગને સંવર તત્ત્વ કહેવામાં આવે છે. જ્યારે પાપને આવવાનો માર્ગ બંધ કરવામાં આવે છે તો જે કર્મ પૂર્વસંચિત છે તે કર્મોને બહાર કાઢવાને માટે પણ કોઈ તત્ત્વ હોવું જોઇએ. પૂર્વસંચિત કર્મોનો નાશ કરનાર નિર્જરા તત્ત્વ કહેવાય છે, અને જ્યારે સંપૂર્ણ કર્મો નાશ પામે ત્યારે શું થાય છે એ બતાવવા માટે મોક્ષ-તત્ત્વ બતાવવામાં આવેલ છે. જ્યારે આત્માને મોક્ષ પ્રાપ્ત થાય છે ત્યારે શું થાય છે એ બતાવવા માટે આ પ્રાર્થનામાં કહ્યું છે કેઃ—

**જો તૂ પ્રભૂ પ્રભૂ સો તૂ હૈ, દ્વૈત કલ્પના મેટો;**
**શુદ્ધ ચેતન આનંદ વિનયચંદ પરમારથ પદ ભેટો.-૨૦**

આત્મા અને પરમાત્મામાં કેવળ કર્મની ઉપાધિનો જ ભેદ છે. કર્મની ઉપાધિ મટવાથી આત્મા અને પરમાત્મા વચ્ચે કોઈ પ્રકારનો ભેદ રહેતો નથી. સોનામાં અને માટી મિશ્રિત સોનામાં ત્યાંસુધી જ ભેદ છે, કે જ્યાંસુધી તે સોનું માટી મિશ્રિત છે. તાપ્-કસ્-છેદદ્વારા સોનાને શુદ્ધ કર્યા બાદ કોઈ પ્રકારનો ભેદ રહેવા પામતો નથી. આ જ પ્રમાણે આત્મા અને પરમાત્મા વચ્ચેનો ભેદ પણ કર્મની ઉપાધિ મટ્યા બાદ રહેવા પામતો નથી. આત્મા કર્મ-સહિત છે અને પરમાત્મા કર્મરહિત છે. પરમાત્માની વ્યાખ્યા કરતાં યોગ સૂત્રમાં કહ્યું છે કેઃ—

**क्लेशकर्मविपाका शयैरपरामृष्टः पुरुष विशेष ईश्वरः ।**

આ સૂત્રનો ભાવાર્થ એ છે કે, ક્લેશ અર્થાત્ સુખ દુઃખ, કર્મ અર્થાત્ આધિદૈવિક, આધિભૌતિક કર્મ આદિ, વિપાક અર્થાત્ કર્મનું ફળ અને આશય અર્થાત્ કર્મોનો સંસ્કારઃ આ ચાર વાતથી જે વ્યક્તિ અલિપ્ત છે તે જ વ્યક્તિવિશેષ ઇશ્વર છે. જૈનશાસ્ત્ર પણ ઇશ્વરને આવા જ માને છે, પરંતુ યોગસૂત્ર અને જૈનશાસ્ત્રની માન્યતામાં એ અંતર છે કે યોગસૂત્ર ઇશ્વરને હમેશાંથી જ આવો અલિપ્ત માને છે, ત્યારે જૈનશાસ્ત્ર કહે છે કે વર્તમાનમાં તો ઇશ્વર ક્લેશ-કર્મ-વિપાક તથા આશય આદિથી અલિપ્ત હોય છે, પરંતુ ભૂતકાળમાં તો તે પણ ક્લેશાદિથી લિપ્ત હતો; પણ હવે લિપ્તતાને દૂર કરી ઇશ્વર બની શક્યો છે. અને આ જ પ્રમાણે જે કોઈ આત્મા અત્યારે ક્લેશ-કર્મ આદિથી લિપ્ત છે, તે આત્મા પણ પુરુષાર્થદ્વારા કર્મ-ક્લેશાદિથી અલિપ્ત બની પરમાત્મા થઈ શકે છે. જ્યારે આત્મા ક્લેશ-કર્મ આદિથી અલિપ્ત બની જાય છે ત્યારે એ દશામાં આત્મા અને પરમાત્મા વચ્ચે કોઈ પ્રકારનો ભેદ રહેવા પામતો નથી. આત્મા અને પરમાત્મા વચ્ચે જે ભેદ છે તે ભેદને

જ્ઞાનાદિદ્વારા દૂર કરવા માટે જ એમ કહેવામાં આવ્યું છે કે, તત્ત્વનો વિચાર કરવામાં તમારા જ્ઞાનનો સદુપયોગ કરો અને પરમાત્માના સ્વરૂપને ઓળખો. પરમાત્માના સ્વરૂપને ઓળખવાથી કર્મની ઉપાધિ દૂર થશે અને ત્યારે તમારો આત્મા જ પરમાત્મમય બની જશે. હવે આત્મા પરમાત્મા જેવો કેવી રીતે બની શકે એ વિષે શાસ્ત્રદ્વારા વિચાર કરવામાં આવે છે:—

## સમ્યક્ત્વ પરાક્રમ–બોલ ૫૯ મો

આત્માને પરમાત્મમય બનાવવાનું શ્રેષ્ઠતમ સાધન જ્ઞાન છે. એટલા માટે જ્ઞાનની પ્રાપ્તિ કરવાથી જીવાત્માને શો લાભ થાય છે એ વિષે ગૌતમસ્વામી મહાવીર ભગવાનને પ્રશ્ન પૂછે છે કે:—

### બોલ ઓગણસાઠમો.

**(૫૯) नाणसंपन्नयाए णं भंते ! जीवे किं जणयइ ?**

અર્થાત્–હે ભગવાન ! જ્ઞાનસંપન્ન થવાથી જીવાત્માને શો લાભ થાય છે ? આ પ્રશ્નના ઉત્તરમાં મહાવીર ભગવાને ફરમાવ્યું કે:—

**नाणसंपन्नयाए जीवे सद्दभावाहिगमं जणयइ, नांणसंपन्ने णं जीवे चाउरन्ते संसारकन्तारे न विणस्सइ, जहा सूई ससुत्ता न विणस्सइ तहा जीवे ससुत्ते संसारे न विणस्सइ, नाणविणयतवचरित्तजोगे संपाउणइ, ससमयपरसमयविसारए य संघायणिज्जे भवइ ॥ ५९ ॥**

અર્થાત્–જ્ઞાનસંપન્ન થવાથી જીવાત્મા સર્વ પદાર્થોના યથાર્થ ભાવને જાણી શકે છે, અને તે ચતુર્ગતિરૂપ સંસાર-અટવીમાં દુઃખી થતો નથી. જેમ દોરાવાળી સોય ખોવાતી નથી તેમ જ્ઞાની જીવ સંસારમાં ભૂલો પડતો નથી અને જ્ઞાન, ચારિત્ર, તપ અને વિનયના યોગોને પ્રાપ્ત કરે છે, તેમજ પોતાના દર્શન અને બીજાના દર્શનને બરાબર જાણીને તે અસત્ય માર્ગમાં ફસાતો નથી.

મનોનિરોધ તથા કાયાના નિરોધ વિષે જે પ્રશ્નોત્તર થએલ છે તે વિષે આગળ વિવેચન કરવામાં આવેલ છે. એ પ્રશ્નોત્તરમાં જ્ઞાન, દર્શન તથા ચારિત્રની વિશુદ્ધિ માટે ખાસ કહેવામાં આવેલ છે. એટલા માટે ગૌતમ સ્વામીએ જ્ઞાન–પ્રાપ્તિ કરવાથી જીવાત્માને શો લાભ થાય છે એ વિષે ભગવાનને પ્રશ્ન પૂછ્યો છે. આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાન ફરમાવે છે કે, જ્ઞાન–સંપન્ન જીવાત્મા બધાં ભાવોને અર્થાત્ તત્ત્વોને જાણી શકે છે અને તત્ત્વોનું જ્ઞાન થવાને કારણે તે આ ચતુર્ગતિરૂપ સંસારમાં વિનષ્ટ થતો નથી. જે પ્રમાણે દોરાવાળી સોય નીચે પડી જવા છતાં પણ દોરાને કારણે જલ્દી મળી જાય છે, તેજ પ્રમાણે જે જીવાત્મા શ્રુતજ્ઞાનરૂપ સૂત્રસહિત છે તે પણ આ ચતુર્ગતિરૂપ સંસારમાં વિનષ્ટ થતો નથી, અને જો તેને સંસારમાં ભ્રમણ પણ કરવાનું હોય છે તો તે જલ્દી સંસારમાંથી બહાર નીકળી

જાય છે. વળી તે સસૂત્રજીવ શ્રુતજ્ઞાનના પ્રભાવથી સંસારમાં રહેવા છતાં પણ જ્ઞાન, દર્શન તથા ચારિત્રને શીઘ્ર પ્રાપ્ત કરી મુક્ત થઈ જાય છે. આ સિવાય શ્રુતજ્ઞાનના પ્રભાવથી તે જીવાત્માને પ્રત્યક્ષ જ્ઞાન—અવધિ, મનઃપર્યાયઆદિ જ્ઞાન—પણ પ્રાપ્ત થાય છે અને વિનય, તપ તથા ચારિત્રની પણ પ્રાપ્તિ થાય છે. એટલું જ નહિ પણ તે સ્વસમય (સ્વસિદ્ધાન્ત) તથા પરસમય (પર—સિદ્ધાન્ત) નો વિશારદ—જ્ઞાતા હોવાને કારણે વિદ્વાનોના સમાગમમાં પણ આવે છે અને તેમનો સંશય દૂર કરવામાં પણ સમર્થ બને છે.

અહીં જ્ઞાનના સંબંધમાં જે પ્રશ્ન કરવામાં આવ્યો છે તે શ્રુતજ્ઞાનની સાથે સંબંધ ધરાવે છે; કારણ કે ઉદ્દેશ, સમુદ્દેશ, આજ્ઞા અને અનુજ્ઞા શ્રુતજ્ઞાનમાં જ હોય છે, અર્થાત્ પ્રારંભ અને સમાપ્તિ શ્રુતજ્ઞાનની જ હોય છે. 'શ્રુતજ્ઞાન પ્રાપ્ત કરો' એવો ઉપદેશ શ્રુતજ્ઞાન માટે જ આપવામાં આવે છે. મતિજ્ઞાન આદિ જ્ઞાન માટે આ પ્રકારનો ઉપદેશ આપવાની આવશ્યકતા રહેતી નથી. અહીં જ્ઞાનને સમુચ્ચયરૂપે કહેવામાં આવેલું હોવાને કારણે તેમાં પાંચેય જ્ઞાનનો સમાવેશ થઇ જાય છે, પરંતુ વાસ્તવમાં આ પ્રશ્નોત્તર શ્રુતજ્ઞાનની સાથેજ સંબંધ ધરાવે છે.

આ બોલમાં જ્ઞાનને પ્રાપ્ત કરવાથી જીવાત્માને શો લાભ પ્રાપ્ત થાય છે એવો પ્રશ્ન પૂછવામાં આવ્યો છે. આ પ્રશ્ન વિષે વિશેષ વિચાર કરવામાં આવે તે પહેલાં જ્ઞાન એટલે શું? એ વિષે વિચાર કરવો આવશ્યક છે.

શબ્દશાસ્ત્રીઓ જ્ઞાનની ત્રણ પ્રકારે વ્યાખ્યા કરે છે. ભાવપ્રધાનતાથી, કર્તૃપ્રધાનતાથી અને કરણપ્રધાનતાથી. ज्ञप्तिर्ज्ञानं અર્થાત્ વસ્તુને જાણવું તે ભાવપ્રધાન જ્ઞાન છે. जानातीतिज्ञानं અર્થાત્ જે વસ્તુને જાણે છે તે કર્તૃપ્રધાન જ્ઞાન છે. અને ज्ञायतेऽनेन इति ज्ञानं અર્થાત્ જે દ્વારા વસ્તુ જાણી શકાય છે તે કરણપ્રધાન જ્ઞાન છે. આ પ્રમાણે ભાવ, કર્તૃ અને કરણને પ્રધાનતા આપી જ્ઞાનની ત્રણ પ્રકારે વ્યાખ્યા કરવામાં આવે છે. પરંતુ શાસ્ત્રકાર કહે છે કે, અત્રે તો જે જ્ઞાન શબ્દનો ઉપયોગ કરવામાં આવ્યો છે તેમાંજ ત્રણેય અર્થો ગતાર્થ થઇ જાય છે. જ્ઞાનનાં આ ત્રણેય અર્થો વસ્તુ—સ્વરૂપ સમજવા માટે છે—એક બીજાનું ખંડન કરવા માટે નથી. જે પ્રમાણે સૂત્ર—સાહિત્યમાં વસ્તુ—સ્વરૂપ સમજવા માટે સાત નયોનું વર્ણન કરવામાં આવ્યું છે. આ સાત નયો એક બીજાનું ખંડન કરતા નથી પરંતુ વસ્તુ—સ્વરૂપ સમજવામાં સહાયતા આપે છે, તેજ પ્રમાણે જ્ઞાનની ત્રણેય વ્યાખ્યાઓ એક બીજાને ખંડિત કરતી નથી પરંતુ વસ્તુને સમજવામાં સહાયતા આપે છે. જો કે સામાન્ય રીતે સાતેય નયોમાં ભેદ છે, પરંતુ આ ભેદ એક નયદ્વારા બીજા નયનું ખંડન કરવા માટે નથી, પરંતુ વસ્તુ—સ્વરૂપ સમજવા માટે છે. આ જ પ્રમાણે જ્ઞાનની ત્રણેય વ્યાખ્યાઓ પણ વસ્તુનું સ્વરૂપ સમજવા માટે જ છે.

જે પ્રમાણે એક નય બીજા નયનું ખંડન કરે તો તે દુર્નય કહેવાય છે, તેજ પ્રમાણે જ્ઞાનની વ્યાખ્યાઓ પણ એક બીજાની વિરુદ્ધ જતી હોય તો તે જ્ઞાનની વ્યાખ્યા પણ ખોટી કહેવાય છે.

કહેવાનો આશય એ છે કે, વસ્તુનું સ્વરૂપ સરળતાપૂર્વક સમજવામાં આવે એટલા માટે જ્ઞાનાદિની ભિન્ન ભિન્ન વ્યાખ્યાઓ કરવામાં આવે છે. આપણે પણ જ્ઞાનની વ્યાખ્યાઓનો ઉપયોગ વસ્તુ-સ્વરૂપ સમજવામાં કરવો જોઈએ; પણ ક્લેશોત્પાદક વાદવિવાદ કરવામાં જ્ઞાનની વ્યાખ્યાઓનો દુરુપયોગ કરવો ન જોઈએ અસ્તુ.

હવે મૂળ પ્રશ્ન વિષે વિચાર કરીએ. શ્રુતજ્ઞાન પ્રાપ્ત કરવાથી જીવાત્માને શો લાભ થાય છે એ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને કહ્યું જ છે કે, શ્રુતજ્ઞાનદ્વારા જીવાત્મા સર્વપદાર્થોના યથાર્થ ભાવને જાણી શકે છે. જેમને પ્રત્યક્ષજ્ઞાન હતું તે લોકોએ જે કાંઈ જોયું છે તે શ્રુતજ્ઞાનથી જ જાણી શકાય છે. જેમકે આપણે મેરુ પર્વત જોયો નથી પરંતુ જેમના જ્ઞાનનું આવરણ હટી ગયું છે અને જેમને પ્રત્યક્ષ જ્ઞાન પેદા થએલ છે તેઓએ મેરુ પર્વત જોયો છે. એટલા માટે આપણે મેરુ પર્વતને શ્રુતજ્ઞાનથી જાણીએ છીએ. પ્રત્યક્ષ જ્ઞાની તો પદાર્થોને પ્રત્યક્ષ-સાક્ષાત્ જુએ છે, પરંતુ શ્રુતજ્ઞાની પ્રત્યક્ષજ્ઞાનીદ્વારા જોવામાં આવેલ પદાર્થોને શ્રુતજ્ઞાનથી જાણીને તેના ઉપર શ્રદ્ધા કરે છે. ભગવાન મહાવીરે જે કાંઇ જોયું કે જાણ્યું હતું તે આપણે પ્રત્યક્ષરૂપે જોઈ શકતા નથી, પરંતુ ભગવાન મહાવીરદ્વારા જોવામાં તથા જાણવામાં આવેલી વાત પણ શ્રુતજ્ઞાનથી આપણે જાણી શકીએ છીએ. આ જ કારણે શ્રી દશવૈકાલિક સૂત્રના ચોથા અધ્યયનમાં શ્રુતજ્ઞાનનું મહત્ત્વ બતાવતાં કહેવામાં આવ્યું છે કેઃ—

**सोच्चा जाणइ कल्लाणं, सोच्चा जाणइ पावगं ।**
**उभयं पि जाणइ सोच्चा, जं सेयं तं समायरे ॥**

અર્થાત્-પુણ્યને પણ સાંભળવાથી જાણી શકીએ છીએ, પાપને પણ સાંભળવાથી જાણી શકીએ છીએ તથા પુણ્ય-પાપ બન્નેને પણ સાંભળવાથી જાણી શકીએ છીએ, એટલા માટે શ્રુતજ્ઞાન પ્રાપ્ત કરી જે કલ્યાણકારી હોય તેનું આચરણ કરો.

પુણ્ય-પાપને સાંભળવાથી જ જાણી શકાય છે, પરંતુ આપણે સાંભળીને શું કરવું જોઇએ તો એને માટે કહ્યું છે કેઃ—

**श्रूयतां धर्म सर्वस्वं श्रुत्वा चैवावधार्यताम् ।**
**आत्मन : प्रतिकूलानि परेषां न समाचरेत् ॥**

અર્થાત્-ધર્મનો સાર થોડામાં સાંભળીને તેને જીવનમાં ઉતારો. બધાં ધર્મોનો સાર માત્ર એજ છે કે, જે કાર્ય તમને પોતાને પ્રતિકૂલ જણાતું હોય તે પ્રતિકૂલ કાર્ય બીજા પ્રતિ પણ ન કરો.

શ્રી સૂયગડાંગ સૂત્રમાં પણ એમજ કહ્યું છે કેઃ—

**एयं खु नाणिणो सारं, जं न हिंसइ किंचणं ।**

અર્થાત્-જ્ઞાનીજનોનો કહેવાનો માત્ર સાર એ જ છે કે, તમે કોઈને પણ મારો નહિ તથા કોઈની હિંસા કરો નહિ.

શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના છઠ્ઠા અધ્યયનમાં સર્વભૂત સમભાવ રાખવા વિષે સ્પષ્ટરૂપે કહ્યું છે કે:—

**अज्झत्थं सव्वओ सव्वं, दिस्स पाणे पियायए ।**
**न हणे पाणिणो पाणे, भयवेराओ उवरए ॥ उ० ६-६ ॥**

અર્થાત્-પોતાના આત્માની માફકજ સર્વ સ્થળે સર્વને જોઈને અર્થાત્ પોતાની માફક બીજા જીવોને પણ પોતાના પ્રાણ વ્હાલા છે તેમ જાણીને ભય અને વૈરથી વિરમેલો આત્મા કોઈ પણ પ્રાણીઓના પ્રાણોને હણે નહિ.

શાસ્ત્રના આ સારગર્ભિત સૂત્રને સ્પષ્ટરૂપે સમજાવવા માટે એક વ્યાવહારિક ઉદાહરણ આપું છું:—

માનો કે કોઇ ક્રૂર માણસ હાથમાં તલવાર લઈ તમને મારવા તૈયાર થયો હોય એટલામાં કોઈ દયાધર્મી માણસ આવીને પેલા માણસને તલવાર મારતાં અટકાવે તો એ બન્નેમાં તમને કયો માણસ સારો લાગશે ? આ પ્રશ્નનો નિશ્ચિત ઉત્તર તમે એજ આપશો કે જે માણસે મને બચાવ્યો તે જ માણસ સારો છે. આ વાત તમે કોઈના કહેવાથી કે કોઇની પ્રેરણાથી કહેતા નથી પણ તમે આત્મસાક્ષીએ કહો છે કે, જે મને તલવાર મારવા તૈયાર થયો હતો તે માણસ સારો ન હતો. સારો માણસ તો તેજ છે કે જેના હૃદયમાં દયાભાવના હોય છે. જે પ્રમાણે તમને કોઈ મારે એ તમને પસંદ નથી તેજ પ્રમાણે બીજા પ્રાણીને તમે મારો એ તેમને પણ પસંદ નથી. એટલા માટે કોઇને ન મારવું એ ધર્મ છે. કોઈ તમારી પાસે ખોટું બોલી તમને છેતરી જાય, અથવા કોઈ તમારી વસ્તુની ચોરી કરી જાય તો શું તમને એ વાત પસંદ પડશે ? જો નહિ, તો શું બીજાને દગો દેવો કે બીજાની ચીજ છીનવી લેવી એ શું ઉચિત છે ? એટલા માટે જે વ્યવહાર તમને પસંદ નથી તે વ્યવહાર તમે બીજાની સાથે પણ ન કરો, એટલું જ નહિ પણ જો તમારી શક્તિ હોય તો એ શક્તિનો ઉપયોગ બીજાને સહાયતા આપવામાં કરો. જો તમે તમારી શક્તિનો સદુપયોગ કરો તો તેમાં સ્વ-પરનું કલ્યાણ જ છે, પરંતુ જો તમારામાં શક્તિ હોવા છતાં બીજાને સહાયતા આપવામાં એ શક્તિનો ઉપયોગ ન કરો તો તમારી એ શક્તિ શા કામની રહી ? પોતાનામાં શક્તિ હોવા છતાં જે બીજાને સહાયતા કરતો નથી તે કેવો કહેવાય છે તે વિષે એક પ્રાચીન કથા સંભળાવું છું:—

રાજશેખર નામનો એક પંડિત બહુ જ સંકટ-અવસ્થામાં હતો. તેને ખાવા માટે પૂરતું અન્ન પણ મળતું ન હતું. આવી દુઃખદ અવસ્થામાં પણ તેણે ધૈર્યનો ત્યાગ કર્યો નહિ. તેણે મનમાં વિચાર કર્યો કે, જો હું પુરુષાર્થ કરીશ તો મારું દારિદ્ર દૂર થઈ જશે. આ પ્રમાણે વિચાર કરી તે આજીવિકાની પૂર્તિ કરવા માટે ધારાનગરીમાં આવ્યો.

એક દિવસ રાજશેખર પંડિત માટીના શકોરામાં ખરાબ અનાજ સાફ કરી રહ્યો હતો. આ દશ્ય રાજા ભોજે ફરવા જતી વખતે જોયું. આ દશ્ય જોઈ રાજા સમજી ગયો કે, આ માણસ કોઈ વિદ્વાન્ જણાય છે. રાજશેખરની વિદ્વત્તા કેવી છે તે જાણવા માટે રાજા

ભોજે રાજશેખર પંડિતને ઉપલક્ષીને સંસ્કૃતમાં કહ્યું કે, જે લોકો પોતાનું પેટ પણ ભરી શકતા નથી તેઓ આ સંસારમાં જીવિત રહે તોય શું ? અને જીવિત ન રહે તોય પણ શું ? રાજશેખરે રાજાનું આ કથન સાંભળ્યું. આ કથન સાંભળી તેમનું હૃદય વિંધાયું. અને તેણે સંસ્કૃતમાં જવાબ આપ્યો કે, જે લોકોમાં શક્તિ છે છતાં પણ જેઓ બીજાને સહાયતા આપતા નથી તે લોકો આ સંસારમાં રહે તોય શું ? અને ન રહે તોય શું ? રાજશેખરનો ઉત્તર સાંભળી રાજા સમજી ગયો કે, આ કોઈ વિદ્વાન્ જણાય છે. પરંતુ આ વિદ્વાન્ હોવા છતાં આટલો બધો ગરીબ કેમ છે એનું કારણ જાણવા માટે રાજાએ સંસ્કૃતમાં પૂછ્યું કે, તમારી આવી દશા શા કારણે થઈ ? રાજશેખર પંડિતે જવાબ આપ્યો કે, તમારા જેવા ઉદાર રાજા બધે ઠેકાણે ન હોવાને કારણે જ મારી આવી દશા થઈ છે. પંડિતનું આ કથન સાંભળી રાજાએ મનમાં વિચાર કર્યો કે, હવે તો મારે આ પંડિતને પૂરેપૂરી સહાયતા કરવી જ જોઈએ.

આ પ્રમાણે વિચાર કરી રાજા હાથી ઉપરથી ઊતરી ગયો અને પોતાને બેસવાનો હાથી રાજશેખર પંડિતને આપી દીધો. રાજશેખર પંડિતે વિચાર્યું કે, મારી પાસે તો ખાવાનું પણ નથી તો પછી આ હાથીને હું કેવી રીતે મારે ઘેર બાંધી શકીશ ! આ પ્રમાણે વિચાર કરી તે પંડિતે હાથીના મુખ આગળ પોતાનાં કાન ધર્યાં અને પોતાનું મસ્તક એવી રીતે ફેરવવા લાગ્યો કે, જાણે તે પંડિતનાં કાનમાં કાંઈ કહેતો હોય ! આ વિચિત્ર દૃશ્ય જોઈ રાજાએ પંડિતને પૂછ્યું કે, શું તે હાથી કાંઈ કહે છે ? રાજશેખરે જવાબ આપ્યો કે, હા. આ હાથી મને કહે છે કે, મને લઈ જઈને તું કયાં બાંધીશ ! એટલા માટે તું મને રાજાને પાછો ભેટ-રૂપે સોંપી દે. આ પ્રમાણે કરવાથી હું પણ આનંદમાં રહીશ અને રાજાદ્વારા તને જે ધન પુરસ્કારમાં મળશે તે ધનથી તું પણ આનંદમાં રહીશ.

રાજા ભોજ રાજશેખરના કથનનો આશય સમજી ગયો અને તેમણે પંડિતને ઘણું ધન આપી સુખી બનાવ્યો.

કહેવાનો ભાવાર્થ એ છે કે, પોતાની પાસે શક્તિ હોય તો બીજાનાં દુઃખ દૂર કરવામાં પ્રત્યેક સમર્થ વ્યક્તિએ પૂરેપૂરી સહાયતા આપવી જોઇએ. જે બીજાને સહાયતા આપે છે તે જ બીજાની સહાયતા લેવાને યોગ્ય બને છે. જે લોકો જ્ઞાન, દર્શન તથા ચારિત્રની વૃદ્ધિ કરવામાં સહાયતા આપે છે તે લોકો સ્વ-પરનું કલ્યાણ અવશ્ય સાધી શકે છે. જ્ઞાન, દર્શન તથા ચારિત્રની સહાયતા વડે અંજના સતી કેવી રીતે આત્મકલ્યાણ સાધે છે એ વાત હવે સતી અંજનાની ચરિત્રકથા ઉપરથી સમજાવું છું:—

## સતી અંજના ચરિત્ર—૧૫

મહાત્માએ કહેલું પોતાનું પૂર્વવૃત્તાન્ત સાંભળી અંજનાએ હાથ જોડી મહાત્માને પુનઃ પૂછ્યું કે, આપ જે પ્રમાણે ભૂતકાળની વાતો જાણો છો તે જ પ્રમાણે ભવિષ્ય-સંબંધી વાતો પણ જાણો છો. એટલા માટે હું તમારી પાસે એ વાત જાણવા ચાહું છું કે, મારે આવી સ્થિતિ કેટલા વખત સુધી સહેવી પડશે ? મારી આ સ્થિતિનો અન્ત આવશે કે નહિ ?

અંજનાના પ્રશ્નના ઉત્તરમાં મહાત્માએ કહ્યું કે, હવે થોડા જ સમયમાં તમારાં કર્મો નષ્ટ થવાનાં જ છે અને તમારી સ્થિતિ બદલાવાની છે. જ્યારે સ્થિતિ બદલાઈ જશે ત્યારે તમારા પતિ પણ તમને મળી જશે અને તમારી કુક્ષીએ એક પરમપ્રતાપી પુત્ર પેદા થશે કે જે મોટા થતાં રામને દૂત બનશે અને સીતાજીની શોધ કરશે.

મહાત્માની ભવિષ્યવાણી સાંભળી અંજનાને ઘણી પ્રસન્નતા થઈ. બાદ અંજના મહાત્માને વંદન-નમસ્કાર કરી ત્યાંથી ઉઠી પોતાની સખીની સાથે રવાના થઈ.

અંજનાને બહુ જ પ્રસન્ન થતી જોઈ વસંતમાલાએ તેને કહ્યું કે, સખી ! આ મહાત્મા પાસેથી એવું તને શું મળ્યું છે કે તું આટલી બધી પ્રસન્ન થાય છે ? અંજનાએ જવાબ આપ્યો કે, મને આ મહાત્મા પાસેથી જ્ઞાનની પ્રાપ્તિ થઇ છે એટલા માટે આટલી બધી પ્રસન્ન થાઉં છું.

મહાત્માની પાસેથી જ્ઞાનની જ પ્રાપ્તિ થાય છે. શ્રી ભગવતીસૂત્રમાં આ વિષે ભગવાનને એવો પ્રશ્ન પૂછવામાં આવ્યો છે કે:-

**तहारूवाणं समणाणं निग्गंथाणं पज्जुवासणाए किं फलं ? सवण फलं ।**

અર્થાત્-હે ભગવાન ! સાચા નિર્ગ્રન્થ શ્રમણની પર્યુપાસના-સેવા કરવાથી શો લાભ પ્રાપ્ત થાય છે ? આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને ફરમાવ્યું કે, સાધુની સેવા કરવાથી શ્રવણનો લાભ પ્રાપ્ત થાય છે અર્થાત્ શ્રુતજ્ઞાનની પ્રાપ્તિ થાય છે.

અંજના સતીએ વસંતમાલાને કહ્યું કે, સખી ! મને પણ શ્રુતજ્ઞાનનો લાભ થયો છે. હું મારાં પૂર્વકર્મોને પરોક્ષરૂપે જ જાણતી હતી પણ આ મહાત્માએ કૃપા કરી મારાં પૂર્વકર્મને પ્રત્યક્ષ જોઇને વાત કહી છે. એટલું જ નહિ પણ ભવિષ્ય-સંબંધી વાતો કે જે હું જાણતી ન હતી તે પણ આ મહાત્માજી પાસેથી જાણવા મળી છે. મહાત્માના કથન ઉપરથી મને એવો વિશ્વાસ થઈ ગયો છે કે, હવે મારાં દુઃખનો અંત આવવાનો છે. વસંતમાલાએ કહ્યું કે, તમે તો આ પ્રમાણે કહો છો પણ કોણ જાણે દુઃખનો અંત આવશે કે નહિ ? અને તમારા પતિ યુદ્ધમાંથી જીવિત આવશે કે નહિ ? અંજનાએ જવાબ આપ્યો કે, મને તો મહાત્માના કથન ઉપર વિશ્વાસ છે. પતિના સંબંધમાં પણ તેમણે જે કાંઈ કહ્યું છે તે ઉપર પણ વિશ્વાસ છે અને પુત્રના સંબંધમાં પણ જે કાંઈ કહ્યું છે તે ઉપર પણ વિશ્વાસ છે. વસંતમાલાએ કહ્યું કે, ભવિષ્યની વાત અત્યારથી નિશ્ચિતરૂપે શી રીતે કહી શકાય ? સંભવ છે કે, તમારી કુક્ષીએ પુત્રનો જન્મ ન થતાં પુત્રીનો જન્મ થાય. અંજનાએ જવાબમાં એટલું જ કહ્યું કે, એમ બની શકે નહિ, મને મહાત્માના કથન ઉપર સંપૂર્ણ વિશ્વાસ છે અને મારું પોતાનું પણ એવું અનુમાન છે કે મારી કુક્ષીએ પુત્રનો જ જન્મ થશે.

ઉપરની વાત ઉપરથી અત્રે એક મહત્ત્વપૂર્ણ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે, તે મહાત્માએ અંજનાને ભવિષ્ય બતાવ્યું તો શું સાધુ-મહાત્મા લોકોને આ પ્રમાણે ભવિષ્ય કહી શકે ખરા ? આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, શાસ્ત્રમાં પાંચ પ્રકારનાં વ્યવહાર બતાવવામાં આવેલ છે. એ પ્રમાણે આ પ્રકારનું ભવિષ્ય આગમવ્યવહારી સાધુ કહી શકે છે પરંતુ સૂત્રવ્યવહારી

સાધુ કહી શકે નહિ. જે પ્રમાણે ભવિષ્ય કહેવાના સંબંધમાં પ્રશ્ન ઉપસ્થિત થાય છે તે જ પ્રમાણે તે મહાત્મા એકલા શા માટે વિચરતા હતા એ પ્રશ્ન પણ અત્રે ઉપસ્થિત થઇ શકે છે. આ પ્રશ્નનો પણ એ જ ઉત્તર છે કે, મહાત્મા આગમવ્યવહારી હતા એટલે એમ કરી શકે છે પરંતુ તેમનું અનુકરણ સૂત્રવ્યવહારી સાધુ કરી શકે નહિ. કાલી રાણીએ મહાવીર ભગવાનને પ્રશ્ન પૂછ્યો હતો કે, મારા દશ પુત્રો યુદ્ધમાં ગયા છે તેમને હું ફરી જોઈ શકીશ કે નહિ ? આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને કહ્યું હતું કે, તમે કાલીકુમારને જોઈ શકશો નહિ. ભગવાનનું આ કથન સાંભળી કાલીરાણી મૂર્છિત થઈ નીચે પડી ગઇ હતી. અત્રે વિચારવાની વાત એ છે કે, ભગવાને આ પ્રકારનું ભાવિ વચન કેવી રીતે કહ્યું ? એટલા માટે આપણે અત્રે એમ જ માનવું જોઇએ કે, આગમવ્યવહારી જે કાંઈ કરે છે તેને જોઇને સૂત્રવ્યવહારી પણ તે પ્રમાણે કરી શકે નહિ. આગમવ્યવહારી કેવલી નહિ પણ કેવલી સરખા હોય છે. જો કોઈ સૂત્રવ્યવહારી સાધુ જ્યોતિષાદિ શીખીને આગમવ્યવહારીનું અનુકરણ કરી ભવિષ્ય બતાવવા લાગે તો એ અનુચિત છે. અને તમારા લોકોને માટે પણ સાધુઓ પાસે આ પ્રમાણે ભવિષ્ય જાણવાનો પ્રયત્ન કરવો પણ અનુચિત છે. આજનો યતિસમાજ કોઇ એક સમયે પંચ મહાવ્રતધારી સાધુ–સમાજ જ હતો, પરંતુ આજે તે આવાં જ કારણોને અંગે પતન–અવસ્થાને પામેલ છે.

કહેવાનો આશય એ છે કે, આગમવ્યવહારી સાધુ જે ભવિષ્યાદિ કહે છે, તેવો અધિકાર પ્રાપ્ત કરવા અને તેમનું અનુકરણ કરવા માટે તેમના જ જેવો કર્મોને નષ્ટ કરવાનો પ્રયત્ન કરવો જોઇએ. કર્મોને નષ્ટ કરવા માટે તેમના જેવો પ્રયત્ન તો કરી શકાતો નથી તો પછી એ અવસ્થામાં ભવિષ્ય કહેવાનો અધિકાર કેવી રીતે પ્રાપ્ત થઇ શકે ? જે સાધુઓ કેવળ ભવિષ્ય બતાવવામાં જ તે આગમવ્યવહારી મહાત્માઓનું અનુકરણ કરવા લાગે છે તે સાધુઓ અવશ્ય પતિત થઇ જાય છે. તે મહાત્માઓ જંઘાચરણ વિદ્યાચરણ આદિ વિદ્યાઓથી યુક્ત હોવાની સાથે જ આગમવ્યવહારી પણ હતા એટલા માટે તેમનું અનુકરણ સૂત્રવ્યવહારી કરી શકે નહિ.

અંજના અને વસંતમાલા વચ્ચે વાત થઇ રહી હતી એટલામાં તો અંજનાને પ્રસવવેદના થતી હોય એમ લાગ્યું. અંજનાએ વસંતમાલાને કહ્યું કે, મને અત્યારે પ્રસવવેદના થતી હોય એમ લાગે છે એટલા માટે મને કોઇ સુરક્ષિત સ્થાને લઈ જા. વસંતમાલાએ કહ્યું કે, સખી ! આ જંગલમાં હું કયાં લઇ જાઉં ! અંજનાએ જવાબમાં કહ્યું કે, સંકટના સમયે સાહસનો ત્યાગ કરો નહિ. સામે જે પર્વત જોવામાં આવે છે તે પર્વતની ગુફામાં મને લઈ જા.

અંજના તથા વસંતમાલા પર્વતની ગુફા પાસે પહોંચ્યા. પણ ત્યાં તેમણે જોયું કે એ ગુફામાં તો એક વિકરાળ સિંહ મોઢું ફાડીને બેઠો છે. સિંહને જોતાં જ વસંતમાલા તો ગભરાઇ ગઇ પરંતુ અંજનાએ તેને ધૈર્ય આપતાં કહ્યું કે, રોવાથી કાંઈ થતું નથી, એટલા માટે સંકટના સમયે ધૈર્ય રાખો. મહાત્માના કથનાનુસાર મારી કુક્ષીએ પરમ પ્રતાપી બાળક જન્મ ધારણ કરશે અને તે બાળકની રક્ષા પણ અવશ્ય થશે. જ્યારે બાળકની રક્ષા થવાની

છે તો શું બાળક જેના ગર્ભમાં છે તે માતાની રક્ષા નહિ થાય? આ પ્રમાણે કહીને અંજનાએ વસંતમાલાને ધૈર્ય બંધાવ્યું. આખરે દેવની કૃપાથી તે સિંહનો ઉપસર્ગ મટી ગયો અને તે સિંહ લીલા કરતો ત્યાંથી બીજે ક્યાંક ચાલ્યો ગયો. અંજનાએ તે સિંહની ગુફામાં તેજસ્વી બાળકને જન્મ આપ્યો. તેજસ્વી બાળકને જોઈ અંજના ઘણી પ્રસન્ન થઈ અને વસંતમાલાને કહેવા લાગી કે, જો! આ પુત્ર કેવો તેજસ્વી છે? વસંતમાલાએ કહ્યું કે, જો આ બાળકના પિતા અહીં હોત તો તેનો જન્મોત્સવ કેવો ઊજવવામાં આવત! પરંતુ આ તો નિર્જન વનમાં જન્મ્યો છે! અંજનાએ કહ્યું કે, તું આને દુઃખનું કારણ માની રહી છે, પરંતુ એ તારી ભૂલ છે. આ બાળકનો જન્મ આ વનમાં થયો છે તેનું પણ કોઈ છૂપું કારણ અવશ્ય હશે!

અંજનાને મનમાં એવી ચિંતા પેદા થવા લાગી કે, આ બાળકની રક્ષા હવે કેવી રીતે કરવી? અંજના આ પ્રમાણે બાળકની રક્ષા કરવા વિષે ચિન્તા કરી રહી હતી એટલામાં જ તેને વિમાનના ઘંટનો ધ્વનિ સાંભળવામાં આવ્યો. વસંતમાલાએ બહાર નીકળીને જોયું તો એક વિમાન પોતાની તરફ આવી રહ્યું છે. વસંતમાલાએ અંજનાની પાસે જઈ ખબર આપી કે, એક વિમાન આપણા તરફ આવી રહ્યું છે. અંજનાએ પણ બહાર નીકળીને જોયું તો એક વિમાન પોતાની તરફ નજદીક આવી રહ્યું છે. એટલામાંજ તે વિમાન ત્યાં ઊતર્યું અને તેમાંથી એક પુરુષ બહાર નીકળીને અંજનાની પાસે આવ્યો. તે પુરુષને પોતાની નજદીક આવતો જોઈ અંજના વિચારવા લાગી કે, આ વળી નવી આપત્તિ ક્યાંથી આવી? એટલામાં તે પુરુષે નજદીક આવીને અંજનાને કહ્યું કે, હું કોઈ બીજો નથી પરંતુ તમારો મામો-હનુમત્પાટનનો સ્વામી-છું. મારા જાણવામાં આવ્યું કે તમને પુત્રરત્નની પ્રાપ્તિ થઈ છે, એટલા માટે હું તમને લઈ જવા માટે આવ્યો છું માટે મારી સાથે વિમાનમાં ચાલો.

અંજનાએ પોતાના મામાને ઓળખી લીધા. મામાનો મેળાપ થતાં અંજના ઘણી પ્રસન્ન થઈ અને પુત્રને લઈ વસંતમાલાની સાથે વિમાનમાં બેસી ગઈ. હવે આગળ શું થાય છે તે વિષે હવે પછી વિચાર કરવામાં આવશે.

## વ્યાખ્યાન : સંવત ૧૯૯૬ ભાદરવા વદ ૧૦ રવિવાર

### પ્રાર્થના

'સમુદ્રવિજય' સુત શ્રી નેમીશ્વર, જાદવ કુલકો ટીકો;
રતનકુખ ધારણી 'સિવાદે', તેહનો નંદન નીકો:
શ્રી જિન મોહનગારો છે, જીવન-પ્રાણ હમારો છે. શ્રી. જિન૦ ૧

—વિનયચંદ્રજી કુંભટ ચોવીશી.

શ્રી અરિષ્ટનેમિ ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

આ પ્રાર્થનામાં ભગવાનને મોહનગારા કહેવામાં આવ્યા છે. પરંતુ ભગવાન મોહનગારા ક્યારે અને કોને લાગે છે એ અત્રે જોવાનું છે. જે વ્યક્તિ, જે વસ્તુનો સ્વાદ જાણે છે

તે જ વ્યક્તિ તે વસ્તુને ઓળખી શકે છે અને તે જ તેની પ્રશંસા પણ કરી શકે છે. સુગંધી પુષ્પની ગમે તેવી સુગંધ હોય પણ જેમને ઘ્રાણેન્દ્રિય જ નથી તેમને માટે તે સુગંધ શા કામની? અને તે સુગંધની પારખ પણ તે કેવી રીતે કરી શકે? આ જ પ્રમાણે જેમને આ સંસાર ખારો લાગ્યો હોય, જે પરમાત્માનાં ગુણોને સમજી શક્યો હોય, તથા જેમના હૃદયમાં પરમાત્માનાં ગુણ જાગૃત થયાં હોય તેમને જ પરમાત્મા મોહનગારા લાગી શકે. ઉદાહરણ તરીકે, ભગવાન અરિષ્ટનેમિ જ્યારે ઉગ્રસેનના ઘેરથી બાંધેલા તોરણેથી સંયમ લેવા માટે પાછા ફર્યા હતા ત્યારે રાજીમતિની સખીઓને ભગવાન પ્રિય લાગ્યા ન હતા, પરંતુ રાજીમતિને તો પ્રિય લાગતા હતા. રાજીમતિ તો ભગવાનને મોહનગારા જ માનતી હતી. આમ માનવાનું કારણ એ જ છે કે, રાજીમતિની સખીઓ ભગવાનનાં વાસ્તવિક ગુણોને જાણતી ન હતી, પરંતુ રાજીમતિ જાણતી હતી કે ભગવાન ક્યાં ? અને શા માટે જઈ રહ્યા છે? આ જ પ્રમાણે જેઓ પરમાત્માનાં વાસ્તવિક ગુણોને જાણે છે તેમને જ પરમાત્મા પ્રિય તેમજ મોહનગારા લાગે છે.

ભગવાન અરિષ્ટનેમિ હાથીના હોદ્દા ઉપર બેઠેલા હતા, પરંતુ તેમની દૃષ્ટિ તો, જે પશુ-પક્ષીઓને મારી નાંખવા માટે એક વાડામાં પૂરવામાં આવ્યાં હતાં અને જેમને બચાવવા માટે કોઈ ધ્યાન પણ આપતું ન હતું, તે દયાપાત્ર પશુ-પક્ષીઓ ઉપર જ પડેલી હતી. ભગવાને જ્યારે એ પશુ-પક્ષીઓને જીવિતદાન તથા અભયદાન અપાવી બંધનમુક્ત કરી દીધાં ત્યારે તે પ્રાણીઓને ભગવાન કેવા પ્રિય અને મોહનગારા લાગ્યા હશે! આ જ પ્રમાણે જે લોકો આ સંસારને બંધનરૂપ માને છે અને જેઓ સંસારનાં આ બંધનમાંથી મુક્ત થવા ચાહે છે તેમને જ ભગવાન બંધનમુક્તિ અપાવનાર હોવાથી પ્રિય તેમજ મોહનગારા લાગે છે.

જ્યાંસુધી મિથ્યાત્વનો ક્ષયોપશમ કે ઉપશમ થતો નથી ત્યાંસુધી જીવાત્માને સંસાર અસાર તેમજ ખારો લાગતો નથી; અને જ્યાંસુધી સંસારની અસારતા જણાતી નથી ત્યાંસુધી પરમાત્મા પ્રત્યે સાચી પ્રીતિ પેદા થવા પામતી નથી. પરમાત્મા પ્રત્યે પ્રીતિભાવ પ્રગટ કરવા માટે આપણે પણ મિથ્યાત્વનો ક્ષયોપશમ કરી પરમાત્માના પ્રીતિપાત્ર બનવા માટે પ્રયત્ન કરવો જોઈએ.

આપણે પરમાત્માના પ્રીતિપાત્ર ત્યારે જ બની શકીએ કે જ્યારે ભગવાન અરિષ્ટનેમિના ત્યાગનું આપણે અનુકરણ કરીએ. ભગવાન અરિષ્ટનેમિ આપણને શા માટે મોહનગારા લાગે છે તેનો વિચાર કરો. જો તેમણે રાજીમતિ સાથે વિવાહ કરી લીધો હોત તો એ દશામાં ભગવાન આપણને પ્રિય તેમજ મોહનગારા લાગત નહિ, પરંતુ તેમણે જગજ્જીવોના કલ્યાણ માટે વિવાહ ન કર્યો અને સંસાર મોહનો ત્યાગ કરી જગત સમક્ષ ત્યાગવૃત્તિનો આદર્શ ઉપસ્થિત કર્યો, એટલા જ માટે ભગવાન આપણને પ્રિય તેમજ મોહનગારા લાગે છે. જ્યારે ત્યાગનો આવો મહિમા છે એવું આપણે જાણીએ છીએ, તેમ છતાં જો આપણે સંસાર-મોહનો થોડો ઘણો ત્યાગ કરી ત્યાગ-માર્ગને ન અપનાવીએ તો એ આપણી ભૂલ જ છે. સંસારમોહને ઓછો કરવા માટે અને ત્યાગમાર્ગને અપનાવવા માટે સર્વ પ્રથમ સમ્યક્જ્ઞાનની આવશ્યકતા રહે છે. આ સમ્યક્જ્ઞાનને પ્રાપ્ત કરવાથી જીવાત્માને શો લાભ થાય છે એ વિષે

આગળ વિસ્તાર રૂપે વિવેચન કરવામાં આવ્યું છે. આજે જ્ઞાનની સાથે દર્શનની તથા ચારિત્રની પણ કેટલી બધી આવશ્યકતા રહે છે એ વાત શાસ્ત્રદ્વારા સમજાવું છું:–

## સમ્યક્ત્વ પરાક્રમ—બોલ ૬૦ મો

કાલે શાસ્ત્રમાં જ્ઞાનસંપન્નતાથી જીવાત્માને શો લાભ થાય છે તે વિષે વિચાર કરવામાં આવ્યો હતો. જ્ઞાનસંપન્નતાથી જીવાત્મા સર્વ પદાર્થોના યથાર્થભાવને જાણી શકે છે અને તે કારણે તે ચતુર્ગતિરૂપ-સંસાર–અટવીમાં દુઃખ પામતો નથી. જેમ દોરાવાળી સોય ખોવાતી નથી તેમ જ્ઞાની જીવ સંસારમાં ભૂલો પડતો નથી, અને જ્ઞાન, ચારિત્ર, તપ અને વિનયના યોગોને પ્રાપ્ત કરે છે. તેમજ પોતાનાં દર્શન અને બીજાનાં દર્શનને બરાબર જાણીને અસત્યમાર્ગમાં ફસાતો નથી.

ભગવાન મહાવીરે સત્ય જ્ઞાન-પ્રાપ્તિનું આ ફળ બતાવેલ છે. સાચું જ્ઞાન સમ્યક્ત્વ અર્થાત્ સાચા દર્શન વિના પેદા થતું નથી એટલા માટે હવે દર્શન વિષે પ્રશ્ન કરવામાં આવે છે.

જ્ઞાન અને દર્શન એ બન્નેનો પારસ્પરિક સહયોગ છે. જ્યારે જ્ઞાન હોય છે ત્યારે દર્શન પણ હોય છે અને જ્યારે દર્શન હોય છે ત્યારે જ્ઞાન પણ હોય છે. આ ઉપરથી અત્રે કોઈ એવો પ્રશ્ન કરે કે, જ્યારે જ્ઞાન અને દર્શનનો પરસ્પર આટલો બધો ઘનિષ્ટ સંબંધ છે તો પછી દર્શન વિષે જુદો પ્રશ્ન શા માટે પૂછવામાં આવ્યો છે? આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, શ્રુતજ્ઞાન તો સાંવ્યવહારિક છે અને દર્શન સાંવ્યવહારિક નથી. જ્ઞાનનું તો આદાન–પ્રદાન થઈ શકે છે, પરંતુ દર્શનનું આદાન–પ્રદાન થઈ શકતું નથી. આ સિવાય જ્ઞાન પણ ત્યારે જ પેદા થઈ શકે છે કે, જ્યારે પહેલાં દર્શન હોય છે. દર્શન વિના જ્ઞાનની પ્રાપ્તિ થઈ શકતી નથી. શાસ્ત્રમાં કહ્યું છે કે, न अदंसणिस्स नाणं અર્થાત્ જે વ્યક્તિમાં દર્શન અર્થાત્ સમ્યક્ શ્રદ્ધા હોતી નથી તેને સમ્યક્જ્ઞાન પેદા થઈ શકતું નથી. દર્શનનો સામાન્ય અર્થ સમ્યક્ત્વ થાય છે. જેનામાં સમ્યક્ત્વ હોતું નથી તેનું જ્ઞાન પણ અજ્ઞાન કહેવામાં આવે છે. સમ્યક્ત્વ સહિત જ્ઞાન હોય તે જ સાચું જ્ઞાન છે. ક્ષાયોપશમિક ભાવથી જ્ઞાન પણ પેદા થાય છે અને અજ્ઞાન પણ પેદા થાય છે. પરંતુ ક્ષાયિક ભાવથી તો જ્ઞાન જ પેદા થાય છે. આ પ્રમાણે સમ્યક્ત્વ વિના જ્ઞાન પેદા થઈ શકતું નથી એ બતાવવા માટે દર્શન વિષે જુદો પ્રશ્ન કરવામાં આવ્યો છે. હવે ગૌતમ સ્વામી દર્શન વિષે ભગવાનને પ્રશ્ન પૂછે છે કે:–

### બોલ ૬૦ મો

**(૬૦) दंसण संपन्नयाए णं भंते ! जीवे किं जणयइ ?**

અર્થાત્–હે ભગવાન ! દર્શનને પ્રાપ્ત કરવાથી જીવાત્માને શો લાભ થાય છે? આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને ફરમાવ્યું કે:–

**दंसणसंपन्नयाए णं भवमिच्छत्तछेयणं करेइ, परं न विज्झायइ, परं अविज्झमा णे अणुत्तरेणं नाणदंसणेणं अप्पाणं संजोएमाणे सम्मं भावेमाणे विहरइ॥६०॥**

અર્થાત્-હે ગૌતમ! દર્શનસંપન્ન (સમકિતી) જીવ સંસારના મૂળરૂપ મિથ્યાત્વ-અજ્ઞાનનું છેદન કરે છે. તેના જ્ઞાનનો પ્રકાશ ઓલવાતો નથી. અને તે પ્રકાશમાં શ્રેષ્ઠ જ્ઞાન અને દર્શનથી પોતાના આત્માને સંયોજીને સુંદર ભાવનાપૂર્વક વિચરે છે.

ભગવાને દર્શનસંપન્નતાથી મિથ્યાત્વનો નાશ બતાવ્યો છે પરંતુ મિથ્યાત્વનો નાશ તો ક્ષયોપશમ સમકિતથી પણ થાય છે તો પછી દર્શનસંપન્નતાથી વિશેષ લાભ શો થયો? આ કથનનો ઉત્તર એ છે કે, જે પ્રમાણે ખુલ્લી હવામાં રાખવામાં આવેલો દીપક બુઝાઈ જવાનો ભય રહે છે તે જ પ્રમાણે ક્ષયોપશમ સમકિતને માટે પણ નષ્ટ થવાનો ભય રહે છે પરંતુ ક્ષાયિક સમકિતને માટે એવો ભય રહેતો નથી. અને તેથી જ ભગવાને પ્રશ્નોત્તરમાં '**परं**' શબ્દનો પ્રયોગ કરી બતાવ્યું છે કે, દર્શનસંપન્નતાથી મિથ્યાત્વનો નાશ થાય છે અને જે ક્ષાયિક સમકિત નષ્ટ થવાનો ભય રહેતો નથી તે ક્ષાયિક સમકિતની પ્રાપ્તિ થાય છે. દર્શન અર્થાત્ સમ્યક્ત્વ ક્ષાયોપશમિક પણ હોય છે અને ક્ષાયિક પણ હોય છે. ક્ષાયોપશમિક સમકિત કદાચ નષ્ટ થઈ જવાનો ભય રહે છે પણ ક્ષાયિક સમકિત નષ્ટ થઈ જાય એવો ભય રહેતો નથી. દર્શનસંપન્નતાથી જીવાત્માને મિથ્યાત્વનો નાશ થવાની સાથે ક્ષાયિક સમકિતની પ્રાપ્તિ થાય છે.

આ સંસારમાં ભ્રમણ કરવાનું પ્રધાન કારણ મિથ્યાત્વ જ છે. કારણ વિના કાર્ય થતું નથી. સંસારમાં ભ્રમણરૂપી કાર્યનું કારણ મિથ્યાત્વ જ છે. દર્શનસંપન્નતા મિથ્યાત્વનો છેદ કરે છે અને જ્યારે કારણનો છેદ કરવામાં આવે ત્યારે કાર્ય પણ પેદા કેવી રીતે થઈ શકે? જે વસ્તુ જેવી છે તેને તેથી વિપરીત માનવી એ જ મિથ્યાત્વ છે. આ મિથ્યાત્વનો છેદ થવાથી સંસારપરિભ્રમણ કરવું પડતું નથી.

મિથ્યાત્વ એ સંસારનું કારણ છે અને સમ્યક્ત્વ મોક્ષનું કારણ છે. દર્શનસંપન્ન વ્યક્તિ મિથ્યાત્વનો છેદ કરી ક્ષાયિક સમ્યક્ત્વને પ્રાપ્ત કરે છે. ક્ષાયિક સમ્યક્ત્વવાળો જીવાત્મા કાંતો તે જ ભવમાં મોક્ષને પ્રાપ્ત કરે છે, અથવા ભવસ્થિતિ બાકી હોય તો વધારેમાં વધારે ત્રણ કે ચાર ભવમાં કેવલજ્ઞાન પ્રાપ્ત કરી મોક્ષમાં જાય છે. ક્ષાયોપશમિક સમકિત તો આવે છે અને જાય છે, પરંતુ ક્ષાયિક સમકિત એવું છે કે તે એકવાર પ્રાપ્ત થયા બાદ નષ્ટ થતું નથી. ક્ષાયિક સમ્યક્ત્વ પ્રાપ્ત થવાથી પરમજ્ઞાન તથા પરમ દર્શનને પ્રાપ્ત કરી તે દર્શનસંપન્ન વ્યક્તિ, ક્ષાયિક જ્ઞાન-દર્શનમાં આનંદપૂર્વક રમણ કરે છે.

સમ્યક્ત્વ ત્રણ પ્રકારનું હોય છે. એક તો ઉપશાન્ત ગુણથી પ્રાપ્ત સમ્યક્ત્વ, બીજું ક્ષયોપશમ ગુણથી પ્રાપ્ત સમ્યક્ત્વ અને ત્રીજું ક્ષાયક ગુણથી પ્રાપ્ત થએલું સમ્યક્ત્વ. આ ત્રણેય પ્રકારના સમ્યક્ત્વમાં કેટલું અંતર છે એ બતાવવા માટે પાણીનું ઉદાહરણ આપી સમજાવવામાં આવે છે. એક પાણી એવા પ્રકારનું હોય છે કે જે મલિન છે પરંતુ તેમાં એવી કોઈ દવા નાંખવામાં આવી છે જેને લીધે પાણીનો કાદવ નીચે બેસી ગયો છે. બીજા પ્રકારનું પાણી એવું હોય છે કે જે ઉપરથી તો સ્વચ્છ દેખાય છે પરંતુ તેની અંદર કાદવ કે મલિનતા સ્પષ્ટ જોવામાં આવે છે. અને ત્રીજા પ્રકારનું પાણી એવું છે કે, જે પહેલાં પંકસહિત હતું પરંતુ તે પાણીનો કાદવ નીચે બેસી જવાથી નિર્મળ પાણીને નીતારીને જુદું

કરી લેવામાં આવેલ છે. એટલા માટે તે પાણી પાછું મલિન થાય એવો સંભવ નથી. આ જ પ્રમાણે મિથ્યાત્વના વિપાકમાં શાન્ત હોય પણ પ્રદેશમાં ઉદયાધીન રહેતું હોય તે ક્ષયોપશમથી પ્રાપ્ત થયેલું સમ્યક્ત્વ છે. મિથ્યાત્વનો ઉદયભાવ પ્રદેશ અને વિપાક–બન્નેમાં શાન્ત રહેતો હોય તે ઉપશમથી પ્રાપ્ત થએલું સમ્યક્ત્વ છે. ક્ષાયોપશમિક સમ્યક્ત્વ કરતાં ઉપશાન્ત સમ્યક્ત્વ સારું હોય છે. ત્રીજું ક્ષાયિક સમ્યક્ત્વ છે. જ્યારે મિથ્યાત્વ પ્રદેશ અને વિપાક–બન્નેમાંથી બહાર નીકળી ગયું હોય અર્થાત્ મિથ્યાત્વ કોઈપણ પ્રદેશમાં અથવા વિપાકમાં ન રહે એનું નામ ક્ષાયિક સમ્યક્ત્વ છે.

એક સમ્યક્ત્વ હોવાથી જ આત્મા કેવી રીતે ઉન્નત થઈ શકે છે એને માટે રાજા શ્રેણિકનું ઉદાહરણ આપવામાં આવ્યું છે. સમ્યક્ત્વ હોવાથી સમ્યક્ત્વનાં સહાયક બીજાં ગુણ પ્રાપ્ત થાય છે અને એ દશામાં આત્મા પણ ઉન્નત થાય જ છે.

રાજા શ્રેણિકને ચેલના નામની રાણી હતી. મારા પતિ ધાર્મિક બને એવી ચેલનાની હમેશાં ભાવના રહેતી હતી. તેની એવી માન્યતા હતી કે, જો હું મારા પતિને ધર્મ–ભાવનાથી ઓતપ્રોત કરું તો જ હું સાચી પતિવ્રતા પત્ની કહેવાઉં. આ બાજુ શ્રેણિકની એવી માન્યતા હતી કે, પત્નીને અસારથી ધર્મની શી લત લાગી છે? પત્નીને આ ધર્મની લતથી મુક્ત કરવી જોઇએ. આ પ્રમાણે પતિ–પત્ની બન્નેનાં ધ્યેય એક બીજાથી વિપરીત હતાં અને એ બન્ને જણા પોતપોતાના ધ્યેય પ્રમાણે પ્રયત્ન કરતા હતા. રાણી તો મનમાં એમ વિચારતી હતી કે, રાજા મને ઠગવાનો પ્રયત્ન કરે છે અને હું રાજાને શુદ્ધ કરવાનો પ્રયત્ન કરું છું. ત્યારે રાજા એમ સમજતો હતો કે, રાણીને ધર્મની બીમારી લાગુ પડી છે અને હું તેને ધર્મની બીમારીમાંથી બહાર કાઢું છું.

શ્રેણિક રાજા, રાણીને ધર્મશ્રદ્ધાથી વિચલિત કરવા માટે અનેકવાર છળકપટ કરતો હતો. એટલા માટે રાણીએ બધાંને એવી સૂચના આપી દીધી હતી કે, જે મહાત્મા ચાર જ્ઞાનના ધારક, સમર્થ તથા વ્રતપાલનમાં દૃઢ હોય તેઓ જ અહીં પધારે; કારણ કે અહીં રાજા તરફથી ધર્મશ્રદ્ધાથી વિચલિત કરવા માટે છળ કરવામાં આવે છે. એટલા માટે અહીં સાધારણ સાધુ ન આવે. જો આ સૂચનાને ધ્યાનમાં ન લેતાં જો કોઈ સાધારણ સાધુ અત્રે આવશે તો તેઓ છળમાં–કપટજાળમાં ફસાઈ જશે અને પરિણામે ધર્મની અવહેલના થશે. રાણીની આ સૂચનાને કારણે શ્રેણિકના રાજ્યમાં સમર્થ સાધુઓ જ આવતા હતા. સાધારણ સાધુઓએ તો તેના રાજ્યમાં જવાનું પણ બંધ કરી દીધું હતું.

રાજગૃહમાં એક મહાત્મા ગ્રામાનુગ્રામ વિહાર કરતા પધાર્યા. રાજાએ સાંભળ્યું કે, રાણીના ગુરુ રાજનગરીમાં આવેલ છે. આ સાંભળી રાજાએ વિચાર કર્યો કે, 'રાણીના ગુરુને અપમાનિત્ કરવાનો આ ઠીક અવસર મળ્યો છે. જો તેના ગુરુ ભ્રષ્ટ થશે તો રાણીનું ધર્મગૌરવ પણ ઓછું થઈ જશે.'

આ પ્રમાણે વિચાર કરી રાજાએ એક વેશ્યાને બોલાવીને કહ્યું કે, તું પેલા સાધુના સ્થાને જઈ તેને કોઇપણ ઉપાયે ભ્રષ્ટ કરી પાછી અહીં આવ. જો તું મારું કામ પાર પાડીશ તો તું જે માંગીશ તે ઈનામમાં આપીશ. વેશ્યા તો રાજાનું કામ મફત જ કરવા

તૈયાર હતી તેમ છતાં રાજાની સહાયતા અને ઇનામ મળવાની આશા મળતાં સાધુની પાસે જવા તેણે તરત જ હા પાડી. તે શ્રૃંગાર સજી અને કામોત્તેજક બીજો સામાન લઈ સાધુના સ્થાને ગઈ. સાધુએ એ સ્ત્રીને જોતાં જ કહ્યું કે, " ખબરદાર! રાત્રીના સમયે અમારા સ્થાને સ્ત્રીઓ આવી શકતી નથી. આ કોઈ ગૃહસ્થનું મકાન નથી. અહીં તો સાધુઓ રહે છે." વેશ્યાએ કહ્યું કે, " મહારાજ! આપની વાત સાચી છે, પણ આપનું કહ્યું તે જ માની શકે કે જે આપની આજ્ઞા માથે ચડાવતી હોય; પણ હું તો કોઈ બીજા જ કારણસર અત્રે આવી છું. હું આપને કોઈ પ્રકારનું કષ્ટ આપવા આવી નથી પણ આપનું મનોરંજન કરવા અને આનંદ આપવા માટે આવી છું." આમ કહેતી તે વેશ્યા સાધુના સ્થાનમાં ઘુસી ગઈ. સાધુ સમજી ગયા કે મને ભ્રષ્ટ કરવાની બુદ્ધિએ આ આવી છે. જો કે, હું મારા શીલવ્રત ઉપર દૃઢ છું પણ જ્યારે તે બહાર નીકળશે અને એમ કહેશે કે, " હું સાધુના શીલવ્રતનો ભંગ કરીને આવી છું ત્યારે મારું કહ્યું કોણ સાંભળશે ? "

મહાત્માએ તે વખતે પોતાની લબ્ધિદ્વારા વિકરાળ રૂપ ધારણ કર્યું. આ જોઇને વેશ્યા ગભરાઈ અને કહેવા લાગી કે, "મહારાજ! ક્ષમા કરો, મને નષ્ટ ન કરો. મને તો શ્રેણિક રાજાએ મોકલી છે એટલે આવી છું. હું તો અહીંથી હમણાં જ ભાગી જાત, પણ શું કરું ? બહાર તાળું દીધેલ છે એટલે બહાર કેવી રીતે જઇ શકું ? આપ મારી ઉપર દયા કરો."

તે મહાત્માએ પોતાનો વેશ જ બીજો બદલાવી લીધો હતો. શાસ્ત્રમાં કારણવશાત્ વેશપરિવર્ત્તન કરવાનું કહેલ છે. સાધુલિંગને બદલવાનું શાસ્ત્રમાં અપવાદરૂપે બતાવવામાં આવેલ છે. ચારિત્રની રક્ષા તો તે વખતે પણ કરવામાં આવે છે, પણ લિંગ અવસર ઉપર બદલી નાંખવાનું અપવાદ માર્ગમાં બતાવવામાં આવેલ છે.

એક બાજુ આ ઘટના બની ત્યારે બીજી બાજુ રાજા રાણીને કહી રહ્યા છે કે, તારા ગુરુની તું આટલી બધી પ્રશંસા કરતી હતી તો હવે તેમના હાલહેવાલ જો ! તે કેવા છે ? તેઓ એક વેશ્યાને રાખી બેઠા છે ! ચેલના રાણીએ આશ્ચર્યપૂર્વક કહ્યું કે, ' શું એમ છે ? પણ એ વાત જ્યાંસુધી મારી આંખે જોઉં નહિ ત્યાંસુધી માની શકું નહિ ! જો તમે કહ્યું તેવું જ હું જોઈશ તો હું તેમને કદાપિ ગુરુ માની શકું નહિ. આપણે તો સત્યના ઉપાસક છીએ માટે આપ જેવું કહો છો તેવું બતાવી આપો. '

રાજાએ કહ્યું કે, એ તો મેં જોયું જ છે, શા માટે એ વાતને વધારો છો ? રાણીએ ઉત્તર આપ્યો કે, ' જ્યાંસુધી મારી આંખે હું જોઉં નહિ ત્યાંસુધી તમે કહો છો તેવું માની શકું નહિ. જ્યારે એવું જોઇશ તે જ ઘડીએ હું તેમને સાધુરૂપે માનવા છોડી દઇશ. '

આખરે રાજાએ, ચેલના રાણીને સાથે લઈ સાધુના સ્થાને આવી દરવાજો ખોલ્યો. ખોલતાં જ જેમ પાંજરામાંથી પક્ષી બહાર ભાગે તેમ વેશ્યા બહાર નીકળી આવી અને રાજાને કહેવા લાગી કે, ' આપ મને ભલે બીજું કોઈ કામ સોંપો પણ સાધુની પાસે જવાનું કહેશો નહિ ! આજે તો આ મહાત્માના તપસ્તેજના પ્રભાવથી મરી જાત પણ તેમની દયાથી જ આજે જીવતી રહી છું.

વેશ્યાની વાત સાંભળી રાણી રાજાને કહેવા લાગી કે, મહારાજ, આ વેશ્યા શું કહે છે ? એના કહેવા ઉપરથી તો એમ જણાય છે કે, તમે જ એને અહીં મોકલી છે ! ભલે તમે તેને મોકલી હોય પણ મેં તો પહેલાં જ કહી દીધું હતું કે, મારા ગુરુને ઇન્દ્રાણી પણ ડગાવી શકે નહિ ! પરંતુ આ મારી બહેન શું કહે છે તે ઉપર તો વિચાર કરો.

રાજા રાણીની વાત સાંભળી શરમાઇ ગયો. તે કહેવા લાગ્યો કે, 'વેશ્યાની વાતમાં વધારે પડવું સારું નથી. હવે એ વાતને પડતી મૂકો.

રાણીએ કહ્યું કે, ઠીક છે. આ વેશ્યા આત્માના સંબંધે મારી બહેનની સમાન છે તોપણ હું એની વાત છોડી દઉં છું, પરંતુ હવે આપ પણ એ વાતને પડતી મૂકો. ઠીક ! ચાલો આપણે એ મહાત્માની પાસે તો જઇએ. બન્ને જણા મહાત્માની પાસે ગયા અને જોયું તો મહાત્મા કોઈ બીજા જ વેશમાં હતા. આ જોઇને રાણીએ રાજાને કહ્યું કે, આ જુઓ ! આ મારા ગુરુ જ નથી. હું તો દ્રવ્ય અને ભાવ બન્નેથી યુક્ત હોય તેને ગુરુ માનનારી છું. આ મહાત્માનો વેશ મારા ગુરુનો વેશ નથી. જ્યારે મારા ગુરુનું લિંગ જ નથી તો પછી તેમને મારા ગુરુ કેવી રીતે માની શકું ?

કેટલાક લોકો રજોહરણ–મુહપત્તિ આદિમાં શું પડયું છે એમ કહે છે. પરંતુ વાસ્તવમાં રજોહરણ–મુખવસ્ત્રિકા આદિનું ઘણું જ મહત્ત્વ છે. ચિન્હનું કેટલું બધું મહત્ત્વ છે ! સ્ટીમર, મોટર આદિ ઉપર જે ચિન્હ રાખવામાં આવે છે તેનું કેટલું બધું મહત્ત્વ ગણવામાં આવે છે ? આજ પ્રમાણે મુખવસ્ત્રિકા પણ જૈનધર્મના સાધુઓની નિશાની છે. શ્રી ઉત્તરાધ્યયન સૂત્રમાં રજોહરણ–મુખવસ્ત્રિકા આદિને ઋષીશ્વરની ધ્વજા કહેવામાં આવી છે. શાસ્ત્રમાં કહ્યું છે કે, लोगे लिंग पयोयणं અર્થાત્ લોકમાં લિંગનું પ્રયોજન છે.

કહેવાનો આશય એ છે કે, ધર્મદ્વારા જ ધર્મની ઓળખાણ થાય છે. રાણીએ રાજાને કહ્યું કે, મહારાજ ! ધર્મપ્રતિ આ પ્રકારનું છળકપટ કરવાનું છોડી દો. આખરે રાજાના ગળે રાણીની વાત ઊતરી અને પછી તો અનાથી મુનિ જેવા મહા નિર્ગ્રન્થના સંસર્ગમાં આવવાથી તેમને ક્ષાયિક સમકિત–રત્નની પ્રાપ્તિ પણ થઇ. રાજા શ્રેણિકે સમ્યક્ત્વના પ્રભાવથી કેવો આત્મલાભ પ્રાપ્ત કર્યો હતો તેને માટે ગ્રન્થોમાં કહ્યું છે કેઃ–

**न सेणिओ आसितया बहुस्सुओ न यावि पन्नतिधरो न वायगो ।**
**सो आगमिस्साइ जिणो भविस्सइ समिक्ख पन्नाइ वरं खु दंसणं ॥**

અર્થાત્—રાજા શ્રેણિક એક નવકારશી પણ કરી શકયો ન હતો, તે બહુશ્રુત પણ ન હતો, તેણે સાધુપણું પણ ધારણ કર્યું ન હતું, તથા તે વાચક–વ્યાખ્યાતા પણ થયા ન હતા છતાં પણ તેમનું દર્શન અથવા સમ્યક્ત્વ શુદ્ધ હોવાને કારણે ભવિષ્યમાં તેઓ પદ્મનાભ તીર્થંકર થશે.

રાજા શ્રેણિક પહેલાં તો ધર્મની આવશ્યકતા સ્વીકારતો ન હતો. પણ ભગવાન મહાવીરના તથા મહાનિર્ગ્રન્થ અનાથીમુનિના સંસર્ગમાં આવ્યા બાદ તેનામાં વજ્રલેપ જેવી

નિઃશંક શ્રદ્ધા પેદા થવા પામી હતી. ધર્મ પ્રત્યે તેમની નિઃશંક શ્રદ્ધા હોવાને કારણે જ તેઓ આત્મ–કલ્યાણ સાધી શકયા હતા.

રાજા શ્રેણિક સમ્યક્ત્વમાં દૃઢ હતા. તેમની ધર્મદૃઢતાની પ્રશંસા સાંભળી એક દેવે વિચાર કર્યો કે, આખરે તે એક મનુષ્ય જ છે તો મનુષ્યને ધર્મશ્રદ્ધા ઉપરથી વિચલિત કરવો એમાં શું મુશ્કેલી છે? આ પ્રમાણે વિચાર કરી, એક દિવસ જ્યારે શ્રેણિક રાજા બહાર ફરવા નીકળ્યો હતો ત્યારે તે દેવ સાધુવેશમાં શીકારીનો સ્વાંગ સજી સશંક થઈ રાજાની પાસે થઇને નીકળ્યો. રાજાના કર્મચારીઓએ, તે સાધુવેશધારી શિકારી દેવને જોઈ રાજાને કહ્યું કે, જુઓ! તમારા ગુરુ જાય છે. હાથમાં માછલાને પકડવાની જાળ લઇને જતા સાધુવેશધારી દેવને જોઇને રાજાએ સાશ્ચર્ય પૂછ્યું કે, આ શું છે? સાધુવેશધારી દેવે કહ્યું કે, રાજન્! હું માછલાં પકડવા જાઉં છું. હું તો તમારી દૃષ્ટિએ આવી ગયો છું એટલે મને તમે દોષપાત્ર ગણો છો પણ ભગવાન મહાવીરના બધા સાધુઓ મારા જેવા જ છે. જો કે, રાજાને માટે આ સમય સમ્યક્ત્વથી વિચલિત થવાનો હતો પણ શ્રેણિક રાજાની ધર્મશ્રદ્ધા વજ્રલેપ જેવી દૃઢ હોવાને કારણે તેમણે સાધુવેશધારી દેવને કહ્યું કે, તમે તમારી શિથિલતાના કારણે તમારા આત્માને દોષ દો; બધા સાધુઓ ઉપર ખોટું કલંક ન ચડાવો. ભગવાન મહાવીરના સાધુઓ તમારા જેવા શિથિલાચારી હોઇ જ શકે નહિ.

રાજા શ્રેણિક સાધુવેશધારી દેવને ઉપાલંભ આપીને થોડા આગળ વધ્યો હશે ત્યાં તેમણે ગર્ભવતી સ્ત્રીની માફક મોટા પેટવાળી સાધ્વીને પોતા તરફ આવતી જોઈ. સાધ્વી કોઈ દિવસ ગર્ભવતી હોઇ શકે નહિ છતાં સાધ્વીવેશમાં ગર્ભવતી જોઈને રાજાએ કહ્યું કે, આ કોણ અભાગણ છે! સાધ્વીવેશધારી દેવે રાજાને કહ્યું કે, રાજન્! આ તો આજે હું તમારી દૃષ્ટિમાં આવી ગઈ પણ ભગવાન મહાવીરની બધી સાધ્વીઓ મારા જેવીજ દુરાચારિણી જ છે. રાજાએ તે સાધ્વીને ઉપાલંભ આપતાં કહ્યું કે, તમે પોતે દુરાચારિણી હોવાને કારણે બધી સાધ્વીઓને શા માટે કલંકિત કહો છો?

ધર્મશ્રદ્ધાને વિચલિત કરનારી ઘટનાઓ જોવા છતાં પણ રાજા શ્રેણિકના મનમાં નિઃશંક ધર્મશ્રદ્ધા હોવાને કારણે ભગવાન મહાવીરના ધર્મ પ્રતિ જરા પણ સંદેહ પેદા થયો નહિ. દેવ રાજાની ધર્મદૃઢતા જોઈ આશ્ચર્ય ચકિત થઈ ગયો. આખરે દેવે પોતાની માયાજાળ સમેટી લીધી અને હાથ જોડી રાજાની સામે આવી કહેવા લાગ્યો કે, હે! રાજન્! મેં તમારી ધર્મપરીક્ષા કરવા માટેજ આવો સ્વાંગ ધારણ કર્યો હતો.

કહેવાનો આશય એ છે કે, વ્રત–પ્રત્યાખ્યાન કરવાની શકિત ન હોવા છતાં પણ સાચી ધર્મશ્રદ્ધા અર્થાત્ ક્ષાયિક સમ્યક્ત્વ જીવિત રહે તો એ અવસ્થામાં આત્માનું કલ્યાણ કોઇ દિવસે અવશ્ય થાય જ છે. એટલા માટે જો તમે તમારા આત્માનું કલ્યાણ કરવા ચાહો છો તો તમે પણ સમ્યક્ત્વ ઉપર દૃઢ રહો. આ દુષ્કર પંચમ આરામાં અનેક એવી વાતો જોવામાં તથા સાંભળવામાં આવે છે કે જે દ્વારા ધર્મશ્રદ્ધા શિથિલ થઈ શકે છે. પરંતુ જો હૃદયમાં સાચી ધર્મશ્રદ્ધા હોય તો દુનિયામાં એવી એક પણ શકિત નથી કે જે

આત્માને ધર્મશ્રદ્ધાથી વિચલિત કરી શકે. એટલા માટે તમે ધર્મશ્રદ્ધા ઉપર દૃઢ રહો તો તેમાં તમારું કલ્યાણ જ રહેલું છે. હવે ધર્મ ઉપર દૃઢ શ્રદ્ધા રાખવાથી શો લાભ થાય છે એ વાત અંજના સતીની ચરિત્ર કથા ઉપરથી સમજાવું છું:–

## સતી અંજના ચરિત્ર—૧૬

અંજનાને ધર્મ ઉપર એવો દૃઢ વિશ્વાસ હતો કે, તેના ઉપર સંકટનો પહાડ પડવા છતાં પણ ધર્મ કે ધૈર્યનો ત્યાગ કર્યો નહિ. સાસુ, સસરા તથા માતા–પિતાએ તેનો તિરસ્કાર કર્યો પણ અંજનાએ કોઇનો તિરસ્કાર કર્યો નહિ. અંજના એ વાતને સારી રીતે જાણતી હતી કે, ધર્મનો આખરે વિજય જ થાય છે. જો હું સત્યધર્મ ઉપર દૃઢ છું તો મારી ધર્મદૃઢતાનું ફળ મને મળ્યા વગર રહેશે નહિ. ધર્મ ઉપર આવી દૃઢ શ્રદ્ધા હોવાને કારણે જ અંજનાનું દુઃખ–સંકટ આખરે દૂર થયું.

પર્વતની ગુફામાં અંજનાએ પુત્રને જન્મ આપ્યો છે. વનમાં પુત્રની રક્ષા કેવી રીતે થશે એ વિષે અંજના ચિંતા કરી રહી છે. પણ ધર્મપ્રતાપે એ ચિન્તાને દૂર કરવા માટે અંજનાના મામા વિમાનમાં બેસી તેડવા આવ્યા છે અને અંજનાને પોતાને ઘેર આવવા કહે છે. મામાના કથનના ઉત્તરમાં અંજનાએ કહ્યું કે, આ વનમાં મને ઘણો જ આનંદ પ્રાપ્ત થયો છે. આ પ્રમાણે કહી અંજનાએ મહાત્માના દર્શન કર્યાની તથા તેમણે ભૂત તથા ભવિષ્ય સંબંધી કહેલી બધી વાત કહી સંભળાવી. આ વાત સાંભળી અંજનાના મામા ઘણા જ પ્રસન્ન થયા અને ઘેર આવવા આગ્રહ કર્યો.

આખરે મામાના અત્યાગ્રહને વશ થઈ અંજના વસંતમાલાની સાથે પુત્રને ખોળામાં લઈ વિમાનમાં બેઠી અને વિમાન હનુમત્પાટનને માટે રવાના થયું. માર્ગમાં અંજના પોતાની સખીને ધર્મના મહત્ત્વ વિષે વાતો કરતી જતી હતી. એટલામાં તો અંજનાનો પુત્ર વિમાનને જોઈ તથા વિમાનના ઘંટનો અવાજ સાંભળી ખળખળાટ હસી પડ્યો અને ઉછળવા લાગ્યો. અંજનાએ બાળકને ઉછળતો અટકાવવા પ્રયત્ન કર્યો પણ પુત્ર જોરથી ઉછળવા જતાં વિમાનની બહાર એક પર્વતના શિખર ઉપર જઈ પડ્યો. બાળક નીચે પડી જવાથી અંજનાને ઘણું જ દુઃખ થયું. તે દુઃખપૂર્ણ સ્વરથી કહેવા લાગી કે, મારા પુત્રની શી દશા થઈ હશે! મારા માટે તો આ વિમાન કૂવા સમાન નીવડયું. આ ઘટનાથી અંજનાના મામાને પણ દુઃખ થયું પરંતુ તેમણે અંજનાને ધૈર્ય આપતાં કહ્યું કે, તું ધર્મને જાણવા છતાં આટલો બધો કલ્પાંત કેમ કરે છે? આ પ્રમાણે કલ્પાંત કરવાથી કે દુઃખ માનવાથી કાંઈ લાભ થવાનો નથી. તું કલ્પાંત કર નહિ. હું હમણાં જ બાળકની તપાસ કરીને લાવું છું. આ પ્રમાણે કહી વિમાનને કોઈ સુરક્ષિત સ્થળે ઉતારી અંજનાના મામા બાળકની તપાસ કરવા ગયા. અંજનાના મામાએ જોયું તો, બાળક તો એક શિલા ઉપર પડયું–પડયું હસી રહ્યું હતું. જે શિલા ઉપર અંજનાનો પુત્ર પડયો હતો તે શિલા તૂટી ગઈ હતી. મામાએ તે બાળકને તેડી લાવી, અંજનાને સોંપતાં કહ્યું કે, તમારા બાળકને કોણ મારી શકે એમ છે? કે જે બાળકને માટે મહાત્માએ પહેલેથી ભવિષ્ય ભાખી દીધું છે કે, આ બાળક ધર્મસહાયક તથા સીતાજીની શોધ કરનાર વજ્ર–અંગી રામદૂત બનશે!

જે લોકોને ધર્મ ઉપર વિશ્વાસ નથી તે લોકો તો કથાના આ અંશને સાંભળી કપોલકલ્પિત કહેશે અથવા આ વાત તો કેવળ કહેવાની જ છે એમ કહેશે પરંતુ જેમને ધર્મ ઉપર વિશ્વાસ છે તેઓ તો એમ જ કહેશે કે, જેમણે બાવીશ વર્ષ સુધી અખંડ બ્રહ્મચર્યનું પાલન કર્યું હોય તેમનો પુત્ર આવો તેજસ્વી તથા પરાક્રમી થાય તો તેમાં શું આશ્ચર્ય છે? આ પ્રમાણે જેમને ધર્મ ઉપર વિશ્વાસ છે તેમને આ ઘટનાથી કોઇ ચમત્કાર કે આશ્ચર્ય જણાતું નથી. આ ઘટના ઉપરથી કોઇ પોતાના પુત્રની આજ પ્રમાણે પરીક્ષા કરવા લાગે તો તેમાં પોતાની બુદ્ધિની જ પરીક્ષા થઈ જશે. પુત્રની પરીક્ષા કર્યા પહેલાં તેમણે પોતાના બ્રહ્મચર્યની પરીક્ષા કરી લેવી જોઇએ.

અહમદનગરમાં પ્રોફેસર રામમૂર્તિ મને મળ્યા હતા. તેઓ કહેતા હતા કે, કોઈ પાંચ વર્ષના બાળકને મારી પાસે રાખવામાં આવે અને તે બાળક મારી સૂચનાનુસાર વર્તે તો હું વીશ જ વર્ષમાં મારા જેવો દૃઢ શરીરી બનાવી શકું છું. આ પ્રમાણે જ્યારે બાહ્ય પ્રયોગથી પણ દૃઢશરીરી બનાવી શકાય છે તો પછી બ્રહ્મચર્યના પ્રયોગથી મનધાર્યું થઈ શકે તો તેમાં શું આશ્ચર્ય છે! બ્રહ્મચર્યમાં અપાર શક્તિ રહેલી છે. આ જ પ્રમાણે ધર્મની શક્તિ પણ કાંઈ ઓછી નથી. ધર્મની શક્તિથી શરીરમાં પણ કચાશ રહેવા પામતી નથી. સંતાન તો તમે પણ સ્વસ્થ અને સુંદર ચાહો છો પણ તમે ધર્મ કે બ્રહ્મચર્યનું તદનુસાર પાલન કરો છો કે નહિ? તેનો વિચાર કરો. આજે અંજના કે હનુમાન આદિ તો નથી પરંતુ જે ધર્મની શક્તિ તેમનામાં હતી તે ધર્મ તો આજે પણ છે. એટલા માટે આ ધર્મનું બને તેટલું પાલન કરો તેટલું તમારું કલ્યાણ થવાનું જ છે.

અંજના પોતાના મામાના ઘેર આવી. હવે આગળ શું થાય છે તે વિષે હવે પછી વિચાર કરવામાં આવશે.

## વ્યાખ્યાન : સંવત્ ૧૯૯૬ ભાદરવા વદ ૧૩ બુધવાર

### પ્રાર્થના

**ધન-ધન જનક 'સિધારથ' રાજા ધન 'ત્રિશલા' દે માત રે પ્રાણી,**
**જ્યાં સુત જાયો ને ગોદ ખિલાયો, 'બર્દ્ધમાન' વિખ્યાત રે પ્રાણી;**
**શ્રી મહાવીર નમો વર નાણી.**

—વિનયચંદ્ર કુંભટ ચોવીશી.

શ્રી મહાવીર ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

પરમાત્માની પ્રાર્થના કરવાથી જીવાત્માને શો લાભ થાય છે એ વિષે સિદ્ધાન્તમાં કહ્યું છે કે:—तहारूवाणं अरहन्ताणं भगवन्ताणं नाम-गोय समणियाए महाफलं ।

અર્થાત્—તથારૂપ અરિહન્ત ભગવાનનાં નામ-ગોત્રનું સ્મરણ કરવાથી મહાફળ પ્રાપ્ત થાય છે. જ્યારે ભગવાનનાં નામ-ગોત્રનું સ્મરણ માત્ર કરવાથી મહાફળની પ્રાપ્તિ થાય છે

તો પછી ભગવાનનાં વચનોનો શ્રદ્ધાપૂર્વક સ્વીકાર કરવાથી તથા એ ભગવદ્દવાણીને જીવનમાં મૂર્ત સ્વરૂપ આપવાથી કેવું મહાફળ પ્રાપ્ત થતું હશે તેનું અનુમાન સહેજે થઈ શકે છે.

અત્યારે ભગવાન મહાવીરનું શાસન ચાલે છે એટલા માટે આપણે ભગવાન મહાવીરને નમસ્કાર કરીએ છીએ. વીરશાસનનું બીજું નામ જૈનશાસન પણ છે, કારણ કે આ શાસનમાં રાગદ્વેષને જીતવાનો જ મુખ્યરૂપે આદર્શ રાખવામાં આવ્યો છે. આ રાગદ્વેષને હરકોઈ વ્યક્તિ પુરુષાર્થદ્વારા જીતી શકે છે. જૈનશાસનમાં સંકીર્ણતાને જરાપણ સ્થાન નથી. જૈનશાસનમાં ઘણી જ ઉદારતા રાખવામાં આવી છે. જૈનધર્મની આ પણ એક વિશિષ્ટતા છે. ભગવાન મહાવીરે બતાવેલો માર્ગ મોક્ષમાર્ગ પણ કહેવાય છે કારણ કે મહાવીર ભગવાને પ્રત્યેક જીવાત્માને માટે બંધનમુક્તિનો માર્ગ બતાવેલ છે. આ મોક્ષમાર્ગને અપનાવવામાં જરાપણ પ્રમાદ કરવો જોઇએ નહિ. આ વિષે શ્રી ઉત્તરાધ્યયન સૂત્રમાં કહ્યું છે કેઃ–

**न हु जिणे अज्ज दिस्सई, बहुमए दिस्सइ मग्गदेसिए ।**
**संपइ नेयाउए पहे, समयं गोयम माप्पमायए ॥ १०-३१**

અર્થાત્–મહાવીર ભગવાને ગૌતમને સંબોધીને બધા પ્રાણીઓને સંદેશ આપ્યો છે કે, પંચમકાળ બહુ જ દુષ્કર આવવાનો છે. એ પંચમ આરામાં લોકો કહેશે કે, આજે જિન ભગવાન જોવામાં આવતા નથી. આ પ્રમાણે કહી તેઓ એમ વિચારશે કે, જો કે અત્યારે જિન ભગવાન જોવામાં આવતા નથી પણ તેમણે બતાવેલો માર્ગ તો જોવામાં આવે છે. જિનમાર્ગ જોઇને તેઓ એવું અનુમાન કરશે કે જ્યારે જૈનમાર્ગ અત્યારે જોવામાં આવે છે, ત્યારે આ જૈનમાર્ગના પ્રવર્ત્તક કોઈ જિન ભગવાન થયા જ હશે એમ અનુમાન કરશે. આ પ્રમાણે વિચાર કરીને લોકો જિન–દેશિત માર્ગને ગ્રહણ કરશે અને પછી તેમ કરવામાં તેઓ સમયનો પ્રમાદ પણ નહિં કરે.

આ ગાથાનો બીજો અર્થ પણ કરવામાં આવે છે પરંતુ ટીકાકારે ઉપરનો જે અર્થ કર્યો છે તે વધારે યુક્તિસંગત જણાય છે. પ્રસ્તુત ગાથામાં કહ્યા પ્રમાણે આપણે ભગવાન મહાવીરને પણ તેમના બતાવેલા માર્ગદ્વારા જાણી શકીએ છીએ. જે માર્ગમાં ન્યાયને જ સ્થાન આપવામાં આવેલ છે તે ન્યાયમાર્ગને સમજીને મહાવીર ભગવાન તથા જિન ભગવાનને સમજવાનો પ્રયત્ન કરો તો તેમાં તમારું કલ્યાણ જ છે.

જિનનો માર્ગ અનાદિનો છે. જિન ભગવાન અનંત થએલ છે પરંતુ બધાએ એક જ માર્ગ બતાવેલ છે. બધા તીર્થંકરોનો ઉપદેશ એક જ સરખો છે. કારણ કે સંપૂર્ણજ્ઞાની થયા બાદ આપવામાં આવેલો બધાનો ઉપદેશ એક જ સરખો હોય છે. આ કથનાનુસાર ભગવાન પાર્શ્વનાથે જેવો ઉપદેશ આપ્યો હતો તેવો જ ઉપદેશ મહાવીર ભગવાને પણ આપ્યો હતો. કોઈપણ તીર્થંકરે એવી વાત કહેલ નથી કે જે એકબીજાથી વિરુદ્ધ જણાતી હોય. એટલા માટે જિનૂદેશિત જૈનમાર્ગ–ન્યાયમાર્ગને બરાબર સમજો અને પછી તે માર્ગે પ્રયાણ કરવામાં સમયનો જરાપણ પ્રમાદ ન કરો તો તેમાં સ્વ–પરનું કલ્યાણ જ રહેલું છે. હવે ન્યાયમાર્ગને અપનાવવામાં પ્રમાદ શા માટે કરવો ન જોઇએ એ બતાવવા માટે જ વાત કહેવામાં આવે છેઃ—

## સમ્યક્ત્વ પરાક્રમ–બોલ ૬૧ મો.

શાસ્ત્રમાં કહ્યું છે કે, જ્ઞાન, દર્શન અને ચારિત્ર-આ રત્નત્રય જ મોક્ષનો માર્ગ છે. તત્ત્વાર્થ સૂત્રમાં પણ કહ્યું છે કે, सम्यग्ज्ञानदर्शनचारित्राणि मोक्षमार्गः । અર્થાત્ સમ્યગ્જ્ઞાન, સમ્યગ્દર્શન અને સમ્યક્ ચારિત્ર આ ત્રણેય મોક્ષનો માર્ગ છે. જ્ઞાનથી વસ્તુ જાણવામાં આવે છે. દર્શનથી જાણેલી વસ્તુ ઉપર શ્રદ્ધા કરવામાં આવે છે અને ચારિત્રદ્વારા આચરણ કરવામાં આવે છે. ભગવાન અને ગૌતમ સ્વામી વચ્ચે જ્ઞાન અને દર્શન વિષે જે પ્રશ્નોત્તર થએલ છે તે વિષે આગળ વિસ્તૃત વિવેચન કરવામાં આવેલ છે. હવે ગૌતમ સ્વામી ચારિત્રના સંબંધમાં ભગવાનને પૂછે છે કેઃ—

### બોલ ૬૧ મો.

**(६१) चरित्तसंपन्नयाए णं भंते ! जीवे किं जणयइ ?**

અર્થાત્–હે ભગવાન ! ચારિત્રસંપન્નતાથી જીવાત્માને શો લાભ થાય છે ? આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને ફરમાવ્યું કેઃ—

**चरित्तसंपन्नयाए सेलेसीभावं जणयइ, सेलेसिं पडिवन्ने य अणगारे चत्तारि केवलिकम्मंसे खवेइ, तओ पच्छा सिज्झइ, बुज्झइ, मुच्चइ, सव्वदुक्खाणमन्तं करेइ ॥ ६१ ॥**

અર્થાત્–હે ગૌતમ ! ચારિત્રસંપન્નતાથી જીવાત્મા શૈલેશી (મેરુ પર્વત જેવા નિશ્ચળ) ભાવને ઉત્પન્ન કરે છે અને તેવા નિશ્ચળ ભાવને પામેલો અનગાર બાકી રહેલાં ચાર કર્મોને ખપાવે છે અને ત્યારબાદ સિદ્ધ, બુદ્ધ, મુક્ત તથા પરિનિર્વાણને પામી સર્વ દુઃખોનો અન્ત કરે છે.

ચારિત્રસંપન્નતાથી જીવાત્મા શૈલેશી–અવસ્થાને પામે છે. શૈલેશી અવસ્થાનો અર્થ એ છે કે, કંપનરહિત અવસ્થાને પામવું. જે પ્રમાણે શૈલ અર્થાત્ પર્વત કંપનરહિત–નિષ્કંપ હોય છે તેજ પ્રમાણે શૈલેશી અવસ્થાને પ્રાપ્ત થએલ જીવાત્મા પણ નિષ્કંપ બને છે. શૈલનો અર્થ પર્વત અને ઇશનો અર્થ પ્રધાન થાય છે. પર્વતોમાં પ્રધાન પર્વત સુમેરુ પર્વત કહેવામાં આવે છે. જે પ્રમાણે સુમેરુ પર્વત અટલ–અડોલ–અચળ–અકંપ હોય છે તેજ પ્રમાણે ચારિત્ર સંપન્નતાથી જીવાત્મા મન, વચન તથા કાયાનાં યોગોને રૂંધીને સુમેરુ પર્વત જેવી અડોલતા–નિશ્ચળતાને પ્રાપ્ત કરે છે. ચારિત્ર સંપન્નતાથી જીવાત્મા શૈલેશી અવસ્થા અર્થાત્ લેશ્યારહિત અવસ્થાને પામે છે એવો પણ અર્થ અત્રે ઘટી શકે છે, કારણ કે લેશ્યા હોય છે ત્યારેજ કંપન થતું રહે છે, પરંતુ અલેશી અર્થાત્ લેશ્યારહિત થવાથી જીવાત્મા નિષ્કંપ–અચલ બની જાય છે.

ચારિત્રનો અર્થ પૂર્ણ શીલ અથવા પૂર્ણ સંવરની પ્રાપ્તિ કરવી એ થાય છે. અહિંસા, સત્ય આદિ ઉત્કૃષ્ટ સંવરની પ્રાપ્તિ થવી એનું નામ ઉત્કૃષ્ટ ચારિત્ર છે. આ ઉત્કૃષ્ટ ચારિત્રને પ્રાપ્ત કરી લેવાથી જીવાત્મા તેરમા ગુણસ્થાનમાંથી નીકળી ચૌદમા ગુણસ્થાને પહોંચી અડોલ-નિષ્કંપ બની જાય છે. અર્થાત્ મન, વચન તથા કાયાનાં યોગોને રુંધીને અયોગી

બની જાય છે. અયોગી થયા બાદ જીવાત્મા કેવલી સંબંધી શેષ ચાર કર્મોને નષ્ટ કરી લઘુ અક્ષરના ઉચ્ચારણની સ્થિતિ ભોગવીને સિદ્ધ, બુદ્ધ તથા મુક્ત થઈ જાય છે, અને એ રીતે દરેક પ્રકારના પરિગ્રહમાંથી નીકળી શાન્ત થાય છે અને બધાં દુઃખોનો અન્ત કરે છે.

લોકો, શીલનો સાધારણ રીતે અર્થ પુરુષને માટે સ્ત્રીનો અને સ્ત્રીને માટે પુરુષનો ત્યાગ કરવો, માને છે. પરંતુ શાસ્ત્ર કહે છે કે, શીલમાં બધાં સંવરનાં ગુણનો સમાવેશ થઈ જાય છે. સંવરગુણમાં આવવું એનુંજ નામ શીલ છે. સર્વથા પ્રકારે અહિંસક, સત્યવાદી, અસ્તેયવ્રતી, બ્રહ્મચારી તથા નિષ્પરિગ્રહી થવું એજ સંપૂર્ણ શીલ છે. શીલનાં આ સાધનોનો કોઇ તો સંપૂર્ણ રીતે સ્વીકાર કરે છે અને કોઇ આંશિકરૂપે સ્વીકાર કરે છે. શ્રી સૂયગડાંગ સૂત્રમાં કહ્યું છે કે, જે વ્યક્તિ દેશથી પણ શીલનાં સાધનોનો સ્વીકાર કરે છે તે પણ મોક્ષનો પથિક જ છે. શીલનું બરાબર પાલન કરવામાં આવે તોજ મોક્ષના માર્ગે જઈ શકાય છે, અન્યથા નહિ.

શીલવાન બનવા માટે સર્વ પ્રથમ હેય, જ્ઞેય તથા ઉપાદેય વસ્તુનો વિવેક કરવાની આવશ્યકતા રહે છે. હેય, જ્ઞેય તથા ઉપાદેય વસ્તુનો વિવેક કરી શીલનું જેટલું પાલન થઈ શકે તેટલું પાલન નિષ્કપટભાવે કરવું જોઇએ.

ચારિત્રના બળ જેવું સંસારમાં બીજું એક પણ બળ નથી. લોકો ધન–જન આદિના બળને બળ માને છે પણ શાસ્ત્ર કહે છે કે, ચારિત્રબળની બરાબરી સંસારમાંનું કોઇપણ બળ કરી શકતું નથી. ચારિત્ર બળ હોય તો બીજાં બળો પણ સ્વતઃ આવી જાય છે; પરંતુ જો ચારિત્રબળ ન હોય અને બીજાં બળો હોય તો તે બધાં બળો ચારિત્રબળના અભાવે નિર્બળ બની જાય છે. રામની પાસે કાંઈ ન હતું પણ તેમની પાસે કેવળ એક ચારિત્રબળ હતું, તો બધાં બળો તેમની પાસે આવી ગયાં. આથી વિરુદ્ધ રાવણની પાસે ધનબળ, સત્તાબળ, સેનાબળ આદિ અનેક પ્રકારનાં બળ હતાં પણ તેની પાસે કેવળ એક ચારિત્રબળ ન હતું, એ કારણે તેનાં બધાં બળો નિર્બળ તથા નિષ્ફળ થઈ ગયાં. આ પ્રમાણે ચારિત્રબળ હોવાને કારણે બીજાં બધાં બળો પ્રાપ્ત થઇ જાય છે પરંતુ એક ચારિત્રબળ ન હોય તો બધાં બળો નિષ્ફળ થઈ જાય છે. આ ઉપરથી બધાં બળોમાં ચારિત્ર બળજ મહાન્ છે એ વાત સિદ્ધ થાય છે. આજે લોકો દુઃખી થઇ ઘેર ઘેર ભટકે છે. તેનું પ્રધાન કારણ પણ ચારિત્રબળનો અભાવ જ છે. ચારિત્રબળથી આત્માનું કલ્યાણ કેવીરીતે થાય છે એ વાત હવે ચરિત્રકથા ઉપરથી સમજાવું છું:—

## સતી અંજના ચરિત્ર–૧૭

અંજના પાસે કાંઈ રહ્યું ન હતું પણ તેની પાસે કેવળ એક ચારિત્રબળ હોવાને કારણે તેને બધું પાછું મળી ગયું અને તેનું સંકટ પણ દૂર થઈ ગયું. ચારિત્રબળનો આવો પ્રભાવ છે એટલા માટે આપણે પણ ચારિત્રબળની રક્ષા કરવી જોઇએ. ચારિત્રબળથી ઇહલૌકિક કલ્યાણ થાય છે અને પારલૌકિક કલ્યાણ પણ થાય છે. આત્મા ચારિત્રબળથી જ બળવાન થાય છે, ચારિત્રબળથી આત્માનું ઉત્થાન થાય છે અને ચારિત્રબળના નાશથી આત્માનું પતન થાય છે. ચારિત્રબળ વિનાનો મનુષ્ય આત્માનું ઉત્થાન કે કલ્યાણ કરી શકતો નથી એટલા જ માટે ઉપનિષદ્‌માં કહેવામાં આવ્યું છે કે, नायमात्मा बलहीनेन लभ्यः અર્થાત્ ચારિત્રબળહીન

મનુષ્ય આત્માને પ્રાપ્ત કરી શકતો નથી. આ ઉપનિષદ્ વાકયનો કહેવાનો આશય એ છે કે, જે વ્યક્તિમાં ચારિત્રબળ હોતું નથી તે આત્મ-સ્વરૂપ સમજી શકતો નથી અને જે આત્મ-સ્વરૂપ સમજી શકે નહિ તે આત્માનું કલ્યાણ કેવીરીતે કરી શકે? એટલા માટે જે આત્માનું કલ્યાણ કરવા ચાહે છે તેમણે ચારિત્રબળને કેળવવાનો પ્રયત્ન કરવો જોઇએ. કારણ કે ચારિત્રબળની પ્રાપ્તિમાં જ આત્મોત્થાનની ચાવી રહેલી છે.

અંજના મામાને ઘેર આવી. મામા મામી વગેરે મોસાળપક્ષે અંજનાનો સત્કાર કર્યો અને કુશલ સમાચાર પૂછ્યા. અંજનાની વીતક કથા સાંભળી બધાને દુઃખ થયું, પણ આખરે અંજના તથા તેનો પુત્ર વગેરે કુશળક્ષેમ ઘેર આવ્યા એ જાણી પ્રસન્ન થયા. મામાએ ઉત્સાહપૂર્વક બાળકનો જન્મોત્સવ ઊજવ્યો અને તેનું નામ હનુમાન કુમાર પાડવામાં આવ્યું. જો કે અંજનાને મામાને ઘેર દરેક પ્રકારનું સુખ હતું પરંતુ સાસુ-સસરાએ તથા માતા-પિતાએ પોતાને કલંકિત માની ઘર બહાર કાઢી મૂકી એ વાતનું દુઃખ તેને શલ્યની માફક હૃદયમાં વેદના કરતું હતું. આ મનોવેદનાને કારણે અંજના ઉદાસીન રહેતી હતી. અંજનાના મુખ ઉપર ઉદાસીનતા જોઈ તેના મામાએ કહ્યું કે, આજે તો આખા નગરમાં તારા પુત્રના જન્મોત્સવના ઉપલક્ષ્યમાં લોકો આનંદમંગલ કરે છે અને તું આટલી ઉદાસ જણાય છે તેનું શું કારણ? શું તેં કષ્ટો સહન કર્યાં તેનું તને સ્મરણ થઈ આવ્યું છે કે અત્રે કાંઈ દુઃખ જણાય છે? અંજનાએ જવાબમાં કહ્યું કે, મને અહીં કાંઈ દુઃખ નથી તેમજ મારે કષ્ટો સહન કરવાં પડયાં એનું પણ મને કાંઈ દુઃખ થતું નથી. કારણ કે મેં જે કષ્ટો સહન કર્યાં છે તેના બદલામાં મને ઘણો લાભ મળ્યો છે; જો મારે વનમાં જવાનું થયું ન હોત તો મહાત્માનાં દર્શન કરવાનો તથા મારા જીવનનું ભૂત તથા ભવિષ્યનું વર્ણન સાંભળવાનો લાભ મને મળી શકત નહિ. વનમાં મને જે આનંદ પ્રાપ્ત થયો હતો તે આનંદની આગળ બધાં આનંદ મને તુચ્છ જણાય છે. આજે તમે જે આનંદોત્સવ ઊજવી રહ્યા છો તે પણ કષ્ટસહનનો જ પ્રતાપ છે. જંગલમાં તો મારું મંગલ જ થયું છે. એટલા માટે હું વનનો તો ઉપકાર જ માનું છું. આ જ પ્રમાણે સાસુ-સસરા તથા માતા-પિતા આદિના વ્યવહારને કારણે પણ મને દુઃખ લાગ્યું નથી, કારણ કે જો તેઓ મને ઘર બહાર કાઢત નહિ, તો વનમાં મને જે આનંદ-લાભ પ્રાપ્ત થએલ છે તે પ્રાપ્ત થઇ શકત નહિ એટલા માટે હું તેમનો પણ ઉપકાર માનું છું.

અંજનાએ મામાને વિશેષ કહ્યું કે, મને બીજા કોઈ પ્રકારનું દુઃખ થતું નથી, પરંતુ જ્યારથી પતિ યુદ્ધમાં ગયા છે ત્યારથી અત્યાર સુધીમાં તેમના કાંઇ કુશલ-સમાચાર આવ્યા નથી એ કારણે હું ઉદાસ રહું છું. જો તેઓ એકવાર આવી જાત તો મારા ઉપર ચડેલું કલંક પણ ધોવાઈ જાત અને મને તેમનાં દર્શન પણ થઇ જાત! અંજનાના આ કથનના ઉત્તરમાં તેના મામાએ કહ્યું કે, તમારા કથનમાં મને તો વિરુદ્ધતા જણાય છે. કારણ કે, હમણાં જ વનમાં જવાથી ભૂત-ભવિષ્યની વાત જાણવાની મળવાથી પ્રસન્નતા 'થઈ' એમ કહો છો અને હમણાં જ પવનકુમારના વિષે ચિન્તા કરવા લાગો છો? જ્યારે મહાત્માએ તમને કહ્યું છે કે, પવનકુમાર યુદ્ધમાં વિજય પ્રાપ્ત કરી આવશે અને તમારો મેળાપ થશે, તો પછી તમારે આ પ્રકારની ચિન્તા શા માટે કરવી જોઇએ? મહાત્માએ પુત્ર વિષે જે

કાંઈ કહ્યું હતું તે ઉપર તો તમે વિશ્વાસ રાખો છો અને પતિ વિષેના કથન ઉપર સંદેહ રાખો છો એનું શું કારણ ?

મામાનું કથન સાંભળી અંજનાએ કહ્યું કે, વાસ્તવમાં હું આત્મભાન ભૂલી રહી હતી. તમે મને યથાસમયે ચેતવણી આપી મારું હિત કર્યું છે. હવેથી હું કોઇ પ્રકારની ચિન્તા નહિ કરતાં આનંદપૂર્વક રહીશ.

કોઈ કોઇ વાર મહાપુરુષો પણ ભ્રમણામાં પડી જાય છે. તે વખતે તેમને પણ બીજાની સહાયતાની આવશ્યકતા રહે જ છે.

કોઇ બે ઘટનાઓ એક સાથે બની હોય ત્યારે એ બન્ને ઘટનાઓનું વર્ણન એક સાથે થઈ શકતું નથી પરંતુ એક ઘટનાનું વર્ણન કર્યા બાદ જ બીજી ઘટનાનું વર્ણન કરવામાં આવે છે. આ કથનાનુસાર હવે અંજનાના મહેલમાંથી નીકળ્યા બાદ પવનકુમારે શું શું કર્યું તે વિષે વર્ણન કરવામાં આવે છેઃ—

અંજનાના મહેલમાંથી નીકળ્યા બાદ પવનકુમાર રાવણની સાથે યુદ્ધ કરવા યુદ્ધક્ષેત્રમાં ગયા. પવનકુમારને જોઈ રાવણ કહેવા લાગ્યો કે, પ્રહ્લાદ રાજા લડવા આવ્યો નહિ પણ પોતાને બદલે પોતાના પુત્રને મોકલ્યો છે. આ સાંભળી રાવણના મન્ત્રીએ કહ્યું કે, જ્યારે પુત્ર યોગ્ય થઈ ગયો હોય ત્યારે પિતાએ યુદ્ધ કરવા આવવાની શી જરૂર છે ? રાવણે કહ્યું કે, તમારું કહેવું તો ઠીક છે પણ પવનકુમાર શું વરુણ ઉપર વિજય પ્રાપ્ત કરી શકશે ? મન્ત્રીએ જવાબ આપ્યો કે, મહારાજ ! જ્યારે રાજા પ્રહ્લાદને પોતાના પુત્રની યુદ્ધકુશળતા ઉપર વિશ્વાસ હશે ત્યારે જ તેમણે પુત્રને યુદ્ધ કરવા મોકલ્યો હશે ! રાવણે કહ્યું કે, ઠીક, હવે પવનકુમાર કેવો પરાક્રમી છે તે હમણાં યુદ્ધક્ષેત્રમાં જ જણાઇ આવશે.

પવનકુમારે રાવણ તરફથી વરુણની સાથે યુદ્ધ કર્યું. પવનકુમારે યુદ્ધમાં વરુણ ઉપર વિજય પ્રાપ્ત કર્યો અને ખરદૂષણને બંધનમુક્ત કરી તેને રાવણની પાસે લાવ્યો. પવનકુમારનો વિજય થવાથી અને ખરદૂષણની બંધનમુક્તિ થવાથી રાવણ ઘણો જ પ્રસન્ન થયો. રાવણ, પવનકુમારના પરાક્રમની પ્રશંસા કરવા લાગ્યો. તેણે પવનકુમારનો ઘણો જ આદર-સત્કાર કર્યો અને પુરસ્કાર પણ આપ્યો.

પવનકુમાર વિજય પ્રાપ્ત કરીને આવ્યા બાદ રાવણ દ્વારા આપવામાં આવેલ સન્માનને શિરોધાર્ય કરી રહ્યા હતા પરંતુ તે વખતે પણ તેમનું ચિત્ત તો અંજનામાં જ લાગેલું હતું. ભક્તિમાં ઘણું બળ રહેલું છે. ભક્તિબળને કારણે જ સંગ્રામના સમયે પણ પુરુષનું ચિત્ત પત્ની પ્રત્યે આકર્ષિત થયા કરે છે. એટલા માટે પરમાત્મા પ્રત્યે વિનમ્ર ભક્તિભાવ રાખો તો તમારું ચિત્ત પરમાત્મામાં તલ્લીન થયા વગર રહેશે નહિ. સર્વશક્તિમાન પરમાત્માની આગળ નિર્બળ બનવાથી આત્માને રામબળની પ્રાપ્તિ થાય છે રામબળ તેને જ પ્રાપ્ત થાય છે કે જે પરમાત્મા આગળ નિર્બળ બની જાય છે અને સંસારવર્દ્ધક બધાં બળોનો જે ત્યાગ કરી દે છે.

પવનકુમારનું ચિત્ત અંજનામાં જ ચોંટેલું હતું. તેઓ મનમાં એ જ વિચાર કરતા હતા કે, હું એ સતીને ક્યારે મળી શકીશ ? મેં બાવીશ વર્ષ સુધી તે સતીને અનેક કષ્ટો

આપ્યાં છે અને યુદ્ધમાં જતી વખતે પણ મેં તેનો તિરસ્કાર કર્યો હતો છતાં તે સતી તો પોતાના નિશ્ચય ઉપર દૃઢ જ રહી અને પોતાના હૃદયમાં ખરાબ ભાવને આવવા દીધો નહિ એટલું જ નહિ પણ જ્યારે હું તેની પાસે ગયો ત્યારે પણ તે સતીએ બીજાનો અપરાધ ન જોતાં પોતાનો જ અપરાધ માન્યો. ખરેખર તે સતી પોતાની જીવન-પરીક્ષામાં ઉત્તીર્ણ થઇ છે. પણ અત્રે મને એક વાત યાદ આવે છે કે, સતીની અંતિમ વિદાય લેતી વખતે તેણે મને એમ કહ્યું હતું કે, 'ક્યાંય મારે કષ્ટમાં પડવું ન પડે એટલા માટે મિલનના ચિન્હ સ્વરૂપ મને કાંઇ આપી જાઓ.' સતીનું આ કથન સત્યસિદ્ધ તો થયું નહિ હોય ને ? વળી મારી માતાનો સ્વભાવ કઠોર છે એટલા માટે જ્યાં સુધી હું સતીના કુશળ-સમાચાર જાણીશ નહિ ત્યાં સુધી મને શાન્તિ કે સંતોષ નહિ થાય !

આ પ્રમાણે પવનકુમારનું ચિત્ત અંજનામાં લાગેલું છે. હવે પવનકુમાર કેવી રીતે ઘેર આવે છે અને પછી શું થાય છે તે વિષે હવે પછી વિચાર કરવામાં આવશે.

## **વ્યાખ્યાન:** સંવત્ ૧૯૯૬ ભાદરવા વદ ૧૪ ગુરુવાર.

### પ્રાર્થના

**શ્રી આદીશ્વર સ્વામી હો, પ્રણમૂં સિર નામી તુમ ભણી, પ્રભુ અંતરયામી આપ;**
**મો પર મ્હેર કરીજે હો, મેટીજે ચિંતા મન તણી, મારાં કાટો પુરાકૃત પાપ.**
**શ્રી૦ ૧**

—વિનયચંદ્રજી કુંભટકૃત ચોવીશી.

**શ્રી** ઋષભદેવ ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

આ પ્રાર્થનામાં ભગવાન ઋષભદેવનું ચરિત્ર બતાવવામાં આવ્યું છે. આદિનાથ ભગવાનનું ચરિત્ર એટલું બધું પ્રસિદ્ધ છે કે તે વિષે હું વિશેષ શું કહું ?

ભગવાન ઋષભદેવને થયાં અનેક સાગરોપમ–અનેક યુગો–વ્યતીત થઈ ચૂક્યાં છે અને અત્યારે આપણે જે જાણીએ છીએ એ તેમની દ્વારા બતાવવામાં આવેલ ધર્મનો જ પ્રતાપ છે. કહેવાય છે કે, આ ભારતવર્ષમાં અઢાર ક્રોડાક્રોડી સાગરોપમ વર્ષોથી ધર્મનો વિચ્છેદ થયો હતો. ભગવાન આદિનાથે આ ધર્મવિચ્છેદને દૂર કરી ધર્મની આદિ કરી ધર્મનો ઉદ્ધાર કર્યો અને એ રીતે આદિનાથ નામ સાર્થક કર્યું. જે વખતે લોકો લૌકિક–વ્યવહાર કેમ ચલાવવો ? તથા ધર્મ-કર્મ શું છે ? એ વિષે કશું જાણતા ન હતા ત્યારે આદિનાથ ભગવાને લોકોને અસિ–મસિ–કૃષિ આદિ કળા શીખડાવી લૌકિક-વ્યવહાર સમજાવ્યો હતો અને ધર્મનો માર્ગ બતાવ્યો હતો. ભગવાને લૌકિક–વ્યવહારને સુધારવા માટે પોતાના આયુષ્યના ત્રેસઠ ભાગ વ્યતીત કર્યાં હતાં અને બાકીનો એક ભાગ તેમણે આત્મ–શક્તિનો પરિચય કરાવવામાં પસાર કર્યો હતો.

ભગવાન ઋષભદેવને વિષે કેવળ જૈનો જ આ પ્રમાણે કહે છે એમ નથી, પરંતુ ભાગવતમાં વેદવ્યાસજીએ પણ કહ્યું છે કે, તે ઋષભદેવ ભગવાનને મારા નમસ્કાર હો કે જેમણે આ સંસારને ધર્મનો માર્ગ બતાવ્યો છે. પામર પ્રાણીઓ ભગવાનને બે હાથ જોડી, મસ્તક નમાવી વંદન-નમસ્કાર કરવા સિવાય બીજું કરી પણ શું શકે? જે લોકો દૃઢપ્રતિજ્ઞ હોય છે તેઓ કોઇને વંદન-નમન કર્યા પહેલાં ખૂબ જ વિચાર કરે છે. તે દૃઢપ્રતિજ્ઞ લોકો સાધારણ વ્યક્તિને વંદન-નમસ્કાર કરવામાં પોતાનું અપમાન સમજે છે. સાંભળ્યું છે કે, અકબર બાદશાહે રાણા પ્રતાપને કહેવડાવ્યું હતું કે, જો તમે મારા આગળ મસ્તક નમાવો તો હું તમને મારા રાજ્યનો છઠ્ઠો ભાગ આપવા તૈયાર છું. પરંતુ રાણા પ્રતાપે અકબરને નમન કરવાનો સ્વીકાર ન કર્યો. આ પ્રકારના દૃઢપ્રતિજ્ઞ લોકો કોઈ ઉપકારીને અથવા પારસ્પરિક વ્યવહારને માટે નમન કરવા સિવાય બીજા કોઇને વંદન કે નમન કરતા નથી. પરંતુ પરમાત્માને જ હાથ જોડી, મસ્તક નમાવીને વંદન-નમન કરે છે. આ પ્રમાણે આપણે પણ ભગવાનને નમન કરવામાં દૃઢ વિચાર રાખીએ તો આપણા આત્માનું કલ્યાણ થઈ જાય.

ભગવાન ઋષભદેવ દુ:ખભંજક હતા. જેઓ કેવળ પોતાનું જ દુ:ખ દૂર કરે છે તેમને દુ:ખભંજક કહી શકાય નહિ. પરંતુ જેઓ પોતાનાં દુ:ખ દૂર કરવાની સાથે જ બીજાનાં દુ:ખ પણ દૂર કરે છે તેઓ જ સાચા દુ:ખભંજક કહેવાય છે. સૂર્ય જો પોતાના માટે જ પ્રકાશ રાખે અથવા વૃક્ષ પોતાના માટે જ છાયા આપે અને બીજાને ન આપે તો એ દશામાં સૂર્યને સૂર્ય અને વૃક્ષને વૃક્ષ કેવી રીતે કહી શકાય? સૂર્યને સૂર્ય અને વૃક્ષને વૃક્ષ ત્યારે જ માની શકાય કે જ્યારે તેઓ બીજાનાં દુ:ખ દૂર કરવામાં પોતાની શક્તિને ખરચે છે. આ જ પ્રમાણે ભગવાનને પણ ભગવાન ત્યારે જ માનવામાં આવે છે કે જ્યારે ભગવાન સંસારના બધા જીવોનું દુ:ખ દૂર કરે છે. આ જ કારણે ભક્તજનો પરમાત્માને સંબોધીને કહે છે કે, 'હે પ્રભો! તું દુ:ખભંજક છે એટલા માટે હું તને નમસ્કાર કરું છું.'

હવે દુ:ખને દૂર કરવાનો શો માર્ગ છે એ વાત શાસ્ત્રદ્વારા સમજાવું છું:—

## સમ્યક્ત્વ પરાક્રમ—બોલ ૬૨ થી ૬૬

જ્ઞાન, દર્શન તથા ચારિત્રના પ્રશ્નોત્તર સંબંધમાં ભગવાને ઉત્તર આપતાં કહ્યું છે કે, ચારિત્રની ઉત્કૃષ્ટતાથી જીવાત્માને શૈલેશી-અવસ્થા પ્રાપ્ત થાય છે અને પછી તે મોક્ષને પામે છે. સંવર જ ચારિત્ર છે. સંવરનું સ્વરૂપ બતાવતાં શાસ્ત્રમાં કહેવામાં આવ્યું છે કે, ઇન્દ્રિયોનો નિગ્રહ કરવો એનું નામ જ સંવર છે. પણ ઇન્દ્રિયનિગ્રહ શું છે અને તેથી જીવાત્માને શો લાભ પ્રાપ્ત થાય છે એ વિષે હવે પ્રશ્ન પૂછવામાં આવે છે.

પ્રત્યેક કાર્યનું ફળ તો મળે જ છે અને ફળ જાણ્યા બાદ જ કાર્યમાં પ્રવૃત્તિ જલ્દી થઈ શકે છે. ફલ બે પ્રકારનું હોય છે. એક લૌકિક ફલ અને બીજું લોકોત્તર ફલ. લૌકિક ફળની ઇચ્છા કરવી ન જોઇએ. લોકોત્તર ફલ તો ધર્મની સાથે જ હોય છે અને તેને જાણ્યા બાદ જ ધર્મકાર્યમાં પ્રવૃત્તિ થઈ શકે છે.

આત્મદમન કરવા માટે ઇન્દ્રિયોનો નિગ્રહ કરવો આવશ્યક છે. જ્યાંસુધી ઇન્દ્રિયોનો નિગ્રહ કરવામાં આવતો નથી ત્યાંસુધી આત્મવિજય પ્રાપ્ત થઈ શકતો નથી. આત્માનું કલ્યાણ કરવા માટે શ્રોત્તેન્દ્રિય આદિ ઇન્દ્રિયોનો નિગ્રહ કરવો આવશ્યક છે. એટલા માટે શ્રોત્રેન્દ્રિય, ચક્ષુરિન્દ્રિય આદિ ઇન્દ્રિયોનો નિગ્રહ કરવાથી જીવાત્માને શો લાભ થાય છે એ વિષે ગૌતમ સ્વામીએ મહાવીર ભગવાનને પૂછ્યું કેઃ—

## બોલ ૬૨ થી ૬૬

**(६२) सोइन्दियनिग्गहेणं भंते ! जीवे किं जणयइ ?**

અર્થાત્–હે ભગવાન ! શ્રોત્રેન્દ્રિયનો નિગ્રહ કરવાથી જીવને શો લાભ થાય છે ?

**सोइन्दियनिग्गहेणं मणुन्नामणुन्नेसु सद्देसु रागदोसनिग्गहं जणयइ, तप्पच्चइयं कम्मं न बंधइ, पुव्वबद्धं च निज्जरेइ ॥ ६२ ॥**

અર્થાત્–હે ગૌતમ ! શ્રોત્રેન્દ્રિયનો નિગ્રહ કરવાથી મનોજ્ઞ કે અમનોજ્ઞ (સુંદર કે અસુંદર) શબ્દોમાં રાગદ્વેષરહિતપણે વર્ત્તે છે અને તેથી રાગદ્વેષથી ઉત્પન્ન થએલાં કર્મો જીવાત્મા બાંધતો નથી અને પૂર્વે જે કર્મો બાંધેલાં છે તેનો ક્ષય કરે છે.

**(६३) चक्खिन्दियनिग्गहेणं भंते ! जीवे किं जणयइ ?**

અર્થાત્–હે ભગવાન ! ચક્ષુરિન્દ્રિયનો નિગ્રહ કરવાથી જીવને શો લાભ થાય છે ?

**चक्खिन्दियनिग्गहेणं मणुन्नामणुन्नेसु रूवेसु रागदोसनिग्गहं जणयइ, तप्पच्चइयं कम्मं न बंधइ पुव्वबद्धं च निज्जरेइ (६३)**

અર્થાત્–હે ગૌતમ ! આંખનો નિગ્રહ કરવાથી સુંદર કે અસુંદર રૂપોમાં (દશ્યોમાં) રાગદ્વેષરહિતપણે વર્ત્તે છે અને તેથી રાગદ્વેષથી ઉત્પન્ન થએલાં કર્મો જીવાત્મા બાંધતો નથી અને પૂર્વે જે કર્મો બાંધેલાં છે તેનો ક્ષય કરે છે.

**(६४) घाणिन्दियनिग्गहेणं भन्ते ! जीवे किं जणयइ ?**

અર્થાત્–હે ભગવાન ! ઘ્રાણેન્દ્રિયનો નિગ્રહ કરવાથી જીવને શો લાભ થાય છે ?

**घाणिन्दियनिग्गहेणं मणुन्नामणुन्नेसु गंधेसु रागदोसनिग्गहं जणयइ, तप्पच्चइयं कम्मं न बंधइ पुव्वबद्धं च निज्जरेइ ॥ ६४ ॥**

અર્થાત્–હે ગૌતમ ! ઘ્રાણેન્દ્રિયનો નિગ્રહ કરવાથી સુવાસિત કે દુર્ગંધિત પદાર્થોમાં રાગદ્વેષરહિત થાય છે અને તેથી રાગદ્વેષથી ઉત્પન્ન થતાં કર્મોને તે જીવાત્મા બાંધતો નથી અને પૂર્વે જે કર્મો બાંધેલાં છે તેનો ક્ષય કરે છે.

**(६५) जिब्भिन्दियनिग्गहेणं भंते ! जीवे किं जणयइ ?**

અર્થાત્–હે ભગવાન ! જિહ્વેન્દ્રિય (જીભ)નો નિગ્રહ કરવાથી જીવને શો લાભ થાય છે ?

**जिब्भिन्दियनिग्गहेणं मणुन्नामणुन्नेसु रसेसु रागदोसनिग्गहं जणयइ, तप्पच्चइयं कम्मं न बंधइ पुव्वबद्धं च निज्जरेइ ॥ ६५ ॥**

અર્થાત્–હે ગૌતમ ! જીભનો નિગ્રહ કરવાથી સુંદર કે અસુંદર ( સ્વાદિષ્ટ કે અસ્વાદિષ્ટ ) રસોમાં રાગદ્વેષરહિત થાય છે અને તેથી રાગદ્વેષથી ઉત્પન્ન થતાં કર્મોને તે જીવાત્મા બાંધતો નથી અને પૂર્વે જે કર્મો બાંધેલાં છે તેનો ક્ષય કરે છે.

**(६६) फासिन्दियनिग्गहेणं भंते ! जीवे किं जणयइ ?**

અર્થાત્–હે ભગવાન ! સ્પર્શેન્દ્રિયનો નિગ્રહ કરવાથી જીવને શો લાભ થાય છે ?

**फासिन्दियनिग्गहेणं मणुन्नामणुन्नेसु फासेसु रागदोसनिग्गहं जणयइ, तप्पच्चइयं कम्मं न बंधइ पुव्वबद्धं च निज्जरेइ ॥ ६६ ॥**

અર્થાત્–હે ગૌતમ ! સ્પર્શેન્દ્રિયનો નિગ્રહ કરવાથી સુંદર કે અસુંદર સ્પર્શોમાં રાગદ્વેષ-રહિત થઇને જીવાત્મા વર્ત્તે છે અને તેથી રાગદ્વેષથી ઉત્પન્ન થતાં કર્મોને તે બાંધતો નથી અને પૂર્વે જે કર્મો બાંધેલાં છે તેનો ક્ષય કરે છે.

ઇન્દ્રિયોનો નિગ્રહ કરવાનો અર્થ ઇન્દ્રિયોનો નાશ કરવો નહિ પણ ઇન્દ્રિયોને પોતાના વશમાં રાખવી એવો થાય છે. ઇન્દ્રિયોને વશ ન થવું એજ ઇન્દ્રિયનિગ્રહ છે. જે પ્રમાણે ઘોડેસ્વાર ઘોડાને પોતાના કાબુમાં રાખે છે, પોતે ઘોડાના વશમાં રહેતો નથી, તેજ પ્રમાણે ઇંદ્રિયોને પોતાના વશમાં રાખવી એનુંજ નામ ઇન્દ્રિયનિગ્રહ છે. જો ઘોડો ઘોડેસવારના કાબુમાં ન રહે તો એનું પરિણામ નીચે પડી જવામાં આવે છે. તેજ પ્રમાણે જો ઇન્દ્રિયો કાબુમાં ન રહે તો એનું પરિણામ આત્માનું પતન થવામાં આવે છે. જો ઇન્દ્રિયોનો નિગ્રહ કરવામાં આવે તો આત્માનો ઉદ્ધાર થાય છે અને ઇન્દ્રિયોનો નિગ્રહ કરવામાં ન આવે તો એ અવસ્થામાં આત્માનું પતન અવશ્ય થાય છે.

ઇન્દ્રિયોનો નિગ્રહ કરવામાં અને નિગ્રહ ન કરવામાં શું અંતર છે અને શું લાભ–હાનિ થાય છે એ બતાવતાં એક સંસ્કૃત કવિએ કહ્યું છે કેઃ—

**विभेषि यदि संसारान्मोक्षप्राप्तिं च कांक्षसि**
**तदेन्द्रियजयं कर्त्तुं स्फोरय स्फारपौरुषम् ॥**
**आपदां कथितः पन्था इन्द्रियाणामसंयमः**
**तज्जयः संपदां मार्गो येनेष्टं तेन गम्यताम् ॥**
**इन्द्रियाण्येव तत्सर्वं यत्स्वर्ग-नरकावुभौ**
**निगृहीतानि सृष्टाणि स्वर्गाय नरकाय च ॥**

અર્થાત્–જો તું આ સંસારથી ભય પામતો હો અને મોક્ષને પ્રાપ્ત કરવા ચાહતો હો તો તું ઇન્દ્રિયોનો નિગ્રહ કરવામાં પ્રયત્ન કર. ઇન્દ્રિયોને વશમાં ન રાખવી એ તો આપત્તિનો માર્ગ છે, ત્યારે તેને વશમાં રાખવી એ સંપદાનો માર્ગ છે. વિપત્તિ અને સંપત્તિ એ બે માર્ગમાંથી તને જે માર્ગ પસંદ હોય તે માર્ગને તું ગ્રહણ કર. સ્વર્ગ અને નરક પણ આ ઇન્દ્રિયોમાં જ છે. ઇન્દ્રિયોનો નિગ્રહ કરવાથી સ્વર્ગ મળે છે અને ઇન્દ્રિયોનો નિગ્રહ ન કરવાથી નરક મળે છે. હવે તને સ્વર્ગ કે નરક એ બેમાંથી જે પસંદ હોય તે પ્રમાણે કાર્ય કર.

ઇન્દ્રિયોનો નિગ્રહ કરવો એમ તો બધા લોકો કહે છે પણ ઇન્દ્રિયોનો નિગ્રહ કેવીરીતે કરવો એજ એક મહાન પ્રશ્ન છે. આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, પદાર્થોના સ્વરૂપનો વિચાર કરી પદાર્થોને અસાર જાણવા અને એ અસાર પદાર્થોથી વિરક્ત થઈ ઇન્દ્રિયોને તે તરફ જવા ન દેવી, અને જે કામો કરવાથી આત્માનું કલ્યાણ થતું હોય તે કામોમાં ઇન્દ્રિયોને પ્રવૃત્ત કરવી એજ ઇન્દ્રિયોને વશ કરવાનો ઉપાય છે. શાસ્ત્ર કહે છે કે, કાન, આંખ આદિ ઇન્દ્રિયો સ્વર્ગ પણ અપાવે છે અને નરક પણ અપાવે છે. જે વાતો સાંભળવાથી ચારિત્રનું પતન થાય એવી વાતો કાનદ્વારા સાંભળવી તે નરકપ્રાપ્તિનો માર્ગ છે, અને જે વાતો સાંભળવાથી આત્માનું કલ્યાણ થાય એવી વાતો કાનદ્વારા સાંભળવી તે સદ્‌ગતિમાં જવાનો માર્ગ છે. ટૂંકમાં કહેવાનો આશય એ છે કે, ઇન્દ્રિયોને ખરાબ કામોમાં પ્રવૃત્ત ન કરતાં સારાં કામોમાં પ્રવૃત્ત કરવી એજ ઇન્દ્રિય–નિગ્રહનો ઉપાય છે.

અત્રે એક બીજો પ્રશ્ન પણ ઉપસ્થિત થાય છે કે, સારું કામ કોને કહેવું અને ખરાબ કામ કોને કહેવું ? આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, જે કામને માટે તમારામાં સમભાવ રહે તે સારું કામ છે અને જે કામને માટે તમારામાં વિષમભાવ રહે તે ખરાબ કામ છે. જો તમે તમારા આત્માને ઇન્દ્રિયોના વશમાં રહેવા ન દો અર્થાત્ આત્માને ઇન્દ્રિયાધીન ન બનાવો તો એ દશામાં આત્મા પોતેજ સારા–ખરાબ કામની પરીક્ષા કરી લેશે. જો તમારામાં સદ્‌-સદ્‌વિવેક કરવાની શક્તિનો વિકાસ એટલો થયો ન હોય તો એ દશામાં જ્ઞાનીજનોની શીખામણ પ્રમાણે ખરાબ કામમાંથી ઇન્દ્રિયોને નિવૃત્ત કરી સારા કામમાં પ્રવૃત્ત કરો. આમ કરતા રહેવાથી તમારો આત્મા કોઈ ને કોઈ દિવસે ઇન્દ્રિયો ઉપર સંપૂર્ણ વિજય પ્રાપ્ત કરી શકશે.

ઇન્દ્રિયોનો નિગ્રહ કરવા માટે સર્વ પ્રથમ એ વાતનો વિવેક કરો કે, પદાર્થો મોંઘા છે કે ઇન્દ્રિયો મોંઘી છે ? તમારાં કાન મોંઘા છે કે મોતી મોંઘાં છે ? કહેવાની ખાતર તો તમે એમજ કહેશો કે, કાન મોંઘા છે. પરંતુ કાનમાં પહેરેલાં મોતી નીચે પડી જાય ત્યારે તેની જેટલી ચિંતા કરો છો તેટલી ચિંતા કાન ખરાબ વાતો સાંભળવા પ્રવૃત્ત થાય છે ત્યારે કરો છો ? સાધારણ રીતે કાનદ્વારા સારાં કે ખરાબ શબ્દો સાંભળવામાં આવે છે. પરંતુ કાનનો નિગ્રહ કરવા માટે કાનનો નાશ કરી નાંખો કે કાનમાં પૂમડાં નાંખી દો એમ કહેવાનો આશય નથી પરંતુ ખરાબ વાતો તરફ કાનને જવા દો નહિં. કદાચ કાનદ્વારા ખરાબ શબ્દો સાંભળવામાં આવે તો એ અવસ્થામાં જે પ્રમાણે માતાપિતાની નિંદાનાં શબ્દો ઉપર ધ્યાન આપવામાં આવતું નથી તે પ્રમાણે તે ખરાબ શબ્દો ઉપર તમે ધ્યાન ન આપો. કાનમાં સારાં કે ખરાબ જે કોઈ શબ્દ પડે તે શબ્દોને કારણે આપણામાં રાગદ્વેષ ઉત્પન્ન થવા દેવો જોઈએ નહિ. શબ્દોને સાંભળી પોતાનામાં રાગદ્વેષને પેદા થવા ન દેવો એ જ કાન ઉપર વિજય પ્રાપ્ત કરવાનો ઉપાય છે. આજ પ્રમાણે પ્રત્યેક ઇન્દ્રિયના મનોજ્ઞ (સુંદર) કે અમનોજ્ઞ (અસુંદર) વિષયોને પ્રાપ્ત કરી તે ઉપર રાગદ્વેષ પેદા થવા ન દેવો એજ ઇન્દ્રિયોને નિગ્રહ કરવાનો માર્ગ છે. આંખદ્વારા માતાને તથા બેનને પણ જોવામાં આવે છે અને બીજી કોઈ સ્ત્રીને પણ જોવામાં આવે છે. આંખ તો તેજ છે પરંતુ જોવાની દૃષ્ટિમાં અંતર પડી જાય છે. આ પ્રકારનું અંતર પડી જવાને કારણે જ રાગદ્વેષ પેદા થાય છે. એટલા માટે દૃષ્ટિમાં અંતર ન રાખતાં પોતાની પત્ની સિવાય બધી સ્ત્રીઓને માતા કે બહેન સમાન માનવામાં આવે તો

આંખનો નિગ્રહ થઇ શકશે, અને આંખનો નિગ્રહ થવાને કારણે રાગદ્વેષ પેદા પણ થશે નહિ. આજ પ્રમાણે ઘ્રાણેન્દ્રિય, રસનેન્દ્રિય તથા સ્પર્શેન્દ્રિય આદિનો પણ ઉપર પ્રમાણે નિગ્રહ કરવો જોઈએ. સારાંશ એ છે કે, સારાં કે ખરાબ જે કોઈ પદાર્થ સૂંઘવામાં, ચાખવામાં કે સ્પર્શવામાં આવે ત્યારે ઇન્દ્રિયોને પરિવર્ત્તનશીલ પદાર્થોમાં રાગદ્વેષ પેદા થાય એ રીતે પ્રવૃત્ત કરવી ન જોઇએ, પરંતુ સારામાંથી ખરાબ અને ખરાબમાંથી સારી થવાનો વસ્તુનો સ્વભાવ જ છે એમ સમજીને વસ્તુઓ પ્રત્યે રાગદ્વેષ ન કરવો એ જ ઇન્દ્રિયોનો નિગ્રહ કરવાનો ઉપાય છે. પદાર્થો કેવાં પરિવર્ત્તનશીલ છે એ વાત એક શાસ્ત્રપ્રસિદ્ધ ઉદાહરણ દ્વારા સમજાવું છું:—

જિતશત્રુ નામનો એક રાજા હતો. આ રાજાને સુબુદ્ધિ નામનો એક વિચારશીલ પ્રધાન હતો. એક દિવસ જિતશત્રુ રાજાની સાથે સુબુદ્ધિ પ્રધાન જમવા બેઠો હતો. ભોજન સ્વાદિષ્ટ હતું. એટલે રાજાએ પ્રધાનને કહ્યું કે, જુઓ ! ભોજન કેવું સ્વાદિષ્ટ છે ! રાજાના આ કથનના ઉત્તરમાં પ્રધાને કહ્યું કે, એમાં શું થયું ? ઇષ્ટમાંથી અનિષ્ટ થઇ જવું અને અનિષ્ટમાંથી ઇષ્ટ થઈ જવું એ તો વસ્તુનો સ્વભાવ જ છે. પ્રધાનનું આ કથન સાંભળી રાજાએ કહ્યું કે, પ્રધાનજી ! તમે તો નાસ્તિક જણાઓ છો ! ક્યાંય સારી વસ્તુ પણ ખરાબ થઈ જાય અને ખરાબ વસ્તુ સારી થઈ જાય એમ બને ખરું ? રાજા પોતાના બીજા કર્મચારીઓને આ વિષે વાત કરતો, તો તે બધા કર્મચારીઓ રાજાના કથનનું સમર્થન કરતા હતા, પણ પ્રધાન તો એમજ કહેતા હતા કે, તમે લોકો ગમે તે કહો પરંતુ મારા ગુરુએ તો મને આ જ પ્રમાણે બતાવેલ છે અને એટલા માટે હું તો એમ જ માનું છું કે, ઇષ્ટનું અનિષ્ટ અને અનિષ્ટનું ઇષ્ટ થવું એ જ વસ્તુનો સ્વભાવ છે. પુદ્ગલનો ધર્મ જ નષ્ટ થવાનો છે, એટલા માટે વસ્તુનું ઇષ્ટ–અનિષ્ટ થવું સ્વાભાવિક છે.

રાજાએ પ્રધાનને ઘણો સમજાવ્યો પણ પ્રધાને પોતાની વાત બદલી નહિ. પ્રધાનને પોતાની વાતમાં પૂરેપૂરો વિશ્વાસ હતો એટલા માટે પ્રધાને રાજાને કહ્યું કે, જે વાતને હું સત્ય માનું છું તે સત્ય વાતને હું ખોટી શી રીતે કહી શકું ? પ્રધાનની વાત સાંભળી રાજાએ મનમાં વિચાર્યું કે, પ્રધાનજીએ અત્યારે હઠ પકડી છે એટલા માટે હમણાં પોતાની વાતને મૂકશે નહિ.

એક દિવસ રાજા નગર–નિરીક્ષણ કરવા બહાર નીકળ્યા. સાથે પ્રધાન પણ હતો. નગરની ચારેય બાજુ એક ખાઇ હતી. એ ખાઇમાંથી પાણી ભરાઈ જવાને કારણે દુર્ગંધ આવતી હતી. રાજા તથા પ્રધાન તે ખાઈ પાસેથી નીકળ્યા. ખાઈના પાણીમાંથી અસહ્ય દુર્ગંધ નીકળતી હોવાને કારણે રાજાએ પ્રધાનને કહ્યું કે, પ્રધાનજી ! જુઓ, આ ખાઇનું પાણી કેવું દુર્ગંધમય છે ? આ પ્રમાણે કહી રાજાએ પોતાનું નાક દબાવી દીધું, પણ પ્રધાને તે વખતે પણ રાજાને એ જ જવાબ આપ્યો કે મહારાજ ! ઇષ્ટમાંથી અનિષ્ટ થવું અને અનિષ્ટ-માંથી ઇષ્ટ થવું એ તો વસ્તુનો સ્વભાવ જ છે. પ્રધાનનું આ કથન સાંભળી રાજાએ કહ્યું કે, પ્રધાનજી ! તમે તો બહુ હઠાગ્રહી છો. શું બધી વસ્તુઓ એવી હોય ખરી ? પ્રધાને જવાબ આપ્યો કે, મહારાજ ! હું હઠાગ્રહ કરતો નથી પણ વસ્તુનું સ્વરૂપ કહી રહ્યો છું.

આપ ગમે તે કહો પણ મારે તો તમારા પ્રત્યે પણ સમભાવ જ રાખવો છે અને વસ્તુ પ્રત્યે પણ સમભાવ રાખવો છે.

ઘેર જઈ પ્રધાને વિચાર કર્યો કે, રાજા સાથે વસ્તુસ્વરૂપ વિષેનો મતભેદ વધતો જાય છે એટલા માટે મારે રાજાને એવી ખાત્રી કરાવી આપવી જોઇએ કે હું જે કાંઈ કહું છું તે ઠીક જ કહું છું. આ પ્રમાણે વિચાર કરી પ્રધાને પોતાના એક વિશ્વસ્ત માણસ દ્વારા ખાઇમાંથી દુર્ગંધવાળું પાણી એક ઘડો ભરાવીને મંગાવ્યું. પ્રધાને એ દુર્ગંધમય પાણીને ૪૯ પ્રયોગ દ્વારા પરિષ્કૃત કર્યું. પછી તે પરિષ્કૃત થએલું પાણી પ્રધાને રાજાનું પાણી ભરનાર માણસને આપીને કહ્યું કે, રાજા જ્યારે ભોજન કરવા બેસે ત્યારે આ પાણી પીવા આપજે.

રાજા ભોજન કરવા બેઠા ત્યારે નોકરે પ્રધાને આપેલું પાણી પીવા માટે આપ્યું. રાજાએ તે પાણી પીને નોકરને પૂછ્યું કે, આ પાણી તો બહુ મીઠું જણાય છે ! આ પાણી ક્યાંથી ભરી લાવ્યો છે ? નોકરે જવાબ આપ્યો કે, આ પાણી તો પ્રધાને મોકલાવ્યું છે. રાજાએ તરત જ પ્રધાનને બોલાવીને કહ્યું કે, તમે આવું મધુર પાણી પીવો છો અને મને આજે આ પાણી પીવા માટે મોકલાવ્યું ? પ્રધાને કહ્યું કે, આ પાણીમાં એવું શું છે ? એ તો વસ્તુનો સ્વભાવ જ છે કે, ઇષ્ટમાંથી અનિષ્ટ થઇ જાય અને અનિષ્ટમાંથી ઇષ્ટ થઈ જાય. રાજાએ કહ્યું કે, પાછી તમે તેની તે જ વાત કરો છો ? પ્રધાને કહ્યું કે, હું જે કાંઇ કહું છું તે ઠીક જ કહું છું. આ પાણી પણ તે જ ખાઇનું દુર્ગંધમય પાણી છે કે જે પાણીની દુર્ગંધને કારણે તમે નાક દબાવ્યું હતું ! રાજાએ સાશ્ચર્ય પૂછ્યું કે, એ દુર્ગંધમય પાણી આટલું બધું મધુર બની જ કેમ શકે ? પ્રધાને જવાબ આપ્યો કે, મહારાજ ! હું એ જ દુર્ગંધમય પાણીને તમારી સમક્ષ જ પ્રયોગદ્વારા મધુર બનાવી શકું એમ છું.

આખરે રાજાએ તે ખાઈનું દુર્ગંધમય પાણી મંગાવ્યું. અને પ્રધાનને તેનું શુદ્ધ પાણી બનાવી આપવાનું કહ્યું. પ્રધાને પહેલાંની માફક પ્રયોગદ્વારા તે પાણીને પરિષ્કૃત કર્યું. આ ઉપરથી રાજાને વિશ્વાસ થઈ ગયો કે, વસ્તુમાં પરિવર્ત્તન થઈ શકે છે. રાજાએ પ્રધાનના સિદ્ધાન્તનો સ્વીકાર કરી કહ્યું કે, પ્રધાનજી ! તમે ધર્મજ્ઞ તથા વિચારશીલ છો, માટે મને કેવલી પ્રરૂપિત ધર્મ સંભળાવો. સુબુદ્ધિ પ્રધાન શ્રાવક હતો અને ધર્મનો જાણકાર હતો એટલે તેણે રાજાને ધર્મ સંભળાવ્યો. શ્રાવકને ધર્મ સંભળાવવાનો અધિકાર છે, પણ જ્યારે શ્રાવક પોતે ધર્મ જાણતો હોય ત્યારે જ તે બીજાને ધર્મ સંભળાવી શકે છે. સુબુદ્ધિ પ્રધાન પાસેથી ધર્મ સાંભળી જિતશત્રુ રાજા બાર વ્રતધારી શ્રાવક બન્યો અને ધીરે ધીરે આત્માનું કલ્યાણ પણ કર્યું.

કહેવાનો આશય એ છે કે, જે વ્યક્તિ ધર્મને જાણે છે તે વ્યક્તિ એમ જ માને છે કે, ઈષ્ટમાંથી અનિષ્ટ થવું અને અનિષ્ટમાંથી ઇષ્ટ થવું એ તો વસ્તુનો સ્વભાવ જ છે. આ પ્રમાણે વસ્તુનો સ્વભાવ જાણ્યા બાદ સમજદાર માણસ ઇષ્ટ વસ્તુ પ્રત્યે રાગ અને અનિષ્ટ વસ્તુ પ્રત્યે દ્વેષ રાખતો નથી, પરંતુ સમભાવ જ રાખે છે. તે માણસ એ વાતને સારી રીતે જાણે છે કે, જે વસ્તુ થોડા વખતને માટે તો ઇષ્ટ રહે છે અને થોડા વખત બાદ અનિષ્ટ થઈ જાય છે તો એવી વસ્તુને કારણે હું મારામાં રાગ તથા દ્વેષ શા માટે પેદા કરું ? વસ્તુ આત્માનું ઉત્થાન પણ કરે છે અને પતન પણ કરે છે. જો વસ્તુને કારણે

પોતાનામાં રાગદ્વેષની ભાવના પેદા થાય તો એ અવસ્થામાં આત્માનું પતન થાય છે અને વસ્તુ પ્રત્યે સમભાવ આવે તો આત્માનું ઉત્થાન થાય છે. જો વસ્તુ દ્વારા આત્માનું ઉત્થાન થઈ શકે છે તો પછી હું મારા આત્માનું પતન શા માટે કરું ? આ પ્રમાણે વિચાર કરી જે વ્યક્તિ ઇન્દ્રિયોનો નિગ્રહ કરે છે તે વ્યક્તિ ઇન્દ્રિયનિગ્રહ કરી આત્માનું કલ્યાણ અવશ્ય સાધી શકે છે.

ઇન્દ્રિયોનો નિગ્રહ કરવા માટે બધા શાસ્ત્રકારો તથા ધર્માવલંબીઓ કહે છે. આ વિષે કોઇનો કાંઈ પણ મતભેદ નથી. બધા લોકોનું એ જ કહેવું છે કે, ઇન્દ્રિયોનો નિગ્રહ કરવાથી આત્માનું કલ્યાણ થઈ શકે છે. ગીતામાં પણ કહ્યું છે કે, હે અર્જુન ! જો તારે આત્માનું કલ્યાણ કરવું હોય તો સર્વપ્રથમ ઇન્દ્રિયોનો નિગ્રહ કર. આત્માનું ઉત્થાન ઇન્દ્રિય-નિગ્રહથી થાય છે અને આત્માનું પતન ઇન્દ્રિયોને આધીન થવાથી થાય છે, એટલા માટે ઇન્દ્રિયોને વશમાં રાખો. પદાર્થોના પ્રલોભનમાં ઇન્દ્રિયોને જવા ન દો. પર્વત ઉપરથી એક પગ પણ લપસી જાય તો પછી પતન કેટલું થાય એ કહી શકાય નહિ. તે જ પ્રમાણે જો એક પણ ઇન્દ્રિય કાબુમાંથી બહાર નીકળી જાય તો એ દશામાં આત્માનું કેટલું પતન થાય એ કહી શકાય નહિ. એટલા માટે જો તમે તમારા આત્માને સિદ્ધ, બુદ્ધ, મુક્ત તથા શાન્ત કરી દુઃખમુક્ત કરાવવા ચાહતા હો તો સર્વ પ્રથમ ઇન્દ્રિયોનો નિગ્રહ કરો. કારણ કે ઇન્દ્રિયનિગ્રહ એ જ આત્મવિજયનું અમોઘ સાધન છે.

હવે ઇન્દ્રિય-નિગ્રહ કરવાથી આત્માનું કલ્યાણ કેવી રીતે થાય છે એ વાત અંજના સતીની ચરિત્રકથા ઉપરથી સમજાવું છું:—

## સતી અંજના ચરિત્ર—૧૮

અંજના અને પવનકુમારે પોતાની ઇન્દ્રિયોને કાબુમાં રાખી હતી એ કારણે જ આપણે તેમની યશોગાથા ગાઈએ છીએ. જો તેઓ ઇન્દ્રિયોને વશ ન કરી પતિત થયા હોત તો તેમની આ કીર્તિકથા કહેવામાં આવત નહિ.

રાવણદ્વારા આપવામાં આવેલ આદર-સત્કારને શિરોધાર્ય કરી, પવનકુમારે અંજનાને મળવા માટે ઘર તરફ પ્રયાણ કર્યું. રાજા પ્રહ્લાદે સાંભળ્યું કે, પવનકુમાર યુદ્ધમાં વિજય પ્રાપ્ત કરી ઘેર આવી રહ્યા છે. આ સુખદ સમાચાર સાંભળી રાજાને ઘણોજ હર્ષ થયો. તેમણે પવનકુમારનું સ્વાગત કરવા માટે નગરને સુશોભિત કરાવ્યું અને પવનકુમારનો સન્માનપૂર્વક નગરમાં પ્રવેશ કરાવવામાં આવ્યો. પવનકુમારે ઘેર આવી માતા-પિતાને પ્રણામ કર્યા અને તેમને કુશળ સમાચાર પૂછ્યા. આ પ્રમાણે બધા વડિલો પાસેથી આશીર્વાદ લઈ પવનકુમાર અંજનાને મળવા માટે પોતાના મહેલમાં જવા નીકળ્યા.

પોતાના મહેલમાં પ્રવેશ કરતાં પવનકુમારે મિત્ર પ્રહસ્તને કહ્યું કે, ભાઈ! જ્યારે આપણે તે રાત્રે અત્રે આવ્યા હતા ત્યારે આ મહેલ જેટલો મનોહર લાગતો હતો તેટલો સોહામણો આજે આ મહેલ જણાતો નથી. આ ઉપરથી અંજના મહેલમાં ન હોય એવું હું અનુમાન કરૂં છું. જો અંજના મહેલમાં હોત તો તેની સખી વસંતમાલા

અવશ્ય જોવામાં આવત. જે પ્રમાણે જલરહિત સરોવર હોય અને આત્મારહિત શરીર હોય તે પ્રમાણે અંજના વિનાનો આ મહેલ પણ સૂનોસૂનો જણાય છે. પવનકુમારનું આ કથન સાંભળી પ્રહસ્તે કહ્યું કે, હું આગળ જઈને તપાસ કરું છું કે, અંજના મહેલમાં છે કે નહિ! આ પ્રમાણે કહી પ્રહસ્ત મહેલમાં ગયો પણ ક્યાંય તેને અંજનાનાં દર્શન થયા નહિ. એટલે તેણે મહેલમાંથી પાછા ફરી પવનકુમારને કહ્યું કે, અંજના મહેલમાં નથી. પવનકુમારે તથા પ્રહસ્તે ત્યાં ઉપસ્થિત દાસ–દાસીને પૂછ્યું કે અંજના ક્યાં ગઇ છે? તે લોકોએ ઉત્તર આપ્યો કે, તમારા ગયા બાદ અંજનાને ગર્ભ રહી ગયો હતો અને તે ગર્ભ વિષે તમારી માતુશ્રીને એવો સંદેહ પેદા થયો કે, આ ગર્ભ મારા પુત્રનો નથી. આ પ્રકારનો સંદેહ પેદા થવાને કારણે તમારી માતુશ્રીએ અંજનાને ઘર બહાર કાઢી મૂકી છે; કારણ કે અંજનાને ઘરમાં રહેવા દેવાથી કુળને કલંક લાગવાનો ભય હતો અને સાથે સાથે નિંદા થવાનો પણ ભય હતો.

આ દુઃખદાયક સમાચાર સાંભળી પવનકુમારને ઘણુંજ દુઃખ થયું. પવનકુમાર કહેવા લાગ્યા કે, મારાથી એ મોટી ભૂલ થઈ ગઈ કે, હું માતાને એ કહેતાં ભૂલી ગયો કે, હું અંજનાને મળ્યો છું. મારી આ ભૂલનું જ આ દુષ્પરિણામ આવ્યું છે. પરંતુ માતાએ તો મારી આવવાની પ્રતીક્ષા તો કરવી હતી? મારા આવવા સુધી તો ધૈર્ય રાખવું હતું? દાસ–દાસી આદિ નોકરોએ પવનકુમારના આ કથનના ઉત્તરમાં કહ્યું કે, જ્યારે કુળને કલંક લાગવાનો ભય હોય અને ક્રોધ ચડયો હોય એવી અવસ્થામાં ધૈર્ય કેવીરીતે રહી શકે! પવનકુમારે કહ્યું કે વાસ્તવમાં તમારી વાત પણ ઠીક છે. મારી ભૂલને કારણેજ એ સતીને કલંકિત માની ઘરમાંથી કાઢી મૂકવામાં આવી છે. આ પ્રમાણે સતીએ પહેલેથી કરેલી આશંકા પણ સાચી પડી.

પવનકુમારે મિત્ર પ્રહસ્તને કહ્યું કે, અંજના કદાચ પીયર ગઈ હશે માટે ચાલો આપણે મહેન્દ્રપુર જઇએ. પ્રહસ્તે કહ્યું કે, ભાઈ! મહેન્દ્રપુર જતાં પહેલાં આ વિષે માતા–પિતાને વાત જણાવવી જોઇએ. પવનકુમારે કહ્યું કે, તમે ખબર આપી આવજો.

પવનકુમાર તથા પ્રહસ્ત મહેન્દ્રપુર જવા માટે રવાના થયા. રાજા મહેન્દ્રને માલુમ પડયું કે પવનકુમાર અંજનાની શોધ કરવા માટે આવી રહ્યા છે. તેમણે નગરને સુશોભિત કરાવીને પવનકુમારનું સ્વાગત કર્યું પણ તેમના હૃદયમાં એ વાત અત્યારે શલ્યરૂપે ખૂંચતી હતી કે, જ્યારે પવનકુમાર અંજના વિષે સમાચાર પૂછશે ત્યારે હું શો જવાબ આપીશ? આ જ પ્રમાણે અંજનાની માતાને પણ અંજનાને પોતાને ઘેર આશ્રય ન આપવાના સંબંધમાં દુઃખ થઈ રહ્યું હતું.

પવનકુમાર, સાસુ–સસરા દ્વારા આપવામાં આવેલ આદર–સત્કારને કારણે એમજ માની રહ્યા હતા કે, અંજના અહીંજ છે. બપોરે ભોજન કરવાના સમયે જ્યારે બધા ભોજન કરવા બેઠા ત્યારે શું થાય છે એ વિષે હવે પછી આગળ વિચાર કરવામાં આવશે.



## વ્યાખ્યાન : સંવત્ ૧૯૯૬ આસો શુદ ૧ શુક્રવાર

### પ્રાર્થના

**શ્રી જિન અજિત નમો જયકારી, તું દેવન કો દેવજી;**
**'જિતશત્રુ' રાજા ને 'વિજયા' રાણી કો, આતમજાત ત્વમેવજી.**
**શ્રી જિન અજિત નમો જયકારી. શ્રી૦ ૧**

—વિનયચંદ્રજી કુંભટ ચોવીશી.

શ્રી અજિતનાથ ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

આત્મા પોતાની રુચિ પ્રમાણે જ દેવ માને છે અને તેની ઉપાસના કરે છે. જેને જેવી રુચિ હોય છે, તે તેવો જ આહાર કરે છે. જેમ કે, તામસિક પ્રકૃતિવાળો માણસ તામસિક આહાર કરે છે, રાજસી પ્રકૃતિવાળો રાજસી આહાર કરે છે અને સાત્ત્વિક પ્રકૃતિવાળો સાત્ત્વિક આહાર કરે છે. તે જ પ્રમાણે જેની જેવી પ્રકૃતિ તથા રુચિ હોય, તે તેવા જ દેવની ઉપાસના કરે છે. જેમની ઇચ્છા સંસારમાં રહેવાની હોય છે તેઓ રાગદ્વેષયુક્ત સાંસારિક દેવોની ઉપાસના કરે છે અને જેમની ઇચ્છા સંસારજાળમાંથી મુક્ત થવાની હોય છે તેઓ વીતરાગ ભગવાનના જ શરણે જાય છે અને તેમની જ ઉપાસના કરે છે. મોક્ષાર્થી જીવો મનમાં એમ જ વિચારે છે કે, "અમે તો રાગદ્વેષથી પરાજિત થએલ છીએ, પરંતુ ભગવાન અજિતનાથ તો રાગદ્વેષથી 'અપરાજિત' છે. એટલા માટે રાગદ્વેષથી 'અજિત' એવા અજિતનાથ ભગવાન જ અમને રાગદ્વેષથી મુક્ત કરાવવા માટે સમર્થ છે." આ પ્રમાણે વિચાર કરી મુમુક્ષુ જીવો વીતરાગ અજિતનાથ ભગવાનના જ શરણે જાય છે અને તેમની જ ઉપાસના કરે છે.

સરાગ દેવના શરણે જવાથી આત્મામાં સરાગતા આવે છે અને વીતરાગ ભગવાનના શરણે જવાથી આત્મામાં વીતરાગતા આવે છે. રાગ અને દ્વેષ વચ્ચે અવિનાભાવ સંબંધ છે. જ્યાં રાગ હોય છે ત્યાં દ્વેષ હોય છે અને જ્યાં દ્વેષ હોય છે ત્યાં રાગ હોય છે. પણ જ્યાં રાગ હોતો નથી ત્યાં દ્વેષ હોતો નથી અને જ્યાં દ્વેષ હોતો નથી ત્યાં રાગ પણ હોતો નથી. દ્વેષ કરતાં રાગનું બંધન મજબૂત હોય છે એટલે વીતરાગ થવાથી વીતદ્વેષ સહજ રીતે થવાય છે. વીતરાગ ભગવાને વીતરાગતા પ્રગટાવવાનો માર્ગ બતાવતાં કહ્યું છે કેઃ–

**रागस्स दोसस्स य संखयणं एगन्तसोक्खं समुवेइ मोक्खं ।**

અર્થાત્–રાગ અને દ્વેષનો સંપૂર્ણપણે નાશ કરવાથી અર્થાત્ વીતરાગ તથા વીતદ્વેષ બનવાથી જ એકાન્ત સુખવાળા મોક્ષ–સ્થાનને પામી શકાય છે. સંસારમાં બધા લોકો સુખ અને શાન્તિ ચાહે છે પરંતુ સુખ અને શાન્તિનાં જે સાધનો બતાવવામાં આવે છે તે સાધનોનો ઉપયોગ કરતા ન હોવાને કારણે જ તેઓ વાસ્તવિક સુખ અને શાન્તિને પામી શકતા નથી. શાસ્ત્રકારો સ્પષ્ટ શબ્દોમાં કહે છે કે, જો તમે સાચી સુખ–શાન્તિ ચાહતા

હો તો સર્વપ્રથમ રાગ અને દ્વેષને નિર્મૂળ કરો. કારણ કે રાગ અને દ્વેષ એ બન્નેય કર્મ-બીજો છે અને આ બે કર્મબીજોમાંથી જ સંસારરૂપી વિષવૃક્ષની ઉત્પત્તિ થાય છે. માટે જો તમે સંસારરૂપી વિષવૃક્ષનાં કડવાં ફળ ચાખવાં ચાહતા ન હો તો રાગદ્વેષનો નાશ કરો. રાગ અને દ્વેષને નિર્મૂળ કરવામાં જ આત્માનું કલ્યાણ રહેલું છે. હવે રાગ અને દ્વેષને નિર્મૂળ કરવાનો શો ઉપાય છે તે વાત શાસ્ત્રદ્વારા સમજાવું છું:-

## સમ્યકૃત્વ પરાક્રમ-બોલ ૬૭ મો.

શાસ્ત્રમાં કાલે ઇન્દ્રિયનિગ્રહ વિષે કહેવામાં આવ્યું છે કે, ઇન્દ્રિયોનો નિગ્રહ કરવાથી રાગ-દ્વેષને જીતી શકાય છે અને એટલા જ માટે લોકો ઇન્દ્રિયોને જીતવા માટે અનેક પ્રકારનાં પ્રયત્નો કરે છે. ઇન્દ્રિયોનો નિગ્રહ કરવાથી જે રાગ-દ્વેષને જીતવામાં આવે છે તે રાગદ્વેષ ક્રોધ, માન, માયા તથા લોભમાંથી જ પેદા થાય છે. એટલા માટે હવે ક્રોધ, માન, માયા તથા લોભ આ ચતુર્વિધ કષાયને કેવી રીતે જીતી શકાય અને તેને જીતવાથી જીવાત્માને શો લાભ થાય છે એ વિષે ગૌતમ સ્વામી મહાવીર ભગવાનને પ્રશ્ન પૂછે છે કે:-

### બોલ ૬૭ મો

**(૬૭) कोहविजएणं भन्ते ! जीवे किं जणयइ ?**

અર્થાત્-હે ભગવાન ! ક્રોધને જીતવાથી જીવાત્માને શો લાભ થાય છે ? આ પ્રશ્નના ઉત્તરમાં મહાવીર ભગવાને ફરમાવ્યું કે:-

**कोहविजएणं खन्तिं जणयइ, कोहवेयणिज्जं कम्मं न बंधइ पुव्वबद्धं च निज्जरेइ ॥ ६७ ॥**

અર્થાત્-હે ગૌતમ ! ક્રોધને જીતવાથી જીવાત્મા ક્ષમાના ગુણને પ્રગટાવે છે, ક્રોધથી ઉત્પન્ન થતાં કર્મોને બાંધતો નથી અને પહેલાં કર્મો બાંધ્યા હોય તેને ખપાવે છે.

ભગવાને ક્રોધને જીતવાથી ક્ષમાગુણ પ્રગટે છે એમ કહ્યું છે. આ 'ક્ષમા' શબ્દને નામથી તો લોકો જાણે છે પરંતુ વાસ્તવિક ક્ષમા કેવી હોય છે તેને બહુ જ ઓછા લોકો જાણતા હશે ! ક્રોધને પેદા થવાનું કારણ તથા ક્રોધને સફલ કરવાની શક્તિ ઉપસ્થિત હોવા છતાં ક્રોધને પેદા થવા ન દેવો એનું જ નામ ક્ષમા છે.

ક્ષમા ધારણ કરવી એ તો તલવારની ધાર ઉપર ચાલવા જેવું કપરું કામ છે. કોઈ-વાર શસ્ત્રનો આઘાત સહી લેવો તો સરળ હોય છે, પરંતુ વચનનો આઘાત તો શસ્ત્રના આઘાતથી પણ વધારે દુ:ખદાયક હોય છે. અને એ કારણે કટુવચન સાંભળીને ક્ષમાશીલ રહેવું મુશ્કેલ થઈ પડે છે. શાસ્ત્ર કહે છે કે, લોઢાનાં તીક્ષ્ણ બાણ સહી લેવાં તો સરલ છે પરંતુ વચનરૂપી બાણને સહેવાં મુશ્કેલ છે. શાસ્ત્રમાં કહ્યું છે કે:-

**मुहुत्तदुक्खा उ हवन्ति कंटया, अओमया ते वि तओ सुउद्धरा ।**
**वायादुरुत्ताणि दुरुद्धराणि, वेरानुबंधीणि महब्भयाणि ॥—द० ९. ३-७**

અર્થાત્-લોઢાનાં કાંટાને સહી લેવાં અને તેને બહાર કાઢી ફેંકી દેવાં તથા તેનાં દુ:ખથી મુક્ત થઈ જવું એ એટલું બધું મુશ્કેલ નથી, પણ વચનબાણનો આઘાત મહા-ભયાનક, દુ:ખદાયક તથા વૈરાનુબંધ કરાવનારો હોવાથી તેને સહેવો મુશ્કેલ છે.

કહેવાનો આશય એ છે કે, કટુવચનને સાંભળી ક્રોધ પેદા થાય એ સ્વાભાવિક છે. ક્રોધ ઉત્પન્ન થાય ત્યારે ક્ષમાને ધારણ કરનાર બહુ જ ઓછા હોય છે. જ્યારે ક્રોધ ઉત્પન્ન થાય છે ત્યારે તેનું કેવું ખરાબ પરિણામ આવે છે એ વિષે શાસ્ત્રમાં કહ્યું છે કેઃ-

**कोहो पीइं पणासेइ, माणो विणयनासणो ।**
**माया मित्ताणि नासेइ, लोहो सव्वविणासणो ॥ द० ८-३७**

આ ગાથામાં શાસ્ત્રકારોએ કહ્યું છે કે, જ્યારે ક્રોધ પેદા થાય છે ત્યારે પ્રીતિ નષ્ટ થઈ જાય છે, અને અનુકંપાનો પણ નાશ થઈ જાય છે. આ પ્રીતિનાશક ક્રોધને ક્ષમાદ્વારા જ જીતવો જોઇએ. ક્રોધને જીતવાથી ક્ષમા પ્રગટે છે અને ક્ષમા હોય તો ક્રોધને જીતી શકાય છે. આ પ્રમાણે ક્રોધ અને ક્ષમા વચ્ચે અનન્યાભાવી સંબંધ છે.

જ્યારે કોઈ કટુવચન કહે છે ત્યારે જ ક્રોધ અથવા ક્ષમાની પરીક્ષા થાય છે. કહ્યું છે કેઃ–

જી જી કર બતલાવતાં, કાના ક્રોધ ન આય;
આડા ટેઢા બોલતાં, ખબર ક્ષમા કી થાય.

અર્થાત્–જ્યારે કોઈ નમ્રતાપૂર્વક બોલી રહ્યો હોય ત્યારે કોઇને ક્રોધ પેદા થાય જ શી રીતે? ક્રોધ છે કે ક્ષમા છે? તેની પરીક્ષા તો ત્યારે જ થાય છે કે જ્યારે કોઈ આડું-અવળું બોલે છે અર્થાત્ કટુવચન બોલે છે.

તમે લોકો તો અમારી સાથે ભક્તિપૂર્વક વાતચીત કરો છો અને અમારા પ્રતિ નમ્રતાનો વ્યવહાર રાખો છો. આવી દશામાં અમને ક્રોધ કેવી રીતે થાય? પણ જ્યારે બહાર અમારે કડવાં વચન સાંભળવાં પડે અને તે વખતે પણ અમે ક્રોધ ન કરીએ પણ ક્ષમા રાખીએ ત્યારે જ અમે ક્રોધ ઉપર વિજય પ્રાપ્ત કર્યો છે એમ કહી શકાય. ક્રોધ જ્યારે પેદા થાય ત્યારે એમ જ વિચારવું જોઈએ કે, આ કટુ શબ્દો તો અમારામાં ક્ષમા છે કે નહિ તેની કસોટી કરે છે. સોનાને જ્યારે કસોટીએ ચડાવવામાં આવે છે ત્યારે જ સાચા સોનાની પરીક્ષા થાય છે. તે જ પ્રમાણે જ્યારે કટુ વચનની કસોટી થાય ત્યારે જો ક્રોધ ન થાય તો જ પોતાનામાં ક્ષમા છે એમ કહી શકાય.

ક્રોધ કરવાથી કેટલી બધી હાનિ થાય છે તે વિષે ગ્રન્થોમાં કહ્યું છે કેઃ-

**कोहो अप्पीइकरो उव्वेयकरो य सगइनिद्दलणो**
**वेरणुबंधजलणो जलणो वरगुणगण वणस्स**
**कोहंधा निहणन्ति पुत्तं मित्तं गुरुं कलत्तं च**
**जणयं जणणीं अप्पिं वि निग्घणा किं च न कुणंति**
**कोहग्गी पज्जलिओ न केवलं दहइ अप्पणो देहं**
**सत्ताविईय पर पिहु पहवइ परभवविणासाय**
**ता कोह महाजलणो विज्झवियव्वो खमा जलेण सया ।**

આ ગાથામાં કહ્યું છે કે, ક્રોધ અપ્રીતિ પેદા કરે છે, ઉદ્વેગ પેદા કરે છે અને સદ્ગતિનો નાશ કરે છે. ક્રોધ વૈરાનુબંધનો બાપ છે અને સદ્ગુણના સમૂહરૂપી વનને ભસ્મસાત્ કરી

નાંખે છે. ક્રોધાગ્નિ બીજાને જ બાળતી નથી પણ જે ક્રોધ કરે છે તેને પોતાને તો અવશ્ય બાળે છે. ક્રોધ આ ભવ તથા પરભવને પણ બગાડે છે એટલા માટે આ ક્રોધરૂપી મહાગ્નિને ક્ષમા રૂપી જલથી શાન્ત કરવી જોઇએ.

ક્રોધ તો અગ્નિથી પણ ભયંકર છે. કારણ કે અગ્નિ તો એકજ ભવનો વિનાશ કરે છે પરંતુ ક્રોધ તો આ ભવ તથા પરભવનો પણ વિનાશ કરે છે. અર્થાત્ ક્રોધ આ ભવ તથા પરભવ-ભવોભવને બગાડે છે. આ ક્રોધરૂપી અગ્નિ આત્મામાંથી જ ઉત્પન્ન થાય છે. આપણો આત્મા જ સ્વતઃ ક્રોધને પેદા કરે છે. ક્રોધદ્વારા ક્રોધ વધતોજ જાય છે એટલા માટે અનેક ભવનો વૈરાનુબંધ ક્રોધથી જ થાય છે. જ્યારે પ્રીતિનો નાશ થાય ત્યારે એમજ સમજવું જોઇએ કે મારામાં ક્રોધ પેદા થયો છે. આજ પ્રમાણે ઉદ્વેગ પેદા થાય તો પણ ક્રોધ પેદા થયો છે એમ સમજવું. કારણ કે અપ્રીતિ કે ઉદ્વેગ પેદા થવાનું કારણ ક્રોધ જ છે. ક્રોધ જ દુર્ગતિ–નરકમાં લઈ જાય છે. કારણ કે જે પ્રમાણે રૂના ઢગલાને અગ્નિ થોડા જ સમયમાં ભસ્મીભૂત કરી નાંખે છે તેજ પ્રમાણે ક્રોધ પણ આત્માનાં બધાં શુભ ગુણોને ભસ્મીભૂત કરી નાંખે છે. ક્રોધ જ્યારે પેદા થાય છે ત્યારે મનુષ્ય આંખ હોવા છતાં આંધળો થઈ જાય છે અને ત્યારે ક્રોધાંધ મનુષ્ય ક્રોધાવેશમાં જ પોતાના પુત્ર, મિત્ર, ગુરુ તથા સ્ત્રી આદિ સ્વજનોનો પણ વિનાશ કરી નાખે છે. કારણ કે ક્રોધાંધ મનુષ્યમાંથી ત્યારે દયાભાવ નીકળી જાય છે.

સાંભળ્યું છે કે, મેવાડના કોઈ એક ગામમાં એક માણસે ક્રોધાવેશમાં જ પાંચશેરીના તોલાથી પોતાની સ્ત્રીનું માથું ફોડી નાંખ્યું. આ જોઈ તેની છોકરીએ બુમ પાડી કે, મારા પિતા મારી બાને મારે છે. છોકરીની બૂમ સાંભળી તે માણસ તે છોકરી ઉપર પણ ક્રુદ્ધ થયો અને તે છોકરીને પણ પત્થર ઉપર પછાડી મારી નાંખી અને પોતે પણ ભયભીત થઈ આપઘાત કર્યો.

ક્રોધાવેશમાં આવાં ન જાણે કેટલાં બધાં અનર્થ થતાં હશે ! એટલા માટે ક્રોધને ક્ષમા દ્વારા જીતવો જોઇએ. સૂત્રમાં પણ કહ્યું છે કે, उवसमेण हणे कोहं અર્થાત્ ઉપશમથી–ક્ષમાથી ક્રોધનો નાશ કરવો જોઈએ. જે પ્રમાણે અગ્નિ વધતી જતી હોય ત્યારે તેને બુઝાવવા માટે તેના વિરોધી પદાર્થ–પાણીનો ઉપયોગ કરવામાં આવે છે તેજ પ્રમાણે ક્રોધને પણ ઉપશાન્ત કરવા માટે ક્ષમાનો જ અધિક ઉપયોગ કરવો જોઈએ. ક્રોધ કરવાથી બીજા કરતાં પોતાનેજ વધારે હાનિ થાય છે. ક્રોધી મનુષ્ય ક્રોધ કરતી વખતે હું બીજાને હાનિ પહોંચાડું છું એમ માને છે, પરંતુ આ માન્યતા તો પાડોશીના ઘરને બાળવા માટે પોતાના ઘરમાં આગ લગાવવા સમાન જ મૂર્ખતાભરેલી છે. પોતાના ઘરમાં આગ લગાવવાથી પાડોશીનું ઘર તો બળે અથવા કદાચ ન પણ બળે, પણ પોતાનું ઘર તો બળી જાય છે. આજ પ્રમાણે ક્રોધ કરવાથી બીજાને હાનિ થાય અથવા ન પણ થાય પરંતુ પોતાને હાનિ તો અવશ્ય થાય છે.

સ્વ. કેશરીચંદજી ભંડારીએ મને અંગ્રેજીનું એક પુસ્તક બતાવ્યું હતું. જે પુસ્તકમાં એમ બતાવવામાં આવ્યું હતું કે, ક્રોધ પેદા થવાથી શરીરમાંથી બરછી, કટારી, છરી આદિ શસ્ત્ર જેવાં પુદ્ગલો નીકળે છે. જે મનુષ્ય ઉપર ક્રોધ કરવામાં આવે છે તે મનુષ્યમાં જો ક્રોધ પેદા ન થાય, અર્થાત્ તેનામાં જો ક્ષમાભાવ હોય, તો એ દશામાં તે શસ્ત્ર જેવાં પુદ્-

ગલો શાન્ત થઈ જાય છે. પરંતુ જો સામા માણસમાં પણ ક્રોધ પેદા થાય તો એ અવસ્થામાં બન્નેના શસ્ત્ર જેવાં પુદ્ગલો પરસ્પર અથડાય છે અને પરિણામે સંગ્રામ મચી જાય છે. શાસ્ત્રમાં કષાયસમુદ્ઘાતથી ભયંકર સંગ્રામ મચી જાય છે એમ કહેવામાં આવ્યું છે. ક્રોધ હોય તો સંગ્રામ થાય જ છે. એટલાજ માટે શાસ્ત્રકારો ઉચ્ચ સ્વરે કહે છે કે, ક્ષમા દ્વારા ક્રોધને જીતો. જો તમારામાં ક્ષમા હશે તો બીજાનો ક્રોધ પણ પોતાની મેળે શાન્ત થઇ જશે. પરંતુ તમે લોકો તો થપ્પડનો જવાબ થપ્પડથી અને ગાળીનો જવાબ ગાળીથી આપવા ચાહો છો. પરિણામે કલેશકંકાસ વધવા પામે છે. શાસ્ત્રમાં તથા ગ્રન્થમાં કહ્યું છે કે, વેર કરવાથી વેર વધે છે, અને ક્રોધ કરવાથી ક્રોધ વિશેષ પ્રમાણમાં વધવા પામે છે. એટલા માટે ક્રોધનો જવાબ ક્રોધથી ન આપતાં તથા ગાળોનો જવાબ ગાળોથી ન આપતાં ક્ષમા દ્વારા ક્રોધને જીતો તો તેમાં આત્માનું કલ્યાણ જ રહેલું છે. કહ્યું પણ છે કેઃ—

> દીદા ગાલી એક હૈ, પલ્ટે હોય અનેક;
> જો ગાલી પલ્ટે નહીં, રહે એક કી એક.

અર્થાત્—કોઈએ જો ગાળ આપી હોય પણ જો તેના બદલામાં સામી ગાળ ભાંડવામાં ન આવે તો તે ગાળ એક જ રહી જશે અને તે ગાળ ભાંડનાર પણ આખરે શાન્ત થઈ જશે. પરંતુ જો બીજાને પણ ગાળનો જવાબ ગાળથી આપવામાં આવે તો ગાળ દેવાની પરંપરા વધતી જ જશે અને પરિણામે કલેશ-કંકાસ પણ થયા વગર રહેશે નહિ. એટલા માટે ક્રોધ પેદા થાય ત્યારે ક્ષમા દ્વારા ક્રોધને જીતો. ઉપશાન્તભાવ-ક્ષમાભાવ રાખવો એ તો જૈનધર્મનો પ્રધાન ઉદ્દેશ છે. શાસ્ત્રમાં સાધુને માટે તો ત્યાંસુધી કહ્યું છે કે, "હે સાધુ! જો તમારે કોઈની સાથે કલેશ થયો હોય તો જ્યાંસુધી તમે તે કલેશને ઉપશાન્ત કરી લો નહિ ત્યાંસુધી તમે આહાર પાણી લેવા જઈ શકો નહિ. ક્રોધને ઉપશાન્ત કર્યા વિના તમે લાવેલા આહાર પાણી ખાઈ-પી શકો નહિ, વિહાર કરી શકો નહિ, અને જંગલ સુદ્ધાં પણ જઈ શકો નહિ. કદાચ તમે એમ કહો કે હું તો જેની સાથે કલેશ થયો છે તેને ખમાવીને ઉપશાંતિ કરું છું પણ સામા પક્ષવાળો શાન્ત થતો નથી તો હું શું કરું? આ પ્રશ્નના જવાબમાં શાસ્ત્ર એમ કહે છે કે, સામા પક્ષવાળો ઉપશાન્ત થાય કે ન થાય એ તેની ઇચ્છાની વાત છે, પરંતુ તમે તો ક્ષમતક્ષમાપના કરી ઉપશાન્ત થાઓ તો તમે આરાધક જ રહેશો. એટલા માટે તમે પોતે ઉપશાન્ત થાઓ તો તેમાં કલ્યાણ જ છે.

ક્રોધને જીતવાનો સુગમ ઉપાય ક્ષમા જ છે. દશવિધ યતિધર્મમાં પણ ક્ષમાને જ સર્વ-પ્રથમ સ્થાન આપવામાં આવ્યું છે. કારણ કે જે પ્રમાણે બધાં પદાર્થોને માટે પૃથ્વી આધાર છે, તે જ પ્રમાણે બધાં ગુણોની આધારભૂત ક્ષમા જ છે. જો આધારભૂત પૃથ્વી જ સ્થિર ન રહે તો પછી આધેય પદાર્થો સ્થિર કેવી રીતે રહી શકે? તે જ પ્રમાણે જો બધાં ગુણોની આધારભૂત ક્ષમા જ ન રહે તો એ અવસ્થામાં બીજાં ગુણો શી રીતે ટકી શકે? એટલા માટે ક્ષમાગુણની સર્વપ્રથમ આવશ્યકતા રહે છે. જો ક્ષમાગુણ ન હોય તો બીજાં ગુણો રહેવા ન પામે, અને આથી વિપરીત ક્ષમાગુણ હોય તો બીજાં બધાં ગુણો ટકી શકે છે. એટલા જ માટે સાધુઓનું વર્ણન કરતાં કહેવામાં આવ્યું છે કેઃ—

પહેલું લક્ષણ સાધુનું, ક્ષમા તણો ભંડાર;
કઠીન વચન સહે જગતનાં, ક્રોધ ન કરે લગાર. મુનીશ્વર ધન૦

તમે લોકો પ્રતિક્રમણમાં 'ઇચ્છામિ ખમાસમણો'નો પાઠ બોલો છો તેમાં પણ કહો છો કે, 'હે ક્ષમાશ્રમણ! હું તમને વંદન કરું છું.' જો કે મુનિઓમાં ક્ષમાગુણની સાથે જ બીજાં ગુણો પણ હોય છે, પરંતુ તેમનામાં ક્ષમાગુણની પ્રધાનતા હોવાને કારણે જ સાધુજીને ક્ષમાશ્રમણ કહેવામાં આવે છે. સાધુનો પ્રધાન ગુણ ક્ષમા જ છે અને એટલા જ માટે દશવિધ યતિધર્મમાં પણ ક્ષમાને જ પ્રથમ સ્થાન આપવામાં આવ્યું છે.

સાધુને માટે જેમ ક્ષમા રાખવાની અનિવાર્ય આવશ્યકતા બતાવવામાં આવે છે તેમ શ્રાવકોને માટે પણ ક્ષમા ધારણ કરવાની અનિવાર્ય આવશ્યકતા છે. કારણ કે સાધુને ઉપલક્ષણ કરી ક્ષમા રાખવાની વાત ચતુર્વિધ સંઘને કહેવામાં આવી છે. એટલા માટે જે કોઈ ક્રોધને વશીભૂત ન થતાં ક્ષમાશીલ રહેશે તે પોતાનું કલ્યાણ સાધી શકશે. હવે ક્ષમાદ્વારા કલ્યાણ કેવી રીતે સાધી શકાય છે એ વાત અંજના સતીની ચરિત્રકથાદ્વારા સમજાવું છું:—

## સતી અંજના ચરિત્ર—૧૯

સતી અંજનાએ સંકટના સમયે પણ કોઈ ઉપર ક્રોધ ન કરતાં અપૂર્વ ક્ષમા ધારણ કરી હતી એટલા જ માટે આપણે તેમની ગુણ—ગાથા ગાઇએ છીએ.

કાલે જણાવ્યા પ્રમાણે પવનકુમાર પ્રહસ્તની સાથે અંજનાની શોધ કરવા મહેન્દ્રપુર આવ્યા છે. મહેન્દ્રપુરમાં રાજા મહેન્દ્રદ્વારા કરવામાં આવેલી આગતાસ્વાગતા દ્વારા તેઓ એમ જ ધારતા હતા કે અંજના અહીં છે. ભોજન કરવા બેઠા ત્યારે પણ અંજના અહીં છે એવી તેમની ધારણા હતી. પણ જ્યારે ભોજનથાળ પીરસાઇને સામે આવ્યો ત્યારે પવનકુમારે પ્રહસ્તને કહ્યું કે, મિત્ર ! આપણે ભોજન અને મોજમઝા માણવા આવ્યા છીએ કે અંજનાની તપાસ કરવા આવ્યા છીએ ! મને તો એમ જણાય છે કે, અંજના અહીં પણ નથી. કારણ કે જો અંજના આપણા જોવામાં ન આવત તો પણ અંજનાના ગર્ભમાં જે બાળક હતું તે બાળક અથવા તેની સખી વસંતમાલા તો જોવામાં આવત ! પરંતુ અત્રે તો કોઈ જોવામાં આવતું નથી, એ ઉપરથી અંજના અત્રે હોય એમ જણાતું નથી. પ્રહસ્તે જવાબમાં કહ્યું કે, આપનું કહેવું બરાબર છે. આપણે સર્વપ્રથમ જે કામ કરવા આવ્યા છીએ તે કામ કરવું જોઇએ. પહેલાં તપાસ કરવી જોઇએ અને ત્યારબાદ જ ભોજન કરવું જોઇએ. પહેલાં ભોજન કરવું જોઇએ કે કામ ? દુર્યોધનને ત્યાં જ્યારે શ્રીકૃષ્ણ ગયા હતા ત્યારે દુર્યોધને શ્રીકૃષ્ણને પોતાના પક્ષમાં લેવા માટે ભોજન આદિની ઘણી તૈયારી કરી હતી. પરંતુ શ્રીકૃષ્ણે તે તૈયારી ઉપર ધ્યાન ન આપતાં એમ જ કહ્યું કે, સર્વપ્રથમ તો હું જે કામ માટે આવ્યો છું તે જ કામ કરીશ અને ત્યારબાદ જ ભોજન-આદિનું કામ પતાવીશ. દુર્યોધને શ્રીકૃષ્ણને એવો આગ્રહ પણ કર્યો કે, તમે પહેલાં ભોજન કરો પછી તમારે જે કામ કરવાનું હોય તે કરજો. પણ શ્રીકૃષ્ણે તો એ જ ઉત્તર આપ્યો કે, હું અહીં ભોજન કરવા માટે આવ્યો નથી, પણ કામ કરવા આવ્યો છું. એટલા માટે સર્વપ્રથમ હું જે કામ માટે અત્રે આવ્યો છું તે કામ મારે કરવું જોઇએ.

આ જ પ્રમાણે પ્રહસ્તે પણ પવનકુમારના કથનનું સમર્થન કરતાં કહ્યું કે, આપણે સર્વપ્રથમ અંજનાની તપાસ કરવી જોઈએ અને ત્યારબાદ જ ભોજન કરવું જોઇએ. આ પ્રમાણે પ્રહસ્તે કહ્યું એટલામાં તો પવનકુમારના સાળાની છોકરી ત્યાં આવી. પવનકુમારે તે છોકરીને પ્રેમપૂર્વક પોતાની પાસે બોલાવીને પૂછ્યું કે, તમારી ફૈબા ક્યાં છે? તે છોકરીએ જવાબ આપ્યો કે, મારા ફૈબા તો કલંક લઇને આવ્યા હતા એટલા માટે મારા પિતાએ તથા દાદા વગેરે બધાએ ફૈબાને અહીં રહેવા દીધા નહિ.

આ સમાચાર સાંભળી પવનકુમારને ઘણું જ દુ:ખ થયું. આ દુ:ખદ અવસ્થામાં તેમને ભોજન ભાવે પણ કેમ? પવનકુમારે મિત્ર પ્રહસ્તને કહ્યું કે, અહીં રહેવામાં હવે સાર નથી માટે આપણે અહીંથી ચાલ્યા જઇએ. જે ઘરમાં મારી પત્નીને અને તેમની પુત્રીને પણ આશ્રય ન મળ્યો ત્યાં હું ભોજન કેવી રીતે કરી શકું? જ્યારે અંજનાની તપાસ કરવાનો નિશ્ચય કરી હું નીકળ્યો છું તે દશામાં હું ભોજન કેવી રીતે કરી શકું? જો કે, અંજનાને અહીં આશ્રય ન આપવામાં મારા સસરા આદિનો દોષ નથી. દોષ તો મારો જ છે કે હું પહેલેથી માતાને કહી ન ગયો કે હું અંજનાને મળ્યો છું. મારા આ દોષને કારણે જ અંજનાને સંકટો સહેવાં પડયાં. ખેર! હવે જ્યાંસુધી અંજનાનો પત્તો ન લાગે ત્યાંસુધી ભોજન ન કરવાના નિશ્ચય ઉપર મારે દૃઢ રહેવું જોઇએ.

આ પ્રમાણે વિચાર કરી પવનકુમાર તથા પ્રહસ્ત બન્ને ભોજનને નમસ્કાર કરી ઉઠી ગયા. તેમણે ભોજન કર્યું નહિ. આ જોઈ સાસુ-સસરાએ પવનકુમારને ભોજન કરવા માટે ઘણો આગ્રહ કર્યો. તેઓએ પોતાની ભૂલનો સ્વીકાર કર્યો અને ભૂલ માટે પશ્ચાત્તાપ પણ કર્યો પરંતુ પવનકુમારે તો એ જ નિશ્ચયાત્મક જવાબ આપ્યો કે, જ્યાંસુધી મને અંજનાનો પત્તો લાગે નહિ ત્યાંસુધી હું ભોજન કરી શકું નહિ.

રાણા પ્રતાપે પણ એવી પ્રતિજ્ઞા લીધી હતી કે, જ્યાં સુધી ચિત્તોડનો કિલ્લો બાદશાહ પાસેથી પાછો મેળવું નહિ, ત્યાં સુધી હું રાજમહેલમાં રહીશ નહિ. આ અનુસાર તેઓ જંગલમાં જ રહેતા હતા. અંબરના રાજા માનસિંહે સાંભળ્યું કે, રાણા પ્રતાપ સ્વદેશરક્ષા માટે જંગલમાં રહે છે ત્યારે તેમના મનમાં રાણા પ્રતાપ પ્રત્યે માન પેદા થયું. તેમણે મનમાં નિશ્ચય કર્યો કે જે રાણા પ્રતાપે રાજપુતોનું મસ્તક ઉન્નત રાખ્યું છે તેમને અવશ્ય મળવું જોઇએ. તે વખતે રાજા માનસિંહ અકબર તરફથી યુદ્ધ કરવા માટે દક્ષિણમાં ગયો હતો. દક્ષિણમાંથી પાછા ફરતા તે રાણા પ્રતાપને મળવા માટે ગયો. રાણા પ્રતાપે તેને માટે ભોજન આદિની તૈયારી કરાવી, પણ માનસિંહનો ભોજન વિષયક સત્કાર કરવા માટે પોતે ન ગયા પણ પોતાના પુત્રને મોકલ્યો. માનસિંહે રાણાના પુત્ર અમરસિંહને પૂછ્યું કે, રાણા ન આવ્યા? અમરસિંહે જવાબ આપ્યો કે, તેમને બદલે હું આવ્યો છું ને? માનસિંહે કહ્યું કે, હું અહીં ભોજન કરવા આવ્યો નથી પરંતુ રાણાને મળવા માટે આવ્યો છું. એટલામાં રાણા પ્રતાપે આવીને કહ્યું કે, જેમણે રાજપુત થઈને એક મુસલમાન બાદશાહને પોતાની બહેન તથા ફૈબાને આપી છે અને ક્ષાત્રત્વને કલંક લગાડયું છે તેમની સાથે હું ભોજન કેવી રીતે કરી શકું? માનસિંહ આ વચન સાંભળી ક્રુદ્ધ થયો અને ક્રોધાવેશમાં આવી જઇ તેણે કહ્યું કે, આ અપમાનનો બદલો તમારે ચૂકવવો પડશે? રાણાએ નિર્ભીક થઇને જવાબ આપ્યો કે,

અપમાનનો બદલો લેવા તમે આવજો અને સાથે સાથે તમારા બનેવીને પણ તેડતા આવજો. આ સાંભળી માનસિંહ રુષ્ટ થઇ ત્યાંથી ચાલ્યો ગયો. તેણે રાણાને ત્યાં ભોજન ન કર્યું અને દિલ્હી જઈ બાદશાહને બધી હકીકત કહી. પરિણામે હલ્દીઘાટનું મહાયુદ્ધ થયું.

સાસુ–સસરાએ પવનકુમારને બહુ સમજાવ્યા પરંતુ તેમણે ભોજન ન કર્યું. સાસુ–સસરા બન્ને સમજી ગયા કે, હવે ભોજન માટે પવનકુમારને વધારે કહેવું નકામું છે. તેઓ ક્ષત્રિય છે એટલે લીધેલી પ્રતિજ્ઞાનું પાલન કર્યા વિના રહેશે નહિ.

પવનકુમારે જતાં પહેલાં મહેન્દ્ર રાજાને પૂછ્યું કે, અંજના કયા વનમાં ગઇ છે તે તો બતાવો ? રાજા મહેન્દ્રે જવાબ આપ્યો કે, અંજના કઇ બાજુ ગઇ છે તે વાતની અમે ખબર જ રાખી નથી.

પવનકુમાર તથા પ્રહસ્તે વન તરફ પ્રયાણ કર્યું. પ્રહસ્તે નિર્જન વનને જોઈ કહ્યું કે, આ નિર્જન વનમાં આપણે કયાં જઈશું ? આ વનમાં તો કોઈ પુરુષ પણ જોવામાં આવતો નથી તો આ નિર્જન વનમાં સ્ત્રીઓ એકલી કેવી રીતે રહી શકે ? પવનકુમારે જવાબમાં કહ્યું કે, ગમે તે થાય, આપણે તો અંજનાનો પત્તો લગાવવો જ છે. મેં તો એવો દૃઢ નિશ્ચય કર્યો છે કે, જ્યાં સુધી અંજનાનો પત્તો નહિ લાગે ત્યાંસુધી હું અન્નજળ ગ્રહણ કરીશ નહિ. कार्यं साधयामि वा देहं पातयामि અર્થાત્ કાંતો લીધેલું કાર્ય પાર પાડીશ અથવા તે કાર્ય પાછળ દેહનો પણ ત્યાગ કરી દઇશ.

પવનકુમારે આ પ્રમાણે દૃઢ નિશ્ચય કર્યો છે. જેઓ દૃઢ નિશ્ચયવાળા હોય છે તેમનું કાર્ય પણ અવશ્ય પાર પડે છે. પવનકુમાર તથા પ્રહસ્ત બન્ને અંજનાની શોધ કરવા વનમાં આગળ જાય છે. વનમાં શું થાય છે તે વિષે હવે પછી આગળ વિચાર કરવામાં આવશે.

## વ્યાખ્યાન : સંવત ૧૯૯૬ આસો શુદ ૨ શનિવાર

### પ્રાર્થના

આજ મ્હારા સંભવ જિન કે, હિતચિત્તસું ગુણ ગાસ્યાં,
મધુર મધુર સ્વર રાગ અલાપી, ગહરે શબ્દ ગુંજાસ્યાં રાજ;
—વિનયચંદ્રજી કુંભટ ચોવીશી.

શ્રી સંભવનાથ ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

આ પ્રાર્થનામાં એક ભક્ત પોતાના હૃદયની ઊર્મિ ઠાલવતાં કહે છે કે, ‘આજે હું ભગવાન સંભવનાથનાં ગુણગ્રામ કરીશ.’ આ પ્રમાણે તે જ વ્યક્તિ કહી શકે કે જેમને પરમાત્માની ભક્તિમાં રસ લાગ્યો હોય. જેમને પરમાત્માની ભક્તિમાં રસ ન હોય તે આ પ્રકારની પ્રતિજ્ઞા કરી જ ન શકે. જે વાણી પરમાત્મા સુધી પહોંચી પણ શકતી નથી, જેને જાણવા માટે બુદ્ધિ પણ સમર્થ નથી અને જેમને સિદ્ધ કરવા માટે યુક્તિ–પ્રયુક્તિ તથા તર્ક–વિતર્ક પણ નિષ્ફળ નીવડયાં છે તે પરમાત્માનાં ગુણગ્રામ કરવાની દૃઢ પ્રતિજ્ઞા કરવી તે ભક્તિના ઉત્સાહ વિના બની શકે નહિ. હૃદયમાં ઉત્સાહ હોય તો કાર્ય કેવી રીતે

સિદ્ધ થાય એ માટે આપણે પ્રકૃતિનાં કેટલાંક ઉદાહરણોનું નિરીક્ષણ કરવું જોઈએ. જ્યારે આંબામાં મંજરી આવે છે ત્યારે કોયલ કેટલા ઉત્સાહથી ટહૂકા કરે છે! જ્યારે કેતકી ફુલેફાલે છે ત્યારે ભ્રમરો કેવો ગુંજારવ કરે છે! જ્યારે મેઘ ગર્જે છે ત્યારે મોર કેવો નાચે છે! આજ પ્રમાણે જ્યારે ભક્તના હૃદયમાં પરમાત્માની ભક્તિ કરવાનો ઉત્સાહ આવે છે ત્યારે તે પણ પરમાત્માનાં ગુણગાન ઉત્સાહપૂર્વક કરવાં મંડી પડે છે.

અત્રે કોઈ એમ કહે કે, કોયલને તો આંબાની મંજરીનો સંયોગ મળે છે અને ભ્રમરને કેતકીના પુષ્પનો સુયોગ પ્રાપ્ત થાય છે, એટલા માટે કોયલ ટહૂકે છે અને ભ્રમર ગુંજારવ કરે છે. પરંતુ ભક્તને એવો શું સંયોગ કે સુયોગ પ્રાપ્ત થયો છે કે, જેને કારણે તે પરમાત્માનાં ગુણગાન કરે છે? આ કથનના ઉત્તરમાં ભક્ત કહે છે કે, મને અત્યારે જેવો સુંદર સુયોગ પ્રાપ્ત થયો છે તેવો સુયોગ અતીતકાળમાં પણ પ્રાપ્ત થયો ન હતો. મને અત્યારે જે માનવતન મળેલ છે તે પહેલાં મળ્યું ન હતું. આવું દુર્લભ માનવજીવન મળવા છતાં જો હું અત્યારે પરમાત્માનાં ગુણગાન ન કરું તો પછી પરમાત્માનું ગુણકીર્તન ક્યારે કરું? પરમાત્માનાં ગુણગ્રામ કરવા માટે જ મને આ માનવ-જીવન મળેલ છે એમ હું માનું છું. કોયલને આમ્રમંજરીનો અને ભ્રમરને કેતકીનો યોગ તો વારંવાર મળી શકે છે, પરંતુ મને અત્યારે જે દુર્લભ માનવ-શરીરનો સુયોગ પ્રાપ્ત થએલ છે તે વારંવાર પ્રાપ્ત થઈ શકતો નથી. એટલા માટે હું એમ જ માનું છું કે મને જે આ માનવતન મળેલ છે તે પરમાત્માનાં ગુણગાન કરવા માટે જ મળેલ છે. આ પ્રમાણે ભક્તજનો પોતાનું જીવન પરમાત્માના ચરણે સમર્પી દઈ પરમાત્માનું ગુણકીર્તન કરવામાં જ જીવનની સાર્થકતા સમજે છે. હવે માનવ-જીવનને સફળ તથા સાર્થક કરવા માટે શું કરવું જોઈએ એ વાત શાસ્ત્રદ્વારા સમજાવું છું:-

## સમ્યક્ત્વ પરાક્રમ—બોલ ૬૮ મો

માનવ-જીવનને સફળ તથા સાર્થક કરવા માટે શાસ્ત્રકારોએ ચાર પ્રકારના કષાયોનો ત્યાગ કરવાનું ફરમાવ્યું છે. કષાયનો સામાન્ય અર્થ સંસાર થાય છે, અર્થાત્ ક્રોધ, માન, માયા તથા લોભ આ ચાર કષાયો સંસારની વૃદ્ધિ કરે છે. જો સંસારથી મુક્ત થવું હોય તો કષાયનો ત્યાગ કરવો આવશ્યક છે. જો આ ચાર કષાયનો ત્યાગ કરવામાં ન આવે તો સંસારની વૃદ્ધિ થતી રહે છે. શાસ્ત્રમાં કહ્યું પણ છે કે:-

**कोहो य माणो य अणिग्गहिया, माया य लोहो य पवड्ढमाणा ।**
**चत्तारि एए कसिणा कसाया, सिंचंति मूलाइं पुणब्भवस्स ॥ द० ८-४०**

અર્થાત્-ક્રોધ તથા માનનો નિગ્રહ કરવો મુશ્કેલ છે અને માયા તથા લોભ દિન-પ્રતિદિન વધતાં જ જાય છે. સંક્ષેપમાં આ ચારેય કષાયો સંસારનાં મૂળને સિંચન કર્યા કરે છે.

મુમુક્ષુ જીવોએ સંસારની અસારતા જાણી આ ચારેય કષાયનો ત્યાગ કરવો જોઈએ. આ ચારેય કષાયોને જીતવા માટે શાસ્ત્રકારોએ ઉપાય બતાવતાં કહ્યું છે કે:-

**उवसमेण हणे कोहं, माणं मद्दवया जिणे ।**
**मायमज्जवभावेणं, लोहं संतोसओ जिणे ॥ द० ८-३९**

અર્થાત્-ક્રોધને ક્ષમાદ્વારા જીતવો જોઇએ, મૃદુતા-નમ્રતાથી માનને જીતવું જોઇએ, સરળતાથી માયાને જીતવી જોઇએ અને સંતોષથી લોભને જીતવો જોઇએ.

ક્રોધને જીતવાથી જીવાત્માને ક્ષમાગુણની પ્રાપ્તિ થાય છે, ક્રોધથી પેદા થતાં નવાં કર્મો બંધાતાં નથી અને પૂર્વ કર્મોની નિર્જરા થાય છે. ક્રોધને જીતવાથી જીવાત્માને આ અપૂર્વ લાભ પ્રાપ્ત થાય છે. હવે માનને કેવી રીતે જીતી શકાય અને તેને જીતવાથી જીવાત્માને શો લાભ થાય એ વિષે ગૌતમસ્વામી મહાવીર ભગવાનને પ્રશ્ન પૂછે છે કેઃ-

## બોલ ૬૮ મો.

**(૬૮) माणविजएणं भंते ! जीवे किं जणयइ ?**

અર્થાત્-હે ભગવાન ! માનને જીતવાથી જીવાત્માને શો લાભ થાય છે ? આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને ફરમાવ્યું કેઃ-

**माणविजएणं मद्दवं जणयइ, माणवेयणिज्जं कम्मं न बंधइ, पुव्वबद्धं च निज्जरेइ ॥ ६८ ॥**

અર્થાત્-માનને જીતવાથી જીવાત્મા મૃદુતાનો અપૂર્વ ગુણ પ્રગટાવે છે. માનજન્ય કર્મને બાંધતો નથી અને પૂર્વે જે કર્મ બાંધેલ છે તેને ખપાવે છે.

માર્દવતા-નમ્રતા એક મહાન્ ગુણ છે. શાસ્ત્રમાં કહ્યું છે કે, જ્યારે માનને જીતવામાં આવે ત્યારે જ માર્દવતાનો મહાન્ ગુણ પ્રાપ્ત થઇ શકે છે. જે વ્યક્તિમાં નમ્રતા ગુણ હોય છે તે વ્યક્તિ મહાન્ માનવામાં આવે છે. ધાતુમાં સોનાને એટલા જ માટે કીંમતી માનવામાં આવે છે કે તેનામાં નમ્રતા હોય છે. જેમ જેમ સોનાને વધારે વાર ટીપવામાં આવે છે તેમ તેમ તે નમ્ર બનતું જાય છે અને જ્યારે સોનું મલરહિત તથા નમ્ર બની જાય છે ત્યારે જ સોનું કુંદન કહેવાય છે. રત્નને ગ્રહણ કરવાની શક્તિ કુંદનમાં જ હોય છે અને એટલા જ માટે પહેલાંના લોકો રત્નને સોનામાં જડવા માટે કુંદનનો ઉપયોગ કરતા હતા. જે પ્રમાણે નમ્ર બનાવવામાં આવેલું સોનું રત્નને પકડી શકે છે તેજ પ્રમાણે ગુણરૂપી રત્નને પણ જેનામાં નમ્રતા હોય છે તે જ ગ્રહણ કરી શકે છે. નમ્રતા ગુણને પ્રાપ્ત કરવા માટે માનને જીતવાની આવશ્યકતા રહે છે. જ્યારે માનને જીતવામાં આવે છે ત્યારે જીવનમાં નમ્રતા આવે છે અને જ્યારે નમ્રતાગુણ જીવનમાં પ્રગટે છે ત્યારે માનજન્ય નવાં કર્મો બંધાતાં નથી અને માનને કારણે પૂર્વે બંધાએલાં કર્મોની પણ નિર્જરા થાય છે.

અત્રે કોઈ એમ કહે કે, માનજન્ય બંધાએલાં કર્મો તો ભોગવવાંજ પડે છે! આ શંકાનું સમાધાન એ છે કે, જો માનને કારણે બંધાએલાં કર્મોની નિર્જરા થઇ શકતી ન હોત તો શાસ્ત્રમાં એમ કહ્યું ન હોત કે, માનને જીતવાથી પૂર્વે બાંધેલાં કર્મોની નિર્જરા થાય છે. અત્રે કોઈ એમ પણ પૂછી શકે કે, શાસ્ત્રમાં એક જગ્યાએ એમ પણ કહ્યું છે કે, **कडाण कम्माण न मोक्ख अत्थि**-અર્થાત્ કરેલાં કર્મોને ભોગવ્યા શિવાય છૂટકો નથી. આથી વિપરીત અત્રે એમ કહેવામાં આવ્યું છે કે, માનને જીતવાથી બંધાએલાં કર્મોની નિર્જરા થાય છે. આ બન્ને વાતોમાં વિસંવાદ જણાય છે? આ બન્ને વાતોની સંગતિ કેવી રીતે થઈ શકે? આ પ્રશ્નનો ઉત્તર એ છે કેઃ—

કર્મો ભોગવવાં તો પડે છે, પરંતુ એક તો કર્મોને તપઆદિ દ્વારા ઉદીરણા કરીને ભોગવવામાં આવે છે, અને બીજું કર્મો સ્વાભાવિક રીતે ઉદયમાં આવે ત્યારે ભોગવવામાં આવે છે. જેમકે, રોગીએ રોગનું દુઃખ તો ભોગવવું પડે જ છે પરંતુ દવા આપવાથી રોગની પ્રબળતા ઓછી થઈ જાય છે અને સાથે સાથે તે રોગ જલ્દી અને સરળતાથી ભોગવી શકાય છે. આ જ પ્રમાણે ભગવાન કહે છે કે, કર્મો ભોગવવાં તો પડે જ છે પરંતુ જે કર્મો સ્વાભાવિકપણે ઉદયમાં આવે છે તે કર્મો લાંબા સમયે કષ્ટપૂર્વક ભોગવવાં પડે છે. પરંતુ જે કર્મોની તપશ્ચર્યા આદિ દ્વારા ઉદીરણા કરવામાં આવે છે તે કર્મો જલ્દી તેમજ સરળતાપૂર્વક ભોગવી લેવાય છે. કર્મોને પ્રદેશથી ભોગવવાં કે વિપાકથી કર્મોને ભોગવવાં એ બન્ને એક જ વાત છે. અર્થાત્ કર્મો પ્રદેશથી તેમજ વિપાકથી—એ બન્ને રીતે ભોગવવામાં આવે છે. પરંતુ જેઓ જ્ઞાની છે તેઓ તો ક્રોધ, માન, માયા તથા લોભ આદિને જીતીને તથા તપશ્ચર્યા આદિ દ્વારા કર્મોની નિર્જરા કરી આત્માને ઉજ્જવલ બનાવે છે. જો આ પ્રમાણે ધર્મક્રિયા રૂપી આગમાં કર્માંકુરોને દગ્ધ કરવામાં ન આવે તો વિપાકથી જ્યારે કર્મો ભોગવવાં પડે છે ત્યારે મહા કષ્ટ થાય છે. જ્યારે કર્મોને સરળતાપૂર્વક ભોગવી શકાય છે તો પછી મહાકષ્ટપૂર્વક કર્મોને શા માટે ભોગવવાં ? આ પ્રમાણે વિચાર કરીને, જ્ઞાનીજનો કર્મની નિર્જરા કરવાનો પ્રયત્ન કરે છે. જ્યારે થોડા જ પ્રયત્નથી કર્મ-વિપાકના મહાદુઃખથી બચી શકાય છે, તો પછી પહેલેથી થોડું દુઃખ ન સહેતાં વિપાક સમયે મહાદુઃખને સહેવું એમાં શી બુદ્ધિમત્તા છે ? કર્મ-વિપાકના મહાકષ્ટમાંથી બચવા માટે જ ભગવાને કહ્યું છે કે, માનને જીતો. કારણ કે માનને જીતવાથી જીવનમાં નમ્રતા આવશે અને તે નમ્રતાથી કર્મોની નિર્જરા થશે. આ શાસ્ત્રીય વિષયને વિશેષ સ્પષ્ટ કરવા માટે એક ઉદાહરણ દ્વારા સમજાવું છું:—

કોઈ એક રોગીને ભયંકર રોગ થયો હતો. વૈદ્યને શરીર બતાવતાં વૈદ્યે તે રોગીને કહ્યું કે, જો તમને ઈન્જેકશન ( સૂઈ ભોંકવી ) આપવામાં આવે તો તમે રોગની ભયંકરતામાંથી બચી શકો. એટલા માટે તમે બેએક ઈન્જેકશન દેવડાવો. આ સાંભળી તે રોગીએ વૈદ્યને કહ્યું કે, મારું શરીર બહુ જ કોમળ છે એટલે ઈન્જેકશન કેવી રીતે લઈ શકું ? તમે તો કોઈ પીવાની દવા આપો. વૈદ્યે કહ્યું કે, જેવી તમારી ઈચ્છા. મેં તો તમને રોગમુક્ત થવાનો માર્ગ બતાવ્યો છે. રોગીએ ઈન્જેકશન લીધું નહિ અને પરિણામે તેનો રોગ ભયંકર રીતે વધી ગયો. આખરે જ્યારે રોગથી તે બહુ જ કંટાળી ગયો ત્યારે તેણે વૈદ્યની પાસે જઈને કહ્યું કે, તમારે ઈન્જેકશન આપવું હોય તો ઈન્જેકશન આપો પણ મારા આ ભયંકર રોગને શાન્ત કરો. વૈદ્યે રોગીનું ફરી શરીર તપાસ્યું તો તેમને જણાયું કે, હવે આ રોગ ઈન્જેકશનથી મટી શકે એમ નથી. રોગ બહુ વધી ગયો છે એટલે હવે તો ઑપરેશન કરવું પડશે. વૈદ્યે પોતાનો વિચાર રોગીને જણાવ્યો કે, પહેલાં જો ઈન્જેકશન તમે દેવડાવ્યું હોત તો તમારો રોગ શાન્ત થઈ ગયો હોત, પણ હવે રોગ બહુ વધી ગયો છે એટલે હવે તો તમારે ઑપરેશન કરાવવું પડશે. ઑપરેશન કરવાની વાત સાંભળી તે રોગી ગભરાયો અને વૈદ્યને કહ્યું કે, ઑપરેશન કરાવવા માટે મારું દિલ માનતું નથી. વૈદ્યે કહ્યું કે જેવી તમારી ઈચ્છા.

રોગીનો રોગ તો દિવસે દિવસે વધતો ગયો. હવે રોગી તો આ ભયંકર રોગથી ખૂબ જ કંટાળી ગયો. આખરે તે રોગી પાછો વૈદ્યની પાસે આવ્યો અને કહ્યું કે, વૈદ્યરાજ!

તમારે ઇન્જંકશન કે ઑપરેશન જે કાંઈ કરવું હોય તે કરો પણ મને આ ભયંકર રોગમાંથી મુક્ત કરો. વૈદ્યે ફરીવાર રોગીનું શરીર તપાસી જોયું તો તેમને જણાયું કે, રોગીનું આખું અંગ-શરીર સડી ગયું છે માટે તેના અંગને હવે ચીરવું પડશે. વૈદ્યે રોગીને પોતાનો વિચાર જણાવ્યો. રોગી અંગની શસ્ત્રક્રિયા કરાવવી પડશે એ વાત સાંભળી ખૂબ જ ગભરાયો અને વૈદ્યને કહ્યું કે, હું મારા પ્રિય અંગ ઉપર કેવી રીતે શસ્ત્રક્રિયા કરાવી શકું ? વૈદ્યે રોગીને અંતિમ ચેતવણી આપતાં કહ્યું કે, અત્યારે તો અંગ ચીરવાથી જ શરીર સારું થઈ શકે એમ છે, પરંતુ પછી તો અંગ ચીરવાથી પણ શરીર સ્વસ્થ થઈ શકશે નહિ. કારણ કે આ રોગ જ એવો ભયંકર છે કે, પછી તે પ્રાણને લીધા વિના શાન્ત થાય એમ નથી.

હવે જો તે રોગીએ પોતાનાં પ્રાણોની રક્ષા કરવી હોય તો તેણે પોતાના અંગ ઉપર શસ્ત્રક્રિયા કરાવવી જ જોઇએ. પહેલાં તો કેવળ ઇન્જંકશન લગાવવા માત્રથી તેનો રોગ નાશ થઇ શકે એવો હતો પરંતુ ત્યારે તેણે વૈદ્યનું કથન માન્યું નહિ, તો આખરે અંગ ઉપર શસ્ત્રક્રિયા કરાવવાનો વખત આવ્યો અને જો હવે અંગ ઉપર શસ્ત્રક્રિયા ન કરાવે તો પ્રાણ-નાશ થવાનો પણ વખત આવે.

આજ પ્રમાણે અત્યારે જે કર્મરૂપી રોગ લાગુ પડયો છે, તે કર્મરોગ ધર્મકરણીરૂપી દવાનું નિયમિત સેવન કરવાથી શાન્ત થઈ શકે તેમ છે પરંતુ જો ધર્મકરણીરૂપી દવાનું સેવન કરવામાં વિલંબ કરવામાં આવે અથવા સેવન જ કરવામાં ન આવે તો એ કર્મરોગ કેટલો બધો વધી જશે અને પરિણામે કેવું દુઃખ સહન કરવું પડશે એ કહેવું મુશ્કેલ છે. એટલા માટે કર્મરોગને કેવી રીતે શાન્ત કરવો એ વિષે તમે ઊંડો વિચાર કરો, અને જ્ઞાનીજનોએ તપશ્ચર્યા આદિ આધ્યાત્મિક ઔષધદ્વારા કર્મરોગને શાન્ત કરવાનો જે અમોઘ ઉપાય બતાવ્યો છે તેને જો તમે બરાબર ઉપયોગમાં લાવશો તો તમારો કર્મરોગ પણ શાન્ત થઈ જશે અને તમારે વધારે દુઃખ પણ સહન કરવું નહિ પડે.

કેટલાક લોકો કહે છે કે, ધર્મકરણી કરવામાં તો કષ્ટ સહન કરવું પડે છે. પરંતુ જ્ઞાનીજનો કહે છે કે, કષ્ટ ધર્મ કરવાથી થતું નથી પરંતુ પૂર્વકર્મથી થાય છે. જો ધર્મારાધન કરતી વખતે પેદા થતાં કષ્ટોને સહી લેવામાં આવે, તો એ દશામાં કર્મના ઉદયથી પેદા થતાં કષ્ટોથી બચી શકાય છે. એટલા માટે અત્યારે થોડાં કષ્ટો સહીને પણ જો ભવિષ્યમાં આવનાર ભયાનક દુઃખોથી બચવામાં આવે તો એમાં શું ખોટું છે !

કહેવાનો આશય એ છે કે, જો માનજન્ય કર્મોની નિર્જરા કરવી હોય તો માનને જીતવાનો પ્રયત્ન કરો. માન મોટા-મોટા લોકોને પણ પતિત કરે છે, એટલા માટે અભિમાનનો ત્યાગ કરો. અભિમાનના ત્યાગ કરવા વિષે કોઈ કવિએ ઠીક જ કહ્યું છે કેઃ—

માન રે માનવ માન બુરો અતિ, માન ગુમાન ન માન ન નીકો;
માન મિટે સમ્માન વધે, પરમાન કરો શુભ વાકય યતિકો.
માન કિયા અપમાન લહે, નવિ માન લહે વઢ દેવ પુરી કો;
માનવદેહ સમાન નહીં કછુ, ધર્મ સુ માન કે જાતિ મલી કો.

આ કવિતનો ભાવાર્થ એ છે કે, હે પુરુષ! માન-અભિમાન કરવું એ બહુ જ ખરાબ છે. જે વ્યક્તિ અભિમાન કરે છે તેને અપમાનનું દુઃખ પણ ભોગવવું પડે છે પરંતુ જે વ્યકિત અભિમાનનો ત્યાગ કરી દે છે તે વ્યકિતને બદલામાં સન્માન જ મળે છે. આવા નિરભિમાની વ્યકિતને ઈન્દ્ર પણ નમન કરે છે. આ વાતને સિદ્ધ કરવા માટે શાસ્ત્રકારોએ શ્રીઉત્તરાધ્યયન સૂત્રમાં એક ઐતિહાસિક દાખલો ટાંકયો છે કેઃ—

**दसण्णरज्जं मुदियं चइत्ताणं मुणी चरे।**
**दसण्णभद्दो निक्खन्तो सक्खं सक्केण चोइओ ॥** उ० १८-४४

અર્થાત્—શક્રેન્દ્રની પ્રેરણા થવાથી પ્રસન્ન અને પર્યાપ્ત એવા દશાર્ણરાજ્યને છોડી દશાર્ણભદ્રે ત્યાગમાર્ગને આદર્યો.

દશાર્ણભદ્ર રાજાએ અભિમાનનો ત્યાગ કરી ત્યાગમાર્ગને કેવી રીતે 'અપનાવ્યો એ વિષે પ્રચલિત કથા નીચે પ્રમાણે છેઃ—

આજકાલ જેને મંદસોર કહેવામાં આવે છે તેનું પ્રાચીન નામ દશાર્ણપુર હતું. આ દશાર્ણપુરનો રાજા દશાર્ણભદ્ર હતો. રાજા ધાર્મિક તથા ભાવનાશીલ હતો એટલે તેણે વિચાર્યું કે, મને જે ઋદ્ધિ-સિદ્ધિ મળી છે તેનો ઉપયોગ ભગવાનની એવી સેવામાં કરવો જોઇએ કે તેવી સેવા અત્યારસુધી કોઈપણ રાજાએ કરી ન હોય! રાજાના આ ભાવને કાર્યરૂપમાં પરિણત કરવાનો શુભ અવસર પણ તેને પ્રાપ્ત થયો. રાજાએ સાંભળ્યું કે, ભગવાન મહાવીર આ બાજુ પદાર્પણ કરી રહ્યા છે. આ સમાચાર સાંભળતાં જ રાજા ઘણો જ પ્રસન્ન થયો. અને ઉત્સાહપૂર્વક તેણે પ્રજાજનોને એવી આજ્ઞા આપી કે, ભગવાનને વંદન કરવા જવા માટે એવી તૈયારી કરવામાં આવે કે આવી તૈયારી અત્યાર સુધી કોઇએ પણ કરી ન હોય! જ્યારે રાજાને આવો ઉત્સાહ હોય તો પ્રજાજનોને તથા તેના નોકરો વગેરેને પણ ઉત્સાહ હોય એ સ્વાભાવિક છે. ભગવાનને વંદન કરવા માટે રાજા દશાર્ણભદ્રે અપૂર્વ તૈયારી કરી પ્રસ્થાન કર્યું. પોતાની ઋદ્ધિ જોઈ રાજાને એવું અભિમાન થયું કે, મારા જેવી આટલી બધી તૈયારી કરી ભગવાનને વંદન કરવા કોણ ગયું હશે? લોકોને નવાં કપડાં કે નવાં જોડાં આદિ મળી જવાથી જ જ્યારે અભિમાન પેદા થઈ જાય છે, તો રાજાને પોતાની ઋદ્ધિ જોઈ અભિમાન પેદા થાય તો એમાં આશ્ચર્ય શું છે? પણ લોકોએ જાણવું જોઇએ કે, આવા રાજાનું પણ અભિમાન ન રહ્યું તો બીજાનું અભિમાન તો કેવી રીતે રહી શકે!

રાજા દશાર્ણભદ્ર બધાંને દાન-માનસન્માન આદિથી સંતુષ્ટ કરતો પોતાની ઋદ્ધિ-સંપદાની સાથે ભગવાનને વંદન કરવા માટે નીકળ્યો. આ બાજુ અહીં ઈન્દ્ર પણ ભગવાનને વંદન કરવા માટે આવેલ હતો. ઈન્દ્રે રાજાને ઋદ્ધિ સહિત વંદન કરવા માટે આવતો જોયો પણ તેણે દશાર્ણભદ્રના હૃદયમાં રહેલું અભિમાન પણ જાણી લીધું. જ્ઞાની ઇન્દ્રે વિચાર કર્યો કે, રાજાનું આ અભિમાન દૂર કરવું જોઇએ અને તેમને સત્યનો માર્ગ બતાવવો જોઇએ. આ પ્રમાણે વિચાર કરી ઇન્દ્રે પોતાની વૈક્રિય લબ્ધિથી એક એવો હાથી વૈક્રિય કરી ઊતાર્યો કે જેની સામે રાજાની બધી સંપદા ઝાંખી દેખાવા લાગી.

રાજા મનમાં અભિમાનવશ એમ વિચારવા લાગ્યો કે, ઇન્દ્રે મારી સંપદાને તુચ્છ બતાવી છે અને આ પ્રમાણે તેમણે મને પરાજિત કર્યો છે. આવી અવસ્થામાં મારે શું કરવું જોઇએ ! ઇન્દ્રની પ્રતિસ્પર્દ્ધા પણ હું કરી શકું એમ નથી, કારણ કે, ઇન્દ્ર તો પોતાની ઇચ્છાનુસાર વૈક્રિયલબ્ધિ દ્વારા સંપદાને પ્રકટ કરી શકે છે. એટલા માટે ઇન્દ્રને જીતવા માટે મારે શું કરવું જોઇએ ? જો કે મેં જે અભિમાન કર્યું હતું તે અનુચિત જ હતું પરંતુ હવે લીધેલી વાતને કેવી રીતે સિદ્ધ કરવી જોઇએ ? હું ઇન્દ્રને બીજા કોઈ પણ ઉપાયે જીતી શકું એમ નથી, તેમને કેવલ હું ત્યાગદ્વારા જ જીતી શકું એમ છું.

આ પ્રમાણે વિચાર કરી દશાર્ણભદ્ર રાજાએ સંયમનો સ્વીકાર કર્યો. હવે ઇન્દ્ર શું કરે ? તેણે વિચાર કર્યો કે, સર્વપ્રથમ તો હું દીક્ષા લઈ જ શકું નહિ, આવો ત્યાગ હું કરી જ ન શકું. અને કદાચ દીક્ષા લઉં તો પણ મારે આ મુનિના લઘુ શિષ્ય જ બનવું પડે. એટલા માટે સૌથી શ્રેષ્ઠ વાત તો એ જ છે કે, આ મુનિની ક્ષમા માંગી પવિત્ર થઈ જવું.

આ પ્રમાણે વિચાર કરી ઇન્દ્રે તે મુનિને નમસ્કાર કરી કહ્યું કે, વાસ્તવમાં આપના જેવી કોઇએ પણ ભગવાનને વંદના કરવા જવા માટે આવી તૈયારી કરેલી નથી. અને હવે આપનો ત્યાગ પણ અપૂર્વ છે. આપના ત્યાગથી હું પ્રભાવિત થયો છું. આ પ્રમાણે ઇન્દ્ર રાજાના ત્યાગની પ્રશંસા કરી મુનિની ક્ષમા માંગી સ્વસ્થાને ગયો.

ત્યાગ કરવાની શક્તિ મનુષ્યમાં જ હોય છે. દેવમાં મનુષ્ય જેટલી ત્યાગશક્તિ હોતી નથી અને એટલા જ માટે દેવભવની અપેક્ષા મનુષ્યભવને વધારે અમૂલ્ય ગણવામાં આવેલ છે. જો મનુષ્ય અભિમાન ન કરે તો દેવેન્દ્રને પણ જીતી શકે છે. શ્રી દશવૈકાલિક સૂત્રમાં કહ્યું પણ છે કેઃ—

**देवा वि तं नमंस्सन्ति जस्स धम्मे सया मणो। द० १-१**

અર્થાત્—જેમનું મન ધર્મમાં સદા અનુરક્ત છે તેમને દેવો પણ નમસ્કાર કરે છે.

ધર્મનું આચરણ કરવા માટે મનુષ્યને જેવી સામગ્રી પ્રાપ્ત થએલ છે તેવી સામગ્રી દેવને પણ પ્રાપ્ત થએલ નથી. જો દેવોને પણ જીતવા હોય તો માનને જીતો. માન કરવાથી દશાર્ણભદ્ર રાજા પણ ઇન્દ્રને જીતી શકયો ન હતો પણ ત્યાગ દ્વારા રાજાએ ઇન્દ્રને પણ જીતી લીધો. મુનિ-વંદન કરતી વખતે અત્યારે પણ તેમનું નામ-સ્મરણ કરવામાં આવે છે કેઃ—

દશાનભદ્ર રાજા વીર વંદ્યા ધર માન,
ઈન્દ્ર હરાય દિયો છઃકાયાને અભયદાન.

આ વાતને દૃષ્ટિ સમક્ષ રાખી તમે પણ અભિમાનનો ત્યાગ કરો. ઈન્દ્ર પણ એક રાજાના ચરણે પડયો તે ધર્મનો જ પ્રતાપ છે. રાજાએ અભિમાનનો ત્યાગ કર્યો તો ઇન્દ્રને પણ ચરણવંદન કરવું પડયું, એટલા માટે તમે અભિમાનનો ત્યાગ કરી આત્માનું ઉત્થાન કરો તો તેમાં કલ્યાણ જ છે. જે વ્યક્તિ અભિમાનનો ત્યાગ કરે છે તે આત્માનું ઉત્થાન કરી શકે છે અને જે અભિમાન રાખે છે તે આત્માનું પતન કરે છે.

વૃક્ષોમાં પણ જે વૃક્ષ નમ્રતા રાખે છે તે વૃક્ષ સારું માનવામાં આવે છે અને જે વૃક્ષ અભિમાન કરે છે અને અક્કડ ઊભું રહે છે તે વૃક્ષ ઠુંઠું કહેવાય છે. જે વૃક્ષ નમ્ર હોય

છે તેનામાં ફળ પણ રસીલાં અને મીઠાં આવે છે અને જે વૃક્ષ અક્કડ હોય છે તેનાં ફળ પણ કડવાં અથવા ખરાબ આવે છે. દૃષ્ટાંત તરીકે આંબો અને એરંડાને જુઓ. આંબો નમ્ર હોય છે તો તેનાં ફળ પણ મિષ્ટ અને સુંદર હોય છે અને એરંડો અક્કડ હોય છે તો તેનાં ફળ પણ કડવાં હોય છે. આ પ્રમાણે જ્યાં નમ્રતા હોય છે ત્યાં બીજા ગુણો પણ હોય છે. કહેવત પણ છે કે, 'જે નમે તે પરમાત્માને ગમે.' આ કહેવતનો ભાવાર્થ પણ એ જ છે કે જે નમ્રતા ગુણને ધારણ કરે છે તે પરમાત્માને પણ પ્રિય બની શકે છે. એટલા માટે તમે જીવનમાં નમ્રતાને સ્થાન આપો. નમ્રતાને સ્વાર્થની પૂર્તિ કરવા માટે પણ ધારણ કરવામાં આવે છે. પણ સ્વાર્થની પૂર્તિ કરવા માટે ધારણ કરવામાં આવેલી નમ્રતામાં તથા અભિમાનનો ત્યાગ કરવાથી આવેલી નમ્રતામાં ઘણું જ અંતર છે. અહીં નમ્રતા વિષે જે વાત ચાલી રહી છે તે નમ્રતા અભિમાનનો ત્યાગ કરીને પેદા કરવાની છે. અભિમાન કરવાથી સ્વમાનની રક્ષા પણ થઈ શકતી નથી. સ્વમાનની રક્ષા તો અભિમાનનો ત્યાગ કરવાથી જ થાય છે. આ સિવાય અભિમાનનો ત્યાગ કરવાથી તથા જીવનમાં નિરભિમાનતા તથા નમ્રતાને સ્થાન આપવાથી માનજન્ય કર્મો પણ બંધાતાં નથી અને પહેલાં માનને કારણે જે કર્મો બંધાયાં છે તે કર્મોની નિર્જરા પણ થાય છે એટલા માટે અભિમાનનો ત્યાગ કરવા માટે પ્રયત્ન કરો અને નમ્રતાને ધારણ કરો તો તેમાં તમારા મનુષ્યજન્મની સાર્થકતા તથા સફળતા રહેલી છે. હવે મનુષ્યજન્મ સાર્થક કેવી રીતે થઈ શકે એ બતાવવા માટે સતી અંજનાની ચરિત્રકથા કહું છું:—

## સતી અંજના ચરિત્ર—૧૯

અંજનાની ચરિત્રકથામાં પણ અભિમાનને જીતવાની જ વાત કહેવામાં આવી છે. જો પવનકુમારમાં અભિમાન હોત તો તેઓ પોતાની ભૂલનો સ્વીકાર ન કરત. પરંતુ તેઓ પોતાની ભૂલનો સ્વીકાર કરી એમજ કહેતા હતા કે, મારા જ અજ્ઞાનને કારણે આજે મારે પણ આ દુઃખ ભોગવવું પડે છે અને તે સતીને પણ દુઃખ સહન કરવું પડયું છે.

પોતાના મિત્ર પ્રહસ્તની સાથે પવનકુમાર જંગલમાં ગયા. પવનકુમારે જંગલમાં અંજનાની શોધખોળ કર્યા બાદ પ્રહસ્તને કહ્યું કે મિત્ર! આ ઘોર જંગલમાં પુરુષ પણ રહી શકે નહિ તો પછી સ્ત્રીઓ તો આ ઘોર જંગલમાં રહી જ કેવી રીતે શકે? મિત્રે કહ્યું કે, આમ તમે ધીરજ હારી ન જાઓ. આપણે પુરુષ છીએ તો આપણે અંજનાની શોધ કરવામાં સાહસપૂર્વક પુરુષાર્થ કરવો જ જોઇએ. પ્રહસ્તનાં પ્રેરક વચનો સાંભળી પવનકુમારને ઘણો હર્ષ થયો અને તેણે કહ્યું કે, મિત્ર! તું મને ઘણી જ સહાયતા આપી રહ્યો છે અને મારી સાથે કષ્ટોને સહી રહ્યો છે એટલા માટે હું તારો ઋણી છું. મિત્ર હો તો આવો જ હોવો જોઇએ. પવનકુમારનાં પ્રશંસાત્મક વચનો સાંભળી પ્રહસ્તને અભિમાન થઈ શકે એમ હતું પરંતુ તેમણે જરાપણ અભિમાન ન કરતાં સરળતાપૂર્વક પવનકુમારને એજ ઉત્તર આપ્યો કે, જ્યારે વસંતમાલા એક સામાન્ય સ્ત્રી હોવા છતાં અંજનાની અપૂર્વ સેવા કરી રહી છે તો પછી હું પુરુષ થઇને તમારી યત્કિંચિત્ સેવા કરું તો એમાં શું થઈ ગયું! આ તો હું મારા કર્ત્તવ્યનું પાલન જ કરી રહ્યો છું, એટલા માટે આ સંબંધમાં તમારે મારો ઉપકાર માનવાની જરૂર નથી.

બન્ને મિત્રોએ વનમાં અંજનાની ખૂબ શોધ કરી પણ અંજનાનો ક્યાંય પત્તો લાગ્યો નહિ. આખરે હતાશ થઈ પવનકુમાર કહેવા લાગ્યા કે, મિત્ર! અંજના જો આ ઘોર વનમાં આવી હશે તો તે જીવિત રહી શકી નહિ હોય એમ મને લાગે છે. કાં તો સિંહ–વાઘ આદિ હિંસક પશુઓનો તે શિકાર બની ગઈ હશે અથવા ગમે તે કારણે તેણે શરીરનો ત્યાગ કરી દીધો હશે! એટલા માટે હવે મારે પણ જીવિત રહેવું વ્યર્થ છે. જ્યારે અંજના જીવિત રહી નથી તો પછી હું કેવી રીતે જીવિત રહી શકું? તું પિતા પાસે જા અને તેમને કહી દે કે, હવે પવનકુમાર જીવિત નથી. જે પ્રમાણે તમે અંજનાનો મોહ છોડી દીધો તે જ પ્રમાણે પવનકુમારનો પણ મોહ છોડી દો.

પ્રહસ્તે પવનકુમારનું આ નિરાશાજનક વચન સાંભળીને કહ્યું કે, મિત્ર! તમે આમ કાયર થાઓ નહિ. ધૈર્ય તથા હિંમત રાખો તો બધું સારું થઈ જશે. આપઘાત કરવાથી કાંઈ વળતું નથી. આ સિવાય તમે એમ શા ઉપરથી માની લીધું કે, અંજના મૃત્યુ પામી છે! એ પણ બની શકે કે તે જીવિત હોય અને તમને મળવાની પ્રતીક્ષા કરતી હોય. જો આ વાત સાચી નીકળે તો તમારા આપઘાત બાદ તેની શી દશા થાય! પવનકુમારે કહ્યું કે, તારું કથન તો બરાબર છે પરંતુ આ ઘોર જંગલમાં તે જીવિત રહી શકે એ વિષે મને શંકા છે અને એટલા જ માટે હું આમ કહું છું. પ્રહસ્તે આશ્વાસન આપતાં કહ્યું કે, આ વિષે અત્યારે કાંઈ નિશ્ચયાત્મક કહી શકાય નહિ. એ પણ સંભવિત છે કે, કોઈ દેવશક્તિ પ્રગટ થઈ હોય અને તેમની રક્ષા થઈ હોય! એટલા માટે તમે આપઘાત કરવાનો વિચાર તદ્દન છોડી દો. હું હમણાં જ પિતાની પાસે જઈ બધા સમાચાર આપી આવું છું. પિતા આવીને જે પ્રમાણે આજ્ઞા આપે તે પ્રમાણે તમે કરજો.

પવનકુમારને આ પ્રમાણે સમજાવીને પ્રહસ્ત, રાજા પ્રહ્લાદની પાસે ગયો અને રાજાને બધા સમાચાર આપીને કહ્યું કે, પવનકુમાર નિરાશ થઇને આપઘાત કરવા તૈયાર થયા છે. તમે ત્યાં પહોંચો ત્યાં સુધી તેમને આપઘાત કરતાં અટકાવીને આવ્યો છું. હવે આપને જેમ યોગ્ય લાગે તેમ કરો. પ્રહસ્તદ્વારા આ દુઃખદ સમાચાર સાંભળી રાજાને તથા કેતુમતી વગેરેને ઘણું દુઃખ થયું. તેઓ કહેવા લાગ્યા કે, અમારી સામાન્ય ભૂલનું કેવું ભયંકર પરિણામ આવી રહ્યું છે! અમે પવનકુમાર આવે ત્યાં સુધી ધૈર્ય ન રાખતા અંજનાને ઘર બહાર કાઢી મૂકી એ ભૂલને કારણે જ આજે પશ્ચાત્તાપ કરવાનો અવસર આવ્યો છે. આ પ્રમાણે પશ્ચાત્તાપ કરતાં પ્રહ્લાદ રાજા પ્રહસ્તની સાથે જ્યાં પવનકુમાર હતા ત્યાં જવા માટે રવાના થયા. અહીં પ્રહસ્તના જવા બાદ પવનકુમારે વિચાર્યું કે, હવે તો મને આપઘાત કરતાં અટકાવનાર મિત્ર પણ નથી એટલા માટે હવે મારે મરણને શરણ થવું જોઈએ. આ પ્રમાણે વિચાર કરી જેવા પવનકુમાર મરવા માટે ઉદ્યત થયા એટલામાં ત્યાં પ્રહ્લાદ રાજા પહોંચી ગયા. પ્રહ્લાદ રાજાએ પવનકુમારને મરવા માટે તૈયાર થએલા જોઈ ઉપાલંભ આપતાં કહ્યું કે, આ શું કરો છો? શું સ્ત્રીને માટે આમ મરી જવાતું હશે! અત્યાર સુધી દુનિયામાં 'સતી' થવાની વાત તો સાંભળવામાં આવી છે પણ તમે તો 'સતા' થવા તૈયાર થયા છો.

પિતાનું ઉપાલંભપૂર્ણ કથન સાંભળી પવનકુમાર થોડીવાર ચૂપ રહીને બોલ્યા કે, અંજના સાધારણ સ્ત્રી ન હતી પરંતુ સતી હતી, એટલા માટે તમે જે પ્રમાણે તેનો વિયોગ

સહી લીધો તે જ પ્રમાણે મારો પણ વિયોગ સહી લો એજ મારી પ્રાર્થના છે. પ્રહ્‌લાદ રાજાએ જરા ગંભીરતાપૂર્વક કહ્યું કે, બેટા! આ પ્રમાણે અધીર થઈ જવાથી શો લાભ થવાનો છે? જરા ધૈર્ય રાખ. જો તે સતી હતી તો તેના શીલના પ્રતાપે તેનું સંકટ પણ દૂર થયું હશે અને એ અવસ્થામાં તે જીવિત જ આપણે ત્યાં પાછી આવશે. પવનકુમારે જવાબ આપ્યો કે, અંજના જીવિત રહી હોય એમ મને લાગતું નથી અને એના વિના હું જીવિત રહી શકું એમ નથી. પ્રહ્‌લાદ રાજાએ વધારે ગંભીર બનીને કહ્યું કે, જરા ધૈર્ય તો રાખો. હું હમણાં જ અંજનાની તપાસ કરાવું છું.

રાજા પ્રહ્‌લાદે પોતાના નોકરોને તથા ગુપ્તચરોને ચારેય બાજુ અંજનાની તપાસ કરવા માટે મોકલ્યા. જે અંજનાને કોઈએ એક ક્ષણને માટે પણ આશ્રયસ્થાન આપ્યું ન હતું, આજે તે જ અંજનાની શોધ કરવા માટે ચારેય બાજુ તપાસ થવા લાગી. આ સત્યનો જ પ્રતાપ છે. વાસ્તવમાં સત્યમાં મહાન્ શક્તિ છે. સત્યના પ્રભાવથી ભગવાન પણ મળે છે. આજે કહેવામાં આવે છે કે ભગવાન ક્યાં જોવામાં આવે છે પણ જો ભગવાન જોવામાં આવતા નથી તો સત્ય તો જોવામાં આવે છે ને? શાસ્ત્રમાં કહ્યું છે કે, तं सच्चं खु भयवं–અર્થાત્ સત્ય એજ ભગવાન છે. સત્યની આવશ્યકતાનો સ્વીકાર તો નાસ્તિકોએ પણ કરેલો છે. જ્યારે ભૂખ લાગે છે ત્યારે નાસ્તિકો પણ 'ભૂખ લાગી છે' એમ સત્ય વચન કહે છે. આ પ્રમાણે જે સત્યને આસ્તિક કે નાસ્તિક–બધા લોકો માને છે તે સત્યને તમે પણ જીવનમાં સ્થાન આપો. જો તમે જીવનમાં સત્યને સક્રિય રૂપ આપો તો તમને પરમાત્માનો પણ સાક્ષાત્કાર થશે.

રાજા પ્રહ્‌લાદે જે લોકોને અંજનાની શોધ કરવા માટે મોકલ્યા હતા તે લોકોદ્વારા એવી ખબર મળી કે, અંજના પોતાના પુત્રની સાથે અત્યારે હનુમત્પાટનમાં છે. આ સુખદ સમાચાર સાંભળી રાજા પ્રહ્‌લાદને કેવો આનંદ થયો હશે! પુત્રની રક્ષા થઈ. પુત્રવધૂ પણ પાછી મળી તથા ચરમશરીરી વજ્રાંગી (બજરંગી) પૌત્રની પણ પ્રાપ્તિ થઈ! આથી વિશેષ આનંદ રાજા પ્રહ્‌લાદને બીજો શો હોઈ શકે? રાજા પ્રહ્‌લાદે હર્ષભેર પવનકુમાર પાસે જઈ કહ્યું કે, બેટા! ચાલો, અંજનાનો પત્તો લાગી ગયો છે. પવનકુમારે વિચાર્યું કે, આવા સમયે પિતાજી ખોટી વાત કહે એ બની શકે નહિ. એટલે તેમની વાતને સત્ય માની આનંદપૂર્વક પિતાની સાથે ચાલવા લાગ્યા. રાજા પ્રહ્‌લાદ પરિવાર સહિત હનુમત્પાટન જવા માટે રવાના થયા. અંજનાના મામા શૂરસેનને રાજા પ્રહ્‌લાદ વગેરેના આગમનની ખબર પડતાં તે ઘણો પ્રસન્ન થતો અંજના પાસે ગયો. તેણે આ સુખદ સમાચાર અંજનાને આપતાં કહ્યું કે, તારા પ્રતાપે આજે અચાનક જ પ્રહ્‌લાદ રાજા પરિવારસહિત મારે ત્યાં આવી રહ્યા છે. અંજના પણ આ સમાચાર સાંભળી ઘણી જ પ્રસન્ન થઈ. અંજનાએ તેના મામાને કહ્યું કે, આ તમારો જ પ્રતાપ છે. જો તમે વનમાં આવીને મારી રક્ષા કરી ન હોત તો આજે આ શુભ અવસર પ્રાપ્ત થાત નહિ. મામાએ જવાબ આપ્યો કે, મારો નહિ પણ તમારા સતીત્વનો જ પ્રતાપ છે. આ પ્રમાણે તેઓ એક બીજાને યશ આપવા લાગ્યા. એટલામાં વસંતમાલા વચમાં જ બોલી ઉઠી કે, આ પ્રતાપ તો તે મુનિમહાત્માનો જ છે કે જેમનાં દર્શન વનમાં થયાં હતાં. તે મહાત્માનું કથન બરાબર સત્યસિદ્ધ થતું જ જાય છે. એટલા

માટે ખરો પ્રતાપ તો તે મહાત્માનો જ છે. વસંતમાલાના આ કથનનું અંજનાએ તથા મામાએ સમર્થન કર્યું અને તેઓ બધા મુનિ-મહાત્માનો ઉપકાર માનવા લાગ્યા.

રાજા શૂરસેને પોતાના નગરને તોરણ-ધ્વજા આદિથી સુશોભિત કરાવ્યું અને ખૂબ જ ઠાઠપૂર્વક પ્રહ્લાદ રાજા, પવનકુમાર આદિનું યોગ્ય સ્વાગત કર્યું. અંજનાનો પત્તો લાગવાથી પવનકુમાર પ્રસન્ન થયા હતા અને કહેતા હતા કે, પિતાની આજ્ઞા માનવાથી કલ્યાણ જ થાય છે એ શાસ્ત્રવચન સાચું છે. જો મેં પિતાની આજ્ઞાનું ઉલ્લંઘન કરી પ્રાણ-ત્યાગ કર્યો હોત તો આ શુભ અવસર પ્રાપ્ત ન થાત. રાજા પ્રહ્લાદે કહ્યું કે, આ મારો પ્રતાપ નહિ પણ અંજનાના સતીત્વનો જ પ્રતાપ છે. પવનકુમારે કહ્યું કે, હું તો તમારો જ પ્રતાપ માનું છું. જે થયું તે સારું થયું.

રાજા પ્રહ્લાદ, પવનકુમાર વગેરે શૂરસેન રાજાના મહેલે આવ્યા. અંજના આજે ખૂબ જ પ્રસન્ન હતી. જ્યારે તેણે પતિના પ્રાણત્યાગની તૈયારી વિષે બધાં સમાચાર જાણ્યા ત્યારે તે સાસરાનો ઉપકાર માનવા લાગી અને પતિની પ્રાણરક્ષા થઈ તે માટે પોતાને ભાગ્યશાળી માનવા લાગી.

શૂરસેન રાજાએ પ્રહ્લાદ રાજા, પવનકુમાર આદિનો યોગ્ય આદર-સત્કાર કર્યો. હવે અંજના તથા પવનકુમારનું મિલન કેવી રીતે થાય છે વગેરે આનંદપ્રદ વાત હવે પછી યથાવસરે કહેવામાં આવશે.



## વ્યાખ્યાનઃ સંવત્ ૧૯૯૬ આસો શુદ ૫ મંગળવાર

### પ્રાર્થના

**સુમતિ જિણેસર સાહિબાજી, 'મેઘરથ' નૃપનો નંદ;**
**'સુમંગલા' માતા તણો, તનય સદા સુખ-કંદ.**
**પ્રભુ ત્રિભુવન તિલોજી.**

—વિનયચંદ્રજી કુંભટ ચોવીશી

શ્રી સુમતિનાથ ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

આ પ્રાર્થનામાં ભક્ત ભગવાન પ્રત્યે અનુનય-વિનય કરે છે કે, હે ! પ્રભો ! હું તારી પાસે સુમતિ સિવાય બીજું શું માગું ? તારું નામ સુમતિનાથ છે અને તું બધાને સુમતિ આપે છે એવો મારો વિશ્વાસ છે, અને સુમતિ પ્રાપ્ત થવાથી દરેક પ્રકારની સુખ-સગવડતા પ્રાપ્ત થાય છે એવો મારો અનુભવ છે. માટે હું તો તારી પાસે સુમતિની જ યાચના કરું છું. સુમતિ કેવી કાર્યસાધિકા હોય છે એને માટે કહ્યું છે કેઃ-

**'જહાઁ સુમતિ તહાઁ સંપત્તિ નાના, જહાઁ કુમતિ તહાઁ વિપત્તિ નિદાના.'**

અર્થાત્-જ્યાં સુમતિ હોય છે ત્યાં દરેક પ્રકારની સંપત્તિ પણ હોય છે અને જ્યાં કુમતિ હોય છે ત્યાં વિપત્તિ જ હોય છે. આ પ્રમાણે સુમતિમાં જ સંપદા રહેલી છે એ વાત જાણવાને કારણે જ ભક્તજનો પરમાત્મા પાસે સુમતિની જ યાચના કરે છે. જો કે, સુમતિ હોય તો સંપત્તિ પ્રાપ્ત થાય છે, પરંતુ લોકો તો સંપત્તિને ચાહે છે પરંતુ સુમતિને ચાહતા નથી. આ તો રાવણ સીતાને તો ચાહે છે, પણ રામને ચાહતો નથી એના જેવી વાત થઈ. રાવણની નિંદા એટલા જ માટે કરવામાં આવે છે કે, તે સીતાને તો પોતાને ત્યાં રાખવા ચાહતો હતો પરંતુ રામને ચાહતો ન હતો.

જો તમે કેવળ સંપત્તિને તો ચાહો પરંતુ સુમતિને ન ચાહો તો તમારી પણ રાવણની જેમ નિંદા થાય કે નહિ ? રાવણે રામ વિના કેવળ સીતાને જ ચાહી તો એનું એ પરિણામ આવ્યું કે, તેને સીતા પણ ન મળી અને પ્રાપ્ત થએલી સંપત્તિ પણ ચાલી ગઈ. આથી વિપરીત જો રાવણ રામને પોતાને ત્યાં તેડી લાવત તો એ દશામાં સીતા પણ તેમની સાથે આવત અને તેની સંપત્તિની પણ રક્ષા થાત. આ જ પ્રમાણે જો કેવળ સંપત્તિને જ ચાહવામાં આવે અને સુમતિને ચાહવામાં ન આવે તો એ દશામાં સંપત્તિને પ્રાપ્ત કરવી તથા તેને ટકાવી રાખવી પણ મુશ્કેલ થઈ જાય. પરંતુ જો સુમતિને ચાહવામાં આવે તો સુમતિની સાથે સાથે અષ્ટગુણરૂપ લક્ષ્મી પણ પોતાની મેળે આવી જાય. એટલા માટે ભગવાન સુમતિનાથના શરણે જઇ તેમની પાસેથી સુમતિની જ યાચના કરો.

સુમતિનાથ ભગવાનના શરણે જઇ સુમતિને માંગવી અને સુમતિના પ્રતિકૂળ સંયોગોમાંથી નીકળી જવું એ જ પરમાત્માની સાચી ભક્તિ છે. પરમાત્માના શરણે જવામાં કોઈ પ્રકારનો ભેદભાવ આડે આવતો નથી. ગમે તે જાતિનો કે ગમે તે દેશનો હોય તો પણ જે વ્યક્તિ સુમતિને ચાહે છે તે પરમાત્માના શરણે જઇ શકે છે. જે પ્રમાણે પ્રાકૃતિક વસ્તુઓની સમીપ કોઇ પ્રકારનો ભેદભાવ ટકી શકતો નથી તે જ પ્રમાણે પરમાત્માની આગળ પણ કોઇ પ્રકારનો ભેદભાવ રાખવામાં આવતો નથી. સૂર્ય રાજાને પણ પ્રકાશ આપે છે અને ગરીબને પણ પ્રકાશ આપે છે. પ્રકાશ આપવામાં સૂર્ય જરાપણ ભેદભાવ રાખતો નથી. આ જ કારણે સૂર્યપ્રકાશનું વિશેષ મહત્ત્વ છે. જે પદાર્થ કોઈ પ્રકારનો ભેદભાવ રાખે છે તે પદાર્થ ઉત્કૃષ્ટ અથવા પ્રકૃત કહેવાતો નથી. પરંતુ આજે તો લોકો ઉત્કૃષ્ટ પદાર્થને છોડી દઇ કૃત્રિમ પદાર્થમાં ભાન ભૂલી ગયા છે. આ જ વાત સુમતિ વિષે પણ થઇ રહી છે. લોકો સુમતિને ભૂલી જઇ સાંસારિક પદાર્થોના પ્રલોભનમાં જ પડી ગયા છે. આનું કારણ કુમતિનો પ્રભાવ જ છે. જો કુમતિનો ત્યાગ કરી સુમતિને અપનાવવામાં આવે તો આત્માનું કલ્યાણ બહુ જ જલ્દી થઇ શકે !

કહેવાનો આશય એ છે કે, પરમાત્મા પાસે સુમતિની યાચના કરો. 'અમે કુમતિનાં સંયોગોમાં પડ્યા છીએ એટલા માટે પરમાત્મા પાસે સુમતિની યાચના કેવી રીતે કરી શકીએ ?' એવો ક્ષુદ્ર વિચાર કરી સુમતિની યાચના કરવાનું સાહસ છોડી ન દો. જો પરમાત્મા પાસે સુમતિ પ્રાપ્ત કરવા માટે વારંવાર અનુનય-વિનય કરવામાં આવશે તો કોઇ દિવસે સુમતિની પ્રાપ્તિ અવશ્ય થશે અને સુમતિ પ્રાપ્ત થયે આત્માનું કલ્યાણ પણ અવશ્ય થશે. ગીતામાં કહ્યું પણ છે કેઃ-

**अनेकजन्मसंसिद्धिस्ततो याति परां गतिम् ।**

ભાવાર્થ:-બરાબર પ્રયત્ન કરતા રહેવાથી આ જન્મમાં નહિ તો જન્માંતરમાં સુમતિની પ્રાપ્તિ અવશ્ય થશે. એટલા માટે સુમતિને પ્રાપ્ત કરવા માટે ધૈર્યપૂર્વક પ્રયત્ન ચાલુ રાખવો જોઇએ.

આપણે ગમે તે સાધનથી સુમતિને પ્રાપ્ત કરીએ પણ આપણું લક્ષ્ય તો સુમતિને પ્રાપ્ત કરવાનું જ હોવું જોઇએ. એક સાધ્યનાં અનેક સાધન હોઇ શકે. એટલા માટે આપણા સાધનમાં ગમે તેટલો ભેદ હોય પણ આપણું સાધ્ય તો એક જ હોવું જોઇએ. સુમતિને પ્રાપ્ત કરવી એ આપણું સાધ્ય છે. આ સાધ્યને સિદ્ધ કરવા માટે પરમાત્માની પ્રાર્થના કરવી એ એક અમોઘ સાધન છે. સુમતિને પ્રાપ્ત કરવા માટે સુમતિનાથ ભગવાનની પ્રાર્થના નિષ્કપટભાવે કરવી જોઇએ. જો કપટપૂર્વક પ્રાર્થના કરવામાં આવે તો સુમતિને બદલે કુમતિની જ પ્રાપ્તિ થાય છે. એટલા માટે જીવનને નિષ્કપટ બનાવી પરમાત્માની પ્રાર્થના કરી સુમતિને પ્રાપ્ત કરો તો આત્માનું કલ્યાણ અવશ્ય થઈ શકશે. હવે જીવનમાં નિષ્કપટતા કેવી રીતે આણવી એ વાત શાસ્ત્રદ્વારા સમજાવું છું:-

## સમ્યક્ત્વ પરાક્રમ-બોલ ૬૯ મો

જીવનને નિષ્કપટ બનાવવા માટે કષાયનો ત્યાગ કરવો જોઇએ. ક્રોધ, માન, માયા અને લોભ આ ચાર કષાય છે. આ ચાર કષાયથી આત્માનું પતન થાય છે. આત્માનું ઉત્થાન કરવા માટે ક્રોધાદિ ચાર કષાય ઉપર વિજય પ્રાપ્ત કરવો જોઇએ. ક્રોધ ઉપર વિજય પ્રાપ્ત કરવાથી જીવાત્માને ક્ષમાગુણનો લાભ થાય છે અને માન ઉપર વિજય પ્રાપ્ત કરવાથી નમ્રતાગુણની પ્રાપ્તિ થાય છે. ક્રોધવિજય અને માનવિજયથી આત્માને શો લાભ થાય છે એ વિષે આગળ વિસ્તૃત વિચાર કરવામાં આવ્યો છે. હવે ગૌતમસ્વામી માયાને જીતવાથી જીવાત્માને શો લાભ થાય છે એ વિષે ભગવાનને પ્રશ્ન પૂછે છે કે:-

### બોલ ૬૯ મો

**(६९) मायाविजएणं भंते ! जीवे किं जणयइ ?**

અર્થાત્-હે ભગવાન ! માયાને જીતવાથી જીવાત્માને શો લાભ થાય છે? આ પ્રશ્નના ઉત્તરમાં મહાવીર ભગવાને ફરમાવ્યું કે:-

**मायाविजएणं अज्जवं जणयइ, मायावेयणिज्जं कम्मं न बंधइ, पुव्वबद्धं च निज्जरेइ ॥ ६९ ॥**

અર્થાત્-હે ગૌતમ ! માયાને જીતવાથી જીવ સરળભાવપણું પામે છે અને માયાથી વેદવાં પડતાં કર્મો બાંધતો નથી અને પૂર્વે બંધાયાં હોય તો તેની નિર્જરા કરે છે.

જે માયાને જીતે છે તે જ સરળતા રાખી શકે છે અને જે સરળતા રાખે છે તે જ માયાને જીતી શકે છે. વક્રતાનું નામ જ માયા છે. ભાવોની વક્રતાને જ માયા કહેવામાં આવી છે. શાસ્ત્રમાં કહ્યું છે કે:—

**मायी मिच्छाद्दिट्ठी अमायी सम्मादिट्ठी**

અર્થાત્—કપટ જ મિથ્યાત્વ છે અને સરળતા એ જ સમ્યક્ત્વ છે. આ વાતને દૃષ્ટિમાં રાખીને જ માયાનો ત્યાગ કરવો જોઇએ. માયાનો ત્યાગ કરવાથી જ આત્મામાં સરળતા આવશે અને જ્યારે આત્મામાં સરળતા આવશે–માયા રહેવા પામશે નહિ–ત્યારે આત્માનું કલ્યાણ થવામાં વાર નહિ લાગે.

સંસારમાં પ્રાયઃ અનેક લોકો જાણી જોઇને માયાજાળમાં ફસાય છે. જે માયા કરતાં જાણે છે તેને આજે 'પોલીટીકલ' એવું રૂપાળું નામ આપવામાં આવ્યું છે, પણ શાસ્ત્રમાં આવા માયાચારી માણસની નિંદા જ કરવામાં આવી છે. માયાચારી માણસ, માયા દ્વારા ભલે બીજાને ઠગતો હોય પરંતુ તેનો પોતાનો આત્મા તો એ વાત જાણે જ છે કે, હું કપટ કરી રહ્યો છું. કોઈ પોતાના છલબલથી કોઈ અબુધ માણસને પાંચ અને પાંચ અગ્યાર થાય છે એમ કહી ભલે ઠગી લે, પણ તે ઠગનાર માણસ તો એ સારી રીતે જાણે જ છે કે પાંચ અને પાંચ દશ જ થાય છે. હું તો કપટદ્વારા જ બીજાને અગ્યાર પરાણે મનાવી રહ્યો છું. આ પ્રમાણે પોતાનો આત્મા જ કપટની નિંદા કરે છે. આજે તો જે માણસ બીજાને ઠગવામાં ચતુર હોય તે જ હોશીયાર માનવામાં આવે છે. વકીલ પણ તેજ હોશીયાર માનવામાં આવે છે કે જે સાચાને ખોટું અને ખોટાને સાચું સાબીત કરી શકે.

સાંભળ્યું છે કે, એક હોશીયાર વકીલ ભોજન કરવા બેઠા હતા. એટલામાં તે વકીલના એક ગ્રાહકે–અસીલે આવી રૂા. ૫૦ હજારની નોટો તે વકીલની પાસે ધરી. વકીલે કહ્યું કે, આ નોટો શા માટે લાવ્યા છો ? અસીલે જવાબ આપ્યો કે, મારો મુકદ્દમો તદ્દન ખોટો હતો, વાસ્તવમાં મારે પ્રતિવાદીને એક લાખ રૂપિયા આપવાના હતા, પણ આપે પરિશ્રમ કરી મને ઊલટા એક લાખ રૂપિયા અપાવ્યા છે. આ પ્રમાણે જ્યારે મને બે લાખ રૂપિયાનો લાભ થયો છે અને એ લાભ પણ આપે ખૂબ પરિશ્રમ કરી મને અપાવ્યો છે, તો પરિશ્રમના બદલારૂપે આ પચાસ હજારની ભેટ આપને આપવા લાવ્યો છું.

અસીલનું આ કથન સાંભળી વકીલને પોતાની વકીલાતની હોશીયારી ઉપર ગર્વ થયો. તેણે પોતાની હોશીયારીનો ગર્વ બતાવવા માટે પોતાની પત્ની તરફ દૃષ્ટિપાત કર્યો. પણ તેની પત્ની તો મોઢે હાથ દઈ રુદન કરી રહી હતી. વકીલે પત્નીને કહ્યું કે, તું શા માટે રુવે છે ? આપણે ત્યાં કઈ વાતની ખામી છે! જો ! આજે જ પચાસ હજાર રૂપિયા આવ્યા છે. હું કેવો હોશીયાર છું અને મારી કમાણી પણ કેટલી બધી છે એ જાણવા છતાં પણ તું શા કારણે રુદન કરે છે ? વકીલની પત્નીએ કહ્યું કે, હું તમને જોઇને રોઉં છું. વકીલે પૂછ્યું કે, શા માટે ? શું મેં કાંઇ ખરાબ કામ કર્યું છે ? વકીલની પત્નીએ કહ્યું કે, આપે સાચાને ખોટા અને ખોટાને સાચા બનાવ્યા એ શું ઓછું ખરાબ કામ કર્યું છે ? તમે તો પચાસ હજાર રૂપિયા મેળવીને પ્રસન્ન થઇ રહ્યા છો, પણ જેમના એક લાખ રૂપિયા તો ડૂબ્યા અને ઉલટા એક લાખ રૂપિયા વધારે આપવા પડયા તેમને કેટલું બધું દુઃખ થયું હશે ? મને એ વાતની ખબર ન હતી કે, તમે આ પ્રમાણે પાપથી પૈસો મેળવી આનંદ માનો છો. પત્નીના કથનના ઉત્તરમાં વકીલે જણાવ્યું કે, અમારો ધંધો જ એવો

છે. જો અમે આ પ્રમાણે ન કરીએ તો અમારું કામ કેવી રીતે ચાલી શકે? પત્નીએ કહ્યું કે, તમે સત્યને અસત્ય બનાવો છો, તો સત્યને સત્ય બનાવવાની જ વકીલાત શા માટે કરતા નથી ? જો તમે સાચો જ મુકદ્દમો લો તો શું તમને પૈસા નહિ મળે? હું તો તમારી પાસે એવી પ્રતિજ્ઞા કરાવવા ચાહું છું કે, તમે ભવિષ્યમાં કોઈનો ખોટો મુકદ્દમો હાથમાં ન લો.

પત્નીની વાત વકીલના ગળે ઉતરી ગઈ. વકીલે ભવિષ્યમાં ખોટા મુકદ્દમા ન લેવાની પ્રતિજ્ઞા કરી પોતાના અસીલને કહ્યું કે, તમે આ રૂપિયા લઇ જાઓ અને કોઇપણ રીતે તમારા પ્રતિવાદીને પ્રસન્ન કરી લો. વાસ્તવમાં આજે તેને કેવું દુ:ખ થતું હશે ? આજે તો હું ભલે વાક્ચાતુરીથી સાચાને ખોટું અને ખોટાને સાચું ન્યાયાધીશ સામે સિદ્ધ કરી શકું, પરંતુ જ્યારે પુણ્ય-પાપનો હિસાબ મારે પરલોકમાં આપવો પડશે ત્યારે હું શું જવાબ આપી શકીશ ? કહ્યું પણ છે કે:—

હોયગો હિસાબ તબ મુખસે ન આવે, જવાબ સુંદર કહત લેખા લેગો રાઈ રાઈ કો.

વકીલનું કથન સાંભળી અસીલ પણ આશ્ચર્યચકિત થઈ ગયો અને કહેવા લાગ્યો કે, ખરેખર! વકીલની પત્ની એક સત્યમૂર્તિ છે કે, જેમણે પચાસ હજાર રૂપિયાને પણ ઠોકર મારી દીધી. આ ઘટના ઉપરથી તમે કોને મહાન્ માનશો ? સ્ત્રીને કે પુરુષને ? અમારી સામે તો સ્ત્રી-પુરુષનો કોઈ ભેદ નથી, પરંતુ જે સત્ય-સરળતા રાખે તેજ મહાન્ છે. શાસ્ત્રમાં કહ્યું છે કે, तं सच्चं खु भयवं અર્થાત્ સત્ય એજ ભગવાન છે. આપણે સત્યમૂર્તિ મહાવીર ભગવાનના શિષ્ય છીએ તો આપણે તેમના કથન ઉપર વિશ્વાસ રાખી કપટભાવનો ત્યાગ કરવો જોઈએ.

વકીલે સત્યાચરણની પ્રતિજ્ઞા લેવાથી તેની પત્ની ઘણી જ પ્રસન્ન થઈ. તેણે કહ્યું કે, ભલે આપણે કષ્ટો સહેવાં પડે પણ આ પ્રકારની પાપ-કમાઇ કરવી ઉચિત નથી. વકીલે બીજે દિવસે વાદી-પ્રતિવાદી બન્નેને બોલાવીને તેમની વચ્ચે સંતોષકારક સમાધાન કરાવી આપ્યું.

કહેવાનો આશય એ છે કે, જે કૂડ-કપટ કરતાં જાણે છે તેને લોકો હોશીયાર માને છે, પરંતુ જ્યારે કપટી લોકોને પોતાના કપટ તરફ ધ્યાન જાય છે ત્યારે તેમને પશ્ચાત્તાપ કરવો જ પડે છે. એટલા માટે કૂડ-કપટનો તથા માયા મમતાનો ત્યાગ કરી આત્મહિતૈષી લોકોએ સરળતાનો આશ્રય લેવો જોઇએ. આજે લોકોમાં કપટભાવ હોવાને કારણે જ કોર્ટ-કચેરી ટકી રહી છે. પહેલાં જ્યારે લોકોમાં સરળતા હતી ત્યારે પંચાયતમાં જ ઝગડાનું સમાધાન કરાવી લેવામાં આવતું હતું. સાંભળ્યું છે કે, હવે પાછી પંચાયતપદ્ધતિ શરૂ કરવામાં આવી છે. પરંતુ આ પદ્ધતિનો ત્યારે જ લાભ પ્રાપ્ત થઇ શકે કે જ્યારે કપટનો ત્યાગ કરી સત્યતા અને સરળતાને જીવનમાં સ્થાન આપવામાં આવે. સત્યતા તથા સરળતા રાખવી એનું જ નામ સુમતિ છે અને કૂડ-કપટ કે માયા-મમતા રાખવી એજ કુમતિ છે. જો આપણે સુમતિ ચાહિએ છીએ તો કૂડ-કપટનો ત્યાગ કરવો અનિવાર્ય આવશ્યક છે.

જે લોકો સત્યતા અને સરળતાનું મહત્ત્વ સમજે છે તેઓ અનેક સંકટો માથે પડવા છતાં પણ સત્યતા તથા સરળતાનો ત્યાગ કરતા નથી. શાસ્ત્રમાં સત્યતા તથા સરળતા પાલન

કરનાર કેવી રીતે આત્મકલ્યાણ સાધી શકે છે એનાં જ્વલંત ઉદાહરણો નોંધવામાં આવ્યાં છે, અને તેમાંના કેટલાંક ઉદાહરણો તમને સંભળાવવામાં પણ આવ્યા છે, છતાં તમે સત્યતા તથા સરળતાને જીવનમાં સ્થાન આપવાની ઉપેક્ષા કરો છો તે ઠીક નથી. સત્યતા તથા સરળતાની ઉપેક્ષા કરવાથી આખરે તેનું પરિણામ ખરાબ જ આવે છે. રાવણે સાધુ બનીને કપટપૂર્વક સીતાને ઉપાડી જઈ રામની મર્યાદાનું ઉલ્લંઘન કર્યું હતું પરંતુ જ્યારે તેનું કપટ ખુલ્લું થઇ ગયું ત્યારે તેનું કેવું માઠું પરિણામ આવ્યું ? કપટ પ્રગટ થવાથી આખરે દુષ્પરિણામ આવે જ છે એટલા માટે કૂડ-કપટનો ત્યાગ કરી સરળ સત્ય વ્યવહાર કરો તો તેમાં તમારું આખરે ભલું જ થવાનું છે. અંજનામાં જો કપટભાવ હોત અને સરળતા ન હોત તો આખરે તેનું કપટ પ્રગટ થયા વિના રહેત નહિ. પરંતુ તેનામાં સરળતા હતી અને સાથે સત્યતા હતી એટલા માટે તે એમ જ વિચારતી હતી કે, આખરે તો सत्यं जयते नानृतम् સત્યનો જ જય થાય છે.

શ્રી ભગવતી સૂત્રમાં ગૌતમ સ્વામીએ ભગવાનને પ્રશ્ન પૂછ્યો છે કે, से णूणं भंते ! अथिरं पलोट्टई थिरं न पलोट्टइ ! हन्ता गोयमा ! અર્થાત્-હે ભગવાન ! અસ્થિર પલટે છે અને સ્થિર પલટતું નથી એ વાત સાચી છે ? ભગવાને કહ્યું કે, હા, ગૌતમ ! એ વાત સાચી છે. આ જ પ્રમાણે સત્ય વિષે પણ સમજવું જોઇએ. કારણ કે સત્ય પણ સ્થિર તેમ જ શાશ્વત છે. જે સત્ય હોય છે તે હમેશાં સત્ય જ રહે છે. એટલા માટે સત્યને જીવનમાં સ્થાન આપો. સત્યને અપનાવવું એ ભગવાનને અપનાવવા સમાન છે.

કહેવામાં આવે છે કે, એકવાર કબીરે ઘંટીને ફરતી જોઈ અને તેમાંથી ઘઉંનો લોટ નીકળતો જોયો. આ જોઈ તેમણે કહ્યું કે,

ચલતી ચક્કી દેખ કે, દિયા કબીરા રોય;
દોનોં પુડ કે બીચમેં, સાબિત બચા ન કોય.

કબીર ચાલતી ચક્કીને જોઈ રોઈ પડયા અને કહેવા લાગ્યા કે, આ પૃથ્વી અને આકાશરૂપી વિશ્વવ્યાપી ચક્કીના પડમાંથી કોઇ જીવ બચી શકયો નથી અર્થાત્ બધાએ મરવું જ પડે છે. કબીરનું આ કથન પાસે ઉભેલા માણસે સાંભળ્યું અને તેણે કહ્યું કઃ—

ચક્કી ચલે તો ચલન દે, સબકા મેદા હોય;
કીલે સે લાગે રહો, બાલ ન બાંકા હોય.

અર્થાત્-ઘંટી ચાલે છે અને ઘઉંનો મેંદો થાય છે તો થવા દો. પરંતુ જે પરમાત્મા અથવા સત્યરૂપી ખીલીને પકડી રાખશે તો એ દશામાં તેનો વાળ પણ કોઇ વાંકો કરી નહિ શકશે. કહ્યું છે કેઃ-

**परिवर्तिनि संसारे मृतः को वा न जायते**

અર્થાત્-આ પરિવર્તનશીલ સંસારમાં જે પેદા થએલ છે તે આખરે મરે જ છે. પરંતુ જેઓ સત્યરૂપી ખીલાને પકડી રાખે છે તેમનું કોઈ કાંઈ બગાડી શકતું નથી. તેમની રક્ષા અવશ્ય થાય છે. એટલા માટે પરમાત્મરૂપી ખીલાને બરાબર પકડી રાખો તો તમારી પણ રક્ષા થશે. પરમાત્માના સાન્નિધ્યમાં આવવું એ જ યોગ છે. કહ્યું પણ છે કેઃ—संयोगो

योग इत्युक्तः અર્થાત્–પરમાત્મા સાથે જીવાત્માનો સંયોગ થવો એ જ યોગ છે. આત્મા અને પરમાત્મા વચ્ચે એકતા સ્થાપિત કરવા માટે જ અષ્ટવિધ યોગની ક્રિયા કરવામાં આવે છે. જો તમારાથી વધારે કાંઇ ન થાય તો સત્યનું તો અવશ્ય પાલન કરો. સત્યાચરણ કરવું એ પણ આત્મા અને પરમાત્મા વચ્ચે એકતા સ્થાપિત કરવાનું સાધન છે. તમે ગમે તેવી દુઃખદ અવસ્થામાં હો પણ જો તમે પરમાત્મારૂપી જીવનથી જીવિત છો તો તમારા આત્માનું કલ્યાણ અવશ્ય થવાનું છે. સરળતાપૂર્વક વ્યવહારથી આત્મકલ્યાણ કેવી રીતે થાય છે એ વાત હવે ચરિત્ર કથા ઉપરથી સમજાવું છું.

## સતી અંજના ચરિત્ર—૨૦

હનુમત્પાટનમાં પવનકુમાર અને અંજના બન્ને એક બીજાને હર્ષપૂર્વક મળ્યા. તે વખતે બન્નેને એવો હર્ષ થયો. કે તેઓ હર્ષાવેશમાં મુખેથી એક શબ્દ પણ બોલી ન શકયા. બન્ને પ્રસન્નતાપૂર્વક એક બીજાને જોતા જ રહ્યા. જ્યારે બહુ હર્ષ થાય છે ત્યારે કંઠ પણ રુંધાઈ જાય છે. થોડા સમય બાદ પવનકુમારે અંજનાને કહ્યું કે, આનંદમાં તો છો ને ? પવનકુમારના આ કથનના જવાબમાં અંજના હર્ષને કારણે કાંઈ ઉત્તર આપી ન શકી. એટલામાં જ વસંતમાલા પણ આવી ગઇ. પવનકુમારે વસંતમાલાને કહ્યું કે, તારી સખી તો મોઢેથી કાંઈ બોલી પણ શકતી નથી તો તું કહે કે, તમારે કેવાં કેવાં કષ્ટો સહેવાં પડયાં ! વસંતમાલા રોતી રોતી કહેવા લાગી કે, અમારા ઉપર જે જે કષ્ટો પડયાં છે તેની વાત જ પૂછો મા. તમારા ગયા બાદ આપની માતુશ્રીને ગર્ભના વિષે અંજના ઉપર સંદેહ પેદા થયો અને પરિણામે અંજનાને ઘરમાંથી અપમાનપૂર્વક કાઢી મૂકી.

બોલવા ઉપરથી મનુષ્યના સ્વભાવની પરીક્ષા થઈ જાય છે. મનુષ્ય ગંભીર છે કે ઉચ્છૃંખલ તે તેની બોલી ઉપરથી જ જણાઈ આવે છે. જે ગંભીર હોય છે તે નાની નાની વાતો ઉપર ધ્યાન આપતો નથી. વસંતમાલા દાસી હતી. તેનામાં અંજના જેવી ગંભીરતા ન હતી એટલે તે પવનકુમારને નાની–મોટી બધી વાત કહેવામાં પોતાનું ગૌરવ સમજતી હતી. પરંતુ અંજના તો આવી ક્ષુદ્ર વાતોને કહેવી અનાવશ્યક સમજતી હતી.

વસંતમાલા આગળ કહેવા લાગી કે, અમે ઘેરથી નીકળી મહેન્દ્રપુર ગયા અને ત્યાંથી આદિત્યપુર ગયા, પણ કયાંય અમને આશ્રય મળ્યો નહિ. અંજનાના પિતાએ તો અમને રાજ્યની સીમામાં પણ ન રહેવાની આજ્ઞા આપી હતી, એટલે આખરે અમારે ભૂખ્યાતરસ્યા વનનો જ આશ્રય લેવો પડયો. વનમાં ગયા બાદ ત્યાંના ફળફુલ તથા જલ દ્વારા અમે અમારી ભૂખ–તરસને શાન્ત કરી હતી. તે વનમાં પરિભ્રમણ કરતાં એક મુનિમહાત્માનાં દર્શન થયા. આ મહાત્માએ જ અંજનાની ભૂત–ભવિષ્યની વાત કહી હતી. તે વનમાં જ આપના આ તેજસ્વી બાળકનો જન્મ એક સિંહગુફામાં થયો હતો. તેટલામાં અંજનાના મામા શૂરસેન વિમાન લઈ અમને તેડવા આવ્યા. વિમાનમાં બેસીને હનુમત્પાટન જતા હતા ત્યાં રસ્તામાં આ તેજસ્વી પુત્ર આનંદથી રમતાં–કૂદતાં વિમાનમાંથી ઉછળી નીચે પડી ગયો, છતાં તેના શરીરને કોઈ પ્રકારનો આઘાત પહોંચ્યો નહિ; એટલું જ નહિ પણ તે જે શિલા ઉપર પડયો તે શિલા પણ તૂટી ગઈ.

આ પ્રમાણે કહી વસંતમાલાએ હનુમાનકુંવરને લાવી, પવનકુમારના ખોળામાં મૂકયો. પોતાના તેજસ્વી બાળકને જોઈ પવનકુમારને કેટલો બધો હર્ષ થયો હશે? લોકો પણ હનુમાન જેવાં જ તેજસ્વી તથા બલિષ્ટ સંતાન ચાહતા હશે, પરંતુ તેજસ્વી સંતાન પ્રાપ્ત કરવા માટે પવનકુમાર તથા અંજનાની માફક બ્રહ્મચર્યનું પાલન કરવાનો પણ વિચાર કરવો જોઈએ. જો તેમની માફક બ્રહ્મચર્યનું પાલન કરી ન શકાય તો છેવટે પરસ્ત્રીને માતા-બહેન સમાન માનવાથી શીલગુણ આવવાની સાથે બીજા અનેક ગુણ આવશે. માટે શીલગુણને પ્રાપ્ત કરવા માટે હમેશાં ઉચ્ચ ભાવના ભાવવી જોઇએ.

તેજસ્વી બાળકને જોઈ તથા તેની પરાક્રમ-કથા સાંભળી પવનકુમારે અંજનાને કહ્યું કે, આ બાળક ખરેખર પરાક્રમી જણાય છે. અંજના આ કથનનો જવાબ આપે તે પહેલાં તો વસંતમાલા બોલી ઉઠી કે, અમે એવાં સંકટમાં આવી પડયા હતા કે, આવા પરાક્રમી બાળકનો જન્મોત્સવ પણ ઉજવી ન શકયા. આ પ્રમાણે કહી વસંતમાલા રોવા લાગી. ત્યારે અંજનાએ વસંતમાલાને કહ્યું કે, તું નકામી વાતો કરી શા માટે રોવે છે? હું દ્રવ્ય-ઉત્સવને મહત્ત્વ આપતી નથી. હું તો હૃદયથી એ જ ચાહું છું કે, બાળકમાં સત્ય-શીલ આવે અને તે પણ પોતાના પિતાની માફક પરાક્રમી બને. વસંતમાલાને આ પ્રમાણે કહી શાન્ત કરી અને પછી અંજનાએ પવનકુમારને કહ્યું કે, તમે અમારી વાત તો પૂછો છો, પણ હવે તમે તમારી વાત કહો.

અંજનાનું આ કથન સાંભળી પવનકુમાર વિચારવા લાગ્યા કે, ખરેખર આ સતી પર દુઃખમાં દુઃખ અને પરસુખમાં સુખ માનનારી છે. તે પોતાનું વૃત્તાન્ત ન કહેતાં મારું વૃત્તાન્ત પૂછે છે. આ પ્રમાણે વિચાર કરતાં તેમણે અંજનાને કહ્યું કે, તમારી પાસેથી વિદાય લઈ હું રાવણની પાસે ગયો. રાવણે મને કહ્યું કે, તમે આવ્યા એ તો ઠીક કર્યું પણ જ્યારે તમે વરુણ ઉપર વિજય પ્રાપ્ત કરીને આવો ત્યારે હું તમારો આદર-સત્કાર કરીશ. હું વરુણની સાથે યુદ્ધ કરવા ગયો. એક વર્ષ સુધી યુદ્ધ ચાલ્યું. આખરે તે યુદ્ધમાં મેં વિજય પ્રાપ્ત કર્યો અને ખરદૂષણને શત્રુના પંજામાંથી મુક્ત કર્યો. રાવણ મારા વિજયથી ઘણો જ પ્રસન્ન થયો અને મારો ઉચિત સત્કાર પણ કર્યો.

યુદ્ધમાં વિજય પ્રાપ્ત કર્યા બાદ હું ઘેર આવ્યો અને ત્યાં તને સંદેહ પેદા થવાને કારણે ઘર બહાર કાઢી મૂકયાની વાત સાંભળી મને ઘણો જ ઉદ્વેગ થયો. આખરે તારી શોધ કરવા માટે હું તથા મિત્ર પ્રહસ્ત બન્ને નીકળ્યા. અમે સીધા મહેન્દ્રપુર ગયા પણ ત્યાં તારો પત્તો ન લાગ્યો, એટલે અમે ઘોર વનમાં તારી શોધ કરવા નીકળ્યા. ત્યાં પણ ખૂબ તપાસ કરવા છતાં પણ તારો પત્તો ન લાગ્યો એટલે હું ઘણો જ નિરાશ થયો. આ નિરાશાના પરિણામે મેં તારી પાછળ આત્મ-સમર્પણ કરવાનો નિશ્ચય કર્યો. મારો આ નિશ્ચય પ્રહસ્તને જણાવતાં તે પણ ઘણો નારાજ તથા દુઃખી થયો. જ્યારે મેં તેનું કહ્યું ન માન્યું ત્યારે તેણે એમ કહ્યું કે, તમારા આત્મસમર્પણ કરવાના નિશ્ચયની પિતાશ્રીને જાણ કરી આવું. પિતાશ્રી આવ્યા બાદ તેઓ જેમ કહે તેમ તમે કરજો. પ્રહસ્ત પિતાશ્રીને બોલાવવા ગયો. પાછળથી મેં વિચાર કર્યો કે હવે મને આત્મસમર્પણ કરતાં કોણ રોકનાર છે? આ પ્રમાણે વિચાર કરી જેવો હું આત્મ-સમર્પણ કરવા જતો હતો ત્યાંતો પિતાશ્રી તથા પ્રહસ્ત આવી

પહોંચ્યા અને મને આત્મ-સમર્પણ કરતાં અટકાવ્યો. અને આજે આપણને આ મળવાનો પ્રસંગ સાંપડયો.

પવનકુમારની આ આત્મકથા સાંભળી અંજના અશ્રુપૂર્ણ નેત્રે પવનકુમારને કહેવા લાગી કે, મારા સદ્‌ભાગ્યે જ વનમાં પિતાશ્રી યથાસમયે પહોંચી ગયા અને તમને આત્મ-સમર્પણ કરતાં અટકાવ્યા. હું તો આ સમયે પરમાત્મા તથા શ્વસુરનો ઉપકાર માનું છું કે જેમણે મારા સૌભાગ્યની રક્ષા કરી.

અંજનાના કથનના ઉત્તરમાં પવનકુમારે કહ્યું કે, મારા હૃદયમાં તમારા શરીરને કારણે પ્રેમ ન હતો પણ તમારા સત્ય-શીલને કારણે જ પ્રેમ હતો. મેં તમને મારી ભૂલને કારણે જ કષ્ટમાં નાંખી હતી એનું પ્રાયશ્ચિત્ત કરવા માટે જ હું આત્મ-સમર્પણ કરવા તૈયાર થયો હતો.

આ પ્રમાણે અંજના અને પવનકુમાર વચ્ચે વાર્તાલાપ થઈ રહ્યો છે. હવે આગળ શું થાય છે તે વિષે હવે પછી યથાવસરે વિચાર કરવામાં આવશે.



## વ્યાખ્યાન: સંવત્ ૧૯૯૬ આસો શુદ ૬ બુધવાર.



### પ્રાર્થના

**પદ્મ પ્રભુ પાવન નામ તિહારો, પતિત ઉધારન હારો;**
**જદપિ ધીવર ભીલ કસાઈ, અતિ પાપિષ્ટ જમારો;**
**તદપિ જીવહિંસા તજ પ્રભુ ભજ, પાવૈ ભવનિધિ પારો. પદ્મ. ૧**

—વિનયચંદ્રજી કુંભટકૃત ચોવીશી.

શ્રી પદ્મપ્રભુ ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

આ પ્રાર્થનામાં પરમાત્માના નામ-સંકીર્ત્તનનો મહિમા બતાવવામાં આવ્યો છે. આ નામ-સંકીર્ત્તનના મહિમાનો લાભ તથા બોધ તેમને જ પ્રાપ્ત થાય છે કે જેમને પરમાત્માના નામ-સંકીર્ત્તન ઉપર વિશ્વાસ હોય છે. જે પ્રમાણે બીજારોપણ કર્યા બાદ ખેડુત વરસાદ વરસે એવી આશા કરે છે, અને વરસાદ વરસવાથી વાવેલાં બીજ અવશ્ય ઊગશે એવો તે વિશ્વાસ રાખે છે, તે જ પ્રમાણે જેમને એવો વિશ્વાસ હોય છે કે, મારા આત્મામાં જે શક્તિ રહેલી છે તે શક્તિનો વિકાસ પરમાત્માનું નામ-સંકીર્ત્તન કરવાથી જ થશે તેઓ જ પરમાત્માના નામસંકીર્ત્તનનો મહિમા જાણી શકે છે. પરંતુ જે ખેડુતની પાસે બીજ નથી, જેણે બીજ વાવ્યું નથી, અથવા જેને વરસાદ ઉપર વિશ્વાસ નથી તે ખેડુત વરસાદનું મહત્ત્વ શું જાણી શકે ? અને પાણી વરસે એવી તે આશા પણ શા માટે કરે ? આ જ પ્રમાણે જે પોતાના આત્મામાં રહેલી શક્તિને જ જાણતો નથી, કે આત્માની શક્તિને વિકસિત કરવા જ ચાહતો નથી, અથવા જેમને પરમાત્માના નામ ઉપર વિશ્વાસ જ નથી

તેમને માટે પરમાત્માના નામ–સંકીર્ત્તનનું મહત્ત્વ શું હોઈ શકે ? જે આત્માની શક્તિને જાણે છે, અને તે શક્તિને જે વિકસિત કરવા ચાહે છે અને જેમને પરમાત્માના નામસંકીર્ત્તન ઉપર વિશ્વાસ છે તેઓ જ એમ કહેશે કે, પરમાત્માના નામ–સંકીર્ત્તનમાં ઘણી શક્તિ રહેલી છે.

આત્માની શક્તિને વિકસિત કરવા માટે સર્વપ્રથમ પરમાત્માના નામ–સંકીર્ત્તન ઉપર વિશ્વાસ પેદા કરવાની આવશ્યકતા છે. નૌકા તૈયાર છે, પરંતુ જ્યાં સુધી તે નૌકામાં બેસવામાં ન આવે ત્યાંસુધી દુસ્તર નદીને પાર કરી શકાય નહિ. સૂર્ય પ્રકાશ આપે છે પરંતુ જેમને આંખો હોય છે તેઓજ સૂર્યપ્રકાશનો વિશેષ લાભ લઈ શકે છે. જેમને આંખો જ ન હોય અથવા જેમણે આંખો બંધ કરી લીધી હોય તેમને સૂર્યના પ્રકાશનો લાભ કેવી રીતે મળી શકે ? આવી દશામાં જો તે એમ કહે કે, સૂર્ય નથી અથવા સૂર્ય પ્રકાશ આપતો નથી તો તે વ્યકિતનું કથન સત્ય પ્રમાણિત કહી શકાય નહિ. આ જ પ્રમાણે જ્યારે પરમાત્માના નામ–સંકીર્ત્તન ઉપર વિશ્વાસ રાખવામાં આવે છે, ત્યારેજ પરમાત્માના નામ–સંકીર્ત્તનથી લાભ મળી શકે છે. જેમને પરમાત્માના નામસંકીર્ત્તન ઉપર શ્રદ્ધા જ નથી તેમને લાભ કેવી રીતે થઈ શકે ? એટલા માટે આત્માની શક્તિનો વિકાસ કરવા માટે સર્વ પ્રથમ પરમાત્માના નામ–સંકીર્ત્તન ઉપર શ્રદ્ધા કરવાની અતિ આવશ્યકતા રહે છે.

ભક્ત કહે છે કે, હે પ્રભો ! હું એકવાર પણ સાચી રીતે તારું નામસંકીર્ત્તન કરું અને તને નમન કરું તો સંગ્રહનયમાંથી નીકળી હું એવંભૂત નયમાં આવી જાઉં. એક દૃષ્ટિએ જોતાં તો મારામાં અને તારામાં કાંઈ ભેદ નથી. एगे आया આત્મા એક છે, એ સિદ્ધાન્તાનુસાર તો સિદ્ધ અને સંસારી આત્મા સમાન જ છે. શુદ્ધ સોનું અને ખાણમાંથી કાઢેલું સોનું સુવર્ણની દૃષ્ટિએ એક જ છે, પરંતુ ખાણનું સોનું જ્યાંસુધી મલસહિત છે ત્યાંસુધી તે શુદ્ધ સોનાથી તો ભિન્ન જ રહે છે. આ જ પ્રમાણે હે પરમાત્મા ! તું તો પરમ શુદ્ધ થઈ ગયેલ છે અને હું હજી મલસહિત છું. જો કર્મ–મેલને ધોઈ નાંખી હું શુદ્ધ થઈ જાઉં તો હું પણ સિદ્ધ, બુદ્ધ તથા મુક્ત થઈ તારા જેવો જ થઈ જાઉં અને એ દશામાં મારામાં અને તારામાં કોઇ પ્રકારનો ભેદ જ રહેવા ન પામે. પરંતુ હું તો હજીસુધી કર્મમેલથી યુક્ત છું અને એટલાજ માટે હું તારા સાન્નિધ્યમાં આવી શકયો નથી. જો હું તારા નામ સંકીર્ત્તન ઉપર શ્રદ્ધા રાખી તારાં ગુણગાન કરું તો હું કર્મમેલથી મુક્ત થઇ તારા સાન્નિધ્યમાં આવી શકું. આ પ્રમાણે હે પ્રભો ! જ્યારે તારા નામના સંકીર્ત્તનનો આશ્રય લેવામાં આવશે ત્યારે જ હું સંગ્રહનયમાંથી નીકળી એવંભૂતનયમાં જઈ શકીશ. આત્મા જ્યારે સંગ્રહનયમાંથી નીકળી એવંભૂતનયમાં જાય ત્યારે જ આત્માનું સાચું કલ્યાણ થઈ શકે છે. આત્મામાં પોતાનું કલ્યાણ કરવાની શક્તિ રહેલી છે, પરંતુ કર્મમેલને કારણે એ શક્તિ દબાઈ ગએલી છે. જો કર્મમેલને દૂર કરવામાં આવે તો આત્મા પણ પરમાત્મા જેવો બની શકે.

વાસ્તવમાં આત્મામાં પરમાત્મામય બનવાની શક્તિ રહેલી છે. આ શક્તિને વિકસિત કરવા માટે પરમાત્માનું નામ–સંકીર્ત્તન કરવું આવશ્યક છે. પરમાત્માના નામસંકીર્ત્તન

દ્વારા આત્માને સિદ્ધ, બુદ્ધ તથા મુક્ત બનાવવાનો જે આ શુભ અવસર પ્રાપ્ત થએલ છે તેને ગુમાવવો જોઈએ નહિ. જો આ પવિત્ર માનવદેહનો પરમાત્માનું નામ-સંકીર્તન કરવામાં સદુપયોગ કરવામાં આવે તો તેમાં કલ્યાણ જ રહેલું છે. પરમાત્માના શરણે જવાથી જ આત્માનું કલ્યાણ થઈ શકે છે. અરિહન્ત, સિદ્ધ, સાધુ અને કેવલિભાષિત ધર્મ આ ચાર ઉત્તમ શરણ બતાવવામાં આવેલ છે. જે પોતાના આત્માની શક્તિનો વિકાસ કરવા ચાહે છે તેઓ જ આ ચાર ઉત્તમ શરણનો સ્વીકાર કરી આત્મ-કલ્યાણ સાધે છે. એટલા માટે આત્માની શક્તિનો વિકાસ કરવા માટે પરમાત્માનું શરણ સ્વીકારો અને તેમનું નામ-સંકીર્તન કરો તો તેમાં તમારૂં કલ્યાણ જ રહેલું છે. હવે પરમાત્માનું નામ સંકીર્તન કરી આત્મા કેવી રીતે પોતાનું કલ્યાણ સાધી શકે છે એ વાત શાસ્ત્રદ્વારા સમજાવું છું:-

## સમ્યકૃત્વ પરાક્રમ-બોલ ૭૦ મો.

પરમાત્માનું સાચી રીતે નામસંકીર્તન કરવા માટે કષાયનો ત્યાગ કરવો આવશ્યક છે. જ્યાંસુધી હૃદયમાં કષાયભાવના હોય છે ત્યાંસુધી પરમાત્માની સાચી પ્રાર્થના થઈ શકતી નથી. કષાયનો ત્યાગ કરવો એટલે ક્રોધ, માન, માયા તથા લોભ આ ચતુર્વિધ કષાયને જીતવાં. કષાયને જીતવાથી આત્માને ઘણો લાભ થાય છે. ક્રોધવિજય, માનવિજય તથા માયાવિજય કરવાથી જીવાત્માને શો લાભ થાય છે એ વિષે આગળ વિસ્તૃત વિચાર કરવામાં આવ્યો છે. હવે લોભને જીતવાથી જીવને શો લાભ થાય છે એ સંબંધમાં ગૌતમસ્વામી મહાવીર ભગવાનને પ્રશ્ન પૂછે છે કે:-

### બોલ ૭૦ મો

### (૭૦) लोहविजएणं भंते ! जीवे किं जणयइ ?

અર્થાત્-હે ભગવાન ! લોભને જીતવાથી જીવને શો લાભ થાય છે ? આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને ફરમાવ્યું કે:-

**लोहविजएणं संतोसं जणयइ, लोहवेयणिज्जं कम्मं न बंधइ पुव्वबद्धं च निज्जरेइ ॥ ७० ॥**

અર્થાત્-લોભને જીતવાથી જીવાત્મા સંતોષરૂપ અમૃતને મેળવે છે, લોભજન્ય કર્મને બાંધતો નથી અને પૂર્વે બંધાએલાં કર્મોને ખપાવે છે.

અવગુણોમાં સૌથી મોટો અવગુણ લોભ છે. લોભથી લૌકિક હાનિ પણ થાય છે અને લોકોત્તર હાનિ પણ થાય છે. લોભને થોભ હોતો નથી એટલા જ માટે લોભ-તૃષ્ણાને વૈતરણી નદીની ઉપમા આપવામાં આવી છે. લોભ-તૃષ્ણા કેવી હોય છે એ વિષે એક કવિએ ઠીક જ કહ્યું છે કે:-

**आशा नाम नदी मनोरथजला तृष्णातरङ्गाकुला**
**राग ग्राहवती वितर्क-विहगा धैर्यद्रुमध्वंसिनी।**
**मोहावर्त्तसुदुस्तरातिगहना प्रोत्तुङ्ग-चिन्ता तटी**
**तस्या पारगता विशुद्धमनसे नन्दन्ति योगीश्वराः ॥**

આ શ્લોકમાં કવિ કહે છે કે, આશા નામની નદી વૈતરણી નદી જેવી છે. તૃષ્ણા, લોભ, આશા એ બધાં પર્યાયવાચી શબ્દો છે. જે લોકો આ તૃષ્ણા-નદીના પ્રવાહમાં તણાય છે તેમના હૃદયમાં એવાં અનેક સંસ્કારો પેદા થાય છે કે જેને કારણે દુઃખો સહેવાં પડે છે અને સંસારમાં પરિભ્રમણ કરવું પડે છે.

આ આશા-નદીમાં મનોરથરૂપી પાણી ભરેલું છે. નદીના પાણીનો તો અંત આવી શકે છે, પરંતુ મનોરથનો અંત આવી શકતો નથી. શ્રી ઉત્તરાધ્યયન સૂત્રમાં કહ્યું છે કે, બે માશા સોનાની ઇચ્છા રાખનારને કરોડોની સંપત્તિ પ્રાપ્ત થઈ, છતાં તેની આશા-તૃષ્ણા શાન્ત થઈ નહિ. આ પ્રમાણે આશા-તૃષ્ણા નદીના મનોરથ-જલમાંથી બહાર નીકળવું મુશ્કેલ છે. મોટી મોટી નદીઓને પાર કરવામાં તો અનેક લોકો સમર્થ થયા હશે પરંતુ આશા-નદીને પાર કરવામાં કોઇક જ મહાપુરુષો સમર્થ થયા છે. સામાન્ય લોકો તૃષ્ણા-નદીને પાર કરી શકતા નથી.

આશા-તૃષ્ણા નદીમાં મનોરથરૂપી જે પાણી ભરેલું છે તેમાં તૃષ્ણાનાં તરંગો ઉઠે છે. નદીમાં જે પ્રમાણે મગરમચ્છ હોય છે તેજ પ્રમાણે આશા-નદીમાં પણ આ દ્વેષરૂપી મગર મચ્છ આપસ-આપસમાં જ એક બીજાને ખાઇ જાય છે. તેઓ એમ વિચારતા નથી કે જે પ્રમાણે હું બીજાને ખાઈ જાઉં છું તેજ પ્રમાણે બીજા પણ મને ખાઈ જશે. આ જ પ્રમાણે સંસારમાં પડેલા લોકો રાગ-દ્વેષને વશ થઇ એકબીજાની ઉપર આક્રમણ કરવા ચાહે છે પણ તેઓ એટલો વિચાર કરતા નથી કે, જે પ્રમાણે અમે બીજા ઉપર આક્રમણ કરીએ છીએ તે જ પ્રમાણે બીજાઓ પણ અમારી ઉપર આક્રમણ કરશે.

નદીમાં જ્યારે પૂર આવે છે ત્યારે કિનારા ઉપર ઊગેલાં નાનાં નાનાં છોડ પણ તણાઈ જાય છે. આ જ પ્રમાણે આશા-નદી પણ પોતાના કિનારા ઉપર ઊગેલાં ધૈર્ય આદિ ગુણ રૂપી છોડને પણ તાણી લઈ જાય છે. જે પ્રમાણે નદીમાં ભમરીઓ હોય છે કે જેમાં મોટા મોટા લોકો પણ ડૂબી જાય છે, તેજ પ્રમાણે આશા-નદીમાં પણ મોહરૂપી ભમરી પડેલી છે કે જેમાં મોટા મોટા પણ ખૂંચી જાય છે. આશા-નદીને ચિન્તારૂપી બન્ને બાજુ બે કિનારા છે. બીજી નદીઓને તો નૌકા આદિ દ્વારા પાર કરી શકાય છે પણ આ આશા-નદીને પાર કરવી બહુજ મુશ્કેલ છે. આ દુસ્તર નદીને કોઈ શુદ્ધ મનવાળા યોગીશ્વર જ પાર કરી શકે છે.

નૌકામાં બેસી કોઇપણ દુસ્તર નદીને તરી શકાય છે, અને આ દશામાં નદી એક ક્રીડાસ્થળ બની જાય છે. આ જ પ્રમાણે જે લોકો શુદ્ધ ભાવનાપૂર્વક પરમાત્માના શરણે જાય છે તેમને માટે આ સંસાર પણ ક્રીડાસ્થળ બની જાય છે. પરમાત્માના શરણે જવામાં આ સંસાર દુઃખમય હોવા છતાં સુખમય બની જાય છે. એટલા માટે જો આ દુઃખમય સંસારને સુખમય બનાવવા ચાહો છો તો પરમાત્મા તથા તેમના દ્વારા પ્રરૂપિત ધર્મનું શરણ સ્વીકારો.

કહેવાનો આશય એ છે કે, આત્માએ આશાનદીને પાર કરવી જોઈએ. જો તમે આત્માને આશાનદીને પાર કરાવવા ચાહો છો તો પરમાત્માના શરણે જાઓ. તમારાથી વિશેષ કાંઈ બની ન શકે તો પરમાત્માના નામનું સંકીર્તન કરો. શાસ્ત્રમાં કહ્યું છે કેઃ—

૫૦

एक्कोऽवि णमुक्कारो जिनवरवसहस्स वद्धमाणस्स ।
संसार-सागराओ तारेई नरं वा नारिओ वा ॥

પરમાત્માને કરવામાં આવેલ એક નમસ્કાર પણ જ્યારે આત્માને સંસાર-સાગરથી પાર કરી દે છે તો પછી એક નદીને પાર કરાવી દે તો તેમાં શું આશ્ચર્ય? એટલા માટે સંસાર-સમુદ્રને પાર કરવા માટે પરમાત્માના શરણે જવું જોઈએ. પરમાત્માના શરણે જવામાં આત્માનું કલ્યાણ અવશ્ય થાય છે.

આજે કેવળ કહેવાનો જ જમાનો રહ્યો નથી. આજે તો કાર્ય કરી બતાવવાનો સમય આવ્યો છે. એટલા માટે તમે કેવળ સાંભળવામાં અથવા કહેવામાં ન રહેતાં આત્માનું કલ્યાણ થાય એવાં કાર્ય કરવામાં તત્પર રહો. પૂજ્યશ્રી શ્રીલાલજી મહારાજ કહ્યા કરતા હતા કે, આપણા શરીરને નષ્ટ કરવા માટે તો એક સૂઈની જ આવશ્યકતા રહે છે પરંતુ બીજાનું શરીર નષ્ટ કરવા માટે તલવાર, બંદૂક આદિ મોટાં શસ્ત્રોની આવશ્યકતા રહે છે. આજ પ્રમાણે બીજાને ઉપદેશ આપવો હોય ત્યારે તો હેતુ-દૃષ્ટાન્તાદિની આવશ્યકતા રહે છે પરંતુ જ્યારે પોતાના જ આત્માનું કલ્યાણ કરવાનું હોય ત્યારે વધારે કહેવાની આવશ્યકતા રહેતી નથી, પરંતુ આત્માને સરળ બનાવી આત્માનું કલ્યાણ થાય એવું અનુષ્ઠાન કરવાની જ આવશ્યકતા રહે છે.

અત્રે એક પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે, જ્યારે પરમાત્માના નામસંકીર્ત્તનથી જ આત્માનું કલ્યાણ થઈ શકે છે તો પછી લોભને જીતવા વિષે ભગવાનને શા માટે પ્રશ્ન પૂછવામાં આવ્યો છે? આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, લોભને જીતવાથી જ પરમાત્માના નામનું સાચી રીતે સંકીર્ત્તન થઈ શકે છે. જે લોકો લોભમાં પડેલા છે તે લોકો પરમાત્માના નામનું સંકીર્ત્તન કરતાં કરતાં બીજાં પ્રલોભનોમાં ફસાઈ જાય છે અને તુચ્છ વસ્તુને બદલે મહાન્ વસ્તુનો ત્યાગ કરી દે છે. જે પ્રમાણે મૂર્ખ માણસ થોડા જ લાભ માટે કીંમતી વસ્તુનો ત્યાગ કરી દે છે, તે જ પ્રમાણે અનેક લોકો નવ નિયાણામાંથી કોઈ પ્રકારના નિયાણા દ્વારા પોતાની ધર્મકરણીને વેચી દે છે. પરંતુ જ્યારે લોભને જીતવામાં આવશે ત્યારે આ પ્રકારની ભૂલ થવા નહિ પામે. લોભને જીત્યા બાદ મહાપરિશ્રમે પ્રાપ્ત કરેલી વસ્તુ વ્યર્થ નષ્ટ કરવામાં નહિ આવે.

માનો કે, કોઈ માણસને ખાણુ ખોદતી વખતે એક કીંમતી હીરો મળ્યો. હવે કોઈ બીજો માણસ પે'લા માણસને કહે કે, મને આ હીરો આપી દે, હું તને બદલામાં પાંચશેર મીઠાઈ આપું છું. જે માણસ પાસે હીરો છે તેને ભૂખ પણ લાગી છે છતાં શું તે માણસ મીઠાઈના બદલામાં તે હીરો આપી દેશે? આ પ્રશ્નનો જવાબ નકારમાં જ મળશે. તે માણસ એમજ વિચારશે કે, મારો આ હીરો કીંમતી છે. આ કીંમતી હીરાને સાધારણ મીઠાઈના બદલામાં કેવી રીતે આપી શકું? રત્નને કીંમતી સમજવા છતાં પણ જો મીઠાઈના બદલામાં રત્ન આપી દે તો તેને મૂર્ખ સિવાય બીજું શું કહી શકાય? આ જ પ્રમાણે નામ સંકીર્ત્તનરૂપી રત્નને તુચ્છ વસ્તુના બદલામાં આપી દેવું એ પણ મૂર્ખતા જ છે. જે લોકો ભગવાનના નામસંકીર્ત્તનને કીંમતી માનીને સંસારના કોઈપણ પદાર્થની સાથે તેની અદલા-બદલી નહિ કરે, તેઓ જ તેના મહાન્ ફળને પ્રાપ્ત કરી શકે છે. પરંતુ આ મહાન્ ફળ ત્યારે જ પ્રાપ્ત થઈ શકે છે કે જ્યારે લોભને જીતવામાં આવે છે. આ પ્રમાણે લોભને જીત્યા વિના પરમાત્માના નામ-સંકીર્ત્તનનો યથેષ્ટ લાભ પ્રાપ્ત થઈ શકતો નથી.

તમને કોઈ સો રૂપિયા આપે અને કહે કે, તમે ભગવાન મહાવીરને ગાળ આપો તો શું તમે ભગવાનને ગાળ આપશો ? નહિ. તમને રૂપિયાની આવશ્યકતા છે છતાં તમે ભગવાનને રૂપિયા લઈ ગાળ આપશો નહિ. આમ કરવાનું કારણ માત્ર એ જ છે કે, તમે સો રૂપિયાનો લોભ ભગવાનને માટે જીત્યો છે. જે પ્રમાણે તમે સો રૂપિયાનો લોભ છોડો છો તે જ પ્રમાણે હજાર રૂપિયાનો લોભ પણ તજનાર મળી આવશે. આ જ પ્રમાણે જે મહાન્ લોભને જીતી લે છે તે જ નામસંકીર્ત્તનનો લાભ પ્રાપ્ત કરી શકે છે. પરંતુ જે લોભને જીતતો નથી તે નામસંકીર્ત્તનનો લાભ પણ તુચ્છ વસ્તુના બદલામાં ગુમાવી દે છે. અરણક શ્રાવકને દેવે માટીના ઢેફામાં કુંડળની બે જોડ મેળવીને આપી હતી, છતાં તે શ્રાવકે તે કુંડલની જોડને પોતાની પાસે રાખી નહિ. કારણ કે તેમણે પરિગ્રહ રાખવાની જે મર્યાદા બાંધી હતી તે મર્યાદાથી વધારે હતી. જો તેમણે લોભને જીત્યો ન હોત તો શું તેઓ મર્યાદામાં સ્થિર રહી શકત ? જે વ્યક્તિ પોતાની વસ્તુને અમૂલ્ય માની પુદ્ગલના મોહમાં પડતી નથી તે જ વ્યક્તિ પોતાની વસ્તુની રક્ષા કરી શકે છે. આ જ પ્રમાણે પરમાત્માના નામસંકીર્ત્તનના ફળની રક્ષા પણ તે જ કરી શકે છે કે જે નામસંકીર્ત્તનના બદલામાં સંસારની કોઈ પણ ચીજ ચાહતો નથી.

આ ઉપરથી તમારામાંથી કોઈ એમ કહે કે, પરમાત્માના નામસંકીર્ત્તન કરવાના બદલામાં સાંસારિક પદાર્થોની ઈચ્છા અમે ક્યાં કરીએ છીએ ? આ પ્રમાણે કહેનારને એજ ઉત્તર આપી શકાય કે, અનેક લોકો અમારી પાસે આવે છે અને કહે છે કે, અમારે અમુક કામને માટે જવું છે, એટલા માટે અમારે માંગલિક સાંભળવું છે. જો કે સાધુને કોઇપણ સમયે માંગલિક સંભળાવવામાં કાંઇપણ વાંધો નથી, પરંતુ માંગલિક સાંભળનારની શી ભાવના છે તે જુઓ. તેઓ તો માંગલિક સાંભળીને પોતાના સાંસારિક કાર્યની સફળતા જ ચાહે છે. પણ આ પ્રમાણે સાંસારિક પદાર્થો પ્રત્યે મમત્વ રાખી માંગલિક સાંભળવામાં આવે તો આ માંગલિક-શ્રવણ પણ પરમાત્માના નામસંકીર્ત્તનને સાંસારિક પદાર્થોના બદલામાં વેચવા બરાબર છે. એટલા માટે આત્માને નિર્મળ રાખવો જોઇએ અને સાંસારિક પદાર્થોની ઇચ્છા હોય તો તે ઇચ્છાને દબાવવી જોઇએ. આપણુને આત્માનું કલ્યાણ કરવાનો આ સુયોગ પ્રાપ્ત થયો છે. તો આ સુયોગને વ્યર્થ જવા ન દેતાં પરમાત્માનું નામસંકીર્ત્તન કરી આત્મહિત સાધવું જોઇએ. પરમાત્માના નામ-સંકીર્ત્તનનું મહત્ત્વ કાંઇ ઓછું નથી. શાસ્ત્રમાં કહ્યું છે કે:—

**तहारूवाणं अरिहंताणं भगवन्ताणं नामगोयं समणियाए महाफलं ।**

અર્થાત્-તથારૂપ અરિહંત ભગવાનનાં નામ-ગોત્રનું સ્મરણ કરવાથી મહાફળ પ્રાપ્ત થાય છે. આ મહાફળની પ્રાપ્તિ સરળતાપૂર્વક થઇ શકે છે, પરંતુ લોકો પરમાત્માનું નામ-સ્મરણ નહિ કરતાં વ્યર્થ કામોમાં સમયનો દુરુપયોગ કરે છે. જેમકે રેલ્વેમાં બેસી લોકો એક ગામથી બીજે ગામ જાય છે ત્યારે લોકોને ટ્રેનમાં ખાસ કામ હોતું નથી છતાં લોકો શું એ સમયનો પરમાત્માનું નામસ્મરણ કરવામાં સદુપયોગ કરે છે ? જો તે સમયે પરમાત્માનું નામસ્મરણ કરવામાં આવે તો શું તેમને કાંઇ હાનિ થવાની હતી ? જો નહિ, તો પછી પરમાત્માનું નામસ્મરણ નહિ કરવાનું કારણ કેવળ તેમનું દુર્લક્ષ જ છે. હું તમને

બધાને પરમાત્માનું નામસંકીર્ત્તન કરવાનો ઉપદેશ આપું છું. પરંતુ જ્યાંસુધી તમારા આત્મામાં જાગૃતિ ન આવે ત્યાંસુધી મારો કેવળ ઉપદેશ શું અસર કરી શકે? જ્યારે જમીનમાં બીજારોપણ કરવામાં આવ્યું અને ત્યારે વરસાદ વરસે તો બીજ ઊગી શકે, પરંતુ જો બીજ જ વાવ્યું ન હોય તો એ દશામાં વરસાદ વરસે તોપણ તે વરસાદથી શો લાભ થઇ શકે! એટલા માટે મારે તમને એજ કહેવાનું છે કે, તમારા અંતરાત્મામાં પરમાત્માનું નામસંકીર્ત્તન કરવાની જાગૃતિ પેદા કરો. જો તમે લોભનો ત્યાગ કરી પરમાત્માનું નામસંકીર્ત્તન કરશો તો એ દશામાં તમારા આત્માનું કલ્યાણ થયા વગર રહેશે નહિ. હવે આત્માનું કલ્યાણ કરવા માટે શું કરવું જોઇએ તે વાત અંજનાની ચરિત્રકથાદ્વારા સમજાવું છું:—

## સતી અંજના ચરિત્ર—૨૧

અંજના અને પવનકુમારે ધર્મનું પાલન કર્યું હતું એટલા જ માટે આપણે તેમની પ્રશંસા કરીએ છીએ. રામની પ્રશંસા અને રાવણની નિંદા શા માટે કરવામાં આવે છે? એટલા જ માટે કે રામમાં તો ધર્મ અને ન્યાય હતો અને રાવણમાં ધર્મ તેમજ ન્યાય ન હતો. આ ઉપરથી એ સિદ્ધ થાય છે કે વાસ્તવમાં વ્યક્તિ કરતાં ધર્મ તેમજ ન્યાય આદિ ગુણ જ પ્રશંસાપાત્ર છે. એટલા માટે પ્રત્યેક આત્મહિતેચ્છુ વ્યક્તિએ ધર્મ તેમજ ન્યાયને હૃદયમાં સ્થાન આપવું જોઈએ. તમે કોઈ દિવસ એવો વિચાર ન કરો કે, અમે ધર્મ તથા ન્યાયને અપનાવ્યાં છે છતાં અમારી કોઇ પ્રશંસા કરતું નથી! આ દુનિયામાં ભલે કોઈ તમારી પ્રશંસા ન કરે પણ પરમાત્માને ત્યાં તો એકે એક પરમાણુનો હિસાબ રહેલો છે. એટલા માટે આ સંસારમાં અમને કોઇ ગણતું નથી એમ માની હતોત્સાહ થઈ જવું ન જોઇએ પણ પરમાત્માને ત્યાં અમારી ગણના છે એમ માની ધર્મ તેમજ ન્યાયને હૃદયમાં સ્થાન આપવાનો ઉત્સાહપૂર્વક પ્રયત્ન કરવો જોઇએ.

અંજના અને પવનકુમારને પરમાત્મા ઉપર વિશ્વાસ હતો અને એ કારણે જ તેઓ બન્ને પોતપોતાના ધર્મનું પાલન કરી શકયા હતા. પરમાત્મા સર્વજ્ઞ છે એમ માનવાથી ધર્મનું પાલન દૃઢતાપૂર્વક થઈ શકે છે. જે પ્રમાણે સાચો નોકર સ્વામીની અનુપસ્થિતિમાં પણ બધાં કામો બરાબર કરે છે તેજ પ્રમાણે સાચો ભક્ત પણ એમ જ વિચારે છે કે, બીજો કોઈ મને જુએ અથવા ન જુએ, પરમાત્મા તો બધી જગ્યાએ જુએ જ છે. મશીન જોવામાં આવે કે ન આવે પણ તે તો પોતાનું કામ બરાબર કર્યે જ જાય છે. જ્યારે જડ મશીન પણ આ પ્રમાણે નિયમિત કામ કરે છે તો પછી આપણે ચૈતન્ય થઇને જડ મશીનની માફક પણ નિયમિત કામ નહિ કરીએ? અર્થાત્ કોઈ જુએ ત્યારે ધર્મનું પાલન કરીએ અને કોઈ ન જુએ તો ધર્મનું પાલન નહિ કરીએ? સાચા ભક્તને માટે તો દરેક ક્ષણે ધર્મ તથા ન્યાયનું આચરણ કરવાનું જ કહેવામાં આવ્યું છે. શાસ્ત્રમાં પણ કહ્યું છે કે:—

**से दिवा वा राओ वा एगओ वा परिसागओ वा सुत्ते वा जागरमाणे वा।**

અર્થાત્—દિવસે કે રાત્રે, એકલા કે બધાની સાથે, સુતાં કે જાગતાં જે ધર્મનું સમાનરૂપે પાલન કરે છે તે જ સાચો સાધુ અથવા ભક્ત છે.

પવનકુમારને રાજા મહેન્દ્રે પોતાને ત્યાં આવવા આગ્રહ કર્યો અને રાજા પ્રહ્‌લાદે ઘેર

જવા માટે કહ્યું. પવનકુમારે વિચાર્યું કે, પિતાનું ઘર એજ મારું ઘર છે, એટલા માટે પિતાને ઘેર ન જતાં શ્વસુરને ઘેર જવું એ અનુચિત છે. સાસરે ગમે તેટલો આદર-સત્કાર કરવામાં આવતો હોય તો પણ આખરે તો પોતાના જ ઘેર જવું પડે છે. એટલા માટે પિતાના ઘેર જવું એજ ઠીક છે.

પવનકુમાર તથા અંજના, હનુમાનકુમાર તથા વસંતમાલા સહિત પ્રહ્લાદ રાજાની સાથે પોતાના ઘેર જવા માટે રવાના થયા. રાજા શૂરસેને વિચાર્યું કે, જો કે, રાજા મહેન્દ્રની સાથે મારો સીધો સંબંધ છે, છતાં પવનકુમાર પોતાના ઘેર જાય એ જ મને યોગ્ય જણાય છે, એટલા માટે પવનકુમારને એમ કહી શકું નહિ કે તમે મહેન્દ્ર રાજાને ત્યાં જાઓ. આ પ્રમાણે વિચાર કરી શૂરસેને પવનકુમાર આદિને પ્રસન્નતાપૂર્વક વિદાય આપી.

રાજા પ્રહ્લાદ, પવનકુમાર આદિને પ્રસન્નતાપૂર્વક સાથે લઈ પોતાના ઘેરં જવા માટે નીકળ્યા. પોતાના નગરની બહાર કેતુમતીએ બધાનું સ્વાગત કર્યું અને પછી પવનકુમારને સંબોધીને કહ્યું કે, બેટા ! હું તને ભૂલી ગઈ હતી પણ મારા સદ્‌ભાગ્યે તું મને ભૂલી ગયો ન હતો. મેં તારા આવવાની રાહ ન જોતાં અંજનાને ઘર બહાર કાઢી મૂકી. આ પ્રમાણે કેતુમતી પવનકુમારને કહી રહી હતી એટલામાં અંજના કેતુમતી પાસે આવી પગે પડી. કેતુમતી અંજનાને કહેવા લાગી કે, મેં તમને ઘણાં જ કષ્ટો આપ્યાં છે, તમે મને ઘણું કહ્યું હતું પણ મેં તમારી એકેય વાત માની નહિ. આમ છતાં તમે મને છોડી નહિ એ તમારી ઉદારતા જ છે. તમારામાં ઘણાં ગુણ રહેલાં છે. જે પ્રમાણે નૌકા સમુદ્રમાંથી તારે છે તેજ પ્રમાણે તમારી ગુણનૌકાએ અમને બધાંને તાર્યાં છે. આ પ્રમાણે કહેતાં કેતુમતીની આંખોમાંથી અશ્રુધારા વહેવા લાગી. અંજનાએ કેતુમતીને આશ્વાસન આપતાં કહ્યું કે, તમે કોઈ પ્રકારનો ખેદ ન કરો. જો અંજના ચાહત તો તે વખતે ગર્વ કરી શકતી હતી અને સાસુને ઉપાલંભ પણ આપી શકતી હતી, પરંતુ અંજના વિચારશીલા હતી એટલા માટે તેણે એમ જ કહ્યું કે, તમારી મારા ઉપર બહુ કૃપા હતી, એટલા જ માટે તમે મારું કહેવું ત્યારે માન્યું ન હતું. જો તમે ત્યારે મારું કહ્યું માની લીધું હોત અને મને ઘર બહાર કાઢી ન હોત તો આજે આ આનંદ પ્રાપ્ત થઇ શકત નહિ ! મારી જે પ્રશંસા થઈ છે તે પણ તમારી કૃપાનું જ પરિણામ છે.

કેતુમતી પહેલાં એમ વિચારતી હતી કે, બધા લોકો અંજનાના પક્ષમાં છે એટલા માટે અંજના હવે વૈરનો બદલો લેશે; પરંતુ અંજનાનું નમ્રતાપૂર્ણ વચન સાંભળી કેતુમતી સમજી ગઈ કે, અંજના પોતાની શક્તિથી બીજાને દુઃખ આપવા ચાહતી નથી.

અંજનાની માફક તમે પણ હૃદયમાં ઉદારતા રાખો અને તમારી શક્તિનો ઉપયોગ બીજાને પતિત કરવામાં ન કરતાં બીજાનું ઉત્થાન કરવામાં કરો. આનું જ નામ ધર્મ છે. આત્મા અજર–અમર છે એ વાતનો ઊંડો વિચાર કરી આ પ્રકારના ધર્મને હૃદયમાં સ્થાન આપો અને પરમાત્માનું બરાબર નામ–સંકીર્તન કરો તો તેમાં કલ્યાણ જ રહેલું છે.

## વ્યાખ્યાન : સંવત ૧૯૯૬ આસો શુદ ૭ ગુરૂવાર

### પ્રાર્થના

'પ્રતિષ્ઠસેન' નરેશ્વર સુત, 'પૃથ્વી' તુમ મહતારી;
સુગણ સ્નેહી સાહબ સાચો, સેવકને સુખકારી.
શ્રી જિનરાજ સુપાસ પૂરો, આશ હમારી. ॥ શ્રી૦ ૧ ॥
—વિનયચંદ્રજી કુંભટ ચોવીશી.

શ્રી સુપાર્શ્વનાથ ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

આ પ્રાર્થનામાં ભક્ત આત્માએ પરમાત્માને નમ્ર વિનંતી કરેલ છે કે, હે પ્રભો! મારી આશાની પૂર્તિ કરો. સંસારમાં પોતાની આશા પૂરી કરાવવા કોણ ચાહતું નથી? બધાય લોકો એજ ચાહે છે. છતાં કોઈ બીજા પાસે આશાની પૂર્તિ નહિ કરાવતાં પરમાત્મા પ્રત્યે જ આશાની પૂર્તિ કરાવનારી પ્રાર્થના શા માટે કરવામાં આવી છે? આ પ્રશ્નનો ઉત્તર એજ આપી શકાય કે, જ્યારે ભક્તોની આશા બીજા કોઈ દ્વારા પૂરી ન થઈ ત્યારે જ તેઓ પરમાત્મા પાસે આશાની પૂર્તિ કરાવવા માટે પ્રાર્થના કરે છે.

ભક્તજન કહે છે કે, સંસારમાં પરમાત્મા સિવાય એવી બીજી કોઈ વ્યક્તિ નથી કે જે મારી આશાની પૂર્તિ કરે. હું જેમને જોઉં છું તેઓ પોતેજ આશાવંત થઇ પોતાની આશાની પૂર્તિ કરાવવા ચાહે છે. આવી અવસ્થામાં તેઓ મારી આશાની પૂર્તિ કેવી રીતે કરી શકે? તેઓ તો પોતાનીજ આશાને પૂરી કરવામાં પ્રવૃત્ત રહે છે. જેમનામાં હવે કોઇ પ્રકારની આશા જ રહેવા પામી નથી એવા આશા રહિત તો કેવળ પરમાત્માજ છે. પરમાત્માદ્વારા જ મારી આશાની પૂર્તિ થઈ શકે એમ છે એટલાજ માટે હું પરમાત્માને આશાની પૂર્તિ કરવા માટે નમ્ર પ્રાર્થના કરૂં છું. આ સિવાય જે વૃક્ષ જેવાં ફળ આપે છે તે વૃક્ષ પાસેથી તેવાંજ ફળની આશા રાખી શકાય. જે પ્રમાણે આંબાના વૃક્ષમાંથી આમ્રફળની જ આશા રાખી શકાય, પણ જો આંબાના વૃક્ષમાંથી લીંબુ-ફળ ચાહિએ અને લીંબુના વૃક્ષમાંથી આંબાનું ફળ ચાહિએ તો ઇચ્છિત ફળ પ્રાપ્ત થઈ શકે નહિ, પરંતુ કલ્પવૃક્ષ જ એવું હોય છે કે જેમાંથી ઇચ્છિત ફળની પ્રાપ્તિ થઈ શકે છે અને એટલાજ માટે વૃક્ષોમાં કલ્પવૃક્ષ સર્વોત્કૃષ્ટ છે. આ જ પ્રમાણે રત્નમાં પણ ચિન્તામણિરત્ન ચિંતા દૂર કરતું હોવાને કારણે સર્વોત્કૃષ્ટ છે. પરમાત્મા પણ કલ્પવૃક્ષ કે ચિંતામણિ રત્ન સમાન હોવાથી તેમની પાસે દરેક પ્રકારની આશાની પૂર્તિ થઈ શકે છે એટલાજ માટે આ પ્રાર્થનામાં પણ કહ્યું છે કેઃ-

'ધર્મ કામ ધન મોક્ષ ઇત્યાદિક મનવાંછિત સુખ પૂરો.'

આ પ્રાર્થનામાં પરમાત્મા પાસેથી ધર્મ અને મોક્ષની સાથે ધનની પણ આશા કરવામાં આવી છે. પરંતુ એક ધન તો એવું હોય છે કે જે ધનના દાસ બનીને ચાહવામાં આવે છે અને બીજું ધનના સ્વામી બનીને ચાહવામાં આવે છે. ધનના સ્વામી બનવાની આવ-

શ્યકતા છે પણ ધનના સ્વામી બનવું એ તો પરમાત્માની કૃપા વિના બની શકે નહિ. જ્યારે પરમાત્માની કૃપા થશે ત્યારે આત્મા સંસારની વસ્તુનો ગુલામ થઇને રહેશે નહિ પણ બધાંનો સ્વામી બનીને રહેશે. જ્યારે વસ્તુઓના દાસત્વમાંથી મુક્ત થવાય અને વસ્તુ ઉપર સ્વામિત્વ પ્રાપ્ત થાય ત્યારે જ એમ સમજવું કે, મેં પરમાત્માની સાચી પ્રાર્થના કરી છે અથવા પરમાત્માની મારા ઉપર કૃપા ઉતરી છે. સંસારની વસ્તુઓની ગુલામીમાંથી જ્યારે મુક્ત થવાય છે ત્યારે જ આત્માનું કલ્યાણ થઈ શકે છે. આથી વિરુદ્ધ જો આત્મા સંસારની વસ્તુઓનો દાસ બનતો જાય, તો આ દાસત્વને પરિણામે આત્માનું એટલું બધું પતન થાય છે કે તે જ્યાં એક શરીરમાં અનંત જીવ પેદા થાય છે એવી નિગોદની સ્થિતિને પ્રાપ્ત થાય છે. આત્માને આ દુઃખદ સ્થિતિ પુદ્‌ગલોની ગુલામીને કારણે જ પ્રાપ્ત થાય છે. જો આત્માને આ દુઃખદ સ્થિતિમાં જતાં બચાવવો હોય અને પુદ્‌ગલોની ગુલામીમાંથી મુક્ત કરી સ્વતંત્ર બનાવવો હોય તો તેનો એકજ ઉપાય છે કે તમે ઇન્દ્રિયોને વશમાં કરો અને પ્રકૃતિને જીતો. જે પ્રકૃતિ તથા ઇન્દ્રિયોને વશમાં રહેશે તે વસ્તુઓનો પણ ગુલામ બન્યો રહેશે પણ જેઓ પ્રકૃતિ તથા ઇન્દ્રિયોને વશમાં રાખે છે તેઓ વસ્તુના ગુલામ બનતા નથી પણ સ્વતંત્ર બને છે. આત્માને સ્વતંત્ર બનાવવા માટે જ પરમાત્માની પ્રાર્થના કરવામાં આવે છે. હવે આત્મા સ્વતંત્ર કેવી રીતે બની શકે એ વાત શાસ્ત્રદ્વારા સમજાવું છું:—

## સમ્યક્ત્વ પરાક્રમ—બોલ ૭૧ મો

આત્માને સ્વતંત્ર બનાવવા માટેજ સમ્યક્ત્વમાં પરાક્રમ કરવા વિષે શાસ્ત્રમાં કહેવામાં આવ્યું છે. સમ્યક્ત્વમાં પુરુષાર્થ કરવો તેજ સાચો પુરુષાર્થ છે.

પરાક્રમ, શક્તિ–સામર્થ્ય કે પુરુષાર્થ તો પ્રત્યેક જીવાત્મામાં રહેલાં છે, પરંતુ વિશ્વમાં તેનો ઉપયોગ જુદી જુદી રીતે, જુદા જુદા રૂપે થતો હોય એમ જોવામાં આવે છે. જે શસ્ત્ર અન્ય ઉપર ન વાપરતાં પોતા ઉપર જ વાપરે છે તે શૂર ન ગણાતાં મૂર્ખમાં ખપે છે. તે જ પ્રમાણે પ્રાપ્ત થએલાં તરવાનાં સાધનોથી જે પોતાની મેળે સંસારમાં ડૂબે છે તે બાલજીવ કહેવાય છે.

જ્યારે આ બાલભાવ મટે છે ત્યારે સાથે સાથે તેની દૃષ્ટિ પણ પલટાય છે. આ દૃષ્ટિને જૈનદર્શન સમકિત–દૃષ્ટિ કહે છે. આ દૃષ્ટિ પામ્યા પછી જે પુરુષાર્થ થાય છે તેજ સાચો પુરુષાર્થ છે.

જીવનનો સાચો પુરુષાર્થ ફેરવવા માટે શાસ્ત્રકારોએ સમ્યક્ત્વ–પરાક્રમ નામના અધ્યયનમાં ૭૩ ઉપાયો બતાવવામાં આવેલ છે. આ ૭૩ ઉપાયોમાંથી ૭૦ ઉપાયો વિષે તો વિસ્તૃત વિવેચન કરવામાં આવેલ છે. ૬૭ થી ૭૦ સુધીના બોલમાં કષાયનો ત્યાગ કરવા વિષે કહેવામાં આવેલ છે. કષાયનો ત્યાગ, રાગદ્વેષ તથા મિથ્યાત્વનો ત્યાગ કરવામાં આવે નહિ ત્યાંસુધી થઈ શકે નહિ. એટલા માટે હવે ગૌતમ સ્વામી રાગદ્વેષ–મિથ્યાત્વના ત્યાગ વિષે મહાવીર ભગવાનને પ્રશ્ન પૂછે છે કે:–

### બોલ ૭૧ મો

**(૭૧) पिज्जदोसमिच्छादंसणविजएणं भंते ! जीवे किं जणयइ ?**

અર્થાત્-હે ભગવાન ! રાગદ્વેષ તથા મિથ્યાદર્શન ઉપર વિજય મેળવવાથી જીવાત્માને શો લાભ થાય છે ? આ પ્રશ્નના ઉત્તરમાં મહાવીર ભગવાને ફરમાવ્યું કે:-

**पिज्जदोसमिच्छादंसणविजएणं नाणदंसणचरित्ताराहणयाए अब्भुट्ठेइ अट्ठविहस्स कम्मस्स कम्मगण्ठिविमोयणयाए तप्पढमयाए जहाणुपुव्वीए अट्ठवीसविहं मोहणिज्जं कम्मं उग्घाएइ, पञ्चविहं नाणावरणिज्जं नवविहं दंसणावरणिज्जं पंचविहं अन्तराइयं, एए तिन्नि वि कम्मंसे जुगवं खवेइ, तओ पच्छा अणुत्तरं कसिणं पडिपुण्णं निरावरणं वितिमिरं विसुद्धं लोगालोगप्पभावं केवलवरनाण दंसणं समुप्पाडेइ; जाव सजोगी भवइ, ताव इरियावहियं कम्मं निबंधइ सुहफरिसं दुसमयठिइयं, तं पढमसमए बद्धं, बिइयसमये वेइयं तइयसमये निज्जिण्णं, तं बद्धं पुट्ठं उदीरियं वेइयं निज्जिण्णं सेयाले य अकम्मं यावि भवइ ॥ ७१ ॥**

અર્થાત્-હે ગૌતમ ! રાગ-દ્વેષ તથા મિથ્યાદર્શનને જીતવાથી સર્વપ્રથમ તો જ્ઞાન, દર્શન અને ચારિત્રની આરાધનામાં તે જીવાત્મા ઉદ્યમી બને છે, અને પછી આઠ પ્રકારનાં કર્મોની ગાંઠથી મૂકાવા માટે ક્રમપૂર્વક અઠ્ઠાવીસ પ્રકારનાં મોહનીય કર્મોનો ક્ષય કરે છે. અને ત્યારબાદ પાંચ પ્રકારનું જ્ઞાનાવરણીય કર્મ, નવ પ્રકારનું દર્શનાવરણીય કર્મ અને પાંચ પ્રકારનું અંતરાય કર્મ એ ત્રણેય કર્મો એકી સાથે ખપાવે છે અને ત્યારબાદ શ્રેષ્ઠ, સંપૂર્ણ, આવરણ રહિત, અંધકાર રહિત, વિશુદ્ધ અને લોકાલોકમાં પ્રકાશિત એવાં કેવળજ્ઞાન તથા કેવળદર્શનને પામે છે. કેવળજ્ઞાની તથા કેવળદર્શની થયા પછી જ્યાંસુધી સયોગી હોય છે ત્યાંસુધી ઇર્યાપથિક કર્મ બાંધે છે. તે કર્મનો સ્પર્શ માત્ર બે સમયની સ્થિતિવાળો અને સુખકર હોય છે. તે કર્મ પહેલે સમયે બંધાય છે, બીજે સમયે વેદાય છે અને ત્રીજે સમયે નષ્ટ થાય છે. પહેલે સમયે (ક્ષણે) તે કર્મ બંધાયું, બીજે સમયે વેદાયું અને ત્રીજે સમયે છેવટે નષ્ટ થયું, એટલે ચોથે સમયે તો તે જીવાત્મા કર્મરહિત થાય છે.

શાસ્ત્રમાં કહ્યું છે કે, रागो य दोसो वि य कम्मबीयं-અર્થાત્ રાગ અને દ્વેષ એ બન્ને કર્મબીજ છે. સંસારમાંથી મુક્ત થવા માટે આ કર્મબીજને દગ્ધ કરી નાંખવા આવશ્યક છે. દ્વેષને જીતવો જેટલો મુશ્કેલ છે તેથી વિશેષ રાગને જીતવો મુશ્કેલ છે. જ્ઞાન, દર્શન તથા ચારિત્રની સમ્યક્ આરાધના કરવામાં રાગ-દ્વેષ તથા મિથ્યાત્વ એ ત્રણેય બાધકભૂત છે. અત્રે રાગ-દ્વેષ તથા મિથ્યાત્વને એક સાથે બતાવીને કારણ-કાર્યભાવનો સંબંધ પણ બતાવવામાં આવેલ છે.

રાગ-દ્વેષને બાહ્યદૃષ્ટિએ જીતી લેવા માત્રથી કાંઈ રાગ-દ્વેષ ઉપર વિજય પ્રાપ્ત થયો છે એમ કહી શકાય નહિ. જ્યારે સમ્યક્ જ્ઞાન, દર્શન તથા ચારિત્રની સમ્યક્ આરાધના થાય ત્યારે જ સમજવું કે રાગ-દ્વેષ ઉપર વિજય પ્રાપ્ત થયો છે. જો સમ્યક્ જ્ઞાન, દર્શન તથા ચારિત્રની બરાબર આરાધના ન થાય તો રાગ-દ્વેષ તથા મિથ્યાત્વને કેવળ લોકોને બતાવવા માટે જ જીતવામાં આવેલ છે પરંતુ વાસ્તવમાં તે ઉપર વિજય પ્રાપ્ત કરવામાં આવ્યો નથી.

જે કામ કરવામાં કષ્ટ સહેવું પડતું નથી તે કામ કરવા માટે લોકો તૈયાર થઇ જાય છે. પરંતુ જે કામ કરવામાં કષ્ટ સહેવાં પડે છે તે કામ કરવા લોકો તૈયાર થતા નથી. જેમકે એકેન્દ્રિય જીવની રક્ષા કરવી એ પણ શાસ્ત્રસમ્મત છે પરંતુ એકેન્દ્રિય જીવની રક્ષા કરવામાં જેટલો પુરુષાર્થ કરવો પડે છે તેથી ઘણો વધારે પુરુષાર્થ પંચેન્દ્રિય જીવોની રક્ષા કરવા માટે કરવો પડે છે. અને પંચેન્દ્રિયમાં પણ પશુઓની અપેક્ષાએ મનુષ્યની રક્ષા કરવામાં તો સૌથી વધારે પુરુષાર્થ કરવો પડે છે. જીવત્વની દૃષ્ટિએ તો એકેન્દ્રિય પણ જીવ છે અને પંચેન્દ્રિય પણ જીવ છે. પરંતુ પંચેન્દ્રિય અને તેમાંય વિશેષતઃ મનુષ્યની રક્ષા કરવામાં રાગ-દ્વેષને અધિક પ્રમાણમાં જીતવો પડે છે. એટલા માટે બધાંય પ્રાણીઓમાં સર્વપ્રથમ મનુષ્ય રક્ષાપાત્ર છે. પરંતુ આજે તો ઊલટી પદ્ધતિ ચાલી રહી છે. આજે લોકો એકેન્દ્રિય જીવની રક્ષા કરવા માટે તો તૈયાર થઇ જાય છે પણ પંચેન્દ્રિય અને તેમાંય મનુષ્યની રક્ષા કરવા પ્રત્યે ઉપેક્ષા બતાવે છે. એક બકરાને છોડાવીને પાંજરાપોળમાં મોકલી દેવો એ કામ સરળ છે, એટલા માટે તેની રક્ષા કરવા તો લોકો તૈયાર થઇ જાય છે, પરંતુ મનુષ્યની રક્ષા કરવાના સમયે વિચાર કરે છે. બકરાને તો પાંજરાપોળમાં મોકલી દઈ પોતાની જવાબદારીથી મુક્ત થઇ જાય છે. પરંતુ વાસ્તવમાં રાગ-દ્વેષને અધિક પ્રમાણમાં ક્યાં જીતવામાં આવે છે તેનો વિચાર કરો. બકરાની રક્ષા કરવામાં રાગ-દ્વેષને વધારે જીતવો પડે છે કે મનુષ્યની રક્ષા કરવામાં રાગ-દ્વેષને વધારે જીતવો પડે છે તેનો વિવેક કરો. કદાચ લોકો મનુષ્ય પ્રતિ દયા બતાવે છે, તો પૈસો-અડધો પૈસો આપીને પોતાની આગળની જવાબદારીથી બચી જાય છે પણ અમારી મનુષ્ય પ્રત્યે જવાબદારી છે તેનો ઊંડો વિચાર કરતા નથી. વાસ્તવમાં મનુષ્યની દયા કેવી રીતે કરી શકાય તથા મનુષ્યની દયા કરવામાં પોતા ઉપર કેટલી જવાબદારી રહેલી છે એ વાતને એક સાંભળેલા ઉદાહરણ-દ્વારા વિશેષ સ્પષ્ટ કરું છું:-

કહેવામાં આવે છે કે, અમેરિકામાં બે મિત્રો ગિરજાઘર (ઈશુ મંદિર) જઈ રહ્યા હતા. આ ગિરજાઘરની બહાર કેટલાક લૂલાં-લંગડા ભિખારીઓ પડેલા હતા. એક લંગડાને જોઈ એક મિત્રને તે લંગડા માણસ ઉપર દયા આવી. દયા તો બન્ને મિત્રોના હૃદયમાં પેદા થઇ હતી પરંતુ એક મિત્રે પોતાની દયાને સફળ કરવા માટે ખીસ્સામાંથી થોડા પૈસા કાઢી તે લંગડાને આપી દીધાં. આ જોઈ બીજા મિત્રે પેલા મિત્રને કહ્યું કે, તમે આ લંગડા માણુસ ઉપર દયા તો કરી પણ આ તો આખરે ભિખારી જ રહ્યો. તમારા હૃદયમાં દયા પેદા થવા છતાં અને પૈસા આપવા છતાં પણ તે ભિખારીનું ભિખારીપણું મટી શકયું નહિ!

સાંભળ્યું છે કે, મુંબઇ, કલકત્તા આદિ મોટા શહેરોમાં લોકો પ્રાયઃ આંધળાને પૈસા આપે છે, આંખવાળા ભિખારીને ઓછા પૈસા આપે છે. એટલા માટે અનેક ભિખારીઓ પોતાનાં બાળકોની આંખો એટલા જ કારણે ફોડી નાંખે છે કે, જો પોતાના બાળકો આંધળા થઈ જશે તો લોકો તેમને પૈસા આપશે!

બીજા મિત્રે પેલા પૈસા આપનાર મિત્રને કહ્યું કે, જો વાસ્તવમાં આપણામાં તે ભિખારીઓ પ્રત્યે અનુકંપા હોય તો આપણે કેવળ પૈસા આપીને જ છૂટા થઈ જવું ન જોઇએ પણ તે ભિખારીનું ભિખારીપણું દૂર કરવા માટે પ્રયત્ન પણ કરવો જોઇએ. તમે પૈસાનું

મમત્વ તો તે ભિખારી ઉપર અનુકંપા કરીને ઊતાર્યું છે પણ તમે સાચી દયાનો પરિચય આપ્યો નથી.

પે'લા મિત્રને આ પ્રમાણે કહી બીજો મિત્ર તે લંગડા ભિખારીને પોતાના ઘેર લઈ ગયો અને લંગડાને યોગ્ય બનાવટી પગ પહેરાવી હરતો-ફરતો કરી દીધો અને પછી તેને કોઈ કામ શીખડાવીને એવો યોગ્ય બનાવી દીધો કે જેથી તેણે પુનઃ ભીખ માંગવી ન પડે.

આ ઘટના ઉપરથી તમે વિચાર કરો કે, તે બન્ને મિત્રોમાંથી કયા મિત્રની અનુકંપા સારી તેમજ ઉચ્ચ છે? આ પ્રશ્નનો એજ નિશ્ચિત ઉત્તર મળશે કે, જેમણે રાગ-દ્વેષને જીતવાનો વિશેષ પુરુષાર્થ કર્યો છે તેમની જ દયા ઉચ્ચ છે. શાસ્ત્રની દૃષ્ટિએ એકેન્દ્રિય કે પંચેન્દ્રિય પ્રાણીનો કાંઈ ભેદ નથી. પરંતુ જેટલા પ્રમાણમાં મોટા પ્રાણીઓની દયા કરવામાં આવશે તેટલા પ્રમાણમાં રાગ-દ્વેષને વિશેષ જીતવો પડશે.

કહેવાનો આશય એ છે કે, લોકો ઉપરથી તો રાગ-દ્વેષને જીતવાની વાતો કરે છે પરંતુ રાગ-દ્વેષ ઉપર વિજય પ્રાપ્ત થયો છે એમ ત્યારે જ માની શકાય કે જ્યારે સમ્યક્-જ્ઞાન, દર્શન તથા ચારિત્રની સમ્યક્ આરાધના થાય. ઉપરથી તો રાગ-દ્વેષને જીતવાની વાત કહેવી અને અંદરથી ક્રોધ કરવો કે બીજાના દ્વેષથી બળવું એ રાગ-દ્વેષ ઉપર વિજયપ્રાપ્તિનું ચિન્હ નથી. જ્યારે આત્મા અંદરથી શાન્ત રહે અને બહારથી પણ શાન્ત રહે ત્યારે સમજવું કે રાગ-દ્વેષ ઉપર વિજય પ્રાપ્ત કર્યો છે.

એક માણસે ત્રણ માણસોને ગાળો ભાંડી. ગાળ સાંભળી એક માણસે વિચાર્યું કે, ગાળ શું છે એજ હું જાણતો નથી. ગાળ આપનાર વાસ્તવમાં મને ગાળ આપતો નથી પણ ઉપદેશ આપે છે. તે મને લુચ્ચો કહે છે, એટલે મારામાં લુચ્ચાઈ હોય તો મારે તે લુચ્ચાઈને દૂર કરવી જોઈએ. જો મારામાં ખરેખર લુચ્ચાઈ છે અને તે માણસ મારી લુચ્ચાઈની નિંદા કરે છે તો એમાં શું ખોટું છે? આ પ્રમાણે વિચાર કરી પેલો માણસ શાન્ત રહ્યો. તેણે પોતાના હૃદયમાં જરાપણ દ્વેષપૂર્ણ વિચાર કર્યો નહિ. બીજા માણસે કહ્યું કે, આ મને ગાળો ભાંડે છે. આ પ્રમાણે કહી તેણે ગાળો આપનારને દંડ આપ્યો. ત્રીજા માણસને ગાળ અસહ્ય તો લાગી પરંતુ તેણે વિચાર્યું કે, ગાળ આપનાર બળવાન છે અને હું નિર્બળ છું એટલા માટે હું તેને કાંઈ કહીશ તો તે મને મારશે. આ ત્રણેય પ્રકારના મનુષ્યોમાંથી તમે કોને સારો અને કોને ખરાબ કહેશો? આ પ્રશ્નના જવાબમાં તમે કદાચ એમ કહેશો કે, પહેલા માણસે તો પૂર્ણ અહિંસાનું પાલન કર્યું છે અને ગાળના સંબંધમાં રાગદ્વેષને જીતી લીધો છે જ્યારે ત્રીજા માણસે તો અહિંસાનો કેવળ ઢોંગ જ બતાવ્યો છે. વાસ્તવમાં તેનામાં અહિંસા નથી. તેણે પ્રકટમાં તો ક્રોધને જીત્યો છે પરંતુ સાચી રીતે નહિ પણ બનાવટી રીતે જીત્યો છે. કારણ કે તેના હૃદયમાં ક્રોધ અને બદલો લેવાની ભાવના છે પરંતુ અશક્તિને કારણે તે ચૂપ રહ્યો છે. આ પ્રકારની અહિંસા કે ક્ષમા તમોગુણી છે. પે'લા માણસે જે અહિંસા તથા ક્ષમાનો પરિચય આપ્યો હતો તે ક્ષમા અને અહિંસા સત્ત્વગુણી હતી.

જ્યારે હૃદયમાં રાગદ્વેષ કે ક્રોધ પેદા ન થાય પણ અપૂર્વ શાન્તિ રહે તો તે ક્ષમા સત્ત્વગુણી કહેવાય છે. જ્યારે હૃદયમાં સત્ત્વગુણી ક્ષમા રહે ત્યારે જ જીવનમાં સમ્યક્જ્ઞાન, દર્શન તથા ચારિત્રની પર્યાયો પેદા થાય છે. એટલા માટે જો તમે સિદ્ધાન્તાનુસાર રાગદ્વેષને

જીતવા ચાહો છો તો તમે કેવળ બહારથી જ રાગ-દ્વેષને જીતવામાં રહો નહિ પણ અંદરથી પણ રાગદ્વેષને જીતવાનો સક્રિય પ્રયત્ન કરો. જો તમે અંદરથી તેમજ બહારથી રાગદ્વેષને જીતશો તો તમારું આત્મકલ્યાણ અવશ્ય થઈ શકશે. રાગદ્વેષને કેવી રીતે જીતી શકાય છે અને તેને જીતવાથી જીવાત્માને શો લાભ થાય છે એનો વિચાર ઘણો લાંબો છે અને અત્યારે સમય ઘણો ઓછો છે, એટલા માટે આ ગહન શાસ્ત્રીય વિષય ઉપર આજે વિશેષ વિચાર ન કરતાં અંજનાએ કેવી રીતે રાગદ્વેષને જીતી આત્મકલ્યાણ સાધ્યું એ વિષે હવે કહું છું:-

## સતી અંજના ચરિત્ર-૨૨

અંજનાએ રાગ-દ્વેષને જીત્યો હતો એટલા જ માટે તે સુખ-દુઃખમાં સમભાવ રાખી શકી હતી. કેતુમતી ઉપર અંજનાને ક્રોધ પેદા થાય એ સ્વાભાવિક હતું પરંતુ અંજનાએ ક્રોધ નહિ કરતાં કેતુમતીનો ઊલટો ઉપકાર માન્યો. તે કહેતી હતી કે, સાસુએ મારી પરીક્ષા કરી છે. શેરડીની પ્રશંસા ત્યારે જ કરવામાં આવે છે કે જ્યારે તે ઘાણીમાં પીલાવવા છતાં મીઠીજ રહે છે. સોનાની પ્રશંસા પણ ત્યારે જ કરવામાં આવે છે કે જ્યારે તે સોનું ताप्-कष्-छेद् દ્વારા શુદ્ધ થાય છે. જે પ્રમાણે વિપત્તિઓ સહેવા છતાં પણ સોનું તથા શેરડી પોતાનાં ગુણોનો ત્યાગ કરતાં નથી, તે જ પ્રમાણે અંજનાએ પણ વિચાર કર્યો કે, મારે પણ મારાં ગુણોનો ત્યાગ કરવો જોઈએ નહિ. અંજનાના આ વિવેકપૂર્ણ વ્યવહારનો પ્રભાવ શું બીજા લોકો ઉપર પડયો નહિ હોય? અંજનાની ઉદારતા જોઈ બધા લોકોએ એ જ વિચાર કર્યો હશે કે, અંજનામાં શક્તિ હોવા છતાં તેણે સાસુ પ્રત્યે ક્ષમા તેમજ ઉદારતાનો જ વ્યવહાર કર્યો. શક્તિ હોવા છતાં ક્ષમા કરવી એજ સાચી ક્ષમા છે.

બધાએ પરસ્પર શંકાનું સમાધાન તથા ક્ષમાનું આદાનપ્રદાન કર્યા બાદ કેતુમતીએ પ્રહ્‌લાદ રાજાને કહ્યું કે, હવે પવનકુમાર દરેક રીતે યોગ્ય બનેલ છે, અંજના પણ યોગ્ય છે અને વિશેષમાં આપણે ત્યાં પૌત્રરત્નની પ્રાપ્તિ પણ થઈ છે, એટલા માટે આપણે હવે સંસાર-વ્યવહારમાં ફસાએલા રહેવું ન જોઈએ પણ આત્માનું કલ્યાણ કરવું જોઈએ. આપણા ઉપર અત્યારે જે કર્તવ્યભાર છે તે પવનકુમાર તથા અંજનાને સોંપી દઈ આપણે આત્મકલ્યાણમાં સંલગ્ન થવું જોઈએ.

પહેલાંના લોકો પુત્ર યોગ્ય થતાં જ પોતાના ગૃહસ્થજીવનનો ભાર પુત્રને સોંપી દઈ આત્માનું કલ્યાણ કરવામાં સંલગ્ન થઈ જતા હતા. તેઓ મરણાંત સુધી અત્યારની માફક સાંસારિક કામોમાં હાય-વોય કરી મરતા ન હતા. તેમના ત્યાગનો પ્રભાવ પોતાનાં સંતાન ઉપર પણ પડતો અને પરિણામે સંતાન પણ એજ ત્યાગના આદર્શને અનુસરતા. પરંતુ અત્યારે તો પુત્ર-પૌત્ર યોગ્ય થવા છતાં લોકો મરણાંત સુધી સાંસારિક કામોમાં ફસ્યા રહે છે અને હાય-વોય કરી મરણને શરણ થાય છે. માતા-પિતાના આ કાર્યનો પ્રભાવ સંતાન ઉપર પણ પડ્યા વગર રહેતો નથી અને પરિણામે સંતાન પણ સાંસારિક કાર્યોમાં ફસાઈ રહેવાનું પસંદ કરે છે અને છેવટે તે પણ ઝૂરી ઝૂરીને મરે છે. જો માતા-પિતા ત્યાગના આદર્શને અનુસરે તો સંતાન પણ ત્યાગનું મહત્ત્વ જાણી ત્યાગને અપનાવશે. એક માણસ સંસારમાં હાય-વોય કરી મરવાનો આદર્શ પોતાનાં સંતાન આગળ ઉપસ્થિત કરે છે અને બીજો માણસ સંતાનની સામે ત્યાગનો આદર્શ ઉપસ્થિત કરે છે. આ બન્નેમાં પોતાનાં સંતાનની આગળ કોણ ઉચ્ચ આદર્શ ઉપસ્થિત કરે

છે? આ પ્રશ્નના જવાબમાં તમે એજ કહેશો કે, જેમણે ત્યાગનો આદર્શ ઉપસ્થિત કર્યો છે તેણે જ સારૂં કામ કર્યું છે. જો વાસ્તવમાં તમને આ વાત સારી લાગતી હોય તો તમે પણ સંતાનની સામે ત્યાગનો આદર્શ ઉપસ્થિત કરો.

રાજા પ્રહ્‌લાદ પવનકુમારને રાજપાટ સોંપીને કેતુમતીની સાથે આત્માનું કલ્યાણ કરવા વનમાં ગયા. માતા–પિતા વનમાં ગયા બાદ પવનકુમારે અંજનાને કહ્યું કે, હવે આપણી ઉપર રાજ્યનો કર્તવ્યભાર આવી પડયો છે એટલા માટે આપણે હવે શું કરવું જોઇએ? અંજનાએ જવાબ આપ્યો કે, આપણી સમક્ષ માતા–પિતાએ ત્યાગનો જે આદર્શ ઉપસ્થિત કર્યો છે તે આદર્શ પ્રમાણે આપણે પણ કોઈ દિવસે હનુમાન કુમારને રાજ–પાટ સોંપી આત્મ-કલ્યાણ કરવું જોઇએ. અંજનાએ આ પ્રમાણે પોતાના હૃદયમાં રહેલી ઉચ્ચ ભાવના વ્યક્ત કરી, પણ એવી ખરાબ ભાવના ન કરી કે માતા–પિતા જંગલમાં ગયા છે એટલા માટે આપણે હવે સ્વતંત્ર થયા છીએ અને તેથી હવે આપણે સ્વતંત્રતાપૂર્વક રહી શકશું. આ પ્રમાણે ખરાબ ભાવના ન ભાવતાં ઉચ્ચ ભાવના ભાવવાને કારણે જ અંજના મહાસતી બની શકી હતી.

પવનકુમાર તથા અંજના હનુમાનને યોગ્ય શિક્ષા આપવા લાગ્યા.

અત્રે કોઈ એવો પ્રશ્ન પૂછી શકે કે, પ્રહ્‌લાદ રાજા પવનકુમારને રાજ–પાટ સોંપીને જંગલમાં ગયા, અને પવનકુમાર હનુમાનને રાજ–પાટ સોંપીને જવાનો વિચાર કરે છે, તો પહેલેથી જ શા માટે રાજ–પાટનો ત્યાગ કરી સંયમ સ્વીકારતા નથી? આ કથનનો ઉત્તર એ છે કે, શાસ્ત્રમાં પણ કહ્યું છે કે, પુત્રને રાજ્યાસન ઉપર સ્થાપિત કર્યા બાદ દીક્ષા લીધી. શાસ્ત્રના આ ઉલ્લેખમાં ઘણું રહસ્ય રહેલું છે. શાસ્ત્રના આ ઉલ્લેખ ઉપરથી એ સ્પષ્ટ જણાય છે કે, સંસારનો ભાર કોઇને સોંપ્યા વિના ઉતારીને ભાગી જવું એમાં બુદ્ધિમત્તા નથી. આમ કરવાથી પોતાના આત્માનું તો કલ્યાણ થશે પરંતુ પોતાની ઉપર જે ભાર હતો તેને કોઇને સોંપ્યા વિના ઉતારી ફેંકી દેવાથી બીજા ઉપર તેની શી અસર પડશે? આ વાતને દૃષ્ટિમાં રાખીને જ પોતા ઉપર જે ભાર હોય છે તેની ઉચિત વ્યવસ્થા કર્યા બાદ જ સંયમ લેવામાં આવતો હતો. શાસ્ત્રમાં આવો જ આદર્શ ઉલ્લિખિત થએલો જોવામાં આવે છે. આનંદ શ્રાવકે પણ પોતાના કુટુંબ–પરિવારના લોકોને એકત્રિત કરી તથા ભોજન આપીને કહ્યું હતું કે, હવેથી મારા પુત્રને મારા સ્થાન ઉપર મૂકું છું એટલા માટે હવે જે કાંઈ પૂછવું હોય તે મારા પુત્રને પૂછશો. હવે હું મારા પુત્રને મારા સ્થાને મૂકી હું ભગવાન મહાવીરના માર્ગે જાઉં છું. આ પ્રમાણે આનંદ શ્રાવકે આગળ–પાછળની ઉચિત વ્યવસ્થા કર્યા બાદ જ અગ્યાર પ્રતિમા ધારણ કરી હતી. શાસ્ત્રકારો આનંદશ્રાવકના ચરિત્રને આદર્શ બતાવે છે. વ્યક્તિગત વાત જુદી છે પણ સમુચ્ચયરૂપે તો આ જ રાજમાર્ગ છે. શાસ્ત્રમાં બતાવેલા આ રાજમાર્ગ ઉપર જવાના વિચારથી જ પવનકુમાર તથા અંજના પણ હનુમાનને રાજ–પાટ સોંપી સંયમથી આત્માનું કલ્યાણ કરવાની શુભ ભાવના ભાવતા હતા.

પવનકુમારના આ આદર્શને તમે પણ દૃષ્ટિ સમક્ષ રાખો અને પુત્ર યોગ્ય થતાં જ તેને કર્તવ્યનો ભાર સોંપી તમે આત્મ–કલ્યાણ કરવાનો માર્ગ સ્વીકારો તો તેમાં તમારૂં હિત જ રહેલું છે. તૃષ્ણામાં ફસાઈ જઈ આખરે હાય–વોય કરી મરવું એ તો પોતાની સાથે કુટુંબનું પણ અહિત કરવા બરાબર છે.

પવનકુમાર રાજ્ય કરતા હતા ત્યારે વરુણ અને રાવણની વચ્ચે પાછો ઝગડો પેદા થઈ ગયો. વાસુદેવના આધીનસ્થ રાજાઓ તો શાન્ત રહે છે પરંતુ પ્રતિ વાસુદેવના રાજ્યમાં એક પછી એક એમ ઝગડાની પરંપરા ચાલ્યા જ કરે છે. રાવણે વરુણને દબાવવા માટે પોતાની શક્તિનો ઉપયોગ કર્યો પરંતુ તે વરુણને જીતી ન શકયો. ત્યારે કોઇએ રાવણને કહ્યું કે, વરુણને જીતવા માટે પવનકુમાર રાજાને સહાયતામાં બોલાવો કારણ કે પહેલાં પણ પવનકુમારે જ વરુણને પરાસ્ત કર્યો હતો.

રાવણને પવનકુમારને બોલાવવાની વાત પસંદ પડી. તેણે પવનકુમારને બોલાવવા માટે કહેણ મોકલાવ્યું. પવનકુમાર જો કે ધર્મના જાણકાર હતા પરંતુ સ્વામીની આજ્ઞાનું પાલન કરવું પણ આવશ્યક માનતા હતા. વર્ણનાગ નત્તુઆ શ્રાવક હતો અને બેલે બેલે પારણા કરતો હતો છતાં જ્યારે ચેડા રાજા તરફથી યુદ્ધમાં જવાનું કહેણ આવ્યું ત્યારે તે પારણું કરવા નહિ રોકાતાં સ્વામીની આજ્ઞાનું પાલન કરવા માટે, બે ઉપવાસના ત્રણ ઉપવાસ કરી, યુદ્ધ કરવા ગયો. આ પ્રમાણે પહેલાંના લોકો પોતાનો જ સ્વાર્થ ન જોતાં સ્વામીની આજ્ઞાનું પાલન કરવું એ પણ પોતાનું કર્તવ્ય માનતા હતા.

રાવણનું કહેણ આવવાથી પવનકુમાર યુદ્ધમાં જવા માટે તૈયાર થયા. હનુમાનને ખબર પડી કે, પિતાજી રાવણ રાજા તરફથી વરુણની સાથે યુદ્ધ કરવા માટે જઈ રહ્યા છે. તેમણે વિચાર્યું કે, મારા હોવા છતાં પિતાએ યુદ્ધમાં જવાની શી જરૂર છે ? પિતા જ્યારે પોતાના પિતાને અટકાવીને પોતે યુદ્ધ કરવા ગયા હતા તો હું પિતાને યુદ્ધમાં જવા દઉં અને ઘરમાં બેસી રહું એ કેમ બની શકે ? આ પ્રમાણે વિચાર કરી હનુમાન પવનકુમારની પાસે જઈ કહેવા લાગ્યા કે, તમે યુદ્ધમાં શા માટે જઇ રહ્યા છો ? જ્યારે હું યુદ્ધમાં જવા માટે ઉપસ્થિત છું ત્યારે તમારે યુદ્ધમાં જવાની શી જરૂર છે ? યુદ્ધમાં તો હું જઇશ.

હનુમાનનું આ વચન સાંભળી પવનકુમારે કહ્યું કે, બેટા ! હજી તું બહુ નાનો છે. યુદ્ધ કરવા તથા શત્રુઓનાં આઘાત સહેવાને તું હજી યોગ્ય થયો નથી એટલા માટે હું તને આટલી નાની અવસ્થામાં યુદ્ધમાં કેવી રીતે મોકલી શકું ? હનુમાને જવાબમાં કહ્યું કે, તમે મને નાનો ન માનો. ભલે હું ઉંમરમાં નાનો હોઉં પણ મારું પરાક્રમ મોટા માણસથી જરાપણ ઓછું નથી. જે પ્રમાણે અંકુશ નાનું હોય છે છતાં તે મહોન્મત્ત હાથીને પણ પોતાના વશમાં કરી શકે છે તે જ પ્રમાણે હું પણ વરુણને વશમાં કરી લઈશ. માટે તમે મને યુદ્ધમાં જવાની આજ્ઞા આપો.

હનુમાનનું કથન સાંભળી પવનકુમારે વિચાર્યું કે, હનુમાન બાલક હોવા છતાં વીર છે. તેનાં વચનોમાંથી જ વીરતા ટપકે છે. સિદ્ધાન્તમાં પણ કહ્યું છે કે, વીર અને કાયરનાં વચનો ઉપરથી જ વીરતા અને કાયરતા જણાઈ આવે છે.

હવે હનુમાનકુમાર કેવી રીતે યુદ્ધ કરવા માટે જાય છે તે વિષે હવે પછી વિચાર કરવામાં આવશે.



## વ્યાખ્યાનઃ સંવત્ ૧૯૯૬ આસો શુદ ૯ શનિવાર.

### પ્રાર્થના

**કાકંદી નગરી ભલી હો, શ્રી સુગ્રીવ નૃપાલ,**
**રામા તસુ પટરાયની હો, તસ સુત પરમ કૃપાલ;**
**શ્રી સુવિધિ જિણેસર વંદિએ હો.**

—વિનયચંદ્રજી કુંભટકૃત ચોવીશી.

શ્રી સુવિધિનાથ ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

આ પ્રાર્થનામાં કહેવામાં આવ્યું છે કે, 'સુવિધિનાથ ભગવાન વંદનીય છે એટલા માટે તેમને વંદન કરો.' જે આવરણો આત્માને ઢાંકી રાખે છે તે આવરણોને સુવિધિનાથ ભગવાને નષ્ટ કરી નાંખ્યાં છે અને નિરાવરણ ધર્મને પ્રાપ્ત કર્યો છે એટલા માટે તેઓશ્રી વંદનીય છે.

જે વ્યક્તિ કર્માવરણોથી મુક્ત થવા ચાહે છે તે વ્યક્તિ સુવિધિનાથ ભગવાનને અવશ્ય વંદન-નમસ્કાર કરશે. માનો કે એક માણસ બંધનમાં પડેલો છે અને બીજો માણસ બંધનથી મુકત થએલો છે. હવે જે માણસ બંધનોથી બદ્ધ છે તે માણસ બંધનોથી મુક્ત થવા માટે બંધનમુક્ત વ્યક્તિની જ પ્રાર્થના કરશે. આ જ પ્રમાણે જીવાત્મા તો કર્મબંધનોથી બદ્ધ છે અને પરમાત્મા કર્મબંધનોથી મુક્ત છે. એટલા માટે જે જીવાત્મા કર્મબંધનોથી મુક્ત થવા ચાહે છે તે પરમાત્માની પ્રાર્થના કરે છે અને તેમને વંદન કરી નમ્રભાવે કહે છે કે, 'હે પ્રભો! હું કર્મબંધનોથી બદ્ધ છું એટલા માટે મને કર્મબંધનોથી મુક્ત કરો.'

પરમાત્મા પ્રત્યે આ પ્રકારની પ્રાર્થના તે જ વ્યક્તિ કરી શકે છે કે જે વ્યક્તિ કર્મ-બંધનોને જાણે છે અને તેનાથી મુક્ત થવા ચાહે છે. જે વ્યક્તિ કર્મબંધનોને જાણતી જ નથી અથવા તે કર્મબંધનોથી મુક્ત થવા ચાહતી નથી તે વ્યક્તિ આ પ્રકારની પ્રાર્થના કેવી રીતે કરી શકે?

## સમ્યક્ત્વ પરાક્રમ-બોલ ૭૧-૭૨-૭૩ મો.

હવે કર્મબંધનોથી મુક્ત કેવી રીતે થઈ શકાય એ વાત શાસ્ત્રદ્વારા સમજાવું છું:—

કર્મબંધન એ મહાબંધન છે. જીવાત્મા જ્યાંસુધી કર્મબંધનથી બદ્ધ થયેલો હોય છે. ત્યાંસુધી તેને સાચા સુખની પ્રાપ્તિ થઇ શકતી નથી. શાશ્વત સુખ પ્રાપ્ત કરવા માટે જીવાત્માએ કર્મબંધનોથી મુક્ત થવું જોઈએ. બંધનમાં દુઃખ અને મુક્તિમાં સુખ રહેલું છે.

કર્મબંધનના કારણે જ પ્રાણીઓ અનેક પ્રકારની સાંસારિક દુઃખપરંપરાઓ સહ્યા કરે છે. પ્રાણીઓ જે સુખ દુઃખ વગેરેનો અનુભવ કરે છે તેનું મુખ્ય કારણ શુભાશુભ કર્મ છે.

કર્મ એટલે માનસિક, વાચિક અને કાયિક શુભાશુભ વ્યાપાર. પ્રાણીઓ મનથી, વચનથી અને કાયાથી શુભાશુભ પ્રવૃત્તિઓ કરે છે અને એ પ્રવૃત્તિ અનુસાર તેના શુભાશુભ ફળ-સુખ દુઃખનો અનુભવ કરે છે.

આ રીતે સંસારમાં કોઈ ગરીબ તો કોઇ તવંગર, કોઈ દુઃખી તો કોઇ સુખી, કોઇ રાજા તો કોઈ રંક વગેરે જે સંસારની વિચિત્રતા જણાય છે તેનું મુખ્ય કારણ માત્ર કર્મ છે. જીવાત્માઓ માનસિક, વાચિક અને કાયિક કર્મદંડથી જ દંડાય છે અને ફલતઃ જુદી-જુદી યોનિઓમાં ભમે છે.

કર્મનો મોટો દંડ સંસારની જંજાળમાંથી મુક્ત ન થવા દેવું એ છે. સંસારમાં રહી અનેક પ્રકારની આધિ, વ્યાધિ, ઉપાધિ, જન્મ, જરા, મરણ વગેરે અનેક દુઃખો ઊપજાવનારી અવસ્થાને પ્રાપ્ત થતા રહેવું અને એ અસહ્ય દુઃખો સહ્યાં કરવાં એ જ કર્મનો મોટો દંડ છે.

આ કર્મનો દંડ દરેક પ્રાણીઓએ સહેવો જ પડે છે. આ કર્મના અપરાધનો દંડ સમભાવે સહ્યા વિના કોઈ પણ પ્રાણી સિદ્ધ, બુદ્ધ અને મુક્ત થઈ શકતો નથી. શાસ્ત્રકારો તો ખુલ્લા શબ્દોમાં કહે છે કે,

**'कडाण कम्माण न मोक्खो अत्थि'**

અર્થાત્-કરેલાં કર્મોને ભોગવ્યા સિવાય છૂટકો નથી.

કર્મબંધનને કારણે જ જીવાત્માઓ નરકગતિ, તિર્યંચગતિ, મનુષ્યગતિ અને દેવગતિ એ ચાર ગતિઓમાં, ચોવીશ દંડકોમાં અને ચોરાશી લાખ જીવયોનિઓમાં ભમ્યા કરે છે અને શુભાશુભ કર્માનુસાર સુખદુઃખનો કડવો-મીઠો અનુભવ કરે છે.

આ કર્મબંધનોનું મૂળ કારણ તો રાગ અને દ્વેષ જ છે. જો રાગ અને દ્વેષ એ બે કર્મબીજોને નિર્મૂળ કરવામાં આવે તો જીવાત્મા કર્મબંધનથી મુક્ત થઇ શકે. શાસ્ત્રકારોએ સ્પષ્ટ શબ્દોમાં ફરમાવ્યું છે કે—

**रागो य दोसो वि कम्मवीयं**

અર્થાત્-રાગ અને દ્વેષ એ બન્ને કર્મબીજો છે. રાગ અને દ્વેષને દૂર કરવા માટે શાસ્ત્રકારોએ કર્મબંધનનાં કારણોને દૂર કરવાં આવશ્યક બતાવ્યાં છે. મુખ્યત્વે કર્મબંધનનાં પાંચ કારણો છેઃ—

(૧) મિથ્યાત્વ, (૨) અવિરતિ, (૩) પ્રમાદ, (૪) કષાય અને (૫) યોગ.

મિથ્યાત્વ એટલે કે યથાર્થ વસ્તુમાં શ્રદ્ધાને અભાવે કે અયથાર્થ વસ્તુમાં શ્રદ્ધાને કારણે; અવિરતિ એટલે કે દોષોથી ન વિરમવાને કારણે; પ્રમાદ એટલે કે મદ, વિષય, કષાય, નિંદ્રા, વિકથા આદિને કારણે; કષાય એટલે કે રાગદ્વેષાદિને કારણે તથા યોગ એટલે કે મન, વાણી તથા કાયાદ્વારા કરવામાં આવતી પ્રવૃત્તિને કારણે—આ પાંચ કારણોથી જીવાત્માઓ કર્મ-પરમાણુઓને ગ્રહણ કરે છે એટલા માટે કર્મબંધનનાં કારણભૂત આ પાંચ કારણોને જીવાત્માએ દૂર કરવાં જોઈએ.

રાગ અને દ્વેષનું સ્વરૂપ શું છે એ વિષે આગળ વિવેચન કરી દેવામાં આવ્યું છે. કોઇ પણ વસ્તુનું સ્વરૂપ જાણ્યા બાદ જ વસ્તુનો સ્વીકાર કે ત્યાગ કરવામાં આવે છે.

રાગ અને દ્વેષ એ બન્ને કર્મબીજો છે, અને કર્મબીજ એ દુઃખોત્પત્તિનું કારણ છે. આ વાત આપણે જાણી શક્યા છીએ તો હવે રાગ અને દ્વેષ કેવી રીતે દૂર થઈ શકે અને રાગ-દ્વેષને દૂર કરવાથી શો લાભ થઈ શકે એ જ અત્રે વિચારવાનું પ્રાપ્ત થાય છે.

રાગદ્વેષ તથા મિથ્યાદર્શનને જીતવાથી જીવાત્માને શો લાભ થાય છે એ વિષે ગૌતમ સ્વામીએ મહાવીર ભગવાનને પ્રશ્ન પૂછ્યો હતો કેઃ—

## બોલ ૭૧ મો

**૭१ पिज्जदोसमिच्छादंसणविजएणं भन्ते जीवे किं जणयइ ?**

અર્થાત્—હે ભગવાન! રાગદ્વેષ તથા મિથ્યાદર્શનને જીતવાથી જીવાત્માને શો લાભ થાય છે? આ પ્રશ્નના જવાબમાં મહાવીર ભગવાને ફરમાવ્યું હતું કેઃ—

**पिज्जदोसमिच्छादंसणविजएणं नाणदंसणचरित्ताराहणयाए अब्भुट्ठेइ । अट्ठविहस्स कम्मस्स कम्मगण्ठिविमोयणयाए तप्पढमयाए जहाणुपुव्विए अट्ठवीसइविहं मोहणिज्जं कम्मं उग्घाएइ, पञ्चविहं नाणावरणिज्जं नवविहं दंसणावरणिज्जं, पंचविहं अन्तराइयं, एए तिन्नि वि कम्मंसे जुगवं खवेइ । तओ पच्छा अणुत्तरं कसिणं पडिपुण्णं निरावरणं वितिमिरं विसुज्झं लोगालोगप्पभावं केवलवरनाणदंसणं समुप्पाडेइ । जाव सजोगी भवइ ताव ईरियावहियं कम्मं निबन्धइ सुहफरिसियं दुसमयठिइयं । तं पढमसमए बद्धं बिइयसमए वेइयं, तइयसमए निज्जिण्णं, तं बद्धं पुट्ठं उदीरियं वेइयं निज्जिण्णं सेयाले य अकम्म यावि भवइ ॥ ७१ ॥**

અર્થાત્—રાગદ્વેષ તથા મિથ્યાદર્શનને જીતવાથી જીવાત્મા જ્ઞાન-દર્શન તથા ચારિત્રની આરાધના કરવામાં ઉદ્યમવંત બને છે. આઠ પ્રકારના કર્મની ગ્રન્થિ તોડવા માટે સર્વ પ્રથમ અનુક્રમે અઠ્ઠાવીશ પ્રકારના મોહનીય કર્મનો વિનાશ કરે છે ત્યારબાદ પાંચ પ્રકારના જ્ઞાનાવરણીય કર્મ, નવ પ્રકારના દર્શનાવરણીય કર્મ, તથા પાંચ પ્રકારના અન્તરાય કર્મ—એ ત્રણેય કર્મોનાં અંશનો એક સાથે ક્ષય કરે છે. ત્યારબાદ અનુત્તર, સંપૂર્ણ, પ્રતિપૂર્ણ, નિરાવરણ, વિશુદ્ધ તથા લોકઅલોકને જાણનાર તથા જોનાર એવા કેવલજ્ઞાન તથા કેવલદર્શનને પેદા કરે છે. જ્યાંસુધી સજોગી હોય છે ત્યાંસુધી સુખને સ્પર્શ કરનારું તથા બે સમયની સ્થિતિવાળું ઇરિયાવહિય કર્મ બાંધે છે. તે કર્મને પ્રથમ સમયે બાંધે છે, બીજા સમયે વેદે છે અને ત્રીજા સમયે નિર્જરા કરે છે. અને નિર્જરા કર્યા બાદ નિષ્કર્મા બને છે.

આ સૂત્રમાં મહાવીર ભગવાને કર્મગ્રન્થિને તોડવાનો અને શાશ્વત સુખ પામવાનો માર્ગ બતાવ્યો છે. રાગદ્વેષ તથા મિથ્યાદર્શન એ કર્મબંધનનાં મુખ્ય કારણો છે. એટલે જો જીવાત્મા રાગદ્વેષ તથા મિથ્યાદર્શન ઉપર વિજય પ્રાપ્ત કરી લે તો જીવાત્મામાં રહેલું અનંત શક્તિ-સામર્થ્ય પ્રગટ થાય. જીવાત્મામાં અનંત જ્ઞાન, અનંત દર્શન, અનંત ચારિત્ર, અનંત વીર્ય આદિ રહેલ છે પરંતુ કર્મનાં આવરણોને કારણે આત્માનું શક્તિસામર્થ્ય દબાઈ ગએલ છે.

અત્રે કોઈ એમ પૂછી શકે કે, અમૂર્ત આત્મા મૂર્ત કર્મ પુદ્ગલોને કેવી રીતે ગ્રહણ કરે છે? આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, જેમ દીવો વાટદ્વારા તેલને ગ્રહણ કરી, પોતાની ઉષ્ણતાથી તેને જ્વાળારૂપે પરિણમાવે છે, તેમ જીવાત્મા કાષાયિક વિકારથી કર્મરૂપે પરિણમવાને યોગ્ય પરમાણુઓ ગ્રહણ કરી, તેમને કર્મભાવે પરિણમવામાં નિમિત્ત થાય છે. આત્માના પ્રદેશો સાથે એ કર્મપરમાણુઓનો સંબંધ થવો તેનું નામ જ કર્મબંધ છે.

જીવાત્મા સ્વભાવે અમૂર્ત છતાં અનાદિકાળથી કર્મસંબંધવાળો હોવાને લીધે મૂર્ત જેવો થઈ જવાથી મૂર્ત કર્મપરમાણુઓ ગ્રહણ કરે છે.

આ કર્મબંધ આઠ પ્રકારનો છે. તે આ પ્રમાણેઃ—

૧. જ્ઞાનાવરણીય કર્મ-અર્થાત્ વિશેષ બોધરૂપી જ્ઞાનને આવરનાર-રોકનાર કર્મ.

૨. દર્શનાવરણીય કર્મ-અર્થાત્ વસ્તુના સામાન્ય બોધરૂપી દર્શનને આવરનાર કર્મ.

૩. વેદનીય કર્મ-સુખ-દુઃખનો અનુભવ કરનાર કર્મ.

૪. મોહનીય કર્મ-શ્રદ્ધા તથા ચારિત્રનો નાશ કરનાર કર્મ.

૫. આયુષ્ય કર્મ-ચાર ગતિઓમાં ભટકાવનાર કર્મ.

૬. નામકર્મ-ગતિ, શરીર, આકૃતિ, વર્ણ વગેરે નક્કી કરનારું કર્મ.

૭. ગોત્રકર્મ-ઉચ્ચ-નીચ ગોત્ર-કુળ આદિ આપનાર કર્મ.

૮. અંતરાય કર્મ-દાન, લાભ, ભોગાદિમાં વિઘ્ન-બાધા ઉપસ્થિત કરનાર કર્મ.

આ આઠ પ્રકારનાં કર્મબંધનોથી મુક્ત થવા માટે જીવાત્માએ રાગદ્વેષ તથા મિથ્યાદર્શન ઉપર વિજય પ્રાપ્ત કરવો પડે છે. કારણ કે જ્યાંસુધી રાગદ્વેષ તથા મિથ્યાદર્શન ઉપર વિજય પ્રાપ્ત કરવામાં આવતો નથી ત્યાંસુધી જીવાત્મા જ્ઞાન, દર્શન તથા ચારિત્રની આરાધનામાં ઉદ્યમવંત બનતો નથી. જ્યારે જીવાત્મા સમ્યગ્જ્ઞાન, સમ્યગ્દર્શન તથા સમ્યક્ચારિત્ર આ રત્નત્રયની આરાધના કરવામાં ઉદ્યમવંત બને છે ત્યારે જ તે કર્મગ્રન્થિને તોડવાને સમર્થ બની શકે છે.

કર્મગ્રન્થિને તોડવા માટે સર્વપ્રથમ મોહનીય કર્મને જીતવાની ખાસ આવશ્યકતા રહે છે, કારણ કે આઠ પ્રકારનાં કર્મોમાં મોહનીય કર્મનું સ્થાન સર્વોચ્ચ છે. જેમ રાજાને જીતી લેવાથી તેના દલબલને જીતી લેવાય છે તેવી જ રીતે જો કર્મોના રાજા જેવા મોહનીય કર્મને જીતી લેવામાં આવે તો બાકીનાં કર્મોને સરળતાપૂર્વક જીતી શકાય છે.

જે વૃક્ષનું મૂળ સુકાઈ જવાથી પછી તે વૃક્ષને પાણી સીંચવાથી વૃક્ષ ઊગતું નથી, તે જ પ્રમાણે મોહનીય કર્મ કે જે કર્મો પેદા થવામાં મૂળ કારણ છે, તે નષ્ટ થઈ જવાથી કર્મો પેદા થતાં નથી.

આઠ પ્રકારનાં કર્મોમાં ચાર ઘાતી કર્મો છે અને ચાર અઘાતી કર્મો છે. ઘાતી કર્મો આત્માનાં મૂળ ગુણોનો ઘાત કરે છે એટલા માટે ઘાતી કર્મોને સર્વપ્રથમ જીતવા આવશ્યક છે. મોહનીય કર્મ, જ્ઞાનાવરણીય કર્મ, દર્શનાવરણીય કર્મ અને અંતરાય કર્મ આ ચાર ઘાતી કર્મો છે. આ ચાર ઘાતી કર્મોને જેમ જેમ જીતવામાં આવે છે તેમ તેમ આત્મિક ગુણોનો વિકાસ સધાતો જાય છે. કર્મોનો વિનાશ થવાની સાથે આધ્યાત્મિક વિકાસ પણ થતો જાય છે. ગુણસ્થાન એ આધ્યાત્મિક વિકાસક્રમ છે. જ્યારે કર્મોનો સંપૂર્ણ સંક્ષય થઈ જાય છે ત્યારે જ મોક્ષપદ-પરમપદની પ્રાપ્તિ થાય છે. જ્યાંસુધી થોડો પણ યોગ અર્થાત્ માનસિક, વાચસિક કે કાયિક વ્યાપાર થતો રહે છે ત્યાંસુધી અંતિમ આધ્યાત્મિક વિકાસ થતો નથી.

ચૌદમા ગુણસ્થાનમાં તો અયોગીપણું હોય છે. બારમા અને તેરમા ગુણસ્થાનમાં યોગ હોય છે. કર્મોનો ક્ષય થવાની સાથે જ કેવલજ્ઞાન અને કેવલદર્શન પેદા થાય છે. અરિહંત ભગવાન ચાર ઘાતી કર્મોનો ક્ષય કરી નાંખે છે એટલે તેમને કેવલજ્ઞાન તથા કેવલદર્શન પેદા થએલું હોય છે. પરંતુ તેઓ સયોગી હોવાથી ઇરિયાવહી કર્મ લાગે છે, પરંતુ તે કર્મ પહેલા સમયે બાંધે છે, બીજા સમયે તેને વેદે છે, અને ત્રીજા સમયે તો તે કર્મની નિર્જરા કરી નાંખે છે.

જેઓ વીતરાગી તથા વીતદ્વેષ છે, તે શોકરહિત છે. જેમ કમળની પાંખડી પાણીથી લેપાતી નથી તેમ સંસારની મધ્યે રહેવા છતાં તેઓ દુ:ખપ્રવાહથી અલિપ્ત રહે છે. તેમના મનને ગમે તેવા શબ્દાદિ વિષયો જરાપણ ભેદી શકતા નથી કે વિકૃત કરી શકતાં નથી.

જે પ્રમાણે બળી ગએલાં બીજમાંથી અંકુર ફુટતાં નથી તે જ પ્રમાણે નષ્ટ થએલાં કર્મબીજોમાંથી ભવરૂપી અંકુર ફુટતાં નથી.

વીતરાગ અને વીતદ્વેષ પુરુષ કર્મોનો નાશ કેવી રીતે કરે છે તે બતાવતાં શાસ્ત્રમાં કહેવામાં આવ્યું છે કે–

પોતાના રાગદ્વેષ તથા મોહરૂપી સંકલ્પોનું સ્વરૂપ વિચારવામાં ઉદ્યમવંત થએલા તે વીતરાગી પુરુષને ક્રમે ક્રમે સમતા પ્રાપ્ત થાય છે; પછી વિષયોનાં સંકલ્પો દૂર થતાં તેમની કામગુણોની તૃષ્ણા પણ ચાલી જાય છે.

આમ વીતરાગ થઈ કૃતકૃત્ય થએલા તે પુરૂષનાં જ્ઞાન અને દર્શનને આવરણ કરનારાં તથા બીજાં અંતરાયક કર્મો ક્ષણવારમાં ક્ષય પામી જાય છે અને તેઓ બધું જાણનારા (સર્વજ્ઞ) તથા બધું જોનારા (સર્વદર્શી) બને છે.

હવે વીતરાગ પુરુષ કેવી રીતે મુક્તદશાને પામે છે એ વિષે મહાવીર ભગવાન ફરમાવે છે કેઃ—

## બોલ ૭૨ મો

**अह आउयं पालइत्ता अन्तोमुहुत्तद्धावसेसाए जोगनिरोहं करेमाणे सुहुमकिरियं अप्पडिवाइं सुक्कज्झाणं झायमाणे तप्पढमयाए मणजोगं निरुम्भइ, वइजोगं निरुम्भइ कायजोगं निरुम्भइ, आणपाणुनिरोहं करेइ ईसि पंचरहस्सक्खरुच्चारणद्धाए य णं अणगारे समुच्छिन्नकिरियं अनियट्टिसुक्कज्झाणं झियायमाणे वेयणिज्जं आउयं नामं गोत्तं च एए चत्तारि कम्मंसे जुगवं खवेइ ॥ ७२ ॥**

## બોલ ૭૩ મો

**तओ ओरालियतेयकम्माइं सव्वाहिं विप्पजहणाहिं विप्पजहित्ता उज्जुसेढिपत्ते अफुसमाणगई उड्ढं एगसमएणं अविग्गहेणं तत्थ गन्ता सागारोवउत्ते सिज्झइ बुज्झइ जाव अन्तं करेइ ॥ ७३ ॥**

અર્થાત્—(વીતરાગ પુરુષ) આયુષ્ય પૂરૂં કરી જ્યારે અન્તમુહૂર્ત જેટલો સમય બાકી રહે છે ત્યારે યોગનો નિરોધ કરે છે અને અપ્રતિપાતિ શુકલધ્યાનનું ધ્યાન ધરી સર્વપ્રથમ મનોયોગને રોકે છે, ત્યારબાદ ક્રમશ: વચનયોગ તથા કાયયોગને રોકે છે અને પછી

શ્વાસોચ્છવાસને રોકે છે. પછી પાંચ લઘુ અક્ષરનો ઉચ્ચાર થઈ શકે તેટલા સમયની સ્થિતિ ભોગવતાં તથા સમુચ્છન્નક્રિયા નામના શુક્લધ્યાનના ચતુર્થભેદનું ધ્યાન ધરતાં, વેદનીય કર્મ, આયુઃકર્મ, નામકર્મ તથા ગોત્રકર્મ એ ચાર અઘાતી કર્મો જે બાકી રહ્યાં હોય છે તેનો એક સાથે ક્ષય કરે છે.

ત્યારબાદ ઔદારિક, તૈજસ્ અને કાર્મણ એ ત્રણે પ્રકારનાં શરીરોનો ત્યાગ કરી, સરળશ્રેણિને પ્રાપ્ત કરી, ઊર્ધ્વ અબુસમાન (સીધી) ગતિ કરે છે અને સાકાર ઉપયોગથી સિદ્ધ, બુદ્ધ તથા મુક્ત થાય છે.

બોલ ૭૧ મા સાથે ૭૨ મા બોલ તથા ૭૩ મા બોલનો પારસ્પરિક ઘનિષ્ટ સંબંધ છે એટલા માટે અંતિમ બે બોલનો એક સાથે વિચાર કરવામાં આવે છે.

બોલ ૭૧ મા, ૭૨ મા તથા ૭૩ મા બોલમાં રાગદ્વેષ તથા મિથ્યાદર્શનથી જીવાત્માને શો લાભ થાય છે એ વિષે વિશેષ વિચાર કરવામાં આવ્યો છે.

સંસારનું મૂળ કારણ કર્મ છે, અને કર્મનું મુખ્ય કારણ રાગદ્વેષ છે એટલા માટે જો રાગદ્વેષને નિર્મૂળ કરવામાં આવે તો સંસારનો છેદ થાય અને મોક્ષની પ્રાપ્તિ થાય.

આ પ્રમાણે રાગદ્વેષ તથા મિથ્યાદર્શનને જીતવાથી જીવાત્માને પરંપરાએ તો મોક્ષની જ પ્રાપ્તિ થાય છે, પરંતુ પ્રારંભમાં તેરમા ગુણસ્થાનને જીવાત્મા પ્રાપ્ત કરે છે. તેરમું ગુણસ્થાન એ તો મોક્ષનું અંતિમ પગથીયું છે. તેરમા ગુણસ્થાનમાં ગયા બાદ મોક્ષની જ પ્રાપ્તિ થાય છે.

બારમા અને તેરમા ગુણસ્થાનનું વર્ણન સમાન જ હોય છે કારણકે બન્ને ગુણસ્થાનો ક્ષાયક ભાવના છે. મોહનો ક્ષય તો બારમા ગુણસ્થાનમાં જ થઇ જાય છે. એટલા માટે આત્માનું ત્યાંથી પતન થતું નથી, પરંતુ તે તેરમા ગુણસ્થાને ચડી આખરે મોક્ષને પ્રાપ્ત કરે જ છે. અને એજ કારણે રાગદ્વેષને જીતી લીધા બાદ શું કરવું તે વિષે આગળ પ્રશ્નોત્તર કરવામાં આવેલ નથી કારણકે રાગદ્વેષ તથા મિથ્યાદર્શન ઉપર વિજય પ્રાપ્ત કરનાર મોક્ષને પ્રાપ્ત કરે જ છે અને એટલા જ માટે આ પ્રશ્ન છેલ્લો કરવામાં આવ્યો છે.

રાગદ્વેષ ઉપર સંપૂર્ણ વિજય મેળવવાથી કેવલજ્ઞાન પ્રાપ્ત થાય છે. પછી તેરમા ગુણસ્થાનની જેટલી જઘન્ય કે ઉત્કૃષ્ટ સ્થિતિ હોય છે તેટલી સ્થિતિમાંથી જ્યારે અન્તમુહુર્ત જેટલું આયુષ્ય બાકી રહે છે ત્યારે વીતરાગી પુરુષ યોગનો નિરોધ કરે છે, અર્થાત્ જ્યાંથી પાછું નીચે પડવાનું નથી એવા શુક્લધ્યાનને ધારણ કરીને સર્વપ્રથમ મનોયોગનો નિરોધ કરે છે. મન સંજ્ઞીપંચેન્દ્રિયને હોય છે. આ મનમાં જઘન્યયોગ સમજવો જોઇએ. મનોયોગનાં અસંખ્યાત ભેદ કરી પ્રત્યેક સમયમાં પ્રત્યેક ભેદનો નિરોધ કરે છે અને અસંખ્યાત સમયમાં મનોયોગનો સંપૂર્ણ નિરોધ કરે છે. આ જ પ્રમાણે વચનયોગનાં પણ અસંખ્યાત ભેદ કરી અસંખ્યાત સમયમાં તેનો નિરોધ કરે છે. વચનયોગમાં પણ જઘન્યયોગ સમજવો જોઈએ. આજ પ્રમાણે જઘન્ય કાયયોગનાં પણ અસંખ્યાત ભેદ કરી અસંખ્યાત સમયમાં તેનો નિરોધ કરે છે. ત્યારબાદ શ્વાસોચ્છવાસનો નિરોધ કરે છે. પછી પાંચ લઘુ અક્ષરનો ઉચ્ચાર થઇ શકે તેટલા સમયની સ્થિતિ ભોગવતાં તથા સમુચ્છન ક્રિયા નામના શુક્લધ્યાનના ચતુર્થ ભેદનું ધ્યાન ધરતાં વેદનીય કર્મ, આયુઃકર્મ, નામકર્મ તથા ગોત્રકર્મ એ ચાર અઘાતી કર્મો જે બાકી રહ્યાં હતાં તેનો ક્ષય કરે છે.

મોહનીય કર્મનો સંક્ષય થવાથી ત્રણ ઘાતી કર્મો તો નષ્ટ થઈ જાય છે પરંતુ ચાર અઘાતી કર્મો બાકી રહી જાય છે. આ ચારે અઘાતી કર્મોને એક સાથે ખપાવીને ઔદારિક, તૈજસ્ અને કાર્મણ એ ત્રણે પ્રકારનાં શરીરોનો ત્યાગ કરી સરળ શ્રેણિને પ્રાપ્ત કરી 'અપ્રુ-સમાન ગતિ 'એ જાય છે, અર્થાત્ આડીઅવળી ગતિ કરતા નથી પરંતુ સીધી ગતિએ જાય છે. 'અકુસમાન ગતિ'નો અર્થ એવો નથી કે તેઓ કોઇ આકાશ પ્રદેશને સ્પર્શતા નથી, પરંતુ અત્રે તેનો અર્થ એ છે કે, આડી અવળી ગતિ કરતા નથી પરંતુ સીધી ગતિ કરે છે.

આડી અવળી ગતિ કર્મને કારણે થાય છે. વીતરાગ પુરુષ જ્યારે મુક્ત દશાને પામે છે ત્યારે તેઓએ બધાં કર્મોને નષ્ટ કરી નાંખ્યા હોય છે એટલા માટે સીધી અને સાકાર ઉપયોગપૂર્વક ગતિ કરે છે.

ઉપયોગના બે પ્રકાર છે. એક સાકાર ઉપયોગ અને બીજો અનાકાર ઉપયોગ. સાકાર ઉપયોગ જ્ઞાનનો હોય છે અને અનાકાર ઉપયોગ દર્શનનો હોય છે. કેટલાક લોકો જ્ઞાન અને દર્શનનો ઉપયોગ એક સાથે હોવાનું બતાવે છે, પરંતુ શાસ્ત્રના પાઠથી એ વાત સ્પષ્ટ સિદ્ધ થાય છે કે, બન્ને ઉપયોગ એક સાથે થતાં નથી. પરંતુ જેઓ સિદ્ધ થાય છે તેઓ જ્ઞાનના ઉપયોગથી સિદ્ધ થાય છે. જ્ઞાન અને દર્શનના ઉપયોગનો સમય એક જ હોઈ શકે નહિ પરંતુ ભિન્ન ભિન્ન સમયમાં એ બન્ને ઉપયોગ થાય છે. એટલા માટે જેઓ સિદ્ધ થાય છે તેઓ જ્ઞાનના ઉપયોગમાં સિદ્ધ થાય છે.

સાકાર ઉપયોગમાં સીધી ગતિ કરી મુક્તાત્મા સિદ્ધ, બુદ્ધ અને મુક્ત થઇ સંપૂર્ણ અવસ્થાને પામી નિરાવરણ ધર્મને પ્રાપ્ત કરે છે.

અત્રે કોઈ એવો પ્રશ્ન કરે કે, જ્યારે આત્મા અકર્મા અર્થાત્ કર્મરહિત બની ગયો છે તો પછી તે ગતિ કેવી રીતે કરી શકે? અને જો આત્મા ગતિ કરે છે તો તેનું કોઇ કારણ અવશ્ય હોવું જોઇએ અર્થાત્ કર્મ હોવાં જોઇએ!

આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, ગતિ કરવી એ આત્માનો સ્વભાવ છે. પરંતુ પોતાના સ્વભાવથી તો આત્મા સીધી ગતિ કરે છે, આડીઅવળી ગતિ કરતો નથી. આડીઅવળી ગતિ કર્મને કારણે થાય છે. મુક્તાત્મા સીધી ગતિ કરે છે અને સીધી ગતિ કરવી એ મુક્તાત્માનો સ્વભાવ છે. પરંતુ કર્મની પ્રેરણાથી આત્મા જે ગતિ કરે છે તે ગતિ આડીઅવળી હોય છે.

દાખલા રૂપે દીપકની શિખા હમેશાં ઉપર જ જાય છે. કારણકે એ તેનો સ્વભાવ છે. દીપકની શિખા નીચેની બાજુ કરવી હોય તો કોઇ બીજા પ્રયોગથી તે સંભવિત છે. આ જ પ્રમાણે આત્માની ગતિ પણ સીધી હોય છે, પરંતુ આત્મા જો આડીઅવળી ગતિ કરે છે તો તેનું કારણ કર્મ જ છે.

જે પ્રમાણે લેપ લાગેલા તુંબડાનો લેપ ઉખડી જતાં જ તુંબડું સ્વભાવતઃ ઉપર આવી જાય છે, પરંતુ જ્યાં સુધી તુંબડા ઉપર લેપ લાગેલાં હતાં ત્યાં સુધી તે પાણીની અંદર ડૂબેલું રહેતું હતું; તે જ પ્રમાણે આત્મા જ્યાં સુધી કર્મરૂપી લેપથી લિપ્ત હોય છે ત્યાં સુધી તે આડીઅવળી ગતિ કરે છે, પરંતુ જ્યારે આત્મા કર્મરહિત બની જાય છે ત્યારે તે સીધો જ ગતિ કરે છે. કહેવાનો આશય એ છે કે, આત્મામાં ગતિ કરવાનો

સ્વભાવ છે. આત્મા પોતાના સ્વભાવથી જ ઊંચી ગતિ કરે છે. એટલા માટે આત્મા કર્મ-રહિત હોવાથી સીધી ગતિ કેવી રીતે કરે છે એ પ્રશ્નનું નિરાકરણ બરાબર થઇ જાય છે.

અદ્વૈતવાદી લોકો બધા જીવોમાં એક જ આત્મા હોવાનું માને છે પરંતુ તેમનું આ કથન યુક્તિસંગત જણાતું નથી, કારણ કે જો બધામાં એક જ આત્મા છે એમ માનવામાં આવે તો કોઇ એક આત્મા સિદ્ધ થાય તો બધા જીવાત્માઓને સિદ્ધ માનવા જોઇએ. આ જ પ્રમાણે કોઇ આત્મા મુક્ત થાય તો બધા જીવાત્માઓને મુકત માનવા જોઇએ પરંતુ વાસ્તવમાં આમ હોતું નથી. 'બધામાં એક જ આત્મા છે' આ કથન ઉપરના કારણને લીધે તથા બીજાં અનેક કારણોને લીધે યુક્તિયુક્ત જણાતું નથી. એટલા માટે પ્રત્યેકનો આત્મા ભિન્નભિન્ન છે એ કથન યુક્તિસંગત જણાય છે.

શાસ્ત્રકારોએ રાગદ્વેષ તથા મિથ્યાત્વ ઉપર સંપૂર્ણ વિજય મેળવવાનું ફળ પરંપરાએ 'સિદ્ધગતિ' પ્રાપ્ત થાય છે એ બતાવ્યું છે. જે અવસ્થા સિદ્ધ ભગવાને પ્રાપ્ત કરેલ છે તે જ અવસ્થા પ્રાપ્ત કરવાનો આપણો પણ પ્રયાસ હોવો જોઈએ. 'સિદ્ધગતિ' પ્રાપ્ત કરવાનું લક્ષ્યબિન્દુ દૃષ્ટિ સમક્ષ રાખી સતત અભ્યાસ કરવામાં આવે તો તે અવસ્થા સહજ રીતે પ્રાપ્ત થઈ શકે. જે મહાપુરુષો એ અવસ્થાને પ્રાપ્ત કરી શકયા છે તેઓ પણ અભ્યાસ કરતાં કરતાં તે અવસ્થાને પામી શકયા હતા. જે મહાપુરુષો સિદ્ધ અવસ્થાને પ્રાપ્ત કરવાનો અભ્યાસ કરી રહ્યા છે, જેઓએ રાગદ્વેષ ઉપર વિજય મેળવી લીધો છે તથા દેહમાં રહેવા છતાં જેઓ વિદેહની માફક રહે છે તે મહાપુરુષોદ્વારા બતાવવામાં આવેલા માર્ગ ઉપર ચાલવાથી આપણે પણ તે અવસ્થાને પ્રાપ્ત કરી શકીએ છીએ; પરંતુ એ માર્ગે ચાલવા માટે પુરુષાર્થ કરવો એ આપણું કામ છે. પુરુષાર્થ કરતાં રહેવાથી જ્યારે સિદ્ધગતિ પ્રાપ્ત થઈ જાય છે ત્યારે બીજું કોઈ કામ કરવાનું બાકી રહેતું નથી. મહાપુરુષોએ જે મોક્ષનો માર્ગ બતાવ્યો છે એ માર્ગે ચાલવાનો પુરુષાર્થ કરવો એ આપણું કામ છે. માર્ગદર્શક તો માર્ગ બતાવી દે છે પરંતુ નિર્દિષ્ટ સ્થાને પહોંચવા માટે તો પ્રવાસીએ જ ચાલવું પડે છે. આ જ પ્રમાણે કેવલજ્ઞાની મહાપુરુષોએ સિદ્ધગતિ પ્રાપ્ત કરવાનો માર્ગ આપણને બતાવ્યો છે. હવે એ નિર્દિષ્ટ માર્ગ ઉપર ચાલવાનો પુરુષાર્થ કરવો એ આપણું કર્તવ્ય છે. પુરુષાર્થ કર્યા વિના સિદ્ધગતિને પ્રાપ્ત કરી શકીએ નહિ.

ભગવાન મહાવીરનો સિદ્ધાન્ત જ ઉત્થાન, બળ, વીર્ય, પુરુષાર્થ તથા પરાક્રમનો છે. શ્રી ઉપાસકદશાંગસૂત્રના સકડાલપુત્રના અધ્યયનમાં આ જ સિદ્ધાન્તનું મહત્ત્વ બતાવવામાં આવેલ છે. ગોશાલકનો એવો મત છે કે ઉત્થાન, બલ કે પુરુષાર્થ વગેરે કાંઈ નથી પરંતુ જે થવાનું હોય છે તે જ થાય છે. આ મતની વિરુદ્ધ ભગવાન મહાવીરનો સિદ્ધાન્ત એ છે કે ઉત્થાન, બલ, વીર્ય, પુરુષાકાર તથા પરાક્રમ આદિ દ્વારા આત્મા સિદ્ધ થાય છે. સંક્ષેપમાં ભગવાન મહાવીર પુરુષાર્થવાદી હતા અને ગોશાલક નિયતિવાદી હતો.

એકવાર ભગવાન મહાવીરે સકડાલપુત્રને કહ્યું હતું કે, આત્મા ઉત્થાન, બલ, વીર્ય, પુરુષાકાર તથા પરાક્રમ આદિ દ્વારા સિદ્ધ થાય છે. આ કથનના ઉત્તરમાં સકડાલપુત્રે જણાવ્યું કે, ઉત્થાનાદિદ્વારા આત્મા સિદ્ધ થતો નથી પણ સિદ્ધ થવાનો હોય તો થાય છે.

સકડાલપુત્ર પહેલાં ગોશાલકનો શ્રાવક હતો. એટલા માટે તેણે ગોશાલકના સિદ્ધાન્તનું જ સમર્થન કર્યું. એક દિવસ સકડાલપુત્રે પોતાની દુકાનમાંથી માટીનાં વાસણુ બહાર કાઢી તડકે સૂકવવા મૂકયા. ત્યારે મહાવીર ભગવાને તેને કહ્યું કે, હે સકડાલ ! આ માટીનાં વાસણો કેવી રીતે બનાવવામાં આવ્યાં ? સકડાલપુત્રે માટીનાં વાસણોની ઉત્પત્તિનું વર્ણન કરતાં જવાબ આપ્યો કે, જંગલમાંથી માટી લાવ્યો અને તેની સાથે બીજાં પદાર્થોનું મિશ્રણ કરી માટીનું પિંડ બનાવ્યું અને તેને ચાક ઉપર ચડાવી આ વાસણો બનાવ્યાં છે. આ સાંભળી ભગવાને કહ્યું કે, આ વાસણો ઉત્થાન, બલ, વીર્ય, પુરુષાર્થ તથા પરાક્રમથી જ બન્યાં છે ને ? સકડાલે કહ્યું કે, નહિ. જે થવાનું હોય છે તે થાય છે. ભગવાને ફરી તેને પૂછ્યું કે, જો આ તારાં વાસણોને કોઈ લાકડી વડે ફોડી નાંખે તો ? સકડાલપુત્રે ઉત્તર આપ્યો કે, મારાં વાસણો ફોડી નાંખનારને હું માર્યા વગર રહું નહિ અને તેના હાથપગ પણ તોડી નાખું. ભગવાને પુનઃ પૂછ્યું કે, હે સકડાલ ! તું તે માણસને એટલો બધો દંડ શા માટે આપે ? તારા હિસાબે તો જે થવાનું હોય છે તે થાય છે તો પછી તેને દંડ આપવાનું શું કારણ ? તારા સિદ્ધાન્ત પ્રમાણે તો તારે એમજ માનવું જોઈએ કે લાકડીના સંયોગથી માટીનાં વાસણો ફૂટવાનાં હતાં તો ફૂટી ગયાં.

ભગવાન મહાવીરનું આ કથન સાંભળી સકડાલપુત્ર વિચારમાં પડી ગયો. એટલામાં તો ભગવાને તેને બીજું ઉદાહરણ આપી કહ્યું કે, હે સકડાલપુત્ર ! માન કે, તારી પત્ની શૃંગાર સજી બહાર નીકળી હોય અને તે વખતે કોઈ દુષ્ટ મનુષ્ય તેની ઉપર બળાત્કાર કરે તો તે સમયે તું શું કરીશ ? સકડાલપુત્રે જવાબ આપ્યો કે, એવા દુષ્ટ મનુષ્યનાં નાકકાન હું કાપી નાંખુ અને તેને પ્રાણદંડ આપવાનો પણ પ્રયત્ન કરું. આ સાંભળી મહાવીર ભગવાને કહ્યું કે, હે સકડાલપુત્ર ! તારા મન પ્રમાણે તો જે થવાનું હોય છે તે થાય છે એ હિસાબે તારે તે દુષ્ટ મનુષ્યને દંડ આપવો ન જોઈએ.

ભગવાન મહાવીરની યુક્તિસંગત વાણી સાંભળી સકડાલપુત્ર બોધ પામ્યો. તેણે ભગવાનને કહ્યું કે, ભગવન્ ! મારી ઇચ્છા ધર્મ સાંભળવાની છે. ભગવાને તેને ધર્મ સંભળાવ્યો. ભગવાનની ધર્મવાણી સાંભળી તે બારવ્રતધારી શ્રાવક બન્યો. જ્યાંસુધી સકડાલપુત્ર ધર્મતત્ત્વનું સ્વરૂપ બરાબર સમજ્યો ન હતો ત્યાંસુધી તેનામાં મતાગ્રહ હતો પણ જ્યારે તે ધર્મતત્ત્વનું વાસ્તવિક સ્વરૂપ સમજી ગયો ત્યારે તેણે નિઃસંકોચ ભાવે નિયતિવાદને છોડી પુરુષાર્થવાદના સત્યધર્મનો સ્વીકાર કર્યો.

સકડાલપુત્ર કુંભાર હતો છતાં ભગવાને તેને પોતાનો શ્રાવક બનાવ્યો એ શું ઠીક હતું ! ભગવાને તો કુંભારને પણ પોતાનો શ્રાવક બનાવી જગતસમક્ષ આદર્શ ઉપસ્થિત કર્યો કે, "કોઈ ભલે ગમે તે જાતિ કે વર્ણનો હોય, શરીરમાં ભલે નાનો હોય કે મોટો હોય પણ મને કોઈ પ્રત્યે કોઈપણ પ્રકારનો ભેદ કે પક્ષપાત નથી. હું તો બધાંયનું કલ્યાણ ચાહું છું." ભગવાનના આ કથન ઉપર તમે પણ થોડો વિચાર કરો.

ગોશાલકે સાંભળ્યું કે, સકડાલપુત્રે મારા મતનો ત્યાગ કર્યો છે. સકડાલપુત્રને પાછો પોતાનો શ્રાવક બનાવવાના વિચારથી ગોશાલક તેની પાસે આવ્યો અને તેણે તેને પોતાના મતમાં આણવા માટે પ્રયત્ન પણ કર્યો પરંતુ તેને તેમાં સફળતા ન મળી. ગોશાલકે

વિચાર્યું કે, આ સકડાલપુત્ર તો ભગવાન મહાવીરનો દૃઢ શ્રાવક બની ગયો છે. ત્યારે ગોશાલકે ભગવાન મહાવીરની પ્રશંસા કરવી શરૂ કરી.

ગોશાલકે સકડાલપુત્રને કહ્યું કે, શું અહીં મહામાહણ, મહાયાન, મહાનિર્યામક, મહાગોપ તથા મહાસાર્થવાહ આવ્યા હતા? સકડાલપુત્રે ગોશાલકને આ વિશેષણોનો અર્થ પૂછ્યો. ગોશાલકે વિશેષણોનો અર્થ સમજાવ્યો. ત્યારે સકડાલપુત્રે કહ્યું કે, તમે મારા ગુરુની પ્રશંસા કરી છે એટલા માટે તમે મારી દુકાનમાં ઉતરો અને તમને પાટ વગેરે જે કાંઈ જોઈએ તે લઈ જાઓ. આ બધું હું તમને ગુરુ માનીને નહિ, પરંતુ મારા ગુરુ ભગવાન મહાવીરની તમે પ્રશંસા કરી છે એટલા માટે તમને સત્કાર આપી રહ્યો છું.

કહેવાનો આશય એ છે કે, ભગવાન મહાવીરનો સિદ્ધાન્ત ઉત્થાન, બલ, વીર્ય, પુરુષાકાર તથા પરાક્રમનો છે. 'જે થવાનું હશે તે થશે' એ નિયતિવાદનો મત ગોશાલકનો છે. આપણે ભગવાન મહાવીરના ઉપાસક છીએ. એટલા માટે આપણે સિદ્ધગતિ પ્રાપ્ત કરવા માટે પુરુષાર્થ કરવો જોઈએ.

ભગવાન મહાવીરનો સિદ્ધાન્ત ભવિતવ્ય-નિયતિવાદનું ખંડન કરતો નથી, પરંતુ એ સિદ્ધાન્તનું એ મન્તવ્ય છે કે, ભાગ્યના ભરોસે પોતાના પુરુષાર્થને છોડી ન દો; પરંતુ પુરુષાર્થ કરતા રહો. પુરુષાર્થ કરવા છતાં જે થવાનું હશે તે તો થશે જ. પરંતુ જે થવાનું હશે તે થશે એ વિશ્વાસે જ પુરુષાર્થનો ત્યાગ કરવો ન જોઈએ. પુરુષાર્થ કર્યા વિના કોઈ કાર્યની સિદ્ધિ થઇ શકતી નથી. જો પુરુષાર્થ કર્યા વિના જ સિદ્ધગતિ પ્રાપ્ત થઈ શકતી હોત તો એ દશામાં શાસ્ત્રની અથવા ધર્મોપદેશની શી આવશ્યકતા હોઈ શકે? જે કાર્ય પોતાની મેળે જ થઈ જાય તે માટે શ્રમ કરવાનો ઉપદેશ કોણ આપે? પરંતુ વાસ્તવમાં પ્રત્યેક વાત પુરુષાર્થને આધીન છે એટલા માટે પુરુષાર્થ કરતાં જ રહેવું જોઇએ.

પ્રત્યેક કાર્ય પુરુષાર્થદ્વારા સિદ્ધ થાય છે. અહિંસાદિના પાલન માટે પણ પુરુષાર્થ કરવો આવશ્યક છે. પુરુષાર્થદ્વારા કેવી કાર્યસિદ્ધિ થાય છે એ વાત હવે સતી અંજનાના ચરિત્ર ઉપરથી સમજાવું છું:-

## સતી અંજના ચરિત્ર—૨૩

શાસ્ત્રમાં પુરુષાર્થનો ઘણોજ મહિમા બતાવવામાં આવેલ છે. વીર હનુમાને ઉમરમાં નાના હોવા છતાં પુરુષાર્થ દ્વારા યુદ્ધમાં વિજય મેળવ્યો અને અમર નામના મેળવી.

પવનકુમાર રાવણની સૂચનાનુસાર વરુણની સામે યુદ્ધ કરવા જઈ રહ્યા હતા. જ્યારે હનુમાનને ખબર પડી કે પિતાજી યુદ્ધ કરવા જઇ રહ્યા છે ત્યારે હનુમાન પિતાજીની પાસે આવ્યા અને કહેવા લાગ્યા કે, 'પિતાજી! આપ અત્રે રહો, આપને બદલે હું યુદ્ધમાં જઇશ અને વિજય પ્રાપ્ત કરી આપની અમર કીર્તિ ફેલાવીશ.'

બાળક હનુમાનની વીરતાપૂર્ણ વાતો સાંભળી પવનકુમારને હર્ષ થયો, પરંતુ બાળક હનુમાનને યુદ્ધમાં એકલા મોકલવાની તેમની હિંમત ન ચાલી. હનુમાન પોતાના જેવો બળવાન છે પરંતુ બાળક હનુમાન વીર વરુણને કેવી રીતે જીતી શકશે? હારી જશે તો મારી પ્રતિષ્ઠાને બટ્ટો લાગશે-આદિ શંકાને કારણે પવનકુમાર હનુમાનને યુદ્ધમાં મોકલતા

અચકાતા હતા. હનુમાન પિતાના મનની વાત સમજી ગયા એટલે તેમણે વિનયપૂર્વક પિતાને કહ્યું કે, પિતાજી! આપને મારી વીરતા વિષે સંદેહ જણાય છે, પરંતુ હું આપને ખાત્રી આપું છું કે, યુદ્ધમાં હું જરૂર વિજય પ્રાપ્ત કરીને આવીશ. આપ જેમ નાનપણમાં યુદ્ધ-ક્ષેત્રમાં ગયા હતા અને વિજય મેળવીને પાછા આવ્યા હતા તેવીજ રીતે હું પણ યુદ્ધક્ષેત્રમાં મારી વીરતાનો પરિચય આપીશ અને વિજય મેળવી આપની કીર્તિપતાકા ચારે બાજુ ફરકાવીશ.

પવનકુમાર, હનુમાનની વીરતાભરી વાતો સાંભળી ઘણા હર્ષિત થયા અને યુદ્ધમાં જવાની તેમને આજ્ઞા આપી. પિતાની આજ્ઞા મળતાં જ હનુમાન યુદ્ધક્ષેત્રમાં જવા તૈયાર થયા. હનુમાને પોતાની સેનાને તૈયાર કરી, માતાપિતાને વંદન કરી વરુણની સાથે લડાઈ કરવા પ્રસ્થાન કર્યું.

આ બાજુ વરુણ પણ યુદ્ધ માટે પોતાની સેનાને તૈયાર કરી રહ્યો હતો. વરુણે જ્યારે સાંભળ્યું કે, પવનકુમારને બદલે તેનો પુત્ર હનુમાન યુદ્ધ કરવા આવી રહ્યો છે ત્યારે તે મનમાં મલકાયો અને કહેવા લાગ્યો કે, પવનકુમાર યુદ્ધથી ડરી ગયો લાગે છે અને એટલેજ તે પોતાના કુમળી વયના બાળકને યુદ્ધમાં મોકલી રહ્યો છે. તે કેવો નિર્દયી છે કે પોતે મરણભયને લીધે યુદ્ધમાં ન આવ્યો પણ પોતાના બાળકને મોકલી આપ્યો ? ખેર! પવનકુમાર યુદ્ધક્ષેત્રમાં આવ્યો હોત તો હું તેને મારી વીરતાનો પરિચય આપત, પણ હવે આ નાના બાળકની સાથે હું યુદ્ધમાં કેવી રીતે ઊતરી શકું ? એને તો હું ચપટીથી ચોળી નાખું. પરંતુ એમ કરવાથી લોકમાં મારી પ્રશંસા થવાને બદલે નિંદા જ થાય !

આ પ્રમાણે વિચાર કરી તેણે હનુમાનની સામે પોતાના પુત્રોને યુદ્ધમાં મોકલવાનું વિચાર્યું. જ્યારે વરુણે આ વાત પોતાના પુત્રોને કરી ત્યારે વરુણપુત્રો યુદ્ધમાં જવા તૈયાર થઇ ગયા અને પોતાના પિતાને કહેવા લાગ્યા કે, પિતાજી! અમે યુદ્ધમાં વિજય મેળવીને જ પાછા આવવાના. આ પ્રમાણે કહી વરુણપુત્રોએ યુદ્ધ કરવા માટે પ્રસ્થાન કર્યું.

હનુમાન યુદ્ધકલામાં પ્રવીણ હતા. પ્રાચીન સમયમાં યુદ્ધકળા પણ શીખડાવવામાં આવતી હતી. આજની માફક ત્યારે નાહિંમત બનાવનારી શિક્ષા આપવામાં આવતી ન હતી પરંતુ વીર, ધીર, ગંભીર બનવાની શિક્ષા આપવામાં આવતી હતી.

હનુમાને વિદ્યાબલથી પોતાની સેનાની વ્યૂહરચના બરાબર કરી રાખી હતી કે જેથી શત્રુઓને ચારે બાજુએથી ઘેરી લઈ પરાસ્ત કરી શકાય. આ બાજુ વરુણપુત્રો પણ સેના સહિત યુદ્ધક્ષેત્રમાં આવી ચડ્યા. પહેલાં તો વરુણપુત્રો ઉત્સાહમાં આવી જઈ ખૂબ લડવા લાગ્યા. પરંતુ હનુમાને પોતાની સેનાની વ્યૂહરચના એવી રીતે કરી હતી કે, શત્રુઓ જેમ યુદ્ધક્ષેત્રની વચમાં આવતા ગયા તેમ હનુમાનની સેના પહેલાં તો પાછળ હઠતી ગઇ. આ જોઇ વરુણપુત્રોએ એમ ધાર્યું કે, હનુમાનની સેના ભાગી રહી છે. પરંતુ જ્યારે હનુ-માને જોયું કે વરુણપુત્રોની સેના યુદ્ધક્ષેત્રની વચમાં આવી ગઈ છે ત્યારે તેણે ચારે બાજુએથી શત્રુસેના ઉપર વિદ્યાબલનો પ્રયોગ કરી એવો જોરથી હલ્લો કર્યો કે શત્રુસેના ગભરાઇને ચારે બાજુ ભાગવા લાગી. વીર હનુમાને વરુણપુત્રોને પકડી લેવાની સેનાને આજ્ઞા આપી. હનુમાને વરુણપુત્રોને પકડી લીધા અને નાગપાશમાં બાંધી લીધા. નાયક પકડાઇ જવાથી

સેના અહીં તહીં ભાગી ગઇ. આ પ્રમાણે વીર હનુમાને યુદ્ધકૌશલ્યથી તથા વિદ્યાબલથી શત્રુઓ ઉપર વિજય પ્રાપ્ત કર્યો. હનુમાનને વિજયી થએલ જોઇ રાવણે તેને ખૂબજ સાબાશી આપી તથા તેનો આદર-સત્કાર કર્યો.

જ્યારે વરુણને ખબર પડી કે મારા પુત્રો પકડાઈ ગયા છે ત્યારે પોતે યુદ્ધ કરવા અને પુત્રોને છોડાવવા માટે આવ્યો. વરુણે મનમાં વિચાર્યું કે બાળક હનુમાનને જીતવો એ તો રમતની વાત છે.

વરુણને યુદ્ધક્ષેત્રમાં આવતો જોઇ હનુમાન એ વિચારથી પ્રસન્ન થયા કે, મારે તો વરુણનું જ કામ છે કારણ કે મારે તો વરુણને જ સ્વાધીન કરવા છે.

જ્યારે વરુણને યુદ્ધક્ષેત્રમાં એકલા આવતા જોયા ત્યારે હનુમાને એવો વિચાર કર્યો કે, વરુણ એકલા છે એટલા માટે તેમને વશ કરવા માટે વિદ્યાબળની સહાયતા લેવી એ ઉચિત નથી. આ પ્રમાણે વિચાર કરી તેમણે વિદ્યાબળની સહાયતા લેવી છોડી દીધી.

વરુણે જોયું કે, બાળક હનુમાન એકલો છે અને રથમાં બેઠેલો નથી તો પછી હું તેનાથી મોટો હોવા છતાં રથમાં બેસીને તેની સાથે યુદ્ધ કેવી રીતે કરી શકું ? આ પ્રમાણે વિચાર કરી વરુણ રથમાંથી નીચે ઉતરી ગયો.

હનુમાન અને વરુણ વચ્ચે મલ્લયુદ્ધ થવા લાગ્યું. કોઈ વાર હનુમાન નીચે પડી જાય તો કોઇવાર વરુણ નીચે પડી જાય. આ પ્રમાણે થોડો વખત ચાલ્યા કર્યું. પરંતુ આખરે વરુણ મોટી ઉંમરનો હતો અને હનુમાન તો હજી નાની ઉંમરનો હતો, એ કારણે વરુણ હનુમાનને નીચે પછાડી તેની ઉપર ચડી બેઠો અને તેનાં કેશ ખેંચવા લાગ્યો. આ બધું દૃશ્ય રાવણ જોઈ રહ્યો હતો. રાવણે વિચાર્યું કે, મારા દૂતની હાર એ મારી હાર ગણાશે. આ પ્રમાણે વિચાર કરી તેણે હનુમાનને પડકાર કર્યો. રાવણનો પડકાર સાંભળી હનુમાનમાં સાહસબળ આવી ગયું અને તેણે વરુણને નીચે પાડી દીધો અને તેની છાતી ઉપર ચડી જઈ તેને વશમાં કરી લીધો.

વરુણે હનુમાનના વશીભૂત થવાને કારણે વિચાર્યું કે, મને હનુમાને વશ કર્યો હોય કે રાવણે વશ કર્યો હોય પરંતુ હવે હું તેમના આધીન થઈ ગયો છું. હવે મારે તેમની આધીનતાનો સ્વીકાર કરવો પડશે. મારે હવે શું કરવું જોઇએ કે જેથી હું તેમને આધીન ન બનું અને મારે રાવણની આગળ નમવું ન પડે. આ પ્રમાણે વિચાર કરી વરુણે રાવણને કહ્યું કે, મહારાજ ! તમે ભલે મને મારી નાંખો પરંતુ હું પરમાત્મા સિવાય બીજા કોઈની આગળ મસ્તક નમાવી શકીશ નહિ. મારી એવી ઇચ્છા છે કે, જો તમે મને બંધનમુક્ત કરી દો તો હું સંયમનો સ્વીકાર કરી આત્માનું કલ્યાણ કરું ! વરુણનું આ કથન સાંભળી હનુમાને રાવણને કહ્યું કે, જે વ્યક્તિ સંયમનો સ્વીકાર કરવા ચાહે છે તે વ્યક્તિને બંધનમાં જકડી રાખવો એ ઠીક નથી. એટલા માટે વરુણને બંધનમુક્ત કરી દેવો જોઇએ. હનુમાનની આ સલાહ માની રાવણે વરુણને મુક્ત કરી દીધો. વરુણે સંયમ લીધો. હવે સંયમધારી વરુણમુનિને રાવણ અને હનુમાન બન્નેએ વંદન કર્યું. વંદન કર્યા બાદ રાવણે વરુણ મુનિને કહ્યું કે, આપનું માન અખંડ રહ્યું. સંયમનું બરાબર પાલન કરતા વરુણ મુનિ આત્માનું કલ્યાણ કરવા માટે અન્ય સ્થળોએ વિચરવા લાગ્યા.

વરુણ મુનિના વિહાર થયા બાદ રાવણે વરુણના નગરમાં જઈ તેમના પુત્રોને રાજ્યાસન ઉપર સ્થાપિત કર્યા અને પોતાની આધીનતાનો સ્વીકાર કરાવ્યો. વરુણપુત્રોએ વિચાર્યું કે, હનુમાન બાળક હોવા છતાં બહુ જ પરાક્રમી છે, એટલા માટે આપણે આપણી બહેનનો લગ્નસંબંધ તેની સાથે કરીએ તો બહું સારૂં કહેવાય. આ પ્રમાણે વિચાર કરી વરુણપુત્રોએ પોતાની બહેનનો લગ્નસંબંધ હનુમાનની સાથે કરી દીધો અને રાવણ મહારાજને કહ્યું કે, હવે અમારો આપની સાથે એવો સંબંધ સ્થાપિત થઈ ગયો છે કે જેથી હવે વિગ્રહ થવાનું કોઈ કારણ પણ ઉપસ્થિત નહિ થાય. આ વૈવાહિક સંબંધથી રાવણને પણ ઘણી જ પ્રસન્નતા થઈ. રાવણ હનુમાનને સાથે લઈ પાછો લંકામાં આવ્યો અને હનુમાનનો આદરસત્કાર કરી કહેવા લાગ્યો કે, વરુણને તમે જીત્યા છો એટલે તમને ધન્યવાદ ઘટે છે. હનુમાને જવાબમાં કહ્યું કે, વરુણને મેં જીત્યા નથી પરંતુ તમે જીત્યા છો. આ પ્રમાણે પરસ્પર યશ આપવા લાગ્યા.

આજે તો બીજા દ્વારા કરવામાં આવેલ કામને પોતાનું ગણી લોકો અહંકાર કરવા લાગે છે પરંતુ વાસ્તવમાં મહાન્ તો તે જ છે કે જે આ પ્રકારના અહંકારને જીતી લે છે.

રાવણે હનુમાનની રીતભાતથી પ્રસન્ન થઈ હનુમાનને કાનનાં કુંડલ અને ઘણી જાગીર પુરસ્કારમાં આપી. એટલું જ નહિ પણ પોતાની ભાણેજ–કે જે ખરદૂષણની પુત્રી હતી-તેનો વિવાહ પણ હનુમાનની સાથે કરી દીધો. ખરદૂષણે વિચાર્યું કે, હનુમાનના પિતાએ જ મને બંધનમાંથી મુક્ત કર્યો હતો. આ પ્રમાણે વિચાર કરી તેણે પોતાની કન્યાનો વિવાહ હનુમાનની સાથે કરી દીધો. રત્નના ભોજનમાં કોણ ઘી રેડે નહિ ? આ કથનાનુસાર હનુમાન જેવા વીરપુરુષની સાથે કોણ એવો હશે કે જે પોતાની કન્યાનો વિવાહ કરવા ન ચાહે ? ખરદૂષણની માફક સુગ્રીવે પણ પોતાની કન્યાનો વિવાહ રાવણની સાથે કરી દીધો.

રાવણ અને હનુમાન પરસ્પર એક બીજાને યશ આપવા લાગ્યા એ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે, તે બન્નેમાં અહંકાર ન હતો. જ્યાં સુધી રાવણમાં અહંકાર ન રહ્યો ત્યાં સુધી હનુમાન તેમની સાથે રહ્યા. રાવણમાં અહંકારનું દર્શન થતાં જ હનુમાને તેનો સાથ છોડી દીધો અને નિરહંકારી રામના સાથી બની ગયા. આ વાતને દૃષ્ટિ સમક્ષ રાખી તમે લોકો પણ અહંકારને જીતવાનો પ્રયત્ન કરો. ખરી રીતે તો અહંકારને જીતવાથી જ ભગવાનની ઉપાસના થઈ શકે છે. જે નિરભિમાની હોય છે તે જ પરમાત્માના શરણે જઈ શકે છે.

રાવણને ત્યાંથી વિદાય લઈ હનુમાન પોતાના ઘેર આવ્યા. પવનકુમારે હનુમાનનું સ્વાગત કર્યું. અંજના પણ બધા પરિજનોને જોઈ પ્રસન્ન થઈ પણ સાથે સાથે તેણીને એવો વિચાર આવ્યો કે, મારે આ સાંસારિક ઉપાધિઓમાં જ પડ્યા રહેવું ન જોઇએ પરંતુ આત્માનું કલ્યાણ કરવું જોઇએ.

અંજના સતીને આ પ્રકારનો વિચાર આવ્યો. હવે તે શું કરે છે તે વિષે હવે પછી વિચાર કરવામાં આવશે.

## વ્યાખ્યાનઃ સંવત્ ૧૯૯૬ આસો શુદ ૧૦ રવિવાર.

### પ્રાર્થના

શ્રી 'દઢરથ' નૃપતિ પિતા, 'નન્દા' થારી માય;
રોમ રોમ પ્રભુ મો ભણી, 'શીતલ' નામ સુહાય.
જય જય જિન ત્રિભુવન ધણી.
—વિનયચંદ્રજી કુંભટ ચોવીશી.

શ્રી શીતલનાથ ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે.

શીતલતા એટલે શાન્તિ. સંસારમાં શાન્તિ કોણ ચાહતું નથી ? સંસારમાં બધા લોકો શાન્તિને પ્રાપ્ત કરવા માટે જ પ્રપંચ કરે છે પરંતુ તેમને સાચી શાન્તિ પ્રાપ્ત થતી નથી. વાસ્તવિક શાન્તિ તો શીતલનાથ ભગવાનના શરણે જવાથી જ મળે છે. સાંસારિક પ્રપંચો દ્વારા સાચી શાન્તિ પ્રાપ્ત થવાને બદલે અશાન્તિ જ વધવા પામે છે. જે પ્રમાણે અગ્નિમાં ઘી નાંખવાથી અગ્નિ સતેજ બને છે. કદાચ અગ્નિમાં ઘણું ઘી નાંખવાથી થોડા સમયને માટે ભલે અગ્નિ શાન્ત જણાય, પરંતુ થોડા સમય બાદ તે જ શાન્ત જણાતો અગ્નિ ખૂબ જ પ્રજ્વલિત બની જાય છે, કારણ કે ઘી એ એવો પદાર્થ છે કે તેના સંયોગથી અગ્નિ પ્રજ્વલિત થાય છે. આ જ પ્રમાણે લોકો સંસારમાં શાન્તિ પ્રાપ્ત કરવા વિષયવાસનાનો પ્રયોગ કરે છે અને વિષયોનું સેવન કરે છે, પરંતુ વિષયસેવનથી અશાન્તિ ઘટવાને બદલે વધે છે અને પરિણામે સાચી શાન્તિ પ્રાપ્ત થતી નથી. એટલા માટે જો સાચી શાન્તિ પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય તો શીતલનાથ ભગવાનના શરણે જવું જોઇએ. શીતલનાથ ભગવાનના શરણે જવાથી નિશ્ચિતરૂપે શાન્તિ પ્રાપ્ત થશે.

ભગવાન શીતલનાથના શરણે કેવી રીતે જવું જોઇએ એ વિષે અત્રે વિચાર કરવો આવશ્યક છે. કારણ કે સાધ્યને અનુકૂલ સાધન પ્રાપ્ત થયા વિના સાધ્યની સિદ્ધિ થઇ શકતી નથી. જેવું સાધ્ય હોય તેવું જ સાધન હોવું જોઇએ અને જેવું સાધન હશે તેવું જ સાધ્ય સિદ્ધ થશે. એટલા માટે સાધ્યને સિદ્ધ કરવા માટે ઉપયુક્ત સાધનની સાવધાની રાખવી જોઇએ. સાચી શાન્તિ પ્રાપ્ત કરવાનું સાધન તો ભગવાન શીતલનાથનું શરણ જ છે. આ સાધનદ્વારા અનેક લોકોએ શાન્તિ પ્રાપ્ત કરી છે, કરે છે અને કરશે. આ પ્રમાણે સાચી શાન્તિ પ્રાપ્ત કરવાનું સાધન શીતલનાથ ભગવાનનું શરણ છે અને ભગવાનનું શરણ પ્રાપ્ત કરવાનું સાધન સાંસારિક પદાર્થોના મમત્વનો ત્યાગ કરવો એ છે. મમત્વના ત્યાગદ્વારા પરમાત્માના શરણે જવાશે અને પરમાત્માના શરણે જવાથી સાચી શાન્તિ અવશ્ય પ્રાપ્ત થશે.

અત્રે કોઈ એવો પ્રશ્ન કરે કે, ભગવાન શીતલનાથ તો મોક્ષમાં બીરાજે છે તો તેમના શરણે જવાથી અમને શાન્તિની પ્રાપ્તિ કેવી રીતે થઇ શકે ? આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, સાચી શાન્તિ તો મોક્ષ પ્રાપ્ત કરવામાં જ રહેલી છે. ભગવાન શીતલનાથે મોક્ષરૂપી શાન્તિ જે માર્ગદ્વારા પ્રાપ્ત કરેલ છે તે માર્ગ ભગવાન બધાને બતાવી ગયા છે. હવે તો તે માર્ગે

ચાલવાનું પરાક્રમ કરવાની જ આવશ્યકતા છે. સન્માર્ગે ચાલવાનું પરાક્રમ કરવામાં આવે તો સાચી શાન્તિ અવશ્ય પ્રાપ્ત થાય.

ભગવાન કોઇને એમ કહેતા નથી કે તમે મારા શરણે આવો. તેઓ તો વીતરાગ છે એટલા માટે બધાં પ્રત્યે સમભાવ રાખે છે. આમ છતાં તેમણે એવો માર્ગ બધાયને બતાવ્યો છે કે જે માર્ગે ચાલવાથી શાન્તિ પ્રાપ્ત કરી શકાય છે. ભગવાનના શરણે જવું એ જ શાન્તિ છે અને શાન્તિને પ્રાપ્ત કરવી એ જ ભગવાનનું શરણ છે.

સાચી શાન્તિ પ્રાપ્ત કરવા માટે ભગવાને જે શાન્તિમાર્ગ બતાવ્યો છે તે માર્ગ શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના ૨૯ મા અધ્યયનદ્વારા તમને બતાવવામાં આવે છે. ભગવાન મહાવીરે ઘોર પરાક્રમ કરી કેવલજ્ઞાન પ્રાપ્ત કર્યું અને એ કેવલજ્ઞાનદ્વારા ભગવાને જે કાંઈ જોયું-જાણ્યું તેનો લાભ તેમણે ઉદારતાપૂર્વક સકલ સંસારને આપ્યો છે. હવે તેનો લાભ લેવો અને આત્મિક કલ્યાણ કરવું એ આપણું કામ છે. એટલા માટે ભગવાને જે મોક્ષમાર્ગ બતાવેલ છે તે માર્ગે ચાલવા માટે સમ્યક્ પરાક્રમ કરવું જોઇએ. હવે સમ્યક્ત્વ વિષે પરાક્રમ કેવી રીતે કરવું જોઈએ તે વાત શાસ્ત્રદ્વારા સમજાવું છું:—

## સમ્યક્ત્વ પરાક્રમ—અધ્યયન સમાપ્ત.

આજે સમ્યક્ત્વ-પરાક્રમ નામનું ઓગણત્રીશમું અધ્યયન સમાપ્ત થઈ રહ્યું છે. આ અધ્યયનની સમાપ્તિ કરતાં કહેવામાં આવ્યું છે કે:—

**(૭૪) एस खलु सम्मत्तपरक्कमस्स अज्झयणस्स अट्ठे समणेणं भगवया महावीरेणं आघविए पन्नविए परूविए दंसिए उवदंसिए ॥ ७४ ॥ त्ति बेमि ॥ इअ सम्मत्तपरक्कमे समत्ते ॥ २९ ॥**

અર્થાત્—આ સમ્યક્ત્વ-પરાક્રમ નામના અધ્યયનનો અર્થ શ્રમણ ભગવાન મહાવીરે સામાન્યમાં વિશેષ અને વિશેષમાં સામાન્ય કરી હેતુફલાદિદ્વારા પ્રકાશિત કરેલ છે, તેનું સ્વરૂપ બતાવેલ છે, તેનો ઉપદેશ આપેલ છે, તેને દૃષ્ટાન્તાદિદ્વારા સમજાવેલ છે તથા તેનો ઉપસંહાર કરેલ છે.

આ સૂત્રપાઠદ્વારા આ અધ્યયન સમાપ્ત થાય છે. આ અધ્યયનમાં સમ્યક્ત્વમાં પરાક્રમ કરવા વિષે કહેવામાં આવેલ છે અર્થાત્ સમકિતપૂર્વક કરવામાં આવેલ પરાક્રમનું શું ફળ મળે છે એ બતાવવામાં આવેલ છે. સમકિત અર્થાત્ સાચી શ્રદ્ધા હોય તો જ બધાં પરાક્રમો સાર્થક થાય છે. જેવી રીતે એક (૧) અંક હોય તો જ શૂન્યનું (૦) મહત્ત્વ માનવામાં આવે છે. તેવી જ રીતે સમકિતપૂર્વક કરવામાં આવેલ પરાક્રમ જ મોક્ષને માટે સાર્થક નીવડે છે. કહ્યું પણ છે કે:—

એકા સે શૂન્ય દસગુની, એકા બિન સબ શૂન્ય;
જા ઘર એકા પાઇયે, વાંકા ભારી પુણ્ય.

અર્થાત્—જ્યારે એક (૧) અંક ઉપર શૂન્ય (૦) હોય ત્યારે જ તે શૂન્ય એક ને દશ બનાવી દે છે પરંતુ એકનો અંક ન હોય તો એકડા વિનાનાં શૂન્ય બધાં મીંડાં જ

છે. આ જ પ્રમાણે મોક્ષ-પ્રાપ્તિને માટે કરવામાં આવેલાં બધાં પરાક્રમોનું મહત્ત્વ પણ ત્યારે જ છે કે જ્યારે સમકિતપૂર્વક પરાક્રમો કરવામાં આવેલાં હોય. સમકિતને પામ્યા વિના કરવામાં આવેલાં બધાં પરાક્રમો વ્યર્થ છે.

એકનો અંક તો હોય, પરંતુ શૂન્યને તે અંકની આગળ મૂકવું કે પાછળ મૂકવું એ વિષે ધ્યાન રાખવાની ખાસ આવશ્યકતા રહે છે. આ જ પ્રમાણે સમ્યક્ત્વ પણ હોય અને પરાક્રમ પણ કરવો હોય, તો પરાક્રમ કેવી રીતે કરવો એ વિષે વિચાર કરવાની આવશ્યકતા છે. આ અધ્યયનમાં સમ્યક્ત્વમાં કેવી રીતે પરાક્રમ કરવો એ જ વિષે વિચાર કરવામાં આવેલ છે. શ્રમણ ભગવાન મહાવીરે આ સમ્યક્ત્વ-પરાક્રમ નામના અધ્યયનને અર્થરૂપે ફરમાવેલ છે અને ગણધરોએ તેને સૂત્રરૂપે ગૂંથેલ છે. આ અધ્યયનમાં જે કાંઈ કહેવામાં આવેલ છે તે સમ્યક્ત્વમાં પરાક્રમ કરવા માટે જ કહેવામાં આવેલ છે. સમકિત પ્રાપ્ત કર્યા બાદ કેવી રીતે પરાક્રમ કરવો કે જેથી સરળતાપૂર્વક મોક્ષની પ્રાપ્તિ થાય એ વિષે પ્રસ્તુત અધ્યયનમાં વર્ણન કરવામાં આવેલ છે.

પ્રત્યેક ધર્મકરણીનું મૂળ સમકિત અથવા 'સમ્યક્ત્વ છે અને બીજાં કાર્યો તો તેની શાખાઓ છે. મૂળ વિના શાખા પેદા થઈ શકતી નથી. જો મૂળ સુકાઈ જાય તો શાખા પણ સુકાઈ જાય. એટલા માટે મૂળ હોવું અત્યાવશ્યક છે.

સમકિત અથવા સમ્યક્ત્વનો સામાન્ય અર્થ શ્રદ્ધા થાય છે. ધર્મકરણી કરવા માટે સર્વપ્રથમ શ્રદ્ધા હોવી આવશ્યક છે. શ્રદ્ધા હોય તો જ ધર્મકરણી સફળ કહેવાય. અને એટલા જ માટે શાસ્ત્રમાં કહ્યું છે કેઃ—

**सद्धा परम दुल्लहा**

અર્થાત્—શ્રદ્ધા બહુ જ દુર્લભ છે. સંસારમાં અનેક વસ્તુઓને દુર્લભ માનવામાં આવે છે પરંતુ શાસ્ત્રકારોએ મુખ્યત્વે ચાર વસ્તુઓને દુર્લભ બતાવતાં કહ્યું છે કેઃ—

**चत्तारि परमंगाणि, दुल्लहाणीह जंतुणो ।**
**माणुसत्तं सुई सद्धा, संजमम्मि य वीरियं ॥**

અર્થાત્—સંસારમાં પ્રાણીઓને નીચેની ચાર વસ્તુઓ પ્રાપ્ત થવી પરમ દુર્લભ છેઃ— (૧) મનુષ્યત્વ, (૨) ધર્મશ્રવણ, (૩) ધર્મશ્રદ્ધા અને (૪) સંયમમાં પરાક્રમ.

સંસારમાં સંપત્તિ પ્રાપ્ત થવી, સત્તા પ્રાપ્ત થવી, આદિને દુર્લભ માનવામાં આવે છે પરંતુ શાસ્ત્રકારો ફરમાવે છે કે, આ દુર્લભ મનાતી વસ્તુઓ તો સુલભ થઈ શકે છે પરંતુ મનુષ્યદેહ મળવા છતાં મનુષ્યત્વ પ્રગટ થવું, સદ્ધર્મનું શ્રવણ, સદ્ધર્મ પ્રત્યે શ્રદ્ધા અને સંયમમાં પરાક્રમ કરવો-એ ચાર વસ્તુઓ તો પરમ-બહુ જ દુર્લભ છે.

જ્યારે સદ્ધર્મ પ્રત્યે સાચી શ્રદ્ધા પેદા થાય છે ત્યારે ધર્મને માટે આત્મ-સમર્પણ કરવાની ભાવના ઉદ્ભવે છે. જે કોઈ કાર્ય પ્રત્યે શ્રદ્ધા જન્મે છે તે કાર્ય મુશ્કેલ હોય તોપણ તે કાર્યને સંપન્ન કરવામાં આવે છે. પરંતુ જે કાર્ય શ્રદ્ધા વિના કરવામાં આવે છે તે કાર્ય સરળ હોય તોપણ ભારભૂત જણાય છે. એટલા માટે જે કોઈ કાર્ય કરવું હોય તે કાર્ય પ્રત્યે દૃઢ શ્રદ્ધા હોવી અત્યાવશ્યક છે. વ્યવહારમાં પણ જે કામ ઉપર શ્રદ્ધા હોય છે તે કાર્ય ગમે તેટલું મુશ્કેલ હોય તોપણ તે કાર્ય સરળ જણાય છે અને જે કાર્ય ઉપર શ્રદ્ધા

હોતી નથી તે કાર્ય સરળ હોવા છતાં મુશ્કેલ જણાય છે. જે કાર્ય ઉપર શ્રદ્ધા હોય છે તે કાર્યને સંપન્ન કરવા માટે બીજા કોઈની પ્રેરણાની પણ આવશ્યકતા રહેતી નથી. ઉદાહરણ તરીકે પુત્રના વિવાહમાં કામ કરવા માટે કોણ પ્રેરણા કરે છે? પુત્રના વિવાહના કામોમાં મુશ્કેલી પણ ભોગવવી પડે છે પરંતુ તે કાર્ય પ્રત્યે શ્રદ્ધા હોવાથી બીજા કોઈની પ્રેરણા ન હોવા છતાં તે મુશ્કેલ કામ પણ સરળતાપૂર્વક કરવામાં આવે છે. આ જ પ્રમાણે જ્યારે વ્યવહારમાં પણ શ્રદ્ધાની આવશ્યકતા જણાય છે તો પછી ધર્મમાં શ્રદ્ધાની આવશ્યકતા કેમ ન હોય? વ્યવહારનાં કાર્યો પણ શ્રદ્ધા વિના સંપન્ન થતાં નથી, તો પછી મોક્ષનાં કાર્યો શ્રદ્ધા વિના કેવી રીતે સંપન્ન થઈ શકે? એટલા માટે ભગવાને જે કાંઈ કહ્યું છે તે વાતને ધ્યાનમાં રાખી મોક્ષ–પ્રાપ્તિ માટે સમકિતપૂર્વક પરાક્રમ કરવો જોઈએ. જો આપણે ભગવાનની વાણીને સંપૂર્ણ રીતે આચરણમાં ઉતારી ન શકીએ તો આપણી શક્તિ અનુસાર ભગવાનની વાણીનો સ્વીકાર કરવો જ જોઈએ. ભગવાનની સંપૂર્ણ વાણીને તો ગણધરો પણ ધારણ કરી શકતા નથી. તેઓ પણ થોડા અંશમાં જ ભગવદ્‌વાણીને ધારણ કરી શકે છે. આવી દશામાં આપણે ભગવદ્‌વાણીને સંપૂર્ણ રીતે ધારણ કરી શકીએ એ કેવી રીતે બની શકે? એટલા માટે આપણે શકિત અનુસાર ભગવદ્‌વાણીને આચરણમાં ઉતારવાનો પ્રયત્ન કરવો જોઈએ. આપણે વધારે કાંઈ કરી ન શકીએ તો શ્રદ્ધાને તો ધારણ કરી શકીએ છીએ. કાર્યની તો ભલે સરખામણી ન થઈ શકે પરંતુ શ્રદ્ધા તો તેરમા ગુણસ્થાનવાળાની અને ચોથા ગુણસ્થાનવાળાની સમાન જ હોઈ શકે છે. પક્ષીઓ પોતાની ચાંચમાં સમુદ્રને ભરી ન શકે પરંતુ સમુદ્ર ઉપર શ્રદ્ધા તો બધાં પક્ષીઓ રાખી શકે છે. આ જ પ્રમાણે તમે પણ ભગવદ્‌વાણીનું વિધિવત્ પાલન ન કરી શકો તોપણ તે ઉપર શ્રદ્ધા રાખો અને યથાશકિતમતિ તેનું શ્રદ્ધાપૂર્વક પાલન પણ કરો.

અત્રે કોઈ એવો પ્રશ્ન કરે કે, અમે કયા ધર્મ ઉપર શ્રદ્ધા રાખીએ? તમે જે કાંઈ કહો છો તે જ વાત બીજા લોકો પણ કહે છે. આવી દશામાં અમારે કયા ધર્મ ઉપર શ્રદ્ધા રાખવી જોઈએ? આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, પાઠશાળાઓ જુદીજુદી હોવા છતાં કેટલીક વાતો એવી હોય છે કે જે પ્રત્યેક પાઠશાળામાં એક સરખી રીતે માનવામાં આવે છે. ઉદાહરણ તરીકે પાંચ અને પાંચ દશ થાય છે એ વાત તો પ્રત્યેક પાઠશાળામાં એક સરખી રીતે શીખડાવવામાં આવે છે. બીજી વાતોમાં તો કદાચ મતભિન્નતા હોઈ શકે પરંતુ આ વાતમાં કોઈ પ્રકારની ભિન્નતા હોઈ શકે નહિ આ જ પ્રમાણે વીતરાગ ભગવાનદ્વારા કહેવામાં આવેલ કેટલાંક તત્ત્વો એવાં છે કે જે બધાંને માન્ય છે. એ વિષે કોઈનો મતભેદ નથી. બીજાં જે સિદ્ધાન્તો છે તે અને જૈન સિદ્ધાન્તોને બીજા મતનાં સિદ્ધાન્તોની સાથે સરખામણી કરી જુઓ અને તે વિષે વિવેકબુદ્ધિપૂર્વક વિચાર કરો તો તમને જણાશે કે, વીતરાગ ભગવાનનું કથન જ યથાર્થ છે. વીતરાગ ભગવાનદ્વારા પ્રરૂપિત યથાર્થ કથન ઉપર શ્રદ્ધા રાખવી જોઈએ. આ સિવાય અન્ય મતની કોઈ વાત સારી હોય તો તે પણ આપણા માટે ગ્રાહ્ય છે. બીજાના નયની ઉત્થાપના ન કરી પોતાના નયની સ્થાપના કરવી એનું જ નામ સ્યાદ્‌વાદ છે. સ્યાદ્‌વાદ સાતેય નયોને માને છે. સ્યાદ્‌વાદ કોઈપણ નયનું ખંડન કરતો નથી પરંતુ સાતે નયોનો સંગ્રહ કરી પદાર્થને માને છે. આથી વિપરીત બીજા લોકો તો કોઈ એક વાતને પકડી રાખી દુરાગ્રહ કરે છે. પરંતુ જૈનદર્શન કોઈપણ વાતનો દુરાગ્રહ રાખતું

નથી. જૈન દર્શન તો બધાંયની દૃષ્ટિને લઇને પદાર્થનું નિરૂપણ કરે છે. અન્ય દર્શનો અથવા મતો કોઇ એક દૃષ્ટિને જ પકડી રાખી પદાર્થનું નિરૂપણ કરે છે પરંતુ જૈનદર્શન બધી દૃષ્ટિઓને માન્ય રાખે છે. આ વાત એક ઉદાહરણ આપી સમજાવું છું, કે જેથી જૈનદર્શનની વિશાલતા તથા મૌલિકતા સમજવામાં આવી શકશેઃ–

કોઈએક ગામમાં એક હાથી આવ્યો. હાથીને જોવા માટે ગામના લોકો એકઠા થયા. તે ગામમાં કેટલાક આંધળા લોકો પણ રહેતા હતા. તેઓ પણ હાથી જોવા માટે ચાલ્યા. રસ્તામાં કોઇએ તેમને કહ્યું કે, તમને આંખો નથી તો કેવી રીતે હાથીને જોઈ શકશો? આંધળા લોકોએ કહ્યું કે, અમે હાથીને હાથ ફેરવીને જોઈ લઈશું.

આંધળા લોકો હાથીની પાસે ગયા અને હાથ ફેરવીને જોવા લાગ્યા. એક આંધળાના હાથમાં હાથીનો દાંત આવ્યો એટલે તે કહેવા લાગ્યો કે હાથી કેવો હોય છે તે હું સમજી ગયો. હાથી તો મૂસલ–સાંબેલા જેવો હોય છે.

બીજા અંધ માણસના હાથમાં હાથીની સુંડ આવી એટલે તે પહેલા અંધ માણસને કહેવા લાગ્યો કે, તું હાથીને સાંબેલા જેવો કહે છે તે ખોટું છે, હાથી તો ડગલાની બાંય જેવો હોય છે.

ત્રીજા અંધ માણસના હાથમાં હાથીનો પગ આવ્યો એટલે તે કહેવા લાગ્યો કે, તમે બન્ને ખોટા છો, હાથી તો થાંભલા જેવો હોય છે.

ચોથા અંધ માણસના હાથમાં હાથીનું પેટ આવ્યું એટલે તે કહેવા લાગ્યો કે, તમે ત્રણેય જણા ખોટું કહો છો, હાથી તો કોઠી જેવો હોય છે.

પાંચમા અંધ માણસના હાથમાં હાથીનાં કાન આવ્યાં, એટલે તે કહેવા લાગ્યો કે, તમે બધાં ખોટું કહો છો, હાથી તો સૂપડા જેવો હોય છે.

આ પ્રમાણે બધા આંધળા લોકો એકબીજાને ખોટા કહેવા લાગ્યા અને પરસ્પર લડવા–ઝઘડવા લાગ્યા. એટલામાં ત્યાં એક સનેત્ર–આંખવાળો મનુષ્ય આવી ચડયો. તે ચક્ષુષ્માન મનુષ્ય તે અંધ મનુષ્યોને કહેવા લાગ્યો કે, તમે બધા લોકો શામાટે લડો છો? તમે બધા લોકો કોઈ એક અંશમાં ઠીક કહો છો, પરંતુ જ્યારે તમારા બધાની માન્યતાને એક કરવામાં આવશે ત્યારે હાથીનું વાસ્તવિક સ્વરૂપ સમજવામાં આવશે.

આખરે આંખવાળા મનુષ્યે તે અંધ મનુષ્યોને હાથીના કોઈ એક અંગને જ હાથી માની લેવાથી કેવી ભ્રમણા પેદા થાય છે એ સમજાવ્યું અને બધાં અંગોનો સમન્વય કરવામાં આવે તો જ હાથીનું સ્વરૂપ સમજવામાં આવે એ વાત પણ સમજાવી.

આ દૃષ્ટાન્ત ઉપરથી સાર એ નીકળે છે કે, જે કોઈ વ્યક્તિ તે અંધ મનુષ્યોની માફક પદાર્થના એક જ અંશનો સ્વીકાર કરી બીજા અંશોનું સર્વથા ખંડન કરે છે અને એક જ અંશને પકડી રાખવાનો આગ્રહ કરે છે તે મિથ્યાત્વમાં પડી જાય છે. જે કોઈ પણ નયનું ખંડન કરે છે તે ખંડન કરનાર જે નયનો આશ્રય લે છે તે નય પણ દુર્નય બની જાય છે. એટલા માટે પોતાની જ વાતને હઠ કરી પકડી ન બેસી, અન્યમતાવલંબીઓ પણ જે કાંઈ કહે છે તે ઉપર સમ્યક્રીતિએ વિચાર કરવો અને વિવેકબુદ્ધિપૂર્વક પૂર્વાપર વિચાર કરી સત્ય વસ્તુ ઉપર શ્રદ્ધા કરવી એનું નામ જ સમ્યક્ત્વ છે. જ્યારે પુણ્યોદય થાય છે ત્યારે જ સમ્યક્ત્વની પ્રાપ્તિ થાય છે. સ્યાદ્વાદનો સિદ્ધાન્ત કોઈ પ્રકારનો દુરાગ્રહ ન કર-

વાનું અને મારું તે સાચું નહિ પણ સાચું તે મારું એમ માનવાનું કહે છે. એટલા માટે સમ્યક્ત્વને પ્રાપ્ત કરી મોક્ષની સિદ્ધિ થાય એવો પુરુષાર્થ કરો. સમ્યક્ત્વમાં પરાક્રમ કરવો એ જ મોક્ષપ્રાપ્તિનો રાજમાર્ગ છે.

વીતરાગ ભગવાનને કોઈના પ્રત્યે રાગદ્વેષ હોતો નથી એટલા માટે વીતરાગવાણી હમેશાં સત્ય, શિવ અને સુંદર હોય છે. સરાગ તથા સદોષ વ્યક્તિનાં વચનોમાં તો અપૂર્ણતા હોઈ શકે પરંતુ વીતરાગ દેવની વાણીમાં અપૂર્ણતા હોઈ શકે નહિ. જો વીતરાગવાણીને બરાબર સમજવા જેટલી તમારામાં બુદ્ધિ ન હોય, તો તમે એમ જ કહો કે વીતરાગ ભગવાને જે કાંઈ કહ્યું છે તે સત્ય છે. જો તમે વીતરાગવાણીને હૃદયપૂર્વક સત્ય, શીવ અને સુંદર માનશો તો નિશ્ચિતરૂપે આરાધક બની શકશો અને આત્માનું કલ્યાણ સાધી શકશો.

પ્રસ્તુત અધ્યયનમાં મહાવીર ભગવાને જે કાંઈ કહ્યું છે તે કોઈ વિવાદનો વિષય નથી પરંતુ આચરણમાં ઉતારવાનો વિષય છે. જે કોઈ વ્યક્તિ ભગવદ્વાણીને સાચા હૃદયથી આચરણમાં ઉતારશે તે સ્વ-પરનું કલ્યાણ સાધી શકશે. એટલા માટે તમે લોકો પણ કોઈ પ્રકારના વાદવિવાદમાં ન પડી ભગવાનના કથનને આચરણમાં ઉતારો તો તેમાં તમારું કલ્યાણ જ રહેલું છે.

વાદવિવાદ કરવાથી વસ્તુનો નિર્ણય થઈ શકતો નથી અને વાદવિવાદનો અન્ત પણ આવી શકતો નથી. જેનામાં જેટલી વધારે બુદ્ધિ હશે તે તેટલોજ વધારે વાદવિવાદ કરી શકે છે અને વાદવિવાદ કરતાં કરતાં આખું આયુષ્ય જ સમાપ્ત થઈ જાય. એટલા માટે વાદવિવાદમાં ન પડતાં ભગવાનદ્વારા બતાવવામાં આવેલ માર્ગ ઉપર ચાલવામાં સમકિતપૂર્વક પરાક્રમ કરવો જોઈએ.

વીતરાગ ભગવાનના વચનને જો તમે નિસ્પૃહ થઈ તમારા આત્માના ત્રાજવે તોલો તો ભગવાનના વચનની સત્યતા જણાયા વગર રહેશે નહિ. આત્મા પોતે જ સત્ય-અસત્યને તોલવાનું ત્રાજવું છે. જો આત્મા કુટીલતાનો પરિત્યાગ કરી સરળતાને ધારણ કરે તો સત્ય શું છે? અને અસત્ય શું છે? એ વાતનો બરાબર નિર્ણય કરી શકે છે. આત્મા વાસ્તવમાં સિદ્ધ સમાન છે પરંતુ અત્યારે તે મોહમાં પડેલ છે. આ મોહને દૂર કરવો એજ સિદ્ધ સમાન બનવાનો ઉપાય છે. આત્માનું કલ્યાણ આત્માની પાસે જ છે એ વાતને દૃષ્ટિ સમક્ષ રાખી સમ્યક્ત્વ વિષે પરાક્રમ કરો તો સ્વપરનું કલ્યાણ અવશ્ય સાધી શકશો.

મહાવીર ભગવાને કેવલજ્ઞાન પ્રાપ્ત કરી જે ધર્મ પ્રરૂપ્યો છે અને જેનું વર્ણન આ અધ્યયનમાં કરવામાં આવ્યું છે તેનું વિસ્તૃત વિવરણ તો કોઇ પૂર્ણ પુરુષ જ કરી શકે. સાધારણ વ્યક્તિમાં એવી શક્તિ હોઇ શકે નહિ. છતાં આકાશને પાર ન પામવા છતાં પક્ષીઓ પોતાની શક્તિ અનુસાર આકાશમાં ઉડ્ડયન કરે જ છે. 'હું આકાશનો પાર પામી નહિ શકું' એ વિચારથી પક્ષી ઉડવાનું છોડી દેતું નથી. બરાબર તે જ પ્રમાણે યથાશક્તિ-મતિ અત્રે સમ્યક્ત્વ-પરાક્રમ નામના અધ્યયનનું વિવેચન કરવામાં આવેલ છે. જો તમારી સમજમાં સૂત્રનું વિવેચન બરાબર આવ્યું ન હોય તો જેટલું સમજમાં આવ્યું હોય તેટલું જીવનમાં ઉતારશો તો તમારું આત્મકલ્યાણ અવશ્ય થશે.

**સર્વપ્રથમ વીતરાગ દેવ, નિર્ગ્રન્થ ગુરુ તથા કેવલિપ્રરૂપિત ધર્મ ઉપર શ્રદ્ધા કરો. આ જ કલ્યાણનો માર્ગ છે.**

## સતી અંજના ચરિત્ર-૨૪

સમ્યક્ત્વમાં પરાક્રમ કરી આત્મ-કલ્યાણ સાધનાર અનેક પુણ્યાત્માઓ થઇ ગયા છે. અંજના પણ તેમાંની એક છે. સતી અંજનાએ સ્વ-પરનું કલ્યાણ સાધ્યું હતું એટલા જ માટે તેમની ચરિત્રકથા સંભળાવવામાં આવે છે.

વીર હનુમાન વિજય પ્રાપ્ત કરી ઘેર આવ્યા. પવનકુમાર તથા અંજના વગેરે હનુમાન તથા તેની સ્ત્રીઓને જોઇ પ્રસન્ન થયા. તે વખતે અંજના સતીને એવો વિચાર આવ્યો કે, મારે હવે પુત્ર-પરિવાર સાંસારિક વગેરે દરેક સુખ છે પરંતુ મારે ઉપાધિઓમાં જ પડયા રહેવું ન જોઈએ પરંતુ આત્માનું કલ્યાણ કરવું જોઇએ. આ વિચારને કારણે તે પાછલી રાતના સમયે જાગી ગઈ અને ધર્મજાગરણ કરી તે વિચાર કરવા લાગી કે, પુત્રે જે વિજય પ્રાપ્ત કર્યો છે તે વિજયથી શું મારો આત્મવિજય થવાનો છે? મને અત્યારે જે કાંઈ પ્રાપ્ત થયું છે તે પૂર્વ કરણીના પ્રતાપથી જ પ્રાપ્ત થયેલ છે. પરંતુ મારે મારી પૂર્વકરણીને આ પ્રમાણે સાંસારિક કામોમાં જ ખર્ચી દેવી ન જોઇએ, પણ પૂર્વ કરણીની સહાયતાથી આત્માનું કલ્યાણ કરવું જોઇએ. જો હું આ સમયે પણ આત્માનું કલ્યાણ નહિ કરું તો પછી આત્માનું કલ્યાણ કયારે સાધી શકીશ ?

આ પ્રમાણે નિશ્ચય કરી અંજના સતી પવનકુમારની પાસે ગઇ અને બે હાથ જોડી તેમની સામે ઊભી રહી. અંજનાને સામે ઊભેલી જોઈ પવનકુમારે પૂછ્યું કે, કેમ શું છે? તને એવી કઈ વસ્તુની જરૂર છે કે, આ પ્રમાણે પ્રાર્થી બનીને આવી છો ? અંજના સતીએ કહ્યું કે, જો કોઈ વસ્તુની જરૂર ન હોત તો તમારી પાસે પ્રાર્થના કરવા શા માટે આવત? આ સાંભળી પવનકુમારે પૂછ્યું કે, તું શું ચાહે છે ? અંજનાએ જવાબમાં કહ્યું કે, જો તમારી આજ્ઞા હોય તો હું ધર્મકરણી કરવામાં પ્રવૃત્ત થાઉં. પવનકુમારે કહ્યું કે, તને ધર્મકરણી કરવાની કોણ ના પાડે છે? અંજનાએ જવાબ આપ્યો કે, મારી એવી ઇચ્છા છે કે, હું સમસ્ત સાંસારિક બંધનોને છોડી દઇ એક માત્ર ધર્મકરણી કરવામાં જ સમય વ્યતીત કરું !

અંજનાનો કહેવાનો આશય પવનકુમાર સમજી ગયા. તેમણે કહ્યું કે, હે અંજના ! તને આવો વિચાર અનાયાસે કેવી રીતે ઉદ્‌ભવ્યો ? પુત્ર હજી નાનો છે અને નવી વહુઓ ઘરમાં આવી છે. આ અવસર તો આનંદમાં વ્યતીત કરવાનો પ્રાપ્ત થયો છે. આનંદ માણવાના સમયે તને વિરક્તિનો વિચાર કેમ આવ્યો ? ઘરમાં રહીને જ શા માટે આનંદપૂર્વક ધર્મકરણી કરતા નથી ? આ સાંભળી અંજનાએ જવાબ આપ્યો કે, આ સંસારમાં એવાં અનેક પ્રલોભનો છે કે જેમાં ફસાઈ જવાથી હું આત્માનું કલ્યાણ કરી શકતી નથી. કદાચ તમે મને મારા વિચારોને છોડી દેવાનું કહેતા હો તો, હું તમને એ જ નિવેદન કરીશ કે જો તમે કાળને રોકી દો તો હું હમણાં સંયમ લેવાનો વિચાર માંડી વાળીશ. પવનકુમારે જવાબમાં કહ્યું કે, કાળને કોણ અટકાવી શકે? કોણ જાણે કાળ ક્યારે આવે અને ક્યારે ઉપાડી જાય ? કાળ તો સ્વચ્છંદવિહારી છે એટલા માટે તેને કોણ અટકાવી શકે? આ સાંભળી અંજનાએ નમ્રતાપૂર્વક કહ્યું કે, જ્યારે તમે કાળને અટકાવી શકતા નથી તો પછી સંયમ લેવાના મારા વિચારને શા માટે છોડી દેવાનું કહો છો ? મીરાંએ પણ કહ્યું હતું કે:—

પરણું તો પ્રીતમ પ્યારો અખંડ અહાવાત મ્હારો ચૂંડવાનો ભય ટાલ્યો રે.

આ પ્રમાણે અંજના સતીએ પણ કહ્યું કે, હે પતિદેવ ! કાળ આવીને જો આપને ઉપાડી જશે તો એ દશામાં મારે વિધવા બનવું પડશે, અને કાળ જો મને ઉપાડી જશે તો તમારે દુઃખ ભોગવવું પડશે. એટલા માટે કાળ નથી આવ્યો તે દરમ્યાન આત્મકલ્યાણ સાધી લેવું એ જ ઠીક છે. કાળનો વિશ્વાસ નથી કે તે ક્યારે આવે અને ક્યારે ઉપાડી જાય !

અંજનાનું ન્યાયયુક્ત કથન પવનકુમારને ઠીક લાગ્યું. તેમણે અંજનાને કહ્યું કે, થોડા દિવસ રાહ જુઓ. પછી આપણે બન્ને સાથે સંયમનો સ્વીકાર કરશું. અંજનાએ જવાબમાં કહ્યું કે, તમારું કહેવું બરાબર છે, પરંતુ જેમણે મૃત્યુને જીતી લીધું હોય, જે મૃત્યુ આવે ત્યારે ભાગી જઈ તેથી બચી શકતા હોય, જેને મૃત્યુ સાથે મૈત્રી હોય, અથવા જેમને મૃત્યુનો ભય નથી તેઓ થોડા દિવસ રાહ જુએ તો ઠીક પણ કહી શકાય. પરંતુ મારું મૃત્યુ ક્યારે આવશે એ હું જાણતી નથી એવી દશામાં હું સમયનો દુરુપયોગ કેવી રીતે કરી શકું ? અંજનાનું આ કથન પણ પવનકુમારને ઉચિત લાગ્યું. તેમણે મનમાં વિચાર કર્યો કે, જ્યારે અંજના સંયમનો સ્વીકાર કરી રહી છે તો પછી હું સંસારમાં કેવી રીતે રહી શકું ?

અહીં પતિપત્નીધર્મ કેવો હોય છે તેનો આછો ખ્યાલ આવે છે. અંજના સતીએ જેમ પતિધર્મનો આદર્શ ઉપસ્થિત કર્યો છે તેવી રીતે પવનકુમારે પત્નીધર્મનો આદર્શ ઉપસ્થિત કર્યો છે.

આજે તો લોકો પતિ–પત્નીધર્મને ભૂલી રહ્યા છે. અને તે કારણે જ સંસારમાં દામ્પત્યજીવન દુઃખપૂર્ણ જોવામાં આવે છે. આજે તો એવો સામાન્ય રીવાજ પ્રચલિત થયેલો જોવામાં આવે છે કે, પુરુષો એક પત્ની મર્યા બાદ બીજી અને બીજી પત્ની મર્યા બાદ ત્રીજી પત્ની પરણી લાવે છે. આ એક અન્યાય છે. પુરુષો પત્નીદ્વારા તો પતિવ્રતનું પાલન કરાવવા ચાહે છે, પરંતુ પોતે તો ઇચ્છાનુસાર એક પત્ની મર્યા બાદ બીજી અને બીજી પત્ની મર્યા બાદ ત્રીજી પત્ની કરે છે. આ પ્રમાણે પુરુષોએ પોતાની સુખસગવડતાનો કાયદો બનાવી લીધો છે; પરંતુ શાસ્ત્રકારો સ્ત્રી–પુરુષ વચ્ચેનો ભેદભાવ ન રાખતાં બન્નેને માટે સમાનરૂપે પતિવ્રત તથા પત્નીવ્રતનું પાલન કરવા માટે ભારપૂર્વક કહે છે. શાસ્ત્રકારો ઉત્સર્ગમાર્ગ તરીકે બ્રહ્મચર્ય પાળવાનો જ ઉપદેશ આપે છે, પરંતુ જો સંપૂર્ણ બ્રહ્મચર્ય પાળી ન શકાય તો પતિવ્રત તથા પત્નીવ્રતનું પાલન કરો એમ કહે છે. પરંતુ પુરુષો પોતાને સ્વદારસંતોષવ્રતથી મુક્ત સમજી પત્નીદ્વારા સ્વપતિસંતોષવ્રતનું પાલન કરાવવા ચાહે છે. પુરુષો એટલું પણ વિચારતા નથી કે જ્યારે અમે પોતે અમારા વ્રતનું પાલન કરતા નથી તો પછી પત્ની પોતાના વ્રતનું પાલન કરે જ એવી આશા કેવી રીતે રાખી શકાય ! એટલા માટે સ્ત્રી–પુરૂષોને માટે એ જ ઉચિત છે કે, તેઓ પોતપોતાના વ્રતનું બરાબર પાલન કરે. કારણ કે જે કોઈ વ્રતનું પાલન બરાબર કરે છે તેનું કલ્યાણ અવશ્ય થાય છે.

અંજના સતીની સાથે પવનકુમાર પણ સંયમનો સ્વીકાર કરવા તૈયાર થઈ ગયા. હનુમાનને ખબર પડી કે, માતા–પિતા સંયમ લેવા તૈયાર થઈ રહ્યા છે, એટલે હનુમાન

માતાની પાસે આવી મસ્તક નમાવી કહેવા લાગ્યા કે, માતાજી! તમે મને બાળકને છોડી દઈ ક્યાં જઈ રહ્યા છો? તમે ઘરમાં જ રહીને ધર્મધ્યાન કરી શકો છો! તમને ધર્મધ્યાન કરવાની કોણ ના પાડે છે? હનુમાનના આ કથનના ઉત્તરમાં અંજનાએ કહ્યું કે, હે પુત્ર! તું વ્યર્થ મોહમાં પડી રહ્યો છે! ક્ષત્રિયો સંગ્રામથી ભય પામતા નથી. જો હું તને સંગ્રામમાં જતાં રોકત તો શું હું વીરમાતા કહેવાત? જો નહિ, તો પછી તું મને શા માટે રોકે છે? હું કર્મશત્રુઓને જીતવા માટે યુદ્ધમાં જાઉં છું. એ સમયે તું પોતાને નાની ઉંમરનો બતાવી મને સંયમ લેતાં અટકાવે છે એ ક્ષત્રિયપુત્ર તરીકે તને શોભતું નથી. કાળ નિર્દય છે અને શરીર અબળ છે, તથા કરાળ કાળ ક્યારે આવી ચડશે એ કોઈ જાણતું નથી—એવી દશામાં કર્મશત્રુઓને જીતવા માટે યુદ્ધમાં જતાં તું મને અટકાવે અને વીરપુત્ર થઈને કાયરતા બતાવે એ ઉચિત નથી.

અંજના સતીએ આ પ્રમાણે હનુમાનને સમજાવ્યો. હનુમાન પણ ધીર–વીર હતા. તેઓ સમજી ગયા કે, માતા તથા પિતાને હવે સંસારમાં રહેવાની રુચિ નથી અને તેમને અનિચ્છાએ રોકી રાખવામાં લાભ નથી એમ સમજી તેમણે દીક્ષા–મહોત્સવની તૈયારીઓ કરી. પવનકુમાર તથા અંજના સતી બન્નેએ ભાવપૂર્વક દીક્ષાને અંગીકાર કરી. હનુમાને વિચાર્યું કે, હવે મને માતાનાં દર્શન ક્યારે થશે? આ પ્રમાણે વિચાર કરી તેઓ માતાનાં કેશ પોતાના ખોળામાં લઈ ઘેર આવ્યા. તેમની એવી ધારણા હતી કે, આ કેશોને જ્યારે હું જોઈશ ત્યારે માતાનું સ્મરણ થશે અને માતાના કેશોનું દર્શન પણ થશે.

દીક્ષા લીધા બાદ અંજના તથા પવનકુમાર સંયમનું બરાબર પાલન કરવા લાગ્યા. સંયમનું યથાવિધ પાલન કરતી અંજના સતી કાળધર્મ પામી સ્વર્ગમાં ગયા અને ત્યાંથી મહાવિદેહ ક્ષેત્રમાં જન્મ લઈ મોક્ષ જશે.

અહીં અંજના સતીની કથા સમાપ્ત થાય છે. આ કથાનો સાર એ જ છે કે, જેઓ મોહ ઉપર વિજય પ્રાપ્ત કરી ધર્મ ઉપર દૃઢ શ્રદ્ધા રાખશે અને ધર્મના માર્ગે ચાલવામાં પરાક્રમ કરશે તેઓ અવશ્ય આત્માનું કલ્યાણ સાધી શકશે.

ૐ શાન્તિ!　　શાન્તિ!!　　શાન્તિ!!!



## અમદાવાદ ચાતુર્માસની પૂર્ણાહુતિ અને ક્ષમાપ્રાર્થના

ઉપદેશનું કામ મુશ્કેલ હોય છે, એટલા માટે જો મારા કોઈ કથનથી આ ચાતુર્માસ દરમ્યાન કોઈને કોઇ પ્રકારનું દુઃખ લાગ્યું હોય તો હું તેમને ખમાવું છું. હું તમને લોકોને જે કાંઇ કહું છું તે તમારા કલ્યાણને માટે જ કહું છું. તેમ છતાં મારી જે વાત શાસ્ત્ર-સમ્મત અને તમારા આત્માને રૂચિકર લાગે તેજ વાતને માનો અને શેષ વાતોને છોડી દો. વિતરાગ પ્રવચન વિષે એવી શ્રદ્ધા રાખો કેઃ—

**तुमेव सच्चं निस्संकिय जं जिणेहिं पव्वेइयं ।**

**અર્થાત્—વીતરાગ ભગવાને જે વચનો કહ્યાં છે તેજ વચનો પ્રમાણભૂત છે. જે રાગદ્વેષથી યુક્ત છે તેમનાં કહેલાં વચનો પ્રમાણભૂત નથી. હું તમને અન્તમાં એટલું જ કહું છું કે, જે વાત સત્ય હોય તેનો સ્વીકાર કરો અને જે વાત અસત્ય હોય તેનો સ્વીકાર ન કરો.**

**ૐ શાન્તિ ! શાન્તિ !! શાન્તિ !!!**

અમદાવાદ ચાતુર્માસ

**શાસ્ત્રીય વ્યાખ્યાનો સંપૂર્ણ.**



<u>શ્રીમાન્ વિનયચંદ્રજી કુંભટવિરચિત</u>

# ચોવીશ જિનસ્તવનાવલી

[ ચતુર્વિંશતી-જિનસ્તવન ]

[ પૂજ્યશ્રી જવાહિરલાલજી મહારાજશ્રી હમેશાં વ્યાખ્યાનના પ્રારંભમાં ઘણાં વર્ષોથી જે જિનસ્તવન પ્રાર્થનારૂપે બોલે છે અને તે ઉપર પોતાનાં ભાવપૂર્ણ વિચારો વ્યક્ત કરે છે તે જિનસ્તવનો અત્રે આપવામાં આવે છે. ]

## ૧—ઋષભદેવ સ્તવન

[ ઉમાંદે ભટિયાણી હો—એ દેશી ]

શ્રી આદીશ્વર સ્વામી હો,
પ્રણમૂં સિર નામી તુમ ભણી, પ્રભુ અંતરયામી આપ; ।
મો[૧] પર મ્હેર કરીજે હો,
મેટીજે[૨] ચિંતા મન તણી, મારાં કાટો[૩] પુરાકૃત[૪] પાપ; ॥ શ્રી૦ ૧ ॥
આદિ ધરમકી કીધી હો,
ભર્ત ક્ષેત્ર સર્પણી[૫] કાલ મેં, પ્રભુ જુગલ્યા[૬] ધર્મ નિવાર[૭]; ।
પહલા નરવર[૮] મુનિવર હો,
તીર્થંકર જિન હુઆ કેવલી, પ્રભુ તીર્થ થાપ્યાં ચાર. ॥ શ્રી૦ ૨ ॥
મા 'મરુદેવી' દેવ્યા થારાં[૯] હો;
ગજ હોદ્દે મોક્ષ પધારીયાં, તુમ જન્મ્યા હિ પ્રમાણ; ।
પિતા 'નાભિ' મહારાજા હો,
ભવ દેવ તણો કરી નર થયા, પછે પામ્યા પદ નિરવાણ. ॥ શ્રી૦ ૩ ॥
ભરતાદિક સો નન્દન[૧૦] હો,
બે પુત્રી 'બ્રાહ્મી' 'સુન્દરી', પ્રભુ એ થારાં[૧૧] અંગજાત;[૧૨] ।
સઘલાઈ કેવલ પાયા હો,
સમાયા અવિચલ જોત મેં, પ્રભુ ત્રિભુવન મેં વિખ્યાત. ॥ શ્રી૦ ૪ ॥
ઇત્યાદિક બહુ તાર્યા હો,
જિણકુલમેં પ્રભુ તુમ ઉપન્યા, કાંઈ આગમમેં અધિકાર; ।
અવર અસંખ્ય તાર્યા હો,
ઉધાર્યા સેવક આપરા[૧૩], પ્રભુ સરણા સાધાર[૧૪]. ॥ શ્રી૦ ૫ ॥

---

૧–મારા પર; ૨–મટાડો; ૩–કાપ; ૪–પહેલાં કરેલાં ૫–હાલ વર્તી રહ્યો છે તે છ આરાવાળો અવસર્પિણી ( ઉતરતો ) કાળ; ૬–જુગલિયાં મનુષ્યનાં કર્ત્તવ્ય, ૭–ટાળીને; ૮–નરપતિ–રાજા. ૯–તારી; ૧૦–પુત્ર; ૧૧–તારાં ૧૨–સંતાન; ૧૩–આપના; ૧૪–આધાર સહિત.

અશરણ શરણ કહીજે હો,
પ્રભુ બિરદ વિચારો સાહિબા, કાંઈ અહો ગરીબ નિવાજ; ।
શરણ તિહારી આયો[1] હો,
હું ચાકર જિન ચરણાં તણો, મ્હારી સુનિએ અરજ અવાજ ॥ શ્રી૦ ૬ ॥
તુમ કરુણાકર ઠાકુર હો,
પ્રભુ ધર્મ દિવાકર જગગુરૂ, મારાં ભવદુઃખ દુષ્કૃત ટાલ; ।
'વિનયચન્દ'ને આપો હો,
પ્રભુ નિજ ગુણસંપત શાશ્વતી, પ્રભુ દીનાનાથ દયાલ. ॥ શ્રી૦ ૭ ॥



## ૨—શ્રી અજિતનાથ સ્તવન

**[ કુવ્યસન મારગ માથેરે ધીક ધીક-એ દેશી ]**

શ્રી જિન અજિત નમો જયકારી, તું દેવનકો દેવજી; ।
"જિતશત્રુ" રાજા ને "વિજયા" રાણીકો, આતમજાત ત્વમેવજી; ।
શ્રી જિન અજિત નમો જયકારી. ॥ શ્રી૦ ૧ ॥
દૂજા દેવા અનેરા જગમેં, તે મુજ દાય[2] ન આવેજી; ।
તહ મને તહ વચને હમને, તુંહી જ અધિક સુહાવેજી. ॥ શ્રી૦ ૨ ॥
સેવ્યા દેવ ઘણા ભવભવમેં, તો મુજ ગરજ ન સારીજી ।
અબ કૈ શ્રી જિનરાજ મિલ્યો તૂ, પૂરણ પર ઉપકારીજી. ॥ શ્રી૦ ૩ ॥
ત્રિભુવનમેં જસ ઉજ્જવલ તેરો, ફૈલ રહ્યો જગ જાણેજી; ।
વંદનીક પૂજનીક સકલકો, આગમ એક વખાણેજી. ॥ શ્રી૦ ૪ ॥
તૂ જગજીવન અંતરજામી, પ્રાણ આધાર પિયારોજી; ।
સબ વિધિ લાયક સંતસહાયક, ભક્ત વછલ બિરુદ[3] થારોજી. ॥ શ્રી૦ ૫ ॥
અષ્ટસિદ્ધિ નવ નિધિકો દાતા, તો સમ અવર ન કોઈજી; ।
વાધે તેજ સેવકકો નિશદિન, જેથ તૈથ[4] જ હોયજી. ॥ શ્રી૦ ૬ ॥
જ્ઞાન દર્શન સંપત્તિ લે, ઈશ ભયો અવિકારીજી; ।
અવિચલ ભકિત 'વિનયચંદ'કુ, દ્યો તો જાણું રીઝ તુમારીજી ॥ શ્રી૦ ૭ ॥



## ૩—શ્રી સંભવનાથ સ્તવન

**[ આજ મારા પાસજી ને ચાલો બંદન જઈએ-એ દેશી ]**

આજ મ્હારા સંભવ જિનકે, હિતચિત્તસું[5] ગુણ ગાસ્યાં,
મધુર મધુર સ્વર રાગ અલાપી[6], ગહરે[7] શબ્દ ગુંજાસ્યાં[8] રાજ;
આજ મ્હારા સંભવ જિનકે, હિતચિત્તસું ગુણ ગાસ્યાં. ॥ ૧ ॥

---

૧-આવ્યો; ૨ પસંદગીમાં, નજરમાં. ૩ લાયકાત, ભૂષણ. ૪ જ્યાંત્યાં. ૫ શુભ મનથી. ૬ લલકારી. ૭-ગંભીર. ૮ ધૂન લગાવીશું.

નૃપ "જિતારથ" "સેન્યા" રાણી, તસ સુત સેવક થાસ્યાં ।
નવધા[1] ભક્તિ ભાવસોં કરને, પ્રેમ મગન હુઈ જાસ્યાં, રાજ ॥ આ૦ ૨ ॥
મન બચ કાય લાય[2] પ્રભુ સેતી,[3] નિસ દિન માસ ઉસાસ્યાં ।
સંભવ જિનકી મોહની મૂરતિ હિયે નિરંતર ધ્યાસ્યાં, રાજ. ॥ આ૦ ૩ ॥
દીન દયાલુ દીન-બંધવ કે, ખાનાજાદ[4] કહાસ્યાં; ।
તન ધન પ્રાણ સમર્પી પ્રભુકો, ઈનિ પર બેગ[5] રીઝાસ્યાં, રાજ, ॥ આ૦ ૪ ॥
અષ્ટ કર્મદલ અતિ જોરાવર, તે જીત્યાં સુખ પાસ્યાં ।
જાલમ મોહ માર કો જામેં, સાહસ કરી ભગાસ્યાં, રાજ. ॥ આ૦ ૫ ॥
ઉબટ[6] પંથ તજી દુરગત કો, શુભ ગતિ પગ સંભાસ્યાં[7];
આગમ અર્થ તણે અનુસારે, અનુભવ દશા અભ્યાસ્યાં [8]રાજ. ॥ આ૦ ૬ ॥
કામ, ક્રોધ, મદ, લોભ, કપટ, તજી, નિજ ગુણસું લવલાસ્યાં[9]; ।
'વિનયચંદ' સંભવ જિન તૂઠયાં[10] આવાગમન મિટાસ્યાં રાજ. ।
આજ મ્હારા સંભવ જિન કે હિતચિત્તસું ગુણ ગાસ્યાં, રાજ. ॥ આ૦ ૭ ॥

—□■□—

## ૪—શ્રી અભિનન્દનનાથ સ્તવન

**[ આદર જીવ ક્ષમા ગુણ આદર-એ દેશી ]**

શ્રી અભિનન્દન દુઃખનિકન્દન, વંદન પૂજન જોગજી; ।
આશા પૂરો ચિંતા ચૂરો, આપો સુખ આરોગજી. ॥ શ્રી૦ ૧ ॥
'સંબર' રાય 'સિદ્ધારથા' રાણી, તેહનો આતમજાતજી; ।
પ્રાણ પિયારો સાહબ સાંચો, તુંહી માત ને તાતજી. ॥ શ્રી૦ ૨ ॥
કેઈ એક સેવ કરે શંકરકી, કેઈ એક ભજે મુરારીજી; ।
ગનપતિ સૂર્ય ઉમા[11] કેઈ સુમરે, હું સમરું અવિકારીજી[12]. ॥ શ્રી૦ ૩ ॥
દૈવ કૃપાસું પામે લક્ષ્મી, સો ઈનિ ભવનકો સુખજી; ।
તો તૂઠયાં ઈનિ ભવ-પરભવમેં, કદેઇ[13] ન વ્યાપે દુઃખજી. ॥ શ્રી૦ ૪ ॥
જદપિ ઈન્દ્ર નરેંદ્ર નિવાજે,[14] તદપી કરત નિહાલજી. ।
તૂ પૂજનિક નરેંદ્ર ઈંદ્ર કો, દીનદયાલ કૃપાલજી. ॥ શ્રી૦ ૫ ॥
જબલગ આવાગમન ન છૂટે, તબ લગ એ અરદાસજી;[15] ।
સંપત્તિ સહિત જ્ઞાન-સમકિત ગુણ, પાઉં દઢ વિશવાસજી. ॥ શ્રી૦ ૬ ॥
અધમ ઉધારન બિરુદ તિહારો, ચાવો[16] ઈણ સંસારજી; ।
લાજ 'વિનયચન્દ, કી અબ તો તે, ભવનિધિ પાર ઉતારજી. ॥ શ્રી૦ ૭ ॥



૧ નવ પ્રકારની. ૨ લાવીને, આણીને, લગાવીને, ૩-થી, થકી. ૪ અસલ, કુલીન, ૫ તરત. ૬ ઉલટા. વિપરીત. ૭ પ્રકાશ કરીશું. ૮ અભ્યાસ કરીશું. ૯ લવલીન થઈશું. ૧૦ પ્રસન્ન થયે. ૧૧-પાર્વતી. ૧૨-નિર્વિકાર સિદ્ધદેવ. ૧૩-કયારેય પણ. ૧૪-પ્રસન્ન થાય ૧૫-અરજ, પ્રાર્થના. ૧૬-પ્રખ્યાત, જાહેર.

## ૫—શ્રીસુમતિનાથ સ્તવન

**[ શ્રી શીતલ જીન સાહિબાજી—એ દેશી ]**

સુમતિ જીણેસર સાહિબાજી, 'મેઘરથ' નૃપ નો નંદ; ।
'સુમંગલા' માતા તણો, તનય સદા સુખ–કન્દ ।
પ્રભુ ત્રિભુવન તિલોજી. ॥ ૧ ॥
પ્રભુ ત્રિભુવન તિલોજી, સુમતિ સુમતિ દાતાર; ।
મહા મહિમા નીલોજી,[૧] પ્રણમું વાર હજાર. ॥ પ્રભુ૦ ૨ ॥
મધુકરનો મન મોહિયોજી, માલતી કુસુમ સુવાસ ।
ત્યું મુઝ મન મોહ્યો સહી, જીન–મહિમા સુવિમાસ.[૨] ॥ પ્રભુ૦ ૩ ॥
જ્યું પંકજ[૩] સૂરજમુખીજી, વિકસે સૂર્ય પ્રકાશ; ।
ત્યું મુજ મનડો ગહ ગયો, સુન જિન ચરિત હુલાસ. ॥ પ્રભુ૦ ૪ ॥
પપઈયો પિયુ પિયુ કરેજી, જાન વૃષા ઋતુ મેહ; ।
ત્યું મો મન નિશદિન રહો, જિન સમરનસું નેહ. ॥ પ્રભુ૦ ૫ ॥
કામભોગની લાલસારે, થિરતા ન ધરે મન્ન; ।
પિણ તુમ ભજન–પ્રતાપથી, દાઝે દુરમતિ વન્ન. ॥ પ્રભુ૦ ૬ ॥
ભવનિધિ પાર ઉતારિયેરે, ભક્ત વચ્છલ[૪] ભગવાન; ।
'વિનયચન્દ' ની વીનતી, તુમ[૫] માનો કૃપાનિધાન. ॥ પ્રભુ૦ ૭ ॥

## ૬ શ્રી—પદ્મપ્રભુ સ્તવન

**[ નાથ કૈસે ગજકો બંધ છુડાયો—એ દેશી ]**

પદ્મ પ્રભુ પાવન નામ તિહારો, પતિત ઉધારન હારો,
જદપિ ધીવર[૬] ભીલ કસાઈ, અતિ પાપિષ્ટ જમારો;
તદપિ જીવહિંસા તજ પ્રભુ ભજ, પાવૈ ભવનિધિ પારો. ॥ પદ્મ૦ ૧ ॥
ગો બ્રાહ્મણ પ્રમદા બાલક કી, મોટી હત્યાચ્યારો; ।
તેહનો કરણહાર પ્રભુ ભજને, હોત હત્યાસું ન્યારો. ॥ પદ્મ૦ ૨ ॥
વેસ્યા ચુગલ છિનાર જુવારી, ચોર મહાવટ[૭] મારો; ।
જો ઈત્યાદિ ભજે પ્રભુ તોને, તો નિવૃત્ત સંસારો. ॥ પદ્મ૦ ૩ ॥
પાપ પરાલ કો પુંજ બન્યો અતિ, માનું મેરુ આકારો; ।
તે તુમ નામ હુતાશન સેતી, સહસા પ્રજ્વલત સારો. ॥ પદ્મ૦ ૪ ॥
પરમ ધરમકો મરમ મહારસ, સો તુમ નામ ઉચ્ચારો; ।
યા સમ મંત્ર નહિ કોઈ દૂજો, ત્રિભુવન મોહનગારો. ॥ પદ્મ૦ ૫ ॥
તો સમરન બિન ઈણ કલિયુગમેં, અવર ન કોઈ આધારો; ।
મૈં બલિ[૮] જાઉં તો[૯] સમરન પર, દિન દિન પ્રિત વધારો. ॥ પદ્મ૦ ૬ ॥
"સુષિમા" રાણીકા અંગજાત તું, "શ્રીધર" રાય કુમારો; ।
"વિનયચન્દ" કહે નાથ નિરંજન, જીવન પ્રાણ હમારો. ॥ પદ્મ૦ ૭ ॥

---

૧-ઘર, ધામ. ૨-સારીરીતે વિચારીને ૩-કમળ. ૪-જેને ભકતો પ્રિય છે એવા. ૫ તમે ૬ મચ્છીમાર ૭ મોટા વાટપાડુ ૮ વારી જાઉં ૯ તારા.

## ૭—શ્રી સુપાર્શ્વનાથ સ્તવન

**[ પ્રભુજી દીનદયાલ, સેવક શરણે આયો—એ દેશી ]**

'પ્રતિષ્ઠ' નરેશ્વર કો સુત, 'પૃથ્વી' તુમ મહતારી; ।
સુગણુ સ્નેહી સાહબ સાચો, સેવકને સુખકારી. ॥
શ્રી જિનરાજ સુપાસ પૂરો આશ હમારી. ॥ ટેર ॥ શ્રી૦ ૧ ॥
ધર્મ કામ ધન મોક્ષ ઈત્યાદિક, મનવાંછિત સુખ પૂરો; ।
બાર–બાર મુઝ યેહી બિનતી, ભવ-ભવ ચિંતા ચૂરો. ॥ શ્રી૦ ૨ ॥
જગત શિરોમણી ભક્તિ તિહારી, કલ્પવૃક્ષ સમ જાણું; ।
પૂરણુ બ્રહ્મ પ્રભુ પરમેશ્વર, ભવ–ભવ તોય પિછાણું. ॥ શ્રી૦ ૩ ॥
હું સેવક તું સાહબ મેરો, પાવન પુરુષ વિજ્ઞાની; ।
જનમ–જનમ જિત[૧] તિત જાઉં તો, પાલો પ્રીતિ પુરાની. ॥ શ્રી૦ ૪ ॥
તારણુ–તરણુ અશરણુ–શરણુકો, બિરુદ ઈસ્યો તુમ સોહે; ।
તો સમ દીન–દયાલ જગતમેં, ઈન્દ્ર નરેન્દ્ર ન કોહે. ॥ શ્રી૦ ૫ ॥
શંભુ રમણુ બડો સમુદ્રો મેં, શૈલ[૨] સુમેર વિરાજે; ।
તું ઠાકુર ત્રિભુવનમેં મોટો, ભક્ત કીયાં દુઃખ ભાજે ॥ શ્રી૦ ૬ ॥
અગમ અગોચર તું અવિનાશી, અલખ અખંડ અરૂપી; ।
ચાહત દરસન 'વિનયચંદ' તેરો, સચ્ચિદાનંદ સ્વરૂપી. ॥ શ્રી૦ ૭ ॥

## ૮—શ્રી ચંદ્રપ્રભુ સ્તવન

**[ ચૌકની દેશી ]**

જય જય જગત શિરોમણિ, હૂં સેવક ને તૂં ધની, ।
અબ તૌસું ગાઢી બણી, પ્રભુ આશા પૂરો હમ તણી; ॥
મુઝ મ્હેર કરો ચંદ્ર પ્રભુ, જગજીવન અંતર જામી,
ભવ દુઃખ હરો, સુનિએ અરજ હમારી ત્રિભુવનસ્વામી. ॥ મુઝ૦ ૧ ॥
'ચંદપુરી' નામે નગરી હતી, 'મહાસેન' નામે નરપતિ; ।
રાણી શ્રી 'લિખમા' સતી, તસુ નન્દન તૂ ચઢતી રતિ. ॥ મુઝ૦ ૨ ॥
તૂ સર્વજ્ઞ મહાજ્ઞાતા, આતમ અનુભવ કો દાતા; ।
તો તૂઠાં લહિયે સાતા, ધન્ય ધન્ય જે જગમેં તુમ ધ્યાતા ॥ મુઝ૦ ૩ ॥
શિવ–સુખ પ્રાર્થના કરશું, ઉજ્જવલ ધ્યાન હિયે ધરશું; ।
રસના તુમ મહિમા પરશું[૩] પ્રભુ ઈન વિધ ભવસાગરસે તરસું. ॥ મુઝ૦ ૪ ॥
ચંદ્ર ચકોરન ટે મનમેં, ગાજ અવાજ હુએ ઘનમેં; ।
પ્રિય અભિલાષા જ્યોં ત્રિય[૪] તનમેં, પ્રભુ જ્યું વસિએ મો ચિત્ત મનમેં ॥ મુઝ૦ ૫ ॥
જો સુજનર સાહબ તેરી, તો માનો વિનતી મેરી; ।
કાટો કરમ ભરમ બેરી, પ્રભુ પુનરપિ ન ફરું ભવ-ફેરી. ॥ મુઝ૦ ૬ ॥
આત્મજ્ઞાન દશા જાગી, પ્રભુ તુમ સેતી લવલ્યા લાગી; ।
અન્ય દેવ ભ્રમના ભાંગી, 'વિનયચંદ' તિહારો અનુરાગી. ॥ મુઝ૦ ૭ ॥

---

૨ જ્યાં ત્યાં. ૨ પર્વત. ૩ સ્પર્શ કરશું. ૪ સ્ત્રી.

## ૯—શ્રી પુષ્પદંત સ્તવન

**[ બુઢાપો વેરી આઇઓ—એ દેશી ]**

'કાકંદી' નગરી ભલી હો, શ્રી 'સુગ્રીલ' નૃપાલ, ।
'રામા' તસુ પટરાયની[1] હો, તસ સુત પરમ કૃપાલ ॥
શ્રી સુવિધિ જિણેસર બંદિએ હો. ॥ ટેર ॥ શ્રી૦ ૧ ॥
ત્યાગી પ્રભુતા રાજની હો, લીધો સંજમ ભાર; ।
નિજ આતમ-અનુભવથી હો, પાયા પદ અવિકાર. ॥ શ્રી૦ ૨ ॥
અષ્ટકર્મનો રાજવી હો, મોહ પ્રથમ ક્ષય કીન; ।
શુદ્ધ સમકિત ચારિત્રનો, હો પરમ ક્ષાયક ગુણ લીન. ॥ શ્રી૦ ૩ ॥
જ્ઞાનાવરણી દર્શનાવરણી હો, અંતરાય કિયો અંત; ।
જ્ઞાન દર્શન બલ એ ત્રિહૂં હો, પ્રગટ્યા અનંતા અનંત ॥ શ્રી૦ ૪ ॥
અવ્વાબાહ[2] સુખ પામિયો હો, વેદની કરમ ખપાય; ।
અવગાહના[3] અટલ[4] લહીયો, આયુ ક્ષય કરે જિનરાય. ॥ શ્રી૦ ૫ ॥
નામ કરમનો ક્ષય કરી હો, અમૂરતિક કહાય; ।
અગુરુલઘુપણો અનુભવ્યો હો, ગોત્ર કરમથી મૂકાય. ॥ શ્રી૦ ૬ ॥
અષ્ટગુણાકાર ઓળખ્યો હો, જોતી સ્વરૂપ ભગવંત; ।
'વિનયચંદ, કે ઉર વસો હો, અહો નિજ પ્રભુ પુફદંત. ॥ શ્રી૦ ૭ ॥

---

## ૧૦—શ્રી શીતલનાથ સ્તવન

**[ જીંદવારી—દેશી ]**

શ્રી 'દઢરથ' નૃપતિ પિતા, 'નન્દા' થારી માય; ।
રોમ રોમ પ્રભુ મો ભણી, શીતલ નામ સુહાય. ॥ જય૦ ૧ ॥
જય જય જિન ત્રિભુવન ધણી, કરુણાનિધિ કીરતાર; ।
સેવ્યાં સુરતરુ જેહવો, વાંછિત સુખ દાતાર. ॥ જય૦ ૨ ॥
પ્રાણ પિયારો તૂ પ્રભૂ, પતિવરતા પત્ની જેમ; ।
લગન નિરંતર લગ રહી, દિન-દિન અધિકો પ્રેમ. ॥ જય૦ ૩ ॥
શીતલ ચંદનની પરે, જપતાં નિશ દિન જાપ; ।
વિષય કષાયથી ઉપની, મેટો ભવ-દુઃખ તાપ. ॥ જય૦ ૫ ॥
આર્ત્ત રૌદ્ર પરિણામથી, ઉપજે ચિંતા અનેક; ।
તે દુઃખ કાપો માનસી, આપો અચલ વિવેક. ॥ જય૦ ૫ ॥
રોગાદિક ક્ષુધા તૃષા, શસ્ત્ર અશસ્ત્ર પ્રહાર; ।
સકલ શરીરી દુઃખ હરો, દિલ શું વિરુદ વિચાર. ॥ જય૦ ૬ ॥
સુપ્રસન્ન હો શીતલ પ્રભુ, તૂ આશા વિસરામ; ।
'વિનયચન્દ' કહે મો ભણી, દેજે મુકિત મુકામ. ॥ જય૦ ૭ ॥

---

૧-પટ્ટરાણી. ૨-બાધા ન આવે એવું. ૩—અવકાશ, જગ્યા રોકવી તે. ૪--ટળે નહિ એવી, શાશ્વત, અખંડ.

## ૧૧–શ્રી શ્રેયાંસનાથ સ્તવન

[ રાગ કાફી—દેશી હોલી ]

ચેતન જાણુ કલ્યાણુ કરન કો, આન મિલ્યો અવસર રે, ।
શાસ્ત્ર પ્રમાન પિછાન પ્રભુ ગુન, મન ચંચલ થિર કર રે; ॥
શ્રેયાંસ જિણુંદ સુમર રે. ॥ ટેર ॥ શ્રે૦ ૧ ॥
સાસ ઉસાસ વિલાસ ભજનકો, દૃઢ વિશ્વાસ પકર રે; ।
અજપાભ્યાસ[1] પ્રકાશ હિયે બીચ, સો સમરન જિનવર રે ॥ શ્રે૦ ૨ ॥
કંદર્પ[2] ક્રોધ લોભ મદ માયા, યે સબહિ પરિહર રે; ।
સમ્યક્‌દૃષ્ટિ સહજ સુખ પ્રગટે, જ્ઞાન–દશા અનુસર રે. ॥ શ્રે૦ ૩ ॥
જૂઠ પ્રપંચ જોબન તન ધન અરુ, સજન સનેહી ઘર રે; ।
છિનમેં છોડ ચલે પર ભવકો, બાંધ શુભાશુભ થર રે. ॥ શ્રે૦ ૪ ॥
માનસ જનમ પદારથ જિનકી, આશા કરત અમર રે; ।
તે પૂરવ સુકૃત કરિ પાયો, પરમ ધરમ દિલ ધર રે. ॥ શ્રે૦ ૫ ॥
'વિશ્વસેન' નૃપ 'વિશ્વા' રાણીકો, નંદન તૂ ન વિસર રે; ।
સહજે મિટે અજ્ઞાન અવિદ્યા, મોક્ષ પંથ પગભર રે. ॥ શ્રે૦ ૬ ॥
તૂ અવિકાર વિચાર આતમ ગુન, ભ્રમ–જંજાલ ન પર રે, ।
પૂદ્‌ગલ ચાય[3] મિટાય 'વિનયચંદ', તે જિન તૂં ન અવર રે. ॥ શ્રે૦ ૭ ॥

---

## ૧૨–શ્રી વાસુપૂજ્ય સ્તવન

[ તેરી કુલસી દેહ પાલક મેં પલટે—એ દેશી ]

પ્રણુમૂં વાસુ પૂજ્ય જિન નાયક, સદા સહાયક તૂ મેરો; ।
વિષમ વાટ ઘાટ ભય થાનક, પરમ શ્રેય શરનો તેરો ॥ પ્રણુમું૦ ૧ ॥
ખલ દલ પ્રબલ દુષ્ટ અતિ દારૂણ, જ્યોં ચૌ તરફ દિયે ઘેરો; ।
તો પિણુ કૃપા તુમારી પ્રભુજી, અરિયન હોય પ્રગટે ચેરો ॥ પ્રણુમું૦ ૨ ॥
વિષમ પ્રહાર ઉજાર વિચાલે, ચોર કુમાત્ર કરે હેરો;[4] ।
તિણુ વિરિયાં[5] કરિએ તો સમરણુ, કોઇ ન છીન[6] સકે ડેરો. ॥ પ્રણુમું૦ ॥ ૩ ॥
રાજા પાદશાહ જો કોઈ કોપે, અતિ તકરાર કરે છેરો;[7] ।
તદપિ તૂ અનુકૂલ હુવે તો, છિનમેં છૂટ જાય ફેરો.[8] ॥ પ્રણુમું૦ ૪ ॥
રાક્ષસ ભૂત પિશાચ ડાકિનિ, સાકિની ભય નાવે નેરો; ।
દુષ્ટ મુષ્ટ છલ છિદ્ર ન લાગે, પ્રભુ તુમ નામ ભજે ગહેરો.[9] ॥ પ્રણુમું૦ ૫ ॥

---

૧–પ્રભુ નામનું અખંડ રટણ કરવાનો અભ્યાસ. ૨ કામદેવ. ૩–ઇચ્છા, ૪ હુમલો કરવો તે. ૫ વેળાએ, વખતે. ૬ છીનવી, ૭–છેડ, રજાડ. ૮–પાછળ પડવું તે. ૯ બહુ જ વધારે.

વિસ્ફોટક કુષ્ટાદિક સંકટ, રોગ અસાધ્ય મિટે દેહરો;[1] ।
વિષ પ્યાલા અમૃત હો પ્રગમે, જો વિશ્વાસ જિનેંદ્ર કેરો ॥ પ્રણમું૦ ૬ ॥
માત 'જયા' 'વસુ' નૃપ કે નંદા, તત્ત્વ જથારથ બુધ પ્રેરો ।
બે કર જોડ 'વિનયચન્દ' વિનવે, વેગ મિટાવો મુઝ ભવફેરો ॥ પ્રણમું૦ ૭ ॥



## ૧૩–શ્રી વિમલનાથ સ્તવન

**[ અહો શિવપુર નગર સોહામણો—એ દેશી ]**

વિમલ જિણેસર સેવિએ, થારી[2] બુદ્ધિ નિર્મલ હો જાય રે, ।
જીવા ! વિષય–વિકાર વિસારને, તૂ મોહની કર્મ ખપાયરે; ॥
જીવા ! વિમલ જિણેસર સેવિએ. ॥ જીવા૦ ૧ ॥
સૂક્ષ્મ[3] સાધારણપણે,[4] પ્રત્યેક[5] વનસ્પતિ માંય રે ।
જીવા ! છેદન ભેદન તેં સહ્યા, મર-મર ઉપજ્યો તિણ[6] કાય રે; ॥ જીવા૦ ૨ ॥
કાલ અનંત તિહાં ગયો, તેહના દુઃખ આગમથી સંભાલ રે, ।
જીવા ! પૃથ્વી અપ તેઉ વાયમેં, રહ્યો અસંખ્યાસંખ્ય કાલ રે. ॥ જીવા૦ ૩ ॥
એકેન્દ્રીસું બેઈન્દ્રી થયો, પુન્યાઈ અનંતી વૃદ્ધ[7] રે, ।
જીવા ! સંન્ની[8] પંચેંદ્રી લગે પુન્ય બંધ્યાં, અનન્તાનન્ત પ્રસિદ્ધ રે. ॥ જીવા૦ ૪ ॥
દેવ નરક તીર્યંચ મેં, અથવા માનવ ભવ નીચ રે; ।
જીવા ! દીનપણે દુઃખ ભોગવ્યાં, ઈણ પર ચારો ગતિ બિચ રે; ॥ જીવા૦ ૫ ॥
અબકે ઉત્તમ કુલ મિલ્યો, ભેટ્યા ઉત્તમ ગુરૂ સાધ રે; ।
જીવા ! સુણ જીન બચન સનેહસું, તું સમકિત વૃત્ત શુદ્ધ આરાધ રે. ॥ જીવા૦ ૬ ॥
પૃથિવીપતિ "કૃતભાનુ" કો "સામા" રાણી કો કુમાર રે, ।
જીવા ! 'વિનયચંદ' કહે તે પ્રભૂ, સિરસેહરો[9] હિયડારો[10] હારરે; ॥ જીવા૦ ૭ ॥



## ૧૪–શ્રી અનન્તનાથ સ્તવન

**[ વેગા પધારો રે મ્હેલથી—એ દેશી ]**

અનંત જિનેસર નિત નમો, અદ્‌ભૂત જ્યોતિ અલેખ, ।
ના કહીયે ના દેખીયે, જાકે રૂપ ન રેખ; ॥ અનંત૦ ૧ ॥
સૂક્ષ્મથી સૂક્ષ્મ પ્રભુ ચિદાનન્દ ચિદ્રૂપ, ।
પવન શબ્દ આકાશથી, સૂક્ષ્મ જ્ઞાન સ્વરૂપ; ॥ અનંત૦ ૨ ॥
સકલ પદારથ ચિંતવું, જે જે સૂક્ષ્મ હોય ।
તિણથી તૂ સૂક્ષ્મ મહા, તો સમ અવર ન કોય; ॥ અનંત૦ ૩ ॥
કવિ પંડિત કહી કહી થકે, આગમ અર્થ વિચાર, ।
તો પણ તુમ અનુભવ તિકો, ન સકે રસના ઉચ્ચાર; ॥ અનંત૦ ૪ ॥

---

૧–દેહનો. ૨–તારી. ૩–૪–૫–વનસ્પતિની ત્રણ જાત. ૬–તે શરીરમાં. ૭–વૃદ્ધિ. ૮–સંજ્ઞી–મનવાળા. ૯–મોતીની કલગી ૧૦—હૃદયનો

